# પ્રસ્તાવના

મારા 'પ્રાતઃસ્મરણીય મહાત્મા ગાંધીજી,' એ પુસ્તકને ગુજરાતની જનતાએ ને વિદ્વાન વિવેચકોએ, જે ઉમળકાભર્યો અને સહૃદયતાભર્યો, આવકાર આપ્યો, તેથી પ્રેરાઈ મેં, જવાહરલાલજીનું જીવનચરિત્ર આરંભ્યું. જવાહરની જીવનકથાનું કાર્ય ગાંધીજીની જીવનકથા લખવા કરતાં વધારે દુષ્કર હતું, કારણ કે, ગાંધીજીની જીવનલીલા સંકેલાઈ ગઈ છે, જ્યારે જવાહરની હજી પાંગર્યા કરે છે, નવાં નવાં ક્ષેત્રો એક પછી એક સર કરતી જાય છે, અને નિત્યનવીન, નિત્ય વિકાસશીલ, ક્ષણે ક્ષણે, નવા નવા મધુર અંકુરો પ્રગટાવતી એવી એમની જીવનસરિતાને એક જ ગ્રન્થમાં ગ્રન્થસ્થ કરવાનું મોટામાં મોટું ભયસ્થાન એ છે, કે, ગ્રન્થ છપાય ત્યાં સુધીમાં, તો એટલી બધી ત્વરિત ગતિથી નવા નવા પ્રસંગો બન્યા હોય, કે ગ્રન્થમાં લખેલું એ પુરાણું બની જાય.

જવાહરનું જીવન તો ગંગાના પ્રવાહ જેવું છે. ગંગોત્રીથી પ્રગટ થયાં પછી એનું નીર સારાય ઉત્તરપ્રદેશને પાવન કરતું, તથા માર્ગમાં અનેક ક્ષેત્રોને શસ્યસ્યામલ બનાવતું વહ્યે જાય છે. જવાહરનો જીવનપ્રવાહ પણ, એ પતિતપાવની, પુણ્યોદક ભાગીરથીની જેમ, ઉત્તર પ્રદેશમાંથી હિન્દમાં ને હિન્દમાંથી જગત ભરમાં વહે છે, અને વિશ્વના માનવમહેરામણ જોડે તદ્રૂપ થઈ જાય છે, છતાં, એ પોતાનું સ્વતંત્ર, મનોહારી ને પ્રેરણાદાયી વ્યક્તિત્વ જાળવી રાખે છે. ગંગામાં જેમ અનેક પ્રવાહો સ્થળેસ્થળેથી આવીને, એના પ્રવાહને સમૃદ્ધ કરતા જાય છે, તેમ જવાહરના જીવનમાં પણ એશિયાના અનેક પ્રવાહો આવીને એમના જીવનને તરબતર કરે છે. ને, તેથીજ એમનું જીવન તાઝગતાઝ નૌઝની બની રહે છે. જવાહરના આવા પ્રવાહને ઝીલવો એ તો ભગીરથ જેવો મહાપ્રતાપી ને તપસ્વી નરશ્રેષ્ઠજ કરી શકે. છતાં ય મેં હામ ભીડી, નાની શી હોડકી દ્વારા વિરાટ સાગર તરવાની કુચેષ્ટા કરી છે. એમાં યશ

કેટલે અંશે મળ્યો છે, તેની પરીક્ષા તો સારાસારબુદ્ધિવાળા વાચક ને વિવેચકવર્ગ ઉપર હું છોડી દઉં છું. રસની અંતિમ પરીક્ષા તો એમણે જ કરવાની છે.

જવાહર એ આંતરરાષ્ટ્રીય વ્યક્તિ છે, અથવા અન્ય પરિભાષામાં કહું તો એ વિશ્વનાગરિક છે. એમને હિન્દના કહેવા, એ, એમને મુક્તપંખીને સુવર્ણપિંજરમ પૂરી દેવા જેવું હીન કાર્ય છે. ગાંધીજી જેમજ આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે એમની પ્રતિષ્ જામી છે, એટલું જ નહિ, પણ એમના માનસપિતાથી એક ડગ આગળ વધીને જવાહરે, તો, આંતરરાષ્ટ્રીય પ્રવાસો આદર્યા છે. એ ચીન ને ઇન્ડોનેશિયા જાય છે એશિયાઈ તુર્કસ્તાન ને મલાયાનો પ્રવાસ આદરે છે, બ્રહ્મદેશ ને લંકાની મુસાફરી કરે છે. એમેરિકા જઈને ગાંધીજીની વાણી સંભળાવી આવે છે, તો રશીય જઈને, શાંતિનો સન્દેશો આપે છે. યુરોપના એકેએક દેશમાં એ ઘૂમી વળે છે. ને યુદ્ધથી જગતશાંતિ સ્થાપવી અશક્ય છે, એમ, બુલંદ અવાજે જગતને સંભળાવે છે. જીનીવામાં જગતના વડાઓની પરિષદ મળવાની હોય, તો, એ પરિષદમ તંગદિલી એમના પ્રયત્નને પરિણામે હળવી બને છે, એમ જગતભરના મુત્સદ્દીઓ કબૂલે છે.

ઇન્ડોનેશિયા આઝાદી માટે લડે છે, તો, એઓ દિલ્હીમાં ઇન્ડોનેશિયાના પ્ર પર વિચારણા કરવા એશિયાની પરિષદ બોલાવી, જગતને તથા 'યુરોપના જાલીમો પડકારે છે, કે, એશિયાને આઝાદી આપ્યા વિના હવે બીજો આરો નથી. ને, એ વર્ષની અંદર ઇન્ડોનેશિયાને આઝાદી મળે છે. કોરિયામાં યુદ્ધ ફાટી નીકળે છે, ત હિન્દ એમાં, શાંતિસ્થાપનામાં મહત્વનો ભાગ ભજવે છે. હિન્દી ચીનમાં યુદ્ધ ફા છે, તો, હિન્દ એમાં તહકુબી કરાવવામાં મહત્વનો ભાગ ભજવે છે. જવાહર દોરવણીથી એશિયા ને આફ્રિકાના પ્રદેશોની મહાપરિષદ બાન્ડુંગમાં મળે છે. દુનિયાની અર્ધી ઉપરાંત વસ્તીના પ્રશ્નો ત્યાં ચર્ચાય છે. અને એશિયા ત આફ્રિકાની પ્રજાની એકતાનો પાયો ત્યાં નંખાય છે.

આમ, યુરોપ, એશિયા, અમેરિકા, બધા ખંડોમાં જવાહરનું જાણે શાસ પ્રવર્તે છે. જગતમાં તંગદિલી ફેલાય તો એને હળવી કરવા બધાની આંખ હિ

પર, એટલે જવાહર પર ઠરે છે. ઈસ્તંબુલ ને રંગુન, જાકાર્તા ને પેકીંગ, વોશીંગ્ટન ને ન્યૂયોર્ક, મોસ્કો ને લેનીનગ્રાડ, બેલ્ગ્રેડ ને વૉરસૉ, તથા લંડન ને પેરીસ : ચોમેર જવાહરનો પડઘો જાણે સંભળાય છે કે : "અવેરથી વેરને જીતો : યુદ્ધની તૈયારી કરવાથી યુદ્ધનો અંત આવવાનો નથી."

જવાહરનું આ વિરાટ વ્યક્તિત્વ, જવાહરનો આ જગતવ્યાપી શાંતિનો પયગામ, વિશ્વની યુદ્ધભણીની—પછી તે ઠંડું યુદ્ધ હોય, કે ઉષ્માભર્યું હોય—ગતિને થંભાવી દે છે. જગતનાં રાષ્ટ્રો વિચાર કરતાં થઈ જાય છે કે આપણે ભીંત તો નથી ભૂલ્યા ? આપણે અવળપંથે તો નથી ચડ્યા ?

આમ જવાહરના જીવનનું ફલક અત્યંત વિશાળ છે. એ દેશકાળથી પર છે. જવાહર માત્ર રાજકીય પુરુષજ નથી. એમને રાજકીય મહાપુરુષ તરીકે ઓળખાવવા એ તો એમના જ્વલંત જીવનના એક જ પાસાંનું દર્શન છે. જવાહરે રાજકીય ક્રાન્તિજ નિર્માણ નથી કરી, પણ સાંસ્કૃતિક ને ધાર્મિક, આર્થિક ને કલાવિષયક, એમ સમગ્ર જીવનનાં મૂલ્યો એમણે બદલી નાંખ્યાં વર્ષોથી ગુલામીમાં સબડતી પ્રજાને મૃતપ્રાય દશામાંથી એમણે સંજીવની છાંટી, ને પાનખરમાંથી વસંતની બહાર પ્રગટાવી. એમણે અગ્નિથીયે સવિશેષ દાહક ગ્રીષ્મમાંથી, વર્ષાની શીતલતા વર્ષાવી. એમના રાજ્યમાં, માત્ર રાજપુરુષો જ નહિ, પણ, સાહિત્યકારો, ફિલસૂફો, વૈજ્ઞાનિકો, કલાકારો, ખેલાડીઓ તથા અભિનેતાઓનાં બહુમાન થાય છે. જવાહર ગુણજ્ઞ છે, કદરદાન છે અને જ્યાં જ્યાં એમને ગુણદર્શન થાય છે, એવા ઉત્તમોત્તમ પુરુષોની એઓ સહર્ષ કદર કરે છે. જવાહર આમ નવાં મૂલ્યોના નિર્માતા છે, નવી દૃષ્ટિના દાતા છે. આ રીતે ગાંધીજીના ક્ષેત્રો કરતાં નિરાળાં ક્ષેત્રોમાં જવાહર ભારતનું ઘડતર કરે છે ને પોતાના પ્રયત્નથી દુનિયાને દંગ કરી નાંખે છે.

જવાહર જન્મથી મહાન નહોતા. એઓ મહાન પિતાને ત્યાં જન્મ્યા હતા, એ ખરું. પણ જવાહરમાં જ જો પોતાનું વૈયક્તિક જવાહીર ન હોત, એમની સ્વકીય મહત્તા ન હોત તો, જવાહર અત્યારે બહુ બહુ તો અલ્લાહાબાદની વડી

અદાલતના સારા ધારાશાસ્ત્રી હોત, યા તો, ભારતની કોઈ વડી અદાલતના નિવૃત્ત ન્યાયાધીશ હોત: બહુ બહુ તો, એઓ, જે કાનૂન પંચ તાજેતરમાં નીમાયું તેના એકાદ સભ્યપદે હોત. પરન્તુ, જવાહરમાં જે જવાહીર હતું, જે આત્મીય પ્રતિભા હતી, તેને પરિણામે જ એઓ, આજે જગતમાં કેન્દ્રનું સ્થાન પ્રાપ્ત કરી રહ્યા છે અને પિતાનો વારસો શોભાવી શક્યા છે.

૮

જવાહરના ઘડતરમાં, ગાંધીજી જેવા પારસમણિનો ફાળો બેનમૂન છે. ગાંધીજીએ પારસમણિદ્વારા, અનેકના જીવનની પર જે ધૂળનાં પડ ચઢેલાં, તેને ઉખેડીને, એમના આંતરપ્રકાશને પ્રગટાવ્યો ને ઝળહળાવ્યો. ગાંધીજીએ જવાહરને માનવમાંથી મહામાનવ બનાવ્યા. માનવીમાંથી દૈવી બનાવ્યા. જવાહરના જવાહીરના પ્રકાશને પ્રગટ કર્યો. જવાહરના જીવનસર્જક ભલે મોતીલાલજી હોય પણ જવાહરના ઘડવૈયા તો ગાંધીજી જ હતા. જવાહરને એક વાર ઘડનારો શિલ્પી મળ્યો, ને તેણે કુશળતાથી જવાહરના જીવનમાંથી એક સુંદર આકૃતિ સર્જી. પછી, તે આકૃતિએ પોતેજ સંજીવની ધારણ કરી, જે જે ક્ષેત્રમાં એઓ પ્રવેશ્યા તે તે ક્ષેત્રને એમણે ઉજાળ્યું. એમનો પ્રતાપ તો રવિરશ્મિ જેવો છે. એ જ્યાં જાય છે, ત્યાં દૂરી ને અંધકારનો નાશ કરે છે ને ઉષ્મા ને ઉજ્જવળતા પ્રસારે છે.

૯ જવાહરના જીવનમાં એક તરફ ગાંધીજી મહત્વનું સ્થાન ભોગવે છે, તો બીજી તરફ કોંગ્રેસ મહત્વનો ભાગ ભજવે છે. કોંગ્રેસે જવાહરને ઘડ્યા, ને જવાહરે કોંગ્રેસને ઘડી એમ કહી શકાય. શરૂઆતના વર્ષોમાં, જ્યારે જવાહરે વિલાયતથી આવી, કોંગ્રેસમાં યાહોમ કરીને ઝંપલાવ્યું, ને પછી, કોંગ્રેસના મંત્રી ને પ્રમુખ થયા, ત્યાંસુધી જવાહરને ઘડનાર કોંગ્રેસ હતી. જવાહરના ક્રાન્તિવાદને અંકુશમાં રાખનાર કોંગ્રેસ હતી. જવાહરને સુભાષ જેવા ઉદ્દામવાદી બનતા અટકાવનાર કોંગ્રેસ હતી. આથી જ, કારોબારી જોડે, અસંત મહત્વના મતભેદો હોવા છતાં, રાજીનામું આપવાના અનેકવાર મનસૂબા કર્યા છતાં, જવાહર કોંગ્રેસમાંથી છૂટા ન થઈ શક્યા. અને પછી તો જાણે કોંગ્રેસ એમને શરણે થઈ. ૧૯૩૪ પછી તો કોંગ્રેસના એઓ વારંવાર પ્રમુખ બન્યા, ને કોંગ્રેસ સમાજવાદી પક્ષો જોડે સહકાર સાધી, કોંગ્રેસને

ઉદ્દામવાદી બનાવતા ગયા. ને, છેવટે અવાડી કોંગ્રેસમાં એમણે કોંગ્રેસને સમાજવાદના ધ્યેય પર મૂકી દીધી. એ રીતે, જવાહરે કોંગ્રેસને ઘડવા માંડી, પોતાના ધ્યેયને અનુસાર. આથી જ, જવાહરના માર્ગમાં જે જે અંતરાયો આવ્યા, તેને એઓ આસાનીથી દૂર કરી શક્યા, ને, એમની જોડે સહકાર સાધી ન શકે એવા આચાર્ય કૃપલાણી ને ટંડનજી જેવા કોંગ્રેસપ્રમુખોને, કોંગ્રેસપ્રમુખપદ છોડવાં પડ્યાં.

જવાહરનું ઘડતર ગાંધીજીએ કર્યું હોવા છતાં, એઓ બાપુના માનસપુત્ર હોવા છતાં, એઓ ચુસ્ત ગાંધીવાદી નથી. એઓને જો નામ આપવુંજ હોય તો એમને નેહરુવાદી કહી શકાય. એઓ ગ્રામોદ્યોગોના વિકાસમાં માને તો સાથે સાથે, મોટા ઉદ્યોગોમાં પણ માને છે. ને મોટાં કારખાનાં વિના દેશનો ઉદ્ધાર નથી એવી પણ માન્યતા રાખે. એઓ ગાંધીજીના અત્યંજોદ્ધાર જેવા કાર્યમાં ન માને. ખાદી પ્રચાર તથા ગ્રામોદ્યોગોમાં પ્રબળ ધગશ ન રાખે. પશ્ચિમની દૃષ્ટિથી વિચારે. આમ આપણે વિચારીએ તો જવાહર ગાંધીજીથી ઘણા ભિન્ન લાગે. પણ એમ જો જોઈએ તો જવાહર પોતેજ અનેક વિરોધી તત્વોનું સંગમસ્થાન છે. જવાહર આલમની એક અજાયબી છે.

જવાહરના જીવનમાં કેટકેટલાં સ્વરૂપો બદલાયાં. એઓ કોંગ્રેસના મંત્રી ને પ્રમુખ બન્યા. એઓ વડાપ્રધાન થયા ને સાથે સાથે સંરક્ષણ પ્રધાન, વિદેશપ્રધાન અને આયોજન પંચના વડા બન્યા. આઝાદી બાદ, જવાહરની શક્તિ સોળે કલાએ ખીલી ઊઠી છે અને એમની અમોઘ શક્તિનો લાભ એઓ હિન્દની જનતાને પૂરતા પ્રમાણમાં આપી રહ્યા છે. જવાહર આમ આપણને વિવિધ સ્વરૂપે પ્રકાશતા દૃષ્ટિએ પડે છે અને પ્રત્યેક દિશામાં એમનો પ્રકાશ પ્રોજ્જ્વલ છે.

જવાહરના કયા વિશિષ્ટ ગુણોને લઈને આજે એઓ જગત પુરુષ બન્યા? જેમ આપણે કહીએ છીએ, કે, બુદ્ધની અહિંસા, ઇશુની ક્ષમા ભાવના, ગાંધીજી કે સોક્રેટીસનું સત્ય, તેવી રીતે જવાહરના કયા વિશિષ્ટ ગુણો છે? તો એના ઉત્તરમાં એટલુંજ કહી શકાય, કે, જવાહરની શાંતિભાવના એ એમનો વિશિષ્ટ ગુણ છે. યુરોપના પ્રત્યેક દેશમાં, એશિયામાં તથા અમેરિકામાં જવાહરની પિછાન

જગતના શાંતિદૂત તરીકે છે. જવાહરે જગતને શાંતિના પાઠ પઢાવ્યા. યુદ્ધથી યુદ્ધ અટકવાનું નથી, પણ, યુદ્ધ તો, શાંતિની ભાવનાને મૂર્તિમન્ત કરવાથી અટકશે, એ પયગામ જગતને જવાહરે સુણાવ્યો જ નહિ, પણ પોતાના જીવનમાં ને હિન્દના પરદેશવ્યવહારમાં સફળતાથી આચરી બતાવ્યો. જવાહરે ગાંધીજીનો મંત્ર આચરતાં જગતને શીખવ્યું.

જવાહરની અન્ય વિશેષતા, તો, એમની લોકશાહીમાં જે પ્રબળ શ્રદ્ધા છે તે છે. ગાંધીજી પછી, હિન્દના એકેએક ખૂણામાં લોકોને જેમનામાં અંધશ્રદ્ધા હોય, લોકોના એકમાત્ર લાડીલા વીર કોઈ હોય, તો તે જવાહર છે. ને માત્ર, હિન્દ જ શા માટે, દુનિયાના મોટા ભાગમાં એઓ એમની શાંતિપ્રિયતા, તટસ્થ વિદેશનીતિ અને પીડિત પ્રજાના ઉદ્ધારક તરીકે સુપરિચિત છે. જવાહર લોકપ્રિય છે, કારણ કે, લોકો જવાહરને પ્રિય છે. જવાહર સક્રિય રાજકારણમાંથી, મહામુસીબતે, સમય કાઢી, થોડે થોડે દિવસે દિલ્હીથી નીકળી પડે છે, ભારતની આમજનતાનાં દર્શન કરવા, અને તેમના સુખ દુઃખમાં ભાગ લેવા. ગાંધીજી સિવાય, જવાહરે હિન્દની આમ પ્રજા સાથે જેટલું તાદાત્મ્ય સાધ્યું છે તેટલું બીજા કોઈ નેતાએ સાધ્યું નથી. જવાહર પર હિન્દની આમ પ્રજા ખુશ છે, મુગ્ધ છે અને મુસ્તાક છે. એ જવાહરનો પડતો બોલ ઝીલવા તૈયાર છે અને જવાહરની હાકલે કોઈ પણ પ્રકારનો ભોગ આપવા તત્પર છે.

કાશ્મીરથી કન્યાકુમારી સુધી ને સૌરાષ્ટ્રથી જગન્નાથપુરી સુધી જવાહર સતત ઘૂમતાજ રહે છે. એટલુંજ નહિ, પણ જનતામાં ભારતના વડાપ્રધાન તરીકે નહિ, પણ તેઓનામાંના એક તરીકેજ એઓ ઘૂમે છે. ને હિન્દની જનતા એમના સ્વયંભૂ અને નૈસર્ગિક પ્રેમને ખુશબોદાર અત્તરની જેમ વારેવારે સંઘર્યા કરે છે. જવાહરના પ્રયત્નથી જ, આજ હિન્દ જગતના પ્રગતિવાદ જોડે કદમ મિલાવી રહ્યું છે. એઓ જ્યાં જ્યાં જાય છે, ત્યાં જનતાને નવી દુનિયાના કદમ જોડે કદમ મિલાવાનું, તથા હિન્દને જગતની તરફ નિગાહ રાખવાનું જણાવે છે. જવાહર એક તરફ ગાંધીવાદી છે, તો બીજી તરફ પ્રગતિવાદી છે, એટલે કે અદ્યતન છે. એમને

રચનાત્મક કાર્યક્રમમાં શ્રદ્ધા છે, પણ યંત્રવાદમાં પણ એટલીજ શ્રદ્ધા છે: જવાહર, આજની અણુયુગની દૃષ્ટિથી જગતની પરિસ્થિતિનો વિચાર કરતાં, બન્નેના સમન્વયમાં માને છે. હિન્દ આજે હિન્દ જ રહ્યું નથી પણ આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે એક માનાર્હ અને મહત્વના રાષ્ટ્ર તરીકે એની ગણના થાય છે અને આનો યશ જવાહરની સફળ રાજનીતિને આભારી છે. આથી જ જવાહરનો સંદેશો આજનું વિશ્વ સહર્ષ ઝીલી શકે છે.

આજે, હિન્દનું દુનિયામાં જે બહુમાન છે, સંયુક્તરાષ્ટ્ર સંસ્થામાં એનું જે ગણના પાત્ર સ્થાન છે, ચીન, રશીયા, અમેરિકા, ઇંગ્લેંડ બધા જે હિન્દનો આદર કરે છે, પંચશીલના ભવ્ય સિદ્ધાંતોને અપનાવે છે તથા યુદ્ધથી થાકેલાં જગતમાં દુનિયાનાં રાષ્ટ્રો યુદ્ધને ટાળી શાંતિ સ્થાપવાની જે વાતો કરે છે, તે જવાહરને પ્રતાપે. રશીયાના અધિકૃત પુસ્તકોમાંથી ગાંધીવિરોધી લખાણો જવાહર કઢાવી શક્યા છે, એ એમની જેવી તેવી સિદ્ધિ ન કહી શકાય. આજે જવાહર જગતના રાજપુરુષોના વિચારો અમુક ધારેલી દિશામાં વાળી શકે છે. આજે જગત એમને પૂજે છે, એમની મૈત્રી માટે ઝંખે છે, એમની આગળ શિર ઝુકાવે છે અને એમની સહૃદયતાની તથા વિશ્વબંધુત્વની ભાવનાની તથા શાંતિપ્રિય અને તટસ્થ રાજનીતિની મુક્તમને કદર કરે છે. આવા મહાન પુરુષના આપણે સમકાલીન છીએ એટલુંજ નહિ પણ એઓ આપણી રાષ્ટ્રનૌકાના ખેવટિયા છે એ આપણી ખુશનસીબી છે. જવાહર જેવા બાહોશ કર્ણધારના નેતૃત્વ નીચે લોકશાહી સલામત છે એ નિર્વિવાદ છે. આવા મહારથીને આપણે અભિવંદન કરીએ એટલુંજ નહિ પણ આપણી આવી જગતવંદ્ય વિભૂતિને આપણે અનેક દૃષ્ટિબિન્દુઓથી પિછાણીએ, એ હેતુથી આ પુસ્તક લખ્યું છે.

આ પુસ્તકને પણ, ગાંધીજીના જીવનચરિત્રની જેમ બે વિભાગ–પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ–માં વહેંચી નાંખ્યું છે. પૂર્વાર્ધમાં જવાહરલાલજીની જીવની આલેખી છે અને ઉત્તરાર્ધમાં એમની જુદા જુદા દૃષ્ટિબિન્દુઓથી પૃથક્કરણાત્મક સમીક્ષા કરી છે. જવાહરના જીવનને શક્ય તેટલી વિવિધ દૃષ્ટિથી નિરખવાનો પ્રયત્ન

કર્યો છે. રાજપુરુષ, કૉંગ્રેસના પ્રમુખ, ગાંધીજીના વારસદાર, સાહિત્યકાર તથા ઇતિહાસકાર, વક્તા તથા કલાકાર, સમાજસેવક કે કુટુંબીજન, પુત્ર, પતિ અને પિતા, પ્રવાસી તથા ક્રાન્તિવાદી : એમ વિવિધતા આણવાનો પ્રયત્ન કર્યો છે. પણ જવાહરની ખૂબી એ છે કે, જેમ આપણે પાસાદાર હીરાને ગમે તે બાજુથી જોઈએ પણ બધેથી સરખોજ પ્રકાશવંતો લાગે છે, તેવું જ જવાહરનું છે. જવાહરને તમે ગમે તે એક દૃષ્ટિબિંદુથી જુઓ, એમના જીવનનાં એક યા અનેક પાસાંઓ તપાસો, ધારીધારીને જુઓ, સૂક્ષ્મ દર્શક કાચ વડે તપાસો, તો પણ ક્યાંય, ખામી નહિ જડે. બધાં પાસાં સંપૂર્ણ લાગે છે. જો કે, જવાહરને માત્ર એક જ દૃષ્ટિબિંદુથી જોઈએ તો પણ એ ભવ્ય અને મહાન તો લાગે છે. એક અન્ય દૃષ્ટિએ વિચારીએ. જવાહર જે જે વિષયને સ્પર્શે છે એ વિષય મહાન બને છે.

જવાહર રાજપુરુષ તરીકે જેવા મહાન છે, તેવાજ, કવિ, દૃષ્ટા કે કલાકાર તરીકે પણ મહાન છે. જવાહરને આપણામાંના ઘણા ખરા માત્ર રાજપુરુષ તથા મહાન મુત્સદ્દી તરીકે જ પિછાને છે.એથી જ એમના વિરાટ વ્યક્તિત્વનાં ભિન્ન ભિન્ન સ્વરૂપોની વાચકોને જાણ કરવા માટે જ એમના અન્ય સ્વરૂપો પર વિશેષ ભાર મૂક્યો છે. એથી કાંઈક વિસ્તાર પણ થયો છે. પણ એ વિસ્તાર આ પ્રકારના આલેખનમાં અનિવાર્ય હોય, સભાનપણે થવા દીધો છે.

જવાહરનું સ્વરૂપ તો વિરાટ છે. એટલે આવાં ૧૪૦૦ પૃષ્ઠોનાં બે હજાર ગ્રન્થો પણ એમના વિરાટ વ્યક્તિત્વને અને પ્રતિભાશાળી જીવનને સમાવવા નાના પડે છે. જવાહર એટલે અદમ્ય ઉત્સાહ, અપરિમિત આશાવાદ અને નિત્યયૌવનની મૂર્તિમન્ત પ્રતિમા. જે યૌવનને-વાર્ધક્ય આવતું નથી, એવું સદાસર્વદા પાંગરતું યૌવન. એ યૌવન તો એમના જીવનમાં છેલ્લા શ્વાસ સુધી વિકસતું રહેવાનું ને એનો પરિમલ પ્રગટાવવાનું. એ સુગંધને અત્તરના રૂપમાં સંગ્રહી અહીં રજૂ કરવાનો નમ્ર પ્રયત્ન છે. ને એ રીતે જ એને વાચકો અને વિવેચકો જુએ. આમાં જવાહરની યૌવનસુલભ શક્તિનાં દર્શનની ઝાંખી થાય તોયે ઘણું છે.

જવાહરના જીવનચરિત્રના આલેખનમાં મેં બને તેટલો અદ્યતન 'થવાનો

પ્રયત્ન કર્યો છે. પણ, જવાહરની અદ્યતનતા એવી હરણફાળ ભરે છે, કે એને કલમ પહોંચી વળતી નથી, ને હારી જાય છે. આ મૃગયા જ્યાંસુધી જવાહર જીવંત છે, ત્યાંસુધી ચાલુ રહેવાની. જવાહર કાળથી પણ આગળ જાય છે, એટલે ગમે તેવા કુશળ લેખકને, પણ જવાહરની વચ્ચે અને પોતાના જમાનાની વચ્ચે જે અંતર છે તે અવશ્ય નડવાનું જ.

જવાહરના વિરાટ વ્યક્તિત્વમાં નગાધિરાજ હિમાલયની ભવ્યતા અને પુણ્યસલિલા, પતિતપાવની મંદાકિનીની પવિત્રતાનો સુભગ સમન્વય થયો છે. એમની જીવનદષ્ટિ સર્વવ્યાપી છે. એમનું જીવન એટલે ભવ્ય જીવનની વીરગાથા, તથા અપૂર્વ ત્યાગની પરંપરા. જવાહર એટલે પીડિત અને શોષિત પ્રજાના તારણહાર, ગરીબોના બેલી અને લોકશાહીના પ્રખર સંરક્ષક. જવાહરના જીવનમાં એક ગૃહસ્થની ગૃહસ્થાઈ છે, એક સંત પુરુષની સાધુતા છે, એક કલારસિકની રસિકતા, સંસ્કાર અને સૌંદર્યદષ્ટિ છે, એક પીઢ રાજપુરુષની મુત્સદ્દીગીરી છે, અને સમાનતા, સ્વતંત્રતા તથા ભૂતદયાની ભવ્ય ભાવનાથી છલાછલ ભરેલા વીસમી સદીના એક વિશ્વનાગરિકની માનવતા છે.

જવાહર હિન્દને જીવાડવા અનેક વર્ષો જીવે, ને એમની રાહબરી નીચે, હિન્દમાંથી ગરીબી, બેકારી, અને અરાજકતા દૂર થાય, સમાજવાદી સમાજની રચના સ્થપાય, તથા જવાહરના મનોરાજ્યનું સ્વર્ગ હિન્દની ભૂમિ પર અવતરે, એ મનીષા સહિત, હું, ગુજરાતની ગુણજ્ઞ અને રસિક જનતા સમક્ષ સાદર આ મારી કૃતિ રજૂ કરું છું, ગુજરાતની ગુણજ્ઞતા, સુજનતા અને સુરુચિના પૂર્ણ સુખદ અનુભવ પછી.

અંતમાં, જવાહરને અને નેહરુવાદને ગુજરાતની સંસ્કારી અને વિચક્ષણ પ્રજાને સમજાવવા માટેના મારા આ ભગીરથ પ્રયત્નમાં મને સફળતા સાંપડશે, તો એ સફળતા મારા પ્રયત્નની કે મારી શક્તિની નહિ, પણ જે લોકોત્તર વ્યક્તિનું અહીં નિરૂપણ કર્યું છે, તેના પ્રતિભાશાળી વ્યક્તિત્વની હશે. હું તો નિમિત્ત માત્ર.

આ જીવનચરિત્ર તૈયાર કરવામાં મેં જે જે પુસ્તકોનો આધાર લીધો છે તેના લેખકો અને પ્રકાશકોનો હું આભાર માનું છું. મને આશા તેમજ વિશ્વાસ છે કે ગુજરાતમાં આ બન્ને ગ્રન્થો હોંસે હોંસે તથા રસપૂર્વક વંચાશે.

૧ લી માર્ચ, ૧૯૫૬.
હાઈકોર્ટ, મુંબઈ.

અંબેલાલ જોશી

આ જીવનચરિત્ર તૈયાર કરવામાં મેં જે જે પુસ્તકોનો આધાર લીધો છે તેના લેખકો અને પ્રકાશકોનો હું આભાર માનું છું. મને આશા તેમજ વિશ્વાસ છે કે ગુજરાતમાં આ બન્ને ગ્રન્થો હોંશે હોંશે તથા રસપૂર્વક વંચાશે.

૧ લી માર્ચ, ૧૯૫૬.
હાઈકોર્ટ, મુંબઈ.

અંબેલાલ જોશી

પ્રકરણ પૃષ્ઠો

## ચિત્રસૂચિ

[૧]

# જન્મસમયનું હિન્દ

હિન્દમાં અનેક પરદેશીઓનાં આક્રમણો થયાં. અને એ આક્રમણને પરિણામે દેશની લક્ષ્મી લૂંટાઈ જતી, જાહોજલાલીની ટોચે હોય તેવો વૈભવ ક્ષણમાં નામશેષ થઈ જતો લાગતો અને લોકોમાં હતાશાની લાગણી થઈ આવતી. પરન્તુ, વિદેશીઓ ચાલી ગયા પછી પાછી ફરજળેલી રાખ ઊડી જતાં દેશની અંતરતમ પ્રતિભા ચમકી ઊઠતી, અને એની ઝગહળ જ્યોત પ્રકાશ રેલાવતી. અંગ્રેજો આવ્યા અને હિન્દની તવારીખમાં, એક અણચિંતવ્યો, અણજાણ્યો અને પરિવર્તનનો એક અવળો પ્રવાહ વહેવા માંડ્યો. પ્રાચીન સંસ્કૃતિની અઢળક સંપત્તિવાળું ભારત સહસા જાણે પોતે અકિંચન હોય, તેવું રિક્તહસ્ત બની બેઠું.

અંગ્રેજોની મોહિનીએ હિન્દની પ્રજાને સર્વનાશને માર્ગે વાળી હિન્દી પોતાની પ્રાચીન સંસ્કૃતિ વીસરી ગયો. એણે પોતાની મહત્તા વીસારે પાડી એણે પરમોહનાં ગાન ગાવા માંડ્યાં. એણે પોતાનું સ્વાતંત્ર્ય ગૂમાવ્યું, પોતાની જુનજૂની સંસ્કૃતિ ગૂમાવી અને એની ભૂતકાલીન સમૃદ્ધિ પર પાણી ફરી વળ્યું. જે હિન્દવાસી જગતભરમાં ગૌરવાન્વિત ઉન્નતમસ્તકે સંક્રમણ કરતો, એજ હિન્દવાસી લઘુતાગ્રન્થિ અનુભવતો, એક મદારીની રતનબાઈ બની બેઠો. પોતાનું સ્વત્વ વીસારી એ પરદેશીનાં અંધ અનુકરણમાં રાચવા લાગ્યો. એણે હીનતાને શ્રેષ્ઠતા માની, પામરતાને પ્રતિભા માની. એણે ગહનતલને ઉચ્ચપદ માન્યું અને અંગ્રેજોને છૂટો દોર આપ્યો.

ને અંગ્રેજોએ હિન્દીઓની આ વૃત્તિથી મુસ્લિમ જાલીમોને પણ શરમાવે એવો કાળો કેર વર્તાવવા માંડ્યો. એણે દેશભરમાં પોતાની આણ વર્તાવી. જે ભોગવો ન કરી શક્યા, તે એણે હિન્દના રંગ પહેરી કર્યું ૧૮૫૭ માં એમની ચાલબાજી સમજનારા વીરોને તો એની જાલીમ સત્તાએ એવા તો દાબી દીધા, કે એનો પ્રબળ પ્રત્યાઘાત દેશ પર આવ્યો. દેશ પરાધીનતાને વીસરી ગયો. જાણે

ગુલામી એને કોઠે પચી ગઈ હોય એમ લાગતું હતું. ૧૮૫૭ ની સાલને ફક્ત ત્રીશ વર્ષ થયાં હોવા છતાં, એ ઘટના જાણે ત્રણુશો વર્ષની જૂની હોય એવી સ્વપ્નની વાત જેવી બની ગઈ હતી. દેશમાંથી વીરત્વ પરવારી ગયું હોય એમ લાગતું હતું. જાલીમને માટે શોષણનાં સર્વદ્વારો મોકળાં બની ગયાં હતાં.

થોડાઘણા અંગ્રેજી ભણેલાઓએ કોંગ્રેસ જેવી સંસ્થાની સ્થાપના તો કરી હતી, પરન્તુ, એ તો, જાચક બનીને, દીનવદને અને કરગરતાં સાદે, અંગ્રેજોની પાસે, ભીખ માગવાની હતી. છતાં, આ ભીખના ટુકડાની માગણીને દેશસેવા સમજનારો વર્ગ પેદા થયો હતો. એ વર્ગ જ્યારે અભણ જનતાના સંપર્કમાં આવતો તો ગુરુતાગ્રન્થિ અનુભવી એનાથી અતડો રહેતો. અને એમની જોડે એ સવાઈ અંગ્રેજ હોય તેમ વર્તતો. બીજી તરફ, એ જ્યારે અંગ્રેજો આગળ જતો, ત્યારે લઘુતાગ્રન્થિ અનુભવી, ઝૂકીઝૂકીને સલામ કરનાર હજૂરિયો બનીને રહેતો પામર બની ગયો હતો.

દેશપ્રેમનો, અંગ્રેજોની નાગચૂડમાંથી દેશનો ઉદ્ધાર કરવાનો તથા સ્વતંત્રતાનો કોઇને ખ્યાલજ આવતો નહોતો, એટલી બુદ્ધિ અને એટલું મન કુંઠિત થઈ ગયાં હતાં. પ્રજા તરીકેની ભાવના નહોતી. રાષ્ટ્રને કોઈ ઓળખતું નહોતું, તો પછી રાષ્ટ્રીયતાની તો વાતજ ક્યાંથી હોય? થોડા અંગ્રેજી ભણેલાને મામલતદારની, કારકુનની એવી નોકરી આપી અંગ્રેજોએ વેચાતા રાખ્યા છે. એટલે અંગ્રેજો તો વર્તમાન દેવ બનીને બેઠા છે. જ્યાં ત્યાં સાહેબ સાહેબ થઇ રહ્યું છે. સાહેબ જેની જોડે વાત કરે તે ભાગ્યશાળી મનાય છે.

ને, સતત શોષણને પરિણામે, દેશના ઉદ્યોગધંધા પડી ભાગવાથી અથવા તો અંગ્રેજોએ છીનવી લેવાથી, દેશમાં રોગચાળો ને દુકાળ તો ભયાનક રૂપમાં ફાટી નીકળ્યો છે. ૧૮૭૫ થી ૧૯૦૦ સુધીના ૨૫ વર્ષના ગાળામાં એક કરોડ ને પચાસ લાખ માણસો અંગ્રેજસર્જિત દુકાળના અગ્નિમાં હોમાય છે. સુજલામ, સુફલામ એવી ભૂમિમાં જળ કે ફળ ક્યાંય દેખાતાં નથી. ફક્ત સમગ્ર દેશ જાણે મરૂભૂમિ બની ગયો છે. ખેડૂતો પર સરકાર અને જમીનદારો બન્નેના બોજા વધતા જાય છે. પરિણામે જગતનો તાત આજે સૌનો વણમૂલનો દાસ હોય એવી એની પરિસ્થિતિ છે.

શહેરોમાં ઉપરછલ્લી આબાદી દેખાય છે. પણ ગામડાંમાં તો ઠેરઠેર બરબાદી જ બરબાદી દેખાય છે. શહેરોમાં પશ્ચિમનો રંગ લાગવા માંડ્યો છે. ૧૮૫૮ માં યુનિવર્સિટીની સ્થાપના થાય છે અને અંગ્રેજી શિક્ષણનો પ્રચાર વધે છે, અને એક નવો અંગ્રેજોની હાજી હા ભણનારો, એમની ભાષા, એમના

રીતરિવાજ, એમનો પહેરવેશ એ સર્વેને અપનાવનારો ને એમનું અંધ અનુકરણ કરવામાં રાચનારો વર્ગ ઉત્પન્ન થાય છે. એ વર્ગનું અનુકરણ ગામડામાં થવા માંડે છે, ને ગામડાં પણ બગડતાં જાય છે. દેશ આખા પર આપણી સંસ્કૃતિને છાયી દેનારી જબરજસ્ત આંધી પ્રવર્તે છે.

જાણે પૂર્વેનું કાંઈક સારું હોય જ નહિ, અને બધું નાક ચઢાવવા કે સૂગાવા જેવું હોય, એમ લોકો વર્તવા માંડ્યા છે. બ્રહ્મોસમાજની સ્થાપનાથી તો આ જાતના આપણા દેશમાં જ પરદેશીની જેમ વર્તતા વર્ગને જાણે જીવનદાન મળે છે. આ વર્ગને આમપ્રજા જોડે કોઈપણ જાતનો પ્રત્યક્ષ વા પરોક્ષ સંપર્ક નથી. આમપ્રજાની ભાષાથી એ કેવળ અપરિચિત છે. બ્રહ્મોસમાજના જેવા બીજા પ્રાર્થનાસમાજ વગેરે દેશભરમાં સુધારાપંથો સ્થપાય છે અને ભણેલા લોકો તેમાં ભળે છે.

આ ઉપરાંત, ભણેલા લોકો પોતાનાં અલગ મંડળો કાઢે છે અને પોતાનો જુદો ચોકો જમાવીને બેઠા છે. કલકત્તા, મદ્રાસ, મુંબઈ અને પુનામાં નવાં નવાં રાજકીય મંડળો, સંસ્થાઓ અને સભાઓ સ્થપાઈ છે અને એ સર્વે દેશમાં સુધારા કરવાનો ઝંડો લઈ ઊભા છે અને સામાજિક ફેરફાર ઇચ્છે છે. રામમોહન રૉય, કેશવચંદ્ર સેન, વગેરેનાં સુધારા આંદોલનો થોડોઘણો સમય વેગ પકડે છે, અને જૂની ધાર્મિકતા પર પ્રહાર થાય છે. લોકો નવી દૃષ્ટિએ વિચારતા થાય છે.

લોકોમાં સુધારાના પ્રચારમાં અંગ્રેજી અને દેશી ભાષાના અખબારો પણ સારો એવો ભાગ ભજવે છે અને દેશભરમાં એકતાની ભાવના પ્રગટે છે. મુંબઈના માનવીને હવે કલકત્તા કે મદ્રાસ પરાયા દેશ જેવા નહિ, પણ નિકટના ગામ જેવાં લાગે છે. ૧૮૭૫ માં દેશભરમાં, ૪૭૫ જેટલાં અખબારો પ્રગટ થાય છે, એ દેશી યંત્રની બાબતમાં જે પ્રગતિ કરી છે તેનો સાચો ખ્યાલ આપે છે.

આ બધા પ્રચારને પરિણામે, હ્યુમ, વેડરબર્ન જેવા ભલા અને માનવતાભર્યા અંગ્રેજોની સહાયથી, સુરેન્દ્રનાથ બેનરજી, દાદાભાઈ નવરોજી ને ફિરોજશાહ જેવાના ઉત્સાહથી દેશભરમાં રાજકીય સુધારા માટેની માગણી થતી જાય છે. ધારાસભાની માગણી થતી જાય છે. બ્રિટીશ પાર્લમેન્ટના જેવું જવાબદાર રાજ્યયંત્ર ભણેલાને જોઈએ છે. ભણેલો વર્ગ મોટે ભાગે હિન્દુ હોવાથી, સરકાર આ માગણીના પ્રતિકારરૂપે મુસ્લિમોને ઉશ્કેરે છે અને તેમની અને હિન્દુઓની વચ્ચે રીતસરનો વિખવાદ ઊભો કરી ભેદનીતિને અમલમાં મૂકે છે.

અલીગઢમાં મુસ્લિમ વિશ્વવિદ્યાલયની સ્થાપના થાય છે, અને એનો અંગ્રેજ ઉપ-કુલપતિ મસ્જિદમાં હિન્દુવિરોધી ભાષણો આપે છે અને હિન્દુઓને વિશેષ હક ન આપવા વાઈસરોય સમક્ષ મુસ્લિમોનું પ્રતિનિધિમંડળ લઈ જાય છે. ને આમ હિન્દમાં પાકીસ્તાનનાં ઝેરી બી વવાય છે.

ધાર્મિક ક્રાન્તિ થવા માંડી છે. બ્રહ્મો સમાજ, મહર્ષિ દયાનંદનો આર્ય સમાજ, પ્રચલિત માર્ગથી અલગ રીતે, પોતાનો પ્રચાર કરે છે, ધર્મ સુધારે છે, પ્રણાલિકા ભંગ કરે છે અને સદીઓ જૂની વિચારસરણીનું ઉન્મૂલન કરવા તત્પર બને છે. દેવદેવીઓમાંથી વિશ્વાસ ઊઠે છે. જૂની લગ્નપદ્ધતિમાંથી ઈતબાર નષ્ટ થાય છે. એક બાજુ પાશ્ચાત્ય સંસ્કારો બ્રહ્મોસમાજ અને પ્રાર્થના સમાજનું સ્વરૂપ લઈને આક્રમણ કરે છે, તો બીજી બાજુ, આર્યસમાજ પ્રાચીન સંસ્કૃતિનો ઝંડો ફરકાવી પાશ્ચાત્ય સંસ્કૃતિના વેગથી ધસતા પ્રવાહને ખાળે છે.

એક બીજો પ્રવાહ થિયોસોફીનો પણ પૂર્વની સંસ્કૃતિને સાચવી રાખવામાં બહુમૂલ્ય સહાય કરે છે. અને થિયોસોફીને વેગ મળે છે, તેનું કારણ, કે એક પશ્ચિમની સંસ્કૃતિમાંજ ઉછરેલી વિદુષી આંગ્લ મહિલા એની પુરસ્કર્તા છે. આથી પશ્ચિમના મોહથી મુગ્ધ બનેલા ભારતવાસીઓ, પોતાની ભવ્ય અને સજ્જનજૂની સંસ્કૃતિનાં મૂલ્યો નવે સ્વરૂપે આંકે છે, અને એમાં એમને નવું નવું જણાય છે. થિયોસોફીના સાંસ્કૃતિક પ્રવાહે, હિંદુઓના પુરાણા સંસ્કૃતિધામ બનારસમાં પ્રાચ્યવિદ્યાના અભ્યાસ અને સંશોધન માટે કોલેજની સ્થાપના કરી, ને બનારસનેજ થિયોસોફીની પ્રવૃત્તિનું મુખ્ય કેન્દ્ર બનાવ્યું.

આ ઉપરાંત, સ્વામી રામકૃષ્ણ પરમહંસે પણ આપણા માનસને ગુલામી બનતાં અટકાવ્યું અને આપણને પુનઃ આપણી સંસ્કૃતિ તરફ પ્રબળવેગથી આકર્ષ્યા. એમના પટ્ટશિષ્ય સ્વામી વિવેકાનંદે, એમની વાક્મોહિનીથી અમેરિકાને મંત્રમુગ્ધ કર્યું અને હિન્દુત્વની અને હિન્દની મહત્તાનું પરદેશીઓને ભાન કરાવ્યું.

શિક્ષણવિષયક ક્ષેત્રમાં હજી દેશીભાષાઓને પ્રાથમિક શાળા સિવાય સ્થાન નથી. શિક્ષણનું માધ્યમ અંગ્રેજી છે. દેશીભાષાઓની સદંતર ઉપેક્ષા છે. સંસ્કૃત જેવી પૂર્ણતઃ આર્યભાષા પણ પરદેશીભાષાઓના માધ્યમદ્વારા ભણવી પડે છે, એવી વિષમ સ્થિતિ છે. અંગ્રેજોનો ઇતિહાસ આપણને ભણવો પડે છે અંગ્રેજોનાં જેમાં ગૌરવગાન આપણને આઘાત પહોંચાડે એવી રીતે કર્યાં હોય એવાં પુસ્તકો વાંચવાં પડે છે. ભણેલો વર્ગ માતૃભાષામાં નથી વિચારી શકતો કે નથી બોલી શકતો. એનો સમગ્ર જીવનવ્યવહાર પણ અંગ્રેજી ભાષામાં જ ચાલે છે.

એ વર્ગ, સાહિત્યને સમૃદ્ધ કરે છે, કારણ કે, એ પૂર્વ અને પશ્ચિમના ઉચ્ચોચ્ચ સાહિત્યથી સુપરિચિત છે. અંગ્રેજી સાહિત્યની અનેક સુંદરતાઓ પોતાના સાહિત્યમાં અપનાવી સાહિત્યસૃષ્ટિને નવનવાં સુમધુર કુસુમો અને નવપલ્લવોથી મઘમઘતી કરી મૂકે છે.

સામાજિક સુધારો તો જાણે વ્યાપક ધર્મ બની ગયો છે. 'જાતપાત તોડક મંડળો' ન્યાતજાતના દૃઢ બંધનોને શિથિલ કરવામાં કાંઈક અંશે સફળ બન્યાં છે. વિધવાપુનર્લગ્નની તો ગામે ગામ ને શહેરે શહેર ઝુંબેશ ઊડી છે ને વિધવાપુનર્લગ્ન અનેકની સંખ્યામાં જાહેર રીતે થાય છે. ભૂતપ્રેતના વહેમો દૂર થયા છે. ભૂવાઓની આવક પ્રમાણમાં ઓછી થઈ ગઈ છે.

સ્ત્રીશિક્ષણ માટે તો દરેક પ્રાંતભાષામાં ઢગલે ઢગલા સાહિત્ય રચાય છે, અને વંચાય છે. સ્ત્રીશિક્ષણનું પ્રમાણ વધવા માંડે છે. સ્ત્રીઓના સમાન હકની વાતો પણ ક્યાંક ક્યાંક થવા માંડી છે. બાળલગ્ન સામે પણ આંદોલન ખૂબ જોરશોરથી શરૂ થયું છે. બંગાળામાં આધેડવયનો જમીનદાર કુમળી વયની બાળાને પરણે છે, તો એનાં એ કૃત્યનો જાહેરમાં ફિટકાર કરવામાં આવે છે. અને જાહેરસભામાં એવો તો પ્રચાર થાય છે કે પેલાને ભોંયભારે થઈ પડે છે. પરદેશગમન સામે હવે લોકોને ખાસ સૈદ્ધાંતિક વાંધો નથી. પરદેશ જઈ આવેલાનું બહુમાન થાય છે, અને એને થોડાઘણા પ્રાયશ્ચિત્ત જોડે ન્યાતમાં પાછા પણ લેવામાં આવે છે.

લોકોની આર્થિક સ્થિતિ પર આ રાજ્યે મોટા મોટામાં સફળ આક્રમણ કર્યું છે. દેશી ધંધાઓ કાં તો પરદેશી સામે હરીફાઈ ન થવાથી ભાંગી પડ્યા છે, યા તો સરકારે કારીગરો પર જુલમ કરી, એ ધંધાને જબરજસ્તીથી બંધ કરાવ્યા છે. મુંબઈ, અમદાવાદમાં, મીલોની સ્થાપના થવા માંડી છે. અને યંત્રોદ્યોગ શરૂ થયો છે. પણ મોટા ભાગનો વેપાર તો પરદેશ ચાલી ગયો છે. એટલે, દેશી ઉદ્યોગો પણ, મોટે ભાગે તો યંત્રો માટે, પરદેશ ઉપર આધાર રાખે છે. તેથી એ ઉદ્યોગોથી દેશને ઝાઝો લાભ મળતો નથી. વળી, એ મીલોના મોટા અધિકારીઓ પણ અંગ્રેજો જ છે.

ખેડૂતને ખેતીમાં કસ લાગતો નથી, એટલે એ ખેતી છોડી મીલમાં મજૂરી કરવા જાય છે. ભણેલાઓમાં બેકારી વધતી જાય છે. જમીનદારો ને વ્યાજનો ધંધો કરનારાઓનાં શોષણને લીધે ઉત્તમ ખેતી કનિષ્ટ બની ગઈ છે. હિન્દનો પૈસો બ્રિટન ઘસડી જાય છે. હિન્દનો કાચો માલ સસ્તામાં સસ્તે ભાવે પડાવીને મોંઘામાં મોંઘા ભાવે તૈયાર માલ હિન્દને વેચીને એ અવિરત શોષણ કર્યે જાય છે.

બ્રિટીશ હિન્દ સિવાય દેશી રાજાઓનું જીવન વણસતી જતી પરિસ્થિતિને પોષક છે, દેશની પ્રગતિને રોધક છે. જમીનદારો, રાજાઓ, સરકારી અમલદારો, ખિતાબધારીઓ, દેશના હિતશત્રુ એ બની બેઠા છે. અને એ બધાં પ્રત્યાઘાતી બળો હિન્દને પાયમાલ બનાવવામાં બ્રિટનને સહાય્યભૂત થાય છે.

આ રીતે, જવાહરને જન્મસમયે, દેશ આર્થિક, કેળવણીવિષયક, સામાજિક રાજકીય, સાંસ્કૃતિક, ધાર્મિક વગેરે ઉત્ક્રાન્તિમાંથી પસાર થઇ રહ્યો હતો.

[ ૨ ]

# પૂર્વજો ને માદરેવતન

જ્યારે કાશ્મીર જોયું ત્યારે જાણીતા મોગલ બાદશાહ જહાંગીરના મુખમાંથી સ્વયમેવ ઉદ્‌ગાર નીકળી પડેલા કે કાશ્મીર તો પૃથ્વી પરનું સ્વર્ગ છે. એણે કહ્યું હતું કે આ દુનિયામાં જો કોઈ પણ ઠેકાણે સ્વર્ગ હોય તો તે અહીંયાં છે, અહીંયાં છે, અહીંયાં છે. ને, ખરેખર કાશ્મીર એ આપણને બેહેસ્તની યાદ આપે છે, એટલું જ નહિ, બેહેસ્તને પણ ભૂલાવી દે, એવી મનોરમ ભૂમિ છે.

કુદરતે પોતાની રમણીયતા, પોતાનો વૈભવ, ત્યાં છૂટે હાથે વેર્યો છે. એ પ્રદેશમાં કુદરતે જરાય કમીના રાખી નથી. જાણે ઈશ્વરની કૃપા એ ભૂમિ પરજ ઉતરી છે. ત્યાંના તુષારગિરિઓની હિમાચ્છાદિત હારમાળા, ત્યાંની સુગંધ પમરાવતી વનકુંજોની રમ્ય ઘટાઓ, ત્યાંનાં સરોવરો, ત્યાંની નીલમલીલી ધરતી, ત્યાંની નવપલ્લવિત વૃક્ષરાજીઓ, ત્યાંનાં પક્ષીકુંજો બધું જ સુંદર છે, જાણે ત્યાં કશું અપૂર્ણ છે જ નહિ. ત્યાં पूर्णमिदं पूर्णमिदम् । એવાં જ વચનો કોઈ પણ પથિક ઉચ્ચારે છે.

જેવી ત્યાં પ્રકૃતિની સુંદરતા, તેવીજ સુંદરતા ત્યાંના માનવીઓની. જાણે શ્વેતસંગેમરમરની ઘડી હોય તેવી મૂર્તિમન્ત સુંદરતા એ પ્રદેશમાં આપણને જોવા મળે છે. કાશ્મીરની સુંદરી જોઇને આપણને બેહેસ્તની પરી યાદ આવે એમ જે એક કવિએ કહ્યું છે, તે સાચું છે. એ ભૂમિનું ધાવણ જ એવું છે કે અકવિ પણ કવિ બની જાય ને એ સ્વર્ગજ કહેવાયને! એ પ્રદેશ આપણી ધરતીથી કેટલો ઊંચો, કેટલો ભવ્ય! જાણે હિન્દના શિરછત્ર સમો.

કાશ્મીરમાં હિન્દુ અને મુસ્લિમ બન્નેની વસતિ છે. પણ બન્ને વચ્ચે નથી વૈમનસ્ય, નથી કોઈની એક બીજા પ્રત્યે તંગદિલી, નથી વેરઝેર, પણ પ્રેમ ને સહિષ્ણુતા, ઉદારતા ને ભાઇચારો છે. કારણ એ સુંદરતાથી સભર એવ

પ્રદેશમાં અસુંદરતા શી રીતે સંભવી શકે? એટલે કાશ્મીરી માનવીને, પ્રેમ, સૌંદર્ય, એ બધાં વારસામાં મળેલાંજ હોય છે. જેવાં ત્યાંનાં અંગુર મીઠાં હોય છે, એટલેજ મીઠો કાશ્મીરી ઈનસાન હોય છે.

ત્યાંના બ્રહ્મણો પંડિતો તરીકે ઓળખાય છે, તે માત્ર કહેવાના નહિ, પણ સાચેસાચ જ્ઞાનમાં પણ એઓ પંડિત જ હોય છે. કાશ્મીરી પંડિતો એમની વિદ્વત્તા માટે આલમમશહૂર હોય છે. સંસ્કૃતસાહિત્યમાં 'રાજતરંગિણી'ના લેખક બિલ્હણ્ ખૂબ જાણીતા છે. એમણે 'બિલ્હણકાવ્ય' પણ લખ્યું છે અને એ કાવ્ય સંસ્કૃતસાહિત્યનું એક આભૂષણ છે ત્યાંના બ્રાહ્મણો સંસ્કૃતમાં જેવા પારગત તેવાજ ફારસી અરબીના પણ નિષ્ણાત. એમના મુખ પરથી જ્ઞાનનું તેજ તો સદોદિત ઝગકવાંજ કરે.

આવા પ્રદેશમાં, આવી પંડિતોની જ્ઞાતિમાં, જવાહરના પૂર્વજો રહેતા. એમના પૂર્વજો પરંપરાથી પંડિતજીના નામથી ઓળખાતા. ત્યાંના પંડિતો અવારનવાર કાશ્મીરની પર્વતમાળા પરથી નીચે મેદાનમાં ઉતરતા, અને પોતાનાં પાંડિત્યની હિન્દની જનતા પર સારી છાપ પાડતા. કેટલીય વાર રાજ્યાશ્રય માટે, કેટલીય વાર ધન અને કીર્તિ કમાવા, એઓ પોતાનું માદરે વતન છોડતા અને જ્યાં જતા ત્યાં પ્રકાશી ઉઠતા.

બસો વર્ષ પૂર્વેની વાત છે, તે વખતે, એક જાણીતું કાશ્મીરી પંડિત કુટુંબ, કાશ્મીર છોડીને નીચે મેદાનમાં ધન અને યશ કમાવા ઉતર્યું. એ કુટુંબના વડીલ હતા શ્રી. રાજકૌલ. એ વખતે ઔરંગઝેબ મરી ગયો હતો. મોગલ સામ્રાજ્યનો સૂરજ આથમતો હતો. મોગલ બાદશાહ ફરૂખશિયર દિલ્હીના તખ્ત પર હતો. એનું વર્ચસ્વ નહોતું. છતાંય. મોગલ સામ્રાજ્યની સ્થિતિ ભાંગ્યું ભાગ્યું તો યે ભરૂચ જેવી હતી. રાજકૌલજી, કાશ્મીરમાં સંસ્કૃત અને ફારસીના પંડિત તરીકે મશહૂર હતા. એમનું સ્થાન પ્રથમ હતું.

ફરૂખશિયર જ્યારે પૃથ્વી પરનું બેહેસ્ત કાશ્મીર જોવા ગયા ત્યારે એ બાદશાહ રાજકૌલના સંપર્કમાં આવ્યા. બાદશાહની દૃષ્ટિ એમની ભવ્યતા, વિદ્વત્તા ને મોહકતાથી અંજાઈ ને એમણે જાતે જ, રાજકૌલ પંડિતને દિલ્હી પધારવા વિનંતી કરી. પંડિતજીએ પહેલાં તો માદરેવતન છોડવાનો ઈન્કાર કર્યો. ને સાચે જ પોતાની આસોમ છોડવાનું કોને ગમે? બહારની દુનિયાના વૈભવ કરતાં, જનની જન્મભૂમિની ગરીબી પંડિતજીને પ્રિય લાગી. પણ મોગલ બાદશાહની વારંવારની વિનંતી એ નકારી શક્યા નહિ. ને, કુટુંબને

લઈને દિલ્હીમાં એઓ આવ્યા. આ વાત લગભગ ૧૭૧૬ની આસપાસ બની હશે.

ફરૂખશિયરે આ કાશ્મીરી પંડિતને એક ભવ્ય મકાન આપ્યું ને મોટી જાગીર આપી. એમનું ભવ્ય, કોઈ રાજકુટુંબને ઈર્ષા આવે એવું સન્માન કર્યું. એમનું મકાન જમનાને કિનારે હતું પણ એ જમનાની નહેર હતી. આથી કોઈને રાજકૌલની ઓળખાણ આપવી હોય તો નહેરને કિનારે જેનું મકાન છે તે રાજકૌલજી એમ કહેવા માટે લોકોએ સંક્ષેપમાં રાજકૌલજી નેહરુ એમ એમને ઓળખવા માંડ્યા. અને નહેરને કિનારે જેમનું મકાન છે, એવા જે નેહરુ એ રીતે 'નેહરુ, એમની અટક પડી' શરૂઆતમાં એમની અટક કૌલ હતી, તે પછી કૌલ-નેહરુ એમ ઓળખાવા લાગ્યા. પણ પછી તો કૌલ શબ્દ લુપ્ત થયો ને માત્ર નેહરુ જ કાયમ રહ્યો.

પણ, જીંદગીમાં વૈભવ સદાકાળ રહેતા નથી. લક્ષ્મી તો ચંચલા છે એમ બાણ કવિએ કહ્યું છે, તે આ નેહરુ કુટુંબને માટે સાચું નીવડ્યું. એમના સુખના દિનોનો સૂર્ય ધીમેધીમે અસ્ત થયો, એમની જાગીર નષ્ટપ્રાય બની ગઈ. એમની મુસીબતના દિવસો આવ્યા.

જવાહરના વડા દાદા લક્ષ્મીનારાયણ નેહરુ દિલ્હીના મોગલ બાદશાહના દરબારમાં કંપની સરકારના પહેલા વકીલ નીમાયા. એમના દાદા ગંગાધર નેહરુ નાનપણથીજ ખૂબ શૌર્યવાળા, ખૂબ બહાદુર, ગમે તેવા ચોરડાકુને બીવડાવે એવા. એમનું સભાઓમાં તથા જાહેરસંસ્થાઓમાં ખૂબ માન અને પ્રતિષ્ઠા. એમની સલાહ બધે લેવાતી. એઓ દિલ્હીની પ્રજામાં ખૂબ લોકપ્રિય બનેલા. ને એમની ખ્યાતિ સરકાર સુધી પહોંચી ને, સરકારે પણ એમને દિલ્હીના કોટવાલની માન ભરી પદવી બક્ષી. એમની શકિત આ નવી પદવીમાં પૂરેપૂરી ખીલી ઊઠી. ને, એમણે દિલ્હીને અનેક ચોરો, ડાકુઓ ને લૂંટારાઓના ત્રાસમાંથી મુક્ત કર્યું. એમની તટસ્થતા, ન્યાયવૃત્તિ, ઇમાનદારી, પ્રામાણિકતા વગેરે ગુણોની અધિકારી વર્ગ ઉપર બહુ સારી છાપ પડી. એમણે દિલ્હીને નિર્ભય બનાવી દીધું. લોકોને નાચિંત જીવે ઉંઘ લેતા કર્યા.

એવામાં આવી ૧૮૫૭ની પ્રથમ રાજકીય ક્રાન્તિ. એ ક્રાન્તિએ બધાનાં સુખચેનને છિન્નભિન્ન કરી નાંખ્યાં. દિલ્હીમાં પણ ઘણી ઉથલપાથલ થઈ ગઈ. એમાં નેહરુ કુટુંબનો બધો સરકાર જોડેનો સંબંધ, એમની જમીન જોડેનો સંબંધ તૂટ્યો. એમની જમીનના દસ્તાવેજપત્રો પણ વેરણ છેરણ થઈ ગયા. ને, તેથી એ કુટુંબ દિલ્હી છોડી આગ્રા ગયું.

આ વખતે જવાહરલાલજીના પિતાનો જન્મ નહોતો. એમના બે મોટા કાકાઓ જુવાન વયના હતા, અને અંગ્રેજી પર એમનો ઘણો સારો કાબુ હતો. એક વાર એમના કુટુંબની એક નાની છોકરી સાથે, એ લોકો, દિલ્હીથી ઉત્તર તરફ જતા હતા. એ છોકરીમાં કાશ્મીરી ગૌરવર્ણ હતો. કાશ્મીરી ખૂબ સુરતી હતી. અંગ્રેજોની છોકરી ને એમાં કશોજ ફેર પરખાય એમ નહોતું. એ જમાનો હતો ક્રાન્તિનો. જ્યાં ત્યાં અગ્રેજોને પકડીને વિદ્રોહીઓ મારતા હતા. રસ્તામાં અંગ્રેજ સિપાઈ મળ્યા. એમણે માન્યું કે જરૂર આ લોકો, વેર લેવાના ઇરાદાથી કોઈ અંગ્રેજ છોકરીને ઉપાડીને લઈ જાય છે. એટલે અંગ્રેજ સિપાઇઓ તો જવાહરલાલજીના કાકાને ધાકધમકી કરવી મંડ્યા. સદ્ભાગ્યે જવાહરના કાકાઓનો અંગ્રેજી પર એ જમાનામાં પણ કાબુ સારો. એટલે એઓ અંગ્રેજ સિપાઈઓને ખાતરી કરાવી શક્યા કે એ દીકરી તો એમના કુટુંબની જ છે, કોઈ અંગ્રેજોની ઉપાડી આણેલી નથી.

આગ્રામાં, જવાહરલાલના બે કાકાઓ, બંસીલાલ નેહરુ તથા નંદલાલ નેહરુ, એ બેની ઉપર એમના દાદા ગુજરવાથી એમના કુટુંબનો સમગ્ર ભાર આવી પડ્યો. બંસીધર નેહરુને તો ન્યાયખાતાંમાં નોકરી મળી. અને પરિણામે, એમને તો દર બે ત્રણ વર્ષે એક ગામથી બીજે ગામ એમની બદલી થતી હોવાથી રખડવું પડતું, એટલે, એ કુટુંબથી છૂટા પડ્યા.

જવાહરલાલના નાના કાકા નંદલાલ નેહરુ રજપૂતાનાના એક નાના રાજ્ય ખેતડીમાં દિવાન બન્યા અને ત્યાં દશ વર્ષ રહ્યા. પછી તો એમણે વકીલાતની પરીક્ષા પસાર કરી આગ્રામાં વકીલાત કરવા માંડી. અને એમણેજ એમના નાનાભાઈ શ્રી. મોતીલાલનું ભરણપોષણ કર્યું અને ઉછેર્યા. મોતીલાલજી નાના એટલે લાડકા પણ ઘણા. અને નંદલાલ નેહરુનો સ્વભાવ પણ ખૂબજ પ્રેમાળ. એ મોતીલાલજીને ખૂબ ચાહતા. એને જરાય ઓછું આવવા ન દેતા.

જવાહરલાલની દાદી પણ જાજરમાન સ્ત્રી હતી. એ જરાય વિરોધ સાંખી લે એવાં નહોતાં. એમનો દિમાગ ઘણો તેજ હતો. પણ નંદલાલજી એમની સેવા કરતા. એમને હમેશાં રાજી રાખતા. એટલે કુટુંબમાં મન ઊંચાં થવાના પ્રસંગો તો લગભગ આવતાજ નહિ એમ કહીએ તો ચાલે. નંદલાલજી હાઈકોર્ટમાં વકીલાત કરતા હતા, એવામાં હાઇકોર્ટ આગ્રેથી અલાહાબાદ ગઈ, એટલે એમનું આખું કુટુંબ અલાહાબાદ જઇને વસ્યું. નંદલાલજીની વકીલાત અલાહાબાદમાં સારી જામી અને શહેરના પ્રથમ શ્રેણીના વકીલોમાં એમનું સ્થાન

ગણાવા લાગ્યું. નંદલાલજી મોતીલાલજીને બાપની ખોટ જરાય સાલવા દેતા નહોતા.

મોતીલાલજી નંદલાલજીની છત્રછાયા નીચેજ ઉછર્યા, અને મોટા થયા, ને નંદલાલજી પણ પોતાના નાના ભાઇને સમૃદ્ધ જોયા પછીજ ગુજર્યા. એમણે પોતાના નાના ભાઈ ને સારી રીતે ઠેકાણે પડેલો જોઈ હર્ષનાં આંસું સાર્યા. ને, નંદલાલજીની માતા તો, હર્ષઘેલી બની ગયેલી. કારણ કે, એમના બધા પુત્રો સારી સારી જગ્યાએ હતા. એમને એકે તરફથી કશી ચિન્તા નહોતી. એટલે મોતીલાલજી એ રીતે ઘણા ભાગ્યશાળી હતા. એમનો જન્મ ઘણા સારા સંજોગોમાં અને ઘણી સાનુકૂળ પરિસ્થિતિમાં થયો. અને નાનપણથીજ એમણે સ્વજનોનો પ્રેમ ભરપૂર માણ્યો.

[ ૩ ]

# માતાપિતા

જવાહરલાલજીની મહત્તામાં મોટામાં મોટો ફાળો આપ્યો હોય તો તે પંડિત મોતીલાલજીએ આપ્યો છે. જવાહરને જે જન્મથીજ થોડા ફાયદાઓ કે સગવડો પ્રાપ્ત થયાં હતાં, તેમાં મહાન પિતાને ત્યાં જન્મ એ પણ નાનોસૂનો નહોતો.

પંડિત મોતીલાલજી એ પંડિત ગંગાધરજીનાં ત્રીજા પુત્ર થય. એ સૌથી નાના. એમનો જન્મ એમના પિતાના મૃત્યુ બાદ ચાર મહિને થયો હતો. અને એ દૃષ્ટિએ એમને પિતાનું સુખ જરાય મળ્યું નહિ. પરન્તુ, એમના મોટાભાઈ નંદલાલજીએ એમને એ પિતૃવાત્સલ્યની ખોટ પૂરી પાડી. એ દૃષ્ટિએ નંદલાલજી અને મોતીલાલજીની ઉમરમાં એટલો બધો ફરક હતો, કે, બન્ને પિતાપુત્ર જેવાજ લાગે.

મોતીલાલજીનો જન્મ ૧૮૫૭ ની મહાન ક્રાન્તિ પછી ચાર વર્ષે થયેલો. એ વખતે, રાજકીય વાતાવરણ ગભરાટનું અને અંગ્રેજો પ્રત્યે ભીતિનું હતું.

નંદલાલજી એ વખતે કાનપુરમાં. એટલે મોતીલાલજીને બાલ્યવયમાં, એક કાઝી પાસે ફારસી અને અરબી શિક્ષણ આપવામાં આવ્યું એમાં નાનપણમાં જ એઓ ઝળકી ઊઠ્યા. બાર વર્ષ સુધી એમણે ફારસી અરબી ભણી, એ ભાષાઓમાં, છટાદાર બોલતાં એમને આવડયું. અને ત્યાથી એમને કાનપુર સરકારી શાળામાં ૧૮૭૩માં એટલે બાર વર્ષની વયે બેસાડ્યા. અંગ્રેજી શિક્ષણ પણ એમણે ફારસીની જેટલી જ ગતિથી ગ્રહણ કરવા માંડયું.

આમ શિક્ષણમાં પ્રવીણ હોવા છતાં, રમતગમતનો એમને બહુ જ જબરો શોખ શાળામાં એઓ ખૂબ ધીંગામસ્તી કરતા. અને મસ્તીખોર તરીકે એમની પ્રતિષ્ઠા સારા પ્રમાણમાં જામેલી. એઓ, ટેનીસ, પીંગપોંગ, હોકી, ફૂટબોલ, બધામાં જ આગળ પડતો ભાગ લેતા. એમને, શાળાના રમતગમતના

મેળાવડામાં અનેક ઇનામો મળેલાં. અને, ઘણીવાર એમની બુદ્ધિ તેજસ્વી હોવા છતાં, એઓ શાળાના અભ્યાસને ભોગે પણ રમતગમતમાં જતા. અને અભ્યાસ તરફ બેદરકાર પણ રહેતા. આમ છતાં રમતગમતને કારણે, બધા શિક્ષકોની એમણે સારા પ્રમાણમાં ચાહના મેળવી હતી. અને ૧૮૮૦માં, એમણે એન્ટ્રન્સની પરીક્ષા આપી, ને, એમાં ઘણો ઊંચો નંબર લાવી, પોતાની બુદ્ધિમત્તાનો પરચો બતાવી આપ્યો.

હાઇસ્કુલનું જીવન પુરું કરી, નંદલાલજીએ એમને, કોલેજમાં દાખલ કર્યા. કોલેજમાં એમને તે વખતે ઉત્તર પ્રદેશમાં પ્રથમ પંક્તિની ગણાતી અલાહાબાદની 'મેયો સેન્ટ્રલ કૉલેજ'માં દાખલ કર્યા. કૉલેજ શિક્ષણમાં પણ એમનું રમતગમતના મેળાવડામાં આગલી હરોળમાં સ્થાન હોય, જ્યારે શિક્ષણના વર્ગોમા એમનું સ્થાન પાછળજ હોય. પરીક્ષા સુધી બહુ વાંચવામાં ચિત્ત નહિ, પણ પરીક્ષાને થોડો સમય રહ્યો હોય, એટલે એઓ કમ્મર કસે, ને, પછી સારો નંબર લઇ આવે એ વખતે એમની કોલેજના અંગ્રેજ પ્રિન્સિપાલ મિ. હેરીસન એમની ઉપર ખૂબ પ્રસન્ન હતા તે એટલે સુધી કે, મિ. હેરીસન એમની ઉપર રજાઓમાં પત્ર લખતા, અને જાણે એમના મિત્ર હોય એવો સબંધ એમની જોડે રાખતા.

એમના કૉલેજજીવનમાં, નંદલાલજીએ એમને લાડ લડાવવામાં કશીય કમીના રાખી નહોતી, એટલું જ નહિ પણ, મોતીલાલજીને પિતાની ગેરહાજરી જરા જેટલી પણ ન સાલે તેની એઓ ઘણી કાળજી રાખતા.

મોતીલાલજીમાં આ વખતે પશ્ચિમનો પવન ખૂબ પ્રસર્યો. એમને અંગ્રેજી રહેણીકરણી, રીતભાત. એ બધાનું જબરું આકર્ષણ થયું. અને અંગ્રેજોના ગાઢ સંપર્કમાં આવતાં, મુંબઇ કે કલકત્તા જેવા શહેરોમાં જ દૃષ્ટિએ પડતો, એવો અંગ્રેજી લેબાશ મોતીલાલજી છટાથી પહેરતા ને અંગ્રેજોની પ્રશંસા કરતા. કૉલેજ જીવનમાં ચર્ચાસભાઓમાં મોતીલાલજી પ્રિન્સિપાલના આગ્રહને વશ થઇને અગ્રભાગ લેતા ને ત્યાંથી એમણે છટાદાર ભાષણો આપવાની કળા હસ્તગત કરી. એમનું મગજ, એઓ ખૂબ લાડકોડમાં ઉછરેલા હે વાથી અને વિદ્યાર્થી અવસ્થામાં કોઈ પણ જાતની ઉણપ ન હોવાથી ઘણું તેજ રહેતું. અને, એમનાથી બધા વિદ્યાર્થીઓ ખૂબ ગભરાતા.

કૉલેજમાં આમ નામના મેળવતાં મેળવતાં એઓ બી. એ. માં આવ્યા. બી. એ. વખતે કૉલેજનું છેલ્લું વર્ષ હોવાથી એમણે અભ્યાસ કરતાં, કૉલેજની ઇતરપ્રવૃત્તિઓ તરફ વિશેષ લક્ષ આપ્યું. રમતગમતમાં પારિતોષિકો મેળવ્યાં,

પ્રમાણપત્રો મેળવ્યાં, અને એથી અભ્યાસ બરાબર થયો નહિ. એઓ તે વખતે, યુનિવર્સિટીની પરીક્ષાઓ આગ્રામાં થતી હોવાથી આગ્રા ગયા. બી. એ. ની પરીક્ષા હતી. સાગર તરીને વહાણ કાંઠે આવવાની તૈયારી કરતું હતું. પહેલો પેપર સારો ન ગયો. મોતીલાલજીને લાગ્યું કે હવે જ્યાં પહેલા પેપરમાંજ સારું નથી કર્યું, ત્યારે શી રીતે પાસ થવાવાનું હતું? એટલે એમણે, પછીનાં પેપરો જ ન આપ્યાં ને પરીક્ષાને બદલે તાજમહાલ સહેલ કરવા ઉપડી ગયા. જ્યારે એમના પ્રિન્સિપાલ મિ. હેરીસને આ જાણ્યું, ત્યારે તેઓ મોતીલાલજી પર ખૂબ ચીઢાયા અને કહ્યું: "તારો પહેલો પેપર તો સારો ગયો છે. એમાં તો મેં ખબર કાઢી કે તું પાસ થાય છે. તેં શા માટે પરીક્ષા ન આપી. ને તેં કેવી બેવકૂફી કરી!"

પણ હવે બીજો ઉપાય જ નહોતો, એટલે મોતીલાલજી છેવટ સુધી આવીને બી. એ. ની પરીક્ષા ન આપી શક્યા.

હવે તો મોતીલાલજીએ ધંધે લાગવાનો નિર્ણય કર્યો. એમના મોટાભાઈ વકીલાતમાં સારું કમાતા, એટલે એમણે પણ મોટાભાઇને પગલે પગલે વકીલાત જમાવવાનો વિચાર કર્યો. ને એમણે વકીલાતનો અભ્યાસ શરૂ કરી, ૧૮૮૬ માં વકીલાતની પરીક્ષા આપી. એ પરીક્ષામાં એઓ પ્રથમ નંબરે પાસ થયા એટલું જ નહિ, પણ, એમને એ માટે સુવર્ણચંદ્રક પણ મળ્યો. ને, એ રીતે એઓ પોતાના ઉજ્જવળ ભવિષ્યની આગાહી આપવા લાગ્યા.

એમણે કાનપુરની જીલ્લા અદાલતમાં વકીલાતની શરૂઆત કરી. આમ છતાં, હજી એમની બાળવૃત્તિ જતી ન હતી. કોર્ટ કરતાં એમને ખેલવા કૂદવાનો ઘણો શોખ હતો. અખાડે જઈ કુસ્તી કરતા અને કુસ્તીમાં તો એઓ નિપુણ ગણાતા. વકીલાતમાં એમનું સારું ચાલતું હતું. ત્રણ વર્ષ કાનપુરમાં વકીલાત કરી. વકીલાત જામી, પણ, મોતીલાલજી તો હતા મહત્વાકાંક્ષી. એમને ફક્ત આવી જીલ્લા અદાલતમાં અગ્રણી પદ મળે એથી સંતોષ શી રીતે થાય? એટલે ૧૮૮૯ માં હાઇકોર્ટમાં વકીલાત કરવાના ઈરાદાથી એઓ અલાહાબાદ આવ્યા.

અલાહાબાદમાં એમના મોટાભાઈ નંદલાલજી પણ સારા જામ્યા હતા, એટલે, મોતીલાલજી માટે કશી મુસ્કેલી તો હતીજ નહિ. મોટાભાઈનું માર્ગદર્શન, મોતીલાલજીનું પ્રાવીણ્ય ને નસીબની યારી એ ત્રણેયનો સંગમ થાય પછી સમૃદ્ધિની રેલમછેલ હોય એમાં શી નવાઈ? એમની વકીલાત સારી જામી. અને એઓ અલાહાબાદ હાઈકોર્ટના મશહૂર વકીલ તરીકે ગણાવા લાગ્યા.

પણ, નસીબ હમેશાં, માનવીને એક હાથે આપે છે અને બીજે હાથે છીનવી લે છે, એવું ક્રૂર છે. મોતીલાલજીનાં સંબંધમાં પણ એવું જ બન્યું. એક તરફ એમની પ્રતિષ્ઠા જામી. એમણે સુખનો સૂરજ જોયો ત્યાં તો એમના પિતાતુલ્ય મોટાભાઈ નંદલાલજી ગુજરી ગયા. અને એનો એમને કારમો આઘાત લાગ્યો. આખા કુટુંબનો ભાર, પોતાનો અને પોતાના ભાઈનો, એમને શિરે આવી પડ્યો. હજી એ બોજો ઉઠાવવાને, અનુભવ નહોતો. વય કાચી હતી. આથી એમણે પોતાના કાર્યમાં વિશેષ દિલચસ્પી લેવા માંડી.

મોતીલાલજીને સાર્વજનિક કામમાં રસ નહોતો. એમની પાસે સમય પણ નહોતો. અને એ કામ માટે વૃત્તિ પણ નહોતી. એઓ એમ માનતા કે જે લોકો જિંદગીમાં નિષ્ફળ જાય તે લોકોજ દેશસેવાનું કાર્ય આખરે કરવા પ્રેરાય છે. વળી, એમને અંગ્રેજી રહેણીકરણી, રીતભાત, પહેરવેશ, એ બધા માટે એટલું બધું મમત્વ હતું, કે એમને દેશબાંધવો પ્રત્યે જોઇએ તેટલો અનુરાગ પણ જાગેલો નહિ. જો કે, કોંગ્રેસની સ્થાપના થઈ ચૂકી હતી અને મધ્યમવર્ગના અંગ્રેજી ભણેલા વર્ગને એ પોતાના તરફ આકર્ષતી હતી. તેથી જ તો મોતીલાલજી કોંગ્રેસના અધિવેશનમાં હાજરી આપતા. પણ એમાં વિશેષ દિલચસ્પી ન લેતા. એનું કારણ એ પણ ખરું કે એમનો ગર્વ, એમનામાં જન્મેલી એક પ્રકારની ગુરુતાગ્રન્થિ પણ એમને કોંગ્રેસદ્વારા આમજનતા જોડે ભળવાનું પસંદ કરવા દેતી નહિ.

આ સમયમાં જ જવાહરલાલજીનો જન્મ થયેલો. અને પોતાના સંતાનને ઊંચામાં ઊંચું, આંગ્લઢબનું શિક્ષણ આપવાની એમની પ્રબળ ઇચ્છાને લીધે, અને એ પ્રકારનું શિક્ષણ એટલે ધોળો હાથી બાંધવા જેવું તેની પણ એમને ખબર હોવાથી, એઓ ધનોપાર્જનની પ્રવૃત્તિમાં વિશેષ મગ્ન રહેતા. એઓ ભાડાંનું ઘર છોડી, હવે પોતાના બંગલામાં રહેવા લાગ્યા. અંગ્રેજી વર્તમાન પત્રો, ન્યાયાધીશો વગેરે એમની શક્તિની ખૂબ તારીફ કરતા.

અલાહાબાદમાં પ્રયાગ લાલજી નામના એક જણ ઉપર સાત ગુનાઓના આરોપ મૂકવામાં આવ્યા હતા. એના વકીલ મોતીલાલજી હતા. ને, એમની કુશાગ્ર બુદ્ધિપ્રતિભાએ, દલીલબાજીએ તથા કાયદાની છટકબારીના સૂક્ષ્મજ્ઞાને, પેલાને સાતે આરોપમાંથી મુક્ત કરાવ્યો. આથી એમની વકીલાતમાં સારી પ્રતિષ્ઠા જામી અને એમની વકીલાતમાં ખૂબ વધારો થયો. પ્રેક્ટીશ હજારો રૂપિયાની થઈ. ને, એમણે, એક રાજમહેલ જેવો બંગલો, જે અલાહાબાદમાં સારામાં સારો બંગલો હતો, તે ખરીદ્યો ને એનું નામ 'આનંદ ભવન' રાખ્યું.

એમણે એ બંગલામાં આવતાં વેંતજ અંગ્રેજી રહેણી કરણીની ઢબે એમાં ફેરફારો કર્યા અને એઓ પૂરા અંગ્રેજશાહી દમામથી રહેવા લાગ્યા.

આમ છતાં મોતીલાલજીના હૃદયમાં તો એક જાતનો વડવાનલ સળગી રહ્યો હતો. એઓ જે મુકદ્દમા લડતા, એથી, એમને જનતાનો સંપર્ક થતો અને અંગ્રેજી રાજ્યની શોષણનીતિ, પ્રજાપીડનવૃત્તિ એમના દિલમાં દર્દ કરતી. છતાં, એ બધી વૃત્તિઓ, ક્રમશઃ જાગતી હતી. એનું સંકલન થયું નહોતું.

ઘણાનો એવો ભ્રમ છે, કે મોતીલાલજીનો કોંગ્રેસ જોડેનો સંબંધ જવાહરલાલજીને લીધે હતો. એમને કોંગ્રેસમાં એમના પુત્ર ઘસડી લાવ્યા, પણ આ બાબતમાં જરા પણ તથ્ય નથી. કારણ કે એઓ કોંગ્રેસના અધિવેશનોમાં હાજરી તો આપતાજ હતા. એટલુંજ નહિ, પણ, એઓ, એમાં થોડો થોડો રસ પણ લેતા હતા. ૧૯૦૯ માં, મોતીલાલજી અખિલ હિન્દ મહાસભા સમિતિના સભ્ય ચૂંટાયા હતા. આ વખતે જવાહરલાલજી તો વિલાયતમાં ભણતા હતા. એટલે, જવાહરની અસર તો એમના પર હતી નહિ, એટલું જ નહિ, પણ, ૧૯૦૭ માં, સંયુક્ત પ્રાંત રાજકીય પરિષદ ભરાઈ હતી, તેના એઓ પ્રમુખ ચૂંટાયા હતા.

એ વખતના એમના ભાષણમાં એમણે જણાવ્યું હતું કે : "વિદેશી સત્તા એમની એક હથ્થુ સત્તાથી, તથા દોરથી પ્રજાનું વધુ અને વધુ દમન કરે છે. પણ એ સલ્તનતને હું ચેતવણી આપું છું કે અમારી મુક્તિની ક્ષણ હવે ઝાઝી દૂર નથી. સરકારના અત્યાચારોથી પીડાતી પ્રજાની હવે ગુલામી બરદાસ્ત કરવાની તૈયારી નથી. જો સરકારે આ દેશમાં રહેવું હોય, તો, પ્રજાનો પ્રેમ સંપાદિત કરવો જોઇએ. અને પ્રજાનાં સુખદુઃખ જોડે એક બનવું જોઇએ. જો સરકાર એ ન કરવા માગતી હોય તો સરકારને આ દેશમાં રહેવાનો કશો હક નથી. હિન્દે તો આઝાદ બનવાનો પાકો નિર્ણય કર્યો છે અને સરકાર એ નિર્ણયને દાબી શકે એમ નથી." આ ભાષણ વખતે પણ જવાહરલાલજી વિલાયતમાં જ હતા. છતાં આવા ક્રાન્તિકારી શબ્દો ઉચ્ચારનાર મોતીલાલજીના હૃદયમાં ક્રાન્તિની આગ નહોતી એમ કોણ કહી શકે? જો કે, એમની આ વાણી, તે વખતે ચાલતા બંગભંગ આંદોલનનું પરિણામ છે કે જેમાં દેશના સેંકડો નવલોહિયાળ યુવાનો હસતે મુખે, 'વંદે માતરમ્' ઉચ્ચારતા ફાંસીને માચડે ચઢતા હતા. ને એવો કોણ કે જેની પર પોતાના દેશબાંધવોની કુરબાનીની અસર ન થાય!

આમ મોતીલાલજીનું માનસ, રાષ્ટ્રસેવા તરફ વળતું હતું. એનો ક્રમ ધીમો હતો, છતાં, એ તરફનું વલણ નિશ્ચિત હતું. ૧૯૧૩ માં એમને ફરી પાછું પ્રાંતીય

રાજકીય પરિષદનું પ્રમુખપદ સોંપાયું, ત્યારે પણ એમણે આવી જ ગંભીરવાણી ઉચ્ચારી હતી. ૧૯૦૯ થી એઓ, પ્રાંતીય ધારાસભામાં પણ વિનાવિરોધે ચૂંટાતા અને ત્યાં પણ સરકારને એઓ પડકાર કરતા. ૧૯૧૭ માં હોમરૂલ લીગ, જે શ્રીમતિ એની બેસન્ટે, રાષ્ટ્રીય કાર્ય માટે શરૂ કરેલી તેમાં મોતીલાલજીએ ઝંપલાવેલું, અને અલાહાબાદ હોમરૂલ લીગના એઓ પ્રમુખપદે ચૂંટાયલા. આમ ધીમે ધીમે, મોતીલાલજીને પોતાને પણ ખબર ન પડે એવી રીતે એઓ રાષ્ટ્રવાદ તરફ, દેશસેવા તરફ ધસડાતા જતા હતા.

૧૯૧૭ સુધીમાં તો, સફળ ધારાશાસ્ત્રી અને સફળ ધારાસભાના સભ્ય તરીકે એઓ નામાંકિત બન્યા હતા. એમની કીર્તિ હિન્દના એક ખૂણેથી બીજે ખૂણે ફેલાઈ હતી. એઓ એક મહારાજાને પણ ઇર્ષા આવે એવું જાહોજલાલી ભર્યું જીવન જીવતા હતા. પૂરી પાશ્ચાત્ય ઢબે રહેતા હતા.

૧૯૧૫ માં હિન્દમાં ગાંધીજી આવ્યા અને એમણે દેશભરમાં એક નવું જ આંદોલન ઉપાડયું. હિન્દભરમાં એક નવું જ ઉત્સાહનું મોજું ફરી વળ્યું. આખો દેશ જાણે કોઈ નવો જ અવતાર ધારણ કરવા લાગ્યો. ચંપારણ ને ખેડાની લડતે, અમદાવાદની મજૂર હડતાલે, દેશે ચેતનનો જુવાળ અનુભવ્યો. દેશમાં જે નિષ્ક્રિય શક્તિ સુષુપ્ત પડી હતી, તે જાગૃત થઈ. જાણે હજારો વર્ષોથી ભરનિદ્રામાં પોઢતો સિંહ એક જ જણના આચકાથી જાગી ઉઠીને બ્રિટીશ સલ્તનતને પડકાર કરવા લાગ્યો.

૧૯૧૯માં પંજાબમાં જલીયાંવાલા હત્યાકાંડ થયો. ને જાણે સમગ્ર દેશ ઉપર વજ્રપ્રહાર થયો. યુદ્ધમાં હિન્દે જે તનમનધનથી અંગ્રેજોને સહાય્ય કરી, તેના બદલામાં, હિન્દીઓનાં લોહી રેડાયાં. એમનાં નિર્દોષ બાળબચ્ચાં, જાણે જાહેર કતલખાનું હોય તેમ અંગ્રેજોની ગોળાથી રહેંસાયા. ને દેશભરમાં બ્રિટીશ સલ્તનતની સામે પૂકાર ઊઠયો.

મોતીલાલજીનું પણ હૈયું હાથમાં ન રહ્યું. એમના દિલમાં પણ ક્રાન્તિની જ્વાળા પ્રગટી. આ વખતે ગાંધીજીએ મોતીલાલજીની મુલાકાત લીધી. અને મોતીલાલજીને, પંજાબ હત્યાકાંડમાં, પંજાબ જઈ તપાસ કરવા વિનવ્યા. મોતીલાલજીએ એનો સ્વીકાર કર્યો. અને ગાંધીજીના આગ્રહથી અખિલ ભારત મહાસભા સમિતિએ, પંજાબના હત્યાકાંડની તપાસ કરવા પંડિત મોતીલાલજીના પ્રમુખપદે એક સમિતિ નીમી. મોતીલાલજી પંજાબ ગયા. અને ત્યાં, એમણે, ગામડે ગામડે ફરી, હત્યાકાંડની પૂરી તપાસ કરી. ત્યાં એમણે પોતાની સગી

આંખે, બ્રિટીશરોના અત્યાચારો જોયા, દુઃખી આત્માઓની કરુણ કહાણી પ્રત્યક્ષ સાંભળી ને એમનું દિલ થરથરી ઊઠ્યું. એમણે સાચો અહેવાલ પ્રગટ કર્યો. એ અહેવાલે દેશભરમાં વિદ્રોહનું વાતાવરણ ફેલાવ્યું. મોતીલાલજીની આ સેવાએ, દેશભરમાં એમની ઈજ્જત વધારી, અને ૧૯૧૯ના અમૃતસરમાં ભરાનારા કોંગ્રેસ અધિવેશનના એમને પ્રમુખ નીમ્યા.

આ એમના જીવનમાં પલટો લાવનારો એક મહાન પ્રસંગ હતો. એમણે વકીલાત કરતાં દેશસેવાને વિશેષ મહત્વ આપ્યું. ધીકતી કમાણી કરતાં દેશના ધીકતા હૃદયે એમને વિશેષ આકર્ષ્યા. આ પ્રસંગ મોતીલાલજીના જીવનનો પણ પરિવર્તનનો પ્રસંગ હતો. અંગ્રેજી રહેણી કરણી, સાહેબશાહી ઠાઠ, એ બધાં તરફનો એમનો મોહ સાપની કાંચળીની જેમ ઉતરી ગયો. ને સાહેબશાહી મોતીલાલજીએ ખાદી અપનાવી. એક મહાન ધારાશાસ્ત્રી મહાન સ્વદેશપ્રેમી નેતા બન્યા. એ પરરાષ્ટ્રીય બંધનમાંથી છૂટ્યા, ને, પૂરા રાષ્ટ્રીય બન્યા. મોતીલાલજીની સરદારી નીચે કોંગ્રેસે સ્વદેશીનો ઠરાવ પસાર કર્યો અને સત્યાગ્રહની પણ તૈયારી કરી.

મોતીલાલજીનું પરિવર્તન થઈ ચૂક્યું હતું. એઓ દેશની મહાન રાજકીય સંસ્થાના પ્રમુખ હતા. એમનો મહેલ જે પાશ્ચાત્ય સંસ્કૃતિના પ્રતીકસમો હતો, તે રાષ્ટ્રીય પ્રતીક બન્યો. સાહેબશાહી મોતીલાલ મટી ગયા. એમનાં પડળ ખુલ્યાં ને એઓ મહાન રાષ્ટ્રીય નેતા બન્યા.

મોતીલાલજીએ પોતાની પુત્રીઓને અંગ્રેજી શાળાઓમાંથી ઉઠાડી મૂકી. અને શા માટે ઊઠાડી તે પુત્રીઓને સમજાવ્યું. એમની દીકરીઓને પ્રથમ તો દુઃખ થયું, પણ પછી એમને એનું રાષ્ટ્રીય મહત્વ સમજાયું. મોતીલાલજીએ એમના શિક્ષણ માટે ઘરમાંજ શિક્ષકો રાખી પ્રબંધ કર્યો. જો સત્યાગ્રહ શરૂ થાય તો એમાં ઝંપલાવવા જવાહરલાલજી તત્પરજ હતા. મોતીલાલજીને પોતાનો એકનો એક દીકરો, જેને આટઆટલા લાડકોડથી ઉછેરેલો, જેણે સુખચેનમાં જિંદગી વીતાવેલી, તે જેલમાં જાય, એ એમને ગમતું નહોતું. રાષ્ટ્રીય કાર્ય કરે એમાં એમને વાંધો નહોતો. મોતીલાલજી જવાહર જોડે ઘણી ચર્ચાઓ કરતા. રાતની રાત ચર્ચા ચાલતી. પિતા પુત્ર વચ્ચે ગરમાગરમ દલીલો થતી. મોતીલાલજી સંપૂર્ણપણે અસહકારમાં સંમત નહોતા. એઓ સરકારની સામે સીધો પ્રતિકાર કરતાં અચકાતા. જેલમાં જવાથી દેશનું કશું ભલું થવાનું નથી એમ એઓ માનતા.

જવાહરલાલ જેલમાં જાય, તો એને કેવી યાતના સહવી પડે, તેનો અનુભવ કરવા વત્સલ પિતા, છત્રપલંગ છોડી જમીનપર સાદડી નાંખી સૂતા.

મોતીલાલજીનાં પત્ની, સ્વરૂપરાણીને, પિતાપુત્ર વચ્ચેનો આ વિખવાદ અને મતભેદ જોઈ ઘણું દુઃખ થતું. ઘરમાં રાંધ્યાં ધાન પડ્યાં રહેતાં.' કશા કામમાં કોઈનું ચિત્ત ચોંટતું નહિ. પરંતુ, મોતીલાલજી કલકત્તા કૉંગ્રેસમાં ગયા, ત્યાં ગાંધીજીને મળ્યા. ગાંધીજી જોડે ચર્ચા થઈ ને એઓ સદંતર પલટાયા.

ગાંધીજીએ એમના મનમાં કોઈ પણ પ્રકારની આશંકા રહેવા દીધી નહિ. કલકત્તા કૉંગ્રેસમાં એમણે ગાંધીજીના સત્યાગ્રહ ઠરાવને ટેકો આપ્યો. ને, ત્યાંથી આવીને એમણે વકીલાત છોડી, અમીર ફકીર બની ગયા અને તે પણ સ્વેચ્છાએ. મોતીલાલજીએ હવે પોતાને વહાલા ઘોડાઓ હતા તે પણ વેચવા માંડ્યા. એ સહેલું નહોતું. ઘોડાને એઓ પોતાના સંતાનની જેમ ચાહતા. એમના જીવનનો એ એક મહત્વનો શોખ હતો. એમણે ઘણા નોકરોને રજા આપી. મિજબાનીઓ અને ખાણાં બંધ કર્યાં. રાચરચીલું, કિંમતી વાસણો બધું વેચ્યું, બબરચીઓને રજા આપી.

મોતીલાલજીએ એમના જૂના સાથીઓનો સાથ છોડ્યો, કારણ કે, એમના જૂના સાથીઓ, એટલે અંગ્રેજશાહી જીવનરીતિમાં માનનારા. એમની જોડે, મોતીલાલજીનો મેળ શી રીતે ખાય ? આમ મોતીલાલજી અને જવાહર બન્નેની વિચારસરણી એક બની ગઈ હતી. પોતે રાષ્ટ્રીય આંદોલનમાં ઝંપલાવ્યું તેનો મોતીલાલજીને જરા પણ અફસોસ નહોતો. એમણે એમનાં પત્ની સ્વરૂપરાણીને પણ પોતાના આ પરિવર્તનની ખૂબ વિસ્તારથી સમજણ પાડી હતી. મોતીલાલજી ચૂસ્ત રાષ્ટ્રવાદી, ક્રાન્તિકાર બન્યા હતા.

સત્યાગ્રહનાં મંડાણ થયાં હતાં. શાળા, કૉલેજો, કોર્ટ વગેરેનો બહિષ્કાર પૂરજોશમાં ચાલી રહ્યો હતો. મોતીલાલજીને ત્યાં દેશભરમાંથી રાષ્ટ્રસેવકો આવતા. સત્યાગ્રહની યોજનાઓ ઘડાતી. એમની ગમે તે પળે ગિરફતારી માટે તૈયારી હતી.

એવામાં બ્રિટનના રાજાનો પાટવીકુંવર હિન્દમાં આવવાનો હતો. એના બહિષ્કારનું આંદોલન પૂર જોશમાં હતું. જીલ્લા મેજીસ્ટ્રેટે, એ અલાહાબાદમાં આવે ત્યારે એમના સ્વાગત માટે, મોતીલાલજીના બંગલાનો ઉપયોગ કરવા દેવા માટે એમને પત્ર લખ્યો. મોતીલાલજીએ જવાબ આપ્યો, કે, એમનો બંગલો ને જમીન એમનાં ખાનગી મિલકત હતાં. એની પર સરકારનો કશો હક નહોતો. તેથી ઉક્ત પ્રયોજન માટે બંગલો કે એની આસપાસની ખુલ્લી જમીન મળી શકે નહિ. આના જવાબમાં જીલ્લા મેજીસ્ટ્રેટે મોતીલાલજી અને જવાહરલાલને ગિરફતાર કર્યા.

જેવા એમના બંગલાના ચોગાનમાં પોલીસ આવ્યા, તેવા નોકરો તો ખૂબ ગુસ્સે થઈ ગયા, ને, પોલીસને મારીને હાંકી કાઢવાની વાતો કરવા લાગ્યા. પણ મોતીલાલજીએ એમને વાર્યા. સ્વરૂપરાણીને ખૂબ લાગી આવ્યું. કારણ કે, પતિ અને વહાલ સોયા પુત્રને કેવી કેવી યાતનાઓ ભોગવવી પડશે, એ એમનાથી કલ્પાતું નહોતું, એટલું જ નહિ, પણ એ લોકો એ શી રીતે એ સહી શકશે તેનું જ એમને ભારે દુઃખ હતું. આમ છતાં, એમણે તો હસતું મુખ રાખ્યું અને પોતે જરા ઢીલાં થયાં છે એવું પોલીસને જણાવા ન દીધું. અને એમણે હસતે મુખે કુમકુમનાં ચાંદલા કરીને પતિ અને પુત્રને વિદાય આપી.

૨૧મી ડીસેમ્બરે બન્નેનો મુકદમો ચાલ્યો. સરકારી વકીલ મોતીલાલજીનો ખાસ મિત્ર હતો. એ એમને ત્યાં રોજ ખાણું લેતો, મિજબાનીઓ ઉડાવતો. એનાથી શરમની મારી આંખ ઊંચી ન થઈ. ને, એ એટલો બધો અસ્વસ્થ બની ગયો હતો, કે, એણે ગમે એમ લોચા વાળ્યા. ને મેજીસ્ટ્રેટે બન્નેને ૭ મહિનાની કેદની સજા કરી. જેલમાં જતાં, મોતીલાલજીએ સાચા સૈનિકની જેમ, દરેક દેશબાંધવને સત્યાગ્રહ આંદોલનમાં ભાગ લઈ જેલ ભરવાનો સંદેશ આપ્યો.

મોતીલાલજી જેલમાં હતા, ત્યારે, અમદાવાદમાં કોંગ્રેસનું અધિવેશન ભરાયું. એમાં મોતીલાલજીનાં પત્ની સ્વરૂપરાણીને બાપુએ ખાસ આમંત્રણ આપ્યું. અને સ્વરૂપરાણી, જવાહરનાં પત્ની કમળાદેવી, મોતીલાલજીની પુત્રીઓ, બધાએ, જિંદગીમાં પહેલી વાર, પોતાના બદલાયલા જીવનને અનુરૂપ ત્રીજા વર્ગમાં મુસાફરી કરી, ને અમદાવાદ ગયાં. અલ્લાહાબાદથી અમદાવાદ સુધીની મુસાફરી ત્રાસદાયક હતી, છતાં, બધાએ આનંદથી મુસાફરી કરી. અને, અમદાવાદમાં પણ આશ્રમનું સાદું, કડકનિયમન વાળું, સમૂહજીવન ગાળ્યું.

મોતીલાલજી જ્યારે, જેલમાંથી મુક્ત થયા ત્યારે, ગાંધીજી ગિરફતાર થયા હતા. દેશમાં સત્યાગ્રહનો જુવાળ ઓસરતો હતો. ચોમેર વ્યાપક નિરાશાનું વાતાવરણ છવાયું હતું. મોતીલાલજી એથી નિરાશ બન્યા નહિ, પણ દેશબંધુદાસનો ધારાસભા પ્રવેશનો કાર્યક્રમ એમને યોગ્ય લાગ્યો, એટલે, એમણે એ કાર્યક્રમ જોરશોરથી ઉપાડ્યો.

દિલ્હીની કોંગ્રેસમાં એમણે ધારાસભાપ્રવેશ માટે કોંગ્રેસની સંમતિ મેળવવા પ્રયત્ન કર્યો, અને, મૌલાના મહમદઅલીને સમજાવ્યા. મહાસભાની સંમતિ મળતાં, સ્વરાજ્યપક્ષની સ્થાપના કરી. એ પક્ષના દેશ બંધુ દાસ પ્રમુખ અને મોતીલાલજી મંત્રી બન્યા. ધારાસભામાં એમણે ઉમેદવારો ઉભા રાખ્યા અને ઘણી મોટી બહુમતીથી એઓ ચૂંટાયા. એવામાં ગાંધીજી છૂટતાં, ગાંધીજીને મળી, દેશની

પરિસ્થિતિ સમજાવી, પોતાના ધારાસભાની અંદરનાં કાર્યક્રમ માટે બાપુની પણ સંમતિ મેળવી લીધી.

મોતીલાલજી વડી ધારાસભામાં ગયા. ૧૯૨૪ થી ૧૯૨૯ સુધી મોતીલાલજી ધારાસભામાં રહ્યા. સ્વરાજ્યપક્ષના એઓ મંત્રી હતા. ૧૯૨૫ માં દેશબંધુ દાસ મૃત્યુ પામ્યા. એથી એમને કારમો આઘાત લાગ્યો. દેશબંધુ મોતીલાલજીના પરમ મિત્ર હતા. દાસના મૃત્યુથી સ્વરાજ્યપક્ષના નેતા મોતીલાલજી ચૂંટાયા. એટલે ધારાસભામાં કેમ વિરોધ કરવો, સરકારને શી રીતે હંફાવવી એ બધામાં એમનો સમય ચાલી જતો. મોતીલાલજીના નેતૃત્વ નીચે સ્વરાજ્યપક્ષે સરકારને ઘણી હાર આપી. ઘણી વાર સભાત્યાગ કર્યો.

એ અરસામાં જવાહરનાં પત્ની માંદાં પડ્યાં. એમને હવાફેર માટે સ્વિટ્ઝર્લૅન્ડ લઈ જવાની જરૂર જણાઈ. મોતીલાલજીએ પણ એમની જોડે યુરોપ જવાનું નક્કી કર્યું. એઓ સખત કામથી ખૂબ કંટાળ્યા હતા. ને, એમને આરામની ઘણીજ જરૂર હતી. પણ છેક છેવટની ઘડીએ, એક ઘણો અગત્યનો મુકદ્દમો આવી પડ્યો. મુકદ્દમો તો એમણે વકીલાત છોડી તે પૂર્વેનો હતો. અને એમને ઘણુંય ગમતું નહોતું છતાં, એઓ, એ કાર્યને ટાળી શક્યા નહિ. એમને પોતાનેજ અદાલતમાં જવાનું ઘણું વસમું લાગતું હતું પણ બીજો ઉપાય નહોતો.

મોતીલાલજીએ વકીલાત છોડી પછી ઘણા મોટા મોટા માણસો, એમની બાબતમાં અપવાદરૂપ ગણીને એમને પોતાનો મુકદ્દમો લડવાનું કહેતા. પણ એઓ એવાં પ્રલોભનોનો સાફ ઈન્કાર કરતા એટલું જ નહિ પણ ઘણીયે વાર આવનાર માણસ તરફ ખૂબ ગુસ્સે થતા. ગમે તેવી મોટી ફી એમને લલચાવી શકતી નહિ. એક વખત એક મોટા જમીનદાર એમની પાસે આવ્યા, અને એમના હાથમાં એક લાખ રૂપિયા મૂકી, પોતાનો મુકદ્દમો લડવા એમને આજીજી કરી. એમણે પહેલાં તો પેલા ભાઈને ધમકાવી કાઢ્યા. એમની પાસે એમની નાની દીકરી કૃષ્ણા ઊભી હતી. તેને એમણે પૂછ્યું: "બેટી! તું કહે, આ મુકદ્દમો મારાથી લેવાય?" કૃષ્ણાએ ડોકું ધૂણાવીને ના પાડી, એટલે મોતીલાલજીએ એને કહ્યું: "આ દીકરી પણ એટલું સમજે છે, પણ તમે સમજતા નથી."

કૃષ્ણાને વિલાયત જવું હતું. જવાહર ને કમળા સ્વિટ્ઝર્લૅન્ડ હતાં. એટલે, મોતીલાલજીએ એને એકલી મોકલવાની હિંમત કરી. પણ એમનાં પત્ની સ્વરૂપરાણીનું કેમે કરીને મન ન માને. પણ, કૃષ્ણા મક્કમ હતી. મોતીલાલજીએ રજા આપી, એટલે સ્વરૂપરાણી પણ મોતીલાલજી પર ચીડાયાં. પણ આખરે એમને સમજાવ્યાં.

મોતીલાલજીનો ધારાસભાનો કાર્યક્રમ એક રીતે સફળ થયો. કારણ કે, સરકાર કોંગ્રેસવાદીઓથી ગભરાવા લાગી. સરકારનાં અગત્યનાં બીલો આ લોકો પસાર ન થવા દેતા, અને એ બધાં વાઇસરોયના ખાસ હકથી પસાર થતાં. આમ બીનલોકશાહી રસમ વાપરવાથી પરદેશમાં પણ બ્રિટીશ સરકારની નીતિ સામે કડક ટીકાઓ થવા માંડી. પાર્લામેન્ટમાં પણ એમનો અવાજ સંભળાવા લાગ્યો. મોતીલાલજી, માલવીયજી, વિઠ્ઠલભાઈ, લાલા લજપતરાય વગેરે બુઝર્ગો વાગ્યુદ્ધમાં નિષ્ણાત હતા, એટલે સરકારને હેરાનપરેશાન કરવામાં એ લોકોએ જરાય બાકી રાખ્યું નહિ.

૧૯૨૭ માં મોતીલાલજી આરામ લેવા માટે યુરોપ નાસી છૂટ્યા. જવાહર ને પણ લાગતું હતું કે દેશમાં મોતીલાલજીથી આરામ લેવાવાનો નથી, એટલે એઓ વારંવાર એમને યુરોપ આવવા માટે લખ્યાજ કરતા હતા. મોતીલાલજી પણ ખૂબ થાકયા હતા. સપ્ટેંબર ૧૯૨૭ માં એઓ વિલાયત ગયા. એમને પણ પોતાનાં સંતાનો જોડે નિરાંતે રહેવાનો લહાવો મળ્યો.

મોતીલાલજીની યુરોપયાત્રા દરમ્યાન જવાહરના સતત પ્રયાસથી નેહરુ-કુટુંબ રશીયાની મુલાકાત પણ લઈ આવ્યું. ત્યાં રાજ્ય તરફથી એમને બધે ફેરવવામાં આવ્યા. ત્યાંના અમલદારોએ રશિયાની જેલો પણ અંદર ફરીને બતાવી. ત્યાંની જેલમાં હિન્દનાં કરતાં કેદીઓ એમને ખૂબ મુકત અને આનંદી લાગ્યા. મોતીલાલજીને રશીયાની સામ્યવાદી જીવનરીતિ ગમી નહિ. કારણ કે, એમના માનસને એ અનુકૂળ આવે એવી નહોતી. પણ રશીયા ગયા તેથી એમને આનંદ ઘણો થયો.

મોતીલાલજી યુરોપમાં થોડા મહિના ગાળી પાછા હિન્દ આવ્યા. એ દરમ્યાન કૃષ્ણાએ, એક બાળમંદિરમાં, બાળકોને ભણાવવા જવા નક્કી કર્યું. મોતીલાલજીને કૃષ્ણા ભણાવવા જાય તેની સામે વાંધો હતો. અને ભણાવવા માટે પૈસા લઇને નોકરી કરે એ એમનો બીજો વાંધો હતો. એમણે કૃષ્ણાને સાફ ના પાડી. આખરે, જવાહરે પિતાને સમજાવ્યા અને કૃષ્ણાને ભણાવવા જવા દીધી.

હિન્દને કેટલા રાજકીય સુધારાઓ આપવા તેની તપાસ કરી તેના સંબંધી અહેવાલ તૈયાર કરવા બ્રિટીશ સરકારે એક સર જોન સાઈમનને પ્રમુખ પદે કમીશન નીમ્યું. એ કમીશનના બહિષ્કારનો ઠરાવ, સ્વરાજ્યપક્ષ તરફથી, મોતીલાલજી ધારાસભામાં લાવ્યા. એ ઠરાવ બહુમતીએ પસાર કર્યો. મોતીલાલજીએ, આખા દેશને એ ગોરા કમીશનનો બહિષ્કાર કરવાની હાકલ કરી. અને સારા દેશે એ હાકલ ઝીલી લીધી.

હિન્દના સર્વે પક્ષોએ ભેગા થઈ આઝાદ હિંદને માટે બંધારણ ઘડવા મોતીલાલજીના પ્રમુખપદે એક સમિતિ નીમી. એ સમિતિએ એમના કાબેલિયત ભર્યા નેતૃત્વ નીચે, બહુ જ થોડા સમયમાં, હિન્દનાં બંધારણનો મુત્સદ્દો ઘડી કાઢ્યો. એ મુત્સદ્દાનો સર્વપક્ષે સ્વીકાર કર્યો. એ મુત્સદ્દામાં સાંસ્થાનિક સ્વરાજ હતું, એટલે જવાહરે એનો વિરોધ કર્યો. આમ પિતાપુત્ર પાછા ઘણે વર્ષે એકબીજાના વિરોધમાં પડ્યા.

કલકત્તામાં કોંગ્રેસ ભરાવાની હતી. પંડિત મોતીલાલજી કોંગ્રેસના પ્રમુખ ચૂંટાયા. એમનું ભવ્ય સ્વાગત થયું. સુભાષ બોઝ, એ અધિવેશનમાં સ્વયંસેવકદળના સેનાપતિ હતા. એમનું છત્રીશ ઘોડાઓના રથમાં આખા શહેરમાં સરઘસ નીકળ્યું. એમના દર્શનાર્થે જનતા ઉલટી પડી. કેટલાંયે કચરાયાં, કેટલાંયે ઘાયલ થયાં. આ અધિવેશનમાં પિતાપુત્ર વચ્ચે તોફાન જામ્યું. નેહરુ રિપોર્ટના સ્વીકારનો જવાહરલાલે વિરોધ કર્યો. કારણ કે, જવાહર, સુભાષ વગેરે નવલોહિયાળ દેશનેતાઓને પૂર્ણ આઝાદી સિવાય બીજું કશું ખપતું નહોતું. જવાહરે ખૂબ જુસ્સાદાર ભાષણ કર્યું, પણ આખરે ઠરાવ પસાર થયો.

એ પછીનું વર્ષ તો ઐતિહાસિક હતું. જતીનદાસે રાજકીય કેદીના હકો માટે ઉપવાસ કરી શહીદી મેળવી. ભગતસિંહ અને દત્તે, સરકારની નીતિના વિરોધ તરીકે ધારાસભામાં બોમ્બ નાંખ્યો. દેશભરમાં સ્વદેશી, ખાદી અને વિદેશી વસ્ત્રોનાં બહિષ્કારનું આંદોલન પ્રબળ બન્યું.

ડીસેમ્બર ૧૯૨૮માં લાહોરમાં કોંગ્રેસનું અધિવેશન ભરાવાનું હતું. એના પ્રમુખ જવાહર ચૂંટાયા. મોતીલાલજીના આનંદનો પાર નહોતો. જવાહરે પોતાનો બધો વારસો સાચી રીતે સંભાળ્યો તેનો એમને ગર્વ હતો. કોંગ્રેસના ઇતિહાસમાં, પિતા પુત્રને કોંગ્રેસના પ્રમુખપદનો હોદ્દો સોંપે એ એક ભવ્ય બનાવ હતો. મોતીલાલજીએ હર્ષથી છલકાતે હૈયે જવાહરને પ્રમુખપદ સોંપી જીવનની કૃતકૃત્યતા અનુભવી.

એજ અરસામાં પોતાના જૂના મહેલનું કોંગ્રેસને મોતીલાલજીએ દાન આપી દીધું. જૂના મકાનને 'સ્વરાજ્યભવન' એ નામ આપ્યું.

૧૯૩૦ નો જંગ શરૂ થયો. દેશભરમાં ઉત્સાહનો જુવાળ આવ્યો. જવાહર પહેલા પકડાયા. આખા નેહરુકુટુંબે એમાં ભાગ લીધો. મોતીલાલજીની તબિયત ઘણી નાજુક હતી. દાકતરોએ એમને સંપૂર્ણ આરામ લેવા જણાવ્યું. પણ, એની પર મોતીલાલજી વિચાર કરે તે પૂર્વે તો એમને ગિરફતાર કરવામાં આવ્યા. જેલમાં એમની તબિયત વધુ બગડી. અઢી મહિના પછી, જ્યારે એઓ હાડકાનું માળખું

બની ગયા, ત્યારે સરકારે એમને બીનશર્તે મુક્ત કર્યા, એટલે આખું કુટુંબ મસૂરી ગયું. ત્યાંની હવાની અસરથી એમની તબિયત સુધરવા માંડી.

એવામાં જવાહર પણ છૂટ્યા. પણ, એઓ તો સત્યાગ્રહમાં જોરશોરથી પડ્યા. અવારનવાર પિતાની તબિયત જોવા મસૂરી આવી જતા. જવાહરની ફરી ગિરફતારી વિષે અફવાઓ સંભળાવા લાગી. મોતીલાલજી એથી ચિંતાતુર બન્યા. અને દાક્તરની સલાહની વિરુદ્ધ એઓ મસૂરી છોડીને અલાહાબાદ આવ્યા. જવાહરે સ્ટેશન પર એમને સત્કાર્યા ને ત્યાંથી એઓ બારોબાર જાહેરસભામાં ગયા, ને, ત્યાંજ એઓ ઝડપાયા. મોતીલાલજી ખૂબ નિરાશ થયા.

એમને આથી ખૂબ આઘાત લાગ્યો. એક ક્ષણભર એઓ નીચું માથું ઢાળીને બેસી રહ્યા. ને તરતજ એમણે નિશ્ચય કર્યો કે દાક્તરો ભલે ગમે તે કહે, પણ એઓ સત્યાગ્રહનું કામ શરૂ કરવાના છે. ને, એમણે કોઇનું માન્યું નહિ. ને, શરીરની કમજોરી સામે પોતાના આત્મબળને ત્રાટકી એમણે, સત્યાગ્રહ આંદોલનને વેગ આપ્યો. એ આંદોલનને પુનઃ સજીવન બનાવી દીધું. પણ એથી એમની તબિયત વધારે ને વધારે બગડતી ચાલી. જવાહરે એમને પૂરો આરામ લેવા આગ્રહ કર્યો. જવાહરે તો દરિયા પાર જવાજ કહ્યું, અને વાત્સલ્યપ્રેમને વશ થઈ એઓ તૈયાર થયા, ને કલકત્તે ગયા. પણ કલકત્તે જતાં તો એમની તબિયત વધારે બગડી. એટલે એ પ્રવાસને છોડી દેવો પડ્યો.

મોતીલાલજીને ખબર પડી ગઈ હતી, કે, એ માંદગીમાંથી એઓ ઊઠવાના નથી. છતાં, એઓ ખૂબ આનંદી રહેતા અને આખો દિવસ ગમ્મતમાં ગાળતા. એવામાં જવાહરની પત્નીના ગિરફતાર થવાના સમાચાર આવ્યા. એટલે મોતીલાલજીને કલકત્તામાં રુચ્યું નહિ. તેથી બધાને લઈ એઓ પુનઃ અલાહાબાદ આવી પહોંચ્યા. મોતીલાલજીને શરીરે સોજા આવ્યા હતા. એમની હાલત ગંભીર બની. એટલે સરકારે ૨૬ મી જાન્યુઆરી ૧૯૩૧ ને દિને જવાહરને મુક્ત કર્યા.

જવાહર હાંફળાફાંફળા સીધા પિતાના ખંડમાં ગયા. પિતાનો સૂકાયલો ચહેરો જોઈ એમને ખૂબ આઘાત લાગ્યો. ઘડીભર તો એ બારણામાં જ થંભી ગયા, અને પછી જઈને- પિતાની ગોદમાં લપાઈ ગયા. જવાહરની આંખો આંસુથી છલકાઈ ગઈ હતી. મોતીલાલજીનાં મુખ પર અનેરો આનંદ હતો. એમની તબિયત બગડતી જ રહી.

ગાંધીજી છૂટ્યા તેવા યરવડાથી સીધા મોતીલાલજીને મળવા આવ્યા. ગાંધીજી ને મોતીલાલજી બન્નેનું મિલન અદ્ભુત હતું. ગાંધીજી એમની પડખેજ રહેતા. છેલ્લે સુધી મોતીલાલજી ભાનમાં હતા. જિંદગીભરનો એ લડવૈયો મૃત્યુ

જોડે પણ ઝઘડતો હતો. ગાંધીજીએ કૉંગ્રેસ કારોબારી સ્વરાજ્યભવનમાં ભરવાનું નક્કી કર્યું. અને મોતીલાલજીની પથારીની આસપાસ કૉંગ્રેસ કારોબારી મળી. એમણે કહ્યું: "હિન્દનું ભાવિ તમે સ્વરાજભવનમાં જ નક્કી કરો. મારી હાજરીમાં નક્કી કરો, ને મને આઝાદ હિન્દની ગોદમાં મરવા દો."

દાક્તરોએ, એમને, લખનૌ એક્સ-રે માટે લઈ જવા કહ્યું. મોતીલાલજીને ખબર હતી કે હવે અંતિમ ઘડીઓ નજદીક આવી છે. અને તેથી એમણે લખનૌ જવાની ચોખ્ખી ના પાડી, પરન્તુ, દાક્તરોએ ગાંધીજી મારફત કહેવડાવ્યું. હવે મોતીલાલજીનો છૂટકો નહોતો. એમને આનંદ ભવનમાં, પોતાના આખા કુટુંબ અને, રાજકીય કુટુંબી જનોની વચ્ચે મરવાની ઇચ્છા હતી. લખનૌ પહોંચ્યા ત્યાં એમની તબિયત વધારે બગડી. અને રાત્રે, ગાંધીજી, જવાહર અને સ્વરૂપરાણીની હાજરીમાં એઓ લખનૌમાં મૃત્યુ પામ્યા.

મોતીલાલજીના શરીરને અલાહાબાદ લઈ જવામાં આવ્યું. જ્યાએ જ્યાએ એમને ભાવભીની કરુણ અંજલિ આપવામાં આવી. આનંદભવનથી એમની અંતિમયાત્રા નીકળી. એક લાખ જેટલું માનવી ગંગાકિનારે એમનાં અંતિમ દર્શન માટે ભેગું થયું હતું.

આમ, મોતીલાલજી જીવ્યા અને મર્યા પણ આપણી સમક્ષ જવાહરરૂપી ભવ્ય વારસો મૂકતા ગયા. ને, સ્વરૂપરાણી જેવી પ્રેમાળ પત્ની, વિજ્યાલક્ષ્મી ને કૃષ્ણા જેવાં પુત્રીરત્નો, પણ મૂકતા ગયા. એઓ ગયા પણ એમની પાછળ અક્ષયકીર્તિ મૂકતા ગયા.

એમનું જીવન ભર્યું ભર્યું હતું. એમનો પત્ની પ્રેમ, વાત્સલ્યપ્રેમ, દેશપ્રેમ, વિદ્યાપ્રેમ, માનવપ્રેમ, ગમે તે એકદૃષ્ટિએ પણ જો આપણે એમની મૂલવણી કરીએ તો, એમનુ સ્થાન હિન્દમાં મશહૂર રહેશે. એઓ જીવનભરના યોદ્ધા હતા. એમનું માનસ પ્રગતિશીલ હતું. એમના જીવનમાં અનેક પરિવર્તનો થયાં, અને, એમાં જ એમની મહત્તા ને ગૌરવ રહ્યા છે. એમનું જીવન ભવ્ય હતું, અને મૃત્યુ પણ એટલુ જ ભવ્ય. છેલ્લા શ્વાસ સુધી, એમણે દેશસેવા કરી છે. એમની નાદુરસ્ત તબિયત માટે જો કોઈપણ જવાબદાર હોય તો તે બ્રિટીશ સલ્તનત છે, કે, જેણે એઓ હવાફેર માટે મસૂરી જવાનો વિચાર કરતા હતા ત્યાં જ એમની ગિરફતારી કરી, એમને મૃત્યુના મોંમાં ધકેલ્યા

સામાન્યતઃ આપણે ત્યાં એક કહેવત છે, કે, દીવા પાછળ અંધારું પણ આ તો દીવા પાછળ પણ વધારે અજવાળું એ વાત જવાહરે સિદ્ધ કરી. મહાન પિતા, પોતાની જાતને અર્પણ કરી પોતાના પુત્રને પણ દેશને અર્પણ કરતા ગયા.

[૪]

# જન્મ અને બાળપણ

જવાહર, ૧૪ મી નવેંબર ૧૮૮૯ ને દિને જન્મ્યા. એ તિથિ, માગશર વદ સાતમ હતી. ૧૯૪૫ ની સાલ હતી. આનંદ ભવનમાં એમના જન્મથી, આનંદ છવાઈ ગયો. જવાહર ને જન્મથીજ અમુક મહત્તા પ્રાપ્ત થઈ ગઈ હતી. એક રીતે કહીએ તો એઓ જન્મથીજ મહાન હતા. કારણ, મહાન પિતાને ત્યાં, હિન્દમશહૂર ધારાશાસ્ત્રીને ત્યાં, એમનો જન્મ થયો. મોટા માનવીને ત્યાં જન્મવું, એ પણ કુદરતની એક મોટામાં મોટી બક્ષિશ છે.

જવાહરનો જન્મ એ મોતીલાલજીને માટે મહાન ઉત્સવ હતો. આખા ઘરમાં જાણે, કોઈ મહાન ઉત્સવ હોય એવી મહેફીલ હતી. એમના જન્મથી ન દાનમાં કશી મણા રહી, ન ગરીબોને કશો અસંતોષ રહ્યો, ને, ઘરના નાના મોટા સર્વે નોકરો એક દૃષ્ટિએ કહીએ તો ન્યાલ થઈ ગયા. રેશનીંગની કશી મુશ્કેલીઓ વિનાના, ઘી દૂધની નદીઓ વહેતી હતી એવા એ યુગમાં, સુજલા, સુફલા ને શસ્યશ્યામલા એવી ભારતભૂમિ હતી એ યુગમાં જવાહરનો જન્મ. અને દ્રવ્યથી છલકાતા ઘરમાં, ને, પાછો, એમના કુટુંબમાં પ્રથમ પુત્ર જન્મ એટલે પછી પૂછવું જ શું? જવાહરનો જન્મ એ, મોતીલાલના ઘરનો નહિ, પણ આખા અલાહાબાદને માટે ઉત્સવ બની ગયો.

જવાહરની જાણે એ કોઈ મહારાજાના કુંવર હોય તેવી રીતે માવજત થતી. સારામાં સારી ચીજો એમને માટે લવાતી, કારણ કે પૈસાનો તો કંઈ પ્રશ્ન જ નહોતો.

જવાહરને નાનપણના જે સંસ્કારો પડ્યા, તે અંગ્રેજવિરોધી હતા. અંગ્રેજોનું હિન્દી જોડે અપમાનભર્યું વર્તન, અંગ્રેજોની જોહુકમી, એ બધું દૈનંદિન જવાહરને કાને આવતું. અને એથી, બધી વાતો તો બાલ જવાહર સમજતા નહિ, પરન્તુ, એમને એટલું તો અવશ્ય થતું, કે દરેક હિન્દીએ અંગ્રેજોની આ

જોહુકમીનો સામનો કરવો જોઇએ, અને એમનાં અપમાન હરગિજ બરદાસ્ત ન કરવાં જોઇએ. અંગ્રેજો માટે જે ખાસ હકો હતા, તે પણ લોકોને ખૂંચતા હતા. અને તેથી અંગ્રેજો સામેનો જે રોષ હતો, તે સર્વત્ર વ્યાપેલો હતો. અને એની અસર જવાહરના બાલ માનસ ઉપર બહુ દૃઢ બની.

આમ છતાં, જવાહર જોતા કે એમના પિતાને મળવા અનેક અંગ્રેજ મિત્રો આવે છે. અને એ પિતાની જોડે બહુ પ્રેમથી, સમાન દરજ્જાથી વાતચીત કરે છે. આ કારણે, એઓ ઘણીવાર મૂંઝાતા પણ ખરા, કે અંગ્રેજનું સાચું વર્તન કયું ! એમના પિતાની જોડેનુ કે પોતે જે રોજ-બ-રોજ સાંભળતા હતા તે ?

સાંજનો સમય એટલે મોતીલાલજીના આરામનો સમય. દિવસભરનો થાક, મિત્રો જોડે, અમનચમનમાં ને ગામગપાટામાં એઓ પસાર કરતા. એમના હાસ્યથી આખું ઘર ગાજી ઊઠતું. એમનું હાસ્ય સારા અલાહાબાદમાં ખૂબ જાણીતું થઈ ગયેલું. ઘણીવાર જવાહર પડદા પાછળ રહીને કુતૂહલથી આ મોટા માણસો કેવી વાત કરતા હશે, તે સાંભળતા. અને જો કે એમને એમાંનું કશું જ સમજાતું નહિ, છતાં ઘણીવાર એઓ પડદો ઊંચો કરીને વાત સાંભળતા, ને, જ્યારે પકડાઈ જતા, ત્યારે, એમને ઊંચકીને એમના પિતા પોતાની પાસે લઈ આવતા ને પોતાના ખોળામાં બેસાડી એમને વહાલ કરતા. પણ આ બધા મોટેરાંઓની વચ્ચે ચુપચુપ બેસી રહેવાનું એમને જરાય ગમતું નહિ.

મોતીલાલજી ઘણી વાર મિત્રમંડળી જામી હોય ત્યારે શરાબ પીતા અને તે પણ ઊંચામાં ઊંચા અને મોંઘામાં મોંઘા. શરાબો એમને ત્યાં પાણીની જેમ વપરાતા. એકવાર જવાહરે જોયું તો મોતીલાલજી ને એમના મિત્રો લાલ રંગનો શરાબ પિતા હતા. રંગ બરાબર લોહી જ જોઈ લ્યો. બાળમાનસ ગભરાઈ ગયું. એ તુરત માની પાસે પહોંચી ગયા અને એમને જોરથી વળગી પડીને કહે : “મા, મા, જુઓ, બાપાજી લોહી પીએ છે.” પણ માને તો ખબર હતી, કે, એ કેવું લોહી હતું. એટલે એમણે દીકરાને પોતાની ગોદમાં લઈ એની પર ચુંબનોની ઝડી વરસાવી.

બાળ જવાહરને એના પિતા પ્રત્યે ખૂબજ આદર, ભક્તિભાવ અને લાગણી હતાં. એમના પિતા એ એમની આદર્શમૂર્તિ હતા. એથી, નાનપણથી જ એમને એમ થતું કે મોટો થઈ હું પિતા જેવોજ થઈશ. જ્યારે નોકરોને કે ઘરના માણસોને, ખૂબ ગુસ્સાથી લાલ લાલ થઈને પિતાજીને વઢતાં જુએ, ત્યારે જવાહર પણ કંપતા. અને ક્યારેક પિતાજી નાહક નોકરો પર ગુસ્સે થાય છે, એ

વિચારથી એમને પિતા તરફ રોષ પણ અતિશય આવી જતો. પણ, એમ છતાં, પિતાના એ ગુણો, જવાહરમાં ઉતર્યા તો ખરાજ.

એમના પિતાના ઉગ્ર મિજાજનો સ્વાદ જવાહરને પણ ચાખવો પડેલો. એક દિવસ, જવાહરની ઉમર જ્યારે પાંચ છ વર્ષની હશે, ત્યારે, એ રમતા રમતા પિતાના ખંડમાં ગયા. ત્યાં મેજ ઉપર એમણે બે ફાઉન્ટનપેનો જોઈ. જવાહરને થયું, કે, પિતાજી કંઇ, થોડા બન્ને હાથે લખવાના છે? એટલે એમને એક ફાઉન્ટનપેન પૂરતી છે, જ્યારે પોતાની પાસે તો એક પણ પેન નહોતી: પિતાજી બે પેન વાપરે તો એક મને કેમ ન આપે, એમ વિચારી એમણે પોતે જ એક પેન ખીસામાં ઝટ દઇને સેરવી. પિતાજી આવ્યા. એમણે પેન ન જોઈ એટલે બૂમાબૂમ કરી આખા ઘરને ગજવ્યું. આખા ઘરમાં તપાસ ચાલી. ખૂણો ખાંચરો જોઇ વળ્યા. જવાહર તો ધાંટાધાટથી એવા ગભરાયા કે સૂનમૂન થઈ ગયા. આખરે એ મહાન તપાસમાં એમની જડતી લેવાઈ. ને પેન એમના ખીસામાંથી નીકળી. ચોર પકડાયો. નોકરોએ કહ્યું: "છોટા બાબુએ પેન લીધી." મોતીલાલજી ખૂબ ચીઢાયા. એમને થયું કે એમનો દીકરો ચોરી કરે! એટલે એમણે જવાહરના શરીરને એવી સારી રીતે હલકું કરી નાંખ્યું, કે, એને ઘણા સમય સુધી શરીર પર મલમપટ્ટા લગાવવા પડ્યા.

જવાહર રડતા રડતા માની ગોદમાં લપાઈ ગયા. ને દિવસો સુધી, ચોરીની થયેલી શિક્ષાનું દર્દ એમણે સહ્યું. જવાહરને પોતાને સજા થઈ તેની સામે વાંધો નહોતો, પરન્તુ, એમની પિતા સામે ફરિયાદ એ હતી કે ગુનાના પ્રમાણમાં શિક્ષા ઘણીજ આકરી અને ક્રૂર હતી. છતાં, જવાહરનો પિતા માટેનો પ્રેમ આ બનાવ પછી પણ જેવો ને તેવો કાયમ રહ્યો. પણ એમાં ડરનો અંશ જે અત્યારસુધી એ બન્નેનાં સંબંધમાં ગેરહાજર હતો, તે હવે દાખલ થયો.

જવાહર પ્રત્યે માનો પ્રેમ તો અખૂટ હતો. એમાં તો, જ્યારે જોઇએ ત્યારે માના પ્રેમની વર્ષા વર્ષતી જ હોય. એમાં ન હોય, જરાય ઉણપ. જવાહરના બધા ગુનાઓ ધોવાઈ જ જતા હોય. એથી જવાહરને પિતાજીના કરતાં એમની માતા વધારે નજદીક લાગતી. એઓ જેટલી આસાનીથી, જેટલી શ્રદ્ધા ને ઉત્સાહથી માતાની આગળ પોતાના દિલની બધી વાત કહેતા, એટલી પિતાજી આગળ કહી શકતા નહિ. જવાહર કહે છે કે એમની માતા સુંદર અને આકર્ષક હતાં. એના નાના નાના સુંદર હાથો, ને નમણા પગ એમને બહુ ગમતા. માતા એમને હિન્દુ પુરાણની કથાઓ કહેતી, રામાયણ મહાભારતનો પરિચય કરાવતી.

જવાહરનાં એક કાકી હતાં. તે પણ એમની જોડે જ રહેતાં હતાં. એમની પાસે તો વાતોનો ખજાનો ભર્યો હતો. એ ખજાનો, જવાહર એમની પાસે બેસીને વાતો સાંભળતો, ત્યારે એની આગળ ઠલવાતો આથી આપણી પુરાણની બધી કથાઓથી જવાહર પરિચિત થયા. એટલું જ નહિ, પણ, એ કથાઓની અસર એમની પર ઘણી થઈ. એમના પાછળથી જે સુષુપ્ત ધર્મ સંસ્કારો જાગ્યા, એમણે, "મારું હિંદનું દર્શન" જે અહમદનગરની જેલમાં લખ્યું, તેમાં મોટો ફાળો, એમનાં મા અને કાકીનો કહી શકાય.

જવાહરના પિતાને ત્યાં એક મહેતાજી હતા. એમનું નામ મુનશી મુબારકઅલી. એઓ જવાહર પર પુત્ર જેવો પ્રેમ રાખતા. એઓ ઘરના સુખી હતા, પણ ૧૮૫૭ ની ક્રાન્તિમાં એમના કુટુંબે યાહોમ કરીને ઝંપલાવ્યું. અને એ યજ્ઞમા એમનું આખું કુટુંબ પાયમાલ થયું. એથી નાના બચ્ચાં તરફ એમના હૃદયમાં ખૂબ પ્રેમ રહેતો. જવાહર, જરા રડે, તો એમનો જીવ કપાઈ જતો. ને, એઓ એમને ખૂબ આશ્વાસન આપતા ને છાનો રાખતા. એઓ જવાહરને પાસે બેસાડી, અરબી ને ફારસી વાતો કહેતા. ૧૮૫૭ ની ક્રાન્તિના કિસ્સાઓ સુણાવીને એમના દિલમાં, ભાવિ ક્રાન્તિ માટે બીજ વાવતા. જવાહર ઉત્સાહથી એ ક્રાન્તિમાં નવજુવાનોએ આપેલી કુરબાનીની વાતો સાંભળતા ને દિવાસ્વપ્ન જોતા.

જવાહર માની જોડે દેવદર્શને જતા. ગંગામાં નહાવા જતા, છતાં, એમના પિતા, ધર્મને માનતા નહિ એટલે જવાહરને એમ લાગતું કે ધર્મ તો સ્ત્રીઓ માટે જ છે. કારણ કે, એમના ઘરમાં મા, કાકીઓ, વગેરે દેવપૂજા કરતાં, ગંગા સ્નાન કરતાં, ગીતા વગેરે વાંચતાં, જ્યારે એમના પિતા, કાકા વગેરે ધાર્મિક બાબતોને હસી કાઢતા.

જવાહર બધા ધાર્મિક તહેવારો અત્યંત રસથી જોતા. દિવાળી, હોળી, જન્માષ્ટમી, રામનવમી વખતની રામ લીલા, તાજિયા, મહોરમ એ બધામાં એમને અતિ આનંદ આવતો. પણ એને માટે મોટામાં મોટો તહેવાર એમની વર્ષગાંઠ હતો સવારનાં પહોરમાં જ એમને સારાં સારાં વસ્ત્રો પહેરાવી, એક ત્રાજવામાં ઘઉં, ચોખા વગેરે જોડે એમને તોલવામાં આવતા. ને પછી એ ચીજો ગરીબોને દાનમાં અપાતી. સાંજનાં મોટી મિજબાની થતી. એમાં અલાહાબાદની એકેએક પ્રતિષ્ઠિત વ્યક્તિને આમત્રણ અપાતું. જવાહરને એ દિવસે પિતાજીનાં સંબંધીઓ, જાતજાતની ભેટ આપી જતા. એમને એક વાતનું દુઃખ રહેતું, કે, આ વર્ષગાંઠ વર્ષમાં એકજ વાર શા માટે આવે છે? વર્ષમાં અનેક વાર આવતી

માટે વિલાયતના શિક્ષણની પૂર્વતૈયારી રૂપે અંગ્રેજ શિક્ષકો અને અંગ્રેજ શિક્ષિકાઓ રાખી, એમને શીખવતા. આથી જવાહર ઉપર નાનપણના સંસ્કારો આ અંગ્રેજ શિક્ષકશિક્ષિકાઓએ પાડ્યા છે.

જવાહર અગિયાર વર્ષના થયા, ત્યારે, મિ. ટી. એ. બ્રુકસ નામના એક આઈરિશ શિક્ષકને રાખ્યા. મિ. બ્રુકસ, એ વખતે ઉપડેલા થિયૉસોફીનાં આંદોલનમાં અગ્રણી હતા. એઓ મોતીલાલજીને ત્યાં શિક્ષક તરીકે નિયુક્ત થયેલા તે શ્રીમતિ એની બિસેન્ટને લીધે. ત્રણ વર્ષ સુધી એઓ ત્યાં રહ્યા. અને એ ત્રણ વર્ષોમાં જવાહરના માનસ પર એમણે બહુ ઘેરી અસર પાડી. સંસ્કૃત અને હિંદી શીખવવા માટે એક પંડિતજીને નિયુક્ત કર્યા હતા. મિ. બ્રુકસે જવાહરને વાચનનો નાદ લગાડ્યો. અને જવાહર વાચનમાં દટાઈ જવા લાગ્યા.

જવાહરે, લુઈ કેરોલ, તથા કીપ્લીંગનાં બધાં પુસ્તકો વાંચ્યાં. 'ડોન ક્વીકઝોટ' વાંચી નાંખ્યો. નાન્સની 'ફાર્થેસ્ટ નોર્થ,' તથા સ્કોટ, ડીકન્સ અને થેકરે વગેરે વાંચ્યા. વેલ્સની સાહસકથાઓએ જવાહરનાં કલ્પનાદ્વાર ખોલી નાંખ્યાં. શેરલોક હોમ્સની ડીટેકટીવ નવલકથાએ પણ એમને ખૂબ આનંદ આપ્યો. હાસ્યની, અદ્ભુત રસની એમણે કેટલીય ચોપડીઓ વાંચી. આ પુસ્તકોએ એમની કલ્પના સૃષ્ટિને જાગૃત કરી અને પોષી. કાવ્યનો શોખ પણ આ દરમ્યાન વધ્યો. અને સારી સારી કવિતા જોરશોરથી, ખૂબ હોંશથી તથા ઉત્સાહથી એઓ વાંચતા. એ રુચિ તો આજે પણ એમનામાં મોજૂદ છે. મિ. બ્રુકસે જવાહરને વિજ્ઞાનનું જ્ઞાન આપવા માટે એક પ્રયોગશાળા ઘરમાં બનાવી હતી. અને ત્યાં કલાકો સુધી જવાહર વિજ્ઞાનના પ્રયોગો મઝાથી કરતા હતા.

આ સાથે મિ. બ્રુકસે જવાહર પર જે જબરી અસર કરી તે થિયૉસૉફીની હતી. થિયૉસૉફીની ચર્ચા, એ વિષયક ભાષણો, એનું રહસ્ય એ બધાથી, જવાહરની નજર સામે, એ સાહેબે થિયૉસૉફીમય વાતાવરણ રચી દીધું. આનો એક મોટામાં મોટો ફાયદો એ થયો કે, હિન્દુધર્મશાસ્ત્રો માટે જવાહરનું માન બેહદ વધી ગયું. ઉપનિષદ્, ભગવદ્ગીતા, એ બધા માટે માન અને આદર થયાં. એનું અધ્યયન પણ થયું.

બ્રુકસ તેજોમય શરીરની વાત કરે, ને રાત્રે સ્વપ્નમાં એ તેજોમય શરીરોના હારની હાર એને દર્શન દઈ જાય. જવાહર પોતે પણ સ્વપ્નમાં આકાશમાં ઊડે. એ સ્વપ્નો તો આજ સુધી એમને આવ્યાં કરે છે. એ જ અરસામાં, થિયૉસૉફી પ્રવૃત્તિનાં આદિ પ્રવર્તક, શ્રીમતિ એની બિસેન્ટ અલાહાબાદમાં આવ્યાં. અને

એમણે એ પંથ ઉપર ઘણાં ભાષણો આપ્યાં. એ ભાષણોની જવાહરના મન ઉપર બહુ જબરી અસર થઈ. ભાષણો સાંભળી ઘેર આવતાં એ સૂનમૂન બની જતા. અને આખો દિવસ એનોજ વિચાર કરતા.

જવાહરને થિયૉસૉફીના સભ્ય બનવાનું મન થયું. એમણે પિતાને વાત કરી તો એમણે એ વાતને મજાકમાં ઉડાવી દીધી. એથી જવાહરને બહુ દુઃખ થયું ને પિતા પર ખૂબ ગુસ્સો આવ્યો. એ રીસાયા. આખરે પિતાએ રજા આપી. જવાહર અત્યંત રાજી થયા. શ્રીમતિ એની બિસેન્ટ પાસે એમણે, જેવી રીતે શિષ્ય ગુરુ પાસે દીક્ષા લે, તે પ્રમાણે રીતસર દીક્ષા લીધી. એથી તો જવાહરને જાણે પોતે કોઈ મહાન બન્યા છે એવી ભાવના જન્મી. ત્યારબાદ બનારસમાં ભરાયલા થિયૉસૉફી અધિવેશનમાં એ ગયા. થિયૉસૉફીની અસરથી જવાહરને લાગ્યું કે પોતે ધન્ય બન્યા છે, અને એથી એમના પર એક પ્રકારની એ ઉમરના બાળકમાં ન હોય એવી ગંભીરતા આવી ગઈ. પણ પછી તો થોડા સમયમાં એમના શિક્ષક બ્રુકસ સાહેબ એમને છોડીને ગયા, એટલે એમની થિયૉસૉફીની અસર ને વાતાવરણ પણ લેતા ગયા. ને જવાહર થિયૉસૉફીસ્ટ મટયા.

બારમે વર્ષે, ઈ. સ. ૧૯૦૨માં મોતીલાલજી પ્રબળ સુધારક હોવા છતાં, વિલાયત જઈ આવીને પ્રાયશ્ચિત્તનો ઈન્કાર કરવા છતાં, એમણે ખૂબ ધામધૂમથી જવાહરના યજ્ઞોપવિત સંસ્કાર, બધી હિન્દુવિધિ અનુસાર કર્યા. પંડિત માલવીજીએ એમને બ્રહ્મચર્યદીક્ષા આપી. મંત્રોચ્ચાર થયો. દીક્ષા અપાઈ. જવાહર બાળસંન્યાસી બન્યા. મિજબાનીઓ થઈ. ગીતો ગવાયાં. સંગીતના જલસાઓ થયા ને જવાહર યજ્ઞોપવિતધારી બન્યા. રેશમી પીતાંબર, એક હાથમાં દંડ, બીજા હાથમાં ભિક્ષાપાત્ર, ખભે શ્વેત યજ્ઞોપવિત, ગળામાં કંઠી, પગમાં ચાખડી, મૂંડાવેલું માથું, એવું જવાહરના યજ્ઞોપવિત સમયનું ચિત્ર આજે પણ આનંદભવનમાં મોજૂદ છે.

એવામાં રશીયા ને જાપાનની લડાઈ જાગી. એ લડાઈએ જવાહરને ખૂબ ઉત્સાહી બનાવી દીધા. એશિયાનો એક નાનો સરખો દેશ, યુરોપનાં એક પ્રચંડ રાષ્ટ્ર સામે ઝઝૂમે, અને તેમાં પણ સફળ થાય, તેથી ક્યા એશિયાવાસીને ગર્વ ન થાય? જવાહરે જાપાનસંબંધી કેટલાંયે પુસ્તકો મંગાવ્યાં, ને પ્રેમથી, જાપાન અને જાપાનીઓ વિષે માહિતી મેળવી. ને, મારું હિન્દ, જાપાન જેવું મહાન રાષ્ટ્ર ક્યારે બને, તેનાં સ્વપ્નાં એમણે સેવ્યાં. એમને થયું કે જેમ જાપાન યુરોપના દેશને હરાવે તેમ મારો દેશ પણ ક્યારે અંગ્રેજોની ગુલામીમાંથી મુક્ત થશે? ભારતની આઝાદી માટેની એમની તમન્ના દૃઢ બનતી ગઈ.

જવાહરની ઉમર ચૌદ વર્ષની થઈ. એમના પિતાને લાગ્યું કે વિલાયતમાં રહેવા ને ભણવા માટે સમય આવી પહોંચ્યો છે. એટલે વિલાયતની પબ્લિક સ્કૂલમાં જવાહરને ભણાવવા મોકલવાની એમણે તૈયારીઓ કરવા માંડી. ૧૯૦૫ ના મે મહિનામાં તૈયારીઓ પૂરી થતાં, જવાહર, એમના પિતા, એમની માતા, ને નાનાં બહેન વિજયાલક્ષ્મી, વિલાયતની સ્ટીમરમાં ઊપડ્યાં.

આમ જવાહરનું બચપણ અનેક નિરનિરાળી અસરોથી ઘડાયું. અંગ્રેજ શિક્ષકશિક્ષિકાઓના ગાઢ સંપર્કથી એમનામાં આંગ્લસંસ્કારો ઉદ્દભવ્યા. અંગ્રેજી ભાષા પર એમનું પ્રભુત્વ વધ્યું. અંગ્રેજી પુસ્તકોનાં વાચને, ત્યાંની ભૂમિથી એઓ અહીં હોવા છતાં વિશેષ પરિચિત થયા. બીજી બાજુ, થિયૉસૉફીએ એમને આર્ય સંસ્કારોની મહત્તાનું ભાન કરાવ્યું. અને આપણી પ્રાચીન સંસ્કૃતિનું અધ્યયન કરવા પણ એમને પ્રેર્યા. ત્રીજી બાજુ, એમનું એકલવાયાપણું, એમના જેવડી ઉમરના કોઈ જોડીદારનો અભાવ પણ એમને ખૂબ વ્યથિત કરતો. એ કારણથી, જવાહરમાં એક જાતની અતડાઈ, પોતે બીજા કરતાં નિરાળા છે એવી ભાવના પણ જન્મ્યાં. અને જવાહર બધાથી જુદા પડ્યા. એમનામાં જે રાષ્ટ્રીયતાનાં સંસ્કારો નાનપણથી રહ્યા તે જ મોટા થતાં વિકસ્યા. આમ જવાહરના સ્વભાવ અને સંસ્કાર ઘડતરમાં, એમના બાળપણે સારો ભાગ ભજવ્યોછે, એમ નિઃશંક કહી શકાય.

[ ૫ ]

## પરદેશમાં શિક્ષણ

મોતીલાલજીએ એઓ જ્યારે પહેલવહેલા, વિજયાલક્ષ્મીના જન્મ સમયે વિલાયત ગયેલા, ત્યારથી જ, જવાહરને ઇંગ્લૅંડની વિખ્યાત પબ્લિક સ્કુલમાં મૂકવાનો વિચાર કરેલો. એની પાછળ અનેક કારણો હતાં. ઇંગ્લૅંડની પબ્લિક સ્કુલોમાંથી ભણીને ઘણા વિદ્યાર્થીઓ, દેશના રાજકીય, સામાજિક અને ઇતર ક્ષેત્રામાં મહાન નેતાઓ બન્યા છે. પંડિત મોતીલાલજીની ઇચ્છા હતી, જવાહરને મશહૂર નેતા બનાવવાની, અને તેને માટે, એમને આ પબ્લિક સ્કુલ એ એક જ યોગ્ય સંસ્થા લાગી.

ઇંગ્લૅંડની પબ્લિક સ્કુલનો હેતુ વિદ્યાર્થીઓના ચારિત્ર્ય ઘડવાનો મુખ્યતઃ છે. બીજું, દરેક શિક્ષણ ધર્મને અનુકૂળ હોવું જોઈએ, ધર્મવિરોધી નહિ. આથી, એ શાળામાં શીખેલા વિદ્યાર્થીઓમાં પ્રામાણિકતા, સચ્ચાઈ, ઈમાન, નીતિ, વગેરેના વિકાસ તરફ જ શિક્ષકોનું લક્ષ કેન્દ્રિત થયેલું હોય છે. વળી, પબ્લિક સ્કુલમાં ભણતા વિદ્યાર્થીઓ દેશના નેતા બનવાના છે, એ વિચારને જ લક્ષ સમક્ષ રાખીને, એ મુજબનું શિક્ષણ આપવામાં આવે છે. એથી એમનું શિક્ષણ સર્વાઙ્ગીણ હોય છે. એટલું જ નહિ પણ દરેક ક્ષેત્રમાં અપાતું શિક્ષણ ઉપર છલ્લું નહિ પણ મૂળગામી હોય છે. વળી, એ શિક્ષણના મૂળમાં જનસેવાનો ઉદ્દેશ રહેલો હોય છે. આથી સારામાં સારી જનસેવા શી રીતે થઈ શકે અને એ કામને માટે વિદ્યાર્થીઓ શી રીતે પૂરેપૂરા લાયક બને, એ જ દૃષ્ટિબિન્દુ રાખેલું હોય છે. આથી એ સંસ્થામાંથી શિક્ષણ લઈને બહાર પડતો વિદ્યાર્થી આદર્શ સમાજસેવક બને છે. આમ સમાજમાં સેવા કરનાર વિદ્યાર્થી, આમજનતાથી અલિપ્ત ન રહી શકે, એ એકલવાયો ન રહી શકે. એટલા માટે, એને અન્ય વિદ્યાર્થીઓ જોડે સહજીવન ગાળવું પડે છે. અને બધાની સાથે હળીમળીને, એકબીજાની અગવડસગવડ સમજી અને એકબીજાને અનુકૂળ થઇને રહેવું પડે છે.

આ સંસ્થાઓ, પ્રાચીન વિશ્વવિદ્યાલયોની તરફ નજર રાખીને, પોતાનો શિક્ષણક્રમ એવી રીતે ઘડે છે, કે, જેથી વિદ્યાર્થીઓ સતત કામમાં રહે, એશઆરામથી દૂર રહે, એટલું જ નહિ, પણ એશઆરામ તરફ એને નફરત ઉત્પન્ન થાય. આ સંસ્થાઓ સમક્ષ અમુક ઉદ્દેશ હોવાથી એ કોઈ પણ જાતનું જાહેર જનતા તરફથી, કે સરકાર તરફથી નિયંત્રણ આવે તે એમને રુચતું નથી. અને સરકાર કે જાહેરજનતા એમના કાર્યમાં કોઈ પણ પ્રકારની પ્રત્યક્ષ કે પરોક્ષ ડખલ કરતી પણ નથી.

આમ પબ્લિક સ્કુલના શિક્ષણે એક પ્રકારની અનોખી ભાત, વિલાયતના જાહેરજીવનમાં પાડી છે. એ સ્કુલના વિદ્યાર્થીઓએ જનતામાં પ્રામાણિકતા, સત્યનિષ્ઠા, કાર્યક્ષમતા વગેરે, ધાર્મિક વૃત્તિ, ખંત વગેરે અનેક ગુણોની છાપ પોતાના જીવન વડે જનતા પર પાડી છે. એણે ગ્લેડ્સ્ટન, બર્ક, મોંટેગ્યુ, ચર્ચીલ જેવા અનેક યુગવિધાયકો ઇંગ્લેંડને આપ્યા છે.

આવી નિશાળમાં જવાહરને મૂકવા, મા, બાપ, દીકરી, ઇંગ્લેંડ આવી પહોંચ્યાં. જવાહર જેવા ત્યાં આવ્યા, તેવા જ જાપાનના વિજયના સમાચાર વાંચી એમનું હૃદય નાચી ઊઠ્યું. આવીને, એઓ પ્રથમ હિન્દનાં પછીથી જે જાણીતા દેશનેતા બન્યા તે દાક્તર અન્સારીને મળ્યા. દાક્તર અન્સારીએ ત્યાંની યુનિવર્સિટીમાં ઘણી સારી નામના મેળવેલી. અને ત્યાં એઓ લંડનની એક ઇસ્પિતાલમાં હાઉસ–સર્જન હતા. એ નવજવાને જવાહર ઉપર બહુ સારી અસર કરી.

જવાહરને હૅરોની પબ્લિક સ્કુલમાં દાખલ કરવામાં આવ્યા. એમની એ સ્કુલમાં દાખલ થવા માટે ઉંમર મોટી કહી શકાય. પરન્તુ, એમને સારે નસીબે ત્યાં આસાનીથી પ્રવેશ મળી શક્યો. જવાહરને, ત્યાં મૂકતાં, મોતીલાલજી તો ગળગળા થયા. કારણ કે, પોતાના એકના એક વહાલસોયા પુત્રને હજારો માઈલ, દરિયાપાર એકલો વર્ષોને માટે છોડવાનો હતો. એમની માતા સ્વરૂપરાણી તો ચોધાર આંસુએ રડવા લાગ્યાં. પણ મોતીલાલજીએ એમને છાનાં રાખ્યાં. જવાહરનો બંદોબસ્ત કરીને, એઓ યુરોપયાત્રાએ ગયાં અને ત્યાંથી સ્વદેશ પાછા ફર્યાં.

જવાહર જન્મથી, ભર્યાભર્યા કુટુંબમાં, અનેક માનવીઓની વચમાં ઉછરેલા: તેથી એમને, શરૂ શરૂમાં તો નિશાળમાં ખૂબ મૂંઝવણ થવા લાગી. એકલા એકલા રહે, દેશ પાછા ચાલી જવાનું મન થાય, બધું અજાણ્યું અજાણ્યું લાગે, પણ ધીમે ધીમે એમણે મન કઠણ કર્યું. થોડા દિવસમાં એઓ ત્યાંના જીવન જોડે

હળવા લાગ્યા, રમતગમતમાં ભાગ લેવા લાગ્યા અને એમને ગોઠવા માંડ્યું. છતાં, એમનો પૂરો મેળ તો ત્યાં કદિય ખાધો જ નહિ, એમ જવાહરલાલજી સ્પષ્ટતાથી કબૂલે છે.

એમના દિલમાં હમેશાં એમ થયાં કરતું કે, હું આ લોકોમાંનો એક નથી. દેશ જુદો, સંસ્કૃતિ જુદી, આચારવિચાર અને ભાવના જુદાં છે. આથી જવાહર આમ શારીરિક રીતે તો બધાથી હળતામળતા, પણ માનસિક રીતે તો એઓ અલગ જ રહેતા. રમતગમતમાં એઓ ભાગ લેતા, અને, એમને એમ રહેતું કે હું આમાં પાછળ પડીશ, તો મારા દેશનું ખરાબ દેખાશે. એથી એમનો દેશપ્રેમ એમની પાસે બમણા ઉત્સાહથી ત્યાંના જીવનમાં ભાગ લેવા પ્રેરતો.

શરૂઆતમાં તો એમને લેટીન આવડતું ન હોવાથી એમને નીચલા વર્ગમાં મૂક્યા. પણ થોડા જ વખતમાં એમની પ્રગતિ થઈ. એમને આગલા વર્ગમાં ચઢાવ્યા. જવાહરને ત્યાં એમ જ રહ્યાં કરતું, કે આ બધા મારા સહવિદ્યાર્થીઓથી હું ઉમરમાં મોટો છું. એથી ત્યાંના વિદ્યાર્થીઓ કરતાં જવાહર વધારે લખતા વાંચતા. અને એથી માત્ર ઉમરમાં જ નહિ, પણ, જ્ઞાનમાં પણ પોતે આગળ છે, એઓ આત્મવિશ્વાસ અધિક વાચનથી મેળવતા.

જવાહરને એ જાણીને આશ્ચર્ય થયું, કે, એમના સહવિદ્યાર્થીઓ કે જેમની એમણે બધાને મોઢે ખૂબ ખૂબ તારીફ સાંભળેલી, તેઓને રમતગમત સિવાય બીજા કશામાં તલમાત્ર રસ નહોતો. ૧૯૦૫ ની આખરમાં વિલાયતમાં સામાન્ય ચૂંટણી થઈ. એ ચૂંટણીમાં જવાહર ખૂબ રસ લેતા. ચૂંટણીનો પ્રચાર તથા એનાં પરિણામો ખૂબ ઇંતેજારીથી વિગતથી વાંચતા. એ વખતે લિબરલ પક્ષ વિજેતા બન્યો હતો. ચૂંટણીનાં પરિણામો આવ્યાં પછી એક મહિને, એમના વર્ગ શિક્ષકે, વિદ્યાર્થીઓને ચૂંટણી વિષે સવાલો પૂછ્યા. પણ કોઈએ ચૂંટણીમાં રસ લીધો હોય તો જવાબ આપે ને? એટલું જ નહિ, પણ નવું પ્રધાનમંડળ રચાયું, તેના કોણ કોણ પ્રધાનો છે, તેમને કયા કયાં ખાતાં સોંપાયાં છે, તેનું, આ ઇંગ્લૅંડની પબ્લિક સ્કુલના વિદ્યાર્થીઓને–ઇંગ્લૅંડના ભવિષ્યનાં નેતાઓને–જરા પણ ભાન નહોતુ. આખરે જવાહરે ચૂંટણી વિષે ઝીણામાં ઝીણી વિગત કહી. એટલુ જ નહિ, આખા મંત્રીમંડળની યાદી, અને તેમણે કયાં કયાં ખાતાં સંભાળ્યાં છે, તે જણાવીને, એમણે હિન્દની ઇજ્જત વધારી અને વિલાયતનાં વિદ્યાર્થીઓના માથાં શરમથી નીચાં નમ્યાં. જવાહરે આ બાબતનો એમના પિતાજીને પત્ર લખ્યો, અને તેમાં: "વિલાયતની સારામાં સારી નિશાળમાં વિદ્યાર્થીઓ કેવા જડ છે, પોતાના દેશના જ પ્રશ્નો વિષે કેવા ઉદાસીન છે", તે વિગતપૂર્ણ લખ્યું

જવાહરને હવે શું કરવું એ પ્રશ્ન તો સ્વાભાવિક રીતે ઉત્પન્ન થતો નહોતો. કારણ કે, એઓ બેરીસ્ટર થઈને આવ્યા હતા. પિતાની જોડે અદાલતોમાં હાજરી આપવાની હતી જ. પણ જવાહરને કોણ જાણે કેમ, અંતરથી બેરીસ્ટરીનો ઉત્સાહ નહોતો.

આવ્યા તેજ વર્ષે જવાહર બાંકીપુરમાં ભરાયલા કોંગ્રેસ અધિવેશનમાં પ્રતિનિધિ તરીકે ગયા. પણ ત્યાં સોહેબશાહી પોશાકમાં સજ્જ થઈ અંગ્રેજીમાં છટાદાર ભાષણો આપતા વિનીતોની વચ્ચે જવાહરને ગભરામણ થવા લાગી. એને આનંદને બદલે ખેદ થયો. જવાહરને તો ક્રાન્તિ જોઇ હતી. કોઈ નવોજ માર્ગ જોઇતો હતો. અંગ્રેજોનું આંધળું અનુકરણ, એમની વિનંતી ને આજીજીના ઠરાવોથી એઓ અકળાઈ ઊઠયા. ત્યાંનું આખું વાતાવરણ એમને વિસંવાદી, અને બેસ્વાદ લાગ્યું.

બંગભંગ રદ થયો હતો, એટલે, રાજકીય વાતાવરણમાં શાંતિ હતી. ટિળક જેલમાં હતા. ગરમદલવાળા લોકો ઢીલા પડી ગયા હતા. દક્ષિણ આફ્રિકામાં રહેતા ભારતવાસીઓ પ્રત્યે સહાનુભૂતિના ઠરાવો કોંગ્રેસ પસાર કરતી હતી. ગોખલે તરત જ આફ્રિકાથી પાછા ફર્યા હતા. એ જ એ અધિવેશનની મુખ્ય વ્યક્તિ હતા. એમની તેજસ્વિતા, પ્રભાવ, અને કાર્યશક્તિ એ બધું લોકો પર સારી અસર કરતું હતું. ગોખલે એ એક જ એવા પુરુષ જવાહરને લાગ્યા કે જેઓ, સ્વતંત્ર રીતે આપણી રાજકીય પરિસ્થિતિ પર વિચાર કરતા હતા. જવાહરને એમને વિષે ઘણો ઊંચો અભિપ્રાય બંધાયો. બાકી એઓ બાંકીપુરથી નિરાશ થઈને આવ્યા. એમના દિલમાં જે આગ જલતી હતી, તેની જોડે સરખાવતાં, એમને ઉત્સાહી તથા આશાવાદી બનાવે એવું કંઈ જ ત્યાં નહોતું.

જવાહરે વકીલાત કરવા માંડી. પિતાની જોડે એઓ અદાલતમા જતા. વકીલોની વાતો સાંભળતા. ક્લબોમાં જતા, પણ જવાહરનો એ લોકો જોડે મેળ ન ખાય. મોટે ભાગે બધા વકીલો, ધંધાની વાતો જ કર્યાં કરે. રાજકારણનું તો જવલ્લેજ નામ લેવાય. શરૂ શરૂમાં તો જવાહરને, હિન્દમાં સાત વર્ષે આવેલા હોઈ નવું નવું લાગતું. એટલે આનંદ આવતો, પણ ધીરે ધીરે એમને લાગવા માંડ્યું, કે યુરોપના સાત વર્ષના વસવાટ દરમ્યાન એમને જે આદતો પડી હતી, જે વાતાવરણમાં એ ઘડાઇ ગયા હતા, તેનો, આ હિન્દના વાતાવરણ જોડે મેળ ખાતો નથી. પોતાનાજ દેશમાં પોતે પરદેશી હોય એવી મૂંઝવણ એમને થવા માંડી. પોતે વિલાયતમાં ભણ્યા એ મહાન ભૂલ લાગવા

માંડી. એમને સ્પષ્ટ લાગવા માંડ્યું કે પોતાના અસંતોષનું મૂળ કારણ પોતાનું વિદેશીકરણ, વિદેશમાં લીધેલું શિક્ષણ હતું.

આમ અસંતોષ રહ્યાં કરતો હતો. વકીલાત એઓ કરતા, અને, એ માટે એમણે રસ પણ કેળવવા માંડ્યો હતો. મોતીલાલજી ઘણા મોટા મુકદ્દમામાં એમના મદદનીશ વકીલ તરીકે જવાહરને રાખતા. અને જવાહર પોતાનું કાર્ય ખૂબ નિષ્ઠાથી અને ખંતથી, અભ્યાસપૂર્ણ રીતે કરતા હતા. એ ધંધામાં મોતીલાલજીની ઓથ એટલે જવાહર માટે ભવિષ્ય ઘણું ઉજ્જવળ હતું. પિતાને લીધે, ઉત્તર પ્રદેશના બધા મોટામોટા જાગીરદારો, અને ઉદ્યોગપતિઓના એઓ સતત સંપર્કમાં રહેતા.

શરૂઆતમાંજ જવાહરના હાથમાં એક અગત્યનો મુકદ્દમો આવ્યો. એ મુકદ્દમો ઘણો જ અટપટો હતો અને એ વર્ષો સુધી ચાલ્યો હતો. એમાં, જવાહરલાલ અને શ્રી. કૈલાસ નાથ કાત્જુ બન્ને સામસામા પક્ષના વકીલ હતા. એ મુકદ્દમામાં, કાયદાની ઝીણવટભરી સૂઝ, અને દલીલશક્તિ જવાહરે ઘણી ઉત્તમ રીતે દર્શાવી હતી. અને, જવાહર દરેક સુનાવણી વખતે, મુકદ્દમાનો બારીકાઈથી અભ્યાસ કરતા અને કંઈ પણ ચર્ચાસ્પદ મુદ્દો નીકળે તેનો જવાબ કે ખુલાસો એઓ તરત આપતા.

એકવાર કાનપુરમાં એક બાબુ બંસીધર કોઈના જામીન થયા હશે. અને, જેના જામીન થયા, તે બેંકમાં નોકરી કરતો હતો. બેંકમાંથી રકમ ગૂમ થતાં એ માણસ પર શક ગયો. એટલે એના જામીન બાબુ બંસીધરને પૈસા ભરવાના આવ્યા. હવે, કાયદાનો પ્રશ્ન એટલો જ હતો, કે, બેંક આ રીતે પૈસા લઈ શકે કે નહિ? કાનપુરની અદાલતમાં તો બંસીધરની વિરુદ્ધ ચૂકાદો આવ્યો, એટલે, એઓ મોતીલાલજી પાસે અપીલ માટે આવ્યા. મોતીલાલજીએ સ્પષ્ટ રીતે જણાવ્યું કે અપીલ કરવી નકામી છે. પણ એમણે એ મુકદ્દમો સામાન્ય હોવાથી જવાહરની સલાહ લેવા સૂચવ્યું. બંસીધર બાબુ જવાહર પાસે ગયા.

જવાહરે વિગતથી બધી વાત સાંભળી. પોતે, બંસીધર પાસે, મુકદ્દમાનો કાયદાની દૃષ્ટિએ અભ્યાસ કરવા થોડો સમય માગ્યો. અને, એ મુકદ્દમાનો બધી દૃષ્ટિએ પૂરો અભ્યાસ કર્યા પછી, એમણે બંસીધરને મુકદ્દમો લડવાની સલાહ આપી. અને એનો આખો મુકદ્દમો બહુ જ સંભાળથી તૈયાર કર્યો, ને, એમણે સફળતાપૂર્વક મુકદ્દમાની અપીલ દાખલ કરાવી દીધી. પરન્તુ, અપીલની અંતિમ સુનાવણી નીકળે તે પૂર્વે બંસી બાબુનું મૃત્યુ થયું.

બીજા એક મુકદ્દમામાં, ઘર ખાલી કરાવવાની બાબત હતી. ભાભીએ નણંદને ઘર ખાલી કરવાની નોટીસ આપી હતી. કાનપુરની અદાલતે એ નોટીસ મંજુર રાખી હતી. એની સામે અપીલ કરવા નણંદ મોતીલાલજી પાસે આવી હતી. મોતીલાલજીએ એ મુકદ્દમો લીધો હતો, પણ એમને બીજું અત્યંત અગત્યનું કામ હોવાથી, એમની જગ્યાએ એમના વારસ જવાહર હાજર રહ્યા. સામે પક્ષથી શ્રી. કૈલાસનાથ કાત્જુ હતા. એમણે દલીલો કરી, ત્યારે સર હેન્રિ રિચાર્ડ ન્યાયાધીશ હતા. એઓ ઝોકાં ખાતા હતા. જવાહરે દલીલ શરૂ કરી ત્યારે એઓ ઝોકાં ખાઈને જાગ્યા હતા. એટલે કાત્જુની દલીલોની એમને કશી જ ખબર નહોતી.

જવાહરે દલીલો શરૂ કરી, ત્યારે, એમની પાસે તો આખો મુકદ્દમો તૈયાર હતો. એમણે ખૂબ શાન્તિથી દલીલો શરૂ કરી. એમણે સ્પષ્ટ રીતે ન્યાયાધીશને કહ્યું: "મારા અસીલનો કેસ તદ્દન સ્પષ્ટ છે. જીલ્લા ન્યાયાધીશે બધીજ વિગતો સ્પષ્ટ રીતે ગોતી કાઢી છે."

ન્યાયમૂર્તિ કહે : "હા એ બરોબર છે. એમણે વિગતો ગોતી કાઢી છે પણ એ બધી શોધખોળ વિકૃત મગજની છે."

જવાહરે જોયું, કે, હજી ન્યાયમૂર્તિ પૂરી જાગૃતિમાં આવ્યા નહોતા. પછી પાછા, એકાએક પોતાની પરિસ્થિતિનું ભાન થયું હોય તેમ ન્યાયાધીશે જવાહરને પૂછ્યું: "અરે! તમારી અસીલ તો એક સ્ત્રી છે. તેમાં તમારું સ્થાન ક્યાંથી આવ્યું?"

જવાહર મૂંઝાયા. કારણ એમને સ્પષ્ટ લાગ્યું કે ન્યાયાધીશ ઝોકાં ખાતા હતા. એમને દલીલની કશી અસર થાય એમ નથી. કારણ કે એમને કેસની કશી ખબરજ નહોતી. પણ જવાહરે હિંમત રાખીને મિલકતના શી રીતે ભાગલા પડયા, તેની બધી વિગતો સમજાવી, અને ધીરજથી આખો કેસ એમણે ન્યાયાધીશને સમજાવ્યો. પણ, ન્યાયાધીશ તો જાણે સામાપક્ષના વકીલ હોય તે રીતે વર્તવા લાગ્યા. અને જવાહર સામે સામાપક્ષની તરફેણની દલીલોની ઝડી વર્ષાવવા માંડી, પણ એઓ જરાય મૂંઝાયા નહિ. એમણે ન્યાયાધીશના પ્રશ્નોના જે કાબેલિયતથી, અને જાણીતા ધારાશાસ્ત્રીની છટાથી ઉત્તર આપ્યા, તે જોઈ, બધા વકીલો જવાહરને શાબાશી આપવા લાગ્યા. જો કે, ન્યાયાધીશે એ અપીલ કાઢી નાંખી, પણ, બીજીવાર એ અપીલની સુનાવણી વખતે, મોતીલાલજી, જ્યારે દલીલો કરવા ઉભા થયા, ત્યારે વડા ન્યાયમૂર્તિએ મોતીલાલજીને કહ્યું : "પંડિતજી! મને એ કેસ બરાબર યાદ છે. અને જવાહરલાલે બહુ સરસ દલીલો

કરી હતી, પછી ભલે સાચી હોય કે ખોટી એ જુદો સવાલ છે." આમ ન્યાયાધીશની પણ જવાહરે પ્રશંસા મેળવેલી.

આમ જવાહર વકીલાત કરતા તો ખરા, પણ એમને એમાં આંતરિક ઉત્સાહ નહોતો. એથી એમણે મહાસભામાં વિશેષ રસ લેવા માંડ્યો. મહાસભાની સભાઓમાં હાજરી આપવા માંડી. પણ જવાહરના હૃદયમાં ભભૂકતી ક્રાન્તિની આગને માટે ત્યાં બહુ થોડો અવકાશ હતો. મહાસભામાં તો, વકીલાતના ત્રાસમાંથી છૂટવા માટે એક નાહાબારી હતી. ફીજીમાં હિન્દવિરોધી નીતિ સામે, કે, દક્ષિણ આફ્રિકામાં હિન્દીઓ જોડેના ગેરવર્તન સામે, એમનો આત્મા પોકારી ઊઠતો. અને જવાહર એમાં જે બ્રિટીશવિરોધી અને ગોરાલોકોની નીતિની વિરુદ્ધ જે આંદોલન ઊઠતાં તેમાં ખૂબ દિલચસ્પી લેતા.

પોતાના મનની અશાંતિ દૂર કરવા જવાહર શિકાર તરફ વળ્યા. શિકારનો એમને ખાસ શોખ નહોતો, પણ એ બહાને એમનું મન વળે એમ એ ઇચ્છતા હતા. જવાહરને જાનવર મારવાનું ગમતું નહિ. એમનો જીવજ નિર્દોષ જાનવરને મારતાં ચાલે નહિ. એક વખતે કાશ્મીરમાં એમણે અનાયાસે એક રીંછને માર્યું હતું, પરન્તુ, એક વખત, ભૂલથી, જવાહરની ગોળી એક નિર્દોષ હરણને વાગી, અને હરણ એમના પગ આગળ આવીને ફસડાઈ પડ્યું. અને જાણે એની મોટી મોટી આંખોમાંથી અશ્રુસારતી નજરે જવાહર તરફ જોતું હતું. જવાહરને લાગ્યું કે એ જાણે એને ઠપકો આપી રહ્યું છે. એમને બેહદ પશ્ચાતાપ થયો. એ ઠપકા ભરી, આંસુ સારતી નજરે, જવાહર પાસે શિકાર સદાનો મૂકાવી દીધો. એ કરુણ દૃશ્ય આબેહૂબ હજી આટલે વર્ષે પણ જવાહર વીસરતા નથી. આમ આકસ્મિક રીતે જવાહરે હિંસા છોડી. જાણે પોતે ભવિષ્યમાં અહિંસક દલનો નેતા બનવાનો હોય તેની દૈવે દીધેલી આગાહીરૂપે ન હોય!

જવાહરને ગોખલેજી પ્રત્યે માન હતું. અને ગોખલેએ સ્થાપેલી 'ભારત સેવક સમાજ'ની સંસ્થા જે નિઃસ્વાર્થપણે દેશ સેવા કરતી હતી એથી એની પ્રત્યે એઓ આકર્ષાયા પણ હતા. પણ એ સંસ્થામાં જોડાવાનો તો એમણે કદિય વિચાર કર્યો નહોતો. એનું એક કારણ તો એ હતું, કે એ સંસ્થાની રાજનીતિ જવાહરને જોઈએ તેવી ક્રાન્તિવાદી લાગી નહોતી, અને, બીજું એ પણ ખરું કે એ વખતે વકીલાતનો ધંધો છોડવાનો એમનો ઈરાદો પણ નહોતો.

એવામાં વિશ્વવ્યાપી યુદ્ધ શરૂ થયું અને દેશના રાજકારણમાં ફરી કંઈ ખળભળાટ શરૂ થયો. દેશમાં જે ક્રાન્તિવાદીઓ હતા, એમણે પોતાનાં ચક્રો

આ પરિસ્થિતિનો લાભ લેવા ગતિમાન કરી દીધાં. અને કાવતરાંઓ ને અંગ્રેજોને ગોળીઓથી ઠાર કરવાની ખબરો, અખબારોમાં રોજ-બ-રોજ આવવા લાગી. લોકોમાં પણ અંગ્રેજ વિરોધી લાગણી એટલી બધી પ્રબળ હતી, કે, જર્મનીની જીતની વાત સાંભળી, લોકો રાજીરાજી થઈ જતા. એટલા માટે નહિ કે એમને જર્મની પ્રત્યે હમદર્દી હતી. પરન્તુ, એટલા માટે કે, પોતાના રાજકર્તાનો ઘમંડ ઉતરે, એવું ગુમાન ઓછું થાય.

જવાહરને આ વૃત્તિ ગમતી નહોતી. એને, બીજા અંગ્રેજોનું ગુમાન ઉતારે એ ગમતું નહોતું. એને તો હિન્દ અંગ્રેજોનું ગુમાન ઉતારે તે જોઈતું હતું. બીજા એને હરાવે તે જોઈને રાજી થવું એ એમને નામર્દાઈની નિશાની લાગી.

આજ અરસામાં લોકમાન્ય ટિળક જેલમાંથી છૂટીને આવ્યા. ને, રાષ્ટ્રમાં જાણે નવો પ્રાણ આવ્યો. ને એમણે તથા શ્રીમતિ બિસેન્ટે હોમરૂલ લીગની સ્થાપના કરી. જવાહર બન્ને લીગોમાં શામિલ થયા. છતાં એઓ વધારે કામ શ્રીમતિ બિસેન્ટની લીગ માટે કરતા. કોંગ્રેસના અધિવેશનમાં પણ ગરમી આવવા લાગી, અને, નવજુવાનો કંઈ અવનવા બનાવોની અપેક્ષા રાખવા લાગ્યા. જાણે આખા દેશમાં વિજળી ફરી વળી. મુસ્લિમ લીગ અને કોંગ્રેસ વચ્ચે સમજૂતી થઈ ગઈ હતી. એવામાં શ્રીમતિ બિસેન્ટને સરકારે નજરબંધ કરી, આમ જનતાનો રોષ વહોરી લીધો. જવાહર જે અત્યારસુધી, હિન્દીઓએ સરકારમાં જઈ લશ્કરી તાલીમ લેવી જોઈએ એમ માનતા હતા, અને, નવજુવાનોની ભરતી માટે અલાહાબાદમાં નીમાયલી સમિતિના સભ્ય હતા, તેમણે આ નજરબંદી પછી તાબડતોબ રાજીનામું આપ્યું. જવાહરે પણ ફોજમાં દાખલ થવા માટે અરજી નોંધાવી દીધેલી

જવાહરને ભાષણ આપવાનો ઘણો ગભરાટ હતો એમને ભાષણ કરતાં ખૂબજ સંકોચ થતો. આથી શ્રીનિવાસ શાસ્ત્રી વગેરેને એઓ ભાષણો આપતાં જોઈ આશ્ચર્ય પામતા. એમને અંગ્રેજીમાં ભાષણ આપતાં સંકોચ ન થાય, પણ એમને એમ કે ભાષણ તો હિન્દીમાંજ આપવું જોઈએ. ને હિન્દીમાં બોલતાં એઓ જબરો સંકોચ અનુભવતા હતા. એમને ઘણા મિત્રો ભાષણ આપવા કહેતા ને આગ્રહ રાખતા કે એઓ પહેલવહેલું ભાષણ અલાહાબાદમાં જ આપે.

૧૯૧૫ની સાલ હતી. જવાહરને હિન્દમાં આવ્યે ત્રણ વર્ષ વીત્યાં હતાં. હજી જવાહરને સભાક્ષોભ મૂંઝવતો હતો. હજી જાહેરમાં આવતાં એઓ શરમાતા. હજી, એમનો હિન્દની પરિસ્થિતિ જોડે પૂરો મેળ જામ્યો નહોતો.

અખબારની સ્વતંત્રતાને છીનવી લેતો એક કાનૂન સરકારની ધારામાં પસાર થવાનો હતો. સરકારના એ કાનૂનની વિરુદ્ધ અલાહાબાદમાં એક જાહેરસભા મળી હતી. જવાહર તેમાં હાજર હતા. બધાએ જવાહરને ખૂબ આગ્રહ કર્યો. જવાહરની જરા પણ તૈયારી નહોતી. એમને અપાર મૂંઝવણ થવા લાગી. પણ એમને આખરે બોલવું જ પડ્યું. આ એમનું પહેલું ભાષણ હતું. હિન્દીમાં બોલતાં, ખૂબ મૂંઝવણ થઈ, એટલે એમણે અંગ્રેજીમાં ભાષણ આપ્યું. એ ભાષણ એટલું બધું અસરકારક, છટાદાર અને સુંદર હતું, કે ભાષણ ખતમ થતાં જ, સર તેજ બહાદુર સપ્રુએ આવી એમને ધન્યવાદ આપ્યા અને વહાલસોયું ચુંબન કર્યું.

જવાહરના વિચારો ઘણા ઉદ્દામ હતા, જ્યારે મોતીલાલજી બ્રિટિશની નીતિરીતિથી અસંતુષ્ટ હતા, તો પણ એમની વિચારસરણી તદ્દન ઉદ્દામ નહોતી. આથી ઘરમાં જ્યારે જ્યારે રાજકીય ચર્ચા થતી, ત્યારે બાપદીકરાનો મતભેદ તીવ્રરૂપ લેતો, અને વાગ્યુદ્ધ જામતું. જવાહરના ક્રાન્તિવાદી વિચારો જોઈ, મોતીલાલજીને ભય લાગવા માંડ્યો, કે, પોતાનો દીકરો બંગાળના હિંસક ત્રાસવાદીની ટોળકીમાં તો નથી ભળ્યોને? એમને એ વિચારે મૂંઝવ્યા. એમને અનિદ્રાનો રોગ લાગુ પડ્યો. જો કે, શ્રીમતિ એની બિસેન્ટની નજરબંદીને પરિણામે મોતીલાલજીની વિચારસરણી બદલાવા લાગી. શું કરવું જોઈએ, એ મોતીલાલજી નક્કી કરી શકતા નહોતા. જવાહર જેટલી આગેકદમ ભરવાની એમની તૈયારી નહોતી. કૈંક કરવું જોઈએ એમ એમને લાગ્યા કરતું હતું. શું થઈ શકે એ ખબર નહોતી. એથી અસંતોષ વધારે તીવ્ર બનતો. એથી બન્ને પિતાપુત્ર સાર્વજનિક પ્રશ્નો પર શાન્તિપૂર્વક વાતચીત પણ કરી શકતા નહોતા.

એવામાં મહાત્માજીનું હિન્દમાં આગમન થયું. દક્ષિણ આફ્રિકામાં બાપુએ હિન્દીઓના હકો માટે જે આંદોલન ઉપાડ્યું હતું તે માટે જવાહરને ગાંધીજી પ્રત્યે બેહદ માન અને ભક્તિ ઉત્પન્ન થયાં હતાં. જવાહર પહેલા બાપુને મળ્યા ૧૯૧૬ માં, લખનૌ કોંગ્રેસના અધિવેશનમાં. ગાંધી એ સમયમાં તો માત્ર અહીંની પરિસ્થિતિનું નિરીક્ષણ જ કરતા હતા. એક વર્ષ સુધી એઓ રાજકારણમાં સક્રિય ભાગ લેવાના નહોતા. એઓ માત્ર દક્ષિણ આફ્રિકા પૂરતી જ પોતાની રાજકીય મર્યાદા સીમિત રાખવાના હતા. પરન્તુ, ગાંધીજી પ્રથમ દૃષ્ટિએ તો એમને બીનરાજકીય પુરુષ લાગ્યા. ગાંધીજી વિષે એમણે જે અનેક આશાઓ રાખી હતી, તે એમનાં પ્રથમ દર્શને વિલાઈ ગઈ, પણ ગાંધીજીએ બિહારમાં ચંપારણનું જે આંદોલન ઉપાડ્યું, અને જેમાં રાજકીય યુદ્ધનો, એક નવો પેગામ

હિન્દની જનતાને આપ્યો, ત્યારે, અને જ્યારે બિહારના જાણીતા નેતાઓને એમણે જેલગમન માટે તૈયાર કર્યા, અને, ગાંધીજીએ જેલયાત્રાની તૈયારી કરી, ત્યારે જવાહરના ઉત્સાહનો પાર ન રહ્યો. જેના આગમન માટે એઓ તલસતા હતા, એવા રાજકીય નેતા આવ્યા હતા. હિન્દનું ભાવિ જવાહરને ઉજ્જવળ લાગ્યું.

લખનૌ કોંગ્રેસ પછી સરોજિની દેવીનું જવાહરે જોશીલું ભાષણ સાંભળ્યું ત્યારે એમના હૃદયમાં નવીજ લોહીની ધારા વહેવા લાગી. આજ વખતમાં સમાજવાદી સાહિત્યનાં વાચને જવાહરને સમાજવાદ તરફ ખેંચવા માંડયા. એમને વકીલાતના ધંધા તરફ નફરત આવવા માંડી. કલકત્તાના જાણીતા વકીલ શ્રી રાસ બિહારી ઘોષ જવાહર ઉપર ખૂબ અનુરક્ત હતા. એને જવાહરના રાજકીય વિચારો બહુ ગમતા. પણ રાસ બિહારી બાબુને વધારે તો વકીલ જવાહર ગમતા. એમને થતું કે આ છોકરો જો વધારો કાયદાના ધંધામાં કાળજી લે, તો એ એક મહાન વકીલ બની શકે. તેથી એમણે જવાહરને કાયદા વિષયક પુસ્તક લખવા આગ્રહ કર્યો. અને જવાહર જો લખવા તૈયાર થાય, તો, એને એમાં મદદ કરવા એઓ તૈયાર હતા. પણ જ્યાં જવાહરનું મન જ ન હોતું ત્યાં શું થાય ?

માબાપ હવે જવાહરને પરણાવવા માગતા હતા. ૧૯૧૬ માં જવાહરનું સગપણ દિલ્હીમાં નક્કી થયું.

વસંતપંચમીનાં લગ્ન હતાં. ઘરમાં ધામધૂમ શરૂ થઈ. ઝવેરીઓ આવવા લાગ્યા. દરજીઓના સાંચા ઘરમાં શરૂ થઈ ગયા. ચાર મહિના પૂર્વે લગ્નની તૈયારીઓ થવા માંડી, યોજનાઓ ઘડાવા માંડી. કાપડના ઢગલા ખરીદાયા, નાનામાં નાની વિગતો નક્કી થઈ. પ્રચંડ તૈયારીઓ થવા માંડી. અલાહાબાદમાં તો જાણે મહાપર્વ હતું. હજારો રૂપિયા ખર્ચાતા. રોશની થતી. જાન દિલ્હી જવાની હતી.

લગ્નનાં પંદર દિવસ પૂર્વે તો, થોડા માણસોએ જઈ, દિલ્હીમાં જાનને રહેવા માટે તૈયારીઓ કરવા માંડી. દિલ્હીમાં કેટલાયે ઘરો ભાડે રખાયાં, શણગારાયાં ને મેદાનમાં મોટા તંબુઓ નંખાયા. અને જોતજોતામાં તંબુઓનું–શિબિરોનું–એક નાનું ગામ બની ગયું. બધા એને 'નેહરુ લગ્ન શિબિરો' કહેતા. અઠવાડિયા પૂર્વે, શુભ મૂહુર્ત જોઈને, અલાહાબાદથી સો માણસોને લઈ, ખાસ ટ્રેનમાં જાન દિલ્હી ઉપડી. દિલ્હીમાં બધી વિશેષ સગવડો થઈ. વેવાઈઓએ ભવ્ય સ્વાગત કર્યું. કેટલાક દિલ્હીજ બારોબાર આવ્યા હતા. મહાસભાના

અધિવેશન જેવો ઠાઠ ને એના જેવી તૈયારી હતી. દશ દિવસ આ લગ્ન પછી જાન ત્યાં રહી. દરબારી ઠાઠમાં ખાણીપીણી થઈ. વાજાંબેન્ડનો ઠાઠ જામ્યો. લગ્નોત્સવમાં કશી મણા ન રહી. જવાહર, રાજાશાહી ફેંટો ને રજવાડી પોશાક પહેરી પરણ્યા. અને સર્વત્ર આનંદમંગળ થઈ રહ્યો.

લગ્ન પછી જવાહર અને એમની પત્ની કમળા કાશ્મીર મધુરજની માટે ગયા. કાશ્મીરમાં, પ્રકૃતિની ગોદમાં જવાહર સ્વચ્છંદ વિહર્યા. એઓ છેક ઉત્તરમાં તિબેટની સરહદ આગળ લડાખમાં ગયા. એક તરફ મહાન હરિયાળો પર્વતરાજ હતો, બીજી તરફ ઊંડી ખીણ, અને હિમાચ્છાદિત ગિરિશૃંગો ચમકતાં હતાં. જવાહર આગળ વધ્યા. માત્ર બરફથી ઢંકાયલા ગિરિશૃંગો દેખાવા માંડ્યાં. વનસ્પતિઓએ પણ જાણે એમનો સાથ છોડ્યો.

જવાહરને કોઈ કે કહ્યું કે અમરનાથની ગુફા અહીંથી આઠ માઈલ દૂર છે. વચમાં ફક્ત એક બરફનો પહાડ હતો. જવાહરના શરીરમાં બેહદ જોમ હતું. સાહસવૃત્તિ હતી. એમણે ત્યાં જવા હામ ભીડી. રસ્તામાં આવતી બરફની નદીઓ દોરડાંની મદદથી પસાર કરી, પણ એવા ઊંચા પહાડ, કે શ્વાસ લેવાનો પણ મુશ્કેલ પડ્યો. બરફ જોરથી પડવા લાગ્યો અને બરફની નદીઓ ભયંકર લાગવા માંડી. પ્રકૃતિએ પોતાનું રૌદ્ર સ્વરૂપ દેખાડવા માંડ્યું. એક એક કદમ આગળ જતાં જાણે પ્રાણ નીકળી જતો હતો. પણ તોયે, સાહસવીરો આગળ વધતા જ ગયા. બાર કલાક ચાલ ચાલ કર્યું ત્યારે એઓ એક હિમસરોવર પર આવી પહોંચ્યા. સરોવરની ચારે બાજુ, બરફના પહાડો હતા. એ લોકો લગભગ પંદરસોળ હજાર ફૂટની ઊંચાઈ પર હતા. એકાએક ધુમ્મસ આવીને એમને ઘેરી વળ્યું. સરોવર ઓળંગીને જવું હતું. જવાહરે બરફમાં પગ મૂક્યો, તેવો જ, બરફે માગ આપ્યો. ને જવાહર ખીણમાં પડત, અને એના હાડકાનાં ચૂરેચૂરા થઈ જાત. પરન્તુ, એમણે દોરડું જોરથી પકડી રાખ્યું અને એઓ જાનથી બચ્યા. એમના સાથીએ એમને ઊપર ખેંચી લીધા. હવે હામ રહી નહોતી. હવે આગળ ચઢવાનું તો ઘણું હતું. પણ, એમણે પાછા જવાનું જ દુરસ્ત ધાર્યું. કમળાનું સૌભાગ્ય જોર કરતું હતું.

આમ જવાહરે વકીલાત કરી, રાજકારણમાં ભાગ લીધો અને સંસારી પણ થયા. ને, એ રીતે એમણે જીવનયાત્રાની શરૂઆત કરી. હજી સુધી એમની જીવન યાત્રામાં અસાધારણ એવું કશું નહોતું, પણ એમના જીવનની એ મહાન પળ જલદી આવી પહોંચી.

[૭]

## જીવનપલટો

પ્રત્યેક માનવીના જીવનમાં એક પળ એવી આવે છે, કે, જે એનું સમગ્રજીવન પલટી નાંખે છે, એના જીવનનું આમૂલાગ્ર પરિવર્તન કરે છે. જવાહરના જીવનમાં પણ એવી પળ આવવાની હતી. વર્તમાન રાજકારણમાં નરમદલથી એને વ્યાપેલો ઉગ્ર અસંતોષ, વકીલાતના ધંધામાં એને થતી પારાવાર બેચેની, એના નેનને લાગતી બધે પ્રતિકૂળતા, એ દષ્ટિએ વિચારતાં એ સઘળું, કોઈ જીવનમાં આવનારા જબરજસ્ત તોફાનની આગાહી રૂપે હતું. એ તોફાન માત્ર જવાહરના જીવનમાં જ નહિ, પણ સમગ્ર દેશમાં વ્યાપનારી જે મૂલ્યપરિવર્તનની ભાવના હતી તેના પ્રતીકસમું હતું.

જવાહરે, જ્યારે દક્ષિણ આફ્રિકાની ગાંધીજીની કારકિર્દી વિષે જાણેલું, ત્યારથી જ એ માનવી વિષે એને આકર્ષણ જન્મેલું. એને મનમાં થતું હતું કે એ જેની ઝંખના કરતો હતો, એવો હિન્દને આઝાદીમાર્ગે દોરનાર કોઈ સાચો નેતા આવ્યો છે. લખનૌ કોંગ્રેસમાં પહેલવહેલા જ્યારે જવાહર બાપુને મળ્યા, ત્યારે એઓ કંઈક નિરાશ થયેલા, કારણ કે એમણે, જે અપેક્ષા રાખેલી, એમણે જે માનસિક કલ્પના કરેલી, તેની પ્રતિકૃતિ એમણે બાપુમાં ન જોઈ. એમને બાપુ બીન રાજકીય લાગ્યા.

પણ આ નિરાશામાંથી આશા જન્મી જ્યારે, બાપુએ ચંપારણની લડત ઉપાડી, અને બિહારમાંજ નહિ, પણ સારાય દેશમાં એક નવજાગૃતિ આણી દીધી. એણે, બિહારના ગરીબ ખેડૂતને ભાન કરાવ્યું કે, એને કોઈ તારણહાર છે. એમને માટે અનેક યાતનાઓ વેઠવા કોઈક તૈયાર છે. જવાહરને પણ લાગ્યું કે પોતાની તમન્ના પૂરી કરનાર કોઈ મહાવીર મળ્યો છે. તો પણ એમણે હજી રાજકારણમાં સક્રિય ભાગ લીધો નહોતો, એઓ ચંપારણ ગયા નહિ.

એવામાં મહાયુદ્ધ પૂરું થવા આવ્યું. જવાહરે બાપુએ અમદાવાદમાં ઉપાડેલું મજૂર આંદોલન જોયું અને એમનું બાપુ માટેનું માન અને ભક્તિ

અનેક ગણું વધી પડયાં. એમને થયું કે ગાંધીજી ખરેખરા લડવૈયા હતા. સાચા સેનાની હતા. જવાહરે સાચા સેનાનાયકમાં જે ગુણો કલ્પેલા, તે બધા એક પછી એક બાપુમાં પ્રગટ થતા એને દેખાયા.

ને એવામાં આવ્યો રૌલેટ એકટ. હિન્દે પ્રથમ મહાયુદ્ધમાં બ્રિટીશ સામ્રાજ્ય માટે જે કુરબાનીઓ કરી હતી, તે માટેની એ સરકારની લાત હતી. એ કાળા કાયદા નો આખા દેશે વિરોધ કર્યો. સરકારને હમેશાં સાથ આપનાર વિનીત નેતાઓએ પણ સરકારને આ કાયદો પસાર ન કરવા વિનંતીઓ કરી. પણ સરકારને વિજયનો નશો ચઢ્યો હતો. એને લાગ્યું હતું કે હિન્દીઓની માગણીઓને દબાવી દેવાનો આજ સારામાં સારો મોકો છે. હિન્દીઓ જેમ ૧૮૫૭ની ક્રાન્તિ વખતે દબાઈ ગયા હતા, તેવી જ રીતે આ વખતે પણ એમને દાબવા જ જોઈએ એવી સત્તાધારીઓની માન્યતા હતી. એમને તલવાર ને બંદુકથી રાજ્ય કરવું હતું. એમને ગુલામો માથું ઊંચકે એ લેશ માત્ર પરવડતું નહોતું.

જવાહર નિશ્ચયપૂર્વક માનતા હતા કે રૌલેટ કાયદો હિન્દીઓમાં અસંતોષ અને તંગદિલી ફેલાવવા માટે જ હતો, અને હિન્દીઓ જો વિરોધ કરે, તો, એ લોકો બળવો કરે છે એવું બહાનું કાઢી એમને દબાવી દેવા માટે હતો. જવાહરની આ માન્યતા, આયર્લેન્ડમાં જે બ્રિટીશોએ નીતિ અખત્યાર કરી હતી તેની પર બંધાઈ હતી. બ્રિટીશ માનસથી એઓ પૂરેપૂરા પરિચિત થઈ ગયા.

ને, એ સમયે બાપુ તો સખત માંદગીને બિછાને હતા. પણ બાપુથી આ અન્યાય બરદાસ્ત થયો નહિ. પણ એમણે તો ન્યાયયુદ્ધ લડવાનું, ધર્મયુદ્ધ લડવાનું નક્કી કર્યું હતું. એટલે એમણે વાઈસરોયને વિનંતિ કરી, કે એમણે એ બીલો પસાર ન કરવાં. સાથે સાથે જો એ બીલો પસાર થાય, તો પોતે એનો અહિંસક પ્રતિકાર કરશે એવી ચેતવણી પણ એમણે સરકારને આપેલી. પણ સરકાર હજી ગાંધીજીની શક્તિથી પૂરી પરિચિત ન હોતી. એણે માન્યું, કે, ગાંધીજી તો ખાલી સેકો દમ જ ભરાવે છે. એટલે ગાંધીજીની વિનંતી અને ચેતવણી એમણે ન ગણકારી.

ગાંધીજી તો મક્કમ હતા. એમણે આખા દેશને રૌલેટ બીલનો વિરોધ કરવા હાકલ કરી. અને રૌલેટ બીલની સામે પ્રતિકાર કરવા જે તૈયાર હોય તેને માટે પ્રતિજ્ઞાપત્ર તૈયાર કર્યું. ને, પ્રતિજ્ઞાપત્રમાં એ બીલની સામેના પ્રતિકારમાં જાનની કુરબાની સુધીની તૈયારી કરવાનું વચન હતું, ગમે તેવા સંજોગોમાં અહિંસક રહેવાનું વચન હતું. એ પ્રતિજ્ઞા લેનારા સ્વયંસેવકોની સંસ્થા 'સત્યાગ્રહ સભા'ના નામથી ઓળખાવાની હતી.

આ યુદ્ધનો નવો મોરચો, જવાહરને ખૂબ ગમી ગયો. એમનો ઉત્સાહ બેહદ વધી ગયો. એમને લાગ્યું, કે એમનું હૃદય જેને ઝંખતું હતું, એવી યુગપલટાની પળ આવી છે. એને લાગ્યું કે દેશની હાકલ પડી છે. ગાંધીજીનો શંખનાદ શૂરપુરુષને નિમંત્રે છે. એ પ્રતિજ્ઞાપત્ર આ પ્રમાણે હતો: "મને રૌલેટ બીલને નામે ઓળખાતા કાનૂન, એ અન્યાયી ન્યાય, અને સ્વાતંત્ર્યના સિદ્ધાંતોના વિઘાતક અને કોઈ પણ વ્યક્તિના પ્રાથમિક હક ઉપર આક્રમણ કરનારાં લાગે છે. તેથી જો આ બીલો કાનૂન બનશે તો, એ જ્યાં સુધી પાછાં નહિ ખેંચાય ત્યાં સુધી અમે એ કાયદાને માનવાનો, અહિંસક રીતે ઈન્કાર કરીશું. અને આ ઉપરાંત પણ બીજા કયા કાનૂનોનો ભંગ કરવા જેવો છે તેનો નિર્ણય એ માટે નીમાયલી સમિતિ જે કરે તે પ્રમાણે કરીશું. અને એ પ્રતિકારમાં અમે સત્ય અને અહિંસાને પૂર્ણપણે પાળીશું અને વ્યક્તિને, જાનને કે માલને નુકસાન પહોંચાડીશું નહિ."

ઘણાને એમ લાગ્યું કે ગાંધીજીએ સત્યાગ્રહ માટે આવા કાયદાઓ શા માટે પસંદ કર્યા હશે? આમ છતાં, પ્રાંતેપ્રાંતમાંથી, પ્રતિજ્ઞાપત્રો ભરાઈ ભરાઈને આવવાં લાગ્યાં. જવાહરને પણ ગાંધીજીનો આ ઈલાજ રામબાણ લાગ્યો. એમણે મનોમન નક્કી કર્યું, કે, એઓ પ્રતિજ્ઞાપત્ર પર સહી કરીને, સત્યાગ્રહ સભા જે ગાંધીજીએ સ્થાપી હતી તેમાં જોડાય. એમને આ વાત તો ખૂબ આસાન લાગી, પરન્તુ, એમણે ધાર્યું તેટલો એ માર્ગ આસાન નહોતો.

જવાહર તો જેલયાત્રા, ફાંસી, ગોળી, બધી કુરબાની કરવા તત્પર હતા. એની એમને પરવા નહોતી. જવાહરે પોતાના નિર્ણયની પિતાજીને વાત કરી. અને, મોતીલાલજીનો પ્રથમ તો ગુસ્સો માય નહિ. પછી એમને ખૂબ આઘાત લાગ્યો. મોતીલાલજી, જોકે વિનીત નહોતા, છતાં ગાંધીજીના માર્ગમાં એમને શ્રદ્ધા નહોતી. મોતીલાલજીને ગાંધીજીનું સાહસ અર્થવિનાનું અને ધાર્યું પરિણામ ન લાવે એવું લાગ્યું. એમને થતું કે થોડા લોકો જેલમાં જશે, કે કાનૂન તોડશે, એટલે કંઈ બ્રિટીશ સામ્રાજ્ય ઉથલી પડવાનું નથી. એમને થયું કે ચંપારણની વાત જૂદી હતી. એ તો એકજ પ્રાંતનો પ્રશ્ન હતો. અમદાવાદની મજૂર હડતાળનો પ્રશ્ન એક શહેરનો હતો. ખેડાનો પ્રશ્ન એક જીલ્લાનો હતો. એટલે એમાં મળેલી સફળતાથી, ગાંધીજી પોતાની શક્તિ વિષે ખોટો મદાર બાંધી બેઠા છે, એમ મોતીલાલજીને લાગ્યું.

સ્વભાવથી મોતીલાલજી લાગણીવિવશ નહિ પણ વિચારશીલ. કોઈ પણ નવું કદમ ભરતાં પૂર્વે અનેક દૃષ્ટિએ વિચાર કરી જુએ, પરન્તુ, આ વખતે મોતીલાલજી જે વિરોધ કરતા હતા, તે લાગણીવિવશ બનીને. જવાહર જેલમાં

જાય એ વિચાર જ એમને માટે અસહ્ય હતો. જેને આટઆટલા વૈભવમાં, આટલી બધી જહેમતથી ઉછેર્યો, તે આવી યાતના સહેવા માટે! જેલ શબ્દજ તે વખતે ભયની લાગણી પેદા કરતો. જેલમાં તો ચોરડાકુઓ જ જાય એમ બધા માનતા. મોતીલાલજીને જવાહર પર એટલો બધો પ્રેમ હતો કે એ જવાહરનો આ વિચાર, જવાહરની આ ઇચ્છા જરા પણ બરદાસ્ત કરી શકયા નહિ,

પણ જવાહર મક્કમ હતા. એમની સ્થિતિ અત્યંત દયાજનક હતી. એક બાજુ પિતૃસ્નેહ, માતૃસ્નેહ એમને પોતાની તરફ ખેંચતો હતો, બીજી તરફ એમને વતનની પ્રીતિ ખેંચતી હતી. એમનું દિલ પ્રતિજ્ઞાપત્ર પર સહી કરવા તલસી રહ્યું હતું, પણ બીજી બાજુ પિતાનું, આવા સ્નેહાળ પિતાનું દર્દ એમનાથી જોવાતું નહોતું. એઓ પિતાનો વિરોધ કરીને, સત્યાગ્રહસભામાં જોડાઈ શકત, પણ એઓ પિતાને નારાજ કરવા ઇચ્છતા નહોતા. એથી એમણે નવો માર્ગ લીધો, અને તે પિતાને દલીલોથી સમજાવીને, ક્રમે ક્રમે, પોતાના મતમાં પલટાવવાનો.

પણ એમના પિતા પણ ઓછા મુત્સદ્દી નહોતા. એમણે પણ જવાહરને સમજાવવાનું નક્કી કર્યું. આથી, દિવસે ને રાત્રે, પિતાપુત્ર વચ્ચે ગરમાગરમ દલીલો ચાલ્યાં કરે, બન્ને નિશ્ચયાત્મક ભાષામાં વાત કરે, જાણે, બન્ને વિરોધમાં વકીલ તરીકે ઊભા રહ્યા હોય, અને દલીલો ઝીંકતા હોય તેવી રીતે ચર્ચા કરતા. બન્નેનાં દિલ ઉશ્કેરાયલાં હતાં. મન તંગ રહેતાં. સ્વરૂપરાણી, જવાહરની નાની બહેનો વિજયાલક્ષ્મી ને કૃષ્ણા, પિતાપુત્રના આ રોજના ઝઘડાથી ખૂબ નારાજ થતાં, દુઃખી થતાં, આંસુ સારતાં. કારણ કે, બેમાંથી એકે સમજે એમ નહોતું. કે એમાંથી કોઈ પોતાની જક છોડે એમ નહોતું.

એક રાત્રે જવાહર જુએ છે તો પિતા છત્રપલંગ છોડીને, મશરૂના, મખમલના, ગાદીતકિયા છોડીને, સાદડી પર સૂતેલા. એમને, જવાહરને કેવી યાતના થશે, તે સ્વાનુભવથી જાણવું હતું. એ દિવસોમાં બન્ને પિતાપુત્રને નીંદર તો જાણે વેરણ બની ગઈ હતી. જવાહરનો પિતાપ્રેમી આત્મા પિતાની યાતના, એમની મનોવેદના સમજી શકયો. એઓ આખી રાત, વિચાર કર્યાં કરે. કંઈ સમાધાન થઈ શકે, કંઈ વચલો માર્ગ કાઢી શકાય એવું કંઈક ખોળવા લાગ્યા, પણ વ્યર્થ. જવાહરને સત્યાગ્રહ સિવાય બીજો કોઈ જીવનનો માર્ગ જ સૂઝતો નહોતો.

આખરે, મોતીલાલજીએ તાર કરીને બાપુને અલાહાબાદ બોલાવ્યા. ને બાપુ મોતીલાલને ત્યાં મહેમાન બનીને આવ્યા. મોતીલાલજીએ એમનું પ્રેમભીનું

સ્વાગત કર્યું. સ્વરૂપરાણીના તો પુત્રના એ ગુરુ હતા. એમના પંથમાં પોતાનો એકનો એક દીકરો ભળવાનો હતો, એટલે એમણે તો બાપુનું સવિશેષ પ્રેમથી સ્વાગત કર્યું. એ ઉપરાંત, સ્વરૂપ રાણીને તો એ આશા હતી કે હવે ગાંધીજી આવ્યા છે, તો પિતાપુત્રના ઝઘડાનો અંત આવશે અને ઘરમાં શાંતિ સ્થપાશે, એટલે બાપુ તો એમને મન શાંતિદૂત હતા. આવીજ માનસિક દશા જવાહરનાં પત્ની કમળાની હતી. એઓ જવાહરને પિતા જોડે ન ઝઘડવાનું કહેતાં. અને એમને પણ ઘરનો આ ઝઘડો આકળાં બનાવી દેતો હતો. અને, એથી મનની તંગ દશાથી, સ્વરૂપરાણી અને કમળાદેવી બન્નેની તબિયત લથડી હતી.

બાપુ અને મોતીલાલજીએ દિવસોના દિવસો સુધી બંધ બારણે વાતો કરી. આખરે પરિણામ એ આવ્યું કે સત્યાગ્રહના નિર્માતા બાપુએજ જવાહરને ઉતાવળ ન કરવાની અને પિતાને અસહ્ય દુઃખ થાય એવું પગલું ન લેવાની સલાહ આપી. જવાહર બાપુની આ સલાહથી ખૂબ નારાજ થયા, જ્યારે ઘરનાં બીજા બધા માણસો બહુજ રાજી થયાં. પણ દેશમાં હરઘડીએ પરિસ્થિતિ પલટાતી હતી. કયારે શું બનશે તે કહી શકાય એમ નહોતું.

ગાંધીજીએ ૬ ઠ્ઠી એપ્રિલને 'સત્યાગ્રહદિન' તરીકે નક્કી કર્યો. આખા દેશમાં અપૂર્વ એવી હડતાલ પડી. દેશભરમાં અહિંસક લોકો પર ગોળીબાર થયા. નોકરશાહીએ પોતાનું સર્વનાશી તાંડવ શરૂ કર્યું. ૧૮૫૭ પછી પહેલી વાર પ્રજાએ આવો ભીષણ હત્યાકાંડ જોયો. અમદાવાદ, અમૃતસર બધે સત્યાગ્રહનાં મંડાણ થયાં. ને, પંજાબમાં જલીયાંવાળા બાગનો અશ્રુતપૂર્વ માનવ હત્યાકાંડ થયો. બ્રિટીશ સામ્રાજ્યનું એક મહાન કલંક ચોંટયું. એક બાગમાં ભરાયલી જંગી સભાને ચોપાસેથી ઘેરી, અંગ્રેજ અમલદારોએ ગોળીઓનો ને તોપગોળાનો વરસાદ વર્ષાવ્યો. સેંકડો માનવીઓ માર્યાં ગયા. હજારો ઘાયલ થયા. આ હકીકત દેશમાં ન જાય તેટલા માટે, પંજાબને આખા દેશથી છૂટો પાડવામાં આવ્યો. અને એની સરહદ પર લશ્કરી પહેરો ગોઠવી દેવામાં આવ્યો. પંજાબના અત્યાચારની કારમી કહાણી, એની લોહીની ધારાની કથા, બીજા પ્રાંતમાં ન પહોંચે તેની તાકીદ રખાઈ.

જવાહરનું હૃદય તો જાણે સહસ્ર ડંખની યાતના અનુભવતું હતું. મોતીલાલજીના હૃદયમાં પણ અંગ્રેજી રાજ્ય માટે રહીસહી કોમળતા અને સહાનુભૂતિ નાશ પામી. એમને લાગતું ગયું કે આ સરકારની સામે પ્રતિકાર કરવાની જરૂર તો છે જ. મૂંગા બેસી રહીને આવા સિતમો સહન કરવામાં એમને બાયલાપણું ને હિચકારાપણું લાગ્યું.

જવાહરને તો પંજાબની દુર્ભેદ્ય લશ્કરી દીવાલ તોડીને, ત્યાં ગરીબોના અશ્રુ લૂછવા, એમની પડખે રહેવા, મન થયું. કૉંગ્રેસે જ, દુઃખીઓ અને પીડિતોને મદદ કરવા માટે તૈયારીઓ કરવા માંડી.

જેવો, પંજાબમાં પ્રવેશપરનો પ્રતિબંધ ઊઠયો, તેવા જ મુખ્ય મુખ્ય કૉંગ્રેસ નેતાઓ પહેલી ટ્રેન પકડી પંજાબ પહોંચી ગયા. અને તેમણે મદદ અને તપાસ બન્ને કામ હાથમાં લીધાં. ત્યાંના અત્યાચારની તપાસ માટે એક સમિતિ નીમાઈ. અને તેમાં મોતીલાલજી તથા દેશબંધુદાસ પણ હતા. એ સમિતિમાં, દેશબંધુનાં મંત્રી તરીકે જવાહરની પસંદગી થઈ, અને આમ જવાહર અને એમના પિતા એક જ કામમાં લાગી ગયા. દેશબંધુની જોડે કાર્ય કરવાનો જે મોકો મળ્યો, એથી જવાહરને ઘણો ફાયદો થયો. એમને અનુભવ મળ્યો. એ અનુભવ ઘણો કિંમતી હતો.

એ જ વર્ષમાં, જવાહર આ કાર્યને અંગેજ અમૃતસરથી દિલ્હી જતા હતા. જે ડબ્બામાં જવાહર ચઢ્યા, એમાં બધી જગ્યાઓ ભરાઈ ગઈ હતી. માત્ર એક ઉપરનું પાટિયું ખાલી હતું. તેની પર જવાહર સૂતાઃ એ ડબ્બામાં બધા લશ્કરી અમલદાર હતા, અને એ બધા ખૂબ જોરશોરથી વાતો કરતા. એટલે, જવાહરને એ વાતચીત નહોતી સાંભળવી તો પણ સાંભળવી પડી. એમાં જનરલ ડાયર જેણે જલીયાંવાળા બાગમાં પિચાશલીલા આદરી હતી તે પણ હતો. એ જાણે પોતે કોઈ મોટું પરાક્રમ ન કર્યું હોય એવી છટાથી ને એવા અભિમાનથી વાત કરતો હતો. એ કહેતો હતો કે આખું શહેર એની દયા પર હતું. એનો વિચાર તો આખું શહેર ખાકમાં મિલાવી દેવાનો હતો. પણ એને દયા આવી. જવાહરને તો થયું કે આનું ગળું હમણાં ને હમણાં દબાવી દઉં.

તપાસના કામ દરમ્યાન, ગાંધીજી પણ આ અત્યાચાર તપાસ સમિતિમાં હોવાથી, જવાહરને ગાંધીજીનો ઘણો ગાઢો પરિચય થયો. ગાંધીજીના ઠરાવો, સમિતિને ઘણીવાર વિચિત્ર લાગતા, અયોગ્ય લાગતા, પણ ગાંધીજીની દલીલશકિત એવી જબરી હતી, એમની જાદુઈ અસર એવી હતી, એમની પાસે સામાને પોતાના કરી લેવાનો એવો ઇલમ હતો, કે, આખરે સમિતિ એમનું કહેવું, એક અલ્પવિરામનો ફેરફાર કર્યા વિના મંજૂર કરતી. જવાહરને લાગ્યું કે ગાંધીજીની દૃષ્ટિમાં દૂરંદેશી છે, વિશાળતા છે.

જવાહર તો આ સહવાસથી ગાંધીજીના સાચાભકત બની ગયા. એમનો પૂજ્યભાવ વધ્યો અને પોતાને આવા ગાંધીજી જેવા મહાન નેતા જોડે

કામ કરવાની તક મળી તે માટે પોતાને ભાગ્યશાળી સમજવા લાગ્યા. ગાંધીજીની કાર્યપદ્ધતિ જવાહરને ઘણી ગમી. આ તપાસમાં જવાહરે જે જોયું, ને જાણ્યું, ગામેગામ ફરીને લોકોની જે કેફિયતો લીધી, એમની કરુણ કહાણીનાં હૃદય દ્રાવક વૃત્તાંતો સાંભળ્યાં તેનાથી એઓ વિશેષ અને વિશેષ ક્રાન્તિવાદી બનતા ગયા. સેતાની રાજ્યને ખતમ કરવાની એમની તમન્ના વિશેષ અને વિશેષ પ્રબળ બની ગઈ.

પરન્તુ, આ પંજાબ હત્યાકાંડનું પરિણામ જવાહર માટે બહુ શુભ આવ્યું. એમના માર્ગમાં જે પિતાના વિરોધનો મહાન અંતરાય હતો તે ઓછો થવા લાગ્યો. મોતીલાલજી પણ આ બનાવને લીધે, અને પોતાના પ્રત્યક્ષ અનુભવે સરકાર વિરોધી બનતા ગયા. સરકારની આ નાદીરશાહી નીતિનો સામનો કરવો જોઈએ એમ એમને ખાતરી થઈ. હિંસક સામનો કરવો એની તો એઓ વિરુદ્ધ હતા, એટલે માત્ર ગાંધીજીનો જ માર્ગ રહ્યો હતો. એટલે એ માર્ગને વિષે જે શંકા એમને હતી તે નિર્મૂળ થતી ગઈ. પિતાપુત્ર વચ્ચેનું ઘર્ષણ ઓછું થતું ગયું. મગજ તપાવ્યા વિના બોલી ન શકે એવી જે પરિસ્થિતિ હતી, તે ટળી.

મોતીલાલજીએ કરેલ તપાસ સમિતિની સેવા બદલ, ૧૯૧૯માં અમૃતસરમાં જે કોંગ્રેસનું અધિવેશન ભરાયું તેમાં એમને પ્રમુખ તરીકે ચૂંટવામાં આવ્યા. એ કોંગ્રેસમાં જવાહરે સક્રિય ભાગ લીધો. એ અધિવેશને મોતીલાલજી માટે હૃદય પલટાનું કામ પૂરું કર્યું. મોતીલાલજી જે જરાપણ ડગમગ થતા હતા, તેમણે પોતાનો રાહ ગાંધીજીના માર્ગ જોડે એક કરી નાંખ્યો. અમૃતસર કોંગ્રેસના પ્રમુખ જવાહરના પિતા હતા, પણ જવાહરને એ કોંગ્રેસમાં એમના રાજકીય ગુરુ, એમના રાજકીય ક્ષેત્રમાં પિતા ગાંધીજીનું જ વર્ચસ્વ લાગ્યું. પંજાબની એ કોંગ્રેસમાં 'મહાત્મા ગાંધીજીકી જય" નાં સૂત્રો પહેલવહેલાં ઉચ્ચારાયાં. અમૃતસર કોંગ્રેસને જવાહર પહેલી 'ગાંધી કોંગ્રેસ' કહે છે.

મોતીલાલજીએ એ અધિવેશનના પ્રમુખપદેથી એક ક્રાન્તિકારીને છાજે એવું ભાષણ આપ્યું. એમણે વિનીત નેતાઓને હૃદયદ્રાવક શબ્દોમાં વિનંતી કરી કે એઓ અમૃતસરના અધિવેશનમાં શામિલ થાય. એમણે કહ્યું કે: "પંજાબનું દ્રવતું હૃદય તમને પોકારી રહ્યું છે. શું તમે એનો અવાજ નહિ સાંભળો?" પણ એમની દર્દભરી વિનંતી કોઈએ સાંભળેલી નહિ. કારણ કે એ વિનીત દલમાં હવે બધા ભીરુઓ હતા. અમૃતસરની કોંગ્રેસ ખૂબ સફળ નીવડી. અને એણે જો જરૂર પડે તો સત્યાગ્રહનો રસ્તો લેવાનું ઠરાવ્યું. એમાં ટિળક, દાસ,

લાલાજી, માલવીયજી, કીચલુ વગેરે સર્વે નેતાઓ હાજર હતા. અને આખરે મોતીલાલજીના પ્રમુખપણા નીચેના અસહયોગની જરૂરિયાતનો ઠરાવ થયો.

એ વખતે મોતીલાલજીને લાગ્યું કે જનતાનો અવાજ જેમાં સંભળાતો હોય એવું એકપણ વર્તમાનપત્ર હિન્દમાં નહોતું. બધાં પત્રોમાં સરકારી અમલદારોની પ્રશંસા હતી, પણ જનતાનો અવાજ ક્યાંય નહોતો. આથી એમણે અલાહાબાદમાં 'ઇન્ડીપેન્ડન્ટ' નામનું પત્ર શરૂ કર્યું અને એનું કાર્ય જવાહરને સોંપ્યું. જવાહરને એક નવો અનુભવ મળ્યો, પણ, એ અખબાર તરફ અનેકવિધ પ્રવૃત્તિઓને લીધે એમનાથી ધ્યાન અપાયું નહિ. અને એ આખરે બંધ કરવું પડ્યું.

૧૯૨૦ માં જવાહરનાં પત્ની અને માતાની તબિયત ખૂબ બગડી, એટલે એમને કોઈ ટેકરીપર હવાબદલ માટે લઈ જવાની તબીબી સલાહ મળતાં, જવાહર બન્નેને લઈ મસૂરી ગયા. મોતીલાલજીથી જઈ શકાય એમ હતું નહિ. એઓ ત્યાંની સારામાં સારી હોટેલ સૅવોયમાં ઉતર્યા. મે મહિનામાં એઓ ગયા, એ વખતે અફઘાન અને બ્રિટીશ એલચીઓ વચ્ચે એ હોટેલમાં જ સુલેહની મંત્રણા ચાલતી હતી. જવાહરને તો એની ખબર પણ નહોતી. એઓ તો એમને મળ્યા પણ નહોતા. પણ એમના પ્રત્યે સરકારનો ગુસ્સો તો હોય જ. એટલે મસૂરીના પોલીસ અમલદારે જવાહર સામે એવો રિપોર્ટ કર્યો કે એઓ અફઘાન પ્રતિનિધિઓને વારંવાર મળે છે. આથી, એમને એક દિવસ સવારે સરકારી હુકમ મળ્યો કે, એમણે અફઘાન પ્રતિનિધિઓ જોડે કોઈપણ પ્રકારનો સંબંધ ન રાખવો.

જવાહરને આ હુકમથી આશ્ચર્ય થયું. કારણ કે, ન તો એઓ અફઘાન પ્રતિનિધિમંડળનાં એક પણ આદમીને મળ્યા હતા, કે, ન તો એને એ લોકો સૅવોય હોટેલમાં હતા તેની ખબર હતી. જે સુપરિન્ટેન્ડન્ટ જવાહરને હુકમ આપવા આવ્યો, તેને જવાહરે સમજાવીને કહ્યું, કે કંઈ સરકારની ભૂલ થઈ લાગે છે. અને એમણે સાફસાફ સુણાવી દીધું કે સરકારને એ જાતની બાંયધરી આપવામાં એઓ પોતાનું અપમાન સમજતા હતા. અને એવો હુકમ એઓ જરાય બરદાસ્ત કરવા તૈયાર ન હોતા.

જવાહરને પછી દેહરાદૂનના જીલ્લા મેજીસ્ટ્રેટે બોલાવ્યા. એમનો દિમાક ખૂબ બગડ્યો હતો. એનાથી સરકારનું આ વર્તન સહ્યું જતું નહોતું. જવાહરે એને સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું કે એઓ એ અન્યાયી હુકમ માનવાને તૈયાર નથી. પરિણામે એમને ચોવીશ કલાકમાં મસૂરી અને દેહરાદૂન જીલ્લો છોડી જવાનો

હુકમ મળ્યો. જવાહર આથી ઘણી મોટી મુસીબતમાં મૂકાયા. એક બાજુ બિમાર માતા તથા વહાલસોયી પત્ની હતાં, બીજી બાજુ સરકારી હુકમ હતો. પણ આ સંજોગોમાં જવાહરને એ હુકમનો ભંગ કરવાનું ઠીક ન લાગ્યું. ને એઓ મસૂરી છોડીને અલાહાબાદ આવ્યા.

મોતીલાલજીને એ વાતની જાણ થતાં એમનો પિત્તો હાથમાં ન રહ્યો. એમણે સંયુક્તપ્રાંતના ગવર્નરને એ વિષે સખત શબ્દોમાં લખ્યું. અને એમણે લખ્યું કે કદાચ એ તો કોઈ નીચલા અમલદારનું જ ડહાપણ હશે. ગવર્નરને એ વિષે ખબર જ નહિ હોય. પણ ગવર્નરનો જવાબ મોતીલાલજીને વધુ ઉશ્કેરે એવો આવ્યો કે એમાં કશું ખોટું નહોતું અને જવાહરનું અપમાન થાય એવું એમાં કશું જ નહોતું. આથી મોતીલાલજીના ગુસ્સાનો પાર ન રહ્યો ને એમણે જવાહરને પૂછ્યા વિના ગવર્નરને જણાવ્યું કે જવાહરનો હુકમ ભંગ કરવાનો કોઈ ઈરાદો નથી. પણ જો એની માની અને પત્નીની તંદુરસ્તીને માટે જરૂરી લાગે તો એ હુકમનો અનાદર કરીને એ જરૂર મસૂરી જશે.

જે પિતા ગાંધીજી જોડે જવાહરને જોડાવાની ના કહેતા હતા, જે પિતા, પુત્ર કાનૂનભંગ ન કરે એ માટે રાતની રાતો ઉજાગરા કરતા હતા, જેણે જવાહર સત્યાગ્રહી બને એની ચિંતામાં ને ચિંતામાં શરીર સૂકવી નાંખ્યું હતું એ મોતીલાલજી જવાહરને પૂછ્યા પણ વિના જવાહર જરૂર જણાતાં કાનૂનભંગ કરશે એવું ગવર્નરને જણાવે, એમાં કેટકેટલું પરિવર્તન જણાય છે. જાણે મોતીલાલજી પલટાઈ ગયા છે. એણે પુત્રનો જ માર્ગ અખત્યાર કર્યો છે. જવાહરની દલીલોથી જે ન વળ્યું તે સરકારના અન્યાયી પગલાંથી વળ્યું સરકારે જ જાણે જવાહરનો પક્ષ લઈને મોતીલાલજીને સમજાવી દીધા.

મોતીલાલજીએ અસહયોગને માટે તૈયારી કરી લીધી હતી. અને કલકત્તામાં કોંગ્રેસનું અધિવેશન ૧૯૨૦ માં ભરાયું ત્યારે ઘણા નેતાઓએ ગાંધીજીના અસહકારનો વિરોધ કર્યો, પરન્તુ, મોતીલાલજીએ તો ગાંધીજીને એમાં પૂરેપૂરો સાથ આપ્યો. અને અસહયોગમાં જોડાવાની પોતાની પૂરી તત્પરતા બતાવી ધારાસભાના બહિષ્કાર વગેરેનો દેશબંધુ, લાલાજી વગેરેએ વિરોધ કર્યો હતો. પરન્તુ, મોતીલાલજીએ તો પોતાના એ પુરાણા સાથીઓને છોડીને પણ ગાંધીજીનો પક્ષ લીધો.

જવાહર આ દરમ્યાન, આકસ્મિક રીતે કિસાન આંદોલનમાં ભળ્યા. કિસાનો અલાહાબાદ કૂચ લઈ આવ્યા હતા અને પોતાની હાલતનું નિરીક્ષણ

કરવા જવાહરને ગામડાંમાં ખેંચી ગયા. ગામડાંનો જવાહરનો આ પ્રથમ અનુભવ હતો. ગામડાંમાં એઓ ગયા અને એ કામમાં જ મહિનાઓ લગી દટાયા. એઓ કિસાનોની જોડે એમનો જ રોજનો ખોરાક ખાતા, એમના બિછાનામાં જ સૂતા અને એમની જ ઝૂંપડીઓમાં રહેતા. એઓ માઇલો સુધી તડકામાં પગપાળા, માથે ભીનો ટુવાલ રાખીને ફરતા. મે અને જુન માસની અસહ્ય ગરમી, છતાં, જવાહરને તો સાચાં ભારતનાં દર્શન કરવાં હતાં, હિન્દની નાગી, ભૂખી જનતાને પિછાનવી હતી. એમની જોડે તાદાત્મ્ય સાધવું હતું. પોતાનો ભદ્રતાનો અંચળો દૂર કરવો હતો.

જવાહરને ઈંગ્લંડમાં જે શિક્ષણ મળ્યું હતું, તેનાથી તદ્દન ભિન્ન પ્રકારનું શિક્ષણ આ ગામડાંમાં કિસાનોની જોડે મળ્યું. જવાહર એમને મળતા. એમના બની, એમની દુઃખભરી કહાની સાંભળતા. એમની જોડે ખુલ્લેખુલ્લી રીતે વાતો કરતા. હજારો માનવીઓ એમને સાંભળવા ભેગા થતા. એમને જે ભાષણ કરવાનો સંકોચ થતો હતો, તે આ કિસાનોએ દૂર કર્યો. એમનામાં આત્મવિશ્વાસ આવતો ગયો. સ્ત્રી, પુરૂષ, વૃદ્ધો ને જુવાનિયા, સઘળા જવાહર સમક્ષ નિઃસંકોચ આવતા. લોકો, એ જ્યાં જતા ત્યાં પાણીની ધારની જેમ દોડી આવતા.

જવાહરને એ ગરીબ લોકોએ પ્રેમથી નવડાવ્યા. જાણે એ એમનો તારણહાર ન હોય. એમનાં દુઃખ દૂર કરવાને કોઈ દૈવી ફિરસ્તો ન આવ્યો હોય એવી નજરથી એઓ એમને નિરખતા. જવાહરને પોતાની પ્રત્યે ઘૃણા આવવા લાગી. એ લોકો આવી પારાવાર ગરીબીમાં સબડે, અને પોતે આનંદભવનમાં સુખચેનની ને આરામની જિંદગી ગુજારે એથી એમને શરમ આવવા લાગી, એમને શહેરની રાજનીતિ પર તિરસ્કાર આવવા લાગ્યો, કારણ કે શહેરની રાજનીતિ ગામડાંથી તદ્દન અલિપ્ત હતી. ગામડાં તરફ શહેર બિલકુલ લાપરવા હતું. કિસાનો આવીને પોતાની પર ગુજરતા સીતમોની વાતો એમને કરતા એટલું જ નહિ, પણ પોતાનું લેણું કેવી જબરજસ્તીથી વસૂલ થાય તેની હૃદયવિદારણ કહાણી, આંસુંછલકતી આંખે કહેતા.

જવાહરને ચેન નહોતું. દિનરાત આ લોકોની વાતો સાંભળી એમનો અજંપો વધી ગયો હતો. એ અલાહાબાદ જઈને ફરી ખેડૂતોમાં ગયા. ગરમીની મોસમમાં કોઈ પણ શીતળ ટેકરી પર હવા ખાવા જનાર જવાહર આજે ગામડે સૂરજના ભીષણ તડકામાં ઘૂમી રહ્યા હતા. અને ઇંગ્લેંડની પબ્લિક સ્કુલે તથા ત્યાંની યુનિવર્સિટીએ ન આપેલું એવું શિક્ષણ લેતા હતા, પરન્તુ,

જવાહરને આત્મસંતોષ હતો. પોતે મુસીબતો સહન કરી શકે છે, કઠણ જીંદગી ગાળી શકે છે, એ વિચારે એમને આનંદ થયો. લગભગ આખું એક વર્ષ જવાહર ખેડુતોમાંજ રહ્યા. અને સમગ્ર ઉત્તર પ્રદેશમાં ફરતાજ રહ્યા.

જવાહરે જાણે ઘરબાર છોડી દીધાં હતાં. ઘર કોઈ કોઈ વખત જઇ આવતા. ગામડે ગામડે, એઓ મોટે ભાગે પગપાળા જ જતા. આ રીતે એમણે કિસાનો જોડે એકતા સાધી. એક વાર એઓ અલાહાબાદ ગયા હતા. ત્યાં એકાએક રાય બરેલીથી તાર આવ્યો ને એમાં જવાહરને બોલાવવામાં આવ્યા. એઓ તરત ત્યાં પહોંચ્યા. વાત એમ હતી કે કેટલાક કિસાન નેતાઓને પકડી રાયબરેલીની જેલમાં પૂરેલા હતા. અને કિસાનોનું ટોળું જેલને ઘેરો ઘાલીને બેઠું હતું. સરકારે પોલીસ તથા લશ્કર બોલાવ્યું હતું. અને એમણે એક નાની નદી આગળ જ કિસાનોનાં ટોળાંને રોક્યું હતું. પણ કિસાનો બીજી બાજુથી આવતા હતા. જવાહર સીધા નદી તરફ ગયા. ત્યાં કિસાનોની સામે લશ્કર સુસજ્જ હતું. જવાહરને જીલ્લા મેજીસ્ટ્રેટનો હુકમ મળ્યો કે તરતજ એમણે પાછા જવું. એમણે એ હુકમની પાછળ જ પૂછાવ્યું કે: "કયા કાનૂનની કઈ કલમ પ્રમાણે હુકમ આપવામાં આવ્યો છે? એનો ઉત્તર નહિ આવે ત્યાં સુધી હું મારું કામ ચાલુ રાખીશ."

જવાહર નદીએ પહોંચ્યા, ત્યાં સામે કિનારેથી ગોળીબારના સતત અવાજો એમને કાને અથડાયા. એમને પૂલ ઉપરજ લશ્કરી અમલદારોએ રોક્યા. એવામાં કિસાનોએ જવાહરને જોયા ને એઓ એમને ઘેરાઈ વળ્યા. લશ્કરી અમલદારોની, ગોળીની કશાની એમને પરવા નહોતી. બે ત્રણ હજાર કિસાનો ભેગા થઈ ગયા. જવાહરે એમને નીડર બનવા કહ્યું. એક બાજુ આમ જવાહર એમને ન ઊશ્કેરાવા અને નીડર બનવા સમજાવી રહ્યા હતા, બીજી બાજુ નિર્દોષ કિસાનો ઉપર ગોળીઓનો વરસાદ વરસતો હતો, તોયે કિસાનો ડરતા નહોતા. એવામાં જીલ્લા મેજીસ્ટ્રેટ જ્યાં ગોળીની વર્ષા થઈ હતી, ત્યાંથી પાછા આવ્યા ને જવાહરને પોતાને ઘેર લઈ ગયા. ને એમને બે કલાક બેસાડી રાખ્યા. કિસાનોએ બહુ જ શાન્તિથી, નીડરતાથી, ગોળી પોતાની છાતીમાં ઝીલી હતી. એમણે પાછા હટવાનો, સામી બંદુક છતે સાફ ઇન્કાર કર્યો હતો. આ જવાહરના ગામડાના ભ્રમણનું પરિણામ. કિસાનોમાં એને લીધે અસાધારણ જાગૃતિ આવી હતી.

જવાહરને ત્યાંથી ફૈઝાબાદમાંથી તેડું આવ્યું એટલે એઓ ત્યાં પહોંચ્યા. ફૈઝાબાદમાં, કોઈ કે ખેડૂતોને ભરમાવ્યા હશે, કે જે લોકો ગરીબોને ચૂસે છે

તેવાની મિલકત લૂંટી લેવાની ગાંધીજીએ રજા આપી છે. એટલે કિસાનોએ જુલમી તાલુકદારોની મિલકત, "મહાત્મા ગાંધીજીકી જય" એ સૂત્ર પોકારતાં પોકારતાં લૂંટી લીધી.

જવાહર ત્યાં ગયા. અને સઘળી હકીકત સાંભળી એમને પારાવાર દુઃખ થયું. એમણે કિસાનોની સભા બોલાવી. અને પાંચ છ કલાકમાં તો પાંચ છ હજાર લોકો એકઠાં થઈ ગયાં. એમણે એ લોકોને ખૂબ ઠપકાર્યા. એમની પર પોતાનો લાક્ષણિક રોષ ઠાલવ્યો અને કહ્યું કે જેણે જેણે લૂંટનો ગુનો કર્યો હોય, તે, પોતાના હાથ ઊંચા કરીને કબૂલ કરી દે. અને એ ભલાભોળા લોકોમાંથી, જવાહરના વચનમાત્રથી, વીસ પોલીસ અમલદારોની સામે, ડઝનબંધી લોકોએ હાથ ઊંચા કર્યા.

પછી, જ્યારે જવાહરે એ લોકો જોડે ખાનગીમાં વાત કરી, ત્યારે એમને, પોતે કરેલી ભૂલનો ખ્યાલ આવ્યો. એમણે આ ભલાભોળા લોકોને, નાહક લાંબી લાંબી સજાઓ થવાની બૂરી પરિસ્થિતિમાં ધકેલી દીધા હતા. લગભગ છત્રીશ લોકોને સજા ભોગવવી પડી. સરકારે એ તકનો કિસાન આંદોલનને કચડવા માટે સારામાં સારો લાભ લીધો. એકાદ હજાર માણસોને પકડ્યા. એક વર્ષ સુધી મુકદ્દમા ચાલ્યા. કેટલાક તો બિચારા મુકદ્દમો પૂરો થાય તે પહેલાં જેલમાં મરણ પામ્યા. આ રીતે પોલીસ અમલદારની સામે ગુનો કબૂલ કરાવવામાં જવાહરે ઉતાવળ કરી હતી, અને કિસાનોને મુસીબતમાં મૂક્યા છતાં કિસાનોનો પ્રેમ એમના પ્રત્યે બિલકુલ ઓછો થયો નહોતો.

આ રીતે જવાહર નેતા બનતા હતા, કોંગ્રેસના નહિ, આમજનતાના. જવાહર ૧૯૨૧ નું આખું વર્ષ પિતા જોડે ઓછો સંપર્ક એમની કિસાનપ્રવૃત્તિને લીધે રાખી શક્યા નહિ, છતાં એઓ જોતા હતા, કે, પિતાજી ખૂબ ઘેરા વિચારમાં છે. એમને માટે અસહયોગમાં જોડાવું, એટલે, પોતાનું આખું જીવન પલટી નાંખવું; પોતાનો નવાબી ઠાઠ દૂર કરવો, વકીલાત છોડવી, સાદાઈથી રહેવું, જૂના મિત્રોને ત્યજવા, ભૂતકાળથી સદંતરવિરોધી એવા જીવનને અપનાવવું: એ બધું એઓ પણ માનતા હતા. એટલે ખૂંચતું હતું, છતાં, એઓ પોતાના મનને તૈયાર કરતા હતા અને એ પરિવર્તન એમણે ઝપાટાબંધ એકવાર મનને મનાવ્યા પછી કર્યું.

મુસલમાનો પણ ખિલાફત ચળવળ, રાષ્ટ્રીય ચળવળમાં ભળ્યાથી રાજનીતિમાં શામિલ થયા હતા, અને અંગ્રેજ સરકારની સામે ભાષણો કરતા

હતા, આમ પ્રજાને ઉશ્કેરતા હતા. દેશભરમાં એક નવી જ જાગૃતિ દૃષ્ટિએ પડવા લાગી. ખિલાફતના પ્રશ્નમાં રહેલું ઊંડું રહસ્ય જોકે ગામડાંના મુસલમાનો સમજતા નહોતા, પણ એ લોકોની એક પ્રકારની મુગ્ધ માન્યતા હતી કે ખિલાફતની ચળવળ એટલે બ્રિટીશવિરોધી સામુદાયિક ચળવળ એટલું જ એ લોકો સમજતા હતા.

હિન્દુ સ્વામીઓ, મુસ્લિમ મૌલવીઓ, પ્રજાને ઉશ્કેરતા, અને રાષ્ટ્રીય આંદોલનને ધાર્મિક સ્વરૂપ આપવા પ્રયત્ન કરતા. એથી જવાહર ઘણા નારાજ થતા. આપણા આંદોલનમાં ધર્મ લાવવાને માટે એઓ ગાંધીજી પર ચીઢાતા. ગાંધીજી રામરાજ્ય જેવો શબ્દ રાષ્ટ્રીય આંદોલનમાં લાવીને મોટી ભૂલ કરે છે એમ એમને લાગતું. મનમાં ને મનમાં એઓ મૂંઝાતા. આમ છતાં દેશભરમાં જે જાગૃતિ આવી હતી, જે નીડરતા આવી હતી, એથી જવાહરની ખુશાલીનો પાર નહોતો. એમને સ્વરાજ્ય જલદી આવી રહ્યું છે એમ લાગ્યું.

જવાહરને હવે સાફ રસ્તો દેખાતો હતો. એમણે જિંદગીમાં કોઈવાર ન કરેલી એવી મહેનત કરવા માંડી. ને એમની ગમે તે પ્રસંગ માટે પૂરેપૂરી માનસિક તૈયારી હતી. જેલની તો એઓ રાહ જોઈ રહ્યા હતા. એનાથી તો ધ્યેયસિદ્ધિમાં મદદ મળવાની હતી. એમની પાછળ પોલીસ તો રાતદિવસ પીછો પકડતી હતી. એમની પૂરેપૂરી શ્રદ્ધા હતી કે હિન્દની આઝાદી બહુ નજદીક આવી રહી છે. કારણ કે, સાધન અને સાધ્ય બન્નેની બાબતમાં દુશ્મનો કરતાં પોતે ચડિયાતા હતા તે વાતની એમને પૂરેપૂરી પ્રતીતિ હતી. એમને લાગતું હતું કે પોતાની લડાઈ એ તો ધર્મની લડાઈ છે, સતની લડાઈ છે, અને તેથી પોતાનો વિજય રાત પછી દિવસના જેટલો જ નિશ્ચિત છે. આથી પુરાણી દુનિયા જાણે રેતીના ઢગની જેમ સરતી હતી. મૂલ્યપરિવર્તન થતાં હતાં. મોતીલાલજી જે નિતાન્ત યુરોપીય વેષમાં સુસજ્જ હતા, તે ખાદી પહેરતા હતા, સાદું જીવન જીવતા હતા.

૧૯૨૧ ની સાલ એ તો ખૂબ ઊથલપાથલની સાલ હતી. સરકાર જે હિન્દીઓને ડરાવતી હતી તે હવે હિન્દીઓથી ડરવા લાગી હતી. એ સાલમાં જ જવાહરની બેન વિજયાલક્ષ્મીનાં લગ્ન થયાં. લગ્નની તિથિ પંચાંગ પ્રમાણે, શુભ દિન જોઈને નક્કી કરવામાં આવી હતી. મોતીલાલજીએ બધા દેશનેતાઓને લગ્નમાં આમંત્રણ આપ્યું હતું. અને બધા ત્યાં ભેગા થવાના હોઈને કોંગ્રેસની કારોબારીની સભા પણ એ દરમ્યાન અલ્લાહાબાદમાં જ બોલાવવામાં આવી હતી.

બધા દેશનેતાઓની હાજરીનો લાભ લઈ, છેલ્લા રાજકીય પરિષદ પણ એજ અરસામાં રાખી. આથી સરકારને દહેશત લાગી કે જબરું સરકાર વિરોધી પડ્યંત્ર ગોઠવાયું છે, કારણ કે, એમાં ભાગ લેવા ગામડે ગામડેથી માણસો આવ્યાં હતાં. વળી, મોતીલાલજીને તો ખ્યાલ પણ નહોતો, પણ સરકારે જ એમના ફળદ્રુપ મગજમાંથી શોધ કરી કે જે દિવસે અને જે તારીખે ૧૮૫૭ની ક્રાન્તિ થઈ તેજ દિવસ લગ્નનો હતો. એટલે એની પાછળ પણ કંઈ રહસ્ય છે. આથી એ લોકો ગભરાઇ ગભરાઇ ને અંગ્રેજોના રક્ષણ માટે મોટી તૈયારી કરવા લાગ્યા. આ પરથી સરકાર પણ કેવી ડરતી હતી તેનો ખ્યાલ આવશે.

૧૯૨૧ની નાગપુર કોંગ્રેસમાં, બધા પક્ષોએ, ગાંધીજીની બહિષ્કારની અને અસહકારની ક્રાન્તિવાદી યોજનાને ટેકો આપ્યો અને દેશભરમાં ક્રાન્તિની હવા ફેલાઇ ગઈ. જવાહર તો જે દિવસની ઝાંખી કરતા હતા, એમના મનોરાજ્યમાં જેની એઓ પ્રતીક્ષા કરતા હતા, એ દિવસ આવી પહોંચ્યો. શોષણનો અંત એમને હાથવેંત લાગ્યો. દેશની કરુણતાનો છેલ્લો શ્વાસ હતો એમ એમને લાગ્યું.

ગાંધીજીની હાકલથી અને ગાંધીજીના હિન્દના પ્રવાસથી, તોતીંગ દેશ સુતેલો અજગર જાગી ઊઠે, એમ ફૂંફાડા મારતો જાગી ઊઠ્યો. જવાહરે, પણ ગામડે ગામડે, ક્રાન્તિનો શંખનાદ ફૂંક્યો. જનતાની રગેરગમાં બળવાની જ્યોત જગાડી. એ એ કામમાં એટલા બધા ઓતપ્રોત થઇ ગયા, કે એમનાં પુસ્તકો, બીજું કામકાજ, બધા સંબંધો, મિત્રો ને છાપાં સુદ્ધાં વીસરી ગયા. દુનિયામાં શું શું બને છે અને આઝાદી જંગ કેવો જામ્યો છે તેના સમાચાર એઓ જાણીને ઉત્સાહિત બનતા. પોતાની પત્ની, પુત્રી, મા, કશાની એમને પરવા નહોતી. પરવા હતી બસ દેશની આઝાદીની. પ્રેમ હતો બસ ક્રાન્તિ જોડે. આથી એમના સ્વજનો પરેશાન રહેતાં. પણ જવાહરની વધતી જતી કીર્તિ અને લોકપ્રિયતા એમને આશ્વાસન આપતા અને પોતાનું વ્યક્તિગત દુઃખ ભૂલવી દેતા.

રોજ-બ-રોજ આજે આ પકડાયા, કાલે પેલાને સજા થઈ એવા સમાચારો આવ્યાં જ કરતા. અલીબિરાદરોને સૈન્યમાં અસંતોષ ફેલવવા માટે લાંબી મુદતની સજા થઈ. અલીભાઈઓએ આપેલાં તેનાથી સખત ભાષણો અનેક નેતાઓએ આપેલાં. અને લોકો આ સમાચારોથી ગભરાતા નહિ. પણ જેલ જવાનો પોતાનો વારો ક્યારે આવે તેની રાહ જોતા. કારણ કે, જેલમાં જવાનું એ ગૌરવની, રાષ્ટ્રપ્રેમની નિશાની હતી.

જવાહરનાં કેટલાંક ભાષણો માટે એમની પર રાજદ્રોહનો મુકદ્દમો ચલાવવાની ધમકી એમને આપવામાં આવી, પણ, જવાહર હવે ફાંસીથી પણ થોડા ડરે એવા હતા? મામલો વધારે ને વધારે તંગ થતો ગયો. ૧૯૨૧ ની આખરે બ્રિટનના શાહજાદા હિન્દમાં આવનાર હતા. કોંગ્રેસે એમની જોડે સંકળાયલા બધા કાર્યક્રમોનો સંપૂર્ણ બહિષ્કાર કરવાની ઘોષણા કરી. નવેંબરમાં કોંગ્રેસ સ્વયંસેવકદળને ગેરકાયદેસર જાહેર કરવામાં આવ્યું. ને પછી સંયુક્તપ્રાંતને માટે પણ એવી જાહેરાત કરવામાં આવી. દેશબંધુ દાસે બંગાળને એક હાકલ કરી કે: "આખું હિન્દુસ્તાન એક મહાન જેલખાનાં જેવું બની ગયું છે, અને કોંગ્રેસને જીવંત રાખવાની દરેકની ફરજ છે. આપણા જાન કરતાં દેશના જાનની વધારે કિંમત છે."

સંયુક્તપ્રાંતમાં નેતાઓએ સરકારનો પડકાર ઝીલી લીધો, અને, સ્વયંસેવક દળને ચાલુ રાખવાનું ઠરાવ્યું. એટલું જ નહિ પણ એ દલના સ્વયંસેવકોની નામાવલિ પણ છાપવામાં આવી. એમાં પહેલું નામ મોતીલાલજીએ આપેલું અને બીજું હતું જવાહરનું. પિતાપુત્રનું ધ્યેય એકજ બન્યું હતું. બન્ને એકજ ગુરુના ચેલા બન્યા હતા. લોકો હવે જવાહરને બાપ તેવા બેટા એમ કહેવા લાગ્યા.

યુવરાજ અલાહાબાદમાં આવનાર હતા તે વખતે એમના સ્વાગત માટે આનંદ ભવનની જગ્યાની જીલ્લા મેજીસ્ટ્રેટે માગણી કરી. મોતીલાલજીએ એ માગણીનો ઈન્કાર કરતાં કહ્યું કે આનંદભવનનો ચોગાન એ એમની ખાનગી મિલકત હતી. અને તેથી એઓ એને યુવરાજના સ્વાગત વગેરે માટે આપી નહિ શકે. મોતીલાલજીએ એ પણ જણાવ્યું કે જીલ્લા મેજીસ્ટ્રેટને એમની મિલકત ઉપર કશો જ હક નહોતો. અને તેથી પોતાની મિલકતનો પોતાને ફાવે તે ઉપયોગ કરવાનો પૂરો અધિકાર હતો. સરકારને તો કશું બહાનું જ જોઈતું હતું. બીજે દિવસે સવારના પહોરમાં જ પોલીસ જવાહર ને મોતીલાલજીની ગિરફતારી માટે આવી પહોંચી.

આખા ઘરમાં એક પ્રકારની સનસનાટી ફેલાઈ ગઈ. જૂના નોકરોએ પોલીસને મારવાની રજા માગી. પણ એમને વારવામાં આવ્યા. મોતીલાલજી અને જવાહર ખુશખુશાલ હતા. જવાહર માટે આજે સુવર્ણદિન હતો. એમની વર્ષોની ઝંખના ફળી હતી. એમની સેવાની સરકારે ગણના કરી હતી. સ્વરૂપરાણી ભીતરમાં તો ખૂબ દુઃખી થયાં છતાં પણ બહારથી તો એમણે પોતાનું સ્મિત જાળવી રાખ્યું. કમળાની પણ એ જ સ્થિતિ હતી. એમને હતું કે એ

વખતે ઉદાસ થાય કે આંસુ સારે તો, કુટુંબની લાજ જાય અને દુશ્મનોની સમક્ષ હાંસી થાય. એટલે સ્વરૂપરાણીએ કુંમકુમથી પતિ અને પુત્ર, એ બન્ને વીરોને વધાવી સ્નેહભરી, કરુણ છતાં વીર રસમિશ્રિત વિદાય આપી.

૭ મી ડીસેમ્બરે બન્નેનો મુકદ્દમો ચાલ્યો, અને બન્નેને ૭ મહિનાની સજા થઈ.

જવાહર જેલમાં હતા ત્યાં એમણે સાંભળ્યું, કે, ગાંધીજીએ ચૌરીચુરા નામના એક ગામમાં હિંસા થવાથી, સત્યાગ્રહને બંધ કર્યો હતો. જવાહર તથા મોતીલાલ બન્નેને એથી પ્રચંડ આઘાત લાગ્યો. કારણ કે જ્યારે આઝાદી હાથ વેંતમાં હતી, બ્રિટીશની સત્તા ડગમગવા લાગી હતી, ત્યાં, ગાંધીજી સત્યાગ્રહને બંધ કરે એ હાથમાં આવેલી આઝાદીને ગૂમાવવા જેવું પિતાપુત્રને લાગ્યું. જ્યારે રાષ્ટ્રીય સૈન્ય બધે મોરચે આગેકૂચ કરતું હતું, દુશ્મનો પીછેહઠ કરતા હતા, હેરાનપરેશાન થઈ રહ્યા હતા, ત્યારે સેનાપતિ યુદ્ધ બંધ કરે, એમાં નહોતું મુત્સદ્દીપણું, નહોતી નેતાગીરીની કાબેલિયત. પણ બન્ને પિતાપુત્ર જેલમાં હોવાથી મજબૂર હતા.

સત્યાગ્રહ બંધ થતાં સરકારે કેટલાક કોંગ્રેસ નેતાઓને છોડવા માંડ્યા અને જવાહર પણ એમાં ત્રણ મહિનાની જેલ ભોગવીને છૂટ્યા. છૂટીને એમણે બાપુનો "તલવારનો ન્યાય" એ લેખ વાંચ્યો ને એની જવાહરની ઉપર ઘણી ઊંડી અસર થઈ, ને એઓ ગાંધીજીને સમજી શક્યા. જવાહર છૂટીને તરત બાપુને મળવા ઉપડ્યા. પણ એ વખતે તો બાપુની ધરપકડ થઈ હતી. એટલે એઓ એમને સાબરમતી જેલમાં મળ્યા. બીજે દિવસે ગાંધીજીનો ઐતિહાસિક મુકદ્દમો હતો. એ યાદગાર પ્રસંગે, ગાંધીજીનું બ્યાન, મેજીસ્ટ્રેટે ગાંધીજી માટે ઉચ્ચારેલા ભકિતભાવભર્યા શબ્દો એ બધાથી જવાહરનું હૃદય ખૂબ આર્દ્ર બન્યું. જ્યારે ત્યાંથી પાછા ફર્યા, ત્યારે ગાંધીજીના જ્વલંત વાક્યો, ચમત્કારી ભાવો ને વિચારોની દૃઢમૂલ અસર લઈને એ આવ્યા.

એમના બધા સાથીઓ જેલમાં અને પોતે બહાર એ સ્થિતિ એમને ઘણી ખૂંચવા લાગી. કોંગ્રેસનું સંગઠન પણ કંઈક ઢીલું થયું હતું, તેને મજબૂત કરવા જવાહરે પ્રયત્ન કર્યા. વિશેષે કરીને વિલાયતી કાપડના બહિષ્કારનું કાર્ય એમણે ઉપાડી લીધું. એ કાર્યક્રમ ચાલુ હતો. જે વેપારીઓ વિદેશી કાપડ ન મંગાવવાની પ્રતિજ્ઞા લઈને પ્રતિજ્ઞા તોડતા હતા, તેમણે દંડ ભરવો એમ નક્કી કરવામાં આવ્યું. ને, એમણે દંડ આપ્યા.

ત્રણ દિવસ પછી જવાહરની ધરપકડ થઈ છ અઠવાડિયાં જ હજી એમને છૂટયે થયાં હતાં. જવાહરલાલ ઉપર જબરદસ્તીથી દુકાનદારો પાસે રૂપિયા પડાવાનો ગુનો હતો. રાષ્ટ્રદ્રોહનો પણ ગુનો હતો. જવાહરે માત્ર એક લાંબું બ્યાન આપ્યું. એમને બધા ગુના માટે બધું મળીને એક વર્ષ અને નવ મહિનાની સજા મળી.

આમ ૧૯૨૧ ના સત્યાગ્રહે, પિતાપુત્રના જીવનમાં પલટો આણ્યો. જે આશાઓથી મોતીલાલજીએ જવાહરને વિલાયત મોકલ્યા, તે આશાઓને બદલે બીજી જ દિશામાં જવાહર પાંગર્યા. જેનો મોતીલાલજી વિરોધ કરતા હતા, એ જ સિદ્ધાંતને અપનાવી એને માટે એઓ સઘળી કુરબાની કરવા તૈયાર થયા. ક્યારે શું થવાનું છે તેની કોને ખબર છે? માનવની જીવનનૌકા ક્યારે એને કયાં લઈ જશે તે કોણ જાણે છે?

[૮]

# રાજકીય જીવનની શરૂઆત

બીજીવાર જ્યારે જવાહર ગિરફતાર થયા, ત્યારે એમણે પ્રત્યેક સત્યાગ્રહી કરે છે તેમ અદાલતના કામકાજમાં ભાગ ન લીધો. એમણે એક નિવેદન પ્રગટ કર્યું અને અદાલત સમક્ષ એ વાંચ્યું. અમદાવાદથી જવાહર તરતજ પાછા ફર્યા હતા. ત્યાં એમણે મહાત્મા ગાંધીજીનો ઐતિહાસિક મુકદ્દમો ચાલેલો તે જોયેલો. તે સમયે અદાલતમાં ગાંધીજીએ, જે ઐતિહાસિક નિવેદન કરેલું, તે એમણે પ્રત્યક્ષ જોયેલું. એટલે એ વખતે પોતે જો ફરી વાર ગિરફતાર થાય, તો નિવેદન કરવાનું એમણે મનોમન જ નક્કી કરેલું. એટલે ગિરફતારી પછી અદાલતમાં એમને જે સજા થઈ તે વખતે એક નિવેદન દ્વારા એમણે જણાવ્યું :

"હું ગુનેગાર છું અથવા નથી. એ બાબત મેં સ્વીકારી પણ નથી, ને ઈન્કારી પણ નથી. કારણ કે, હું કોઈપણ રીતે આ મુકદ્દમામાં ભાગ લેવા ઈચ્છતો નથી. કારણ કે આ અદાલતને હું ન્યાયની અદાલત તરીકે સ્વીકારતો જ નથી. રાજકીય મુકદ્દમામાં તો અહીંના ન્યાયાધીશો સરકારી હુકમોનું ગુલામોની જેમ પાલન કરે છે.

"વિલાયતમાં ઘણો લાંબો સમય રહીને હું દશવર્ષ પૂર્વે આવ્યો. ત્યાંની પબ્લિક સ્કુલ તથા યુનિવર્સિટીનું શિક્ષણ મેં લીધું છે. મેં હેરો અને કેમ્બ્રિજના ઘણા પક્ષપાતો અને પૂર્વગ્રહો ગ્રહણ કર્યા. ને મારા ગમા–અણગમામાં હું હિન્દી કરતાં અંગ્રેજ વિશેષ હતો એમ કહું તો ચાલે. હું દુનિયાને અંગ્રેજની દૃષ્ટિએજ જોતો અને તેથી જ્યારે હું હિન્દ આવ્યો, ત્યારે કોઈ પણ હિન્દીને બ્રિટન તરફ જેટલો પક્ષપાત હોય તે હું લઇને આવ્યો. આજે હું રાજકીય ગુનેગાર તરીકે પાંજરામાં, બે રાજ્યવિરોધી ગુના માટે ઊભો છું. હું એક

વાર જેલ જઈ આવેલો કેદી છું. દશ વર્ષમાં આટલો મારામાં ફેરફાર થયો. આ ફેરફાર શા માટે થયો તે જણાવવાની જરૂર નથી. એનું કારણ દરેક હિન્દી જાણે છે, અનુભવે છે, અને તેથી એની ગરદન શરમથી ઝુકી જાય છે.

"અમારાં હથિયારો તો પ્રેમનાં અને આત્મત્યાગનાં છે. અને એ અમારા ગુરુએ અમને આપ્યાં છે......પ્રેમ અને વફાદારી એ તો દિલનાં ગુણો છે. એ કંઈ બજારુ ચીજો નથી, કે દામ આપીને ખરીદાય. અને તલવારની ધારે તો એ મેળવી નજ શકાય. અમે અમારી આઝાદી માટે લડીએ છીએ. અમે કોઈ પણ રાષ્ટ્રને લેશમાત્ર પણ હાનિ કરવા ઈચ્છતા નથી. અમારે કોઈની પર સત્તા જમાવવી નથી. પણ અમારા દેશમાં પૂરી આઝાદી હોય એમ અમે ઈચ્છીએ છીએ.

"હું આ મારી ખુશનસીબી માટે ભાગ્યશાળી છું. હિન્દ માતાની આઝાદીની લડતમાં ભાગ લેવો એને હું મારું સૌભાગ્ય સમજું છું. મહાત્મા ગાંધીજી જેવા નેતાઓના નેતૃત્વ નીચે દેશસેવા કરવી એ બમણું ભાગ્ય છે. પોતાના દેશને માટે સહન કરવું એના કરતાં બીજું કયું મોટું સુખ હોય! પોતાના સ્વપ્નની પૂરી સિદ્ધિ માટે જાનની કુરબાની જેવી બીજી કઈ ભાગ્યશાળિતા હિન્દીના ભાગ્યમાં હોય!"

આ વખતે જવાહરની ઉમર તેત્રીશ વર્ષની હતી. વિલાયતમાં રહી એમણે બર્ક, જોન સ્ટુઅર્ટ મીલ, વોશીંગ્ટન, અબ્રાહામ લિંકન, વગેરેની આઝાદીની તમન્ના, વતનપરસ્તી, અને સ્વાતંત્ર્યપ્રેરક વાણીનું પાન કર્યું હતું. એમના લોહીનાં બુંદેબુંદમાં આઝાદી માટેની ચમક હતી. આઝાદી માટે જાન કુરબાન કરવા, એમનું લોહી ઉછાળા મારતું હતું. એમને વતનની મહોબ્બત સિવાય બીજી કોઈ મહોબ્બત નહોતી. આઝાદી સિવાય બીજું કોઈ સ્વપ્ન નહોતું.

જવાહરને જીવનમાં શું નહોતું? કોઈ રાજા મહારાજાને શરમાવે એવા મહેલ, મહેલાત, અને બાગબગીચા હતા. સમૃદ્ધિથી છલકાતો, વિવિધ જાતનો, જાણે અન્નકૂટની સામગ્રી હોય એવો ભોજનથાળ હતો. જે માગે તે મળતું, જ્યારે જોઈએ ત્યારે મળતું, જેવું જોઈએ તેવું કે તેથી અદકું મળતું. એમને ઊંચામાં ઊંચાં કપડાં, તહેનાતને માટે નોકરોની ફોજ હતી, વાત્સલ્યમૂર્તિ માતાપિતા હતાં, પ્રેમસભર ભાંડુઓ હતાં, અને વ્હાલસોયી એમની બધી

બેદરકારીને દરગુજર કરનારી, મૂંગે મોઢે સહન કરનારી પત્ની હતી. પણ એ બધાં કરતાં, વતનપ્રેમનો કાંટાળો માર્ગ એમને વધુ પ્યારો હતો. એમને મોજમજા ને એશઆરામ કરતાં, દુઃખ ને મુસીબતોનો રસ્તો વધુ સારો લાગ્યો ને એમણે બે વર્ષની સજા હસતે મુખે સ્વીકારી.

જવાહરે સજા વધુ ભોગવી નહિ. આઠ મહિના લખનૌ જેલમાં એમણે સજા ભોગવી, પણ, ગાંધીજીએ સત્યાગ્રહ પાછો ખેંચી લીધો હોવાથી, હવે, સરકાર ધીમે ધીમે સામુદાયિક મુક્તિ આપતી હતી. એટલે ૧૯૨૩માં, જવાહરની એના અન્ય સાથીઓ જોડે બંધનમુક્તિ થઈ. જવાહરને તાજી હવા ને ખુલ્લાં મેદાનો, સડકો પર નિર્બંધ ભ્રમણ, એ બધાથી પારાવાર આનંદ થયો. જૂના મિત્રોને મળ્યા. રાજકીય ચર્ચાઓ કરી.

જવાહર કહે છે કે એ બધાથી એમના દિમાગમાં એક પ્રકારની ખુમારી આવી. બહારની દુનિયા જોઈને જવાહર પાગલ જેવા બની ગયા. એમનું દિલ ઉછળવા લાગ્યું. પણ એ બધી આનંદોર્મિઓ, રાજકીય વાતાવરણમાં જે હતાશા હતી, તેની અસરથી મંદ પડી ગઈ. એમનું ખીલી ઊઠેલું મુખકમળ ધીમે ધીમે બીડાવા લાગ્યું. એમનો આનંદ ચાર દિવસની ચાંદની જેવો નીવડ્યો. જ્યાં પહેલાં ઉચ્ચ આદર્શો હતા, ફના થવાની વાતો હતી, કુરબાનીનો આનંદ હતો, તેની જગ્યાએ નફરત ઉત્પન્ન કરે એવી ખટપટો, કોંગ્રેસે પોતાની સત્તા જમાવવાની કરેલી કોશિશ, અણવિશ્વાસ, આક્ષેપો અને પ્રતિઆક્ષેપો એ બધાથી રાજકારણનું આકાશ છવાઈ ગયું હતું. જવાહરને થયું: "આ રાજકારણ! ઊંચી ભાવનાઓનો આખરે આ અંજામ!"

દેશના રાજકીય પુરુષો બે વિચારસરણીમાં વહેંચાઈ ગયા હતા. એક હતા ગાંધીવાદી, જે ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમને વળગી રહેવા ઇચ્છતા હતા, અને એમાંથી એક કદમ પણ પીછેહઠ કરવા તૈયાર નહોતા. એમનો કાર્યક્રમ જવાહર માનતા હતા તે પ્રમાણે રાજકીય નહિ પણ સામાજિક સુધારાનો હતો. એમનામાં એક સારું તત્ત્વ જવાહરને એ લાગ્યું કે એમનો આમજનતા જોડે નિત્યનો સંપર્ક હતો. બીજો પક્ષ હતો રાજકીય દૃષ્ટિવાળો પક્ષ જે પોતાને સ્વરાજ્યવાદી કહેવડાવતો. એમને ચૂંટણીમાં ભાગ લઈ, સરકારની ધારાસભાઓમાં પ્રવેશી, અંદરથી સરકારને તંગ કરવી હતી. સરકારને ઉઘાડી પાડવી, એમના ઠરાવોને ઉડાડી મૂકવા, અને એ રીતે ધારાસભામાં જઈને સરકારને અંદરથી લડત આપવાનો એમનો ઇરાદો હતો. આ પક્ષમાં પંડિત મોતીલાલજી,

દેશબંધુ દાસ, માલવીયજી, લાલાજી, વિઠ્ઠલભાઈ વગેરે હતા. મોતીલાલજી પહેલેથી જ ધારાસભા પ્રવેશમાં માનતા હતા, પણ કલકત્તા કોંગ્રેસમાં એમણે ગાંધીજીના ધારાસભાના બહિષ્કારના ઠરાવને અનુમોદન એટલા માટે આપેલું કે ગાંધીજીનો સત્યાગ્રહનો પ્રયોગ ફરી પણ આડખીલી વિના અજમાવી શકાય.

જવાહરને આ બે પક્ષમાંથી એક પણ પક્ષ જોડે પોતાનો મેળ ખાય એમ લાગ્યું નહિ. એને ગાંધીવાદી પક્ષમાં જે જોશ જોઈએ તે ન લાગ્યું. એમને સમાજસુધારામાં દિલચસ્પી નહોતી. એમને દિલચસ્પી હતી રાજકારણમાં. એટલે એ પક્ષ ગમ્યો નહિ. જ્યારે બીજી બાજુ સ્વરાજ્ય પક્ષ એમને રાજકીય પક્ષ લાગ્યો. પણ એમને એ દહેશત લાગી, કે, એ પક્ષના સભ્યો એકવાર ધારાસભામાં ગયા કે એની મોહજાળમાં એ ફસાઈ પડશે અને પછી વિરોધની વાતો પડતી મૂકશે.

જવાહરની ઇચ્છા હતી, કે, આયર્લેન્ડની અંદર, જેવી રીતે 'સિનફિન' પક્ષનાં સભ્યો, પાર્લામેન્ટની ચૂંટણીમાં ભાગ લઈ, પાર્લામેન્ટમાં હાજરી જ ન આપી, એનો બહિષ્કાર કરતા, તેવી રીતે, સ્વરાજ્યપક્ષે પણ ચૂંટણીમાં ફતેહમંદ થઈ ધારાસભામાં ન જવું. પણ ગાંધીજીને એ વાત માન્ય નહોતી. ને સ્વરાજ્ય પક્ષના નિર્માતાઓને પણ એ વાત ન તો વ્યવહારુ લાગી કે ન તો આકર્ષક લાગી. એથી, જ્યારે જવાહર જેલમાંથી છૂટ્યા, ત્યારે દેશબંધુએ એમને સ્વરાજ્યપક્ષમાં જોડાવા માટે આગ્રહ કર્યો પણ જવાહરે જો પોતાની શરતો મંજૂર થાય તો જ એ પક્ષમાં જોડાવા સંમતિ આપવા કહ્યું. એમની શરત, ધારાસભામાં જઈને, એમાં હાજરી ન આપવી એ હતી. એ શરત સ્વીકારાઈ નહિ. એટલે જવાહર એમાં જોડાયા નહિ.

મોતીલાલજીની ઘણી ઇચ્છા હતી, કે જવાહર સ્વરાજ્ય પક્ષમાં જોડાઈ પોતાને સહાયભૂત થાય. પરન્તુ, એમણે જવાહરને કદિ આગ્રહ કર્યો નહિ, કે, જવાહરને એક વાર પણ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું નહિ, કે, "તું આ પક્ષમાં જોડાઈ જા." એ લોકો માનતા હતા કે જવાહરની શરતો સ્વીકારવાથી લોકો મૂંઝાઈ જશે. કારણ કે લોકો બેજ વાતોને સમજે છે. ધારાસભા પ્રવેશ કે ધારાસભાનો બહિષ્કાર. એથી એકવાર ચૂંટાઇને ધારાસભામાં ન જાઓ, તો પછી પોતાનો મત નકામો ગયો એમ માનીને ભવિષ્યમાં કોઈ મત આપશે નહિ. ને, એ રીતે, એમને સફળતા નહિ મળે. લોકોને આપણે નકામા મૂંઝવણમાં નાંખીશું.

જવાહરે તો બન્ને દલ વચ્ચે કાંઇક સમાધાની થાય, એ માટે ઘણો પ્રયત્ન કર્યો, પણ એમાં એમને સફળતા પ્રાપ્ત થઈ નહિ. જવાહરની પ્રકૃતિને, રાજકીય નેતાઓમાં ફાટફૂટ પડે અને દેશની શક્તિ એકબીજાથી ભિન્ન માર્ગે ખરચાઈ જાય એ જરાય ઠીક ન લાગ્યું. પણ એઓ જેમ જેમ વધારે અને વધારે બન્ને પક્ષને સમજાવવાનો પ્રયત્ન કરતા ગયા, તેમ તેમ, એઓ એનાથી કંટાળ્યા, અને, ત્રાસી ગયા.

આ જ અરસામાં એટલે ૧૯૨૩ ના ઑક્ટોબર માસમાં, સંયુક્ત પ્રાંત પ્રાંતીય પરિષદનું અધિવેશન જે બનારસમાં ભરાયું હતું તેમાં પ્રમુખસ્થાનેથી ભાષણ આપતાં "જીવનમાં અને રાજકારણમાં અહિંસાની પવિત્રતા અને મહત્તા" વિષે વિવેચન કરતાં જવાહરે જણાવ્યું :

"૧૯૨૦–૨૧ નો જમાનો એટલે શ્રદ્ધા અને જવાંમર્દીનો જમાનો. તે વખતે આપણે ચર્ચા કરવા બેસતા નહિ, કારણ કે, આપણને ખબર હતી કે આપણી લડત તો સાચની લડત છે. અને આપણે એક વિજયથી બીજે વિજય પ્રાપ્ત કરતા જતા હતા. આપણને આપણા સાચાપણાનો અનુભવ થયો હતો અને આપણે સાચ માટે લડીએ છીએ તેનો ઉત્સાહ આપણે અનુભવતા. આપણાં હથિયારો અનન્ય છે, તેથી એક પ્રકારનું રોમાંચક વાતાવરણ આપણા દિલમાં હતું.

"જો હિન્દે મહાત્મા ગાંધીજીનો પદાર્થપાઠ અપનાવ્યો હોય, અને ફક્ત મુઠ્ઠીભર માણસો પણ એમના સિદ્ધાંતને વફાદાર રહે, તો પછી અસહકાર કદિય મરવાનો નથી, મરી શકે જ નહિ. ને જો આપણામાંના બધા એમના સંદેશને માટે નાલાયક ઠરીએ અને તે પ્રમાણે આચરણ ન કરીએ તો પણ આપણી પછીની પેઢી એ હથિયારનો ઉપયોગ કરશે અને જગત સમક્ષ એ સાબિત કરી બતાવશે, કે, કલહનો અંત લાવવાનું અને સાચી આઝાદી લાવનારું એજ એકમાત્ર શસ્ત્ર છે.

"અહિંસાત્મક અસહકાર કદિ મરશે નહિ, મરી શકે નહિ. એણે આપણા દેશની સીમા વટાવી છે. એ તો હવે દુનિયાની માલિકી છે. ફક્ત હિન્દની નહિ........મેં તો વારંવાર કહ્યું છે કે હું ગાંધીજીનાં અહિંસાત્મક અસહકારમાં માનું છું. મને લાગે છે કે હિન્દની અને દુનિયાની મુક્તિ એની દ્વારા જ આવશે. હિંસાને દુનિયામાં વારંવાર તક આપવામાં આવી છે પણ

એનાં શુભ પરિણામો આવ્યાં નથી. યુરોપની અત્યારની સ્થિતિ દર્શાવે છે કે હિંસાથી એક પણ પ્રશ્નનો ઉકેલ આવતો નથી.

"મને અહિંસાની તાકાતમાં પૂરેપૂરો વિશ્વાસ છે. પણ અહિંસાને બુજદિલી જોડે કશો સંબંધ નથી ગાંધીજીએ વારંવાર કહ્યું છે કે, બુજદિલી કરતાં તો હિંસા અનેકગણી સારી. ભય અને બુજદિલી જેવું બીજું પાપ નથી. આપણો ગુસ્સો અને આપણો તિરસ્કાર એ નિર્બળતામાંથી જન્મ્યાં છે. જો આપણે એને દૂર કરીએ તો પછી આપણા માર્ગમાં કોઈ રુકાવટ નથી."

આ ગાંધીજી ને અહિંસા પ્રત્યેની જવાહરની સંપૂર્ણ શ્રદ્ધા અને સાચા સેવકની વૃત્તિની નિદર્શક વાણી છે. આમાં જવાહરનું લાગણીવિવશ દિલ આપણને બોલતું સંભળાય છે.

એ વખતે, અલાહાબાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખની ચૂંટણી થઈ. જવાહરની પ્રમુખપદે વરણી થઈ. એમાં અજબ ઘટના તો એ હતી, કે, ચૂંટણીની પિસ્તાળીશ મિનીટ પૂર્વે જવાહરને પોતાને એ ખબર નહોતી કે એઓ પ્રમુખ તરીકે ચૂંટાવાના છે. કારણ કે જો ખબર હોત તો એઓ પોતે જ એનો સ્પષ્ટ ઈન્કાર કરત. પરન્તુ, કૉંગ્રેસપક્ષને એક એવા માણસની પ્રમુખ તરીકે જરૂર હતી, કે શહેરભરમાં જેની ઇજ્જત હોય, જે સર્વાનુમતિએ ચૂંટાય અને જેની પર બધાનો વિશ્વાસ હોય. એવું નામ જવાહરનું જ મળ્યું. એટલે કૉંગ્રેસ પક્ષે સૂચવ્યું ને એ નામ સર્વાનુમતિએ મંજૂર થયું. વળી એ જ અરસામાં દેશબંધુ દાસ કલકત્તા કોરપોરેશનના મેયર હતા, વિઠ્ઠલભાઈ મુંબઈ કોરપોરેશનના અને વલ્લભભાઈ અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ હતા. વળી, ઉત્તર પ્રદેશમાં તો મોટે ભાગે કૉંગ્રેસવાદીઓ જ સુધરાઈના પ્રમુખ હતા. એટલે, જવાહર પાસે નિશ્ચિત માર્ગ નહોતો. એને શું કરવું તે સૂઝતું નહોતું. એટલે કામચલાઉ એમણે પ્રમુખપદનો સ્વીકાર કર્યો.

જવાહરનો એ સ્વભાવ હતો કે કોઈપણ કામ એકવાર શરૂ કર્યાં પછી, એની પાછળ તન મન ધન અર્પણ કરવું. कार्यं साधयामि वा देहं पातयामि वा । એ જવાહરનું જીવનસૂત્ર હતું. એટલે જવાહરે મ્યુનિસિપાલિટીમાં પૂરજોશથી ઝંપલાવ્યું. એ કાર્યમાં રસ લેવા માંડ્યો. એને માટે વધારેમાં વધારે વખત આપવા માંડ્યો. એના અનેક પ્રશ્નોમાં એઓ ઓતપ્રોત થઈ ગયા. એમણે સુધરાઈની સર્વાંગી સુધારણા શી રીતે કરવી તે

વિષે અનેક મનસૂબા ઘડ્યા, અનેક માનસિક યોજનાઓ ઘડી. પરન્તુ, પોતાની યોજનાઓને અમલમાં મૂકવાનો જ્યારે સવાલ આવ્યો, ત્યારેજ એમને સમજાયું કે એમાં કેટકેટલી રુકાવટો છે એટલુંજ નહિ પણ એમને ખાતરી થઈ કે જે રસ્તો એમણે આસાન માન્યો હતો, એ રસ્તો ધારે તેટલો આસાન નથી. સુધરાઈની રચના જ એવી હતી કે એમાં ઘણા સુધારાને અવકાશ જ નહોતો.

જવાહરે શરૂઆતમાં તો આખા તંત્રની સાફસૂફી કરવા માંડી, અને એમાં એમને એવી સફળતા મળી, કે સરકાર જે રાજકીય દૃષ્ટિએ એમની દુશ્મન હતી, તેણે પણ એમના કાર્યની જાહેરમાં તારીફ કરવા માંડી. એમણે એ કાર્યમાં ખૂબ લક્ષ આપ્યું, પણ એમને પછી લાગવા માંડ્યું કે પોતે કોઈ અનિચ્છનીય બંધનમાં જકડાઈ ગયા છે, તથા પોતાને હાથપગે એવી જંજીર પડી છે, કે, પોતાની રીતિએ પોતે કાર્ય કરીજ શકતા નથી. એમાં બે મોટી મુસીબતો એમને નડી : એકબાજુ સરકારનું જડતંત્ર, અને બીજી તરફ લોકોની ઉદાસીનતા.

સરકારી તંત્ર એવું પોલાદી હતું, કે એમાંથી ક્યાંય પણ ચસાય એમ નહોતું. જવાહરને તો મ્યુનિસિપાલિટીના કરવેરાની આખી યોજના પલટાવી નાંખવી હતી, કે જેથી, સિવિલ લાઈન્સમાં રહેવાવાળા અંગ્રેજો, મોટા બંગલાનાં માલદાર પુરુષો, એ બધાને વધારે કર આપવો પડે અને શહેરના ગરીબ તથા મધ્યમ શ્રેણીના લોકોને ઓછો વેરો આપવો પડે. સુધરાઈની આવકનો મોટો ભાગ, સિવિલ લાઈન્સની સડકો, બાગબગીચા, રસ્તા પર પાણીનો છંટકાવ, વગેરે માટે ખર્ચાતો, ત્યારે મામૂલી હિસ્સો શહેરના વધારે કર ભરનારા લોકો માટે ખર્ચાતો. આથી જવાહર એવો સુધારો લાવ્યા, કે જમીનની કિંમત પ્રમાણે કરવેરો નાંખવો. પણ સરકાર તરફથી એનો વિરોધ થયો. કારણ કે, એથી સિવિલ લાઈન્સમાં રહેવાવાળાને વધારે કર ભરવો પડે.

જવાહરની મુસીબત કંઈ એટલેથી અટકતી નહોતી. કારણ કે, એક બાજુ ઠરાવ પસાર પણ થયો હોત, તો પણ જ્યાં સુધી સરકારની મંજૂરી ન મળે ત્યાંસુધી એ ઠરાવ અમલી બને નહિ. સરકાર એક તરફ સુધરાઈની જોડે પોલીસ અમલદારની જેમ વર્તતી, તો બીજી બાજુ સુધરાઈ કરજદાર હોય એમ એની જોડે વર્તતી. સરકારનું બંધન તો ત્યાં સુધી હતું, કે, સુધરાઈની શાળાઓમાં, જે પાઠયપુસ્તકો મંજૂર થાય, તેમાં રાષ્ટ્રવાદનું નામનિશાન ન હોવું જોઈએ. જો એવું એકાદ પાઠયપુસ્તક સુધરાઈ મંજૂર કરે તો સરકાર એને તાબડતોબ નામંજૂર કરી દેતી.

આટઆટલી મુસીબતો છતાં, થોડો વખત તો જવાહર એમાં ટકી રહ્યા, અને થોડા થોડા સુધારા એઓ અવશ્ય કરી શક્યા. પણ એટલે અંશે નહિ કે જેટલે અંશે એમણે સુધારા કરવાની ઉમેદ રાખી હતી. પણ, એમણે પ્રમુખપદ સંભાળ્યું તે વખતની સ્થિતિ અને પ્રમુખપદ છોડ્યું એ વખતની સ્થિતિમાં ઘણો ફરક પડ્યો હતો. તંત્રની શિથિલતા ઓછી થઈ હતી. જનતાની મુસીબતો તરફ લક્ષ આપવામાં આવતું અને શક્ય હોય તેટલી ઉતાવળથી એ મુસીબતો દૂર થતી. જવાહરે લગભગ બે વર્ષ સુધી પ્રમુખપદ સંભાળી, છેવટે, રાજીનામું આપ્યું.

જવાહર સુધરાઈમાં પ્રમુખ હતા, તે દરમ્યાન એમને અખિલ ભારત મહાસભા સમિતિના મહામંત્રીનો ભાર પણ સોંપવામાં આવ્યો. જવાહર ધીમે ધીમે કૉંગ્રેસનેતાઓની સીડી પર ઊંચે ને ઊંચે ચઢવા લાગ્યા હતા. બહુ થોડા જ સમયમાં મહામંત્રીનું માનભર્યું પદ એમને મળ્યું. આથી જવાહરના લગભગ પંદર પંદર કલાક એ બન્ને કામમાં જતા. ૧૯૨૩માં દેશબંધુ દાસે, કૉંગ્રેસનાં પ્રમુખપદેથી રાજીનામું આપ્યું. કારણ કે કૉંગ્રેસમાં બહુમતી એમના સ્વરાજ્યપક્ષની તરફેણમાં નહોતી. એટલે એમને સ્થાને નવા પ્રમુખ ડૉ. અન્સારી ચૂંટાયા, અને ડૉ. અન્સારીએ કૉંગ્રેસનાં મહામંત્રી તરીકે જવાહરની પસંદગી કરી. પરન્તુ. એમણે હોદ્દો સંભાળ્યો કે એમની મુસીબતોની શરૂઆત થઈ.

ગુજરાત કે જે ગાંધીવાદીઓનો મજબૂત કિલ્લો હતો, તેણે કેંદ્રિય કાર્યાલય નો હુકમ માનવાનો ઇન્કાર કર્યો. અને નાગપુરમાં, નવી કાર્યવાહક સમિતિ બરખાસ્ત થઈ ને જવાહરના મંત્રીપદનો પણ અંત આવ્યો. જવાહરને મંત્રીપદનું રાજીનામું આપતાં બેહદ આનંદ થયો. કારણ કે, એમને લાગતું હતું, કે જે પદથી કોઈ પણ જાતનું સંગીન કાર્ય ન થઇ શકે, તે પદ નકામું છે. થોડો વખત જવાહર એ પદથી મુક્ત રહ્યા, ત્યાં તો, કોકોનાડામાં, ડિસેમ્બરમાં, કોંગ્રેસનું વાર્ષિક અધિવેશન ભરાયું. એમાં મૌલાના મહમદઅલી પ્રમુખસ્થાને હતા.

મહમદઅલીને જવાહર માટે ખૂબ પ્રેમ હતો. જો કે મૌલાના ધાર્મિક ને જવાહર નાસ્તિક, એમ ધર્મ વિષયક બન્નેનાં દૃષ્ટિ બિન્દુ અત્યંત ભિન્ન હોવા છતાં, બન્ને વચ્ચે સંબંધ ઘણો ગાઢ હતો. એથીજ મૌલાનાએ કોંગ્રેસના મહામંત્રી તરીકે જવાહરની પસંદગી કરી. જવાહર હમણાંજ—થોડા મહિના પૂર્વેજ એ જેલમાંથી છૂટ્યા હતા, એટલે એ જેલ વહોરવાની એમને ગમતી નહોતી. છતાં, મૌલાનાના આગ્રહને વશ થઈ એમણે એ પદનો સ્વીકાર કર્યો.

જવાહર અને મૌલાના વચ્ચે થોડું થોડું ઘર્ષણ થવા માંડયું. જવાહરે એક નવો શિરસ્તો દાખલ કર્યો, કે, કોઇના નામની આગળ કોઈ પણ જાતનો ખિતાબ ન લગાડવો. મૌલાના, દેશબંધુ, મહાત્મા, શ્રીયુત, કશું જ નહિ. મૌલાના સાહેબે જવાહરને આ નવો સુધારો દાખલ ન કરવાનો હુકમ આપ્યો, અને વિશેષે કરીને ગાંધીજીને માટે તો હમેશાં મહાત્મા શબ્દ લખવાનો આગ્રહ રાખ્યો જ.

જવાહર અને મૌલાના બન્નેની વચ્ચે બીજી જે ખૂબ ચર્ચા થયાં કરતી તે ઇશ્વર વિષે હતી. મૌલાના પૂરા ઇશ્વરવાદી, જવાહરલાલ પૂરા નિરીશ્વરવાદી. એટલે બન્ને વચ્ચે ગરમાગરમ ચર્ચા થતી. પણ એ મતભેદ કોંગ્રેસના કામમાં વચ્ચે ન આવતો, એટલું સારું હતું.

જવાહરે વર્ષ દરમ્યાન અખિલ ભારત મહાસભાસમિતિમાં ઘણા સુધારા વધારા કર્યા અને આખા તંત્રને સુવ્યવસ્થિત બનાવી દીધું, તથા કાર્યક્ષમ બનાવ્યું. એવામાં જ મહાત્માજીને ગંભીર માંદગીને પરિણામે મુક્ત કર્યા. ગાંધીજી છૂટીને જુહુ આરામ લેતા હતા, ત્યાંજ મોતીલાલજી ને જવાહરલાલજી એમને મળ્યા, અને એમની જોડે દેશની રાજકીય પરિસ્થિતિ પર લાંબી ચર્ચા કરી. એ ચર્ચાથી જવાહરને પૂરો સંતોષ થયો નહિ. એનું કારણ એ હતું કે ગાંધીજીની વિચારસરણી જવાહરને સ્પષ્ટ ન લાગી, રચનાત્મક કાર્યક્રમ કંઈ જવાહરને બહુ ગમ્યો નહિ.

૧૯૨૪માં અમદાવાદમાં અખિલ ભારત મહાસભા સમિતિની બેઠક મળી. એ સભામાં ખૂબ ગરમાગરમ ચર્ચા થઈ. સ્વરાજ્યપક્ષના નેતાઓ અને ગાંધીવાદી નેતાઓ વચ્ચે ખૂબ ઝપાઝપી થઈ. ગાંધીજીએ કોંગ્રેસનાં બંધારણમાં એક સુધારો સૂચવ્યો, કે જે માણસ અમુક આંટીઓ સૂતરની કાંતે તેજ કોંગ્રેસનો સભ્ય બની શકે. સ્વરાજ્યપક્ષે એનો સખત વિરોધ કર્યો. આ સુધારો જવાહરને પણ જબરજસ્તીરૂપે લાગ્યો, અને એથી એમણે એના વિરોધ તરીકે પોતાનાં મંત્રીપદનું રાજીનામું આપ્યું. એ સભામાંથી સ્વરાજ્યપક્ષે વિરોધ નોંધાવી સભાત્યાગ કર્યો. આખરે ગાંધીજીએ પોતાનો સુધારો સુધાર્યો, અને જે સૂતર ન આપે તેને માટે જે સજા રાખી હતી તે માફ કરી. અને જવાહરને સમજાવવામાં આવતાં એમણે પોતાનું રાજીનામું પાછું ખેંચ્યું. આ પરથી પ્રતીત થશે કે જવાહરલાલ અને ગાંધીજી વચ્ચે મતભેદો પ્રથમથીજ હતા.

જવાહર જુહુની મુલાકાત પછી અસંતુષ્ટ થાય, અમદાવાદની અખિલ ભારત મહાસમિતિના મંત્રીપદનું રાજીનામું આપે અને પોતાની આત્મકથામાં

ગાંધીજીનાં એ વલણની કડકમાં કડક ટીકા કરે. એ બતાવે છે, કે એ બન્નેનાં દષ્ટિબિન્દુ કેટલાં બધાં ભિન્ન હતાં ! જો કે, ધીમે ધીમે, જવાહર જે ન કરી શક્યા, તે બાપુ કરી શક્યા. અને તે બન્ને પક્ષો વચ્ચે સમાધાન કરવાનું. બાપુએ સ્વરાજ્યપક્ષને આશીર્વાદ આપી અપનાવી લીધો, અને પરિણામે, કોંગ્રેસની એકતા તૂટવાનો જે ડર હતો તે નાબૂદ થયો.

એજ સાલમાં ડીસેમ્બરમાં બેલગામમાં કોંગ્રેસનું વાર્ષિક અધિવેશન ભરાયું, અને એમાં, ગાંધીજી પ્રમુખ થયા. એમના પ્રમુખ તરીકેના ભાષણથી જવાહર ઘણા નારાજ થયા, કારણ કે, એમણે જે ક્રાન્તિવાદી ભાષણની આશા રાખેલી તે નિષ્ફળ ગઈ. એમને જે રચનાત્મક કાર્યક્રમ તરફ અણગમો હતો, તે કાર્યક્રમ ગાંધીજીએ બિરદાવ્યો અને એની પર ભાર મૂકયો. છતાં, ગાંધીજીની ઈચ્છાને માન્ય રાખીને જવાહરને કોંગ્રેસના ફરી એક વર્ષને માટે મહામંત્રી બનવું પડયું. અને જવાહરે ખૂબ ખંતથી એ હોદ્દો સંભાળ્યો.

જવાહરને, એઓ ૧૯૨૩માં છૂટ્યા તે દરમ્યાન અલાહાબાદ હાઈ કોર્ટના વડા ન્યાયાધીશ સર ગ્રીનવુડ મેયર્સે બોલાવ્યા. જવાહરને એઓ મળ્યા. એમની ખૂબ ખૂબ તારીફ કરવા લાગ્યા. એમને વારંવાર મળી, બ્રિટીશ સરકારની સાફ દાનત વિષે ખાતરી આપવા લાગ્યા. નવા બંધારણમાં એમના સહકારની માગણી કરવા લાગ્યા. એમની પર અસર કરવા માટે વિનીતોની વિરુદ્ધમાં બોલવા લાગ્યા. પરિણામે, ધીમે ધીમે એમણે પોતાનું પોત પ્રકાશ્યું.

જવાહર જો નવા બંધારણમાં ભાગ લે, તો એને મંત્રીપદ આપવાનું એમણે કહ્યું : અને એઓ દેશનું કેવું ભલું કરી શકે એને વિષે એમણે બ્યાન આપ્યું. પણ જવાહર એની એ જાળમાં ફસાયા નહિ. એમને ચોકકસ ખાતરી થઈ ગઈ કે સરકારનો એ દૂત જ હતો, અને, એમને સમજાવવાની અથવા બીજી રીતે કહીએ તો એમને લાલચમાં ફસાવવાની કામગીરી એને સોંપાયલી. જવાહરે એને સાફસાફ સુણાવી દીધું કે હું એવો મામૂલી આદમી નથી. પણ હું સમજદાર છું. શું સરકાર એમ ઇચ્છે છે કે મંત્રીપદ સ્વીકારીને, હું દુનિયામાં મારી જાતને બેવકૂફ બનાવું ?

જવાહરને આ બધાં વર્ષો દરમ્યાન લાગ્યાં જ કરતું હતું કે એમને પિતા પર પોતાના નિર્વાહ માટે આધાર રાખવો પડે છે, તે ઉચિત નથી. આથી એઓ મનમાં ને મનમાં મૂંઝાયા કરતા. એમને ઘણી મોટી મોટી પેઢીઓ તરફથી કામ કરવા આમંત્રણ આવ્યું, પણ, એમને એમ હતું કે એવા કામમાં પડે તો

દેશસેવા બાજુએ રહી જાય. આથી જવાહર જ્યારે કોંગ્રેસનાં મહામંત્રી બન્યા, ત્યારે મંત્રી તરીકે વેતન લેવા તૈયાર થયા.

તે વખતે જાહેર કામને માટે વેતન લેવામાં નામોશી ગણાતી હતી. એટલે મોતીલાલજીને આ વાતની ખબર પડી ત્યારે એઓ ઘણા જ નારાજ થયા. વળી, જવાહરના બીજા જે સહમંત્રી હતા, તેઓ પણ કોંગ્રેસના કામ માટે વેતન લેવાની વિરુદ્ધ હતા, એટલે જવાહર લાચાર હતા. મોતીલાલજી, જવાહર પૈસા માટે ચિન્તા કરે છે એ હકીકતથી ખૂબ દુઃખિત થયા. એમણે જવાહરને સ્પષ્ટ કહ્યું: "હું જીવું છું ત્યાંસુધી તારે પૈસા માટે જરાય ચિન્તા કરવી નહિ." મોતીલાલજી વકીલાત કરતા નહોતા, પણ પોતાને ઘેર બેઠાં કાયદાની સલાહ આપતા હતા. અને તેમાં જ એઓ સારી પેઠે કમાઈ લેતા હતા. મોતીલાલજીએ કહ્યું: "તું જાહેર કામ કરે એ જ યોગ્ય છે. એને બદલે તું પૈસા કમાઈને તારો પોતાનો સ્વાર્થ સાધે એ બેવકૂફી છે અને અધઃપતન પણ છે." વળી, એમણે એમ કહ્યું કે એઓ જવાહર માટે કમાતા હતા. પિતાજીની વાત જો કે જવાહરને ગળે ન ઉતરી, પણ, પિતાજીને ખૂબ દુઃખ થશે એમ જાણી એમણે કમાવાની બિલકુલ કોશિશ કરી નહિ. જવાહરનો પિતૃપ્રેમ કેટલો બળવાન હતો તે આ બનાવ પૂરવાર કરે છે. જવાહર પોતે અસંતુષ્ટ રહીને, પણ પિતાને રાજી કરતા, અને એમનું દિલ દૂભવતા નહિ.

પંજાબમાં નાભા કરીને એક રિયાસત હતી. નાભા નરેશનો અને પતિયાલા નરેશનો ઝઘડો ચાલ્યાં કરતો હતો. તેમાં નાભાનરેશે જરા રાષ્ટ્રપ્રેમી વલણ બતાવ્યું એટલે સરકારે એ તકનો લઈ નાભાનરેશને ગિરફ્તાર કરી, પદભ્રષ્ટ કરી, હદપાર કર્યા. અને નાભા ઉપર એક અંગ્રેજ રેસિડન્ટ નીમી દીધો. નાભાનરેશ પ્રત્યેના આ વર્તનથી શીખ કોમ ગુસ્સે થઈ. અને સરકારના એ પગલાંનો એમણે અહિંસક રીતે પ્રતિકાર કર્યો. શીખ મોરચા જવા લાગ્યા. તેની પર લાઠી, ગોળી, ઘોડેસવાર વગેરેનો ઉપયોગ કરી, સરકાર એમને વિખેરવાનો પ્રયત્ન કરતી, એમને ગિરફ્તાર કરતી. છતાં શીખ લોકો અહિંસક રહ્યા. પરિણામે, કોંગ્રેસને પણ શીખોના સરકાર સામેના આ અસહકારથી સહાનુભૂતિ બંધાઈ અને શીખોએ જવાહરને પોતાના અહિંસક પ્રતિકારનું નિરીક્ષણ કરવાને આમંત્રણ આપ્યું.

જવાહર, આચાર્ય ગિડવાની અને શ્રી. સંતનમ નાભા પહોંચ્યા. નાભાની હદમાં એઓ પહોંચ્યા ત્યાં તો, અંગ્રેજ કારભારીની સહીવાળો એમને હુકમ

મળ્યો, કે એમણે નાભાની સરહદમાં દાખલ ન થવું. ને જો એઓ દાખલ થયા હોય તો તાત્કાલિક ચાલી જાય. જવાહરે પોલીસ અમલદારને કહ્યું કે એઓ શીખ મોરચામાં દાખલ થયા નથી. ફક્ત નિરીક્ષક તરીકે જ આવ્યો છે, ને નાભાનો કોઈ પણ કાનૂન તોડવાનો એમનો ઇરાદો નથી. વળી એઓ નાભાની સરહદમાં તો હતાજ. એટલે નાભાની સરહદ છોડવાનો સવાલ ઊભો થતો જ નહોતો. વળી, એમને જવું હોય તો પણ, બીજી ગાડી ઉપડવાને ઘણા કલાકોની વાર હતી. તેથી એઓ હુકમ પાળવા માટે તૈયાર નહોતા. એમની ત્રણેની તાબડતોબ પેલા પોલીસ અમલદારે ગિરફ્તારી કરી અને પોલીસ ચોકીમાં લઇ જઈ એમને પૂર્યા.

સવારે એમની ધરપકડ થઇ અને સાંજ સુધી મચ્છરથી ભરેલી, બદબો મારતી, એક કોટડીમાં એમને રાખ્યા. સાંજે, જવાહરને સ્ટેશન પર લઇ જતી વખતે એમને બેડી પહેરાવી. બેડી એવી હતી, કે, જવાહરની અને સંતનમની બેડી જોડી લીધેલી. ને પગમાં પણ એમને સાંકળ પહેરાવેલી, ને એ સાંકળનો એક છેડો પોલીસ અમલદારના હાથમાં. એટલે, માણસ કુતરાને કે ઢોરને જેમ ઘસડે તેમ આ બે કેદીઓને, એ સેતાની સરકારે પકડ્યા, અને ઘસડ્યા. આખા ગામમાં એમને આવી બૂરી હાલતમાં ફેરવી સરકારે પોતાની સત્તાનું જંગલી પ્રદર્શન કર્યું.

શરૂઆતમાં તો જવાહર રાતાપીળા થયા, પણ કોણ જાણે ક્યાંથી એમને વાસ્તવિક પરિસ્થિતિનો પરિચય થયો. અને એઓ પણ આ અવનવા અનુભવની મઝા તટસ્થવૃત્તિ ધારણ કરીને માણવા લાગ્યા. રાત્રે, ત્રીજા વર્ગના એક ઠસોઠસ ભરેલા ડબ્બામાં એ ત્રણે રાજકેદીઓ ધકેલાયા. અને ઢોરની જેમ ઊભાઊભા એમણે સારી રાત ગુજારી, મોડી રાતે એઓ નાભા પહોંચ્યા. અને ત્યાંની કોટવાલીમાં એમને રાખવામાં આવ્યા. આખો વખત એમના હાથપગમાં જંજીર હતી, તે એવી કે, એકને કંઈ જોઇતું હોય તો બીજાને પણ જગાડવા પડે. એવી દશામાંજ એઓ સૂતા.

પણ આવી જેલમાં જવાહરને ઉંઘ ક્યાંથી આવે? એ વખત એઓ જેલમાં જઈ આવ્યા હતા, પણ આવો ખરાબ અનુભવ એમને ક્યારેય થયો નહોતો. આ વખતે તો એક ગુનેગાર કેદી કરતાં પણ એમની પ્રત્યે વધુ બદવર્તન હતું. તે રાત, ને બીજે આખો દિવસ, હાથપગમાં જંજીર જોડે, જવાહરે વીતાવ્યો. એમનો આ અનુભવ અજબ હતો. આખી રાત જવાહરના શરીર પરથી ઉંદરો દોડયા કર્યા. ચાંચડ, મચ્છર, અને માકણ એ ત્રણેનો

એકસાથે હુમલો થયો. તેમાં ગંદી જમીન, એથી મગજ અને શરીર જાણે જડ જેવાં થઇ ગયાં.

ત્રીજે દિવસે એમને અદાલતમાં રજૂ કરવામાં આવ્યા. એ અદાલત નહોતી પણ ફારસ હતું. ન્યાયમૂર્તિ એ ન્યાયની નહિ, પણ બાઘાપણાની મૂર્તિ હતો. એ પોતે કશાની નોંધ કરે નહિ. એની જોડેનો માણસ નોંધ કરે. જવાહર કંઈ કાયદાનો સવાલ કાઢે તો એ બાઘાની જેમ એની જોડેના કારકુન તરફ જોયાં કરે, અને કાલે ચુકાદો આપીશ એમ કહે. બીજે દિવસે ચુકાદો લખી લાવે અને તે પણ એનો માણસ વાંચી જાય. આમ દિવસોનાં દિવસો સુધી ચાલ્યાં કરે. જવાહરે કશું બચાવનામું પેશ ન કર્યું પણ એક લાંબું બ્યાન આપ્યું.

એક દિવસ સાંજે અદાલતનું કામકાજ પૂરું થયાં પછી, એમને એક બીજી જગ્યાએ લઈ ગયા. લગભગ સાંજનાં સાતનો સુમાર થયો હશે, ત્યાં એક જણ ટેબલ આગળ બેઠો હતો, ને એની પાસે જે પોલીસ અમલદારે જવાહરને ગિરફતાર કર્યા હતા, તે પણ ત્યાંજ હતો, ને, એ જવાહરને કેમ પકડ્યા, ને, શી રીતે પકડ્યા તેનું બ્યાન આપવા લાગ્યો. જવાહર'ને કંઈ સમજાયું નહિ. એમણે પૂછ્યું: "આ બધું શું ચાલી રહ્યું છે?" એના જવાબમાં જણાવવામાં આવ્યું કે એ એક અદાલત હતી. અને એમની પર સરકાર સામે કાવતરું કરવાનો મુકદ્દમો ચાલતો હતો. જવાહરે કહ્યું કે, એમને કાયદેસર એ મુકદ્દમાની નોટીશ મળી નથી. અને એમને વકીલ કરવાનો જે હક આપવામાં આવવો જોઈએ તે આપવામાં આવ્યો નથી. એના ઉત્તરમાં જણાવવામાં આવ્યું કે, ત્યાં તો નાભાના કાનૂન પ્રમાણે કામ ચાલે છે. એટલે એમાં નોટીશની પણ જરૂર નથી અને વકીલ તો નાભાની બહારનો નાભાના કાનૂન પ્રમાણે લાવી જ ન શકાય.

જવાહર' બેરીસ્ટર હતા પણ, એમને નાભાના કાનૂનની શી ખબર? એમણે નાભાના કાનૂનો માંગ્યા પણ તે આપવામાં ન આવ્યા. એમની પર જે ગુનાઓ કર્યાનો આરોપ મૂકવામાં આવ્યો હતો, તે આરોપપત્ર માગ્યું, પણ તેનો પણ ઈન્કાર કરવામાં આવ્યો. આખરે જવાહર વાજ આવી ગયા ને બોલ્યા: "તમને ફાવે તેમ કરો. આવા ઉરાંગ ઉટાંગ કાયદામાં હું કંઈ ભાગ લેવા ઇચ્છતો નથી." પણ જવાહર પોતાનો આ નિર્ણય ચાલુ ન રાખી શક્યા. કારણ કે, પોતાની નજર સામે જૂઠા સાક્ષીઓ આવીને પોતાની વિરુદ્ધ સદંતર જૂઠી વાત ફેલાવે, એથી જવાહર તંગ થઈ ગયા અને જોરશોરથી સાક્ષીઓની ઉલટપાલટ

તપાસ લેવા લાગ્યા. રોજ જવાહરને અને એમના સાથીઓને, અદાલતમાં જવાનું ગમતું, કારણ કે, એથી ગંદી, બદબો મારતી કોટડીમાંથી તો એટલો વખત છૂટાય. આમ આ નાટક પંદર દિવસ સુધી ચાલ્યો. આ વિષે એકપણ હકીકત બહાર આવવા પામી નહિ, એવી ચોકીદારી અને તકેદારી એ લોકોએ રાખી હતી.

મોતીલાલજીને ખબર પડતાં એઓ દોડતા નાભે આવ્યા, અને જવાહરને જેલમાં મહામુસ્કેલીએ મળ્યા, પણ મોતીલાલજી કંઇ કરી શકે એમ નહોતું. કારણ કે એઓ બહારના વકીલ હતા. જવાહરે એમને ચિંતા ન કરવાનું અને પાછા ચાલી જવા કહ્યું. એટલે, એઓ ચાલી ગયા. પણ કપિલદેવ માલવીયા નામના જાણીતા વકીલને નાભાના મુકદ્દમા પર નજર રાખવા મૂકતા ગયા.

આખરે એમને અઢી વર્ષની સજા થઇ. છાપાંઓમાં એ હકીકત હવે તો જાહેર થઈ ચૂકી હતી. અને છાપાંઓ આ બનાવને વિષે ખૂબ સખત ભાષામાં સરકારી તંત્રની ઝાટકણી કાઢતા હતા. પરિણામે એમને જે દિવસે સજા થઇ તેજ દિવસે સાંજે એમને સરકારી અંગ્રેજ કારભારીનો હુકમ મળ્યો કે એમની સજા સ્થગિત કરવામાં આવી છે. એમાં કોઇ શર્ત નહોતી. સ્થગિતનો કાનૂની અર્થ એ થતો હતો કે એમની સજા ખતમ થઈ ગઈ છે. બીજો એક હુકમ આપવામાં આવ્યો તેમાં લખ્યું હતું કે, એઓ નાભા છોડીને ચાલી જાય અને વગર રજાએ નાભામાં પ્રવેશ ન કરે. જવાહરે બન્ને હુકમોની નકલ માગી પણ તે એમને આપવામાં ન આવી. જવાહર નાભાથી અલાહાબાદ આવ્યા. ને ત્યાં એમણે પોતાના આરોપપત્રની અને સરકારના ફેંસલાની તથા હુકમોની નકલ માગી પણ એનો ઉત્તર ન મળ્યો.

જવાહરને ત્યાંથી વિષમજ્વરનો વારસો મળ્યો. અને એમને મહિનાઓ સુધી પથારીવશ રહેવું પડયું. આ માંદગીમાંથી જવાહરને એમની બધી પ્રવૃત્તિમાંથી ફરજિયાત નિવૃત્તિ મળી. અને સાથે સાથે એકાંત પણ મળ્યું. એટલે એમનું માનસ ચિંતનપ્રધાન બન્યું. એ દરમ્યાન એમને આધ્યાત્મિક અનુભવ થયો. જવાહરને લાગ્યું કે પોતે રાજકીય વાતાવરણથી પર એવી કોઈ સ્થિતિમાં વિહાર કરી રહ્યા છે. પોતે પોતાની જાતને, પોતાના કાર્યને તટસ્થતાથી જોઇ શકે એવી સ્થિતિમાં છે. જવાહર કહે છે કે એમને એ સમયે જે આધ્યાત્મિક અનુભવ થયો હતો, તે શબ્દાતીત હતો, કલ્પનાતીત હતો. એ અનુભવ સ્વાનુભવજન્ય હતો.

જવાહર કોકોનાડાથી આવ્યા, ત્યારે એક વિચિત્ર પ્રસંગ બન્યો. એ વખતે અલાહાબાદમાં હિંદમશહૂર કુંભમેળો ભરાવાનો હતો. કુંભમેળામાં હજારો યાત્રીઓ આવ્યા હતા. સરકારે ગંગામાં નહાવું એ જાનનું જોખમ છે એમ કહી ગંગાસ્નાનનો પ્રતિબંધ કર્યો. માલવીયજીએ એનો વિરોધ કર્યો, અને સરકારને એમણે સરકાર જો પ્રતિબંધ ઉઠાવી ન લે તો સત્યાગ્રહ કરવાની ધમકી આપી. જવાહરનું માનસ તો ધાર્મિક હતું જ નહિ. એમને એમાં કશી દિલચસ્પી નહોતી. પણ એમનું માનસ યુયુત્સાભર્યું હતું. એઓ મેદાનેજંગને ઢુંઢતા હતા. એમના હાથ લડવા માટે સળવળી રહ્યા હતા, એટલે, એઓ ધર્મમાં ન માનનારા છતાં, માલવીયજીના સત્યાગ્રહીઓમાં એમણે પોતાનું નામ નોંધાવ્યું, અને બસો માણસોની જોડે માલવીયજીને મોખરે કરીને એઓ કાયદેભંગ કરીને ગંગામાં નાહવા ચાલ્યા.

રસ્તામાંજ ઘોડેસવાર અને શસ્ત્રસજ્જ પોલીસે એમને રોકી લીધા. પરિણામે ઘર્ષણ થયું. બધા સત્યાગ્રહી સૈનિકો બપોરના ઘોમ ધખતા તડકામાં રેતીમાં બેસી ગયા. ચારે બાજુ ઘોડેસ્વાર પોલીસો એમને ઘેરી વળ્યા. પછી તો કલાકો સુધી એ લોકો બેઠા રહ્યા. તડકો વધતો જતો હતો, અસહ્ય તાપ હતો. શરીર તો જાણે અગ્નિમાં સેકાતાં હતાં. આખરે, જવાહરે અને એમના ત્રણચાર સાથીઓએ યુક્તિ કરી અને ઘોડેસવારોને કૂદાવી એઓ ગંગામાં નાહવા પડ્યા. તાપમાં ગંગાસ્નાન અમૃત જેવું લાગતું હતું. જવાહર નાહ્યા, પણ માલવીયજીને રેતીમાં બેઠેલા જોઈને એઓ પાછા આવીને રેતીમાં બેઠા. આખરે પોલીસ થાકી ને કંટાળીને ચાલી ગઈ.

એવામાં એમની પત્ની કમળા માંદી પડી. આખરે તબીબી સલાહ એમને સ્વિટ્ઝર્લેન્ડ લઈ જવાની મળી. જવાહર પણ અહીંના રાજકારણથી કંટાળ્યા તો હતા જ. એટલે એમને પણ હિન્દની બહાર જઈ સ્વતંત્ર વિચાર કરવાની તક મળે, કંઈ તટસ્થતાથી પરિસ્થિતિને સમજવાનો મોકો મળે, એટલે એઓ પત્નીને લઈ ૧૯૨૬ ના માર્ચમાં, યુરોપ યાત્રાએ ગયા.

[૯]

## પાછા સ્વદેશમાં

પોણા બે વર્ષ જવાહરે યુરોપમાં ગાળ્યાં. જવાહરના પિતા પણ એમને સાથ આપવા માટે યુરોપમાં આવ્યા હતા. યુરોપની યાત્રા આનંદપૂર્ણ હતી. ખુશનુમા વાતાવરણ, રાજકીય ઉપાધિમાંથી મુક્તિ, એ બધાને લીધે શારીરિક અને માનસિક તંદુરસ્તી હતી. છતાં જવાહરનો આત્મા એને કહેતો કે : "તારે વતન જા. તારી માતૃભૂમિ તને પોકાર કરે છે. જા. જઈને દેશની મુસીબતમાં તું એને સાંત્વના આપ. એને મુસીબતોનો સામનો કરતાં શીખવ." આથી જવાહરે માદરે વતનના પૂકારને સાંભળી, પિતા, પત્ની તથા બહેનને મૂકી યુરોપનો કિનારો છોડ્યો. ને, ૧૯૨૭ ના ડિસેમ્બર મહિનામાં એઓ હિન્દ પાછા આવ્યા.

જવાહરની ગેરહાજરી દરમ્યાન તો દેશની સૂરત પલટાઈ ગઈ હતી. રાષ્ટ્રવાદીઓ પક્ષાપક્ષી, અને દલીદલબંધીને લીધે કમજોર બનતા જતા હતા, ને સરકારના હાથ મજબૂત બનાવતા હતા. મોતીલાલજીનો સ્વરાજ પક્ષ છિન્નવિછિન્ન થઈ ગયો હતો. દેશભરમાં હિન્દુ મુસ્લિમ વેરની આગ હુલ્લડને સ્વરૂપે જલી રહી હતી. સ્વરાજપક્ષ જે મધ્યસ્થ ધારાસભામાં વારંવાર સભાત્યાગ કરતો હતો, તે નીતિ લાલા લજપતરાયને હિન્દુઓના હિતને વિઘાતક લાગી હતી. હોદ્દાસ્વીકારની વાતો પણ જોરશોરથી થવા લાગી હતી. રાષ્ટ્રવાદનું સ્થાન જાણે કોમવાદ લેતો હતો. લાલાજી હોદ્દા સ્વીકારની તરફેણ કરતા હતા. આ મતભેદને કારણે લાલાજી અને મોતીલાલજી વચ્ચે મામલો એટલો તંગ બની ગયો હતો, કે, આક્ષેપો ને પ્રતિઆક્ષેપો એક બીજા સામે થતા. અને અંગત બાબતો જાહેર નિવેદનમાં ઘસડી, એક બીજાને નીચા પાડવાનો પ્રયત્ન થતો. મામલો વધારે બગડતાં લાલાજીએ ધારાસભા કૉંગ્રેસપક્ષમાંથી રાજીનામું આપ્યું. મોતીલાલજીના જયકર, શ્રીનિવાસ આયંગર, કેલકર વગેરે જોડેનાં સંબંધોપણ તંગ બનતા જતા હતા.

૧૯૨૬ માં ગૌહતીમાં કોંગ્રેસનું વાર્ષિક અધિવેશન ભરાયું એજ વખતે, જાણીતા કોંગ્રેસવાદી સ્વામી શ્રદ્ધાનંદનું અબ્દુલ રશીદ નામના એક મુસ્લિમે ખૂન કર્યું. લાલા લજપતરાય ગૌહતી જતા હતા, ત્યાં કલકત્તામાં જ આ સમાચાર મળ્યા. એટલે એઓ પાછા લાહોર ચાલી ગયા. ગૌહતી કોંગ્રેસમાં કોમી તંગદિલી હતી. શોક અને ગમગીની હતી અને મુસ્લિમો પ્રત્યે પ્રચ્છન્ન ક્રોધ પણ હતો. પરિણામે ત્યાંથી જ, હિન્દુપક્ષપાતી વર્ગ, ડૉ. મુંજે, કેલકર, જયકર વગેરે છૂટા પડ્યા અને કોંગ્રેસમાંથી એક દલ છૂટું પડ્યું. હિન્દુ કોમવાદ જોરદાર બનવા લાગ્યો.

હિન્દના મુખ્ય શહેરોમાં કોમી રમખાણોથી લોહીની નદીઓ વહેતી હતી. દેશભરમાં જાણે કતલખાનું દૃષ્ટિએ પડતું હતું. આ બનાવે પણ કોમવાદને પોષ્યો. વાતાવરણ એટલું બધું ક્ષુબ્ધ હતું કે, લાલાજી જેવા સંપૂર્ણ રાષ્ટ્રવાદી નેતાઓ, પોતાનું રાષ્ટ્રીય ધ્યેય વીસરી, હોદ્દા સ્વીકારી હિન્દુઓની રક્ષા કરવાની વાતો કરવા લાગ્યા. કેલકર ને જયકરે મોતીલાલજી સત્તા અને પૈસાના લાલચુ છે એવા આક્ષેપો મૂક્યા. કોમી એખલાસ સ્થાપવા વર્ષમાં બે વાર સર્વપક્ષપરિષદ મળી. અને એ પરિષદે કોમી એખલાસ સ્થાપવા માટે પ્રયત્ન કર્યો.

આમ દેશનું નાવ ડામાડોળ હતું. નેતાઓમાં એકદિલી નહોતી. કોમી ઝેર વાયુની જેમ ફેલાતું હતું. આવા ક્ષુબ્ધ વાતાવરણમાં જવાહર પોતાના વતનમાં પાછા ફર્યા. મોસ્કોથી સામ્યવાદી રંગે સારી પેઠે રંગાઈને એ દેશમાં આવતા હતા. યુરોપનું જર્મની જે રીતે ખડું થતું હતું તે સગી આંખે જોઈને એઓ પાછા આવતા હતા. જગતના રાજકારણનો પ્રત્યક્ષ સંપર્ક સાધીને એઓ વતનમાં ફરતા હતા. હિન્દનું આંતરરાષ્ટ્રીય રાજકારણમાં મહત્વનું સ્થાન હોવું જ જોઇએ એવી દૃઢ ભાવનાથી અંકુરિત થઈને એ આવતા હતા. હિન્દે જગતની જોડે સંપર્ક રાખવો જોઈએ એવી માન્યતા લઈને આવતા હતા. એ આવતા હતા મોસ્કોની મોહિની લઈને. ત્યાંની આમજનતાના મુખપરનો પમરાટ જોઈને અને એવો પમરાટ પોતાના દેશબાંધવોના મુખપર લાવવાની તમન્ના લઈને.

જવાહર આવ્યા, ત્યારે મદ્રાસમાં કોંગ્રેસનું વાર્ષિક સંમેલન ભરાવાનું હતું. એઓ સીધા કોંગ્રેસના અધિવેશનમાં જ પહોંચ્યા. હિન્દુ મુસ્લિમ પ્રશ્ન એ રાષ્ટ્રનો જ્વલંત પ્રશ્ન હતો. એટલે જાણીતા મુસ્લિમ કોંગ્રેસવાદી ડૉ. અન્સારી કોંગ્રેસના પ્રમુખ ચૂંટાયા હતા. એ અધિવેશનમાં જવાહરે અનેક ઠરાવો રજૂ કર્યા. એ ઠરાવો ખાસ કરીને, જગત જોડે સંપર્ક રાખવા વિષે હતા, અખિલ વિશ્વ શાહીવાદ વિરોધી પરિષદ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવાના હતા અને મુકમ્મીલ આઝાદી એ હિન્દનું રાજકીય ધ્યેય છે, એવી જાહેરાત વિષે હતા.

યુદ્ધના ભય વિષે અને આઝાદીના ધ્યેય વિષેના ઠરાવો રજૂ કરતાં જુસ્સાદાર ભાષણ કરતાં જવાહરે કહ્યું :

"અંગ્રેજ સરકાર હિન્દમાં જે યુદ્ધની તૈયારીઓ કરે છે, તેથી, હિન્દ ઉપરની એ પોતાની ભીંસ વધુ સજ્જડ બનાવશે, એટલું જ એનું પરિણામ આવવાનું નથી, પરન્તુ, હિન્દની આઝાદીની પ્રવૃત્તિને ગુંગળાવાનો એ પ્રયત્ન છે. ને વધારે તો ભયાનક એ છે કે એથી વિશ્વયુદ્ધ ફાટશે......આજે ગમે તેવું યુદ્ધ હોય તેથી આંતરરાષ્ટ્રીય વિનાશ જ થવાનો છે, એ નિશ્ચિત છે. એથી જે કત્લેઆમ થશે, એનો ખ્યાલ કરતાં કમકમાં આવે છે.

"મારા પશ્ચિમના જાતિ અનુભવ પરથી હું કહું છું કે પશ્ચિમનો એકે એક દેશ યુદ્ધ માટે સજાવટ કરે છે. માત્ર ઈંગ્લેંડ જ નહિ, પણ, દરેક દેશમાં આજે ભયનું વાતાવરણ ફેલાયું છે. એ ભયમાંથી વેર ને ધિક્કાર જાગશે, અને એમાંથી હિંસા અને પશુતા જન્મવાની છે. આજે યુરોપનો એકે એક દેશ બીજા દેશને ધિક્કારે છે. ને, વધુમાં વધુ ધિક્કારાતો અને ડરાતો દેશ ઇંગ્લેંડ છે. હા. શાંતિની ને નિઃશસ્ત્રીકરણની વાતો બધા કરે છે, પણ, એ તો પોતાની રમતને ઢાંકવાનો પડદો છે. પોલેંડ, ઈટલિ, ઝેકોસ્લોવેકિઆ, રશીયા, દરેક યુદ્ધ માટે સજ્જ થઈ બેઠાં છે......ને આજે બધા દેશો એમ જાહેર રીતે કહે છે, કે, શાંતિ અને નિઃશસ્ત્રીકરણમાં જો કોઈપણ મોટામાં મોટી આડખીલી રૂપ હોય તો તે ઇંગ્લેંડ છે.

"ઇંગ્લેંડ એજ દૃષ્ટિ રાખીને સીંગાપોરનાં દરિયાઈ બંદર પાછળ કરોડો પાઉંડ ખર્ચ્યે જાય છે. આજે તો વાહનવ્યવહારની સગવડ ઉપર યુદ્ધનો આધાર છે. એથી જ ઇંગ્લેંડ પોતાના વ્યવહારના માર્ગો સાબૂત રાખવા લખલૂટ ખર્ચો કર્યે જાય છે. સરહદ પર જે રેલ્વેની મોટા પાયા પર બાંધણી થઈ છે તે પણ એ જ હકીકત પૂરવાર કરે છે......જો આજે ઇંગ્લેંડને ખાતરી થાય કે હિન્દની આમ જનતા એમને યુદ્ધમાં મદદ તો નહિ જ કરે, પરન્તુ, એ યુદ્ધમાં અંતરાયો ઉભા કરશે ત્યારે, એ યુદ્ધ શરૂ કરતાં પહેલા હજાર વાર વિચાર કરી જોશે."

આમ કહી જવાહરે ઠરાવ મૂક્યો કે હિન્દને એના પડોશીઓ જોડે કશી તકરાર નથી. અને યુદ્ધ થાય તો તેમાં જોડાવું, ન જોડાવું એ હિન્દની ઈચ્છા પર અવલંબશે. એમણે અંતમાં કહ્યું : "જો આપણી ઇચ્છા વિરુદ્ધ યુદ્ધ થશે, તો, આપણે એમાં ભાગ નહિ લઈએ ને આપણી જાતને ચૂસાવા નહિ દઈએ."

જવાહરના અસ્ખલિત વક્તૃત્વથી ઠરાવો વિના વિરોધે પસાર થયા, એટલું જ નહિ, પણ શ્રીમતિ એની બીસેન્ટ જેવી નરમદલની સ્ત્રીએ પણ એમના ઠરાવોને અનુમોદન આપ્યું. ગાંધીજી મદ્રાસમાં હોવા છતાં, એમણે કૉંગ્રેસના કાર્યમાં ખાસ સક્રિય ભાગ લીધો નહિ. પોતાના ઠરાવો વિષે ગાંધીજીના પ્રત્યાઘાતો જાણવા જવાહર અત્યંત ઉત્કંઠિત હતા. પણ, ગાંધીજીને એમાં બહુ રસ હોય એવું એમને લાગ્યું નહિ. એજ કૉંગ્રેસના અધિવેશનમાં વિલાયતની પાર્લામેન્ટે નીમેલા સાયમન કમીશનનો બહિષ્કાર કરવાનો ઠરાવ થયો. અને બીજા બધા રાજકીય પક્ષો જોડે મળીને હિન્દનું રાજકીય બંધારણ ઘડવા, મોતીલાલજીને પ્રમુખપદે એક સમિતિની સ્થાપના કરી.

ડૉ. અન્સારીએ જવાહરને જ કૉંગ્રેસના મહામંત્રી થવાનો આગ્રહ કર્યો. ને, એમની અનિચ્છા છતાં એમને સંમતિ આપવી પડી. જો કે જવાહરને એક તરફ અન્સારી જેવા મિત્રને ના પડાય નહિ, એમ પણ ખરું અને સાથે સાથે એમ પણ ખરું કે, પોતાના જ્યારે ઘણા બધા ઠરાવો પસાર થયા છે તો પછી, પોતે જેટલા ઉત્સાહથી એ ઠરાવોને અમલી બનાવવા પ્રયત્ન કરે, તેટલું બીજા કોઈ નહિ કરે. એથી પણ એમણે મંત્રીપદનો સ્વીકાર કર્યો. વળી, જવાહરને એવો ડર પણ ખરો, કે કૉંગ્રેસ કદાચ નરમદલ તરફ ઝૂકી પડે, અને એ એનું ક્રાન્તિકારી તત્વ જાળવી ન રાખે. એથી કૉંગ્રેસ પર તકેદારી રાખવા અને પોતે મહામંત્રી હોય તો કૉંગ્રેસને એવે માર્ગે જતાં પોતે અટકાવી શકશે એવી પ્રતીતિથી પણ એમણે મંત્રીપદ લીધું.

દર વખતે કૉંગ્રેસનાં વાર્ષિક સંમેલનની જોડે બીજાં કેટલાંય અધિવેશનો ભરાય છે. મદ્રાસમાં કૉંગ્રેસની સાથે જ એક 'રીપબ્લીકન કૉન્ફરન્સ' મળી. જવાહર એના પ્રમુખપદે ચૂંટાયા. જવાહરે એના પ્રમુખપદનો સ્વીકાર કર્યો કારણ કે એઓ પોતાની જાતને પ્રજાતંત્રવાદી માનતા હતા. ઉત્સાહમાં ને ઉત્સાહમાં એનાં તંત્રવાહકો કોણ છે એ તરફ જવાહરે નિગાહ કરી નહિ. એ પરિષદ તો જેમ ચોમાસામાં બિલાડીના ટોપ ઊગી નીકળે એવી એક સંસ્થા હતી. એથી એ પરિષદે જે ઠરાવો કર્યા, તેની નકલો પણ મહિનાઓ સુધી જવાહરે માગણી કર્યા છતાં મળી નહિ.

કૉંગ્રેસ અધિવેશન પૂરું થયું, ત્યાં તો દિલ્હીના જાણીતા આગેવાન અને કૉંગ્રેસના એક વખતના પ્રમુખ હકીમ અજમલખાનનું મૃત્યુ થયું. એથી જવાહરને ખૂબ આઘાત લાગ્યો. મોતીલાલજી ને હકીમ સાહેબને ગાઢી દોસ્તી હતી એટલે એક બીજાને ભાઈ સાહેબ કહી બોલાવતા.

[ ૧૦ ]

## પ્રાંતીય અને યુવકપરિષદોના પ્રમુખપદે

૧૯૨૮નું વર્ષ, એ ઘણું પ્રવૃત્તિમય વર્ષ હતું. હિન્દમાં રાજકીય પ્રવૃત્તિઓ પૂર વેગમાં ચાલવા માંડી. હિન્દભરમાં એક નવી જાગૃતિ દેખાવા માંડી. ૧૯૨૭ની જાણે બધી નિરાશા ત્યાગીને, પોતાનો બધો થાક ઉતારીને, પોતાની યાળ હલાવતો સિંહ જાણે જાગ્યો હતો. કોમવાદને તથા શાહીવાદને પડકાર કરતો યુવાન જાગ્યો હતો, કિસાન જાગ્યો હતો, મજૂર જાગ્યો હતો. હિંદમાં 'ટ્રેડ યુનિયન કોંગ્રેસ' સ્થપાઈ હતી, એટલું જ નહિ પણ એનું મજૂરો પર વર્ચસ્વ પણ વધતું જતું હતું. એની નીતિ વધુ ઉગ્ર અને લડાયક બની હતી.

જવાહર યુવાનોની અને મજૂરોની પ્રવૃત્તિમાં ખૂબ દિલચસ્પી લેતા હતા, એથી એમને અનેક પરિષદોના પ્રમુખપદે ચૂંટવામાં આવ્યા. અને ભાષણોથી જવાહરે પણ દેશને હચમચાવી નાખવામાં, ક્રાન્તિ આણવામાં સારો જેવો ફાળો આપ્યો. ચોમેર હડતાલનો વાયરો વાયો હતો. મજૂર સંઘો પર અને યુવકસંઘ પર રશીયાના સામ્યવાદની સારી પેઠે અસર હતી. મજૂરો નફામાં ભાગ તથા વધારે પૈસા માગતા થઈ ગયા હતા.

જવાહરે ૧૯૨૮માં અનેક જાહેરસંસ્થાઓના કાર્યક્રમમાં ભાગ લીધો. ૧૯૨૮ની માર્ચની ૩૧મી તારીખે, અલાહાબાદની 'મહિલા વિદ્યાપીઠ હોલ'નું ઉદ્ઘાટન કરતાં 'સ્ત્રીઓનું સમાજમાં સ્થાન' વિષે ઉલ્લેખ કરતાં, એમણે જણાવ્યું કે:

"કોઈ પણ દેશની પ્રગતિનો અંદાજ એ દેશમાં સ્ત્રીઓની સામાજિક અને રાજકીય પરિસ્થિતિ કેવી છે, તેની પરથી કાઢી શકાય. એથી જો આપણે આજે હિન્દની કસોટી કરવી હોય કે હિન્દનું સ્થાન નક્કી કરવું હોય, તો તે એની સ્ત્રીઓની દશા પરથી જ નક્કી થઈ શકે. આપણા ભવિષ્યનો આધાર

પણ આપણે સ્ત્રીઓનું ઘડતર કઈ રીતે કરીએ છીએ તેની ઉપર નિર્ભર છે. ને, હિન્દમાં જે સ્ત્રીઓની પારાવાર અવદશા છે તે જોઈને મને અત્યંત દુઃખ થાય છે......હિન્દનું ભવિષ્ય, દેશની અર્ધી પ્રજાને તમે ઢીંગલીઓ કે રમકડાં જેવી પરિસ્થિતિમાં રાખીને ઘડી શકો નહિ. એથી તો દેશની ગતિ રૂંધાઈ જશે. એથી આપણે તાત્કાલિક જ દેશની સ્ત્રીઓની દુર્દશા ઓછી થાય એવાં પગલાં લેવાં જોઈએ."

જવાહર વિલાયતથી પાછા ફર્યા ત્યારે અલાહાબાદની જીલ્લા લોકલ બોર્ડે, ૩જી એપ્રિલ, ૧૯૨૮ ને દિને એમને માનપત્ર આપ્યું હતું. એ ભવ્ય સમારંભના જવાબમાં એમણે કહ્યું કે :

"હું નથી માનતો કે પરદેશ જવામાં મેં કંઈ એવું મહાન કાર્ય કર્યું હોય કે જેને લીધે હું તમારા માનપત્રનો અધિકારી બનું. ખરું જોતાં, તો જે સૈનિક પોતાનું રણક્ષેત્ર છોડી ને, પરદેશમાં લહેર કરવા ચાલ્યો જાય, એ તો શરમ ભર્યું ગણાય. છતાં, તમે મને એ કાર્ય માટે માન આપો છો, એમાં તમારી ઉદારતા ને પ્રેમ છે......બે વાત મારે મન ખૂબ અગત્યની છે અને બધા કરતાં મહાન છે. એક દેશની આઝાદી ને બીજી માનવ અને માનવ વચ્ચેની સમાનતાની ભાવના. દરેક હિન્દીને પોતાના દેશને માટે મુકમ્મીલ આઝાદી જોઈએ છે, તે વિષે મને રજમાત્ર પણ શંકા નથી."

ત્યારબાદ સમકાલીન પરિસ્થિતિનો ચિતાર આપતાં જવાહરે લાગણીભર્યા શબ્દોમાં કહ્યું :

"આજે આપણા સમાજમાં માનવ અને માનવ વચ્ચે કેટલું બધું અંતર છે ! એક બાજુ ધનદોલતના અખૂટ ભંડારો છે ને બીજી બાજુ કારમી ગરીબી છે. કેટલાક લોકો, કશી પણ મહેનત કર્યા વિના, લીલા લહેર કરે છે ને અમનચમન કરે છે, તો, બીજી બાજુ, હજારો ને લાખો આદમીઓ સવારથી સાંજ સુધી, લોહીનું પાણી કરે છે ને છતાંય પૂરો રોટલો પામતા નથી. આ સ્થિતિ વહેલામાં વહેલી તકે નાબૂદ થવી જોઈએ. આવી અન્યાયી પરિસ્થિતિ એક ક્ષણ પણ બરદાસ્ત થઈ શકે જ કેમ ? એમાં વાંક તવંગરોનો નથી. પણ જે સમાજમાં આ બધું સંભવી શકે તે સમાજ રચનાનો છે. જે સમાજ રચના આમ માનવ અને માનવ વચ્ચે દીવાલ ઊભી કરે અને શોષણ અને જુલમને પોષે, એ સમાજ તંત્ર, તોડી નાખવું જોઇએ. સમાનતા, એ આપણી નવી સમાજ રચનાનો પાયો હોવો જોઈએ. વર્ગભેદ મીટાવી દેવા જોઈએ."

આ ભાષણમાં જવાહર તાજા જ રશીયાથી આવ્યા હોવાથી, સામ્યવાદની પરિભાષામાં વાત કરતા દૃષ્ટિએ પડે છે. સામ્યવાદી સમાજ રચનાની એમની તમન્ના ને ધગશ અહીં સ્પષ્ટપણે દેખાય છે.

૧૯૨૮ ની એપ્રિલની ૧૧ મી તારીખે, પંજાબની પ્રાંતીય પરિષદ લાહોરમાં ભરાયલી. તે વખતે, જવાહરે પ્રમુખપદેથી બોલતાં, પોતાની શકિતનો ઉપયોગ, અંગ્રેજ સરકારને એની સલ્તનતના રક્ષણાર્થે કરવા દેવા માટે પંજાબીઓને સખત શબ્દોમાં ઠપકો આપતાં કહ્યું કે :

"પશ્ચિમમાં ઉદ્યોગીકરણે શાહીવાદને અને મૂડીવાદને જન્મ આપ્યો છે. આપણામાંથી જેઓ શાહીવાદનો તિરસ્કાર કરે છે, તેઓ ભૂલી જાય છે, કે શાહીવાદ એ બ્રિટીશ સામ્રાજ્યનો ઇજારો નથી, પણ મોટા પાયા પરના ઉદ્યોગીકરણનું એ પરિણામ છે. આપણે આઝાદીની માગણી કરીએ એનો અર્થ એજ કે આપણી સરહદનું રક્ષણ અંગ્રેજ ફોજેથી નહિ પણ આપણી ફોજેએ કરવાનું રહેશે. ને જે આપણા સૈનિકો બ્રિટીશ સલ્તનતના રક્ષણાર્થે પોતાનો જાન ગૂમાવે છે, તેમણે પોતાની એ તાકાતનો લાભ દેશને માટે આપવાની તત્પરતા બતાવવી જોઈએ. આપણું ધ્યેય સંપૂર્ણ લોકશાહી પ્રજાતંત્રનું છે. હું કહીશ કે સમાજવાદી રાજ્યતંત્રનું છે, એ માટે આપણે ક્રાંતિ લાવ્યા વિના છૂટકોજ નથી.....

"બ્રિટીશ સલ્તનત ભલે રાક્ષસી લાગે પણ એના પાયા તો માટીનાજ છે, એ નભે છે, નોકરી જેને જોઇએ એવા ભણેલા ખુશામતિયાના જોરે. પણ એમનું જોર કેટલું !......એ માટે આપણે બ્રિટીશ માલના બહિષ્કારનું આંદોલન મજબૂત બનાવવું જોઈએ......આપણને કહેવામાં આવે છે કે, જો આપણને આઝાદી આપવામાં આવશે, તો આપણે એ આઝાદીનું બરોબર રક્ષણ નહિ કરી શકીએ. પણ ગયા વિશ્વયુદ્ધમાં બ્રિટીશ સલ્તનતને જીતાડનાર હિંદી સૈનિકો જ હતા, એ સ્મરણમાં રાખવું જોઈએ."

અહીં જવાહરની આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિનું અધ્યયન દૃષ્ટિએ પડે છે. એમની નિરીક્ષણશક્તિ, ધગશ, બ્રિટીશ સલ્તનત સામેનો ઉકળાટ, પોતાના દેશબંધુઓમાં વીરત્વની ભાવના જન્માવવાના પ્રયત્નો એ સર્વે દૃષ્ટિએ પડે છે.

વળી, આજ વર્ષમાં, પયાનુરમાં કેરલપ્રાંતીય પરિષદ મળી. એના પ્રમુખસ્થાને જવાહરલાલની વરણી થઈ. એ સમયે અંગ્રેજો કહેતા હતા કે હિન્દ પોતાના રક્ષણની જવાબદારી લઈ શકે એવી સ્થિતિમાં નથી. અને તેથી

અમે હિન્દને આઝાદી આપતા નથી. એનો ઉત્તર, આપતાં, જવાહરે એ વખતના એમના પ્રમુખ તરીકેના વ્યાખ્યાનમાં કહ્યું કે :

"હિન્દ ને ઇગ્લેંડ વચ્ચે કશી સમાનતા નથી. ઊલટું, હિન્દના આર્થિક લાભની આડે બ્રિટન આવે છે. અને આવી રીતે બે દેશો વચ્ચે જબરદસ્તીથી કરેલા સંબંધને પરિણામે વેરઝેર અને ગેરસમજૂતીએ પેદા થાય એ સ્વાભાવિક છે. અત્યારે તો હિન્દ અને બ્રિટનનું જોડાણુ એ સિંહ અને લોંકડીનાં સંબંધ જેવું છે......"

"આઝાદ હિંદને કોઇ પણુ પરદેશી સત્તાના આક્રમણુથી ડરવાની જરૂર નથી. ભવિષ્યમાં આનાથી વધારે પાયમાલી આપણી થવાની નથી એની ખાતરી રાખજો. આપણા સૈનિકો કાબેલ, બહાદુર અને યુદ્ધકલામાં નિષ્ણાત છે. એની કળાનો પરચો બ્રિટને ગયા વિશ્વયુદ્ધ વખતે બરાબર જોયેલો છે. એથી જે સૈનિકો બ્રિટીશ સલ્તનત માટે લડયા, તેજ સૈનિકો દેશની આઝાદી ટકાવી રાખવા માટે લડવાના છે, એ વિષે જરાપણુ શંકાને સ્થાન છે જ નહિ. ને આઝાદી પછી તો આપણે આપણા સૈન્યને વધુ કાબેલ બનાવી શકી શું."

જવાહરે પોતાનો રશીયા માટેનો પક્ષપાત દર્શાવતાં કહ્યું કે :

"હિન્દ અને રશીયા વચ્ચે ઘણું સામ્ય છે. અને તેથી એકબીજાને એ બન્ને દેશો સહાય કરી શકે. બન્ને ખેતીપ્રધાન દેશો છે. અને એમની પાસે કાચો માલ છે અને ખરીદ કરવાની શક્તિ છે. રશીયાને મૂડી અને યંત્રાની જરૂર છે અને હિન્દ બેમાંથી એક પણુ ચીજ આપી શકે એમ નથી. તેથી હિન્દને રશીયા તરફથી તો કશો ડર છે જ નહિ."

"આપણે આદર્શ રાજબંધારણ ઘડવું જોઈએ. ખરું જોતાં તો મજબૂત મધ્યસ્થ સરકારની જરૂર છે. પણ સાથે સાથે હિન્દના જુદા જુદા પ્રાંતીય સંસ્કારો જે સમૃદ્ધ છે તેને આપણે નાબૂદ કરી શકીએ નહિ. એકતાને નામે એનો ભોગ તો ન જ લેવાય. એથી એ સંસ્કારવાળા પ્રાદેશિક તત્વોને આપણે શકય તેટલી સ્વાયત્તતા આપવી જોઈએ. એથી મજબૂત મધ્યસ્થ સરકાર પર ભાર દેવા છતાં એમણે પ્રાંતીય સ્વાતંત્ર્ય રાખવું જોઈએ. ને પ્રાંતીય સંસ્કારિતાનું ધોરણુ માત્ર ભાષા જ છે."

ઝાંસીમાં ૧૯૨૮ ના ઓકટોબરની ૨૭મી તારીખે, સંયુક્ત પ્રાંત પ્રાંતીય પરિષદ ભરાઈ હતી. ઝાંસી એ હિન્દની વીરતાનું, હિન્દની શકિતનું પ્રતીક હતું. કારણુ કે, ઝાંસીની એ વીર રાણીએ બ્રિટીશ સલ્તનત સામે મોરચો માંડયો હતો.

એ ભાષણમાં, હિન્દની સ્વાતંત્ર્યલડતનો ઉલ્લેખ એમણે જોરશોરથી અને લાગણી વિવશ બનીને કર્યો હતો. જવાહરે હિન્દી સ્વાતંત્ર્યયુદ્ધનો ઉલ્લેખ કરતાં જણાવ્યું કે :

"હિન્દમાં આઝાદી માટેનો પૂકાર એ નવો પૂકાર નથી. જ્યારથી આપણો દેશ પરદેશી હકૂમત તળે આવ્યો હતો, ત્યારથી, દેશપ્રેમી લોકોને આઝાદીનાં સ્વપ્નાં આવવા માંડ્યાં હતાં. એ માટે કેટલાયે જાનની કુરબાની કરી અને એને જ પોતાનું જીવનકર્તવ્ય બનાવ્યું. ૧૮૫૭ ની ક્રાન્તિ એ આઝાદીજંગ નહોતો તો બીજું શું હતું ?

"આ ભૂમિ મને એવી સ્ત્રી શક્તિનું સ્મરણ કરાવે છે કે જે ભયને જાણતી નહોતી, અને જેણે અનેક મુસીબતો સામે, મુલકની ઈજ્જત માટે પોતાના દેહની કુરબાની કરી .............. કોઈ પણ જીવંત પ્રજા, પરદેશી હકૂમત નીચે વિજેતાઓની જોડે શાંતિથી રહી શકે જ નહિ. કારણ કે, ત્યાં શાંતિ એટલે તાબેદારી, અને તાબેદારી એટલે રાષ્ટ્રની તાકાત અને કૌવતનો નાશ. પણ હિન્દના નવ જુવાનોએ, મરણની પરવા કર્યા વિના દેશની આઝાદી માટે જે જંગ ખેલ્યા છે, તે હિન્દની તાકાતનો પરિચય આપે છે. જ્યાં સુધી આઝાદી નહિ આવે ત્યાંસુધી શાંતિ અશક્ય છે.

"આપણું દુશ્મન ઇંગ્લંડ નથી. બ્રિટીશ શાહીવાદ છે. ......... આપણી સામે દ્વિવિધ કાર્યક્રમ છે. એક તો આઝાદી માટે સામાજિક, રાજકીય અને આર્થિક કાર્યક્રમ ઘડવાનો અને પછી તે કાર્યક્રમને અમલી બનાવવા લોકોની તાકાત કેળવવાનો. મને લાગે છે કે આપણા બધા દુઃખની દવા સમાજવાદ જ છે. એથી સમાજવાદ એ આપણું ધ્યેય હોવું જોઈએ ...... આપણો આર્થિક કાર્યક્રમ એવો હોવો જોઈએ કે જેમાં આર્થિક અસમાનતા ન હોય અને દ્રવ્યની અસમાન વહેંચણી ન હોય એથી આપણા કાર્યક્રમમાં જમીનદારીની નાબૂદીને પ્રથમ સ્થાન મળવું જોઈએ."

૧૯૨૬ પછી હિન્દના રાજકીય ઇતિહાસમાં, યુવકદળો ને યુવકપ્રવૃત્તિઓ પૂરજોશમાં હતી. યુવકપ્રવૃત્તિ એ હિન્દની ક્રાંતિકારી દળોને સહાયક હતી. અને હિન્દની ક્રાન્તિનું પીઠબળ હતું. જવાહરે એ જમાનામાં કેટલીયે યુવકપરિષદોનું પ્રમુખપદ લીધું હતું. અને યુવાનોને उत्तिष्ट जाग्रत। નો મંત્ર આપ્યો હતો. ૧૯૨૮ ના ડીસેમ્બરમાં મુંબઈ ઇલાકા યુવક પરિષદના પ્રમુખ સ્થાનેથી યુવાનોને ઉદ્બોધતાં એમણે કહ્યું કે :

"જ્યાંસુધી આપણી સમાજરચના અપૂર્ણ છે, ત્યાંસુધી સમાજમાં ક્રાન્તિનાં તત્ત્વો હોવાં જ જોઈએ. એમાં ક્રાન્તિને પણ સ્થાન છે અને સમાધાનને પણ સ્થાન છે. સમાજતંત્ર જ્યારે જડ ને નિશ્ચેતન બનવા લાગે ત્યારે એનામાં ચૈતન્ય પ્રસારવું એ કામ યુવાનનું છે. જડતાને ખંખેરી સમાજને ઉલટપાલટ કરવાની જે ધગશ ન રાખે તે યુવાન નહિ. સમાજ રૂઢિચૂસ્તોની જડતા અને નિષ્ક્રિયતાના ભાર નીચે કચડાઈ ન જાય તે માટે સજાગ રહેવાની અને સમાજને ચૈતન્યની મશાલ લઈને મોખરે ચાલવાની ફરજ નવજુવાનની છે."

"દરેક યુવાનની ફરજ છે કે એણે સારા સમાજની રચના કરવાના કામમાં મંડી પડવું. સારા સમાજની રચના એટલે જે સમાજમાં શોષણને સ્થાન ન હોય, જ્યાં એક રાજ્ય બીજા રાજ્ય ઉપર આધિપત્ય ભોગવતું ન હોય એવો સમાજ. આજે સમાજમાં રાજકીય અને સામાજિક બળો પ્રત્યાઘાતીના હાથમાં છે. એ બે વચ્ચે જે સહકાર છે, તે હિન્દ સરકાર જે સામાજિક પ્રગતિવાદી સુધારાઓનો વિરોધ કરે છે તેના પરથી પ્રતીત થશે. હાનિકારક સામાજિક રીતરિવાજો નાબૂદ કરવાને માટે જનતાના પ્રતિનિધિઓ જ્યારે જ્યારે પ્રયત્નો કરે છે, ત્યારે સરકાર તરફથી એ પ્રયત્નોને પ્રોત્સાહન મળતું નથી. અને તેથી આ સરકારની અમલદારશાહી, આ સામાજિક પ્રગતિને રોકી રાખે છે.

"કહે છે કે સરકારે કાયદો ને વ્યવસ્થા જાળવી રાખવાં જોઇએ. ભલેને તેથી લોકોમાં અશાંતિ જન્મે, જનતાનાં થોડા માણસોનાં જાન જાય કે થોડા ઘાયલ થાય. દરેક હિન્દીને, કાયદો અને વ્યવસ્થાને નામે જે પારાવાર ગુના સરકાર રોજબ-રોજ કરે છે તેની ખબર છે અને તેમ છતાં આપણામાંના જ થોડા લોકો એ વાતનું સમર્થન કરે છે. પ્રત્યાઘાતી માનવીઓનો છેલ્લામાં છેલ્લો આશરો કાયદો અને વ્યવસ્થા છે. એ જુલમગારનું હથિયાર છે. જ્યાં સુધી આઝાદી ન આવે ત્યાં સુધી કાયદો અને વ્યવસ્થા સંભવી જ શકે નહિ.

"......જનતા ત્યારે જ ઊઠીને ઊભી થશે, કે જ્યારે, તમે એની આર્થિક ને સામાજીક સ્થિતિ પલટાય એવો આર્થિક અને સામાજીક ક્રાંતિવાદી કાર્યક્રમ એમની સમક્ષ રજૂ કરો. ને જનતા એકવાર ખડી થઇ કે પછી, એ कार्यं साधयामि वा देहं पातयामि वा। નો મંત્ર અમલમાં મૂકીને જ જંપવાની.

"......આપણી આઝાદીને શરીર કરતાં મનની જોડે વધારે નિસ્બત છે. જો કે આઝાદી નથી, તેથી આપણા શરીરને પણ ઓછું વેઠવું પડતું નથી. આપણી આમજનતાને માટે જો અત્યારની પરિસ્થિતિ ચાલુ રહે, તો, તેનો અર્થ એજ કે ભૂખમરો અને ગરીબીનો વધારો. એમને માટે આઝાદી એ શારીરિક જરૂરિયાત છે. કારણ કે, એમના પેટનો ખાડો પૂરવાને, એમનાં શરીર ઢાંકવાને, તથા એમને બીજી જીવનની જરૂરિયાતો આપવાને જ આપણે આઝાદીની માગણી કરીએ છીએ"

૧૯૨૮ના સપ્ટેંબરની ૨૨મી તારીખે, 'અખિલ બંગાળ વિદ્યાર્થી પરિષદ'નાં પ્રમુખ સ્થાનેથી ભાષણ આપતાં, જવાહરે સમાજવાદની પરિભાષામાં જ સ્પષ્ટ વાતો કરી હતી. એમણે નવયુવાનોને બિરદાવ્યા હતા અને બંગાળના યુવકોને ક્રાન્તિનો, નવરચનાનો પાઠ પઢાવતાં કહ્યું કે :

"આપણી વૈજ્ઞાનિક પ્રવૃત્તિએ જગતને આંતરરાષ્ટ્રીય અને એકબીજા દેશો પર આધાર રાખતું કર્યું છે. છતાં, રાષ્ટ્ર અને રાષ્ટ્રં વચ્ચેની હરીફાઈ યુદ્ધમાં પરિણમે છે. વિજ્ઞાને ઉત્પાદન વધાર્યું અને પરિણામે દરેકને પૂરતી જીવનની જરૂરિયાતો મળવી જોઈએ, તેને બદલે બેકારી ને ગરીબી વધી છે. અને પૂંજીપતિઓની પૂંજી વધતી જાય છે ને ગરીબોની ગરીબી પણ વધતી જાય છે...

"છેલ્લા થોડા મહિનાઓથી મજૂર આંદોલન ઊભું થયું છે. હડતાળો ને ગોળીબારો એમની હકીકત થઈ પડી છે. તમને નવાઈ લાગતી હશે કે કામદાર પોતાની રોજી છોડીને હડતાળ પાડે, ને ગોળી ખાવા તૈયાર થાય, એ તે કેવું? પણ કોઈ પણ પોતાની સ્થિતિ જ્યાંસુધી અસહ્ય ન બને ત્યાં સુધી એવું સાહસ કરવા તત્પર ન થાય. એથીજ આજે ખેતરમાં ને કારખાનામાં કામ કરતા મજૂરોની સ્થિતિ અસહ્ય થઈ પડી છે. તમારા જ પ્રાંતની શણની મીલોએ છેલ્લા દશ વર્ષમાં ૪૪૦ કરોડ રૂપિયા નફો કર્યો છે. એનો એક બાજુએ વિચાર કરો, ને બીજી બાજુ, મજૂરોને જે હાલતમાં, જે ભૂખમરાના વેતનથી કામ કરવું પડે છે, તેનો વિચાર કરો. જ્યાં ગરીબ અને તવંગર વચ્ચે આટઆટલો ભેદ હોય ત્યાં શાંતિ સંભવે જ શી રીતે?

"... ને, તમારું ધ્યેય સામાજિક સમાનતા અને જગતનું એકીકરણ હોય તો તમારે સમાજવાદી રાજ્યતંત્રની સ્થાપના કરવી જોઇએ. જે લોકો સમાજવાદ શબ્દથી ભડકે છે, તેઓ જમાનાથી ઘણા પાછળ રહી ગયા છે. તેઓ અબૂઝ છે. તેમની દરકાર કરશો માં. જો તેઓ સમાજવાદથી ભડકતા હોય તો પછી સામ્યવાદ શબ્દ એમને કેટલો ભડકાવશે? કારણ કે એમને

સામ્યવાદ શું એનો બ્રહ્મઅક્ષર પણ ખબરં નથી......જો કે સામ્યવાદીની કેટલીક રીતિઓને હું નાપસંદ કરું છું."

"સામ્યવાદ એ સમાજરચનાનો આદર્શ હોવો જોઇએ એમ તો હું માનું છું. જો જગતને વિનાશમાંથી બચવું હોય તો સામ્યવાદ એ એકમાત્ર મુક્તિમાર્ગ છે......રશીયાનો ભલે જગત બહિષ્કાર કરતું હોય, તો પણ આજે શાહીવાદની સામે માથું ઊંચું કરનાર એ એક જ દેશ છે. અને પૂર્વના દેશો જોડેનો એનો વ્યવહાર ઉદાર અને ન્યાયયુક્ત છે. રશીયા બીજા પૂર્વના દેશોમાં, વિજયી થવાને જતું નથી પણ સમાનકક્ષ રાજ્ય તરીકે જ જાય છે. અને એથી એશિયા એને આવકારે તેમાં કંઇ નવાઈ છે!

અહીં રશીયા માટેનો જવાહરનો સ્પષ્ટ પક્ષપાત અને રશીયાથી એઓ કેવા અંજાયા છે, તે દૃષ્ટિએ પડે છે. રશીયાની યાત્રાએ એમની પર કેવી મોહિની બિછાવેલી તેની આપણને અહીં પ્રતીતિ થાય છે.

આ ભાષણો પરથી, જવાહરનું દેશના યુવકોમાં કેવું સ્થાન હતું, એઓ વીરતાની વાણી કેવી રીતે દેશના નવ યુવાનોમાં પ્રેરતા હતા, તેની પ્રતીતિ થશે. અને દેશના દરેક વર્ગમાં એમની લોકપ્રિયતા કેવી વધતી જતી હતી તેનું પણ ભાન થાય છે.

યુવાનો, મજૂરો તેમજ કિસાનોમાં પણ જાગૃતિ આવી હતી. સંયુક્ત પ્રાંત ને અવધમાં તો આંદોલન શરૂ થઈ ચૂક્યું હતું. ને એવામાં ગુજરાતના નાના શા કસબાએ તો દેશભરમાં ચમત્કાર કરી દેખાડ્યો. ખેડૂતોએ સંગઠિત થઈ, લાખંડી સલ્તનતની સામે માથું ઊંચક્યું. અહિંસક પ્રતિકાર કર્યો. જપ્તીઓની, જેલની, લાઠીમારની, કશાની પરવા ન કરતાં કુરબાનીનો નવો મંત્ર દેશને પઢાવ્યો. ને સરકારને શિકસત આપી. આપણા દેશે એને પરિણામે એક નવીન ચેતનનો સંચાર અનુભવ્યો. દેશની રગોમાં નવું લોહી ઉછળવા લાગ્યું. ને દેશભરના કિસાનોને એક નવું માર્ગદર્શન કરાવ્યું ને કિસાનોની તાકાતનું ભાન કરાવ્યું. આ આંદોલન 'બારડોલી સત્યાગ્રહ' નામે મશહૂર છે.

દેશનો યુવાન ખુલ્લેખુલ્લી રીતે ક્રાન્તિનાદ કરવા લાગ્યો. શાહીવાદનો નાશ પોકારવા લાગ્યો. સાયમન કમીશનના બહિષ્કારની સર્વત્ર તૈયારીઓ થવા માંડી. વિરોધી સરઘસો, કાળા વાવટાઓ, સાયમનને જાકારો દેવાની તૈયારીઓ એ થવા માંડ્યું. એક દેશવ્યાપી આંદોલન થયું. આ યુવાનો પર, રાષ્ટ્રવાદની, દેશના મજૂર આંદોલનની તેમ જ રશીયન સામ્યવાદની અસરો હતી. એથી દેશ આર્થિક પ્રશ્નો ને રાજકીય પ્રશ્નો વિચારતો થઈ ગયો.

[ ૧૧ ]

# અહિંસક આંદોલનમાં અગ્રસ્થાને

જવાહરને કોંગ્રેસનાં મહામંત્રી તરીકે હિન્દનું વિધાન ઘડવા મોતીલાલજીના પ્રમુખપદે જે સર્વપક્ષી પરિષદ લખનૌમાં મળી તેમાં ન છૂટકે ભાગ લેવો પડ્યો. જવાહરને એમાં વિશ્વાસ નહોતો. જવાહર એ પરિષદમાં તરેહતરેહના લોકો હોવાથી એને ખીચડીપરિષદ કહેતા. એ પરિષદે બધાને સંતોષવા સાંસ્થાનિક સ્વરાજ્યનું ધોરણ સ્વીકાર્યું. જવાહરે એ પરિષદમાં એ ધ્યેય પ્રત્યે પોતાની સખત નાપસંદગી દર્શાવી. એમણે કહ્યું કે :

"સાંસ્થાનિક સ્વરાજ્ય એ શબ્દ જ મને પરેશાન કરી મૂકે છે. જાણે એક પેઢી પહેલાંના કોંગ્રેસના અધિવેશનમાં હું બેઠો હોઉં એમ મને લાગે છે. આજની પરિસ્થિતિ જોડે એ ધ્યેયનો જરા જેટલો પણ મેળ ખાતો નથી. આજે આખી દુનિયા પલટાઈ ગયેલી છે. તેથી જો આપણે વ્યવહારુ બનવું હોય તો દુનિયામાં જે પલટો થઇ રહેલો છે તેની નોંધ લેવી જોઇએ. તમે બ્રિટીશ સંસ્થાન સંઘ કહો છો તે આજની શોષણનીતિને પુરસ્કારવા સિવાય બીજું શું છે? ઘણા કહે છે કે સાંસ્થાનિક સ્વરાજ્ય બ્રિટીશ સલ્તનતની સંમતિથી મળવાનું છે. ને, આઝાદી ખૂનખાર જંગ વિના ને લોહી રેડાયાં વિના મળવાની નથી. મને નથી લાગતું કે અહીં હાજર રહેલા બધા આવી મીઠી દલીલોથી અને ખોટી તર્કબાજીથી ભોળવાય. જો કોઈ માનતું હોય કે મીઠી દલીલો ને તર્કબાજીથી સાંસ્થાનિક સ્વરાજ્ય મેળવી શકાય તો એના જેવો બીજો કોઈ ભ્રમ હોઈ શકે નહિ. સાંસ્થાનિક સ્વરાજ્ય કે આઝાદી લોકોની શક્તિના પીઠબળ વગર કદિય આવવાનાં નથી. પછી એ પીઠબળ અહિંસાની શક્તિનું હોય કે હિંસાનું હોય."

હિન્દમાં ગોરું સાયમન કમીશન આવ્યું. આવતાં વેંત જ હિન્દના પ્રવેશદ્વારમાં એમનું સ્વાગત કાળાવાવટા અને 'સાયમન પાછો જા' ના

સૂત્રોથી થયું. મુંબઈમાં યુવકોનું ભવ્ય સરઘસ નીકળ્યું. મુંબઈની કૉલેજોના હજારો યુવકો એમાં હતા. સરઘસના નેતાઓને પોલીસે સખત માર માર્યો. મુંબઈએ પહેલ કરી, એટલે પછી જ્યાં જ્યાં સાયમન જવાનો હતો, ત્યાં કાળા વાવટા, સરઘસો, 'પાછો જા'ના પોકારો, 'હિન્દ તને જાકારો આપે છે' નાં સૂત્રો એ બધાંની પ્રચંડ તૈયારીઓ થઈ ગઈ. વડી ધારાસભાએ, જોરશોરથી સાયમન કમીશનના બહિષ્કારનો ઠરાવ પસાર કર્યો અને રાષ્ટ્રવાદનો જ્વલંત વિજય નોંધાવ્યો.

એ કમીશન લાહોર ગયું. ત્યાં લાલા લજપતરાયના નેતૃત્વ નીચે એક ભવ્ય સરઘસ કાળા વાવટા લઈ એ કમીશનને જાકારો દેવા નીકળ્યું. ને રસ્તામાં પોલીસ જોડે એનો સંઘર્ષ થયો. પરિણામે સૉંડર્સ નામના એક સાર્જન્ટે લાલાજીને સખત માર માર્યો એમની છાતીમાં હંટરનો છેડો ખોસ્યો. લાલાજી બેભાન બન્યા ને તે પછી થોડા અઠવાડિયામાં જ એમનું મૃત્યુ થયું. ખુલ્લા આક્ષેપો મૂકાયા કે લાલાજીના મૃત્યુ માટે સૉંડર્સજ જવાબદાર છે અને સરકારે એની તપાસ કરવી જોઈએ. પણ સરકારે એ માગણી મંજૂર ન કરી.

લાહોર પોતાના લાડીલા નેતાનું અપમાન બરદાસ્ત કરી શક્યું નહિ. પંજાબનો નવયુવાન જાગ્યો, લાલાજીના અપમાનનો બદલો લેવા. લાલાજીના ખૂનનો જવાબ લેવા. ભગતસિંહ નામના નવયુવાને શાહીવાદનો પડકાર ઝીલ્યો. એણે ને એના સાથીઓએ—રાજગુરુ અને સુખદેવે—સૉંડર્સને પૂરો કર્યો. ભગતસિંહની બહાદુરીની દેશભરમાં તારીફ થઈ. એને કોઈ મહાન દેશનેતા જેટલીજ લોકપ્રિયતા ને કીર્તિ મળ્યાં. ભગતસિંહે હિન્દના યુવાનને પોતાના દેશનેતાની કેટલી કિંમત છે તે દર્શાવ્યું. ભગતસિંહ મહાન બની ગયો. કારણ કે એણે ફક્ત સૉંડર્સનું ખૂન કરીને લાલાજીના અપમાનનો જ બદલો લીધો નહોતો, પણ, એણે, તો વડીધારાસભામાં બૉંબ ફેંકીને, દેશના સુતેલા નવયુવાનને જગાડી, ક્રાન્તિને માર્ગે પ્રેર્યો. ને, સરકારને ચેતવણી આપી કે હિન્દ સજાગ છે.

પંજાબમાં લાલાજીને માર પડ્યો પછી લાલાજીએ દિલ્હીમાં ભરાયલી અખિલ ભારત કોંગ્રેસ સમિતિની બેઠકમાં હાજરી આપી. લાલાજી બિમાર હોવા છતાં, એમાં એમણે એક જોશીલું વ્યાખ્યાન આપ્યું, ને જણાવ્યું, કે, "જવાહર હિન્દ બહારના મજૂર સંગઠનોની મદદની આશા રાખે છે તે ખોટી છે અને નાપાયાદાર છે." એમની આ ઉક્તિનો ઝોક વિશેષે કરીને, બ્રિટીશ મજૂર દલને ઉદ્દેશીને હતો. લાલાજીએ એમના 'પીપલ' નામના અખબારમાં જવાહરની

આંતરરાષ્ટ્રીયતાની ભાવનાવિરોધી એક લેખમાળા લખવા માંડી હતી. એનો એક જ લેખ પ્રગટ થયો ને લાલાજી મૃત્યુ પામ્યા. ને એક રીતે કહીએ તો જવાહર માટે એક કડવી સ્મૃતિ મૂકતા ગયા.

સાયમન કમીશન ફરતું ફરતું લખનૌ આવ્યું. ત્યાં પણ એમના જાકારા માટે ખૂબ ભવ્ય તૈયારીઓ થઇ હતી. મહાન સરઘસો, સભાઓ, સૂત્રો, બધાંની પહેલેથી તૈયારી થવા માંડી. સામી બાજુથી સરકારની પણ તૈયારી ચાલુ હતી. સરઘસને રોકવાનો પહેલે દિવસે પ્રયત્ન થયો. જવાહર એમાં હાજર હતા. એમને પણ ઠીક ઠીક માર પડ્યો. સરઘસ રોકાયું. ઘોડેસવાર સિપાઇઓએ નિર્દય માર મારવા માંડ્યો. આ તો બીજે દિવસે કમીશન આવનાર હતું તેના પ્રથમ દિવસનું 'રિહર્સલ' હતું. જવાહરને થયું કે પિતા નકામા ચિન્તા કરશે એટલે એમણે પોતાને ઝાઝું વાગ્યું નથી એ મતલબનો પિતાને ફોન કર્યો. પણ પ્રેમાળ પિતાનું હૈયું હાથમાં ન રહ્યું. રાતના ટ્રેન નહોતી એટલે મોટરમાં ૧૪૬ માઇલનો પ્રવાસ કરી મોતીલાલજી લખનૌ આવી પહોંચ્યા. લખનૌ આવ્યા ત્યારે આખી રાતના ઉજાગરાને લીધે, મોટરના લાંબા પ્રવાસને લીધે એઓ થાકેલા ને માંદા જેવા લાગતા હતા.

બીજે દિવસે સાયમન લખનૌ આવનાર હતો. એટલે, શહેરમાંથી નાનાં નાનાં અનેક સરઘસો નીકળ્યાં. અને બધાં સરઘસો કોંગ્રેસ હાઉસ આગળ મળ્યાં ને ત્યાંથી એક પ્રચંડ સરઘસ સ્ટેશન તરફ રવાના થયું. જવાહર એ સરઘસમાં મોખરે હતા. જ્યાં એ સરઘસ સ્ટેશનની પાસે પહોંચ્યું ત્યાં પોલીસે એ સરઘસને રોકી દીધું. સરઘસ ત્યાં જ રોકાયું. એણે આગળ વધવાની કોશિશ ન કરી. ચારે બાજુ ઘોડેસવારોથી એ લોકો ઘેરાઈ ગયા હતા. અચાનક ઘોડેસવાર પોલીસોએ લાઠીમાર શરૂ કર્યો. બહુ સખત લાઠીમાર હતો.

જવાહરને મારથી ચક્કર આવ્યાં. એનું ભાન જતું રહેવા લાગ્યું. ફક્ત એટલી જ શુધ રહી કે એમને એમની જગાપરથી હઠવાનું નથી. એમને મારથી તમ્મર આવ્યાં. ને સામું મારવાનો એક વાર વિચાર પણ થઈ આવ્યો પણ એમણે મન કાબૂમાં રાખ્યું. અંગ્રેજ સિપાઈઓ લોહી તરસ્યા રાક્ષસની જેમ માર મારતા હતા. જવાહર ને એમ પણ થયું કે પોલીસને નીચે પાડી પોતે ઘોડા પર ચઢી જાય. પણ ગાંધીજીની તાલીમે જોર કર્યું. આખરે લોકો વિખેરાયા. જવાહરને સખત દર્દ થવા માંડ્યું. શરીરનું એકેએક અંગ કળતું હતું. બધે જ મારનાં નિશાન હતાં. પણ સદ્ભાગ્યે કોઈ નાજુક ભાગ પર માર લાગ્યો નહોતો.

આમ જવાહરને એક નવો અહિંસક સામનો કરવાની તક મળી. એમની અહિંસાશકિતની કસોટી થઈ રહી. ને, એમને પોતાની શક્તિમાં વિશ્વાસ આવ્યો.

જવાહરની લોકપ્રિયતા વધતી ગઈ. ૧૯૨૮માં ચાર પ્રાંતોની રાજકીય પરિષદના એઓ પ્રમુખ થયા: મલબાર, પંજાબ, દિલ્હી અને સંયુકતપ્રાંત. બંગાળ અને મુંબઈ યુવક પરિષદના અધિવેશનના એઓ પ્રમુખ બન્યા. એઓ સંયુકત પ્રાંતને ગામડે ગામડે રખડ્યા ને આખા દેશનો પ્રવાસ પણ એમણે એ બે વર્ષ દરમ્યાન સારી પેઠે કર્યો. જવાહરનો ઉદ્દેશ, યુવાનોમાં સમાજવાદી ભાવના ફેલાવાનો હતો. રાજકીય સ્વાતંત્ર્ય આર્થિક સ્વાતંત્ર્ય વિના કશી કિંમતનું નથી એની ખાતરી જવાહરને રશીયા જઈ આવ્યાં પછી થઇ હતી. જો કે, એઓ યુરોપથી પાછા ફર્યા, ત્યારે સમાજવાદી વિચાર ધારાઓનો હિન્દમાં ઠીકઠીક પ્રચાર થઇ ગયો હતો. જવાહરે સંયુકતપ્રાંતની કોંગ્રેસ સમિતિને સમાજવાદને પંથે વાળવાનો ઠીક ઠીક પ્રયત્ન કર્યો. અને એમાં એમને થોડે અંશે સફળતા પણ પ્રાપ્ત થઈ. જમીનદારીની નાબૂદી માટે એ સમિતિએ ઠરાવ કરી, સમાજવાદની દિશામાં પહેલું કદમ ભર્યું.

થોડા કોંગ્રેસવાદીઓએ જવાહરની પ્રેરણાથી 'હિંદ સ્વાતંત્ર્યસંઘ'ની સ્થાપના કરી. એ સંઘ મોટે ભાગે સમાજવાદી વિચારપ્રણાલિને માનનારો હતો, પરન્તુ, એ સંઘની શાખાઓ સંયુક્તપ્રાંતની બહાર બહુ સ્થપાઈ નહિ, અને એની પ્રવૃત્તિઓ એ દૃષ્ટિએ સીમિત રહી. આ બધું એ વખતની કંઈ કરી નાંખુ, સમાજને પલટાવી નાંખું', એ જાતની જે તમન્ના, એ જાતની જે શકિત દેશભરમાં દૃષ્ટિએ પડતી હતી, તે દર્શાવે છે. એ ચેતનાનું પ્રતીક હતું.

૧૯૨૯ ની કોંગ્રેસ નજદીક આવતી ગઈ. મોતીલાલજી એના પ્રમુખપદે ચૂંટાયા હતા. મોતલાલજીનું મન એ વખતે, સર્વપક્ષપરિષદે માન્ય કરેલા 'નેહરુ અહેવાલ'માં હતું. એમની ઇચ્છા હતી કે કોંગ્રેસ એમના અહેવાલને મંજૂર કરે. મોતીલાલજીને ખબર હતી કે જવાહરની એ બાબતમાં સંમતિ નહોતી. કારણ કે, એમને સંપૂર્ણ સ્વતંત્રતા સિવાય બીજી કોઈ વાત મંજૂર નહોતી. એથી મોતીલાલજી ખૂબ નારાજ રહેતા. એથી આ બાબત પર પિતાપુત્ર વાત જ કરતા નહોતા. બન્નેનાં મન આને લીધે ઊંચા રહેતાં. બન્નેને ખબર હતી, કે એઓ એકબીજાની વિરુદ્ધ થઈ રહ્યા હતા. આવો મતભેદ ૧૯૨૧ માં હતો. ત્યાર પછી આ બીજી વાર બન્ને વચ્ચે આવી નાજુક પરિસ્થિતિ જન્મી હતી.

મામલો તંગ બનતો હતો. નેહરુ અહેવાલની વિરુદ્ધ, અંગ્રેજ જોડે કોઈ પણ પ્રકારનો સંબંધ રાખવાની વિરુદ્ધ સુભાષ બોઝના નેતૃત્વ નીચે બંગાળના નવયુવાનોનું દલ હતું. સંપૂર્ણ સ્વાતંત્ર્ય સિવાય બીજી કોઈ વાત એમને મંજૂર નહોતી. બીજી બાજુ, મોતીલાલજીએ સ્પષ્ટ ચેતવણી આપી કે જો એમનો અહેવાલ કોંગ્રેસ બહુમતીથી મંજૂર નહિ કરે તો એઓ કોંગ્રેસ પ્રમુખપદેથી રાજીનામું આપશે. આમ કોંગ્રેસમાં નરમદલ અને ગરમદલ વચ્ચે સખત ઝપાઝપી થશે એવો મામલો ઊભો થયો. બન્ને પક્ષો મજબૂત હતા.

ગાંધીજી વગેરેને લાગ્યું કે દેશની આવી નાજુક પરિસ્થિતિમાં, દેશભરમાં ચૈતન્યનો, નવજાગૃતિનો આવો જુવાળ હોય ત્યારે, કોંગ્રેસમાં આમ ભંગાણ પડે, તેથી દેશની તાકાત ભાંગી જાય અને સરકાર ફાવી જાય. એથી ગાંધીજીએ સમાધાન માટે પોતાની બધી શક્તિ વાપરી, બન્નેનું મન રહે એવો તોડ લાવવા યત્ન કર્યો. અને આખરે, એક વર્ષ સુધી નેહરુ અહેવાલ સ્વીકારી, એક વર્ષમાં બ્રિટીશ સરકાર જો સાંસ્થાનિક સ્વરાજ્ય ન આપે તો, સંપૂર્ણ સ્વાતંત્ર્યનું ધ્યેય જાહેર કરી, એ માટે યુદ્ધ શરૂ કરવું એમ સમાધાન થયું.

પણ જવાહરનું મન કેમે માને નહિ. એમને આ બાબતમાં સમાધાન થઈ શકેજ નહિ એમ લાગ્યું. એમણે, સમાધાનનો અખિલ ભારત કોંગ્રેસ સમિતિમાં તેમજ કોંગ્રેસનાં ખુલ્લા અધિવેશનમાં વિરોધ કર્યો. સુભાષબાબુના શક્તિશાળી દલે પણ એનો વિરોધ કર્યો. આખરે સમાધાન સ્વીકારાયું. વિરોધ કરવા છતાં, મોતીલાલજીએ પુત્રને જ કોંગ્રેસના મુખ્યમંત્રી તરીકે પસંદ કર્યા.

જવાહર એ સાલમાં કલકત્તેથી પાછા ફરતાં ઝરીયા ગયા. ઝરીયામાં 'ટ્રેડ યુનિયન કોંગ્રેસ'નું અધિવેશન હતું. જવાહરે એમાં ભાગ લીધો. એઓ આ ક્ષેત્રમાં નવા હતા, છતાં લોકપ્રિય હતા. આ ક્ષેત્ર મોટે ભાગે સામ્યવાદીઓએ કબજે કર્યું હતું. ટ્રેડ યુનીયન કોંગ્રેસમાં પણ નરમ અને ગરમ એમ બે દલો હતાં. નરમદલ બંધારણીય માર્ગ લેવા ઇચ્છતું હતું. જ્યારે ગરમદલ તો, ઉદ્દામ માર્ગ–હડતાલનો ને સીધી લડતનોજ–પસંદ કરતો હતો. એણે દેશભરમાં હડતાલો સફળ રીતે પડાવી હતી. મજૂરોને પોતાના હકને માટે જાગૃત કર્યા હતા.

ઝરીયામાં જવાહરની હમદર્દી ગરમદલ પ્રત્યે હતી. કારણ કે, કોંગ્રેસમાં પણ એઓ ગરમદલવાળા જ હતા. આવતા વર્ષ માટે ટ્રેડ યુનિયન કોંગ્રેસના પ્રમુખ તરીકે એમની ચૂંટણી થઈ. ગરમદલની સામે નરમદલ પાસે બીજો કોઈ ઉમેદવાર હતો નહિ. એટલે જવાહરની લોકપ્રિયતાને કારણે નરમદલે જવાહરનું નામ રજૂ કરતાં, એ નામ મંજૂર થયું.

૧૯૨૮ નો જમાનો એટલે હડતાલનો જમાનો. મજૂરોના હકની બુલંદ અવાજે માગણી કરનારો જમાનો. મુંબઈ એ લડતનું પ્રેરણાધામ હતું. બંગાળ પણ કંઇ હડતાલમાં પાછું પડે એમ નહોતું. જમશેદપૂરમાં પણ હડતાલનો વાયરો પૂરજોશમાં વાતો હતો. હડતાલો મહિના સુધી ચાલુ રહી. વર્ષ આખું મજૂરોની બેચેની વધતી ચાલી. દેશભરની હડતાલથી કારખાનાવાળા તથા સરકાર ડરી ગઇ. એથી માર્ચ ૧૯૨૯ માં, દેશભરના જાણીતા મજૂરનેતાઓને ગિરફતાર કરી, તેમની પર રાજદ્રોહનો આરોપ મૂકી મુકદ્દમો શરૂ કર્યો. એ મુકદ્દમો ચાર વર્ષ ચાલ્યો. એમાં મુંબઈ, બંગાળ, પંજાબ, સંયુકતપ્રાંત, બધા પ્રાંતના નેતા ઓ હતા. એ મુકદ્દમો 'મિરત કાવતરાં' તરીકે મશહૂર થયો.

એમના બચાવ માટે, મોતીલાલજી, જવાહર વગેરેની સમિતિ નીમાઈ. જવાહર એ માટે ખૂબ ઉત્સાહી હતા. ઘણે વર્ષે એઓ અદાલતમાં હાજર રહ્યા. પણ વકીલોની સ્વાર્થવૃત્તિ જોઈ, આ મફતિયા કામ પ્રત્યે એમની ઉદાસીનવૃત્તિ જોઈ એમનું દિલ થરથરી ઊઠ્યું. પૂરતા પૈસા નહોતા. લોકોની મદદ કરવાની તૈયારી નહોતી. આ બધી બાબતોએ એમના લાગણીપ્રધાન દિલને ખૂબ પરેશાન બનાવી મૂક્યું.

૧૯૨૯ માં ગાંધીજીએ સંયુક્તપ્રાંતની એમના ખાદીપ્રચાર અર્થે મુસાફરી કરી. અને એ પ્રવાસમાં દિવસો સુધી જવાહર ગાંધીજીની જોડે રહેતા. પણ ખાદી પ્રચારમાં એમને ઝાઝી શ્રદ્ધા નહોતી. એમને રચનાત્મક કાર્ય એટલું ગમતું નહિ.

બીજી બાજુ, ધારાસભામાંથી પણ કોંગ્રેસવાદીઓને શ્રદ્ધા ઊઠવા માંડી હતી. કારણ કે, ધારાસભા ગમે તેટલાં સરકારી બીલો ઊડાવી દેતી, પણ ગવર્નર-જનરલ એને ઓર્ડીનન્સથી મંજૂરી આપતા. અને એથી સરકારને જગાડવા ભગતસિંહ જેવાને બૉંબ નાંખવો પડ્યો.

૧૯૨૯ ની સાલ એટલે સરકારની સામે ષડ્યંત્રોના મુકદ્દમાની સાલ. ત્રાસવાદીઓનું જોર સારા પ્રમાણમાં હતું. જેલમાં રાજકીય કેદીઓ ઉપર એટલો ત્રાસ ગુજરતો હતો, કે, એના વિરોધમાં ષડ્યંત્રનાં મામલામાં સંડોવાયલા રાજકીય કેદીઓએ ઉપવાસ શરૂ કર્યા. અઠવાડિયાંઓ સુધી હડતાલ ચાલુ રહી. દેશભરમાં સનસનાટી પેદા થઈ. રાજકીય કેદીઓના ઉપવાસને પરિણામે, શારીરિક કમજોરી ને લીધે, એમને કોર્ટમાં લઈ જઈ શકાતા નહોતા. ને પરિણામે, દરરોજ કેસ મુલતવી રાખવો પડતો. આથી સરકારે વટહુકમ કાઢી, કેદીઓની ગેરહાજરીમાં પણ મુકદ્દમો ચલાવી શકાય એવી વ્યવસ્થા કરી.

મહિનાઓ સુધી, બહાદુર સૈનિક, જતીનદાસ ઉપવાસ કરતો હતો, ત્યારે જવાહર લાહોર ગયા ને એમણે જતીનને મળવાની રજા માગી. ને, સદ્ભાગ્યે એમને મંજૂરી મળી. જતીન ફક્ત રાજકીય કેદી નહોતો, પણ પોતાના હકને માટે જાનની કુરબાની કરવાનું શીખેલો, દેશના યુવકોની મશાલરૂપ શહીદ હતો. ભગતસિંહ પણ આજ જેલમાં હતો. ભગતસિંહને જવાહર મળ્યા ત્યારે એ શાંત હતો. એનો ચહેરો જવાહરને આકર્ષક લાગ્યો. એમાંથી બુદ્ધિમત્તા નીતરતી લાગી. એની દૃષ્ટિ ને વાતચીતમાં સુજનતા હતી. ભગતસિંહનાં ઉપવાસ ને પણ મહિનો થયો હતો. જવાહર જતીનને મળ્યા. એ તો એથી પણ મૃદુલ હતો. એક નમ્ર નવોઢા કન્યા જેવો, સુશીલ અને શરમાળ હતો. એઓ મળ્યા, ત્યારે એને પુષ્કળ દર્દ થતું હતું. છતાં એ ભડવીરે જવાહર જોડે સારી રીતે વાતો કરી. એની હિંમત, એનું ગૌરવ, એ નાજુક શરીરમાં આવો લોખંડી આત્મા જોઈ જવાહર તાજુબ થયા. આખરે જતીનદાસ ૬૪ દિસવના ઉપવાસ કરી શહીદ થયો. એની લાહોરમાં ભવ્ય સ્મશાનયાત્રા નીકળી. એની શહીદીએ રાજકીય કેદીઓને હક અપાવ્યા.

જવાહરે એમના ભાષણમાં કહ્યું :

"આજે આખી દુનિયા એક પ્રશ્નચિહ્ન સમી થઈ પડી છે. અને દરેક દેશમાં અને દરેક પ્રજામાં આજે મૂલ્યપરિવર્તન થઈ રહ્યું છે. શ્રદ્ધાનો જમાનો ગયો છે. આરામ અને સ્થિરતા ગયાં છે. જ્યાં હોય ત્યાં આજે શંકા છે, અશાંતિ છે, અજંપો છે......જગત આંદોલનનો હિન્દનું આંદોલન એક ભાગ છે. ફક્ત, ચીન, તુર્કસ્તાન, ઈરાન ને મીસર જ નહિ, પણ રશીયા ને પશ્ચિમ ના દેશો પણ એ આંદોલનમાં ભાગ લઈ રહ્યા છે. અને હિન્દુસ્થાન એ બધાથી અલગ રહી શકે જ નહિ. આપણે આપણા પોતાનાજ પ્રશ્નો છે. એ પ્રશ્નો ઘણા વિકટ છે. તેમાંથી આપણે છટકીને, વિશાળ પ્રશ્નોમાં માથું મારવું એવું મારું વક્તવ્ય નથી, પણ આપણે જો દુનિયાને અવગણીશું તો એથી આપણને પોતાને જ મોટામાં મોટું નુકસાન છે. સંસ્કૃતિ કે સંસ્કારિતા એ કંઇ એક દેશનો કે એક પ્રજાનો ઈજારો નથી. એમાં તો દરેક દેશનો ફાળો છે. ને, હિન્દને જો દુનિયાને કોઈપણ સંદેશ આપવાનો હોય–ને હું ખાતરીપૂર્વક માનું છું કે સંદેશ આપવાનો છે જ,–તો એને બીજા દેશો પાસેથી શીખવાનું પણ થોડું નથી......"

"દુનિયાની ઘણી અજાયબીઓમાંની એક એ છે કે હિન્દની સંસ્કૃતિ અને હિન્દનો સમાજ, પરદેશી અનેક અસરો તળે આવ્યો હોવા છતાં, ટકી રહ્યો છે. એનું કારણ કે હિન્દની સંસ્કૃતિઓમાં, બીજી સંસ્કૃતિઓનાં તત્વો અપનાવવાની ઉદારતા છે ને સહિષ્ણુતા છે. આપણી સંસ્કૃતિનું ધ્યેય વિનાશ નહિ પણ સમતુલા છે. આર્યો અને અનાર્યો, એક બીજાની સંસ્કૃતિની ભિન્નતા સ્વીકારી સુખચેનમાં રહી શકયા, ને પારસી જેવા વિદેશીઓ પણ અહીં સમાઈ શકયા. મુસ્લિમો આવ્યા તેથી સમતુલા જરા ડગી, પણ, થોડો જ વખત. હિન્દે એ સમતુલા ફરી જાળવી લીધી...... જ્યારે યુરોપ એનાં ધાર્મિક યુદ્ધો લડતું હતું, અને ઇશુને નામે કતલ કરતું હતું, ત્યારે હિન્દમાં સહિષ્ણુતા હતી, એ નક્કર હકીકત છે.

"આજે હું મુકમ્મીલ આઝાદી હિંદનું ધ્યેય છે એમ જાહેર કરું છું. કોંગ્રેસે બ્રિટીશ પાર્લમેન્ટની હિન્દ ઉપર રાજ્ય કરવાની સત્તા કદી સ્વીકારી પણ નથી અને એ કદી સ્વીકારશે પણ નહિ. એને આપણે કશીજ વિનંતિ કરવાની નથી. કરવાની હોય પણ નહિ. આપણે માત્ર દુનિયાના અંતરાત્માને વિનંતી કરીએ છીએ, અને જાહેર કરીએ છીએ કે હિન્દ હવે પરદેશી

શાસન બરદાસ્ત કરવાનું નથી. કોઈ પણ મહાન રાષ્ટ્રના નિર્ણયને કોઈ પણ જગતની સત્તા દબાવી શકશે નહિ......"

"હું ખુલ્લમ ખુલ્લા કહું છું કે હું સમાજવાદી છું. લોકશાસનમાં માનનારો છું. હું રાજાઓમાં નથી માનતો. તેમ ઉદ્યોગોના રાજાઓ કે જે રાજાઓ જેટલા જ ભયાનક ને જાલિમ છે, તેમને પણ હું નથી માનતો. સમાજવાદી ફિલસૂફીએ આખી દુનિયાની સૂરત પલટાવી છે. અને, પ્રશ્ન તો માત્ર એને કેવી રીતે, અને કેટલે તબક્કે અપનાવવી છે, એટલો જ છે......આપણું ધ્યેય વર્ગનાબૂદીનું હોવું જોઈએ......આપણો આર્થિક કાર્યક્રમ એવો હોવો જોઈએ કે જેમાં માણસને ભોગે પૈસાને મહત્ત્વ અપાયું ન હોય. જો ઉદ્યોગ મજૂરોને અર્ધાભૂખ્યા રાખીને ચલાવાતો હોય તો બહેતર છે કે આ ઉદ્યોગને બંધ કરી દેવામાં આવે. જો જમીનપર મહેનત કરનારાઓને પેટ પૂરતું ખાવાનું ન મળતું હોય, તો એમના રોટલાને છીનવનારા જે વચ્ચેના આડતિયાઓ છે તે જવા જોઇએ. ઓછામાં ઓછું દરેક કારખાનામાં અને ખેતરમાં કામ કરતા મજૂરને ઓછામાં ઓછું એટલું વેતન તો મળવું જોઇએ, કે જેથી એને આધુનિક સુખસગવડ મળી રહે..........

"આપણો કાર્યક્રમ, રાજકીય બહિષ્કાર — સરકારી શાળાઓ, અદાલતો, ધારા સભાઓનો— હોવો જોઇએ, અને આર્થિક બહિષ્કાર— વિદેશી માલના સંપૂર્ણ બહિષ્કાર — નો હોવો જોઈએ....... આજે હિન્દભરમાં ષડ્યંત્રોનાં અનેક મુકદ્દમા ચાલે છે. પણ હવે ખાનગી ષડ્યંત્રોનો જમાનો ગયો છે. હું સરકારને પડકાર કરું છું કે અમે સરકારની સામે ખુલ્લું ષડ્યંત્ર રચીએ છીએ. એ ષડ્યંત્ર આ દેશમાંથી પરદેશી હકૂમત ઉખેડી નાંખવાનું છે. ને એ ષડ્યંત્રમાં જોડાવાનું હું મારા પ્રત્યેક દેશબાંધવને આમંત્રણ આપું છું. એની બક્ષિસ તરીકે જેલ, લાઠીમાર, ને મૃત્યુ છે. પણ તેમ છતાં તમને એક સ્વસ્થતા ને શાંતિ રહેશે કે તમે હિન્દની મુક્તિ માટે અને તે દ્વારા દુનિયાના લોકોની મુક્તિ માટે તમારો ફાળો આપ્યો લેખાશે."

લાહોર કોંગ્રેસે લડાઈ માટે પૂર્વભૂમિકા તૈયાર કરી. ગાંધીજીને યુદ્ધસંચાલક નીમ્યા. ક્યારે ને કેવી રીતે યુદ્ધ કરવું એ એમની પર છોડવામાં આવ્યું. ધારાસભાના સભ્યોને ધારાસભામાંથી રાજીનામાં આપવાનો આદેશ આપવામાં આવ્યો. ને ઉત્સાહપૂર્ણ વાતાવરણમાં અધિવેશન સમાપ્ત થયું. બધા દલોનો

એમાં સાથ હતો. કલકત્તા કોંગ્રેસમાં વિરોધ કરનારા સુભાષ બોઝ પણ આમાં એકમતે સંમત થયા. સરહદનું લાલ ખમીશધારી સરહદ ગાંધીનું દલ કોંગ્રેસના અધિવેશનમાં આવ્યું.

ગાંધીજીએ અને કોંગ્રેસની કારોબારીએ, ૨૬મી જાન્યુઆરિએ સ્વાતંત્ર્ય દિન ઉજવવાનું ઠરાવ્યું. દેશભરમાં સભાઓ ભરાઈ. સ્વાતંત્ર્યની પ્રતિજ્ઞાઓ લેવાઈ. લાખો ને કરોડો લોકોએ સ્વાતંત્ર્ય પ્રતિજ્ઞા ઉચ્ચારી ને દેશભરમાં આગામી યુદ્ધ માટે જાગૃતિ આવી. ગાંધીજીએ, વાઈસરોયને પત્ર લખી અગિયાર માગણીઓ રજૂ કરી, અને, એનો જવાબ ન આવતાં, દાંડીકૂચનો કાર્યક્રમ જાહેર કર્યો.

ઐતિહાસિક દાંડીકૂચ શરૂ થઈ. અમદાવાદમાં કારોબારીની સભા મળી. પણ ગાંધીજી તો કૂચ માટે ઊપડી ગયા હતા. એમાં યુદ્ધનો કાર્યક્રમ નક્કી કર્યો. ને પછી ત્યાંથી પિતાપુત્ર, જંબુસર ગાંધીજીને મળવા ગયા. જવાહરે બાપુની કૂચનું અપૂર્વ દશ્ય જોયું. એ ભવ્ય ડોસાની વેગીલી ચાલ, એની જુવાનને પણ શરમાવે એવી તમન્ના જોઈ, એમને પ્રેરણા મળી. એઓ આશીર્વાદ લઈ ભારે હૈયે અલાહાબાદ પહોંચ્યા.

દાંડીમાં ગાંધીજીએ મીઠું ઉપાડયું ને દેશભરમાં નીમકસત્યાગ્રહ શરૂ થયો. જવાહરને પ્રથમ શંકા હતી કે મીઠાના પ્રશ્ન પર સત્યાગ્રહ કેમ ચાલશે. પણ દેશ ભરમાં ઠેરઠેર, મીઠાના અગર પર દરોડા, મીઠું ગેર કાયદેસર પકવવાની લોકોની તત્પરતા, અજબ ઉત્સાહ, એ સર્વેએ જવાહરની ભ્રાંતિ ભાંગી. અને ગાંધીજીના હાથમાં લોકોની નાડ બરાબર હતી, તેની પ્રતીતિ થતાં પોતાની શંકા માટે એમને શરમ આવી.

અલાહાબાદમાં ઠેરઠેર ગેરકાયદેસર મીઠું પકવાયું ને મોટી મોટી કિંમતે વેચાયું. ને આખરે ગેરકાયદેસર મીઠું પકવવા બદલ જવાહરને ૧૪ મી એપ્રિલ ૧૯૩૦ ને દિને ગિરફતાર કરી, ૭ મહિનાની સજા થઈ. જવાહરે પોતાને સ્થાને પોતાના પિતાને કામચલાઉ પ્રમુખ નીમ્યા.

આમ જવાહરના નેતૃત્વ નીચે આઝાદીનો જંગ શરૂ થયો.

[૧૩]

# જેલમુક્તિ અને જેલપ્રવેશ

જવાહર પકડાયા પછી અઢી મહિને, જેલમાં મોતીલાલજી આવ્યા. જવાહરને જેલમાં જે એકલવાયાપણું લાગતું હતું તે મટ્યું. પણ, એક બાજુ, એમને શાંતિ હતી, તો બીજી તરફ ચિંતા પણ વધી. કારણ કે, મોતીલાલજીની તબિયત બિલકુલ સારી નહોતી. જવાહરને સતત ચિંતા રહે તથા ચિંતા ઉપજાવે એવી હતી, છતાં, પોતે ને પિતાજી સાથે રહેવાના છે એ હકીકત પિતાપુત્ર બન્ને માટે આશ્વાસન રૂપ હતી, શાંતિદાતા હતી.

તેજબહાદુર સપ્રુ અને જયકરે સમાધાન માટે પ્રયત્નો કરવા માંડ્યા. અને, ગાંધીજી જોડે અંગત ચર્ચા માટે, ને વાટાઘાટ માટે, મોતીલાલજી ને જવાહર બન્નેને નૈનીથી યરવડા ગાંધીજીની પાસે ખસેડ્યા. મંત્રણાઓ ચાલી. પણ એનું કંઈ ફળ ઉપજ્યું નહિ. અને આખરે, બન્ને પિતાપુત્રને નૈની જેલમાં લાવવામાં આવ્યા.

મોતીલાલજીની તબિયત આ લાંબી મુસાફરીથી વિશેષ બગડી. પ્રાંતીય સરકારે એમની તપાસણી માટે ખાસ ડૉક્ટરો નિયુક્ત કર્યા. એમણે મોતીલાલજીને તપાસી તેમની તાત્કાલિક મુક્તિ થવી જોઈએ એવો અભિપ્રાય ઉચ્ચાર્યો. પરન્તુ, મોતીલાલજી તબિયતને કારણે સરકારી મહેરબાનીની રાહે છૂટવા માગતા નહોતા. એથી, પોતાની તબિયતને કારણે જ ન છોડવા માટે એમણે સરકારને લખી જણાવ્યું. ને, તેમ છતાં, એમને સપ્ટેંબર ૧૯૩૦ ને દિને છોડવામાં આવ્યા.

પિતાના ગયા પછી જવાહરને પાછું એકલું લાગવા માંડ્યું. ઑક્ટોબરમાં એમની ૭ માસની મુદત પૂરી થતાં એમને મુક્ત કરવામાં આવ્યા. જવાહર છૂટ્યા એ સમયે સત્યાગ્રહનું આંદોલન પૂર જોશમાં ચાલી રહ્યું હતું. એમને પૂરી ખાતરી હતી કે બહાર ઝાઝું રહેવાનું મળવાનું નથી. એમને હતું કે જે ટૂંકો ગાળો બહાર રહેવા મળે, તેનો વધુમાં વધુ ઉપયોગ કરી લઈને લડતને બળવાન બનાવવી. અને કંઈક અસરકારક કાર્ય કરી જવું.

મોતીલાલજીનાં મોઢામાંથી લોહી પડતું હતું તે બંધ થઈ ગયું. પરન્તુ, એમણે જે શ્રમ લીધો, સત્યાગ્રહમાં એમના જેવા વૃદ્ધ માણસે પોતાના શરીરની પરવા ન કરતાં જે જોમ ને શક્તિ પ્રેર્યાં, તેથી એમના રોગને જોર મળ્યું ને એઓ વધારે હેરાન થયા. જવાહરની વર્ષગાંઠને દિવસે, એમના જે ભાષણ માટે એમને દોઢ વર્ષની સજા થઈ, તે ભાષણના ફકરાઓ, તે દિવસે ઠેરઠેર જાહેર રીતે વાંચવામાં આવ્યા. ને એ રીતે સત્યાગ્રહ થયો, ને હજારો લોકો ગિરફતાર થયા. લગભગ પાંચ હજાર લોકો એ દિને પકડાયા હશે.

આ સતત મહેનતથી, મોતીલાલજીની તબિયત વધારે લથડી. ને, જવાહરે એમને હિન્દની બહાર જવાની સલાહ આપી. જવાહરે પૂર્વના દેશો તરફ જવાને કહ્યું, ને, મોતીલાલજીએ એ સલાહ માની પણ ખરી. ને, એઓ, એ ઈરાદાથી, એક દાકતરની જોડે કલકત્તે ગયા. પરન્તુ, તબિયત વધારે લથડતાં એઓ કલકત્તેથી આગળ જઈ શકયા નહિ.

જવાહરનાં પત્ની, પતિનું કાર્ય પૂરું કરવા, અલાહાબાદમાંજ રોકાયાં. નાકરની લડતનું તંત્રસંચાલન એઓ કરતાં. લડત પૂરજોશમાં ચાલતી હતી. બેસતા વર્ષે, એટલે ૧૯૩૧ ની જાન્યુઆરિની પહેલી તારીખે, કમળા નેહરુ ગિરફતાર થયાં. જવાહર એ સમાચાર વાંચી ખૂબ રાજી થયા. કારણ કે કમળાને જેલ જવાની ઘણી ઉત્કંઠા હતી, તે બર આવી. કમળા પકડાયાં ત્યારે એક અખબારનો પ્રતિનિધિ ત્યાંજ હતો. તેણે સંદેશો માગતાં એ વીરાંગનાએ સંદેશો આપ્યો કે: "મારા પતિને પગલે જતાં મને ગર્વ ઉપજે છે અને પારાવાર સુખ થાય છે. મને આશા છે કે લોકો આપણો ઝંડો ફરકતો રાખશે." અહીં કમળા પતિને નામે ગર્વ લે છે. આર્યપત્નીનો આદર્શ એઓ કેવો પાળતાં હતાં તેનું આ જ્વલંત પ્રતીક છે.

મોતીલાલજીને કમળાના પકડાયાંનાં ને તેને સજા થયાનાં સમાચાર મળતાં જ એઓ ઘણા અસ્વસ્થ બની ગયા, ને, કલકત્તેથી અલાહાબાદ આવવાનો તેમણે એકદમ નિર્ણય કરી નાખ્યો. ને, એઓ તરત અલાહાબાદ આવી પહોંચ્યા. એઓ આવીને જવાહરને તરત જેલમાં મળવા ગયા, ત્યારે એમના શરીર પર સોજા આવી ગયા હતા. મોઢા પરના સોજાથી એ ઓળખાય એવા રહ્યા નહોતા, છતાં, એઓ પ્રફુલ્લ હતા. પણ જવાહરને પ્રબળ આઘાત લાગ્યો. એમની નજર આગળ પિતાનો ચહેરો આવ્યાં કરે ને બેચેની વધે. પિતાની માંદગી, ને તે પણ આ જાતની એ એમના મગજમાં કેમે કર્યું ઠસતું નહોતું. જવાહરને સ્પષ્ટ રીતે

જણાયું કે એમના પિતાની જિંદગી જોખમમાં છે અને એમની અંતિમ ઘડી ઘણી નજદીક આવી પહોંચી છે. એઓ ખૂબ બેચેન બની ગયા. એમને થતું કે પિતાની પાસે જઈ એમની એવી સરસ સેવા કરે કે એ સાજા થઈ જાય. આ ચિંતાની અસર જવાહરનાં સ્વાસ્થ્ય ઉપર પણ ઘણા સારા પ્રમાણમાં થઇ.

જવાહરને ગોળમેજીમાં ભાગ લેનારા સરકારના જી હજૂરિયાઓ ઉપર સખત નફરત થતી. જ્યારે દેશના લાખો નવયુવાનો પોતાના જાનની કુરબાની કરતા હતા, ત્યારે આપણા જ દેશબાંધવો દેશને વેચતા હતા. દેશને જગત સમક્ષ બેઆબરૂ કરતા હતા.

મોતીલાલજી કલકત્તેથી અલાહાબાદ આવ્યા, ત્યારે એક વિનીત નેતાએ એમની મુલાકાત લીધી અને સરકાર પ્રત્યે ઉદાર અને મુલાયમ નીતિ અખત્યાર કરવા વિનંતી કરી. મોતીલાલજી માંદગીની પથારીમાંથી એ સાંભળતાં વેંત જ બેઠા થઈ ગયા અને જોરશોરથી બોલવા લાગ્યા કે : "જ્યાં સુધી રાષ્ટ્રનું ધ્યેય પ્રાપ્ત ન થાય ત્યાં સુધી હું કોઈપણ પ્રકારનું સમાધાન કરવા માગતો નથી. ને લડતાં લડતાં જો હું એકલો રહીશ તો પણ લડાઈ ચલાવ્યે રાખીશ." આ શબ્દો એઓ એટલા ઉશ્કેરાટથી બોલતા હતા કે પેલા ભાઈ ખૂબ છોભીલા પડી ગયા. પણ આવા ઉશ્કેરાટ જરા પણ ખમી શકવાની એમની શારીરિક તૈયારી કે તાકાત નહોતી. આથી એમનું લોહીનું દબાણ ખૂબ વધી ગયું.

જવાહરને ૨૬મી જાન્યુઆરિને દિને એકાએક ખબર આપવામાં આવી કે મોતીલાલજીની હાલત ગંભીર હતી અને એમને છોડી મૂકવામાં આવ્યા હતા. તે જ દિવસે હિન્દના ઘણા નેતાઓને સરકારે છોડી મૂકયા હતા. કમળાને પણ ૨૬ દિવસની જેલની યાત્રા પછી મુક્તિ મળી હતી

જવાહર છૂટીને તરત ઘેર આવ્યા. જોયું તો પિતાની સ્થિતિ સાચેસાચ અસંત ગંભીર હતી. એમના મોઢા પર સોજાઓ હતા. એઓ મુસ્કેલીથી બોલી શકતા. એમની વિચારશક્તિ પણ કુંઠિત થઈ ગઈ હતી. જવાહરને જોઈ એઓ ખૂબ રાજી થયા. પોતાની જિંદગીના છેલ્લા દિનોમાં એમનો એકનો એક પુત્ર પોતાની પડખે રહેશે એ વિચારથી કયા પિતાને સંતોષ ન થાય?

ગાંધીજી પણ છૂટ્યા હતા. એઓ છૂટતાં વેંત જ મોતીલાલજીની તબિયત વિષે ખબર પડતાં, મુંબઇથી નીકળ્યા, ને, મોડી રાતે અલાહાબાદ પહોંચ્યા. મોતીલાલજી ગાંધીજીને મળવા એટલા બધા ઇંતેજાર હતા, કે, ગાંધીજી આવ્યા ત્યાં સુધી જાગતા બેસી રહ્યા. ગાંધીજી આવ્યા, ને, મોતીલાલજીની આંખમાંથી

હર્ષાશ્રુની ધારા વહેવા લાગી. ગાંધીજીના થોડા પ્રેમાળ શબ્દોની મોતીલાલજી પર જાદુઈ અસર થઈ, ને, ઘરમાં બધાંને એક જાતની સ્વસ્થતાંનો, ને, શાંતિનો અનુભવ થયો.

અલાહાબાદમાં જ મહાસભાની કાર્યવાહક સમિતિની સભા બોલાવાઈ, કે જેથી, મોતીલાલજીની હાજરીમાં ચર્ચા ચાલે. સભા, મોતીલાલજી તથા જવાહરલાલ માટે અલાહાબાદમાં બોલાવાઈ હોવા છતાં, એમાંથી એક પણ જણ સક્રિય ભાગ લઈ શક્યા નહિ. કારણ કે, મોતીલાલજીની માંદગી અને જવાહરની વ્યગ્રતા, બન્ને એને માટે કારણભૂત હતા. જવાહર સ્વરાજભવનમાં જતા ને આવતા, કારણ, મોતીલાલજીની ઘડીઓ ગણાતી હતી. બધાજ સભ્યો લડત ચાલુ રાખવાની તરફેણમાં હતા. બધાને હતું કે પાછા, તરતજ જેલમાં જવું પડશે, એટલે બધા મોતીલાલજીનાં અંતિમ દર્શન માટે ખૂબ ઉત્સુક હતા. આથી બધા એમને મળવા આવતા.

મોતીલાલજી પોતાના આ રાજકીય સ્વજનોને બેઠાં બેઠાં મળવાનો આગ્રહ રાખતા. એઓ ઝાઝું બોલી શકતા નહોતા. છતાં, એમનો આનંદ અને જે થોડું બોલતા તેમાં એમની વિનોદવૃત્તિ હજી એવી ને એવી જીવંત હતી તેની પ્રતીતિ થતી. મોતીલાલજીના દિલમાં મંથન ચાલતું હતું : જવાહરનું, કે પોતાના કુટુંબનું ભાવિ કેવું હશે તે વિષે નહિ, પણ દેશનાં ભાવિ વિષે. એમના મગજમાં દેશના જ વિચારો હતા. અને પોતાથી બોલાય નહિ, એટલે ચિઠ્ઠીદ્વારા પોતાના વિચારો જણાવતા. એમને હવે, સંસારમાંથી રસ ઓછો થવા માંડ્યો. એમણે પોતાની અંતિમ ઘડી જોઈ, એટલે એમણે આ જગતની માયા માનસિક રીતે સંકેલી બાપુને કહ્યું : "મહાત્માજી, હું તો ચાલ્યો. સ્વરાજ્ય જોવાનું મારા કિસ્મતમાં નથી. પરન્તુ, હું તો જાણું છું કે તમે તે જીતી ચૂક્યા છો. હવે થોડા જ સમયમાં તે તમારા હાથમાં આવશે."

બહારગામથી આવેલા કાર્યકર્તાઓ, કારોબારીની મંત્રણા ખતમ થતાં, એકેએક જવા માંડ્યાં. ગાંધીજી મોતીલાલજીની ઈચ્છાને આધીન રહી, અલાહાબાદમાં રોકાયા. બીજા ત્રણ દાક્તરો રોકાયા, બીધન રૉય, જીવરાજ મ્હેતા અને ડૉ. અન્સારી. ફેબ્રુઆરિની ૪થી તારીખે મોતીલાલજીની તબિયત કંઈક સુધારા પર લાગતાં, તબીબી સલાહ, સંપૂર્ણ દાકતરી અને શાસ્ત્રીય તપાસ માટે એમને લખનૌ લઈ જવા એવી નીવડી. એટલે તેજ દિવસે એમને મોટરમાં લઈ જવાહર વગેરે કુટુંબીઓ લખનૌ જવા ઉપડ્યાં.

ગાંધીજી ને બીજા પાછળ આવ્યા. મોટર એમને શ્રમ ન પહોંચે માટે ખૂબ હળવેથી હંકારતા હતા. છતાં, મોતીલાલજીથી એ ધીમી ગતિ પણ સહન થતી નહોતી એટલી એમની નબળાઈ હતી. ત્યાં પહોંચીને એમણે આખી રાત ઉંઘ વિનાની અને ખૂબ મુસીબતમાં વીતાવી. એમને ખૂબ દર્દ થતું હતું. જવાહર એમની પથારી આગળ જ બેઠા હતા, ત્યાં એમણે જોયું કે એમનો ચહેરો શાંત થઈ ગયો છે. મોઢા પર મંથન નથી. જવાહરને થયું કે : "હાશ! સારું થયું. એઓ નિરાંતે ઉંઘ્યા." પણ જવાહરની માતા સ્વરૂપરાણી પાસે બેઠાં હતાં, તેમણે જોરમાં ચીસ પાડી, કારણ, મોતીલાલજીની એ નિદ્રા શાશ્વત નિદ્રા હતી.

તેજ દિવસે મોટરમાં એમનો મૃતદેહ અલાહાબાદ લાવવામાં આવ્યો. જવાહરનું મન સૂનકાર મારી ગયું હતું. ધરતી જાણે ચક્કર ચક્કર ફરતી હોય એમ લાગતું હતું. જાણે શરીર મન બધાં શૂન્યવત્ ને જડ બની ગયાં હતાં. રસ્તામાં લોકોનાં ટોળાંઓ એમનાં દર્શન કરવા ઉમટતાં હતાં. પણ જવાહર તે જોતા નહોતા. એઓ રાષ્ટ્રધ્વજમાં વીંટાળેલા પિતાના મૃતશરીર પાસે બેઠા હતા.

જવાહર અલાહાબાદ પહોંચ્યા. ત્યાં જે અંતિમ વિધિ કરવાનો હતો તે યંત્રવત્ કર્યો ને શબની સાથે ગંગાકિનારે ચાલ્યા. રાષ્ટ્રના એ લાડીલા નેતાના અવસાનથી, આખું ભારત રડતું હતું. જવાહરનો એકલાનો એ શોક નહોતો, સારીય જનતાનો હતો, હિન્દમાતાનો હતો. ત્યાં ભાગીરથી તીરે, એમની અંતિમક્રિયા થઇ. પંચભૂતોનું શરીર પંચભૂતોમાં વિલીન થઈ ગયું. ગાંધીજીએ ગંગાકિનારે હૃદયદ્રાવક ભાષણ આપ્યું.

પોતાના પ્રિયમાં પ્રિય સ્વજનને ગંગાકિનારે મૂકી જવાહર પાછા ફર્યા. એમનું મન કેમે કર્યું માનેજ નહિ કે પિતાશ્રી મૃત્યુ પામ્યા છે. ગાંધીજી પણ સર્વે કુટુંબીઓને આશ્વાસન આપવા એમની સાથેજ રહ્યા. અને ગાંધીજીનું સાન્નિધ્યજ નેહરુ કુટુંબને ખૂબ આશ્વાસનદાયી થઇ પડયું. મોતીલાલજીનું સ્થાન ગાંધીજીએ લીધું એમ કહીએ તો ચાલે.

પહેલી ગોળમેજી પરિષદમાં ગયેલા નેતાઓ હિન્દને કિનારે આવી પહોંચ્યા તેવાજ કોંગ્રેસજોડે મંત્રણા કરવા સીધા અલાહાબાદ આવી પહોંચ્યા. ગાંધીજી ત્યાંજ હતા. કોંગ્રેસ પ્રમુખ જવાહરલાલ ત્યાં હતા. અને કાર્યવાહક સમિતિનાં સભ્યો પણ ત્યાંજ હતા. એમણે આવીને ખૂબ વાતચીતો કરી પણ એથી કશું વિશેષ નીપજ્યું નહિ. કારણ કે, કોંગ્રેસ કારોબારીનો અભિપ્રાય અને ઠરાવ બદલાવી શકે એવી કશીજ નવી પરિસ્થિતિ નિર્માઈ નહોતી, પણ પેલા લોકોના કહેવાથી, ગાંધીજીએ વાઇસરોયની મુલાકાત માટે પત્ર લખ્યો.

ગાંધીજી હમેશાં પ્રતિપક્ષીની જોડે ખુલ્લા દિલથી વાતો કરવામાં માનતા હતા. એનો તરત જ ઉત્તર આવ્યો, ને, ગાંધીજી કશી જ આશા રાખ્યા વિના, માત્ર ખુલ્લા દિલથી વાતો કરવા દિલ્હી ગયા. પણ, બધા કારોબારીના સભ્યોને કહેતા ગયા કે ખાસ જરૂર જણાતાં, બધાએ તાકીદથી દિલ્હી આવી રહેવું.

થોડા દિવસ પછી વાઈસરોય જોડે મંત્રણા થતાં, સલાહ માટે, ગાંધીજીએ કાર્યવાહક સમિતિના સભ્યોને દિલ્હી બોલાવ્યા. દિલ્હીમાં રોજ ગાંધીજી વાઇસરોયને મળે, અને કાર્યવાહક સમિતિને પોતાની મુલાકાતનો અહેવાલ આપે. કલાકો સુધી મંત્રણાઓ ચાલતી. કારણ કે, કોંગ્રેસની ઈજ્જતનો પ્રશ્ન હતો. દેશના ભાવિનો પ્રશ્ન હતો. સત્યાગ્રહ કે સમાધાનનો પ્રશ્ન હતો. નાનામાં નાના મુદ્દા પર લાંબામાં લાંબી મંત્રણાઓ થતી. એક શબ્દ માટે કેટલીક વાર કલાકો ખર્ચાતા. વચ્ચે વચ્ચે વળી, બીજી બાજુ વાઈસરોય લૉર્ડ ઇરવીન, લંડન ચર્ચા ચલાવતા અને એથી વચ્ચે ત્રણ ચાર દિવસનો ગાળો નીકળી જતો.

જો સમાધાન થાય, તો સત્યાગ્રહ મોકૂફ રાખવો એ માટે, શબ્દ વિષે ચર્ચાઓ ચાલી. સત્યાગ્રહ માત્ર, થોડા સમય પૂરતો, તહકુબ કરી શકાય, પણ હમેંશ માટે નહિ. આખરે એ મુદ્દામાં ગાંધીજીની જીત થઈ. પણ કેટલાય દિવસો, ને, લાંબી બન્ને પક્ષની મંત્રણાઓ પછી, આવી નાની નાની બાબતોને લીધે યુદ્ધસંચાલન જે મહત્ત્વની વાત હતી, તે તરફ લક્ષ આપવાને સમય રહેતો નહિ. ગાંધીજી તેમજ બધા કારોબારીના સભ્યો, ખૂબ લંબાયલી મંત્રણાથી તંગ થઈ ગયા હતા. ઘણીવાર એવું બનતું કે ગાંધીજી અને વાઈસરોય વચ્ચે કંઈ મતભેદ ઊભો થાય, એટલે વાઈસરોય લંડન સલાહ પૂછાવવા સમય માગી લે, અને, ત્યાંથી સલાહ આવતાં દિવસો નીકળી જાય. ને તેટલો વખત વાટાઘાટ સ્થગિત થઈ જાય.

આ વાટાઘાટ દરમ્યાન જવાહર ઘણો સમય ગાંધીજીની જોડે રહેતા અને ગાંધીજી જોડે રાજકીય પ્રશ્નો પર લાંબી ચર્ચા કરતા. અને ગાંધીજીને પોતાનો મત સમજાવવા પ્રયત્ન કરતા. જવાહરનું વલણ સામ્યવાદ તરફ વિશેષ. અને તેથી એઓ ગાંધીજીને એ તરફ વાળવા માટે નિષ્ફળ પ્રયત્ન કરતા હતા. આમ છતાં, જવાહરને ગાંધીજી જોડેની ચર્ચા બાદ બન્ને ફિલસૂફી વચ્ચે ઘણું સામ્ય જણાયું. જવાહર, પિતા જતાં, ગાંધીજીને પિતાની જેમ જ ચાહતા થયા હતા. ગાંધીજી જવાહરનું કહેવું ધીરજથી સાંભળતા અને એમની મરજી સાચવવાનો પ્રયત્ન કરતા.

ગાંધીજી ને વાઇસિરૉય વચ્ચે મંત્રણા, વાઇસરૉયને લંડનની સલાહ જોઇતી હતી માટે અટકી. અને, કેટલાયે દિવસો વીતી ગયા, છતાં, ગાંધીજીને વાઇસિરૉયનું તેડું ન આવ્યું. ગાંધીજી સુદ્ધાં બધાંને લાગ્યું કે મંત્રણાં પડી ભાંગી છે. અને હવે સરકાર મહાસભાને ભૂલાવામાં નાંખી આક્રમણની પ્રચંડ તૈયારી કરે છે. બધા કારોબારીના સભ્યોએ યુદ્ધ કેવી રીતે ચલાવવું તે માટેની છેવટની યોજનાઓ ઘડી, સૂચનો આપી, પોતપોતાનાં પ્રાંતમાં જવા માટે તૈયારી કરવા માંડી, ત્યાં જ વાઇસિરૉયનું તેડું આવ્યું. ગાંધીજી ગયા ને રાત્રે બે વાગે પાછા ફર્યા. આખી રાત કારોબારીના સભ્યો ગાંધીજીની રાહ જોતા બેસી રહ્યા. કેટલાકને તો મંત્રણા લાંબી ચાલી એટલે એવી દહેશત પણ જન્મી કે ગાંધીજીને કેદ કર્યા હશે, પણ એઓ સમાધાન કરીને આવ્યા હતા.

ગાંધીજીએ કરારનો ખરડો બધાને બતાવ્યો. એમાંના બે મુદ્દાથી જવાહરને પ્રબળ આઘાત થયો. એમનું મન કેમે કરીને શાંત થાય નહિ. એમને લાગ્યું કે કૉંગ્રેસે સમાધાનની અમુક શરતો સ્વીકારી પીછેહઠ કરી છે. શું કરવું એ સૂઝે નહિ. ગાંધીજીની વિરુદ્ધ જઈ શકાય એમ નહોતું. અને કૉંગ્રેસની ઇજ્જત હલકી પડી એવું જ જ્યાં લાગતું હોય, તો, એ કડવો ઘૂંટડો ઉતરી શકે એમ પણ નહોતો. એક બાજુ, ગાંધીજી હતા, બીજી બાજુ દેશનું ધ્યેય હતું, કે, જેને માટે લાખો માનવીઓએ કુરબાની આપી હતી. પરન્તુ, ગાંધીજીની વિરુદ્ધ જવાની કોની હામ હોય!

જવાહરનો આઘાત ગાંધીજીની ચકોર દૃષ્ટિ તરત સમજી ગઈ. એટલે બીજે દિવસે ફરવાના સમયે ગાંધીજીએ જવાહર ને સાથે લઈ લીધાને એમણે સમજાવ્યું કે કૉંગ્રેસનો વાવટો જરાયે નીચો ઉતર્યો નથી. એટલું જ નહિ, પરન્તુ, જવાહરે અમુક શરતોનો જે અર્થ કર્યો હતો, તે સાચો નહોતો. આ લાંબી વાતોથી જવાહરના મનનું પૂરતું સમાધાન તો ન થયું, પરન્તુ, એમનો ઉદ્વેગ ને ઉશ્કેરાટ કંઈ ઓછાં થયાં અને ગાંધીજીનું દૃષ્ટિબિન્દુ પણ કદાચ સાચું હોઈ શકે એમ એમને લાગ્યું.

આમ છતાં, જવાહર બે દિવસ તો ખૂબ બેચેન રહ્યા. કેમે કર્યું મન ગાંધીજીની વાતને અનુકૂળ ન થાય. ને આખરે પ્રબળ મનોમંથનને પરિણામે, ગાંધીજીને અનુકૂળ થવામાંજ એમને દેશનું હિત જણાયું ને એમણે એ માર્ગ અપનાવી લીધો. અને સમાધાનની શરતોનો ખરા દિલથી પાલન કરવાનો પાકો નિર્ણય એમણે કરી લીધો. કારણ કે બીજો કોઈ માર્ગ જ નહોતો.

જવાહરના મનનું આમ મંથન ચાલતું હતું, એવામાં જાણીતો ત્રાસવાદી ચંદ્રશેખર આઝાદ જવાહરને મળવા આવ્યો. ચંદ્રશેખર આઝાદ માથું હથેલીમાં લઈને ફરનાર જવાંમર્દ હતો. એની ભલે હિંસક નીતિ હોય પણ, એની કાર્યશકિત, દેશને મુકત કરવાની તમન્ના, જિંદાદિલી એ સર્વે કોઇને પણ એની તરફ ભકિતભાવ ઉપજાવે એવાં હતાં. એણે જવાહરને સીધો પ્રશ્ન પૂછયો કે એમને આ સમાધાન થયું હોવા છતાં, સામાન્ય ગુનેગારની જેમ નાસતા ભમતાજ ફરવાનું? શું ફાંસી સિવાય એમને બીજી શાંતિ જ નહિ મળે? શું ઠરીઠામ બેસીને જીવનવ્યવહાર ચલાવવાની એમને તક નહિજ મળે? જવાહરની પાસે આ પ્રશ્નનો ઉત્તર નહોતો. એઓ એ નવજુવાન તરફ પ્રશંસા અને મુગ્ધભાવથી જોઈ રહ્યા. આ મુલાકાત પછી ત્રણ અઠવાડિયે અલાહાબાદમાં પોલીસને ગોળીએ વીંધી, ને પોલીસની ગોળીથી વીંધાઇ એ શહીદ થયો.

સમાધાન થયું, છતાં, દેશનું તંગ વાતાવરણ નરમ થયું નહિ, કારણ કે, ભગતસિંહ વગેરેને ફાંસીમાંથી માફી આપવાની ને એમની સજા ઓછી કરવાની વાત ગાંધીજીએ માન્ય ન રાખી. અને, ભગતસિંહ, રાજગુરુ અને સુખદેવને ફાંસી આપી, દેશના નવજુવાનોને સરકારે કોંગ્રેસ અને ગાંધીજી વિરુદ્ધ પરોક્ષ રીતે બહેકાવી મૂકયા.

બીજી બાજુ, સંયુકત પ્રાંતની નાકરની લડાઇ બંધ થઈ ને સરકારી મહેસૂલ ભરવા માટે કોંગ્રેસે લોકો ને સમજાવ્યા. પણ, તે વરસ ઘણું નબળું હતું, એટલે ખેડૂતોને રાહત આપવાની હતી. કેટલી રાહત આપવાની તેકુંસરકાર નકકી કરતી નહોતી. ને હપતા ભરવા માટે સરકારી અમલદારો તાકીદ કરતા હતા. પૂરા હપતા ભરાય એમ કોઈ પણ રીતે શકય નહોતું. જવાહર આ પરિસ્થિતિથી અને સરકારના વલણથી ખૂબ મૂંઝવણમાં મૂકાયા. તેવામાં, પિતાજીનું અવસાન, દિલ્હીની મંત્રણા, સમાધાનની શરતો તરફ એમની નારાજી એ બધાની એમની શારીરિક પ્રકૃતિપર ઘણી બૂરી અસર થઇ. સંયુકત પ્રાંતમાં સરકારી અમલદારોએ દિલ્હી કરાર પ્રત્યે જે જાતનું સહકારભર્યું વલણ રાખવું જોઇએ તે રાખતા નહોતા. પરન્તુ, એના પાલનમાં મુસીબતો ઊભી કરતા હતા.

માર્ચમાં કરાંચીમાં કોંગ્રેસનું અધિવેશન ભરાયું. ગાંધીજીને ખબર હતી કે જવાહરનું સમાધાન પરત્વે મન મળતું નથી. એટલે એ સુલેહને લગતા ઠરાવની રજૂઆત જવાહરે કરવી એમ ગાંધીજીએ જણાવ્યું. જવાહરને અનિચ્છાએ એ

ઠરાવ રજૂ કરવો પડયો. પણ ઠરાવ રજૂ કરતાં એમના અંતરમાંથી એમને પોતાને પણ આશ્ચર્ય થાય એવી વાણીથી એમણે સંગીન દલીલો કરી. સુલેહ એજ સાચો અને તર્કબદ્ધ, વ્યવહારુ અને દેશની ઇજ્જતને સાચવે એવો માર્ગ હતો એમ એમણે કહીને ચાતુરીયુક્ત ઠરાવનું સમર્થન કર્યું. હૃદયની પાછળ બુદ્ધિ દોરાતી હતી. હૃદયને અનુકૂળ મન બન્યું હતું.

જવાહરે બીજા અનેક ઠરાવો રજૂ કર્યા, તેમાં, દેશના ઉદ્યોગોના રાષ્ટ્રીયકરણ વિષેનો ઉદ્દામ ઠરાવ હતો અને શ્રીમંતોની પીઠ પર વિશેષ બોજો નાંખી ગરીબોને રાહત આપવાની વાત કરવામાં આવી હતી. જવાહરના આ ઠરાવથી દેશવિદેશના રાજકીય પુરુષો ભડકી ઊઠયા.

કરાંચી કોંગ્રેસ ચાલતી હતી તેવામાંજ કાનપુરમાં કોમીહુલ્લડ સળગ્યાના કારમા સમાચાર આવ્યા. ને તેમાં જાણીતા કોંગ્રેસવાદી ગણેશ શંકર વિદ્યાર્થીએ એ હુલ્લડ શમાવવા પોતાનું બલિદાન આપ્યું. એથી કોંગ્રેસ છાવણીમાં ખિન્નતા ભર્યું વાતાવરણ છવાઈ ગયું. જવાહરને એક તરફ આઘાત તો હતો જ તેમાં, આ હકીકતથી બમણો આઘાત થયો. ને એમની તબિયત વિશેષ બગડી. એટલે એઓ કમળા અને ઈન્દિરાને લઈને હવાફેર માટે લંકા ગયા. કારણ કે, હિન્દનાં કોઈ પણ ભાગમાં એઓ રહે તો એમને રાજકારણ છોડે એમ નહોતું. ને, દેશની પરિસ્થિતિ એટલી બધી નાજુક હતી, કે દેશથી ઘણે દૂર ભગાય એમ નહોતું. એટલે આખરે એઓ પાસેમાં પાસે છતાં આપણા દેશના રાજકીય વાતાવરણથી અલિપ્ત એવા પ્રદેશમાં–લંકામાં–ગયા.

ચાર વર્ષે જવાહર પાછા હિન્દની બહાર નિવૃત્તિ અર્થે જતા હતા. જાણે રાજકારણને થોડા સમય માટે એમણે તિલાંજલિ આપી હતી. ને ફક્ત કુટુંબરત માનવી તરીકે એઓ રહ્યા. ન્યૂરેલીઆમાં એઓ એક માસ શાંતિથી રહ્યા. ત્યાં એમણે એક ખૂબ સરસ પ્રકૃતિની સુંદરતાભર્યું સ્થળ જોયું. ક્ષણભર તો પિતૃવત્સલ પુત્ર વીસર્યો કે પિતાજી સ્વર્ગવાસી થયા છે. એટલે, એમને થયું કે પિતાજીને આ સ્થળ ઘણું ગમશે. એઓ તો રાજીરાજી થઈ જશે. માટે લાવ એમને તાર કરીને બોલાવી લઉં. ને એ થોડે દૂર ગયા પણ ખરા. ત્યાં યાદ આવ્યું કે પિતાજી તો મૃત્યુ પામ્યા છે ને એઓ પાછા ગમગીન બની ગયા.

લંકામાં પણ ગરીબ મજૂરો જવાહર પર પ્રેમનો વરસાદ વર્ષાવતા. એમને ફળફૂલની ભેટ આપવા માટે ત્યાંનાં ગરીબ મજૂરો પડાપડી કરતા અને એટલાં બધાં ગાડાં ભરીને ફળની ભેટો આવતી કે એઓ એને ઇસ્પિતાલમાં ભેટ મોકલાવી દેતા. જ્યાં જાય ત્યાં, દર્શનાર્થીઓનાં ટોળેટોળાં હાજર હોય જ. માઇલો સુધી

પગે ચાલીને જવાહરનાં દર્શન માટે, ને, એમને ભેટ આપવા એઓ આવતા. એમની લાગણી, એમનો અનહદ પ્રેમ જોઈ, જવાહર હર્ષાશ્રુ સારતા. એમનું હૃદય ભરાઈ આવતું.

લંકામાં એઓ ખૂબ ફર્યા. ત્યાં બુદ્ધની મૂર્તિઓ, બુદ્ધકાળનું સ્થાપત્ય એ સર્વેએ એમની પર ખૂબ અસર કરી. અને જવાહરની કલાભાવના, એ કલાકૃતિઓનાં દર્શનથી પરિતૃપ્ત થઈ.

પહાડો, ઝરણાંઓ, મનમોહક વનરાજીઓ, પંખીઓનું માદક સંગીત, એ બધાથી જવાહરના એક પછી એક આઘાતો રૂઝાવા માંડ્યા.

એક મહિનો જોતજોતામાં વીત્યો. પ્રકૃતિની તાજગી ને સ્ફૂર્તિ બક્ષનારી ગોદમાં, ને ગરીબ ચાહના બગીચાના મજૂરોના સાન્નિધ્યમાં, જવાહર હળવા થઈ સીલોનથી નીકળ્યા. એમના દિલમાં અજબ શાંતિ આવી હતી. ત્રાવણકોર, કોચીન, મલબાર, માઇસોર, હૈદરાબાદ, એમ બધે ફરતા ફરતા એઓ આવ્યા. ને દરેક ઠેકાણે, પ્રકૃતિ ને કલા એમને ચેતન આપતાં. માઇસોર રાજ્યમાં ઊંચા સ્તંભ ઉપર જવાહરે રાષ્ટ્રધ્વજ ફરકાવ્યો. ને માઇસોર રાજ્યે એમની પીઠ ફરતાં એ સ્તંભના ચૂરેચૂરા કર્યા. એઓ ફરતા ફરતા ફરી અલ્લાહાબાદ આવી પહોંચ્યા. એઓજ કોંગ્રેસનાં મંત્રી હતા. એટલે અલ્લાહાબાદ આવતાંવેંતજ એમની સામે કામનો સાગર પડ્યો હતો.

સરકારે કરારનો ભંગ કર્યાની, હજારો ફરિયાદો આવી હતી અને સેંકડોની સંખ્યામાં રોજ આવતી હતી. સરકારી અમલદારોને, કોંગ્રેસને, સરકારે સમાન કક્ષાની ગણી એની જોડે સમાધાન કર્યું તે ખૂંચતું હતું. તેથી તેમણે કરારોનો ભંગ કરી, પરિસ્થિતિ વણસાડવાનું જાણે ષડ્યંત્ર રચ્યું હતું. બંગાળમાં, સરકારે હજારો કેદીઓને અટકાયતમાં રાખ્યા હતા, તેથી બંગાળાનો વિરોધ ઉગ્ર હતો. સુભાષે, સમાધાનની સામે, બંગાળાના નજરકેદીઓનો દાવો રજૂ કરી, ખૂબ વિરોધી ભાષણો કરવા માંડ્યાં. વળી, નવી પકડાપકડી, રાજકીય ગુનાને બહાને થતી જ હતી. ખેડૂતોને મહેસૂલની માફી આપવાની તો જાણે વાત જ નહોતી. કોંગ્રેસીઓ સામે પણ પ્રવેશબંદીની, ભાષણ ન કરવાની, હદ છોડી જવાની નોટીશો નીકળતી. આથી પરિસ્થિતિ એટલી વણસી હતી, કે ગાંધીજીએ ગોળમેજી પરિષદમાં જવાનો વિચાર માંડી વાળ્યો.

વળી, સંયુકત પ્રાંતના કિસાનો ને સરકારે બહુજ ઓછી રાહત આપી. અને જેમણે મહેસૂલ ન ભર્યું, તેમની પર જપતીની નોટીશો કાઢવામાં આવી

આથી ગામડાંમાં કિસાનોમાં અસંતોષ ચાલુ રહ્યો. સરકારના હાથ જાણે લડત માટે સળવળી રહ્યા હતા. આખું તંત્ર કોંગ્રેસને કચડી નાંખવાને તૈયાર હતું. માત્ર કળ દબાવવાની જ વાર હતી. આખરે વાઇસરોયે ગાંધીજીને બોલાવી, છેવટની ઘડીએ કૂટ પ્રશ્નોનો ઉકેલ કરી, એમને વિલાયત મોકલ્યા. એ બધો વખત જવાહર ગાંધીજીની જોડે હતા.

પરદેશી અખબારો જવાહર સામે ખૂબ ઉકળ્યાં હતાં. અને જવાહર ગાંધીજીને ઊથલાવી નાંખવા માંગે છે, એણે તો ગાંધીજી વિરુદ્ધ કાવતરું રચ્યું છે, વગેરે જાતજાતના આક્ષેપો એમની સામે મૂકાયા. જવાહરને ગાંધીજી પાસેથી કોંગ્રેસનું નેતૃત્વ છીનવી લેવું છે એમ કહેવાયું. આ બધાથી જવાહરનો અંગ્રેજો સામેનો રોષ ખૂબ વધ્યો. કારણ કે, મૂળ તો એ લાગણીપ્રધાન ને તેમાં આવું કારણ મળે એટલે પછી પૂછવું જ શું ?

ગાંધીજી ગયા તેવા જ સરકારે પાછી કડકાઈ શરૂ કરી. જરાક ઢીલો દોર મૂકી, પાછો દોર ખેંચવા માંડ્યો. કોંગ્રેસ કારોબારીને બહુ વિકટ સમસ્યા થઈ પડી. કિસાનો પર મહેસૂલની વસૂલાત માટે જબરજસ્તી થવા માંડી. એમનાં ઢોરઢાંખર, રાચરચીલું બધું જપ્ત થવા માંડ્યું. કોંગ્રેસ કારોબારી ગાંધીજીના પાછા આવવા સુધી લડત ઉપાડવા માગતી નહોતી. પણ આવી સ્થિતિમાં મહેસૂલના પૈસા કોંગ્રેસ કિસાનોને ભરપાઈ કરવાનું કહે, તો પણ કિસાનોની પાસે એટલા પૈસાજ નહોતા. બીજી બાજુ એમનીપર હપતા ભરવાની, જપતીની, ધમકીની નોટીશોપર નોટીશો આવ્યાંજ કરતી હતી. ગણોતના દર પેદાશ પ્રમાણે થવા જોઈએ એવી કોંગ્રેસની માગણી સરકાર જાણે સાંભળતીજ નહોતી. ઓછામાં ઓછી ૫૦ ટકા રાહત આપવા માટે કોંગ્રેસે માગણી કરી, પરન્તુ, સરકારે એ વાતને માન્ય ન રાખી.

આમ છતાં કોંગ્રેસવાદીઓ બને તેટલું મહેસૂલ ભરવા કિસાનોને ગામડે ગામડે ફરીફરીને સમજાવતા હતા. પણ કિસાનોની કરુણ કહાણી, જપતી, ઢોરઢાંખર, જમીન, બધાની એમની નજર સામે હરાજી, એ બધાંની વચ્ચે કોંગ્રેસીઓની વાત કોઈ સાંભળે એમ નહોતું. સરકારે ખેડૂતોની મારપીટ પણ શરૂ કરી. જેમણે બને તેટલા પૈસા ભર્યા, તેમની પણ બાકીના પૈસા માટે આવીજ હાલત થઈ, એથી એમને લાગવા માંડ્યું કે કોંગ્રેસવાળાની સલાહ માની પૈસા ભરીને પણ જપતી થાય, તો પછી, એના કરતાં પૈસા ન ભરત તો એટલા પૈસા તો બચત. જવાહરે આ સ્થિતિમાં ગાંધીજીની સલાહ માગી. ગાંધીજીએ જવાહરને જેમ યોગ્ય લાગે તેમ પગલાં લેવાનું કહ્યું.

આવી પરિસ્થિતિમાં, અલાહાબાદ જીલ્લા સમિતિએ, કારોબારી પાસે લડત લડી લેવાની માગણી કરી. જવાહર પણ વાજ આવી ગયા હતા. એમણે ખેડૂતોને કહ્યું કે હજી તો લડત બાકી છે, માટે એમણે ગમે તે પળે લડન ને કુરબાની માટે તત્પર રહેવું. અલાહાબાદમાં કિસાન પરિષદ બોલાવીને, રાહત સારી પેઠે ન મળે ત્યાંસુધી મહેસૂલના હપતા ન ભરવાની ખેડૂતોને સલાહ અપાઈ. સરકાર આથી છ'છેડાઈ.

૧૯૩૧ નાં ડીસેમ્બરમાં જવાહર કલકત્તે ગયા, ત્યાં એમનો કાર્યક્રમ ખૂબ ભરચક હતો. એમણે અનેક સભાઓમાં જાહેર ભાષણો કર્યાં. ત્રાસવાદીનો માર્ગ ખોટો છે એમ કહ્યું.

એક દિવસ સાંજે જવાહર કલકત્તેથી અલાહાબાદ આવવા નીકળતા હતા. ત્યારે બે નવજુવાનોએ આવીને એમને ચેતવણી આપી કે જો તમે ત્રાસવાદીઓની વિરુદ્ધ હવે કશું બોલ્યા છો, તો તમારો જાન જોખમમાં છે, એમ કહીને એઓ વિદાય થયા. આ બે નવજુવાનોની હિંમત, ઝનૂન એ બધું જોઈને જવાહર વિચાર કરતા થયા કે આટઆટલી શક્તિનો વિનિયોગ, કોઈ યોગ્ય દિશામાં થતો હોય તો ! જવાહર આખી રાત આ નવજુવાનોના વિચારમાં ને વિચારમાં ઊંઘી શક્યા નહિ.

જવાહર અલાહાબાદ આવી કર્ણાટક જવા ઉપડ્યા. ત્યાં રાષ્ટ્રસેવાદળની વ્યવસ્થા કરવાની હતી. કર્ણાટકથી એઓ મુંબઈ આવ્યા. ત્યાં સમાચાર મળ્યા કે સંયુકતપ્રાંત માટે સરકારે વટહુકમ કાઢ્યો હતો. ને સરકારે સંયુકતપ્રાંતને જાણે લડતનો પડકાર કર્યો હતો. જવાહરને મુંબઈમાં સલાહ મળી કે એમણે મુંબઈમાં જ ગાંધીજી આવે ત્યાં સુધી રોકાઈ જવું. પણ શુરવીર સંગ્રામને દેખી કદી ભાગે ખરો ? એમણે એ સલાહને અવગણી ને એઓ અલાહાબાદ ગયા. ત્યાં પહોંચે તે પહેલાં તો એમની પર ત્રણ હુકમો બજાવવામાં આવ્યા : એમણે અલાહાબાદની મ્યુનિસિપલ હદ છોડીને જવું નહિ, કોઈ પણ જાહેર સમારંભમાં ભાગ ન લેવો તેમજ જાહેરમાં કશું બોલવું નહિ કે છાપાંમાં કશું લખવું નહિ.

જનાબ શેરવાણી જેઓ સંયુકતપ્રાંત કોંગ્રેસ સમિતિમા પ્રમુખ હતા, તેમની પર પણ આવો જ હુકમ બજાવવામાં આવ્યો. જવાહરે આ હુકમનો ઉત્તર આપતાં જણાવ્યું કે, એઓ એ હુકમને પાળનાર નથી અને ગાંધીજીને મળવા તથા કાર્યવાહક સમિતિની મુંબઈની બેઠકમાં હાજરી આપવા એઓ જનાર છે.

ને એ પ્રમાણે જવાહર તથા શેરવાણી અલાહાબાદથી મુંબઈ જવા ઉપડ્યા. રસ્તામાં ઇરાદગંજ સ્ટેશને એ બન્નેની ગિરફતારી થઈ. ને નૈની જેલમાં એમને લઈ જવામાં આવ્યા. જવાહરને બે વર્ષની કેદની સજા મળી.

જવાહરે આમ લડતની શરૂઆત કરી. અને ગાંધીજી હિન્દમાં આવ્યા, તેવાજ વાઇસરોયે એમને મુલાકાતની ના પાડી. ને, ગાંધીજીને ગિરફતાર કર્યા ને દમનનો કોરડો સારા ય દેશપર વીંઝાયો. હજારો ને લાખો માનવીઓ જેલમાં ગયા. હજારો, ગોળીથી વીંધાયા ને શહીદ થયા. કુરબાનીની આગ આમ ચોમેર ભભૂકી.

જવાહરે દહેરાદૂન ને બરેલી જેલમાં સમય વીતાવ્યો. લડતની શરૂઆતમાં તો જવાહર ખૂબ ઉત્સાહી હતા. પણ જેમ જેમ લડતનું જોર નબળું પડતું ગયું તેમ તેમ એઓ સામ્યાવાદી વલણ તરફ મક્કમપણે ઢળતા ગયા. એમણે એ સમયે આ પ્રકારનું સાહિત્ય ખૂબ વાંચ્યું ને વિચાર્યું.

દેશમાં એ દરમ્યાન કંઈ કંઈ બનાવો બની ગયા. કોમી ચુકાદો આવ્યો. ને એમાં હરિજનોને હિન્દુઓથી અલગ ગણવા માટે કોમી ચુકાદો આવ્યો તેની વિરુદ્ધમાં ગાંધીજીએ એકવીસ દિવસના ઉપવાસ આદર્યા. ગાંધીજી છૂટ્યા ને પાછા ગિરફતાર થયા. ગાંધીજીએ હરિજન પ્રવૃત્તિ જોરશોરથી ઉપાડી. આ બધા બનાવો જવાહરને જેલમાં ખૂબ મૂંઝવતા હતા. એમને, ગાંધીજીનું આ ધાર્મિક-વલણ ગૂંગળાવી નાંખતું. વળી, જીતેન્દ્ર મોહન સેનગુપ્તા જેવા વીરનું જેલમાં મૃત્યુ, સુભાષ બોઝની લથડતી તબિયત, એ સર્વે બનાવો પણ જવાહરને બેચેન બનાવી મૂકતા.

એવામાં દહેરાદૂન જેલમાંથી દોઢ વર્ષ સજા ભોગવી, જવાહરને નૈની જેલમાં ખસેડ્યા. ને એમનાં માતા વધુ બિમાર હોવાથી તેર દિવસની એમને વધુ માફી આપી મુક્ત કર્યા.

છૂટતાં વેંત એઓ પોતાની માતાની પાસે લખનૌ પહોંચ્યા. પુત્રઘેલી માતા દીકરાને જોઈ પોતાના રોગને ભૂલી ગઈ એના માતૃહૃદયને ટાઢક વળી. જવાહર એમની પાસે થોડા દિવસ, દુનિયાને ભૂલીને રહ્યા. એઓ તે પછી, દુનિયાના પ્રવાહથી વાકેફ થઈ ગયા, ને, એમણે ઉત્સાહ અનુભવ્યો. હજી લડત ચાલતી હતી. બધા સાથીઓ જેલમાં હતા. જવાહરની ઇચ્છા તાજેતરમાં જેલમાં જવાની નહોતી. એઓ જેલથી ધરાયા હતા. પણ જો એઓ રાજકારણમાંથી નીકળી જાય તો જ જેલ ટાળી શકે એમ હતું. પણ રાજકારણ

અને જવાહર એ તો એકબીજાના પર્યાય શબ્દો હતા. જવાહર રાજકારણને છોડે તો એઓ જીવીજ ન શકે. એ તો એમના જીવનું જીવન હતું, એટલે પાછા જેલમાં જવાનું આવે તે પૂર્વે કેટલાંક કામ એમને પતાવવા જેવાં લાગ્યાં. એક તો વયોવૃદ્ધ માતાની સારવાર. બીજું, ગાંધીજીની મુલાકાત. ત્રીજું, પોતાના નિકટસ્થ સાથીઓ જે બહાર હતા તેમની જોડે મુલાકાત, ને ઘરનાં કાગળિયાં ને પિતાની મિલકત વગેરેની વ્યવસ્થા.

માતાની ખૂબ સારી સેવા કરી એઓ પૂના ગાંધીજીને મળવા ગયા. ગાંધીજીને એઓ ખૂબ પ્રેમથી મળ્યા. ને ખૂબ ખૂબ વાતો કરી જવાહરે પોતાનું 'દિલ હલકું' કર્યું.

ત્યાંથી અલાહાબાદ આવી કોંગ્રેસકાર્યકર્તાઓની સભા બોલાવી, જવાહરે રાજકારણ વિષે ચર્ચા કરી, સત્યાગ્રહ ચાલુ રાખવાની તરફેણમાં ઠરાવ કર્યો. છાપાંઓમાં જવાહરે લેખો લખ્યા.

કમળાની તબિયત બગડી હતી. એટલે તબીબી સલાહ લેવાને જવાહરને બંગાળ જવું હતું. એથી એઓ કલકત્તે ગયા.

૧૫ મી જાન્યુઆરિ ૧૯૩૪ને દિને બપોરે, જવાહર પોતાના ઘરના ઓટલા પર ખેડૂતો સમક્ષ એક ભાષણ આપતા હતા, ત્યાં એકાએક એમના પગ લથડવા લાગ્યા ને એઓ પાસેના થાંભલાને વળગી પડ્યા. એમના મકાનનાં બારણાં ધડાધડ અથડાયાં. આખી દુનિયા ફરતી લાગી. આખરે જવાહરને સમજાયું કે એ ભૂકંપ હતો. એમને એ અનુભવ બહુ રોમાંચક લાગ્યો.

જવાહર બીજે દિવસે કલકત્તે ગયા. ત્યાં ત્રણ દિવસ રહી, રાજકીય નેતાઓને મળી પરિસ્થિતિ નિહાળી, ગુરુદેવને મળવા શાંતિકેતન ગયા. એમનો વિચાર ઇન્દિરાને ત્યાં મૂકવાનો હતો. ત્યાંથી પાછા ફરતાં પટણા ઉતર્યા, ને એમણે ભૂકંપવિસ્તારમાં પ્રશસ્ય કામ કર્યું. અનેક નિરાશ્રિતોને સહાય આપી, જાતે કોદાળી ને પાવડો લઈ ખોદકામ કર્યું. ને અનેક ઘાયલોને એમણે બહાર કાઢ્યા. દશબાર દિવસ સુધી સતત શ્રમ કરી, શારીરિક સ્વસ્થતા ગૂમાવી, શ્રાન્ત થઈ, જવાહર અલાહાબાદ આવ્યા.

બીજે દિવસે જવાહર ને કમળા ચા પીતાં હતાં, ત્યાં પોલીસ અમલદારે આવી કલકત્તાના વોરંટ માટે જવાહરને ગિરફતાર કર્યા. તેજ રાત્રે એમને કલકત્તે લઈ ગયા. ને એમનાં એક ભાષણ માટે એમની પર જેલમાં જ કેસ ચાલ્યો. ને એમને બે વર્ષની સજા ૧૬ મી ફેબ્રુઆરિ ૧૯૩૪ ને દિને થઈ.

[ ૧૪ ]

# કપરાં વર્ષો

કમળા નેહરુની તબિયત નાદુરસ્ત હતી. એ દહાડે દહાડે વધુ અને વધુ ચિંતાજનક બનતી જતી હતી. એ કારણથી જવાહરને અલીપુર જેલમાંથી ફરી દહેરાદૂનની જેલમાં લાવવામાં આવ્યા. કમળાની માંદગીના સમાચાર જવાહરની જેલની બધી શાંતિ અને સુખ છીનવી લેતા. કમળાના રોગની ચિંતાથી રાત અશાંત ને નિદ્રાહીન વીતવા લાગી. વળી, પત્નીની માંદગીવખતે પોતાને જેલમાં નિરાધાર દશામાં બેસી રહેવું પડે છે, તેનું અસહ્ય દુઃખ થવા લાગ્યું. એક બાજુ દેશ હતો, બીજી બાજુ, જે દેશને માટે પોતાની પ્રિય પત્નીનું સુખ ગુમાવ્યું, પોતે કુટુંબજીવનથી વિરકત રહ્યા તે વહાલસોયી પત્ની હતી. ને બહાર તો એ વાતનો ઉત્સાહના વહેણમાં તણાઈ કશો શોચ નહોતો. પરન્તુ, જેલમાં એ ઉત્સાહ મંદ પડ્યો. પોતે પત્નીને કરેલો અન્યાય કીડાની જેમ હૃદયને કોતરી ખાતો.

બહાર બહુ ઝડપી બનાવો બનતા હતા. કોંગ્રેસનું અધિવેશન ત્રણ વર્ષ ગેરકાયદેસર રહી પુનઃ મળવાનું હતું. સત્યાગ્રહ અંદોલનને હરિજન આંદોલને ઢીલું બનાવ્યું હતું. ઉત્સાહની મંદતા આંખમાં કણીની જેમ ખૂંચે એવી હતી. ગમે તેવા જીગરવાન માણસને પણ ઢીલા બનાવી દે એવી રાજકીય પરિસ્થિતિ હતી. કોંગ્રેસમાં એક દલ–અને તે પણ જબરજસ્ત દલ–ધારાસભાપ્રવેશની વાત કરતું હતું. એનો અર્થ કે સત્યાગ્રહની નિષ્ફળતાનો એકરાર હતો. જો કે, કોંગ્રેસ સમાજવાદી દલની સ્થાપના એ જવાહર માટે આનંદનો વિષય હતો. કારણ કે, ખારા સાગરમાં એ વીરડી સમાન હતું. ગાંધીજી રાજકારણને ધર્મ તરફ વાળતા હતા. એથી જવાહરનું દિલ નારાજ થઈ જતું. એને પ્રબળ અજંપો થઈ આવતો. એનું તો લાગણીપ્રધાન હૃદય : તેમાં આવા બનાવો એમના હૃદયના ધબકારા અનેકગણા વધારી મૂકતા.

અને જવાહર એ તો એકબીજાના પર્યાય શબ્દો હતા. જવાહર રાજકારણને છોડે તો એઓ જીવી જ ન શકે. એ તો એમના જીવનું જીવન હતું, એટલે પાછા જેલમાં જવાનું આવે તે પૂર્વે કેટલાંક કામ એમને પતાવવા જેવાં લાગ્યાં. એક તો વયોવૃદ્ધ માતાની સારવાર. બીજું, ગાંધીજીની મુલાકાત. ત્રીજું, પોતાના નિકટસ્થ સાથીઓ જે બહાર હતા તેમની જોડે મુલાકાત, ને ઘરનાં કાગળિયાં ને પિતાની મિલકત વગેરેની વ્યવસ્થા.

માતાની ખૂબ સારી સેવા કરી એઓ પૂના ગાંધીજીને મળવા ગયા. ગાંધીજીને એઓ ખૂબ પ્રેમથી મળ્યા. ને ખૂબ ખૂબ વાતો કરી જવાહરે પોતાનું દિલ હલકું કર્યું.

ત્યાંથી અલાહાબાદ આવી કોંગ્રેસકાર્યકર્તાઓની સભા બોલાવી, જવાહરે રાજકારણ વિષે ચર્ચા કરી, સત્યાગ્રહ ચાલુ રાખવાની તરફેણમાં ઠરાવ કર્યો. છાપાંઓમાં જવાહરે લેખો લખ્યા.

કમળાની તબિયત બગડી હતી. એટલે તબીબી સલાહ લેવાને જવાહરને બંગાળ જવું હતું. એથી એઓ કલકત્તે ગયા.

૧૫ મી જાન્યુઆરિ ૧૯૩૪ને દિને બપોરે, જવાહર પોતાના ઘરના ઓટલા પર ખેડૂતો સમક્ષ એક ભાષણ આપતા હતા, ત્યાં એકાએક એમના પગ લથડવા લાગ્યા ને એઓ પાસેના થાંભલાને વળગી પડ્યા. એમના મકાનનાં બારણાં ધડાધડ અથડાયાં. આખી દુનિયા ફરતી લાગી. આખરે જવાહરને સમજાયું કે એ ભૂકંપ હતો. એમને એ અનુભવ બહુ રોમાંચક લાગ્યો.

જવાહર બીજે દિવસે કલકત્તે ગયા. ત્યાં ત્રણ દિવસ રહી, રાજકીય નેતાઓને મળી પરિસ્થિતિ નિહાળી, ગુરુદેવને મળવા શાંતિનિકેતન ગયા. એમનો વિચાર ઇન્દિરાને ત્યાં મૂકવાનો હતો. ત્યાંથી પાછા ફરતાં પટણા ઉતર્યા, ને એમણે ભૂકંપવિસ્તારમાં પ્રશસ્ય કામ કર્યું. અનેક નિરાશ્રિતોને સહાય આપી, જાતે કોદાળી ને પાવડો લઈ ખોદકામ કર્યું. ને અનેક ઘાયલોને એમણે બહાર કાઢ્યા. દશબાર દિવસ સુધી સતત શ્રમ કરી, શારીરિક સ્વસ્થતા ગૂમાવી, શ્રાન્ત થઈ, જવાહર અલાહાબાદ આવ્યા.

બીજે દિવસે જવાહર ને કમળા ચા પીતાં હતાં, ત્યાં પોલીસ અમલદારે આવી કલકત્તાના વોરંટ માટે જવાહરને ગિરફતાર કર્યા. તેજ રાત્રે એમને કલકત્તે લઈ ગયા. ને એમનાં એક ભાષણ માટે એમની પર જેલમાં જ કેસ ચાલ્યો. ને એમને બે વર્ષની સજા ૧૬ મી ફેબ્રુઆરિ ૧૯૩૪ ને દિને થઈ.

[૧૪]

# કપરાં વર્ષો

કમળા નેહરુની તબિયત નાદુરસ્ત હતી. એ દહાડે દહાડે વધુ અને વધુ ચિંતાજનક બનતી જતી હતી. એ કારણથી જવાહરને અલીપુર જેલમાંથી ફરી દહેરાદૂનની જેલમાં લાવવામાં આવ્યા. કમળાની માંદગીના સમાચાર જવાહરની જેલની બધી શાંતિ અને સુખ છીનવી લેતા. કમળાના રોગની ચિંતાથી રાત અશાંત ને નિદ્રાહીન વીતવા લાગી. વળી, પત્નીની માંદગીવખતે પોતાને જેલમાં નિરાધાર દશામાં બેસી રહેવું પડે છે, તેનું અસહ્ય દુઃખ થવા લાગ્યું. એક બાજુ દેશ હતો, બીજી બાજુ, જે દેશને માટે પોતાની પ્રિય પત્નીનું સુખ ગુમાવ્યું, પોતે કુટુંબજીવનથી વિરક્ત રહ્યા તે વહાલસોયી પત્ની હતી. ને બહાર તો એ વાતનો ઉત્સાહના વહેણમાં તણાઈ કશો શોચ નહોતો. પરન્તુ, જેલમાં એ ઉત્સાહ મંદ પડયો. પોતે પત્નીને કરેલો અન્યાય કીડાની જેમ હૃદયને કોતરી ખાતો.

બહાર બહુ ઝડપી બનાવો બનતા હતા. કોંગ્રેસનું અધિવેશન ત્રણ વર્ષ ગેરકાયદેસર રહી પુનઃ મળવાનું હતું. સત્યાગ્રહ આંદોલનને હરિજન આંદોલને ઢીલું બનાવ્યું હતું. ઉત્સાહની મંદતા આંખમાં કણીની જેમ ખૂંચે એવી હતી. ગમે તેવા જીગરનાન માણસને પણ ઢીલા બનાવી દે એવી રાજકીય પરિસ્થિતિ હતી. કોંગ્રેસમાં એક દલ–અને તે પણ જબરજસ્ત દલ–ધારાસભાપ્રવેશની વાત કરતું હતું. એનો અર્થ કે સત્યાગ્રહની નિષ્ફળતાનો એકરાર હતો. જો કે, કોંગ્રેસ સમાજવાદી દલની સ્થાપના એ જવાહર માટે આનંદનો વિષય હતો. કારણ કે, ખારા સાગરમાં એ વીરડી સમાન હતું. ગાંધીજી રાજકારણને ધર્મ તરફ વાળતા હતા. એથી જવાહરનું દિલ નારાજ થઈ જતું. એને પ્રબળ અજંપો થઈ આવતો. એનું તો લાગણીપ્રધાન હૃદય: તેમાં આવા બનાવો એમના હૃદયના ધબકારા અનેકગણા વધારી મૂકતા.

૧૯૩૪ ના જુલાઈમાં, કમળાની તબિયતે ગંભીર પલટો લીધો. ને, ૧૧ મી ઑગસ્ટે જવાહરને એચિંતો દેહરાદૂન જેલમાંથી છૂટવાનો હુકમ મળ્યો. અને તે જ દિવસે એમને પોલીસના જાપતા નીચે અલાહાબાદ લઈ ગયા. અલ્લાહાબાદ પહોંચતાંજ ત્યાંના જીલ્લા મેજીસ્ટ્રેટે જવાહરને જણાવ્યું કે એમની મુક્તિ અલ્પકાલીન છે. અને તે એમની બિમાર પત્નીને એઓ મળી શકે, એટલા માટે છે. જવાહરની ગિરફતારીને ૭ મહિના થયા હતા. એમની પરેશાની ઓર વધી. એમની મુક્તિ માત્ર થોડા દિવસો જ હતી. એથી જવાહર ઘેર પહોંચ્યા-ભારે હૈયે-ત્યારે દાકતરો તથા નર્સોથી ઘર ભરેલું હતું. એમની પુત્રી ઈન્દિરા જે શાન્તિનિકેતન ભણતી હતી, તે પણ માતાની સુશ્રૂષા કરવા આવી હતી.

જવાહર આવ્યા. કમળાના મુખપર સ્મિત ફરકી રહ્યું. પણ એ સ્મિત વિશુદ્ધ નહોતું. એમાં વિષાદની છાયા હતી. કમળા હાડપિંજર બની ગઈ હતી. એ જાણે એની છાયા હોય એવી હતી. જવાહરને કદાચ કમળાની આ છેલ્લી મુલાકાત હોય એ વિચાર ખૂબ પરેશાન કરે એવો હતો. જવાહરની નજર સમક્ષ એમની અઢાર વર્ષની પરિણીત જિંદગીનાં એક પછી એક ચિત્રો તાદશ થવા માંડ્યાં. શરૂઆતની જિંદગી, પોતાની રાજકીય પ્રવૃત્તિને લીધે, કમળાને અપાયલો ઓછો સમય, કમળાની ઉદારતા, એમનાં રિસામણાં ને મનામણાં, બન્નેનું સ્વાભિમાન, જવાહરની લાંબી જેલયાતનાઓ ને તેમાં એક બંદી તરીકે કમળાની મુલાકાતો, જ્યારે મળતાં ત્યારે તાઝગીનો અનુભવ, એ સઘળું, જવાહરની સમક્ષ ચલચ્ચિત્ર જાણે જોતા હોય તેમ આવવા લાગ્યું. કમળાની મુગ્ધતા, સરળતા, એ બધા ગુણો આજે સ્પષ્ટપણે જવાહરને જણાયા.

ઘણા મિત્રો જવાહરને ને કમળાને મળવા આવતા. ને, રાજકારણ વિષે જવાહરને પ્રશ્નો પૂછતા. ને જવાહરની કમળાની માંદગીની પરેશાની ને ઉદ્વિગ્ન મનને કારણે આવા પ્રશ્નો ન પૂછાય તે ઔચિત્યનું ભાન પણ એમને નહોતું. જવાહર ક્યારેક એ પ્રશ્નો ટાળવા પ્રયત્ન કરતા. ક્યારેક થોડી ચર્ચા કરી, કમળાની માંદગીની વાતો કરવા મંડી જતા. ક્યારેક એઓ મૌન ધારણ કરતા. જવાહર કહેતા કે સમાજવાદી પક્ષ સ્થપાયો એ એમને ગમતું હતું, છતાં, એ પક્ષમાં એવા માનવીઓનો શંભુમેળો થયો હતો, કે, એઓ જો છૂટા હોત, તો એ પક્ષમાં જોડાયા ન હોત. અલાહાબાદની મહાસભાસમિતિની ચૂંટણીઓનો ઝઘડો હતો, તે જવાહરે પતાવ્યો. મહાસભા જેવી સંસ્થામાં હોદ્દા માટે આવી

મારામારી એમને બહુ દુઃખી કરતી. કોંગ્રેસનું પતન જોઈ એમનો આત્મા કકળી ઊઠતો.

રોજ સવાર પડે ને જવાહરને થાય કે આજે પોલીસ આવીને એમને પાછા પકડી જશે. એ અનિશ્ચિત સ્થિતિ મનની સ્વસ્થતા ભાંગી નાંખતી.

જવાહરે પોતાના મનની મૂંઝવણ, કોંગ્રેસનું પતન, ગાંધીજીએ સત્યાગ્રહનાં ફેરવેલાં સુકાન, ધાર્મિક વલણથી કોંગ્રેસને થયેલી હાનિ, વગેરે જે કંઈ પોતાના દિલમાં હતું તે એમણે ગાંધીજી ઉપર પત્ર લખી તેમાં ઠાલવ્યું. એમાં દર્દ હતું, ગાંધીજી પ્રત્યે રોષ હતો, ઉપાલંભ હતો. ગાંધીજીને એ પત્ર વાંચી અત્યંત દુઃખ થયું.

જવાહરને એવા ખબર મળ્યા હતા, કે ઓકટોબર ૧૯૩૪ માં ભરાનારી મુંબાઈની મહાસભા અને નવેંબરમાં વડી ધારાસભાની થનારી ચૂંટણીઓ, એ બે બાબતોને લીધેજ સરકાર એમને છોડતી નહોતી. આથી બધા ધારતા કે વડી ધારાસભાની નવેંબરમાં ચૂંટણી પત્યે જવાહરને મુકત કરવામાં આવશે.

છૂટ્યા પછી અગિયાર દિવસ જવાહર કમળાની પાસે રહ્યા, એની સુશ્રૂષા કરી. ને, ૨૩ મી ઑગસ્ટ ની રાત્રે, પોલીસની મોટર પોતાના કેદીને લેવા આવી રહી. જવાહરે ભારે હૈયે બધાની વિદાય લીધી. ને, જેવા એ ગાડીમાં બેસતા હતા ત્યાં પુત્રઘેલી મા બે હાથ પહોળા કરી દીકરાની પાસે દોડી આવ્યાં. એમની સ્થિતિ અસંત કરુણ હતી. એ આખું દશ્ય જવાહરની નજર સમક્ષ તરવરી રહ્યું.

આમ બાર દિવસની મુકિત પછી જવાહર પુનઃ પોતાના જાણે કાયમી વસવાટ જેલમાં આવી પહોંચ્યા.

જેલમાંથી પાછા આવ્યા બાદ એક મહિને, જવાહરને જેલમાંથી એમની પત્નીને મળવા બહાર લઈ જવામાં આવ્યા. એમને પરોક્ષ રીતે સૂચના આપવામાં આવી કે જો એઓ મૌખિક કબૂલાત આપે, કે એમના જેટલા સજાના દિવસો બાકી છે, તેટલા દિવસ એ રાજકારણમાં ભાગ નહિ લે, તો એમને મુકત કરવામાં આવે. આમ એક બાજુ, પોતાની ઈજ્જત હતી, પોતાનું સ્વાભિમાન હતું, તો બીજી બાજુ પત્નીની છેલ્લી ઘડીએ એની સમીપ રહેવાની તીવ્ર ઈચ્છા હતી. આમ જવાહરનું મન દ્વિધામાં હતું. ઘડીમાં લોલક એક બાજુ ઢળતું તો ઘડીમાં બીજી બાજુ. પરન્તુ, પોતે જો જાય, તો પત્નીને જીવવાની તક મળે એમ હતું. શું કરવું? જવાહરને માટે આ કપરી કસોટી હતી. પણ જવાહરે એમ મન

મનાવ્યું કે કમળા વીરાઙ્ગના છે. એ પોતેજ આવી કોઈપણ કબૂલાતનો સખત વિરોધ કરશે. ને જવાહર એવી કબૂલાત આપે તો એથી તો એને વધારે સખત આઘાત લાગે.

ઑક્ટોબરની શરૂઆતમાં જવાહરને ફરી કમળાને મળવા લઈ ગયા. કમળાને સખત તાવ હતો. એ લગભગ ઘેનમાં હતી. જવાહર પોતાની પાસે રહે એની એની પ્રબળ ઈચ્છા છતાં, જવાહર જવા તૈયાર થયા, ત્યારે એ મોહક રીતે હસી. અને એમના કાનમાં કહ્યું: "સરકારને કબૂલાત આપવાની શી વાત છે? રખે એવું કંઈ કરતા." જવાહરના હૃદયમાં વિષાદ કરતાં હર્ષની મંદલહરી આવી ને ગઈ.

કમળાની તબિયત દિનપ્રતિદિન બગડતી ચાલી. એને હવાફેર માટે ભવાલીની ટેકરી પર મોકલવાનો નિર્ણય કર્યો. જવાહરને નૈનીમાંથી અલ્મોડા જેલમાં લઈ જવામાં આવ્યા. ભવાલી રસ્તામાંજ હતું. એઓ ત્યાં થોડો સમય રોકાણા. અને કમળાની મુલાકત લીધી. કમળાની તબિયત કંઈક સુધારા પર હતી. જવાહરનું મન જરા હળવું થયું. નિરાશાના ઘોર અંધકારમાંથી આશાનું કિરણ પ્રગટ્યું હતું.

અલ્મોડા જેલમાં કમળાની સારી માઠી તબિયતના સમાચાર આવ્યાં કરતાં. એથી જવાહર બેચેન બનતા તો પહાડોની ખુશનુમા હવા એમના નિરાશાના ને દુઃખના વાદળને હઠાવી દેતી. માનવીને પ્રકૃતિ એનું દુઃખ ભૂલાવી ન દે તો પણ હળવું કરી દેતી. જેલમાંથી છૂટવાની ઈચ્છા જવાહરને વધતી જતી હતી, કમળાની નાદુરસ્ત તબિયતને લીધે. ધારાસભાની ચૂંટણીઓ આવી ને ગઈ, મહાસભાનું અધિવેશન આવ્યું ને ગયું છતાં જવાહર હજી ચારદીવાલોની વચ્ચે જ હતા. ને, અબ્દુલ ગફારખાનની ગિરફતારી, સુભાષ બોઝ થોડા સમયને માટે માંદગીને બિછાનેથી પોતાના પિતાને મળવા આવેલા તેમની પર પ્રતિબંધો અને હુકમોએ જવાહરની બહાર આવવાની ઈચ્છાને મોળી પાડી દીધી. જવાહરને દર ત્રણ અઠવાડિયે કમળાને મળવા ભવાલી લઈ જવામાં આવતા. ૧૯૩૪ નું વર્ષ ગયું ને ૧૯૩૫ નું બેઠું. જાન્યુઆરિ ગયો ને ફેબ્રુઆરિ આવ્યો. પ્રકૃતિમાંથી શિશિર ગઈ ને વસંત આવી. પણ જવાહર માટે તો શિશિર જ હતી.

જવાહરના જેલવાસ દરમ્યાન ઘણું ઘણું બન્યું. એક તો, મેકડોનાલ્ડનો કોમી ચુકાદો આવ્યો. એ કોમી ચુકાદો એ હિન્દની ઉપર અત્યાચાર હતો. ભયંકર અત્યાચાર. એમાં અલગ મતાધિકાર સ્વીકારી કોમી ઝઘડાને કાયમી

રાખવાની તરકીબ હતી. એમાં દલિતોને અલગ મતાધિકાર આપી, તેઓને હિન્દુઓથી અલગ રાખવાનું કાવતરું કરવામાં આવ્યું હતું. મુસ્લિમોને એમની વસતિના પ્રમાણમાં વધારે બેઠકો આપી, એમને ચઢાવ્યા હતા. ને આપણે તો જે માગીશું તે મળશે એવી તમન્ના એમનામાં પેદા કરી હતી. એ ચુકાદાનાં કેટલાંક સારાં તત્ત્વો પણ હતાં. એમાં પ્રાંતીય સ્વરાજ્ય આપ્યું હતું. એમાં લોકોના ચૂંટાયલા પ્રતિનિધિઓને પ્રાંતોમાં પ્રધાનપદાં સોંપવાનાં હતાં. અને પોતપોતાનાં ખાતામાં ફાવે તે કરવાની એમને સંપૂર્ણ છૂટ હતી. એટલે પ્રાંતીક સ્વરાજ્યમાં કંઈક કરી શકાય એવી શકયતા હતી.

જવાહરને તો એ ચુકાદો ક્રાન્તિને આવાહન આપતો લાગ્યો. જવાહરને મુંબઈ કોંગ્રેસે એના બહિષ્કારનો પોકાર કર્યો તે ગમ્યું. ગાંધીજી તો એના સ્વીકારની વિરૂદ્ધમાં જ હતા. ગાંધીજી તો એનો સંપૂર્ણ બહિષ્કાર કરવો એમ માનતા. સુભાષ પણ એજ વાત કહેતો, કે આ તો જંગે આઝાદી માટેનો પડકાર છે. અને હિન્દીઓએ એ પડકાર ઝીલી લઈને ઈન્કીલાબ જગાવવો જોઈએ. જો કે, મુંબઈ કોંગ્રેસે એ ધારાનો બહિષ્કાર કર્યો હોવા છતાં, ધારાસભામાં જઈને એ ધારાને તોડવાનો નિર્ણય કર્યો. અને, એ માટે કોંગ્રેસે એક પાર્લામેન્ટરી બોર્ડની પણ નિમણૂક કરી હતી.

વલ્લભભાઈ પોતે તો એનો વિરોધ કરતા હતા, પરન્તુ, એમણે, રાજેન્દ્રબાબુ વગેરેએ જોયું કે, સત્યાગ્રહ તો થઈ શકે એમ નથી. સત્યાગ્રહ નબળો પડવાથી લોકોને ઉત્સાહી બનાવી શકાય એવો બીજો કોઈ કાર્યક્રમ નહોતો. હરિજનપ્રવૃત્તિ તો ધાર્મિક કે સામાજિક પ્રવૃત્તિ હતી, રાજકીય નહોતી. એટલે ચૂંટણીમાં ભાગ લેવાથી, જનતા જોડેનો સંપર્ક સાધી શકાય, અને ચૂંટણીને બહાને જનતાને તૈયાર કરી શકાય, લોકોમાં ઉત્સાહ રેડી શકાય, એ કારણે, એમણે ચૂંટણીમાં ભાગ લેવાનું નક્કી કર્યું. અને પાર્લામેન્ટરી બોર્ડમાં પણ એઓ સભ્ય થયા. પછી ધારાસભાની ચૂંટણી ૧૯૩૪ ના નવેંબરમાં આવી ત્યારે જવાહર જેલમાં હતા. છતાં, કોંગ્રેસે ઘણા સારા પ્રમાણમાં વિજય મેળવ્યો. એથી એઓ રાજી થયા.

માલવીયજી, અણે, શ્રી. નિર્મળ ચંદર ચંદર વગેરે નેતાઓએ, ૧૯૩૫ ના ધારાનો કોંગ્રેસે બહિષ્કાર કર્યો તેની જોડે કોમીચુકાદાનો પણ કોંગ્રેસ સંપૂર્ણ બહિષ્કાર કરે એમ ઇચ્છયું. અને તેને માટે પ્રચાર કર્યો ને મહાસભામાંથી નીકળી ગયા. પણ જવાહરને વિશેષ દુઃખકર તો એ લાગ્યું કે એ લોકોએ, પ્રત્યાઘાતી બળોની

મદદ લીધી ને આ કાર્ય કર્યું. જો કે, કોમી ચુકાદાનો કોંગ્રેસે જે સ્વીકાર પણ ન કર્યો અને અસ્વીકાર પણ ન કર્યો એવું જે વલણ લીધું, એ શોચનીય હતું, જવાહરને એથી જેલમાં રહ્યાં ખૂબ ગુસ્સો આવ્યો.

ચૂંટણીએ સાબિત કર્યું કે મુસ્લિમ લીગ અને હિન્દુ મહાસભા જે કોમવાદી સંસ્થાઓ હતી, તેની પાછળ જમીનદારો, ધનવાનો, વગેરે પ્રત્યઘાતી બળો હતાં. અને મુસ્લિમોને થાબડવાની બ્રિટીશોની નીતિ પ્રગટ થઈ ગઈ.

જવાહરને આમ એક બાજુ કમળાની માંદગી તો બીજી બાજુ દેશમાં બનતા બનાવો, અને દેશનું ઘોડાપૂરને વેગે વહેતું રાજકારણ પણ માંદા કરી મૂકે એવું હતું. રોજ એમને નારાજ કરે એવા કંઈ સમાચાર હોય જ.

કમળાની સ્થિતિ વધારે બગડતાં અને હિન્દમાં એની માંદગીનો ઈલાજ ન જડતાં, એને, ભવાલીથી યુરોપમાં લઈ ગયા.

એવામાં, ક્વેટામાં ભૂકંપના સમાચારો આવ્યા. બિહારનો ભૂકંપ ઈશ્વર નિર્મિત હતો, ત્યારે આ ભૂકંપ તો કહે છે કે સરકાર નિર્મિત હતો, એટલે કે સરકારી શસ્ત્રાગારમાં કંઇક સ્ફોટકદ્રવ્યોને લીધે, પારાવાર નુકસાન થયું હતું. ક્વેટાની ધરતી જાણે પાયમાલ થઈ ગઈ. ભયાનક સર્વનાશ થયો હતો. માનવીઓ, હજારો ને લાખો, ઘરબાર વિનાનાં થઈ પડ્યાં. હજારો મૃત્યુ પામ્યાં, કારણ કે, સરકારી કશોજ આંકડો મળ્યો નહિ. રાજેન્દ્રબાબુ ભૂકંપરાહત કાર્યમાં નિષ્ણાત હતા તેમને ત્યાં જવા દેવાની પરવાનગી ન આપી. ગાંધીજીને પણ ભૂકંપપીડિત લોકોની સેવા કરવાની તક ન આપી. ક્વેટાના વિનાશ પર દેશી અખબારોએ અગ્રલેખ લખ્યા તો એમની જામીનગીરી જપ્ત કરવામાં આવી.

[૧૫]

# કમળાનો સ્વર્ગવાસ

૪થી સપ્ટેમ્બર ૧૯૩૫ ને દિને જવાહરને એકાએક અલ્મોડા જેલમાંથી કમળાની સ્થિતિ અત્યંત ગંભીર હોવાથી મુક્ત કરવામાં આવ્યા. કમળા જર્મનીમાં હતી. બ્રાઉન વાઇલરનામની જગ્યાએ એ ઉપચાર કરાવતી હતી. સજા પૂરી થવાના સાડાપાંચ મહિના પૂર્વે એઓ છૂટયા હતા. સરકારે એમને રીબાવવામાં જરાપણ કમીના ન રાખી. એમની પત્નીની ગંભીર માંદગી છતાં, એમની માતાની માંદગી છતાં, એમને મુક્ત ન કર્યા. ને, પત્નીની માંદગી વિષે ચિન્તા કરાવી કરાવીને સરકારે એમને રીબાવી રીબાવી એમનો કસ કાઢ્યો.

જવાહરે યુરોપ જવા માટે તાબડતોબ વિમાન પકડયું. યુરોપ તે વખતે તોફાનની આગમાં હતુ. લડાઈનું વાતાવરણ હતું. એબીસીનીયા પર મુસોલિનીએ છડેચોક આક્રમણ કર્યું હોવા છતાં, બ્રિટન મુસોલિનીને થાબડતું હતું. જવાહર ત્યાં પત્નીની મરણપથારી આગળ પહોંચ્યા. ત્યાંની હવામાં અને ઔષધોપચારથી કમળાની તબિયત સુધરતી લાગી, એટલે જવાહર ઇંગ્લેંડ એક આંટો મારી આવ્યા. ત્યાં એમનું ભવ્ય સ્વાગત થયું. ત્યાં એમણે અનેક વ્યાખ્યાનો આપી બ્રિટનની હિન્દવિષયકનીતિની સખત ઝાટકણી કાઢી. દશ દિવસમાં તો એમણે લંડનને ગજાવી મૂક્યું.

ત્યાંથી એઓ પાછા પોતાની પત્ની પાસે આવ્યા. અને એના અંતિમ દિવસોમાં જવાહરે અત્યારસુધી એની પ્રત્યે દર્શાવેલી બેદરકારીનો ખંગ વાળી દીધો. રાત ને દિવસ, ઊંઘનો ત્યાગ કરીને, શરીરશ્રમની પરવા ન કરીને, એમણે ખડે પગે પત્નીસેવા કરી. કમળાને સુધારો થતો લાગ્યો અને ત્રણ મહિનાની જવાહરની સારવાર ફળતી લાગી. ઔષધ કરતાં જવાહરના સાન્નિધ્યે અને પ્રેમેજ એને ટકાવી રાખી હતી. કમળા જાણે મૃત્યુ ઉપર વિજય મેળવતી હતી. એ મૃત્યુ સામે વીરાઙ્ગનાની જેમ ઝઘડતી હતી.

ગઈ છે. એમને જીવન એકાકી લાગવા માંડ્યું. જાણે જીવનનું એક અંગ ખરી પડ્યું હોય તેમ લાગ્યું.

જવાહર હવે એકાકી થયા. એમના સુખદુઃખમાં સાથ આપનારી, એમને કપરામાં કપરા સંજોગોમાં, પ્રેમળ હૂંફ આપનારી, એમને રાષ્ટ્રકાર્યમાં અહોરાત સહાય્ય કરનારી, એમની વહાલસોયી કમળા, સદાને માટે એમને છોડીને ચાલી ગઇ. જવાહરનાં જીવનનાં અઢાર વર્ષો નવપલ્લવિત કરતી ગઈ. એમના જીવનમાં માધુરી છાંટતી ગઈ. જવાહરને શાંતિ આપનારો એનો અમીકૂંપો ઢોળાઇ ગયો. એમનું જાણે બીજું હૃદય ખોટકાઇ પડ્યું. કમળાની કુરબાની જવાહરના જેટલીજ હતી. એણે પોતાની ભરજુવાનીમાં પોતાનો પતિ દેશને સોંપી, લગભગ સદાની જેલ સેવી હતી. જવાહરને તો વચમાં વચમાં જેલમુક્તિ પણ થતી. પણ કમળાને માટે તો અઢાર વર્ષોની કાયમી જેલજ હતી. કારણ, જવાહર જેલમાં ન હોય, ત્યારે પણ એઓ રાત દિવસ દેશકામમાં મગ્ન રહેતા. એ બિચારીએ લગ્નજીવન, લગ્નસુખ માણ્યું જ નહિ. ને છતાં એ માટે નથી એક હરફ ઉચ્ચાર્યો, નથી ફરિયાદ કરી, નથી કંટાળો દેખાડ્યો. એ યાતના એણે સ્મિતવદને સહન કરી છે. અને, એ જ, એ તપસ્વિનીનો સાચો ત્યાગ છે. ઊર્મિલાએ જેમ લક્ષ્મણ રામને સોંપી પોતાની મહત્તા વ્યક્ત કરી, તેમ, કમળાએ જવાહરને દેશને સોંપી મહાન સતીત્વ પ્રાપ્ત કર્યું.

જવાહર પોતાનો શોક શમાવી, ૧૧મી માર્ચે, વિમાન માર્ગે હિન્દ પાછા આવ્યા. આવીને એઓ સૌથી પહેલા ગાંધીજીને મળ્યા. એ દૃશ્ય હૃદયદ્રાવક હતું. ગાંધીજી જવાહરના માતાપિતા બન્યા હતા. કારણ કે, જવાહરે એમની માતાને પણ આ અરસામાં ગૂમાવ્યાં હતાં. હિન્દનાં સ્વાતંત્ર્યસંગ્રામે, થોડે થોડે સમયને આંતરે એમનાં ત્રણ સ્વજનોને ભરખી લીધાં હતાં: માતા, પિતા, અને પત્ની. એમના કુટુંબજીવનને જાણે દેશની આગે ભસ્મીભૂત કર્યું હતું.

હિંદ આવતાંવેંતજ જવાહરે નિવેદન પ્રગટ કર્યું: "મારી પવિત્ર બહાદુર અને સાચી સાથી ચાલી ગઈ છે. હું એકાકી અને નિરાશ બની ગયો છું. મારા દેશબંધુઓનાં વિશાળ અને વ્યાપક પ્રેમે મને નવડાવી દીધો છે. મને હિંમત અને શક્તિ પ્રાપ્ત થયાં છે." મહિના પછીજ લખનૌમાં કોંગ્રેસનું અધિવેશન એમના પ્રમુખપદે ભરાવાનું હતું, એટલે જવાહર એની તૈયારીમાં પ્રવૃત્ત થયા.

[૧૬]

# પ્રમુખપદનાં વર્ષો

જવાહર કોંગ્રેસનાં પ્રમુખ પોતાનાજ આંતમાં, લખનૌ અધિવેશનમાં ૧૯૩૫ માં બન્યા. જવાહરની પ્રમુખ તરીકેની પસંદગી અનેક દૃષ્ટિએ વિશિષ્ટ હતી. એક તો કમળા નેહરુના મૃત્યુથી દેશબાંધવોને જવાહર તરફ જે હમદર્દી પ્રગટી હતી, તેની એ ચૂંટણી સૂચક હતી. એ ઉપરાંત, દેશને માટે કમળા નેહરુ એ જે ત્યાગ આપો હતો, તેનું પણ એ પ્રતીક હતું, કદરદાની હતી.

હિન્દમાં આવ્યા તેવાજ જવાહર માટે એક મહાન વિજય ગણાય એવો બનાવ બન્યો. જવાહર વિરુદ્ધ બંગાળ સરકારે એમના અહેવાલમાં છાપ્યુ હતું, તેને વિષે એમણે સખત વાંધો ઉઠાવ્યો હતો અને પરિણામે, એ અહેવાલ માટે, બંગાળની સરકારે જવાહરની માફી માગી હતી. બંગાળની જુલમી સરકાર, જવાહર જેવા એના કટ્ટર દુશ્મનની માફી માગે, અને તે પણ એઓ જ્યારે કોંગ્રેસના બીજી વાર પ્રમુખ થાય ત્યારે, એ ખરેખર કોંગ્રેસને માટે અને જવાહરને માટે ઈજ્જતવૃદ્ધિનો એક મહાન બનાવ હતો.

જવાહરે જ્યારે લખનૌ અધિવેશનનુ પ્રમુખપદ લીધું ત્યારે દેશની પરિસ્થિતિ ઘણી વિષમ હતી. હિન્દમાં નાગરિક સ્વાતંત્ર્ય પર એટલી બધી તરાપ પડી હતી કે એ વખતે દેશમાં ૨૧૦૦ રાજકીય નજરબંદીઓ હતા. લગભગ પાંચશો અખબારો પાસેથી જામીનગીરી માંગવામાં આવી હતી. સાડાત્રણશો અખબારોએ પોતાનાં પ્રકાશન બંધ કર્યાં હતાં અને બીજાં અખબારોએ ૨,૫૦,૦૦૦ જેટલી જામીનગીરી આપી હતી. હિન્દની સ્થિતિ આવી ગૂંગળાવનારી હતી. દેશની અંદર ભયનું વાતાવરણ જામ્યું હતુ. આગામી ચૂંટણી વખતે સરકાર લોકોને ધાક બેસાડવા ઈચ્છતી હતી.

હિન્દની બહારની પરિસ્થિતિ પણ દુઃખ ઉપજાવે એવી હતી. ઈટલિની સામ્રાજ્યશાહી સત્તાએ એબીસીનીયા પર હુમલો કર્યો હતો. રશિયા દુનિયાની

નજરને આકર્ષી રહ્યું હતું. કોંગ્રેસ ખેડૂતોને માટે અને શોષિત વર્ગ માટે કંઈ કરી નાંખવાની તમન્ના સેવી રહી હતી. કારણ કે માત્ર રાજકીય જ નહિ પરન્તુ આર્થિક સ્વાતંત્ર્ય પણ કોંગ્રેસનું ધ્યેય હતું. આર્થિક સ્વાતંત્ર્યમાં જમીનદારીની નાબૂદી, ખેડૂતો અને મજૂરોના શોષણનો સદંતર વિનાશ એ કોંગ્રેસનું ધ્યેય હતું જ.

આવી પરિસ્થિતિમાં જવાહરની ચૂંટણી કોંગ્રેસને પ્રમુખ પદે બીજી વાર થઈ હતી. ગાંધીજી પછી એજ એવી વ્યક્તિ હતા, કે જેઓ કોંગ્રેસની ભીતરમાં ક્રાન્તિ લાવી શકે અને બહારથી કોંગ્રેસનાં તંત્રને સમતોલ રાખી શકે. વળી, જવાહરના પોતાનાજ શબ્દો જોઈએ તો : "રશિયા, જર્મની, ઇંગ્લંડ, અમેરિકા, જાપાન, ચીન, ફ્રાન્સ, સ્પેન, ઇટલિ અને મધ્યયુગના રાજકીય પ્રવાહોનો, એમણે તલસ્પર્શી અભ્યાસ કર્યો હતો." આથી જવાહરમાં એક નવી દૃષ્ટિ હતી. આ સાથે હિન્દની વિશિષ્ટ પરિસ્થિતિનું પરિશિલન પણ એના જેટલું બીજા કોઈનું નહિ હોય. એ એકજ ગાંધીજી પછી એવી વ્યક્તિ હતા કે જે રાષ્ટ્રીયતાનો સંભાર રાષ્ટ્રમાં ભરી શકે. જવાહર એ સમજી ગયા હતા, કે, હિન્દમાં મધ્યમવર્ગનો બુદ્ધિશાળી માનવી ખૂબ ક્રાન્તિકારી બળ હતું. અને એનો યોગ્ય વિનિયોગ થવાની જરૂર હતી. જવાહરે એ વિષે લખ્યું હતુંકે: "હિન્દી રાષ્ટ્રીય આંદોલન એ મજૂર કે આમ વર્ગની ચળવળ નથી. એ તો બુર્ઝવા ચળવળ છે. અને એનું તાત્કાલિક ધ્યેય રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય છે. પરન્તુ, એનું અંતિમ ધ્યેય, તો, સમાજવ્યવસ્થાનો સદંતર પલટો છે."

જવાહરના મનમાં એમની પ્રમુખ તરીકેની ફરજો અને એમના વિચારો વચ્ચે ખૂબ ઘમસાણ ચાલી રહ્યું હતું. એમની લાગણી અને એમની બુદ્ધિ વચ્ચે સતત ઘર્ષણ ચાલતું હતું. એટલે આ દૃષ્ટિએ વિચારતાં, ગાંધીવાદ અને સામ્યવાદના રાજકીય પ્રવાહો વચ્ચે, નવા અને જૂનાની વચ્ચે જવાહરજ પૂલસમાન હતા. એજ સાંધણકડી હતા. એટલે એમ ગમે તે દૃષ્ટિએ વિચારતાં, લખનૌ કોંગ્રેસના પ્રમુખપદ માટે જવાહરનીજ પસંદગી યોગ્ય હતી.

જવાહરને ઉમેદ હતી, કે, કોંગ્રેસને પોતાના વિચારને અનુરૂપ બનાવી શકશે. એમને હતું, કે કોંગ્રેસને એઓ સમાજવાદ તરફ વાળી શકશે. જો કે, એમનું કામ અત્યંત વિકટ હતું. કારણ કે, ૧૯૩૨ ની શરૂઆતથી એઓ, કોંગ્રેસનાં સંપર્કમાં નહોતા. એઓ જેલમાં અને જેલની બહાર નહોતા ત્યારે, એઓ વિલાયતમાં પત્નીની નજદીક હતા. આથી, પ્રત્યક્ષ સંપર્ક ન હોવાને લીધે, કોંગ્રેસમાં જે નવનવા આંતરપ્રવાહો શરૂ થઈ ગયા હતા, તેનાથી એઓ તદ્દન અપરિચિત હતા, એટલું જ નહિ પણ, પરસ્પર ઝઘડતાં એવાં તત્વો વચ્ચે એમને મેળ ખવડાવવાનું

કપરું કાર્ય કરવાનું હતું. પરસ્પર કડવાશ, વહેમ, વગેરે સારા પ્રમાણમાં જામ્યાં હતાં. જવાહરનું કામ જાદુઈ લકડી ફેરવી દઈ એ બધાં તત્વો દૂર કરવાનું હતું.

જવાહર નવા નવા વિલાયતથી આવેલા એટલે એમણે લખનૌ અધિવેશનમાં ઘણી પ્રગતિશીલ કાર્યવહીની આશા રાખેલી.

લખનૌમાં જવાહરનું ભવ્ય સ્વાગત થયું. એમની પાસે જનતા કેવી દોરવણીની આશા રાખે છે, તે સ્વાગતાધ્યક્ષ શ્રી. શ્રીપ્રકાશે જણાવ્યું.

જવાહરે એમના પ્રમુખ તરીકેના ભાષણમાં જણાવ્યુ: "આપણે માટે કે જેઓ હજી જેલમાં કે નજરકેદીઓની છાવણીમાં સબડે છે તેમને માટે શાંતિનો પ્રશ્ન જ ન હોઇ શકે. કારણ કે, શાંતિ કે આરામ તો, જેઓ આપણી આગળ ગયા છે અને આપણને આઝાદીની મશાલ આપતા ગયા છે, તેમની પ્રત્યે બેવફાઇ થયેલી ગણાય. આરામ તો, લાખો લોકો, કે જેમણે આરામ શું છે તે જાણ્યું નથી, તેમની તરફનો દ્રોહ છે."

જવાહરના દિલમાં જે આગ જલતી હતી, તેનો પૂરાવો એમની આ ઉક્તિપરથી મળે છે. એમણે પોતાની અંગત સ્થિતિ જણાવતાં કહ્યું:

"હું થાકયો છું અને જેમ થાકેલું બાળક માતાની ગોદમાં વિસામો લેવા આવે તેમ હું હિન્દમાતાની ગોદમાં વિસામો લેવા આવ્યો છું.

"આજે દુનિયામાં મૂડીવાદે એક બાજુ ફાસીવાદનો એનાં અનિષ્ટો સહિત આશરો લીધો છે. તો બીજી બાજુ, એણે શાહીવાદનો આશરો લીધો છે. આ ત્રણે, રાષ્ટ્રની જરૂરિયાત પ્રમાણે ભલે બદલાતાં હોય, પણ વસ્તુતઃ તો એકજ તત્વનાં ત્રણ ભિન્ન ભિન્ન સ્વરૂપો છે.........આપણા દેશમાં અત્યારે કુસંપ છે, એકતાનો સદંતર અભાવ છે. નાના નાના ઝઘડાઓથી, ઇર્ષાથી, પુરાણા સાથીઓનાં મન ભરેલાં છે. અને એથી આપણી સમગ્રપ્રવૃત્તિ સ્થગિત બની ગઈ છે. જનતા જોડેનો આપણો ગાઢો સંપર્ક રહ્યો નથી. આપણે નાની નાની વસ્તુઓને પકડી બેઠા છીએ ને આપણા મહાન ધ્યેયને વીસર્યા છીએ.........આપણે જનતાથી વિમુખ બન્યા છીએ તે માટે કેટલેક અંશે આપણું બંધારણ પણ જવાબદાર છે.....

"મને પૂરેપૂરી ખાતરી થઈ છે કે દુનિયાના પ્રશ્નોનુ કે હિન્દનાં પ્રશ્નોનું એક માત્ર નિરાકરણ કે નિદાન સમાજવાદમાંજ રહેલું છે. અને જ્યારે હું આ વાત કરું છું, ત્યારે, હું સમાજવાદનો શાસ્ત્રીય દષ્ટિએજ વિચાર કરું છું. સમાજવાદ એ કેવળ આર્થિક સિદ્ધાંત જ નથી. એ તો જીવનની

ફિલસૂફી છે. આપણી ગરીબી, વ્યાપક બેકારી, હિન્દીપ્રજાનું અધઃપતન અને ગુલામી, એ સર્વે માટે સમાજવાદ સિવાય મને બીજો કોઈ આરો દેખાતો નથી. એથી, આપણા રાજકીય અને સામાજિક ચોકઠામાં ક્રાન્તિકારી ફેરફારો કરવા પડશે. ઉદ્યોગ અને જમીનનાં સ્થાપિત હિતોને નાબૂદ કરવા પડશે. અને, દેશીરાજ્યોને પણ ખતમ કરવાં પડશે. એનો અર્થ કે ખાનગી મિલકતનો અંત, ને, નફાને બદલે સહકારી ધોરણ."

આ ભાષણમાં સમાજવાદ તરફની જવાહરની સ્પષ્ટ શ્રદ્ધા અને વલણ એમને માટે મુસીબતરૂપે નીવડ્યાં. કારણ કે, કોંગ્રેસના ઘણા પહેલા દરજ્જાના નેતાઓને, મોટાભાગના કાર્યવાહક સમિતિના સભ્યોને જવાહરનું આ વલણ પસંદ ન પડ્યું. અને તે એટલે સુધી, કે, એઓ પણ એથી મૂંઝાયા. અને, એમણે રાજીનામું આપવાનો વિચાર પણ કરી નાંખ્યો. એઓ હિન્દમાં, માર્ક્સવાદી વિચારો લઈને આવેલા. અને એ કાટલાંથી એઓ કોંગ્રેસને તોળવા ગયા. એટલે સ્વાભાવિક રીતે કોંગ્રેસ એમને સંતોષ ન જ આપે. જવાહરને એમ લાગ્યું કે જાણે પોતે એકાકી છે. એમને કોઈ સમજતું જ નથી. આથી એમને ઘણી નિરાશા ઉદ્દભવી. છતાં કંઈક નવું કરવાની આશાએ જવાહરે પોતાની કારોબારીમાં, ત્રણ સમાજવાદી પક્ષના સભ્યો લીધા. શ્રી. અચ્યુત પટવર્ધન, શ્રી. જયપ્રકાશ નારાયણ અને આચાર્ય નરેન્દ્ર દેવ. જવાહરે સમાજવાદીઓ માટે જગ્યા કરવા, સરોજિની દેવી જેવી વર્ષોથી કારોબારીમાં હતી, તેવી સ્ત્રીને છોડી દીધી. એ એમનું બહુ બહાદુરીવાળું અને સાહસિક પગલું હતું. જો કે, ત્રણ સમાજવાદી આગંતુકોનું, પુરાણા કારોબારી સભ્યોએ સારું સ્વાગત કર્યું નહિ. કારણ કે, દૃષ્ટિબિન્દુમાં, આસમાન જમીનનો ફરક હતો. આથી પ્રમુખ, એમના ત્રણ સાથીઓ, એમ કારોબારીમાં ચારની લઘુમતીમાં એ લોકો રહેતા.

લખનૌ અધિવેશને બે કાર્યો અખિલભારત મહાસમિતિ પર છોડી દીધાં. એક તો, કિસાન કાર્યક્રમ ઘડીને, તેને અમલમાં મૂકવાનું, અને બીજું, કોંગ્રેસનું ચૂંટણી જાહેરનામું તૈયાર કરવાનું. જવાહરને, કારોબારી જોડે બહુ ફાવ્યું નહિ. કારણ કે, કોંગ્રેસના નિર્ણયોની અમુક બાજુ પર જવાહર ભાર મૂકતા, ત્યારે કારોબારીના પુરાણા સભ્યો બીજી જ બાજુ પર ભાર મૂકતા. આથી સંઘર્ષ તો નહિ, પણ જવાહરનું મન અસંતુષ્ટ રહ્યા કરતું. તેમાં એ રહ્યા લાગણીપ્રધાન. એટલે એમણે પ્રમુખપદનું રાજીનામું આપવાનો વિચાર કરી ગાંધીજીને એ વિષે લખી નાંખ્યું કે: "યુરોપથી પાછા ફર્યા બાદ હું જોઉં છું કે કોંગ્રેસની કારોબારીની સભાઓ પછી હું થાકીને છેક લોથ થઈ જાઉં છું. એ

સભાઓની મારી પ્રાણશક્તિને હરનારી અસર થાય છે. અને દરેક નવા અનુભવ પછી મને એમ લાગે છે, કે મારી આવરદાનાં કેટલાંયે વર્ષો વીતી ગયાં. કારોબારી સમિતિના મારા સાથીઓને પણ આવી લાગણી થતી હશે, તો મને અચંબો નહિ થાય. આ એક મારો, મનની તંદુરસ્તીને બગાડનારો અનુભવ છે, અને તે અસરકારક કામ કરવામાં બાધારૂપ નીવડે છે."

પણ એવામાં, આંતર રાષ્ટ્રીય મહત્વના કેટલાક બનાવો બનવા પામ્યા, જેવા કે, સ્પેનમાં જનરલ ફ્રેંકોએ ઉઠાવેલો બળવો, જર્મની અને ઇટલિના ફાશીવાદનો વધતો જતો દોર. એ બધાથી જવાહરને લાગ્યું કે દુનિયાભરમાં મહાન વિગ્રહ જન્મવાનો છે અને એવે સમયે પોતાના રાજીનામાથી હિન્દની એકમાત્ર રાષ્ટ્રીય અને ક્રાન્તિકારી સંસ્થા એમાં ફાટફૂટ પડી જશે. અને એથી આખો દેશ પાયમાલ અને તારાજ બની જશે. એથી એમણે કોંગ્રેસની એકતા માટે પોતાનો વિચાર પલટયો.

જવાહર આમ એક તરફથી બીજી તરફ ઝોલાં ખાતા હતા. ૧૯૩૬ ના ડીસેમ્બરમાં, એમનું વલણ સમાજવાદીપક્ષ પ્રત્યે કેટલું સહાનુભૂતિભર્યું હતું, તે, સમાજવાદી પરિષદ વખતે એમણે પાઠવેલા સંદેશા પરથી પ્રતીત થાય છે. એ સંદેશામાં એમણે કહ્યું હતું:

"હું ખુશીથી તમારી પરિષદ માટે મારાં અભિનંદન પાઠવું છું. અને મને પૂરી ખાતરી છે કે તમારી મંત્રણાઓ જે ધ્યેય આપણે બધાને હૈયે વસેલું છે તેની તરફ આપણને આગળ ને આગળ લઈ જશે. એ ધ્યેય આપણે શાહીવાદી વિરોધી મોરચાને જેટલો પ્રબળ બનાવી શકીશું તેટલું આપણી વિશેષ અને વિશેષ નજદીક આવશે. અને કોંગ્રેસ, એ એકજ એવી સંસ્થા છે, કે, જે આવો મોરચો સફળતાપૂર્વક રચી શકે.

"તમને ખબર તો હશે જ કે બધા પ્રશ્નોના સમાજવાદી નિદાનમાં મને ઘણોજ રસ છે. એ જરૂરનું છે કે આપણે સમાજવાદી સિદ્ધાંતો પૂરેપૂરી રીતે સમજી લેવા જોઈએ. એથી આપણું મન વધારે શુદ્ધ થશે, અને આપણી પ્રવૃત્તિ અર્થવાળી બનશે. આપણી સમક્ષ સાચો પ્રશ્ન તો એ છે કે સમાજવાદને હિન્દી ભાષામાં કઈ રીતે સમજાવવો? ને આપણે એ ભૂલી જઈએ છીએ કે જો લોકો સમજે એમ આપણે ઇચ્છતા હોઈએ તો આપણે લોકોની ભાષામાં વાત કરવી જોઈએ. હું હિન્દની નિરનિરાળી ભાષાઓની વાત કરતો નથી. પરન્તુ, જે ભાષા વિવિધ સંસ્થાઓ, આપણી સંસ્કૃતિ, આપણો ભૂતકાલીન ઇતિહાસ, અને વર્તમાન પરિસ્થિતિમાંથી

ઉદ્‌ભવે છે એવી ભાષાની હું વાત કરું છું. જ્યાંસુધી આપણે હિન્દી માનસને પશ્ચાદભૂ તરીકે રાખી વાતો ન કરીએ ત્યાંસુધી આપણા વક્તવ્યમાં અસરકારકતા આવવાની નહિ. માત્ર એવા શબ્દો ને સૂત્રો વાપરવાં કે જેનો આપણે માટે અર્થ હોય પરન્તુ, હિન્દની જનતામાં જે ચલણી ન બન્યાં હોય, તો એ ખાલી બકવાદ છે. અને સમાજવાદનો આ પ્રશ્ન જ મને સારી પેઠે મૂંઝવી રહ્યો છે.”

જવાહરની માનસિક સ્થિતિ આ સંદેશામાં યોગ્યતઃ વ્યક્ત થઈ છે. એમને હિન્દમાં સમાજવાદ લાવવો છે, છતાં, પોતાના કારોબારીના સાથીઓ અને કોંગ્રેસમિત્રો પોતાને સમજતા નથી, એ માટેનું દર્દ એમાં વ્યક્ત થયું છે. અને તેથી એમની મૂંઝવણ એઓ યોગ્ય શબ્દોમાં આલેખે છે.

આ અરસામાં બે મહત્વના ખેદજનક બનાવોએ જવાહરના મન પર ઘણી અસર કરી. જુન મહિનામાં, બુઝર્ગ કોંગ્રેસનેતા, અને ગાંધીજીના અનન્ય ભક્ત અબ્બાસ તૈયબજીનું મસૂરીમાં મૃત્યુ થયું. અને બીજું, લખનૌ અધિવેશન પૂરું થતાં જ, પાછા વળતાં, કોંગ્રેસના એક વખતના પ્રમુખ અને કારોબારીના અત્યંત મહત્વના સભ્ય ડૉ. અન્સારી ટ્રેનના ડબ્બામાં જ ગુજરી ગયા. જવાહરને એથી ખૂબ આઘાત પહોંચ્યો. એમણે એમના મૃત્યુ નિમિત્તે જાહેર શોકદિન પાળવાનું નક્કી કર્યું.

જવાહર આંતરરાષ્ટ્રીય દૃષ્ટિવાળા હોવાથી, અને એમના ફાશીવાદ વિરોધી વિચારો બહુ પ્રબળ હોવાથી, એમણે, ઈટલિએ એબીસીનીયા પર આક્રમણ કર્યું તેનો વિરોધદિન પણ હિન્દમાં પળાવ્યો. સુભાષ બોઝની સામે સરકારે અનેક આકરા ને અપમાનજનક પ્રતિબંધો મૂક્યા, તેના વિરોધ તરીકે, કોંગ્રેસપ્રમુખના આદેશથી, સારાય હિન્દમાં 'સુભાષદિન' પળાયો. અને એમાં સરકારી નીતિની સખત ઝાટકણી કાઢી. સરકારે સુભાષ બોઝને, દાર્જીલીંગમાં કરસીયોંગ આગળ, એમના ભાઈનાજ બંગલામાં, નજરકેદી રાખ્યા હતા. વડી ધારાસભામાં એ વિષે પ્રશ્ન પૂછાતાં, ગૃહમંત્રીએ કહ્યું હતું કે સુભાષને અદાલતમાં ઊભો કરીને એની સામે મુકદ્દમો ચલાવવો એ જાહેર સલામતીને હાનિકર્તા છે. આવી રીતે જવાહરે, લોકો સમક્ષ કોંગ્રેસ જાગૃત છે એમ બતાવવાને આ બધી તરકીબો અજમાવવા માંડી.

૧૯૩૬ નું વર્ષ એ ખૂબ કટોકટીનું વર્ષ હતું. દેશવ્યાપી જુલમશાહી ગાજતી હતી. “સમાજવાદ શા માટે?” જેવાં પુસ્તકો પર પ્રતિબંધો મૂકાતા હતા. “આજનું ફ્રાન્સ”, “પૂર્વનો પડકાર” જેવા ગ્રન્થો પણ સરકારે જપ્ત કર્યા

હતા. કોંગ્રેસ પ્રમુખને જાહેર માન આપવાના ઠરાવો કરનાર મ્યુનિસિપાલિટિને બંધ કરવામાં આવી હતી. મજૂરોના હકો પર મર્યાદા મૂકવામાં આવતી હતી. ગાંધીજીની છાપવાળું પોસ્ટમાં નાંખેલું કવર, એના મોકલનારને, "એની સામે પ્રતિબંધ છે" એવી નોંધ સાથે પાછું મોકલવામાં આવ્યું હતું. અબ્દુલગફાર ખાનને છોડીને તરતજ સરહદમાં એમના પ્રવેશ માટે પ્રતિબંધ મૂકવામાં આવ્યો હતો. લગભગ ૨૦૦૦ જેટલા નજરબંદીઓ, કહેવાતા રાજકીય ગુના માટે જુદી જુદી જેલમાં રાખવામાં આવ્યા હતા. લગભગ ૫૦ જેટલા કોંગ્રેસવાદીઓને એમના ગામની સરહદ ન છોડવાની નોટીસ મળી ગઈ હતી.

કોંગ્રેસે એ વર્ષ દરમ્યાન કોંગ્રેસ પાર્લામેન્ટરી કમીટીએ તૈયાર કરેલું જે ચૂંટણીનું નિવેદન પત્ર હતું, તે નિવેદન પત્ર મંજૂર કરવા, અખિલ ભારત મહાસભા સમિતિની ખાસ બેઠક ઑગસ્ટમાં મુંબઈમધ્યે બોલાવી. એ નિવેદનપત્રમાં, આર્થિક મંદીનો, ગરીબીનો, ખેડૂતો અને મજૂરોની બેકારીનો ઉલ્લેખ કર્યો હતો. અને તેથી હિન્દની આમપ્રજા માટે આઝાદીનો પ્રશ્ન અત્યંત મહત્વનો બની ગયો હતો, એમ જાહેર કરાયું હતું. એમાં સરકારની જુલમશાહીનો ઉલ્લેખ કર્યો હતો. કોંગ્રેસે ૧૯૩૫ નાં રાજકીય ધારાનો બહિષ્કાર કર્યો હતો, એની લોકોને યાદ દેવડાવી હતી. અને ધારાસભામાં જઈ કોંગ્રેસ આંતરિક શક્તિ મેળવવા ઈચ્છે છે એમ કહ્યું હતું. બ્રિટીશ શાહીવાદનો બધે મોરચેથી વિરોધ કરવાની કોંગ્રેસની નીતિની જાહેરાત થઈ હતી. પ્રાથમિક હકો, ફરજો, વગેરે માટે કરાંચી ઠરાવો પર ભાર મૂકીને, કોંગ્રેસ સત્તા પર આવતાં તાત્કાલિક લક્ષ દારૂબંધી, મહેસૂલ ધારામાં સુધારો, જમીનપરના ભારણને ઓછું કરવાનું વચન, સસ્તા વ્યાજે પૈસાની ખેડૂતોને ધીરધાર, મજૂરોને માટે સુઘડતા અને સગવડવાળાં મકાનો, ઉત્તમ જીવન ધોરણ, મર્યાદિત કામના કલાકો, યુનીયનો સ્થાપવાના અને હડતાળો પાડવાના હકનો સ્વીકાર, એ બધાનો સમાવેશ કરવામાં આવ્યો હતો. સ્ત્રીકામદારો માટે પ્રસૂતિગૃહોની ગોઠવણ, હરિજનો અને પછાત વર્ગોનો ઉદ્ધાર, ખાદી અને ગ્રામોદ્યોગને સહાય્ય, રાજકીય કેદીઓની વધારે સગવડો, વગેરેનું વચન આપ્યું હતું.

કોંગ્રેસની ચૂંટણીનાં જાહેરનામાંની બધી જગ્યાએથી તારીફ થઈ. અખિલ ભારત મહાસભા સમિતિનાં મુંબઈમાં, એ માટે ખાસ ભરાયલા અધિવેશનમાં, ૨૨મી ઑગસ્ટ ૧૯૩૬ ને દિને, જવાહરે ભાષણ આપતાં કહ્યું :

"આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં એક પછી એક, તોફાનો જાગતાં જાય છે. આર્થિક મંદી આવતી જાય છે, અને બીજા વિશ્વયુદ્ધના ભણકારા સંભળાઈ રહ્યા છે.

આ ભયાનક પરિસ્થિતિ પ્રત્યે લખનૌ અધિવેશને ધ્યાન ખેંચ્યું હતું. અને શાહીવાદી યુદ્ધમાં હિન્દ કોઇ પણ જાતનો ભાગ લે તેની સામે સખત વિરોધ નોંધાવ્યો હતો. અને, હિન્દની આઝાદીની લડત દૃઢતાથી ચલાવવાનો પૂરો નિરધાર કર્યો હતો. હિન્દ ઉપર લાદવામાં આવેલાં બંધારણનો કોંગ્રેસે અસ્વીકાર કર્યો અને પડકાર કર્યો કે બહારની સત્તાએ લાદેલું કોઈપણ બંધારણ હિન્દને ખપવાનું નથી. હિન્દની પ્રજાનો રાજકીય, આર્થિક સ્વાતંત્ર્યનો હક અને પોતાનું બંધારણ પોતે ઘડવાનો હક જે ન સ્વીકારે એવો કોઈ પણ ખરડો હિન્દને હરગિજ મંજૂર નથી. હિન્દનું બંધારણ તો હિન્દની પ્રજાએ ચૂંટેલી બંધારણસભાજ નક્કી કરશે.

"કોંગ્રેસે તો હમેશાં લોકોની તાકાત વધારવાનો જ પ્રયત્ન કર્યો છે અને લોકોની મરજી સાચવવાનો યત્ન કર્યો છે. કોંગ્રેસ માને છે, કે સાચી તાકાત જનતાની સેવા કરવાથી આવે છે. એ ધ્યેયને વળગી રહીને, હાલની પરિસ્થિતિનો વિચાર કરતાં, અને આપણી પર પરદેશી સત્તાનો દોર મજબૂત બનાવનારાં અને આપણાં શોષણને દૃઢ બનાવનાર બળોનું વર્ચસ્વ વધે નહિ એટલા માટે, મહાસભાએ પ્રાંતીય ધારાસભાની આગામી ચૂંટણીમાં ભાગ લેવાનું નક્કી કર્યું છે. એ ચૂંટણીજંગ ૧૯૩૫ના કાયદામાં સહકાર આપવા નહિ, પરન્તુ, એનો સામનો કરીને એનો અંત આણવા આપણે ખેલીએ છીએ. આપણે ચૂંટણીમાં પડીએ, તે એ નવા કાયદાને નાબૂદ કરવાની કોંગ્રેસની નીતિને અમલમાં મૂકવા માટે. બ્રિટીશ શાહીવાદનો અને આપણા શોષણનો અંત લાવવા માટે. કોંગ્રેસને એ સારી પેઠે ખબર છે કે આઝાદી કંઈ ધારાસભાપ્રવેશથી આવવાની નથી. અથવા તો, કે, ગરીબી અને બેકારીના પ્રશ્નોનો ધારાસભાથી ઉકેલ થવાનો નથી. તેમ છતાં, મહાસભા પોતાનો કાર્યક્રમ જનતા સમક્ષ રજૂ કરે છે, કે, જેથી મહાસભા શાને માટે છે અને મહાસભા કઈ કઈ દિશામાં ધારાસભાદ્વારા કાર્ય કરવા ઇચ્છે છે તેની જનતાને જાણ થાય."

"કરાંચી કોંગ્રેસે મહાસભાના મૂળભૂત સિદ્ધાંતો નક્કી કર્યા છે અને તે પ્રમાણે જ ચૂંટણીનું જાહેરનામું ઘડ્યું છે......આપણો આખો જમીનધારો, બદલાય, નાના નાના ખેડૂતાને રાહત મળે, અને જમીનમહેસૂલ સારા પ્રમાણમાં ઓછું થાય, અને, જે ખેડૂતને જમીનમાંથી પૂરું વળતર ન મળતું હોય તેમને મહેસૂલમાંથી સદંતર રાહત આપી શકાય એ મહાસભાની નીતિ છે......અસ્પૃશ્યતાનિવારણ અને હરિજનોની આર્થિક ને સામાજિક

સ્થિતિની સુધારણા માટે મહાસભાએ જે ભાર મૂકયો છે તે મહાસભાની અત્યારસુધીની નીતિ જોડે સુસંગત છે. કારણ કે, મહાસભા દરેક નાગરિકને સમાન હક મળે એમ ઇચ્છે છે......હિન્દના કોમી પ્રશ્નને હિન્દની ગરીબી, બેકારી, એ પ્રશ્નો જોડે કશોય નાતો નથી. આપણો પ્રશ્ન ધાર્મિક છે જ નહિ, એ આર્થિક પ્રશ્ન છે......મહાસભાની નીતિ નવા કાયદાનો સદંતર અસ્વીકાર કરી એને નાબૂદ કરવાની છે. અને એના ચલણમાં અસહકાર કરવાની છે. આપણુ ધ્યેય એક જ છે, કે એ કાયદાનો વિનાશ......"

આ અખિલ ભારત મહાસભાસમિતિમાં, મહાસભાના ધારા સભ્યો માટે શિસ્તના નિયમો પણ ઘડાયા અને મહાસભા ધીમે ધીમે બંધારણવાદ તરફ વળવા લાગી. ઉપરના જવાહરના ભાષણમાંથી પણ જવાહર યુરોપથી આવતાં વેંત જ જે ઉદ્દામવાદી વિચારો ધરાવતા હતા, તેમાં જરા મોળા અથવા વ્યવહારુ બન્યા છે. એઓ સમાધાનવૃત્તિ તરફ ઢળ્યા છે. કોંગ્રેસની કારોબારીની બહુમતીને સંમતિ આપતા લાગે છે. જવાહરનું માનસ હિન્દની પરિસ્થિતિને બરાબર સમજતુ લાગે છે. એઓ આસમાન પરથી ધરતી પર આવે છે. પરન્તુ, હજી એઓ ગાંધીવાદને બદલે વાત તો શાહીવાદ વિરોધની અને સમાજવાદની યુરોપની રાજકીય પરિભાષામાં જ કરે છે.

જવાહર ૧૯૩૬ ના ઑગસ્ટમાં પંજાબ જાય છે. પંજાબની જાગૃતિ એમના મન ઉપર ખૂબ જ સારી અસર કરે છે. પંજાબનાં નવજુવાન દલ, એમનું પ્રેમભીનું સ્વાગત કરે છે અને એઓ પંજાબને એક વિસ્મય પમાડનારા પ્રાંત તરીકે ઓળખાવે છે.

જવાહર જ્યારે, યુરોપમાં હતા, ત્યારે યુરોપના ફાસીવાદી અને શાહીવાદી રાજ્યોમાં, નાગરિક સ્વાતંત્ર્ય પર જે તરાપ મરાતી હતી, નાઝીવાદનો વ્યક્તિસ્વાતંત્ર્ય પર જે હુમલો હતો, તેની વિરુદ્ધ પ્રચાર કરવા માટે ઠેરઠેર નાગરિક સ્વાતંત્ર્યદલ સ્થપાયાં હતાં. આ દલો, બીનરાજકીય હતાં. જવાહરે જોયું કે યુરોપના કરતાં આપણે ત્યાં જ્યાં નજર નાંખો ત્યાં નાગરિક સ્વાતંત્ર્ય ઝૂંટવાતું હતું ને જોખમાતું હતું. અહીં તો ભાષણોપર પ્રતિબંધો હતા. લખાણ પર પ્રતિબંધો હતા. માનવીઓના પોતાના વતનમાં પ્રવેશ પર પ્રતિબંધો હતા. આથી આ પ્રતિબંધો સામે ઝુંબેશ ઉપાડવાને નાગરિકસ્વાતંત્ર્યનું બીનરાજકીય પ્રવૃત્તિદ્વારા રક્ષણ કરવા, 'નાગરિક સ્વાતંત્ર્યદલ' સ્થાપવાની પ્રવૃત્તિ જવાહરે ઉપાડી. અને, એમાં, બીનરાજકીય અને બીનકોંગ્રેસી નેતાઓને શામેલ લઈ, એમણે નાગરિકસ્વાતંત્ર્યદલો ઠેરઠેર રચવા માંડ્યાં. પરિણામે, ઠેરઠેર નાગરિક

આ ભયાનક પરિસ્થિતિ પ્રત્યે લખનૌ અધિવેશને ધ્યાન ખેંચ્યું હતું. અને શાહીવાદી યુદ્ધમાં હિન્દ કોઇ પણ જાતનો ભાગ લે તેની સામે સખત વિરોધ નોંધાવ્યો હતો. અને, હિન્દની આઝાદીની લડત દૃઢતાથી ચલાવવાનો પૂરો નિરધાર કર્યો હતો. હિન્દ ઉપર લાદવામાં આવેલાં બંધારણનો કોંગ્રેસે અસ્વીકાર કર્યો અને પડકાર કર્યો કે બહારની સત્તાએ લાદેલું કોઈપણ બંધારણ હિન્દને ખપવાનું નથી. હિન્દની પ્રજાનો રાજકીય, આર્થિક સ્વાતંત્ર્યનો હક અને પોતાનું બંધારણ પોતે ઘડવાનો હક જે ન સ્વીકારે એવો કોઈ પણ ખરડો હિન્દને હરગિજ મંજૂર નથી. હિન્દનું બંધારણ તો હિન્દની પ્રજાએ ચૂંટેલી બંધારણસભાજ નક્કી કરશે.

"કોંગ્રેસે તો હમેશાં લોકોની તાકાત વધારવાનો જ પ્રયત્ન કર્યો છે અને લોકોની મરજી સાચવવાનો યત્ન કર્યો છે. કોંગ્રેસ માને છે, કે સાચી તાકાત જનતાની સેવા કરવાથી આવે છે. એ ધ્યેયને વળગી રહીને, હાલની પરિસ્થિતિનો વિચાર કરતાં, અને આપણી પર પરદેશી સત્તાનો દોર મજબૂત બનાવનારાં અને આપણાં શોષણને દૃઢ બનાવનાર બળોનું વર્ચસ્વ વધે નહિ એટલા માટે, મહાસભાએ પ્રાંતીય ધારાસભાની આગામી ચૂંટણીમાં ભાગ લેવાનું નક્કી કર્યું છે. એ ચૂંટણીજંગ ૧૯૩૫ના કાયદામાં સહકાર આપવા નહિ, પરન્તુ, એનો સામનો કરીને એનો અંત આણવા આપણે ખેલીએ છીએ. આપણે ચૂંટણીમાં પડીએ, તે એ નવા કાયદાને નાબૂદ કરવાની કોંગ્રેસની નીતિને અમલમાં મૂકવા માટે. બ્રિટીશ શાહીવાદનો અને આપણા શોષણનો અંત લાવવા માટે. કોંગ્રેસને એ સારી પેઠે ખબર છે કે આઝાદી કંઈ ધારાસભાપ્રવેશથી આવવાની નથી. અથવા તો, કે, ગરીબી અને બેકારીના પ્રશ્નોનો ધારાસભાથી ઉકેલ થવાનો નથી. તેમ છતાં, મહાસભા પોતાનો કાર્યક્રમ જનતા સમક્ષ રજૂ કરે છે, કે, જેથી મહાસભા શાને માટે છે અને મહાસભા કઈ કઈ દિશામાં ધારાસભાદ્વારા કાર્ય કરવા ઇચ્છે છે તેની જનતાને જાણ થાય."

"કરાંચી કોંગ્રેસે મહાસભાના મૂળભૂત સિદ્ધાંતો નક્કી કર્યા છે અને તે પ્રમાણે જ ચૂંટણીનું જાહેરનામું ઘડ્યું છે......આપણો આખો જમીનધારો બદલાય, નાના નાના ખેડૂતાને રાહત મળે, અને જમીનમહેસૂલ સારા પ્રમાણમાં ઓછું થાય, અને, જે ખેડૂતને જમીનમાંથી પૂરું વળતર ન મળતું હોય તેમને મહેસૂલમાંથી સદંતર રાહત આપી શકાય એ મહાસભાની નીતિ છે......અસ્પૃશ્યતાનિવારણ અને હરિજનોની આર્થિક ને સામાજિક

નથી. ઉપર જણાવેલા તારમાં જે વિચારો દર્શાવાયા છે તે તદ્દન સાચા છે. જો હું મારા પ્રમુખપદ માટેના મતને સમાજવાદ માટેનો મત માનું કે હોદ્દાસ્વીકારની વિરુદ્ધમાં મત માનું તો તેના જેવું બેહૂદું બીજું શું હોઈ શકે? સમાજવાદ વિષેના મેં મારા વિચારો જણાવ્યા છે, અને એ બતાવે છે, કે મારી બધી પ્રવૃત્તિને એ વિચારો કેવી રીતે આવરી લે છે. વળી, હોદ્દાસ્વીકારની વિરુદ્ધ પણ વારંવાર જોરશોરથી મેં મારા વિચારો દર્શાવ્યા છે અને તક મળતાં, મહાસભાની સામે મારા વિચારો હું પ્રબળ રીતે રજૂ કરીશ. પરન્તુ, એને વિષે બધી દૃષ્ટિએ વિચારો કરીને, બધાં દૃષ્ટિબિન્દુઓ સમજીને છેવટનો નિર્ણય કરવાનો રહેશે.

"હું માનું છું કે દેશની સામે આજે મુખ્ય પ્રશ્ન આઝાદીનો જ છે. એને માટે આપણા સયુક્ત મોરચાની આવશ્યકતા છે. આ તો હું માત્ર કોઈ પણ જાતની ગેરસમજૂતી પેદા થઈ હોય તો તે દૂર કરવા માટે જ કહું છું. અને નહિ, કે લોકો મને ચૂંટે એવી આશાથી. આમ છતાં જો મારી ચૂંટણી થાય તો હું એમ માનીશ કે છેલ્લાં આઠ મહિનાથી હું જે પદ્ધતિ અનુસરું છું તેને મહાસભાની બહુમતીનો ટેકો છે. હું એમ નહિ માનું કે અમુક પ્રશ્ન વિષેના મારા વિચારોને એ ટેકો છે. જે રીતે હું છેલ્લા આઠ મહિનાથી અનુસર્યો છું, તેજ માર્ગનું અનુસરણ કરનાર છું. પછી, હું પ્રમુખ તરીકે ચૂંટાઉં યા ન ચૂંટાઉં."

આમ ઘણા ઉહાપોહ અને ચર્ચા પછી, જવાહર ત્રીજી વાર ફૈજપુર કોંગ્રેસના અધિવેશનમાં પ્રમુખપદે ચૂંટાયા. ફૈજપુરમાં એમનું અનેરું સ્વાગત થયું. બળદના રથમાં એમનું સરઘસ કઢાયું. ગામડાંના જ કારીગરોએ આખું કોંગ્રેસ નગર બનાવ્યું હતું. ગ્રામોદ્યોગ પ્રદર્શન હતું. જાણીતા કલાકાર નંદબાબુને ગામડાંમાં બનતી ચીજોમાંથી આશરો લઈને, કોંગ્રેસ નગરને કલાદૃષ્ટિએ શણગારવાનું કામ સોંપ્યું હતું. એટલે, હિન્દની ગામડાની વસ્તુઓની શક્તિનો પરિચય લાખો માનવીઓને થયો.

ફૈજપુરનું વાતાવરણ આખું સમાજવાદી હતું એમ કહીએ તો ચાલે. સમાજવાદી સૂત્રો, ઠેરઠેર દૃષ્ટિએ પડતાં હતાં. મજૂરો અને કિસાનોના હકની વાતો જ થતી હતી. ત્યાંની દીવાલો પર એજ વાતો ચિત્રિત હતી.

ફૈજપુર કોંગ્રેસના પ્રમુખપદેથી ભાષણ આપતાં જવાહરે પ્રથમ તો, જેલમુક્ત થયેલા, ખાન અબ્દુલગફારખાન અને માનવેન્દ્રનાથ રૉયને આવકાર આપ્યો.

કારણ કે, એથી આમજનતાને સીધા પહોંચી શકવાની, અને આમજનતાનો ગાઢ સંપર્ક સાધી, તેમને મહાસભાનો સંદેશો પહોંચાડવાની સુવર્ણ તક હતી. એથી, જનતામાં પોતાનું વર્ચસ્વ કેટલું છે, એ સરકારને બતાવી આપવાની મહાસભાને માટે આના જેવી બીજી કોઈ તક નહોતી. એથી, જોરશોરથી મહાસભાએ બધા પ્રાંતમાં મોટાભાગની બેઠકો માટે ઉમેદવારો ઉભા કર્યા. જવાહરને માટે, આ ઉમેદવારોની પસંદગીનું કપરામાં કપરું કામ હતું. જો કે, એ કામમાં સરદાર પટેલની બહુ સક્રિય અને સંગીન મદદ હતી. તેમ છતાં, એથી ઘણા નાસીપાસ થયેલા ઉમેદવારોની નારાજી વહોરી લેવા જેવું હતું.

આ ચૂંટણીનો સમય એ તો ચિરસ્મરણીય રહી જાય એવો હતો. જવાહરે ન જોયાં રાત ને દિવસ, ન પરવા કરી ઊંઘની ને ભૂખની, ન લક્ષ આપ્યું તબિયત પ્રત્યે કે સ્વજનો પ્રત્યે. ને, આખો સમય જાણે પોતે પ્રચારયંત્ર હોય તેમ એઓ સારા દેશમાં, જાણે દેશનો વિરાટ પ્રાણ ઘૂમતો હોય તેમ ઘૂમી વળ્યા. જવાહર પોતેજ પોતાના આ પ્રવાસને એક રેકર્ડ સમો ગણે છે. ચારેક મહિનાના ગાળા દરમ્યાન જવાહરે દેશનું વાતાવરણ જાણે વિદ્યુતમય કરી દીધું. આખા દેશમાં જાણે એક પ્રકારનો અજંપો જન્માવી દીધો. ગાંધીજી તો રાજકીય બાબતમાં પડતાજ નહોતા. વળી, મહાસભામાંથી પણ એઓ નિવૃત્ત થયા હતા. તેમાં પાછા, એઓ ધારાસભાપ્રવેશની વિરુદ્ધ હતા. એટલે, ગાંધીજી તો એ કાર્યમાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે મદદ કરી શકે એમ હતું જ નહિ. એટલે, જવાહર એ એકજ એવી પ્રતિભાશાળી અને તેજસ્વી વ્યકિત હતી, કે જેમને નાદે આખું ભારત જાગી ઊઠે, અને જેની હાકલે, દરેક જણ મહાસભાને મત આપે.

સત્યાગ્રહ જંગ ગાંધીજી લડ્યા. ચૂંટણીજંગનું નેતૃત્વ લીધું જવાહરે. એમણે હિન્દની ચૂંટણીના ચાર મહિના દરમ્યાન લગભગ પચાશ હજાર માઈલની મુસાફરી કરી. મુસાફરીમાં એમણે દરેક પ્રકારનાં વાહનોનો ઉપયોગ કર્યો. જ્યાં કોઈ વાહન વ્યવહારની સગવડ નહોતી એવા ગ્રામ્ય પ્રદેશમાં પણ એઓ ખૂણેખૂણે ફરી વળ્યા. વિમાન, રેલગાડી, મોટર, જાતજાતની ઘોડાગાડીઓ, બળદ ગાડાં, બાઈસીકલ, હાથી, ઊંટ, ઘોડા, આગબોટ, હલેસાંથી ને સઢથી ચાલતી દેશી હોડી ને પગ એમ જવાહરે જ્યાં જે વાહન મળી શકે એમ હતું, ત્યાં તે વાહનનો લાભ લીધો. જવાહર આથી ગ્રામજનતા જોડે એક થઈ શક્યા. એમણે સાથે ધ્વનિવર્ધક યંત્રો રાખ્યાં હતાં. સભાઓ ઉપરાંત, જ્યાં લોકોનાં ટોળાં ભેગાં થતાં ત્યાં જવાહર એમને ભાષણ આપવા મંડી જતા, મોટામાં મોટી મેદની લાખોની ને નાનામાં નાની સભા વીશ હજારની થતી. એમની સભામાં

હાજરી આપનારા રોજના સરેરાશ એક લાખ માણસ થતાં. ચાર મહિનામાં એમણે કરોડ માનવીઓને સંબોધ્યાં હશે. લાખો જવાહરના સંપર્કમાં આવ્યા. હિન્દની ઓતરાતી સરહદથી માંડી દક્ષિણમાં કન્યાકુમારી સુધી એઓ ફરી વળ્યા. એ પ્રવાસ એક વંટોળ જ હતો. જરા જેટલો પણ વિસામો લીધા વિના એમની પ્રવાસની ગતિ સતત રહેતી.

જવાહરને આ પ્રવાસથી એક મોટો ફાયદો થયો, કે, પશ્ચિમમાંથી લઈ આવેલા સામ્યવાદી ને સમાજવાદી ઉદ્દામ વિચારોને આ ધરતીની કસોટીમાં કસી જોયા. એમને દેશની વાસ્તવિક સ્થિતિનું સાચું ભાન થયું. એટલે જ એઓ કહે છે કે:

"હિન્દની જાણે મેં ફરી શોધ કરી. ભારતમાતાને ખોળે જાણે હું ફરી આવીને બેઠો. અને તેની પ્રજાનો મેં જાણે કે, ફરીથી સાચો પરિચય કર્યો. મારી હિન્દની આ ભૂમિનાં વિવિધતામાં સમૃદ્ધ અને છતાં, બધાંય પર હિન્દની એકતાની અચૂક છાપવાળાં, હજારો લક્ષણો મને જોવાનાં મળ્યાં. મૈત્રીની ભાવનાથી ભરેલી, મને નિરખી રહેતી કરોડો આંખો તરફ હું જોઈ રહેતો, અને એ માયાળુ આંખો પાછળ શું વસે છે તે સમજવાની કોશિશ કરતો. હિન્દનું મને જેમ જેમ વધારે ને વધારે દર્શન થતું ગયું તેમ તેમ, મને લાગવા માંડયું, કે, આ અદ્દભુત દેશની મને કેટલી ઓછી માહિતી છે! અને તેની વિવિધતાનો મને કેટલો ઓછો પરિચય છે!"

જવાહરનો જીવનમાં રસ સર્વતોમુખી છે. એમને રાજકારણ જેટલાંજ, કલા અને સંસ્કૃતિ વહાલાં લાગે છે. જવાહર માત્ર રાજકીય વ્યક્તિ નથી, પરન્તુ, એ તો, સાંસ્કૃતિક અને કલારસિક વ્યકિત પણ છે. એથી જ, આ ચાર મહિનાના રાજકીયપ્રવાસની વચ્ચે પણ, સમય ચોરીને, એઓ અજંતાની ગુફાઓ. અને મોહેન-જો-ડેરોનાં પ્રાચીન અવશેષો જોવા ગયા. અને વર્તમાનને વીસરીને ભૂતકાળની કલામાં એમણે ડૂબકી મારી. એ અજંતાની સુઘટિત, નમણી ને સૌષ્ઠવયુકત અંગોવાળી રમણીઓ, એમની નયનમનોહર વેશભૂષા ને અલંકારો, એ બુદ્ધના સમયની ભવ્ય સંસ્કૃતિ નિહાળવામાં જવાહર લીન થઇ જતા. ને, આશ્ચર્યમુગ્ધ બની, જે હિન્દમાતા આટલી સુંદર હતી, તેનાં માનસી દર્શનમાં એઓ તલ્લીન બની જતા.

ચૂંટણીમાં, કોંગ્રેસની જ્વલંત ફતેહ થઈ. એટલે પછી પ્રધાનપદાં લેવાં કે નહિ એ મહાપ્રશ્ન ઉપસ્થિત થયો. જ્યાંસુધી ગવર્નરના ખાસ હકો હોય, અને

ગવર્નરો એમના વિશેષ હકોનો ઉપયોગ નહિ કરે એવી ખાતરી ન આપે ત્યાંસુધી એ હોદ્દાસ્વીકારનો કશો અર્થજ નહોતો. એટલે, જે પ્રાંતમાં કોંગ્રેસની બહુમતી આવી હતી, તે પ્રાંતોમાં જો ગવર્નરો તરફથી કોઈપણ પ્રકારની દરમ્યાનગીરી ન કરવાની ખાતરી અપાતી હોય, તો જ, કોંગ્રેસે હોદ્દા સ્વીકારવા એમ નક્કી થયું.

૧૯૩૭ નાં ઉનાળામાં જવાહર બ્રહ્મદેશ અને મલાયા ગયા. જવાહર આ ચૂંટણીનાં પ્રવાસથી થાકયા હતા. એટલે એમને થોડી હવા ફેરની અને સ્થળ ફેરની જરૂર તો હતી જ. એટલે બ્રહ્મદેશ અને મલાયાનો પ્રવાસ એમને ખૂબ જ આવકાર્ય થઈ પડ્યો. જવાહર એ પ્રવાસ દરમ્યાન ઠામ ઠામ ફર્યા. જ્યાં ગયા ત્યાં જાણે એઓ હિન્દમાં જ ફરતા હોય તેમ લોકોનાં ટોળાંએ એમને ભાવભીનો આવકાર આપ્યો. બ્રહ્મદેશમાં, તાજગીથી ભરેલાં અને કલાપ્રિય લોકોને જોઈ એઓ ઘણા રાજી થયા, અને હિન્દનો થાક જાણે ઉતરવા લાગ્યો.

જવાહર પાછા આવતાં, ઘણા મહત્વના નિર્ણયો લેવાયા. એમની મરજી ન હોવા છતાં, આખરે ગવર્નરો તરફથી, પ્રધાનોનાં રોજ–બ–રોજના કામમાં ડખલગીરી ન કરવાની બાંયધરી મળતાં, પ્રધાનપદાં સ્વીકારવાનો નિર્ણય કર્યો.

જવાહર ઇચ્છતા હતા કે કોમીસમાધાન થાય તો મુસ્લિમો અને હિન્દુઓ વચ્ચેનું તંગ વાતાવરણ બદલાય. એ વખતે મુસ્લિમો તરફથી, શ્રી. જીન્ના, બ્રિટીશ શાહીવાદનો હાથો બની, ધર્મને નામે, મુસ્લિમોને ઉશ્કેરતા હતા. હિન્દુઓ તરફથી મુસ્લિમોને અન્યાય થતો આવ્યો છે, અને કોંગ્રેસ એ હિંદુસંસ્થા છે, એ જાતનો ઝેરી પ્રચાર કરવા લાગ્યા. શ્રી. જીન્ના દીર્ઘદૃષ્ટિવાળા મુત્સદ્દી હતા. એણે સ્પષ્ટ જોઈ લીધું હતું કે બ્રિટીશ સરકાર પોતાના પક્ષમાં છે, અને, જે હકનું કોંગ્રેસ મારફત મળશે, તેના કરતાં, કોંગ્રેસનું બળ ઘટાડવા બીનહકનું બ્રિટીશો પાસેથી વગર માંગ્યે મળશે. જવાહરને એની પ્રતીતિ ૧૯૩૫ નાં નવાં બંધારણમાં સારી પેઠે થઈ ગઈ હતી. આથી બ્રિટીશ શાહીવાદના નચાવ્યા નાચવાનું શ્રી. જીન્ના પસંદ કરતા હતા. શ્રી. જીન્ના એમ માનતા, કે, એઓ પોતે બ્રિટીશ શાહીવાદને રમાડે છે. જવાહર, આથી શ્રી. જીન્ના અને બ્રિટીશ શાહીવાદનું પીઠબળ તોડવા માટે મુસ્લિમ આમપ્રજા જોડે મહાસભા ગાઢ સંપર્ક સાધે એમ ઇચ્છતા હતા. એ માટે, એમણે, મહાસભાને પણ મુસ્લિમ સંપર્ક સમિતિ સ્થાપવા સમજાવી. અને, એમણે મુસ્લિમોનો ગાઢો સંપર્ક જાતે સ્થાપવા માંડ્યો. આથી શ્રી. જીન્ના વધારે ઉકળ્યા. એમણે, જવાહરને, એમના પગલાંની ભયાનકતા વિષે ચેતવણી આપવા માંડી.

જવાહરને જાહેર નિવેદનો દ્વારા ધમકાવવા માંડ્યા. પણ, જવાહર જેનું નામ ! એ કંઈ થોડા એમ ડગે એવા હતા.

જવાહર તો કહેતા, કે, આમ જનતાના મુખ્ય પ્રશ્નો ધાર્મિક નહિ પણ આર્થિક હતા. મુખ્ય પ્રશ્નજ રોટીનો હતો. અને તે તો હિન્દુ અને મુસ્લિમ બન્નેને જોઈતી હતી. આથી જવાહર વધુ અને વધુ ગામડામાં ફરી મુસ્લિમ આમ જનતાની સેવા કરવા લાગ્યા. ટાઢ, તડકો, વરસાદ, સુખ, દુખ, વગેરે કશાની જરાય પરવા કર્યા વિના એઓ ગામડામાં ઘૂમતા. એઓ આસામનાં ગામડામાં ફર્યા અને ત્યાંની બહાદુર આદીવાસી સત્યાગ્રહી સ્ત્રી રાણી ગુંડાલોના છૂટકારા માટે એમણે જોરશોરથી ઝુંબેશ ઉપાડી. અને કોંગ્રેસમાં પણ એની મુક્તિ માટે ઠરાવ કરાવ્યો. જવાહર કર્ણાટકનાં ગામડાંઓ ખૂંદી વળ્યા.

કોંગ્રેસ પ્રધાનમંડળો નીમાયાં અને એણે સારું કામ કરવા માંડ્યું. પરન્તુ, લોકો કોંગ્રેસ પાસે ખૂબ અપેક્ષા રાખવા લાગ્યા. એમ માનવા લાગ્યા, કે, જાણે મહાસભા એમનું દુઃખ દૂર કરી નાંખશે અને પ્રજાને માટે સુખના સૂરજ ઉગશે. ખેડૂતો તથા મજૂરો પોતાનાં દુઃખનાં વાદળ સરે તેની ઊંચે નયને રાહ જોવા લાગ્યા. પરન્તુ, જે રાજ્યવહીવટી ચોકઠું કોંગ્રેસની આસપાસ જકડાયલું હતું, તે તંત્ર કોંગ્રેસ પ્રધાન મંડળને સહકાર આપતું નહોતું. ઊલટું, એ કોંગ્રેસ પ્રધાનોના કાર્યમાં વિઘ્ન નાંખતું હતું. સરકારી કાયમી નોકરીનું તંત્ર પણ પ્રધાનમંડળનાં કાબૂમાં નહોતું. વળી, ગવર્નરો બાંયધરી આપવા છતાં એમની રોજ-બ-રોજના કાર્યમાં ડખલગીરી વધવા લાગી. હિંસા માટે સજા પામેલા કેદીઓને છોડવાની કોંગ્રેસ પ્રધાનોની માગણી બિહાર અને સંયુક્તપ્રાંતનાં ગવર્નરોએ નામંજૂર કરી. મંત્રીમંડળે રાજીનામાં આપ્યાં. વળી, કોંગ્રેસનાં ઉદ્દામવાદી તત્વો કોંગ્રેસવિરુદ્ધ ટીકા કરવા લાગ્યાં. બ્રિટીશ સલ્તનત સામે યુદ્ધની વાતો થવા લાગી.

૧૯૩૭ ના ઓક્ટોબરમાં મહાસભાની અખિલ ભારત મહાસમિતિ મળી. તેમાં, કોંગ્રેસ પ્રધાન મંડળની કામગીરી માટે, જહાલ પક્ષ વાળાઓએ ખૂબ આકરી ટીકા કરી. જાણે કોંગ્રેસનાં મોવડીમંડળ સામે સંગઠિત મોરચો રચાયો હતો. જવાહરની સહાનુભૂતિ પ્રધાન મંડળનો વિરોધ કરનારા તરફ હતી. અને એમણે, કોંગ્રેસ પ્રધાન મંડળનાં કેટલાંક કામો, જેવાં કે, લશ્કરી મદદ, ગોળીબાર, સરઘસો ને સભા પર પ્રતિબંધો, એ બધાની સામે પોતાની સખત નાપસંદગી દર્શાવી હતી, એટલે, વિરોધીઓ, પ્રમુખના નિવેદનોમાંથી જ પોતાનાં મંતવ્યનાં સમર્થન માટે દષ્ટાંતો ટાંકતા હતા.

ગાંધીજીને એથી ઘણું દુઃખ થયું, અને, જવાહરના વર્તન પ્રત્યે પોતાની નાપસંદગી દર્શાવતો બાપુએ પત્ર પણ જવાહરને લખ્યો. જવાહરને થયું, કે રાજીનામું આપી દઉં. એમનું પ્રબળ મનોમંથન ચાલ્યું. ઘડીમાં થઈ જાય કે બસ રાજીનામું આપીજ દઉં, ઘડીમાં થાય, કે એથી મહાસભાની એકતા તૂટશે. એથી સંસ્થામાં કટોકટીની પરિસ્થિતિ ઊભી થાય એવું કશું જ ન કરવાનો એમણે નિર્ણય કર્યો. અને એ પણ ચોક્કસ કર્યું કે ફેબ્રુઆરિ ૧૯૩૮માં ભરાનારી આગામી કોંગ્રેસના અધિવેશન માટે પ્રમુખપદની ઉમેદવારી ન કરવી. જવાહરને દહેશત હતી, કે, કોંગ્રેસવાદીઓ કદાચ ત્રીજીવાર એમને પ્રમુખ તરીકે ચૂંટી કાઢે, એથી, એમણે એક સુંદર તરકીબ અજમાવી. ને, એમણે, ' ચાણક્ય ' એ નામથી " મોર્ડન રીવ્યુ ' માં "જવાહર ફરી ન ચૂંટાવા જોઈએ", એ વિષે એક લેખ લખ્યો.

જવાહરે એ પત્રમાં જણાવ્યું :

" જવાહર પોતાની લોકપ્રિયતાનો લાભ શી રીતે ઊઠાવવો એ સારી રીતે જાણે છે. બહારના પાવડર કે મેક-અપ વગર અભિનય શી રીતે કરવો, એ જવાહર બહુ સારી રીતે જાણે છે. એ કુશળ નટ છે. એની કેળવેલી બેદરકારીથી એ જાહેર તખ્તા ઉપર લોકો સમક્ષ ખોટો અભિનય કરીને એમનાં મન હરણ કરી જાય છે. પરન્તુ, એથી દેશનું શું ભલું થાય ? એના આ અભિપ્રાય પાછળ કયો હેતુ, કયી ભાવના છૂપાયાં છે ?"

" લગભગ બે વર્ષથી એ મહાસભાના પ્રમુખપદે ચૂંટાયાં કરે છે. કેટલીક એમ માને છે, કે કારોબારી સમિતિમાં એ તો બીજા સભ્યોની કેવળ હાજીહાજ ભણે છે. બીજા એને દબાવે છે અને કાબૂમાં રાખે છે. છતાં, એની પ્રતિષ્ઠા ઉત્તરોત્તર વધતી જાય છે, એ જનતામાં લોકપ્રિય થતા જાય છે. એ મજૂર અને કિસાન પાસે જાય છે, જમીનદાર અને મૂડીવાદી પાસે જાય છે, વેપારી અને ફેરિયા પાસે જાય છે, બ્રાહ્મણ અને હરિજન પાસે જાય છે, ને બધા ધર્મોના લોકો જોડે એ ભળે છે. એ બધાને એ પોતાની તરફ ખેંચવાનો એની મીઠી જબાનથી.પ્રયત્ન કરતોજ હોય છે."

" એ સત્તાનો શોખી બન્યો છે. જવાહર જેવો શક્તિશાળી માનવી લોકશાહીમાં સલામત નથી. એ પોતાની જાતને લોકશાહીવાદી અને સમાજવાદી કહેવડાવે છે. અને એ સાચું.છે કે એમ કહેવડાવવામાં એની સચ્ચાઈ છે. પરન્તુ, એનું માનસતંત્ર જ એવું છે, કે, એ આપખુદ, સરમુખત્યાર બની

જાય. એ ભલે લોકશાહીની ભાષા વાપરે, પણ આપણને ક્યાં ખબર નથી, કે ફાશીવાદ નો જન્મ પણ લોકશાહી ભાષાપ્રયોગો વાપરીને જ થયો છે! જવાહર ફાશીવાદી નથી. એ તો સ્વભાવે અને માન્યતાએ મૂડીવાદી છે. એનામાં ફાશીવાદી રૂક્ષતા જરૂર છે. જવાહર જાહેરમાં હોવા છતાં, એ જાણે બધાથી અળગો હોય, અતડો હોય એવી રીતે એનું મન કામ કરતું હોય છે. એણે કોઈ દિવસ પોતાની જીવનયાત્રામાં જે માનવ સંબંધો, પોતાના મૂડીવાદી અને અતડા સ્વભાવથી ગૂમાવ્યા છે, તેનો એણે કદિય વિચાર કર્યો છે ખરો? એને એ સંબંધોની જરૂર છે પણ ખરી?

"જવાહર ફાશીવાદી ભલે ન બને, પણ એનામાં સરમુખત્યારનાં એકેએક ગુણો છે. લોકપ્રિયતા, અભિમાન, વ્યવસ્થાશક્તિ, સખ્તાઈ, અને દેખીતી રીતે લોકપ્રેમ હોવા છતાં, એ માણસગંધી છે. એનો ચીડિયો ને અસહિષ્ણુ સ્વભાવ, તો જગજાણીતો છે. પોતાનું ધાર્યું જ ગમે તે ભોગે કરાવવાની એની વૃત્તિ સ્પષ્ટ ફાશીવાદી વૃત્તિ છે. અને એજ હિન્દને માટે અને જવાહરને માટે મોટામાં મોટો ભય છે....."

"બે વર્ષથી જવાહર પ્રમુખ તરીકે ચૂંટાયા છે અને એણે પોતાનું મહત્વ એવું બતાવ્યું છે કે ઘણાં એને ત્રીજી વખત પ્રમુખ તરીકે ચૂંટવાની વાતો કરે છે. પણ એ ત્રીજી વાર ચૂંટાય તેના જેવી હિન્દની બીજી કોઈ કુસેવા નથી. એથી મહાસભાને ભોગે એક માણસની જ પૂજા થયાં કરશે. એથી જવાહરની બૂરાઈઓને આપણે ખોટું ઉત્તેજન આપીશું. એનું અભિમાન વધારીશું. એ એમજ માનતો થઈ જશે કે ફક્ત એજ હિન્દના પ્રશ્નોનો ઉકેલ લાવી શકે એમ છે. એ આપણે યાદ રાખવું જોઈએ કે એ બહારથી મહાસભાના મોટા હોદ્દા તરફ નિર્લેપવૃત્તિ દર્શાવતા હોય છતાં, છેલ્લાં સત્તર વર્ષોથી, એણે મહાસભાના મહત્ત્વના હોદ્દા પોતાની પાસે રાખ્યા છે. આપણે હવે બતાવી આપવું જોઈએ કે એઓ અનિવાર્ય નથી, અને, તેથી એમને ત્રીજી વાર પ્રમુખ તરીકે ચૂંટવાનું હિન્દને પરવડે એમ નથી."

આ લેખ કોણે લખ્યો તેની "મોડર્ન રીવ્યું" નાં તંત્રીને પણ ખબર નહોતી. દેશભરમાં એ લેખથી તો મોટો ઉલ્કાપાત મચી ગયો. લોકો એના લેખક વિષે જાત જાતની અટકળો કરવા લાગ્યા. અને જવાહરને એમાં રમૂજ પડવા લાગી. લોકોના અત્યાઘાતો એમને જાણવા મળ્યા. અને જવાહરે સાચેજ અભિનેતાનો ભાગ ભજવ્યો.

આ લેખમાં, જવાહર પોતાની વિરુદ્ધ કેટલી તટસ્થતાથી, કેટલી છટાથી લખી શકે છે તેનો ખ્યાલ આવે છે. જવાહર પોતાની જાતને ફક્ત અરીસામાં જ જોતા નથી, પરન્તુ, પોતાની જાતની વિકૃતિ પણ સ્પષ્ટતાથી જોઈ શકે છે. અને પોતાની મર્યાદાઓ આસાનીથી નિરૂપી શકે છે, અને એમાંજ એમની માનવ તરીકેની, લેખક તરીકેની, અને નેતા તરીકેની મહત્તા છે. જ્યારે "Inside Asia" ના લેખક જોન ગંથરે આ વાત પ્રગટ કરી ત્યારે જ લોકોને એ લેખના સાચા લેખક વિષે જાણ થઈ.

જવાહરના એ લેખની લોકો પર ધારી અસર થઈ. અને એમને ત્રીજીવાર ચૂંટી કાઢવાની વાતો જેઓ કરતા હતા, તેઓ શાંત બની ગયા. ને, હરિપુરા કોંગ્રેસ અધિવેશનના પ્રમુખ તરીકે, ગાંધીજીની ઇચ્છાથી અને જવાહરની પ્રેરણાથી જાણીતા, લોકપ્રિય, ઉદ્દામવાદી દેશ નેતા, નેતાજી સુભાષ બોઝની વરણી થઈ. જવાહરે, આ બે વર્ષે એક 'હાશ' અનુભવી. એ પોતાને માથેથી કાંટાળો તાજ ઉતરશે તેની ખુશાલી અનુભવી રહ્યા ને રાહત અનુભવી.

હરિપુરામાં જવાહરે, કોંગ્રેસનું સુકાન સુભાષ બાબુને આપ્યું ને, એઓ પ્રમુખપદેથી નિવૃત્ત થયા.

# આંતરકલહોના વમળમાં

હરિપુરામાં ૧૯૩૮ ના ફેબ્રુઆરીમાં ભરાયલા અધિવેશનમાં, જવાહરે બહુ આગળ પડતો ભાગ લીધો. એમને માથેથી પ્રમુખપદનો બોજો ઉતરી ગયો હતો, એટલે એમને ખૂબ રાહત લાગતી હતી. હરિપુરામાં જવાહરે અધિવેશનની કાર્યવહીમાં મહત્વનો ભાગ લીધો. એમણે લઘુમતીના પ્રશ્ન ઉપર બહુ સુંદર ભાષણ અખિલ ભારત મહાસભા સમિતિમાં તથા ખુલ્લા અધિવેશનમાં આપ્યું. એમાં એમણે આપણા કોમી પ્રશ્નની સુંદર છણાવટ કરી, અને એ આખો પ્રશ્ન અંગ્રેજોએ કેવી કુનેહથી ઉપાડ્યો હતો, અને હિન્દવાસીઓમાં અંદરોઅંદર લડાવવાની વાનરવૃત્તિથી આપણા લોકો શી રીતે ફસાતા હતા, તે એમણે પૃથક્કરણ કરી, ઐતિહાસિક પ્રસંગો ટાંકી પ્રતીતિકર રીતે દર્શાવ્યું.

જવાહરે લઘુમતીને કોંગ્રેસના તખ્તા પરથી બાંયધરી આપી, કે, મુસ્લિમો અને બીજી લઘુમતીઓનાં હિતનું રક્ષણ કોંગ્રેસ કરશે જ કરશે. લઘુમતીની સંસ્કૃતિ કોંગ્રેસના હાથમાં પૂર્ણ રીતે સલામત રહેશે એવી અભયવાણી એમણે ઉચ્ચારી. જેઓ કોમી પ્રશ્ન પર એક યા બીજી કોમને ઉશ્કેરતા હતા, તે દેશના અને પોતાની કોમનાજ હિતશત્રુ છે એવું એમણે જાહેર કર્યું. અને, હિન્દમાં કોમવાદના ઝેરને દાખલ કરનાર હિન્દના દ્રોહી છે, અને એવાઓની ઝનૂની વાણીમાં ન ફસાવાની એમણે મુસ્લિમોને વિનંતિ કરી હતી.

હરિપુરા મહાસભાના અધિવેશનમાં દેશી રિયાસતના પ્રશ્ન ઉપર પણ જવાહરે પોતાનાં મંતવ્યો રજૂ કર્યાં. અને રિયાસતી પ્રજાનાં દુઃખો એમણે હૃદયભેદક રીતે વર્ણવ્યાં, પણ તેમ છતાં, દેશીરાજ્યના પ્રજામંડળોમાં પોતાનામાં રિયાસત વિરુદ્ધ સત્યાગ્રહ કરવાની તાકાત ન આવે, ત્યાંસુધી, કેવળ કોંગ્રેસની મદદ પર જ એ પ્રશ્નનો ઉકેલ આવે નહિ, કારણ કે, દેશી રિયાસતનો પ્રશ્ન બ્રિટીશ હિન્દના પ્રશ્નથી અનેક રીતે જુદો હતો. દેશી રિયાસતનાં પ્રજામંડળો સુવ્યવસ્થિત નહોતાં. એમણે એટલી આંતરિક તાકાત નહોતી મેળવી, કે ગમે તેવી

જુલમશાહીની સામે એઓ ટકકર ઝીલી શકે. વળી, હિન્દની પ્રત્યેક રિયાસતના પ્રશ્નો અલગ અલગ હતા. એટલે એને માટે એક સમાન ધોરણ કે નીતિ રાખવી શકય નહોતી. આ બધું જવાહરે બહુ સરસ રીતે સ્ફુટ કર્યું. અને કોંગ્રેસની રિયાસત પ્રત્યેની નીતિ વિષે કશી પણ ગેરસમજૂતી ન થાય, તેની ઉપર એમણે સવિશેષ લક્ષ આપ્યું.

હરિપુરાનું અધિવેશન અત્યંત સફળતાપૂર્વક પાર પડયું. એ અધિવેશનમાંથી આવી સંયુક્તપ્રાંતના કિસાનોનું કાર્ય જવાહરે ઉપાડયું. ત્યાંની ધારાસભામાં રાહતબીલ રજૂ થયું. જમીનદારોએ એ બીલનો સખત સામનો કર્યો. એમણે મહાસભાની વિરુદ્ધ પ્રચાર કરવા માંડ્યો, એટલે પંડિતજીએ જમીનદારોને પડકાર્યા. એમણે ખુલ્લે ખુલ્લી રીતે જમીનદારો અને મૂડીવાદીઓને સુણાવી દીધું કે ભૂતકાળમાં મહાસભાને દબાવી દેવામાં જમીનદારો અને મૂડીવાદીઓએ બ્રિટીશને પૂરો સહકાર આપ્યો હતો અને મદદ કરી હતી. એટલે જમીનદારો ને મૂડીવાદીઓ કોંગ્રેસ પાસે કશી નરમાશની અપેક્ષા રાખી શકે નહિ. આમ છતાં, કોંગ્રેસ કિન્નાખોરી રાખવા નથી માગતી. જમીનદારો જોડે કોંગ્રેસ વાટાઘાટ કરવા તૈયાર છે. પણ ધમકીની કે ડરામણીની ભાષા કોંગ્રેસ બરદાસ્ત કરવા તૈયાર નથી. જવાહરના આ પડકારથી જોરસામાં આવેલા જમીનદારો ને મૂડીવાદીઓ જરા ઢીલા પડ્યા.

જવાહર કોંગ્રેસમંત્રીમંડળોનાં સારાં કામોને પ્રશંસતા પણ કોંગ્રેસમંત્રીમંડળની આકરામાં આકરી ટીકા પણ એઓ જ કરતા. ૧૯૩૮ માં જ્યારે મોટી હડતાળ મુંબઈમાં પડી, ત્યારે મુંબઈના કોંગ્રેસમંત્રીમંડળે જે રીતે હડતાળનો અંત આણ્યો હતો, તેની સખતમાં સખત ઝાટકણી એમણે જ કાઢી હતી.

જવાહર બે વર્ષના સતત પ્રમુખ પદના બોજાથી કંટાળ્યા હતા. એમને હિંદમાંથી નાસી જવું હતું. વાતાવરણ ફેરની પણ એમને ઘણી જ જરૂર હતી. વળી, અહીં એઓ ગૂંગળાઈ ગયા હતા. એથી, એમણે યુરોપની મુલાકાતે જવાનું નકકી કર્યું. એમણે બહાનું એ કાઢ્યું કે એમની દીકરી ઇન્દિરા પ્રિયદર્શિની કે જે ત્યાં ભણતી હતી, તેને મળવું હતું. પણ જવાહર પોતે જ કહે છે કે, "...... પણ આમ પ્રવાસે નીકળવાનું સાચું કારણ બીજું જ હતું. મારા મૂંઝાઈ ગયેલા અને થાકી ગયેલા ભગજને મારે તાજું કરવું હતું."

એ વખતે યુરોપ મહાયુદ્ધની પૂર્વતૈયારી કરતું હતું. વાતાવરણમાં જ્યાં ત્યાં યુદ્ધના ભણકારા વાગતા હતા. મહાન તોફાનની પૂર્વે જે જાતની શાન્તિ હોય

છે, તેવી શાન્તિ તે વખતે યુરોપમાં હતી. છતાં વિમાનમાં જવાહર યુરોપ પહોંચ્યા. બારસેલોનામાં એમણે દરરોજ રાત્રે બૉમ્બવર્ષા સારી આંખે જોઈ. એક ભીષણ અનુભવ કર્યો. ત્યાં બીજું એવું ઘણું જોયું કે જે એમના દિલ ઉપર પ્રબળ અસર કરે.

બારસેલોનાથી એઓ ઈંગ્લેંડ ગયા. ત્યાં જાતજાતના માનવીઓને મળી એમણે પરિસ્થિતિનું નિરીક્ષણ કર્યું. ત્યાંથી જવાહર ઝેકોસ્લોવેકિયા ગયા. અને ત્યાં દંગા, દાવપેચ, એ બધું યુરોપની પટભૂમિ પર જોઈ એમના જેવા લાગણીપ્રધાન માનવીને પારાવાર દુઃખ થાય એ તો સ્વાભાવિક જ છે. અને વિશેષે કરીને જ્યારે એઓ શાન્તિ મેળવવા હિન્દમાંથી યુરોપ ભાગી આવ્યા, અને યુરોપમાં તો હિન્દ કરતાં વધારે પ્રચંડ દાવાનળ ભભૂકતા જોયા, ભીષણ અશાન્તિ જોઈ, એથી એમણે ખૂબ અસ્વસ્થતા અનુભવી.

જીનીવામાં આંતરરાષ્ટ્રીય રાષ્ટ્રસમૂહને મૃતવત્ જોઈ જવાહરે અનેક અનુમાનો તારવ્યાં. ઈંગ્લેંડમાં ચેમ્બરલેનની કીર્તિનો સૂરજ તપતો હતો. પેરીસની સ્થિતિ જોઈ એમણે બહુ દુઃખ અનુભવ્યું. ત્યાંનો મધ્યમવર્ગ આત્યંતિક દુઃખની દશામાં જીવતો હતો. અને છતાં એ વર્ગ જાણે નિષ્પ્રાણ હોય તેમ વિરોધી અવાજ કાઢતો નહોતો. દુનિયાભરમાં ક્રાન્તિ માટે પંકાયલા શહેરની એવી દુર્દશા એમને મૂંઝવવા લાગી. જુલાઈમાં એઓ યુરોપ ગયા. ને; ભારે હૈયે, ત્રણચાર મહિનામાં જ એઓ હિન્દ પાછા ફર્યા.

હિન્દમાં, પણ, જે પરિસ્થિતિ એમણે અવલોકી તેથી એમને પારાવાર દુઃખ થયું. એ જે સંઘર્ષોથી કંટાળીને, ત્રાસીને, અહીંથી ભાગ્યા હતા, તે સંઘર્ષો ને તે અથડામણો ચાલુ હતાં. એટલું જ નહિ પણ એણે ઉગ્રસ્વરૂપ ધારણ કર્યું હતુ. દુનિયા આખી ઉથલપાથલ થવાની અણી પર હતી, ત્યારે હિન્દના મહાસભાવાદીઓ કૂપમંડુકની જેમ પોતાના જ કલહો અને ઝઘડાઓને આગળ કરીને, પોતાના ઘોલકામાંથી બહાર જોતાજ નહોતા. કોમી તંગદિલી ખૂબ વધી ગઈ હતી.

કોંગ્રેસ પ્રધાનમંડળો મુસ્લિમો પર જુલમ કરે છે, એ જાતના મુસ્લિમ લીગ અને તેના મોવડીઓ કોંગ્રેસ પર આક્ષેપ કરવા લાગ્યા એટલું જ નહિ, પણ કોંગ્રેસમંત્રીમંડળના કહેવાતા મુસ્લિમવિરોધી કૃત્યો સામે વિરોધ દિન ઉજવાયા. ને, એમાં, કોંગ્રેસ હિન્દુઓની જ સંસ્થા છે, મુસ્લિમોની દુશ્મન છે, જે મુસ્લિમો કોંગ્રેસમાં છે, તે મુસ્લિમોના દુશ્મનો છે, એઓ કોંગ્રેસના ભાડૂતી નોકરો છે, એ

લોકો નાપાક છે, એમ છડેચોક કહેવાવા લાગ્યું. ઉશ્કેરાટ ભર્યાં ભાષણો થવાં લાગ્યાં. કોંગ્રેસને ગાળો દેવી, હિન્દુવિરોધી ઉશ્કેરાટ પેદા કરવો ને ફેલાવવો, ને કોંગ્રેસના નેતાઓ સામે ઝેર ઉરાડી, કોમી તંગદિલી વધારવી અને વેરઝેર ઉત્પન્ન કરવાં, એ મુસ્લિમ લીગ અને શ્રી. જીન્નાનો વ્યવસાય થઈ પડ્યો હતો.

શ્રી. જીન્નાને એકચક્રે રાજ્ય કરવું હતું. એને કોઈ હરીફ જોઈતો નહોતો. મહાસભામાં ગાંધીજી, જવાહર, સરદાર, વગેરે એને હરીફો લાગતા હતા. એથી, મુસ્લિમોના હિતની વાત કરશે અને કોમી ઉશ્કેરાટ પેદા કરશે, તો જ, એ એકચક્રે મુસ્લિમો પર રાજ્ય કરી શકશે, એવી એની રાજદ્વારી કુનેહવાળી દૃષ્ટિએ જોયું. ને, એણે, એથી, પોતાના રાજકીય હરીફો સામે કાદવ ઉરાડવા માંડ્યો. એમાં, એને, બ્રિટીશ સરકારનો પૂરો સહકાર અને સાથ મળ્યો.

શ્રી. જીન્નાને ખુશ રાખીને, બ્રિટીશ સરકાર મહાસભા સામે એક જબરજસ્ત મોરચો ઊભો કરવા માંગતી હતી. આથી શ્રી. જીન્નાને એ પ્રોત્સાહન આપતી. અને એ કારણે જ, એણે એને મુસ્લિમોના એકમાત્ર નેતા તરીકે સ્વીકાર્યો. અને એથી જ, એણે મુસ્લિમોના સ્વતંત્ર રાષ્ટ્ર પાકીસ્તાનની માગણી કરી, કે જેથી, એના કામમાં બીજા કોઈની ડખલ ન હોય. પાકીસ્તાન એ માત્ર શ્રી. જીન્નાનુંજ સર્જન નથી, પણ બ્રિટીશ સરકાર અને શ્રી. જીન્ના એ બન્નેનું સહિયારું સર્જન છે.

બ્રિટીશ સરકારની મુરાદ તો મહાસભાને ગમે તે ભોગે તંગ કરવાની હતી. અને મહાસભાએ જે બ્રિટીશ શાહીવાદ સામે યુદ્ધ કર્યું હતું, તેથી એની પર વેર લેવાની હતી. જ્યારે કોંગ્રેસ આઝાદી જંગ ખેલતી હતી, ત્યારે પોતાના જ દેશબાંધવો આમ બ્રિટીશ શાહીવાદના હાથા બની, પોતાના જ દેશવાસીઓનાં ગળાં કાપવા તૈયાર થાય, એથી જવાહરને પારાવાર દુઃખ થયું.

જવાહરે, હિન્દમાં આવતાંવેંત 'સંયુક્તપ્રાંત રાજકીય પરિષદ'નું પ્રમુખપદ લીધું. એ વખતના ભાષણમાં, એમણે પોતે સ્પેનમાં જે જે જોયું તે વર્ણવી બતાવ્યું, આગામી યુદ્ધનો સ્પષ્ટ ચિતાર આપ્યો, પેલેસ્ટાઈનની નીતિ માટે બ્રિટીશ શાહીવાદની સખત ઝાટકણી કાઢી.

હિન્દની પરિસ્થિતિનો ઉલ્લેખ કરતાં, એમણે કિસાન આંદોલન અને મુસ્લિમ લીગે કોંગ્રેસ પ્રધાનમંડળો વિરુદ્ધ ઉપાડેલી ઝુંબેશ વિષે વિસ્તારથી કહ્યું. કોંગ્રેસ પ્રધાન મંડળોની કેટલીક નિર્બળતાઓ તથા ત્રુટીઓ વિષે એમણે પોતાની દિલગીરી અને દુઃખ વ્યક્ત કર્યાં હતાં.

જવાહરે મુસ્લિમલીગની નીતિ વિષે કહ્યું :

"એ નીતિ ખોટા અને ભ્રમિત પાયા પર રચાઈ છે. આપણો જ એક દેશબંધુ આમ ગાળાગાળી અને નાલેશીની નીતિ અખત્યાર કરે એ બીના દુ:ખકર્તા છે. જ્યારે હિન્દ સ્વાતંત્ર્યની મહાન લડતમાં રોકાયલું છે, ત્યારે આવી આપસી લડાઈ આપણને નબળા બનાવી દે છે. એમાં હિન્દુમહાસભા પણ લીગ જેટલી જ હિન્દની દુર્દશા માટે જવાબદાર છે. એ લોકો બ્રિટીશ શાહીવાદના હાથા બન્યા છે. પણ એમની વલણથી ખરો પદાર્થપાઠ તો લઘુમતીએ લેવાનો છે....."

જવાહરે પાછો શ્રી. જીન્નાને પડકાર કર્યો કે કોંગ્રેસપ્રધાનમંડળોએ મુસ્લિમો પર કરેલા અત્યાચારોનાં દૃષ્ટાંતો આપે, અને જો શ્રી. જીન્ના એ આપે તો પોતે એ વિષે સ્વતંત્ર તપાસ કરવા તૈયાર હતા.

જવાહર સમક્ષ બીજો મહાન પ્રશ્ન હતો દેશી રિયાસતોનો. દેશીરાજ્યોમાં ઘણે સ્થળે હજી નાદીરશાહી ચાલતી હતી. જવાહર ઇચ્છતા હતા, કે રાજસ્થાની પ્રજામાં શાસનતંત્રનો સામનો કરવાની તાકાત આવે. એથી, દેશીરાજ્યોમાં જે પ્રજાકીય જાગૃતિ થઈ તેને એમણે ઉલટભેર વધાવી લીધી. એમણે દેશીરાજ્યોની પ્રજાને અનુમોદન આપ્યું.

દેશીરાજ્યોની પ્રજાનું આંદોલન શરૂ થઈ ગયું હતું. શરૂઆતમાં જયપુરરાજ્ય જોડે જવાહરને ઝઘડો થયો. જયપુરના રાજા મૃત્યુ પામ્યા હતા. નવા મહારાજા સગીર હોવાથી, રાજ્યની સત્તા એક અંગ્રેજ અધિકારીને સોંપાઈ હતી. પ્રજાની ફરિયાદો સામે એણે દમનનો કોરડો વીંઝયો. એ માટે મહાસભા તરફથી શ્રી. જમનાલાલ બજાજ સ્વતંત્ર તપાસ કરવા માટે ગયા, તો તેમને ગિરફતાર કરવામાં આવ્યા. જવાહરે બહુ સખત શબ્દોમાં જયપુરના અંગ્રેજ અમલદારના વલણને વખોડી કાઢતું નિવેદન પ્રકટ કર્યું. એમણે કહ્યું કે મહાસભાની લડત જેટલી બ્રિટીશ શાહીવાદ સામે છે તેટલીજ દેશીરાજ્યોની આપખુદ સત્તા સામે પણ છે. એમણે જણાવ્યું કે જયપુરના અંગ્રેજ અમલદારનું વલણ મહાસભા સામે ખુલ્લો પડકાર હતો, અને મહાસભા એ પડકાર ઝીલી લેવાને તત્પર હતી. જવાહરના એ નિવેદને ધારી અસર ઉપજાવી. જયપુરના અમલદારે નમતું મૂક્યું અને શ્રી. બજાજને મુક્ત કર્યા.

દેશીરાજ્યોની પ્રજા આથી ઉત્સાહમાં આવી ગઈ. કાઠીયાવાડી રાજકીય પરિષદ અને અન્ય રાજકીય પરિષદો ઉત્સાહિત બની ગઈ. દરેક રાજ્યની

દુનિયાભરમાં કેટલાયે સામ્રાજ્યો નાશ પામ્યાં, છતાં, આ સંસ્થા બ્રિટીશ શાહીવાદની છત્રછાયા નીચે જીવી રહી છે. એ શાસનપદ્ધતિમાં પોતાની તાકાત નથી, એથી જ્યારે ઘર્ષણ આવી પડે, ત્યારે એને બીજાના-બ્રિટીશ શાહીવાદના—આધાર પર જીવવું પડશે ............. હિન્દી સરકારનું રિયાસતખાતું જેવી રીતે દોરી ખેંચે છે, તેવી રીતે રાજારૂપી પૂતળાં નાચે છે. શિકારી કુતરાં કેળવવાં, પોલોની રમત રમવી અથવા નાનાં પ્રાણીઓનો શિકાર કરવો એજ રાજાઓનો સામાન્ય વ્યવસાય થઈ પડ્યો છે."

જવાહરે હૈદરાબાદ અને કાશ્મીર રિયાસતોની આપખુદ સત્તા ને જુલમશાહીની ખૂબ ઝાટકણી કાઢી, અને એ રાજ્યોમાં મોટા પાયા પર સત્યાગ્રહ આંદોલન થશે એવી ધમકી આપી.

અંતમાં જવાહરે જણાવ્યું કે: "દેશી રાજ્યોની પ્રજાની સ્વતંત્રતા એ અગત્યની વસ્તુ છે. પરન્તુ, સમસ્ત હિન્દની આઝાદીના નકશાનો તે એક ભાગ છે. જ્યાં સુધી હિન્દની આઝાદી માટેનો જંગ ચાલુ રહેશે, ત્યાં સુધી દેશી રાજ્યોની સામેની લડત પણ ચાલુ રહેશે."

લુધીઆણા સંમેલન સફળ થયું. કૉંગ્રેસ અને રિયાસતી પ્રજાના નેતાઓ વચ્ચે જે મતભેદો હતા, તે જવાહરે સંપૂર્ણપણે મીટાવી દીધા. અને બન્ને સંસ્થાઓ વચ્ચે પૂર્ણ સહકાર અને સમજૂતી સધાયાં.

જવાહરની બીજી મહત્વની કામગીરી નિયોજનસમિતિની હતી. જવાહરનો રસ સર્વતોમુખી છે. રશીયાની પંચવર્ષીય યોજનાથી એનો જે સાર્વત્રિક વિકાસ થયો હતો, તેનાથી એઓ ખૂબ આકર્ષાયા હતા. અને આઝાદ હિન્દનું નિયોજન પણ વ્યવસ્થિત રીતે થવું જોઇએ, એની પાછળ, દેશના નિષ્ણાતો અને તજ્જ્ઞોની સહાય્ય જોઇએ, અને બધાય મળીને તેના સર્વતોભદ્ર વિકાસની યોજના થવી જોઇએ એમ એઓ માનતા. એમના આંતરરાષ્ટ્રીય જ્ઞાને, એમના પ્રવાસમાં, એમણે જોયું કે કોઈ પણ દેશે થોડા સમયમાં ખૂબ પ્રગતિ કરી હોય, અને દેશનું જીવન ધોરણ ઊંચું આણ્યું હોય તો તે વ્યવસ્થિત યોજનાને પરિણામે જ હતું. નદીઓનાં બંધ બાંધવા, નહેરોની યોજના કરવી, એ માટે નદીઓ ને એના પાણીની માપણી કરવી, એ બધું પ્રચંડ કાર્ય કરવાનું હતું.

એ આયોજન માટે ૧૯૩૭ ના ઑગસ્ટમાં જ મહાસભાની કારોબારીએ એક ઠરાવદ્વારા એક સમિતિ નીમેલી. અને એ સમિતિના જવાહરલાલ પ્રમુખ

હતા. એ સમિતિની કેટલીક સભાઓ મળી. એમાં તજ્જ્ઞો હતા. એ સમિતિએ એમની સૂચના અને દોરવણી હેઠળ, હિન્દની ખેતીની પેદાશો, ખોરાકી પૂરી પાડવાની ગોઠવણો અને ઔદ્યોગિક વસ્તુઓ સંબંધી ઘણી માહિતી ભેગી કરી. જવાહરનો અનુભવ, યુરોપની ઔદ્યોગિક યોજનાઓનો અભ્યાસ, એ બધું આ સમિતિને ખૂબ કામ આવ્યું. આ સમિતિએ એમની સૂચનાથી આરોગ્ય, શિક્ષણ, ઉદ્યોગો અને નહેર સંબંધી કેટલીક યોજનાઓ ઘડી. અને એ બધાની પેટાસમિતિઓએ અભ્યાસ કરી અહેવાલ તૈયાર કરવા માંડ્યા. એમાં જવાહરનો ઘણો સમય ખર્ચાતો ને કામ તો પારવિનાનું હતું. જેમ જેમ કામ કરતા તેમ તેમ કામ વધતું ને વધતું જ જતું હતું. એકંદરે ૧૯ પેટાસમિતિઓ નીમાઈ. જવાહરનું રાષ્ટ્રને માટે આ સંગીન કાર્ય હતું.

મહાસભામાં એક મોટો ઝંઝાવાત ઊભો થયો હતો. એથી કોંગ્રેસની એકતા, એની ઇજ્જત, એની પ્રતિષ્ઠા એ બધાને હલમલાવી મૂકે એવો પ્રચંડ એ ઝંઝાવાત હતો. સુભાષબાબુ કોંગ્રેસના પ્રમુખપદે હતા. નવું કોંગ્રેસનું અધિવેશન ભરાવાનું હતું. એમાં પ્રમુખપદ માટે કોની વરણી કરવી એ પ્રશ્ન રાષ્ટ્રસમક્ષ હતો. અત્યારસુધી, કોંગ્રેસના પ્રમુખની વરણી સર્વાનુમતિએ થતી હતી. સુભાષને બીજી વાર–જવાહરની જેમ–કોંગ્રેસપ્રમુખ થવાના કોડ હતા. જ્યારે કોંગ્રેસ મોવડીઓ, દેશની તત્કાલીન પરિસ્થિતિનો વિચાર કરતાં, હિન્દુ–મુસ્લિમ સંબંધની તંગ અવસ્થા જોતાં, આગામી યુદ્ધના ભણકારા વાગતા હતા, અને સુભાષના વિચારો ઉદ્દામવાદી હતા, એ જોતાં, કોઈ ગંભીર અને શાન્ત પ્રકૃતિનો માનવી કોંગ્રેસનો કર્ણધાર હોય, એમ ઇચ્છતા હતા.

સુભાષે પોતે ફરીવાર ચૂંટણીમાં ઉભા રહેવાના છે એમ જાહેર કર્યું. પ્રમુખપદ એ દેશની પર સત્તા જમાવવાનું એક મહાનમાં મહાન સાધન હતું. સુભાષ બ્રિટીશ શાહીવાદના કટ્ટરવિરોધી હતા. એમને દહેશત હતી, કે જો યુદ્ધ ફાટી નીકળે, તો કોંગ્રેસના તત્કાલીન મોવડીઓ બ્રિટીશ શાહીવાદ જોડે સમાધાન કરવા પ્રયત્ન કરશે. જ્યારે, સુભાષ તો, યુદ્ધમાં બ્રિટન સંડોવાય, એટલે એ તકનો લાભ લઇ, બ્રિટન સામે યુદ્ધ કોંગ્રેસ જાહેર કરે એમ ઇચ્છતા હતા, અને એ પોતે પ્રમુખ હોય તો જ એ બની શકે એમ હતું. પોતાના પ્રમુખપદના વર્ષ દરમ્યાન એમણે લોકોને આગામી કોંગ્રેસ લડત માટે તૈયાર થવાનાં, ઉશ્કેરાટભર્યાં ભાષણો આપ્યાં હતાં.

કોંગ્રેસ મોવડીમંડળને આ બધું ગમ્યું નહોતું, એથી કોંગ્રેસ મોવડીમંડળે તે વખતે બારડોલીમાં કારોબારીની સભા હતી, ત્યાંથી, મૌલાના આઝાદનું

નામ પસંદ કર્યું. અને એની જાહેરાત કરી. પણ, મૌલાના બારડોલીથી મુંબઈ આવ્યા, ત્યાં, એઓ સુભાષને મળ્યા. મૌલાના બંગાળના હતા, એટલે, એક બંગાળીની સામે બીજો બંગાળી ઊભો રહે એ મૌલાનાને રુચ્યું નહિ. એટલે એમણે પોતાની ઉમેદવારી પાછી ખેંચી લીધી. સુભાષબાબુનો કોંગ્રેસકારોબારીના મોવડીમંડળ સામે આ વિજય હતો. કોંગ્રેસની કારોબારીએ, એથી, પટ્ટાભી સીતારામૈયાને પ્રમુખપદના ઉમેદવાર તરીકે તૈયાર કર્યા.

આમ કોંગ્રેસ પ્રમુખ અને કોંગ્રેસનું મોવડીમંડળ સામસામે મોરચે લડવા મંડ્યા. બન્નેએ ચૂંટણીપ્રચાર કરવા માંડ્યો. સુભાષબાબુએ, કોંગ્રેસના નેતાઓ સામે બ્રિટીશ શાહીવાદને મદદ કરવાના છૂપા કરારો કર્યાના, અને રાષ્ટ્રને દગો દીધાના આક્ષેપો કર્યા. અને એ રીતે રોજ-બ-રોજ વાતાવરણ ગલીચ બનવા લાગ્યું. સુભાષના આક્ષેપોને લીધે કારોબારીના શરદ બોઝ સિવાયના બધા સભ્યોએ રાજીનામાં આપ્યાં. આમ કોંગ્રેસનું તંત્ર ખોરવાઈ ગયું.

જવાહર આ સમયે કુમાઉની ટેકરીઓમાં પ્રવાસ કરતા હતા. એ ટેકરીઓની આદિવાસી પ્રજાની સ્થિતિનો અભ્યાસ કરતા હતા. મહાસભાના પ્રમુખપદ વિષેની રસાકસીમાં એમને લેશમાત્ર રસ નહોતો. એમણે તો માનેલું કે મૌલાના આઝાદ કોઈ પણ જાતની ધાંધલ કે વાદવિવાદ વિના સર્વાનુમતિએ ચૂંટાઈ જશે. સુભાષનું નિવેદન વાંચ્યું ને કારોબારીના બીજા સભ્યોનું નિવેદન વાંચ્યું, અને કોઈ પણ જાતની ગેરસમજૂતી પોતા વિષે ન ફેલાય એટલા માટે એમણે એક લાંબું નિવેદન પ્રગટ કરીને જણાવ્યું કે :

"મહાસભાના પ્રમુખે જે પહેલો ખુલાસો પ્રગટ કર્યો છે, તે સિવાયના બીજાના ખુલાસાઓ મેં વાંચ્યા નથી. હું કોઈ પણ ઉમેદવારના ટેકા માટે આ નિવેદન પ્રગટ કરતો નથી. મહાસભાના પ્રમુખનો હોદ્દો ખૂબ મહત્વનો હોવા છતાં, એ બીજું સ્થાન ધરાવે છે. પણ સૌથી અગત્યનું સ્થાન તો મહાસભાની નીતિ અને કાર્યક્રમનું છે. મેં ભૂતકાળમાં સ્વાનુભવથી જોયું છે, કે મહાસભા અથવા અખિલ હિન્દ મહાસભાસમિતિએ નક્કી કરેલી નીતિ પ્રમુખની બદલીથી ફરતી નથી, પણ એ નીતિના ચલણમાં અને એ કાર્યક્ષેત્રમાં ગતિમાન કરવાના કાર્યમાં પ્રમુખ ફેરફાર કરી શકે છે. મહાસભાનો પ્રમુખ એક કોઈ સભાનું સંચાલન કરવા નીમાયલા અધ્યક્ષ જેવો નથી.

"મહાસભાની નીતિ અને કાર્યક્રમ એ બન્ને જ્યારે એક બીજાના વિરોધી હોય ત્યારે પ્રમુખની પસંદગીમાં રસાકસી આવે છે, તે હું સ્વીકારું છું.

મને લાગે છે, કે પ્રમુખની ચૂંટણીમાં હિન્દની રાજનીતિ સંબંધી અનેક અગત્યના પ્રશ્નો સમાયલા છે. તેમાં પણ ફેડરેશનની બાબતનો પ્રશ્ન ખૂબ જ મહત્વનો છે. આ ફેડરેશન બાબતના મતભેદો સંબંધી હું કાંઈ પણ જાણતો નથી. એ સંબંધી મહાસભાની નીતિ ચોક્કસ છે. ફેડરેશનની બાબતમાં જરાય નમતું મૂકવું એ દરેક મહાસભાવાદી માટે અયોગ્ય છે. મહાસભામાં બીજા અનેક સંઘર્ષો હશે. પણ આ ચૂંટણીનાં સંઘર્ષ પર તેની કંઈ અસર પડતી નથી.

"પ્રજાકીય અને આંતરરાષ્ટ્રિય મોટી લડતોને ભવિષ્યમાં કેવું સ્વરૂપ આપવું તે પ્રશ્ન આપણે માટે ખૂબ અગત્યનો છે. આપણી શક્તિ હણનારા આંતરિક તડ અને તકરારો થાય એવું કોઈ કાર્ય આપણે કરી શકીએ નહિ. કેટલીક વખત મને આવા અનેક કડવા અનુભવો થયા છે. મને ઘણી વખત લાગ્યું છે કે, કોંગ્રેસનાં પ્રમુખપદનું રાજીનામું આપીને, પણ હું મહાસભાની સારામાં સારી રીતે સેવા કરી શકીશ. આ વખતે કેટલાક મિત્રોએ મને પ્રમુખ તરીકે ફરી ઉમેદવારી કરવા સૂચવ્યું હતું. મેં એ વાત સ્વીકારી નહોતી.

"આ અને બીજાં કારણોને લીધે, સુભાષબાબુની ફરી વારની ઉમેદવારીને હું પસંદ કરતો નહોતો. આવા સમયમાં ચૂંટાઈને હું અને સુભાષબાબુ અમારી કાર્યશક્તિ મોળી જ પાડી દઈએ.

"આ ચૂંટણીને આટલી બધી અગત્ય શા માટે અપાઈ છે તે હું સમજી શકતો નથી. આમાં સુયોગ્ય કાર્યક્રમ રહ્યો નથી ને ગમે તેને પ્રમુખ તરીકે ચૂંટવામાં આવે તો પણ ફેડરેશનનો નિષેધ તો છે જ......ભલે આ ચૂંટણીમાં સંઘર્ષ હોય, પણ આપણા કાર્યક્રમની ઉચ્ચકોટિ સહુ ધ્યાનમાં રાખી મહાસભાને જરા પણ આંચ આવે એવું કાર્ય કોઈ પણ કરી શકે નહિ. કોંગ્રેસનો કાર્યક્રમ વધારે ને વધારે વેગીલો બને એવા પ્રયત્નો આપણે રાતદિવસ કરવા જોઈએ. આપણે વ્યક્તિત્વ ભૂલી આપણા સિદ્ધાંતો અને કાર્ય માટે ઝઝૂમવું જોઈએ."

જવાહરની આ સાચી સલાહ કોઇએ માની નહીં. બન્ને પક્ષો જાણે એકબીજા પર આક્ષેપ કરવાની ને એકબીજાને ભાંડવાની હરીફાઈમાં ચઢ્યા હતા. જવાહરની વાતની બેમાંથી એકે પક્ષને પરવા નહોતી. ગાંધીજી પણ આ કમનસીબ સંઘર્ષમાંથી અલિપ્ત રહી શક્યા નહિ. એમણે જણાવ્યું કે: "પટ્ટાભીનો પરાજય એ મારો પરાજય છે." સુભાષે કહ્યું : "મારો વિજય એ ફેડરેશનને દફનાવવાના પરિણામ લાવવાનો છે."

જવાહરને આ બધી ઝઘડાઝઘડીથી પારાવાર દુઃખ થયું. એમને આવે સમયે કોંગ્રેસમાં ફાટફૂટ પડે અને કોંગ્રેસની તાકાત ઘટે એ બિલકુલ પસંદ નહોતું. એમાં પોતાની અને દેશની ઇજ્જત જતી એમને લાગી. પણ જીદે ભરાયલા બે પક્ષો આગળ એઓ લાચાર હતા. એમને તો તટસ્થ બનીને આ બેહૂદા કાર્યના સાક્ષી બનવાનું જ રહ્યું. જ્યારે ગાંધીજી જેવા મહાપુરુષ પણ આ ચર્ચા, વાદાવાદ કે પક્ષાપક્ષીથી મુક્ત રહી શક્યા નહિ, ત્યારે જવાહર તટસ્થ રહી શક્યા અને કોઈ પણ પક્ષની તરફેણ ન કરી. નરો વા કુંજરો વા। જેવી વૃત્તિ રાખી એ માટે ખરેખર એઓ ધન્યવાદને પાત્ર હતા. મહાસભાની જોડે જેનું જીવન સમગ્ર વણાઈ ગયું છે, એવા પુરુષ મહાસભાના કટોકટીના કાળમાં એની એક મહાન પ્રવૃત્તિથી જળકમળવત્ અલિપ્ત રહી શકે અને વૈરાગીવૃત્તિ ધારણ કરી શકે તે માટે કેટલો સંયમ ને કેટલો મન ઉપર કાબુ જોઈએ !

આખરે ચૂંટણી આવી ને સુભાષબાબુ ચૂંટાયા. બધાને લાગ્યું કે હવે એ દુઃખદ ચર્ચાનો અને ઝઘડાનો આરો આવશે. પણ એમ બન્યું નહિ. બન્ને પક્ષો ચડસે ચડ્યા હતા. કોંગ્રેસ કારોબારીના મોવડીઓએ સુભાષ જોડે અસહકાર આદર્યો. કારોબારીના સભ્યોએ રાજીનામાં તો આપી દીધાં હતાં. જવાહરને આથી ઘણું દુઃખ થયું. એ બેમાંથી એકપક્ષે ઢળી શકતા નહોતા. એને તો આ બધું એટલું ગંદું અને બેહૂદું લાગતું હતું કે એમનું મન કહ્યું કરતું નહોતું.

ત્રિપુરી મહાસભા ભરાઈ ત્યારે બીજા કેટલાક બનાવો બન્યા જેથી જવાહરનું મન વિશેષ દુભાયું. રાજકોટમાં ત્યાંના રાજા તથા દિવાને મળીને પ્રજાને દુભવવા માંડી હતી. પ્રજાની ઉપર જુલમની ઝડીઓ વર્ષી રહી હતી અને એમાંથી ઉગરવાનો એકે આરો નહોતો. પહેલાં કસ્તૂરબા ત્યાં ગયાં. તેમને ગિરફતાર કરવામાં આવ્યાં. મામલો વધી ગયો. પ્રજાએ સત્યાગ્રહ ઉપાડ્યો. સત્યાગ્રહીઓનો ઉત્સાહ અને જોર દિન પ્રતિદિન વધતાં ગયાં. ગાંધીજી ત્યાં ગયા. ત્યાંના દિવાન વીરાવાળા જોડે વાટાઘાટ થઈ. દિવાન વચનો આપીને ફરી બેઠા, એટલે ગાંધીજીએ ઉપવાસ આદર્યા. આ ઉપવાસે જવાહરને ખૂબ મૂંઝવ્યા.

જવાહર ઉપર આ બનાવોની જે પ્રબળ માનસિક અસર થઈ તે વર્ણવતાં એમણે જણાવ્યું :

“રાજકોટના મામલા અંગે, ગાંધીજીએ કરેલા ઉપવાસ અને ત્યારપછીના તેમાંથી નીપજેલા બીજા બનાવોથી, મારા મગજનું સમતોલપણું છેક જ

જતું રહ્યું હતું. તે વખતે મેં લખ્યું કે, રાજકોટના બનાવો પછી મારી લાચારીની લાગણી વધી ગઈ છે અને ઉત્તરોત્તર વધતી જાય છે. આમાંનું કશું મને સમજાતું નથી. અને જે કંઈ બધું બન્યું છે તેની પાછળ રહેલી તર્કસરણી તો મને મુદ્દલ સમજાતી નથી. અમારામાંથી ઘણાને સારુ શું કરવું અને કઈ બાજુની પસંદગી કરવી એ વિષેની મુશ્કેલી દિવસે દિવસે વધતી જાય છે. અને આ કઈ દક્ષિણ માર્ગે જવાનું પસંદ કરવાનો, કે વામમાર્ગ અખત્યાર કરવા અંગેનો બલ્કે કોઈ પણ પ્રકારના રાજકીય નિર્ણય કરવાનો સવાલ જ નથી."

"પસંદગી તો આજે ત્રણ વિકલ્પોમાંથી એકની કરવાની રહે છે. એકબીજાથી વિરોધી અને કોઈપણ પ્રકારની કડીબંધ તર્કસરણી વિનાના નિર્ણયોને એમ ને એમ વગર વિચાર્યે આંધળા બનીને સ્વીકારી લેવા, અથવા વિરોધ કરવો, અથવા છેક નિષ્ક્રિય થઈને હાથપગ જોડીને બેસી રહેવું. આમાંનો એક રસ્તો લેવાનું સરળતાથી બની શકે એવું નથી. જે પોતાને સમજાતું નથી, બલ્કે, જેની કદર થઈ શકતી નથી, તેનો આંધળાં બનીને વગરવિચાર્યે રાજીખુશીથી સ્વીકાર કરી લેવાથી બુદ્ધિમાં શિથિલતા આવે છે. અને આખરે તેને લકવો થયો હોય તેમ તે કાર્ય કરતો અટકી જાય છે. કોઈપણ મોટી હિલચાલ આ પાયા પર ચલાવી ન શકાય, અને લોકશાહી ઢબની કોઈ પ્રવૃત્તિ તો ખસૂસ ન ચલાવી શકાય. વિરોધથી આપણી પોતાની જ તાકાત નબળી પડતી હોય, અને સામાવાળાને સહાય થઈ હોય તો વિરોધ કરવાનુય મુશ્કેલ બની જાય છે. અને જ્યારે ચારે બાજુથી કાર્ય કરવાની હાકલ થતી હોય, ત્યારે નિષ્ક્રિય બનીને, હાથપગ જોડીને બેસી રહેવાથી વ્યર્થતાની લાગણી પેદા થાય છે. અને અનેક પ્રકારની મનમાં ગાંઠ પડી જાય છે."

આ અવતરણ જવાહરની માનસિક મૂંઝવણ, એના ચિત્તની અસ્વસ્થતા એ સર્વેને યોગ્યતઃ પ્રતિબિંબિત કરે છે. કોંગ્રેસ કારોબારી જે સુભાષવિરોધી પ્રચાર કરતી હતી તે પ્રચાર કાર્ય જવાહરને જરાય પસંદ નહોતું.

જવાહર ત્રિપુરી ગયા, ત્યારે ત્યાં એમણે જે જોયુ, ૧૦૪ ડીગ્રી તાવ જોડે સુભાષને મંચ પર જોયા, ને બીજી બાજુથી સુભાષને તંગ કરતા કારોબારીના મોવડીઓ જોયા, ને એમના લાગણીપ્રધાન આત્માને ખૂબ આઘાત લાગ્યો. ત્યાં એમણે જે બેહૂદા દેખાવો જોયા તેથી એ ઘણા હતોત્સાહ બની ગયા. અને છેક ભાંગી પડ્યા વિના એમનાથી રહેવાશે નહિ એમ એમને લાગતું હતું.

લડાઈનો એક ભાગ છે ........ આ નવી પ્રતિજ્ઞાનો અર્થ એ છે કે, સમવાયતંત્ર અને પ્રાંતીયસ્વરાજ્યની જગ્યાએ આપણે આઝાદ હિન્દ આણીશું, જે સ્વાતંત્ર્ય અને લોકશાહીનું પ્રતીક હશે અને જે શાહીવાદ અને ફાશીવાદની સામે નિરન્તર યુદ્ધ કરતું રહેશે."

સુભાષ બોઝ અને મહાત્માજી વચ્ચે લાંબી વાટાઘાટ ચાલી, પત્રવ્યવહાર ચર્ચા, પણ કારોબારી અંગે કશી સમજૂતી થઈ નહિ. બન્ને વચ્ચે ઘણા લાંબા પત્રવ્યવહાર ચાલ્યા. પણ બન્નેને માન્ય હોય એવો નિર્ણય આવી શક્યો નહિ. કોંગ્રેસનાં અધિવેશનને ત્રણ ત્રણ મહિના વીતી ગયા છતાં, કોંગ્રેસ કારોબારીની જાહેરાત થઈ શકી નહિ. એપ્રિલમાં તંગ વાતાવરણમાં કલકત્તામાં મહાસભા-સમિતિની બેઠક મળી. કોંગ્રેસ કારોબારીની નિમણૂક મહાત્માજીની સલાહમુજબ રચવાની પોતાની નિષ્ફળતા સુભાષે જાહેર કરી અને પોતાનું રાજીનામું મહાસભા-સમિતિ સમક્ષ પેશ કર્યું.

જવાહરને આથી ખૂબ જ દુઃખ થયું. છતાં, એણે પોતાના મનની સમતુલા જાળવી રાખી. એણે અખિલ હિન્દ મહાસભાસમિતિ સમક્ષ ભાષણ આપતાં કહ્યું:

"ભાઈઓ! આમ આપણે ખોટી ખેંચાખેંચી કરીએ છીએ તેથી, આપણું અને આપણી સંસ્થાનું બળ તૂટે છે. ભૂતકાળને વીસરી હવે આપણે વર્તમાન તરફ મીટ માંડવી જોઇએ. દુનિયાભરમાં પરિસ્થિતિ બહુ વેગથી પલટાતી જાય છે. વિશ્વયુદ્ધ ડોકિયાં કરી રહ્યું છે. આપણે એ વિશ્વયુદ્ધનાં વંટોળમાં સપડાવું જોઇએ નહિ. બધી પરિસ્થિતિને દૃષ્ટિસમક્ષ રાખી, આપણે શુદ્ધ અને પૂર્વગ્રહ વિના વિચાર કરવો જોઇએ."

સુભાષ તરફ ફરીને એમણે કહ્યું:

"હું આપને વિનંતિ કરું છું કે આપ આપના રાજીનામાનો ખૂબ સંભાળથી વિચાર કરજો. મહાસભામાં પક્ષવાદ અને તડોને સ્થાન ન જ હોવું જોઇએ. આપણી સંસ્થામાં મતભેદો હશે તો આપણે ક્યારેય આગળ વધી શકવાના નથી. આપણા મતભેદો, અને આપણી અંદરની ફાટફૂટો આપણી પ્રગતિને રૂંધશે."

પણ એમાંથી કોઇએ એમનું સાંભળ્યું નહિ. સુભાષને, એઓ પ્રમુખપદે ચૂંટાયેલા તેનો નશો હજી કાયમ હતો. એને સત્તાનો મોહ ને વાંછના બહુ પ્રબળ હતાં, એટલે, પોતાની નેતાગીરી કાયમ ટકાવી રાખવા માટે, એમણે, તરતજ

"ફોરવર્ડ બ્લોક' નામની સંસ્થા શરૂ કરી. આથી કોંગ્રેસમાં ફાટફૂટ પડી. સુભાષનો તો ઇરાદો એ સંસ્થાને કોંગ્રેસની હરીફ બનાવવાનો હતો.

એ સંસ્થાને વિષે જવાહરને જરા પણ આશા નહોતી. જવાહરને એ સંસ્થા તરફ એ માટે અણગમો હતો, કે, એ સંસ્થાથી કોંગ્રેસની એકતા તૂટતી હતી. કોંગ્રેસની સમગ્રતામાં ગાબડું પડતું હતું. રાજકારણમાં સટ્ટો ખેલનારા, અને જનતાને રૂડાં લાગનારાં સૂત્રો પોકારવાથી, કઈ દેશનું કે વ્યક્તિનું ભલું થતું નથી, એમ એઓ માનતા. અને, સુભાષની એ વૃત્તિ તરફ એમનો અણગમો વધતો ગયો. અને એ રીતે એ બન્ને ક્રાન્તિકારી નેતાઓ વચ્ચે અંતર વધતું ગયું.

સુભાષ જવાહરને તકવાદી લાગ્યા. કારણ કે સુભાષે કોંગ્રેસનું પ્રમુખપદ મેળવવા, એમના પોતાના જ સાથીઓ વિરુદ્ધ નિવેદનો પ્રગટ કર્યાં. અને એમાં ન ફાવતાં, એમણે, જે સંસ્થાનાં એઓ બીજીવાર પ્રમુખ બનવા ઇચ્છતા હતા, એજ સંસ્થાની વિરુદ્ધ હરીફ સંસ્થા ઊભી કરવાના નિષ્ફળ પ્રયત્નો કર્યાં. સુભાષની પ્રવૃત્તિ અને ઝેરવેર ભર્યાં તથા અગ્નિઝરતાં ભાષણો તથા નિવેદનોથી જવાહર ખૂબજ પરેશાન રહેતા. એમને સુભાષની રીત રસમોએ ફાશીવાદી રીતરસમોનું સ્મરણ કરાવ્યું. येनकेन प्रकारेण। લોકોને ઉશ્કેરી સત્તા જમાવવી એ કાર્યજ એમને બેહૂદું લાગતું.

જવાહર અહીંના વાતાવરણથી વાજ આવી ગયા હતા. એમને, અહીંની પરિસ્થિતિમાંથી નાસી છૂટવાની વૃત્તિ થઈ. વળી, એવામાં લંકાની સરકાર અને ત્યાંનાં હિન્દીઓ વચ્ચે ઘર્ષણ પણ વધી પડયું હતુ. એથી જવાહર ત્યાંની પરિસ્થિતિ હળવી બનાવવા ત્યાં ગયા. અને હિન્દ અને લંકાનાં સબંધનો દૃઢ પાયો નાંખ્યો. લંકાવાસીઓ તેમજ ત્યાંના હિન્દીઓ બન્નેએ જવાહરનું ઉમળકાભેર સ્વાગત કર્યું. અને એઓ ભવિષ્યના સમવાયતંત્રનો નકશો પોતાની નજર સામે જોઈ રહ્યા જેમાં ચીન, હિન્દ બ્રહ્મદેશ અને લંકા વગેરે મુલકોનો સમાવેશ થયો હતો.

જવાહરે ત્યાંથી આવીને, ૧૯૩૯ ની મે ની ૩ જી તારીખે, લગભગ વિશ્વયુદ્ધ શરૂ થયાના ફકત થોડા માસ પૂર્વે 'ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ'ના પ્રતિનિધિને એક ખાસ મુલાકાત આપી હતી અને તેમાં આંતરિક રાષ્ટ્રીય પરિસ્થિતિની ચર્ચા કરી હતી. એ મુલાકાતમાં એમણે જણાવ્યું કે :

"લડાઈ વિષેની અમારી નીતિમાં ઊડીને આંખે વળગે એવો વિરોધ દેખાઈ આવે છે. એક બાજુ અમે ફાશીવાદનો સખત વિરોધ કરીએ છીએ અને

માનીએ છીએ કે ફાશીવાદનો વિજય દુનિયા માટે ખતરનાક છે, એટલું જ નહિ પણ અમારી આઝાદી માટે પણ એ અંતરાય રૂપ છે.

"બીજી બાજુ, બ્રિટીશ શાહીવાદને સહાય કરવાની નીતિ પણ ખોટી છે, કારણ કે, એ તો અમારી ગુલામી મનોદશાને વ્યકત કરે. વિરોધ એ પ્રશ્નને જોવાના અમારા દૃષ્ટિબિંદુમાં રહેતો નથી. જો અમે આઝાદ હિન્દને દૃષ્ટિસમક્ષ રાખીને વાત કરીએ તો તો ફાશીવાદની સામે અમારે લોકશાહી બળોને જ સહાય કરવી જોઈએ. પણ જો અમે ગુલામ હિન્દને નજર સામે રાખીને વાતો કરીએ તો અમને લાગે છે, કે અમે શાહીવાદી બળોને મદદ કોઇ પણ રીતે કરીજ નહિ શકીએ. ને, ગુલામીમાંથી આઝાદીમાં હિન્દનું પરિવર્તન થાય, તો તો, આ વિરોધ આપોઆપ સરી જાય."

"એક બીજી દૃષ્ટિએ વિચાર કરતાં વળી એમ લાગે છે કે હમણાંની બ્રિટીશ સરકાર લોકશાહીનો ઝંડો ઊંચો રાખનારી શી રીતે કહી શકાય? જો એ લોકશાહીનું સાચું રખેવાળું કરતી હોય તો એની પહેલી ફરજ એ છે, કે, એ પોતાના સામ્રાજ્યમાં જ લોકશાહી નીતિને અનુસરે, પરન્તુ, એ લોકશાહી પોતાના સામ્રાજ્યમાં ન આપે, અને લોકશાહી સ્થાપવાના પ્રયત્નોમાં અંતરાયો નાંખે તેનો અર્થ એટલોજ કે, બ્રિટીશ શાહીવાદ લોકશાહી માટે નહિ પણ પોતાના શાહીવાદની પકડ મજબૂત બનાવવા માટે જ લડે છે."

અહીં જવાહરની દૃષ્ટિ અત્યંત સ્પષ્ટ છે. અને એમની વસ્તુની આરપાર જોવાની અને એનું પૃથક્કરણ કરવાની રીતિ આશ્ચર્ય ઊપજાવે એવી છે.

દક્ષિણ આફ્રિકામાંથી જવાહરને અકળાવે એવા સમાચાર આવ્યા કે ત્યાંના ગોરાઓ હિન્દીઓના હક ઉપર તરાપ મારે છે. હિન્દીઓના હક છીનવી લેવામાં આવે એ જાતનો કાયદો તૈયાર કરવામાં આવ્યો હતો. એની સામે બ્રિટીશ પ્રજાએ એક આંગળી પણ ઊંચી કરી નહિ. આથી દક્ષિણ આફ્રિકાના કેટલાક પ્રતિનિધિઓ જવાહરની સલાહ લેવા એમની પાસે આવ્યા. એમણે આખી વસ્તુસ્થિતિ બરાબર સમજી લીધી અને એ લોકોને કહ્યું કે: "ભલે આપણે સદંતર વિનાશ પામીએ, પરન્તુ આ માનહાનિ તો બરદાસ્ત ન જ કરી શકાય." એણે એમને આશ્વાસન આપી, મુંબઈમાં મળનારી મહાસભાની કારોબારી પાસે એમને બને તે રીતે સહાય કરવાનો ઠરાવ પસાર કરાવડાવ્યો.

લંકાથી જવાહરની પ્રવાસભૂખ સંતોષાઈ નહોતી. એમને નાનપણથી જ ચીન તરફ વિશેષ પ્રેમ હતો. ચીનના સરમુખત્યાર ચાંગ-કાઈ-શેક જવાહરના ખાસ મિત્ર હતા. વળી, ચીન જે હિંમતથી જાપાન જોડે વર્ષોથી લડતું હતું, તેથી એમને એ દેશ પ્રત્યે ખૂબ મમતા ઉદ્દભવેલી. એમણે ચીન જવાનું નક્કી કર્યું. અને એઓ અલાહાબાદથી કલકત્તે આવ્યા. ત્યાંથી એઓ વિમાનમાર્ગે બ્રહ્મદેશ પહોંચ્યા. બ્રહ્મદેશથી સિયામ, અને ત્યાંથી હિન્દી ચીન, ને ત્યાંથી ચીન ગયા. બધા દેશોમાં જવાહરનું સ્વાગત થયું. અને એમને પડોશી રાજ્યના રાજકારણનો ઊંડો અભ્યાસ કરવાની સુવર્ણ તક મળી.

ચીનમાં જવાહર ચીનના મિત્ર અને અતિથિ તરીકે રહ્યા. સેનાધ્યક્ષો અને ગવર્નરોએ એમનું ઠેરઠેર સ્વાગત કર્યું. ચુંગકીંગમાં જાપાનીસ બૉંબમારાનો એમને અનુભવ થયો. ચીનના મોટા નેતાઓ સાથે એમણે વાર્તાલાપ કર્યો. ચીનના સામ્યવાદી નેતાઓને પણ એઓ મળ્યા. ચીનની ઔદ્યોગિક પરિસ્થિતિ પણ એમણે જોઈ. ત્યાંની શિક્ષણસંસ્થાઓમાં ફરી વિશ્વવિદ્યાલયોનો અભ્યાસ કર્યો. પણ, જવાહર ત્યાં પૂરાં બે અઠવાડિયાં પણ ન રહ્યા ત્યાં તો, યુરોપમાં બીજા વિશ્વયુદ્ધની આફત ઉતરી, ને, એમને કૉંગ્રેસ કારોબારીનું તાકીદનું તેડું આવ્યું. એઓ કારોબારીના સભ્ય નહોતા, પરન્તુ, ગાંધીજી તો શાંતિવાદી હતા, એટલે યુદ્ધની જોડે સહકારની વાતો એ કરે જ નહિ. વળી, ગાંધીજી એ જ કહ્યું કે આંતરરાષ્ટ્રિય રાજકારણ જવાહર સારી રીતે સમજે. માટે, એમની સલાહ લેવી જ યોગ્ય છે. એથી એમની સલાહને માટે એમને ખાસ બોલાવવામાં આવ્યા, ને એઓ પાછા રાજકારણના ઘેરા વમળમાં પડ્યા.

[ ૧૮ ]

# વિશ્વયુદ્ધના ઝંઝાવાતમાં

જવાહર ચીનને છોડી દોડતા પોતાના માદરેવતનમાં આવ્યા. અને એમણે, યુદ્ધવિષેની કોંગ્રેસની નીતિની મહત્વની ચર્ચામાં જ ઝંપલાવ્યું. કોંગ્રેસની પરદેશનીતિ એમણે જ અત્યારસુધી ઘડી હતી. એઓ આંતરરાષ્ટ્રીય રાજકારણમાં નિષ્ણાત મનાતા હતા. જવાહર કારોબારીના સભ્ય નહોતા, કારણ કે, એમને જે વાદાવાદ ચાલતા હતા, તે પસંદ નહોતા. જવાહરને, સુભાષની કે કોંગ્રેસના કારોબારીના મોવડીઓ બેમાંથી એકની પણ નીતિ પસંદ નહોતી. એથી જ્યારે સુભાષને સ્થાને રાજેન્દ્રબાબુ કોંગ્રેસના પ્રમુખ બન્યા અને રાજેન્દ્રબાબુએ એમને કોંગ્રેસની કારોબારીમાં આવવાનું આમંત્રણ આપ્યું ત્યારે એમણે એ આમંત્રણનો અસ્વીકાર કર્યો હતો.

હવે જવાહરને લાગ્યું કે કોંગ્રેસને માટે કટોકટીની પળ હતી. બીજું વિશ્વયુદ્ધ ખેલાઈ રહ્યું હતું. બ્રિટીશ શાહીવાદ હિન્દને યુદ્ધમાં સંડોવ્યા વિના રહેવાનો નથી એ વાત પણ નક્કી હતી. એવી નાજુક પરિસ્થિતિમાંથી વ્યવહારુ માર્ગ કાઢવાનો હતો. જવાહરની સલાહથી કારોબારીએ નક્કી કર્યું કે કશું ઉતાવળિયું પગલું ન ભરતાં, ધીરજથી બધી પરિસ્થિતિનું અવલોકન કરવું. યુદ્ધસંબંધી બ્રિટીશની નીતિને કશોય સહકાર આપવો નહિ, સરકાર સાથે, વાટાઘાટનાં દ્વાર બંધ કરવાં નહિ, પણ, સામા થઈને વાટાઘાટ કરવી નહિ. એ વિષેની નીતિ ઘડવા, અને પરિસ્થિતિનો બારીકીથી અભ્યાસ કરવા માટે જવાહરના પ્રમુખપણા નીચે એક સમિતિની નિમણૂક કરવામાં આવી. એ સમિતિના અન્ય સભ્યોમાં, સરદાર પટેલ અને મૌલાના આઝાદ હતા.

જવાહરને કારોબારીમાં લેવામાં આવ્યા. યુદ્ધસંબંધી મહાસભાની નીતિને સ્પષ્ટ કરતો એક મુદ્દો એમણે ઘડી કાઢ્યો. એમાં જણાવ્યું કે ફાશીવાદ અને નાઝીવાદનો કોંગ્રેસ હમેશાં વિરોધ કરતી આવી છે. વળી, શાહીવાદ પણ એટલો જ

ભયાનક છે. એને ટેકો આપવામાં પણ હિન્દને તો નુકસાન જ છે. વળી, એ દસ્તાવેજમાં ઈંગ્લેન્ડ અને ફ્રાન્સને એમની યુદ્ધનીતિની ચોખવટ કરવાની વિનંતિ કરવામાં આવી હતી. એ દેશ એઓ લોકશાહીના રક્ષણ અર્થે લડતા હતા એમ જણાવ્યું હતું તો લોકશાહીનો સ્પષ્ટ અર્થ શું તેની ચોખવટ કરવા એ રાજ્યોને જણાવવામાં આવ્યું હતું.

૧૯૧૪થી ૧૯૧૮ સુધી ચાલેલા પ્રથમ વિશ્વયુદ્ધમાં, પણ ઈંગ્લેન્ડે આવો જ આદર્શ રજૂ કર્યો હતો. પણ પછી એમનું એ વચન પળાયું નહોતું તેની યાદ પણ દેવડાવવામાં આવી હતી. તુર્કસ્તાનનાં સામ્રાજ્યનો અંગવિચ્છેદ કરવામાં આવ્યો હતો. જર્મનીનાં સંસ્થાનો ઝૂંટવી લેવામાં આવ્યાં હતાં. વર્સેલ્સની સધિ હિચકારી રીતે લાદવામાં આવી હતી. મંચુરિયા, સ્પેન અને ઝેકોસ્લોવેકિઆને દગો દેવામાં આવ્યો હતો. એથી જાહેર કરવામાં આવ્યું હતું, કે જો એવું જ યુદ્ધ લડવાનું હોય તો હિન્દને એમાં રસ નથી. શાહીવાદની સીમા વિસ્તૃત થાય તેમાં કોંગ્રેસને રસ નથી. વળી, આ મુદ્દામાં હિન્દને આઝાદી આપવાનું જણાવવામાં આવ્યું હતું. છેલ્લાં કેટલાંય વર્ષોથી જવાહર એમના લખાણોમાં ને વ્યાખ્યાનોમાં જે કહેતા આવ્યા હતા તેનોજ પડઘો એમના ઘડેલા આ મુદ્દામાં પ્રતિબિમ્બિત થતો હતો.

બીજું વિશ્વયુદ્ધ શરૂ થયા પછી શરૂઆતમાં જ જવાહરે, અનેક વ્યાખ્યાનોમાં, નિવેદનોમાં, અખબારી મુલાકાતોમાં, એમ વિધવિધ રીતે પોતાના અભિપ્રાયો જણાવ્યા હતા. જવાહર ચીનથી અહીં આવ્યા કે તરત જ એમણે એક અખબારી મુલાકાત આપી હતી, અને તેમાં એમણે યુદ્ધ વિષે જણાવતાં કહ્યું હતું કે :

"અમે તો વારંવાર કહ્યું છે કે અમે કંઈ આ યુદ્ધનો લાભ ઉઠાવી સોદો કરવા માગતા નથી. આ યુદ્ધ આખી દુનિયાની સૂરત પલટી નાંખવાનું છે. જૂની વ્યવસ્થા પલટાઈ ગઈ છે, અને એનો હવે પુનરુદ્ધાર તો થવાનો નથી જ. જો નવી પરિસ્થિતિ જન્માવવા માટે જ આપણે યુદ્ધ લડતા હોય, તો સ્પષ્ટ રીતે એનો એકરાર કરવો જોઈએ. એ નવી પરિસ્થિતિ કઈ છે તે સ્પષ્ટ કરવું જોઈએ, અને એને અમલમાં મૂકવા માટે આજથી જ કટિબદ્ધ થવું જોઈએ. હું જોઈ શકું છું કે આ યુદ્ધ ઇંગ્લેંડની અને આખી દુનિયાની રાજકીય અને આર્થિક સૂરતને સદંતર પલટી નાંખશે. જે નવી પરિસ્થિતિ જન્મવાની છે તેને ફાશીવાદ કે શાહીવાદ જોડે કશો સંબંધ નહિ હોય...... આવે કટોકટીને સમયે હિન્દ એક અવાજે પોતાના મતભેદો, ઝઘડાઓ, આંતરકલહો બધું ભૂલીને

પોતાનો સૂર બુલંદ બનાવવો જોઈએ. મને ખાતરી છે કે કોંગ્રેસ પોતાની કામગીરી એ સંસ્થાને શોભા આપે એવી રીતે બજાવશે."

સંયુકત પ્રાંતના કોંગ્રેસવાદીઓને સંદેશ આપતાં જવાહરે જણાવ્યું: "કોંગ્રેસ મહાન અને શક્તિશાળી સંસ્થા છે કારણ કે એણે જનતાનો ચાહ અને વિશ્વાસ સંપાદિત કર્યા છે. એ આજે એક આઝાદ રાષ્ટ્ર હોય તેવી જબાનમાં વાત કરે છે. એથી આપણે કોંગ્રેસવાદીઓ જેઓ એ સંસ્થાનાં અંગભૂત છીએ તેમણે પણ એ સંસ્થાને શોભાવે ને ગૌરવ આપે તેવું વર્તન રાખવું જોઈએ."

જવાહર આ પ્રમાણે દરેક સ્થળે ફરી ફરીને, યુદ્ધ વિષેની કોંગ્રેસની નીતિને સ્પષ્ટતાથી સમજાવતા હતા. અલાહાબાદ યુનિવર્સિટીના વિદ્યાર્થીઓને સંબોધીને એમણે ૨૯ મી સપ્ટેમ્બરે કહ્યું: "આવે કટોકટીને સમયે હિન્દી જનતાએ એક થઈ જવું જોઈએ, ને રાષ્ટ્રના હિતની દૃષ્ટિએ જ વિચાર કરવો જોઈએ. વિધાતાની સામે ઝઘડવું એ કંઈ રમતવાત નથી. એને માટે શક્તિ જોઈએ, અને એ શક્તિ જો આપણામાં સંપ હશે તો જ આવવાની છે. જો આપણે સંપીને એક નહિ બની જઈએ, તો પ્રત્યાઘાતી બળો ફાવવાનાં છે."

ત્યારપછી, ગાંધીજીની અહિંસા વિષે બોલતાં એમણે જણાવ્યું કે: "હિન્દ જેવા દેશ માટે આ નીતિ સંપૂર્ણ છે એટલું જ નહિ, પરન્તુ, શાસ્ત્રીય પણ છે. આજે જગતને હિંસાથી જે ખુવારી થાય તેનું ભાન થયું છે......કોંગ્રેસની યુદ્ધ પ્રત્યેની જે વલણ છે તે સાચી છે. ફક્ત આઝાદ હિન્દ જ યુદ્ધમાં સહકાર આપી શકે, અને હિન્દીઓને આ લડાઈ સાચની લડાઈ છે તેની પ્રતીતિ કરાવી આપવાની જવાબદારી બ્રિટનની છે. કોંગ્રેસે તો જગતને સાફ સાફ શબ્દોમાં સુણાવી દીધું છે કે એને ફાશીવાદ કે શાહીવાદ કે એમાંથી એક પણ ખપતો નથી."

તે વખતે બ્રિટનની યુદ્ધ નીતિ વિષે બ્રિટીશ સરકાર તરફથી લોર્ડ ઝેટલેન્ડે પાર્લામેંટમાં ભાષણ કર્યું હતું તેનો ઉલ્લેખ કરતાં જવાહરલાલે કહ્યું: "જો એ ભાષણમાં બ્રિટનનું સાચું માનસ પ્રતિબિમ્બિત થતું હોય તો, આજે તો શું પણ હજારો વર્ષો સુધી કોંગ્રેસ અને બ્રિટીશ સરકાર વચ્ચે કોઈપણ જાતની સમજૂતી કે સમાધાનીની બિલકુલ શકયતા જ નથી.....કોઈપણ સ્વમાની રાષ્ટ્ર એવા શબ્દોને સાંખી રહે નહિ. લડાઈ જો દુનિયાના ગુલામ દેશો માટે આઝાદી લાવવાની હોય તો જ એ લડાઈમાં કશો અર્થ છે."

કોંગ્રેસ કારોબારીએ લડાઈ વિષે જે નિવેદન પ્રગટ કર્યું, તેની અખિલ ભારત મહાસભા સમિતિ પાસેથી બહાલી મેળવવા, ઓકટોબર ૧૯૩૯ માં,

મુંબઈમાં અખિલ ભારત મહાસભાસમિતિ મળી. તેમાં કોંગ્રેસનું વલણ સ્પષ્ટતઃ સમજાવતાં જવાહરે કહ્યું :

"અત્યારે રાજકીય ઉત્ક્રાન્તિના એક મહાન તબક્કામાંથી આપણે પસાર થઈ રહ્યા છીએ. દુનિયામાં જે ફેરફારો થવાના છે, તેની ઉપર આપણે ભલે અસર ન કરી શકીએ પરન્તુ, આપણને જે બનાવો જોડે નિસ્બત છે, તેની ઉપર તો જરૂર આપણે અસર કરી શકીએ. આ લડાઈથી આપણને સોનેરી તક સાંપડવાની છે, અને અંધારું જઈ તેને સ્થાને અજવાળું અવશ્ય આવવાનું છે જ. આપણી સમક્ષ ફક્ત બે જ માર્ગો હતા. એક તો બ્રિટીશ સરકાર જોડે કોઈપણ જાતનું એ લોકોને પસંદ પડે એવું સમાધાન કરી નાખવું, અને, બીજો માર્ગ સીધી લડાઈનો છે.

"હિન્દ આ લડાઈમાં તટસ્થ રહી શકે નહિ. બ્રિટન તરફથી કોઈપણ પ્રકારનો જવાબ આવે ત્યારે આપણે આપણો નિર્ણય કરી લેવો પડશે. મને પોતાને તો લાગે છે, કે મેં જે બે માર્ગો દર્શાવ્યા, તેમાંથી ગમે તે માર્ગ આપણું શ્રેયજ છે. આપણે બન્ને માટે પૂરી તૈયારી રાખવી જોઈએ. આપણે લડાઈમાં ભાગ લેવો કે નહિ એ તો આઝાદ હિન્દજ નક્કી કરી શકે. આપણે તો માત્ર એટલી જ જાહેરાત જોઈએ છે કે એઓ જે લોકશાહી, સ્વાતંત્ર્ય અને સ્વનિર્ણયના હકોની વાત કરે છે, તેને તેઓ હિન્દમાં અમલમાં મૂકવા તૈયાર છે કે નહિ. આપણે તો માત્ર, એમને એમની લડાઈનું અને શાંતિનું ધ્યેય શું છે તે જાણવા માંગીએ છીએ. આ ઠરાવથી આપણે એમને એ જાહેરાત કરવાની તક આપીએ છીએ. માત્ર અમુક સિદ્ધાંતો એઓ રજૂ કરે તેનાથી આપણને સંતોષ નહિ થાય, પરન્તુ, એ સિદ્ધાંતોનો અમલ હિન્દમાં થાય તે આપણને જોઈએ છે."

ત્યારપછી વાઇસરૉયે એક નિવેદન પ્રગટ કરી હિન્દને બ્રિટનની લડાઈમાં બધા આપસઆપસના ભેદો ભૂલી મદદ કરવા જણાવ્યું. અને બ્રિટનની લડાઈમાં મદદ કરવાથી તો આખરે હિન્દને લાભ જ થવાનો છે એમ કહ્યું. એ નિવેદનના ઉત્તરમાં જવાહરે જણાવ્યું :

"વાઇસરૉયે આપણને હિન્દની એકતાનો વિચાર કરવા કહ્યું છે. પણ એ આપણી સમક્ષ એવી વાત કરે એ બીનજરૂરી છે. હિન્દની એકતા કંઈ હિન્દની આઝાદીનો ભોગ આપીને ખરીદાય નહિ. અમારે બંધનમાં રાખેલા ગુલામોની એકતા જોઈતી નથી. અમારે હિન્દની એકતા તો જોઇએ છે, પણ આઝાદ

હિન્દની એકતા જોઇએ છે. અને અમને ઇતબાર છે કે અમારી એ મકસદ અમે હાંસલ કર્યા વિના જંપવાના નથી. દરમ્યાન અમારે ભલે પાછી અનિશ્ચિત દશામાં ઠેલાવું પડે, પરન્તુ, એનો અમને શોચ નથી. કારણ કે, જે ધ્યેય અમને પ્રાણથી પણ વહાલું છે, તેને પ્રાપ્ત કરવામાં અમે બધી કુરબાની કરવા તત્પર છીએ. કારણ કે એ ધ્યેયને માટે કુરબાની કરવાથી, અમે દુનિયાની સૂરત એવી પલટી નાંખીશું કે જેમાં ફાશીવાદનું કે શાહીવાદનું નામનિશાન નહિ હોય. એમાં યુદ્ધ અને હિંસા નહિ હોય.

"ગઈકાલની દુનિયા ખતમ થઈ છે. આજની ખતમ થતી જાય છે. અને ગમે તેટલું લશ્કર એને બચાવી શકવાનું નથી. આખી દુનિયા જે ક્રાન્તિ આવી રહી છે તેને સમજી ગઈ છે. પણ બ્રિટીશ સરકાર અને હિન્દ સરકાર હજી ભરનિદ્રામાં, રીપ વૉન વીંકલની જેમ પોઢે છે ........ આજે એવો એક પણ આદમી નહિ હોય કે બ્રિટનની લોકશાહીની અને સ્વાતંત્ર્યની બડી બડી વાતોથી ભરમાઈ જાય."

જવાહરનું માનસ આ ભાષણોમાં તેમજ અખબારી મુલાકાતોમાં બહુ સારી રીતે વ્યક્ત થાય છે. ને એમનો લાગણીપ્રધાન સ્વભાવ પણ યોગ્યતઃ પ્રતિબિમ્બિત થાય છે. જવાહરનું ધ્યાન અનેક બાબતોમાં એકસરખી એકાગ્રતાથી પરોવાયલું રહેતું. એથીજ માઇસોરરાજ્યમાં જુલમશાહી ચાલતી હતી, તેની સામે એમણે સખત પડકાર કર્યો. એમણે એ રાજ્યે લોકશાહી રસમ છોડી તે માટે એને ઠપકો આપ્યો અને તાત્કાલિક જવાબદાર રાજ્યતંત્ર સોંપવાનો રાજ્યને પડકાર કર્યો.

વાઇસરૉયનાં નિવેદન વિષે એમણે ૧૮ મી ઓક્ટોબર ૧૯૩૯ ને દિને એક નિવેદન પ્રગટ કરતાં જણાવ્યું કે : "જો વાઇસરૉયના નિવેદન પરથી એમણે જે યુદ્ધનેમ કહી છે તેજ જો સાચી યુદ્ધનેમ હોય તો, તો, ભૂતકાળના ખોટા ખ્યાલમાં જીવતી બ્રિટીશ સરકાર જોડે કોઈપણ સ્વમાની હિન્દી કોઈપણ જાતનો સહકાર આપે એ તદ્દન અસંભવિત છે. કોંગ્રેસે જે દોસ્તીનો હાથ લંબાવ્યો હતો તે સરકારે ધુતકારી કાઢ્યો છે. આનું પરિણામ જે આવશે તેની જવાબદારી બ્રિટનને શિરે રહેશે."

બ્રિટીશ સત્તા અને મહાસભા વચ્ચેનો સંબંધ દિનપ્રતિદિન વધારે ને વધારે બગડતો ચાલ્યો. સરકારે યુદ્ધનાં બહાના હેઠળ દમનનાં આકરાં પગલાં લેવા માંડ્યાં. મહાસભા અને સરકાર વચ્ચે અથડામણ થવા માંડી. એટલે કોંગ્રેસે પોતાના પ્રધાન મંડળને રાજીનામાં આપી દેવાનું જણાવ્યું. કોંગ્રેસ મંત્રીમંડળોએ

રાજીનામાં આપી દીધાં. એ વિષે ઉલ્લેખ કરતાં જવાહરે જણાવ્યું : "કોંગ્રેસ પ્રધાનમંડળનાં રાજીનામાં એ ઘણું પ્રગતિશાળી પગલું છે. આમ પ્રગતિશાળી પગલું ન કહી શકાય પણ જે સંજોગોમાં ને પરિસ્થિતિમાં એ પગલું લેવાયું તે દૃષ્ટિએ વિચારતાં એ પ્રગતિશીલ જરૂર છે. એ બ્રિટીશ શાહીવાદના સમગ્ર તંત્ર સામે અસહકારનું પગલું છે. એમાંથી ઘણા મહત્વના બનાવો બનવાના છે. અને હું દેશને એ માટે તૈયાર રહેવા વિનવું છું."

હિન્દ સરકાર અને બ્રિટીશ સરકાર શ્રી. ઝીણાને અને મુસ્લિમ લીગને કોંગ્રેસની સામે ઊભી કરી, કોંગ્રેસની સામે, કોમી પ્રશ્ન રજૂ કરી હિન્દને સ્વતંત્રતા ન આપવા માટે બહાનાં શોધતા હતા. આનો જવાબ આપતાં ૨૫ મી ઑક્ટોબર, ૧૯૩૯ ને દિને જવાહરે કહ્યું :

"કોમીપ્રશ્નનું મહત્વ કોંગ્રેસ બરાબર સમજે છે, પરન્તુ, એ જે રીતે રજૂ કરવામાં આવે છે, તે રીત શરમજનક ને બેહૂદી છે. કોંગ્રેસ આ પ્રશ્નને બધી રીતે તપાસવા તૈયાર છે. પણ બ્રિટીશ સરકાર એ પ્રશ્નને આગળ કરીને પ્રગતિને અટકાવવા માગે છે. એ લોકો કહે છે કે કોંગ્રેસ કંઈ આખા દેશની પ્રતિનિધિ નથી. હા નથી. જેઓ એનો વિરોધ કરે છે તેઓની એ પ્રતિનિધિ નથી જ. પણ કોંગ્રેસ બધાની વતી બોલે છે. એ આખા રાષ્ટ્રને માટે બોલે છે, કોઈ એક કોમ કે હિત માટે નહિ. કોંગ્રેસ જે લોકશાહી નીતિનો પક્ષપાત કરે છે, તે માટે આડકતરી રીતે ઘણાએ કોંગ્રેસની ટીકા કરી છે. એ આદર્શને જો આપણે અળગો મૂકીએ તો એનાં કેવાં ખતરનાક પરિણામો આવે તે કોઈએ વિચાર્યું લાગતું નથી.

"અત્યારની હિન્દની પરિસ્થિતિ જોતાં લોકશાહી સિવાય બીજો કોઈ આદર્શ મને તો જણાતો નથી. જો લઘુમતીને પૂરતી સલામતી આપવામાં આવે, અને એમને પૂરતું રક્ષણ આપવામાં આવે, તો લોકશાહી જ બધાને માટે સુખદાયી અને શાંતિદાયી નીવડે. અલબત્ત, બહુમતી તો બહુમતી જ રહેવાની છે, કારણ કે, ફાસીવાદી રાજ્યતંત્ર સિવાય બીજું કોઈ બહુમતીને લઘુમતીમાં ફેરવી શકે એમ છે નહિ. ને જ્યાં સુધી મુસ્લિમોને લાગે વળગે છે ત્યાં સુધી લઘુમતી ને બહુમતીની પરિભાષામાં વાત કરવી એ ગેરરસ્તે દોરવનારું છે.

"સાત કરોડની વસતીવાળું ધાર્મિક જૂથ લઘુમતી શી રીતે કહેવાય? ને, વળી, કેટલાક પ્રાંતોમાં તો મુસ્લિમો બહુમતીમાં છે...એ અત્યંત

દુઃખ ઉપજાવે એવી વાત છે, કે આ કોમી પ્રશ્ન એ નવું જ સ્વરૂપ ધારણ કર્યું છે. અને એ પ્રશ્નને હિન્દની આઝાદીની રૂકાવટ તરીકે રજૂ કરવામાં આવે છે. છેલ્લાં બે વર્ષ દરમ્યાન કોંગ્રેસ સરકાર સામે મુસ્લિમ લીગે જે આક્ષેપો કર્યાં છે તેનાથી મને જેટલું દુઃખ થયું છે તેટલું બીજા કશાથી થયું નથી. કોંગ્રેસ સરકારે બીજી ગમે તેટલી ભૂલો કરી હશે, પણ એણે મુસ્લિમો પ્રત્યે સારું વર્તન રાખ્યું છે, તે વિષે જરા જેટલો પણ શક નથી. મેં તો એ આક્ષેપોની તપાસ કરવા માટે નિષ્પક્ષપાત સમિતિની નિમણૂક કરવાનું શ્રી. ઝીન્ના સાહેબને કહ્યું હતું પણ એનો મને જવાબ હજી સુધી મળ્યો નથી. અને છતાં એઓ એ વિષે રોજ-બ-રોજ નિવેદનો કર્યે જ જાય છે. આજે પણ અમારી નિષ્પક્ષપાત સમિતિ નીમવાની તૈયારી છે......

"અમારી લડત બ્રિટીશ શાહીવાદની સામે છે. અમારે અમારા દેશબાંધવો સામે કે અમારા દેશનીજ કોઈ પણ સંસ્થા સાથે લડવું જ નથી. પછી ભલે તે અમારા દેશબાંધવો કે સંસ્થાઓ બ્રિટીશ શાહીવાદને પૂરો સાથ અને સહકાર આપે. આવા સમયનો એક મોટામાં મોટો ફાયદો એ છે કે, વ્યક્તિઓ અને સંસ્થાઓ એમના સાચા સ્વરૂપમાં વ્યક્ત થાય છે."

૨૬ મી ઓકટોબર ૧૯૩૯ ને દિને મુંબઈનાં આઝાદ મેદાનમાં એક જંગી સભા સમક્ષ ભાષણ આપતાં જવાહરલાલજીએ વાઈસરૉયની સખત ટીકા કરતાં કહ્યું : "વાઈસરૉયનું નિવેદન, બ્રિટીશ શાહીવાદની જૂની રીતરસમોનું સ્મરણ કરાવે છે. એમાં બ્રિટીશ પ્રજાની લાક્ષણિક મીઠાશ છે અને એજ સચ્ચાઈ વિનાની અને ગૌરવહીન શબ્દાળુતા છે. પણ બ્રિટીશ શાહીવાદ એ સ્મરણમાં રાખે કે અમારી પાસે પણ અમારી જૂની રીતરસમો છે અને એ રીતને અખત્યાર કરતાં અમે જરાય અચકાઈશું નહિ."

આ પછી વાઇસરોયે બધા પક્ષના રાજકીય નેતાઓ જોડે મંત્રણાઓ ચલાવી. અને એમાં જવાહરને પણ આમંત્રણ આપવામાં આવ્યું. ત્રણ દિવસ સુધી મંત્રણાઓ ચાલી. ત્રીજે દિવસે દિલ્હીની પ્રચંડ મેદનીમાં ભાષણ આપતાં જવાહરે જણાવ્યું કે :

"કોંગ્રેસ તો પહેલેથી જ આખા હિન્દને માટે જ માગણી કરતી આવી છે, કોઈ એક કોમ માટે નહિ. અમે તો વાઇસરૉયને સાફ સાફ જણાવી દીધું કે હિંદનું બંધારણ લોકોએ ચૂંટેલી બંધારણસમાજ નક્કી કરે. અને હિન્દની

આઝાદી ઇચ્છતી કોઈ પણ વ્યક્તિ એ માગણીનો વિરોધ કરી શકે એમ છે જ નહિ. અમારે શ્રી. જીન્ના જોડે વાતચીત થઈ છે. પણ કોંગ્રેસ અને મુસ્લિમ લીગ વચ્ચે જે અંતર છે તે આસમાન ને જમીન જેટલું છે. વળી, કોમી પ્રશ્ન એ તો ઘરઘરાઉ પ્રશ્ન છે. એ પ્રશ્નને તેમની બંધારણસભાની માગણી જોડે કશી જ નિસ્બત નથી. અને હિન્દી પ્રજાને કહેવું કે પહેલાં તમારા અંદરઅંદરના ઝઘડા મિટાવો, પછી તમારી માગણીનો વિચાર કરીશું એ બેહૂદું અને અન્યાયી છે."

જવાહર પોતાના યુદ્ધ વિષેના વિચારોને છૂટથી પ્રગટ કર્યે જતા હતા. ૨૮ મી નવેંબર ૧૯૩૯ ને દિને ભરાયલી સંયુક્તપ્રાંત રાજકીય પરિષદના પ્રમુખપદે જવાહર ચૂંટાયા. પરિષદના અધિવેશન માટે એક મહાન નગર ઊભું કરવામાં આવ્યું. એનું નામ 'મહેન્દ્રપ્રતાપ નગર' રાખવામાં આવ્યું. જવાહરનું ભવ્ય સ્વાગત થયું. એમના પ્રમુખ તરીકેના ભાષણમાં જવાહરે કહ્યું :

"યુરોપની લડાઈના પ્રત્યાઘાતો આપણે ત્યાં બહુ સારા પડ્યા છે, કારણ કે આપણે આપસી ઝઘડાઓ મિટાવી શક્યા છીએ. આપણી સ્વરાજની માગણી તો ઘણી જૂની છે., એને લડાઈ જોડે કશો સંબંધ નથી. બ્રિટીશ સરકારે આપણી માગણીનો જે જવાબ વાળ્યો તે એટલો તો અસંતોષકારક હતો કે કોંગ્રેસે પોતાના પ્રધાનમંડળોને રાજીનામાનો હુકમ આપ્યા સિવાય બીજો કોઈ આરો નહોતો. કોંગ્રેસની બંધારણસભાની માગણી ન સ્વીકારાય ત્યાં સુધી બ્રિટીશ સરકાર અને કોંગ્રેસ વચ્ચે કોઈપણ સમજૂતીનો પ્રશ્ન ઊભો થતોજ નથી. ને જે કોઈ બંધારણસભાની કોંગ્રેસની માગણીનો વિરોધ કરે છે, તે બધા હિન્દનાં શત્રુઓ છે."

ત્યારબાદ દેશી રાજ્યો વિષે બોલતાં જવાહરે જણાવ્યું :

"એ રાજ્યો તો બ્રિટીશ સરકારના ગુલામો છે. અને એમનું કામ માત્ર બ્રિટીશ સરકારના કુહાડીના હાથા બની, સરકારને અહીં ટકાવી રાખવાનું, અને, આપણી રાષ્ટ્રીય લડતના માર્ગમાં અંતરાયો ઊભા કરવાનું છે."

આ અધિવેશન પછી જવાહરે કોંગ્રેસની લડાઈ પ્રત્યેની વલણ સમજાવવા સંયુક્તપ્રાંતનો પ્રવાસ આદર્યો. મોતીગંજમાં વ્યાખ્યાન આપતાં એમણે જણાવ્યું :

"કોંગ્રેસ પ્રધાનમંડળે જે અનુભવ હોદ્દાસ્વીકારથી મેળવ્યો તેનું તેમને લેશમાત્ર પણ દુઃખ નથી. એણે તો આઇ. સી. એસ. અમલદારોનું ખરું સ્વરૂપ પારખી લીધું. એણે બતાવ્યું કે સરકાર ગમે તેટલાં બણગાં ફૂંકે પણ એ અમલદારો

કાર્યકુશળ પણ નથી અને ચાલાક પણ નથી. એણે કૉંગ્રેસ પ્રધાન મંડળની પ્રવૃત્તિને સહાયભૂત થવાને બદલે વચ્ચે અંતરાયો નાંખ્યા અને કૉંગ્રેસ પ્રધાન મંડળને બેવકૂફ નીવડ્યા. કૉંગ્રેસ રાજ્યતંત્ર ચલાવે, તે એ લોકોને ગમ્યું નહિ. એમણે કૉંગ્રેસ પ્રધાનોના હુકમનો અનાદર કર્યો. અને એ અમલમાં જેટલી શિથિલતા મૂકાય તેટલી મૂકવા એમણે ચાલુ તજવીજ કરી. આઝાદ હિન્દમાં આપણે એ નોકરોનાં તંત્રને ખતમ કર્યા વિના બીજો ઉપાય નથી."

પછી ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમદ્વારાજ દેશનો ઉદ્ધાર થવાનો છે એમ એમણે સ્પષ્ટ રીતે જણાવ્યું. કૉંગ્રેસ અને સરકાર વચ્ચેનું અંતર વધતું જાય છે એમ કહી જો આગામી લડત આવે તો એને માટે તૈયાર રહેવાનું જવાહરે જનતાને જણાવ્યું.

ત્યાંથી અલાહાબાદ જઈ પુરુષોત્તમદાસ પાર્કમાં પ્રચંડ મેદની સમક્ષ જવાહરે ભાષણ આપ્યું. એમણે સરકારના અમલદારો વિષે જણાવતાં કહ્યું કે: "મને સરકારના આઇ. સી. એસ. અમલદારો વિષે ક્યારેય બહુ માન હતું જ નહિ. પોલીસ અમલદારો વિષે તો જરાય નહિ.....એ અમલદારોમાં નથી નવી દૃષ્ટિ, નથી કંઈ બદલાતા સમયની સૂઝ."

પછી લડાઈનો ઉલ્લેખ કરતાં જવાહર લાગણીપ્રધાન બની ગયા. અને બ્રિટીશ સલ્તનતને લડાઈમાં જરાય મદદ ન કરવાનો નિર્ણય મક્કમ રીતે જાહેર કરતાં એમણે જણાવ્યું: "આપણે કંઈ બાયલાઓની જમાત નથી. આપણે કંઈ જવાંમર્દી ખોઈ બેઠા નથી. આપણામાં શૂરાતન છે. આપણી આઝાદીની લડત તો આપણામાં લોહીનું છેલ્લું બુંદ હશે ત્યાં સુધી જારી રહેશે."

કેટલાક લોકો ગાંધીજીની ખોટી ટીકા કરતા હતા, તેમનો ઉલ્લેખ કરી એમણે જણાવ્યું: "ગાંધીજીને દોષ દેનાર બુઝદિલ છે. ગાંધીજી કંઈ જાદુગર થોડા છે. જો કે એમની નેતાગીરી નીચે હિન્દે થોડાજ સમયમાં જાદુ કરી બતાવ્યો એમ કહી શકાય. એટલે આપણે શિસ્તબદ્ધ રીતે એમને અનુસરવું જોઈએ ને એમનો રચનાત્મક કાર્યક્રમ જે લડતનોજ કાર્યક્રમ છે, તે અપનાવી લેવો જોઇએ."

આમ જવાહર લોકોને આગામી લડત માટે તૈયાર કરતા. અને, કૉંગ્રેસ જે વલણ યુદ્ધ અંગે લે તે માટે લોકમત કેળવતા હતા. એમણે આ યુદ્ધ દરમ્યાનજ, બંધારણસભાની માગણી ખૂબ જોરશોરથી કરી. અને કૉંગ્રેસ પાસે અનેક ઠરાવો

દ્વારા એ માગણી એમણે કરાવી. એમણે અખબારી નિવેદનો દ્વારા, એમની એ માગણી સમજાવી. અને એ માગણીમાં લઘુમતીને કશો જ ગેરલાભ નથી એ વારંવાર એમણે સ્પષ્ટ કરતાં કહ્યું: "જો આમ-જનતા પુખ્તમતાધિકારની રૂએ, પોતાના પ્રતિનિધિઓ ચૂંટી કાઢે, તો પછી બધી લઘુમતીને એમાં સ્થાન મળવાનું છે. અને આપણા ભાવિ બંધારણના ઘડવૈયા બહુમતીની જોડે એઓ પણ બનવાના છે એ તો નિશ્ચિત છે."

જવાહરે વધુ સ્પષ્ટીકરણ કરતાં કહ્યું કે: "પંજાબ, બંગાળ, વાયવ્ય સરહદ પ્રાંત, સિંધ, બલુચિસ્તાન, વગેરેમાં તો બીનમુસ્લિમો લઘુમતીમાં છે. છતાં એઓ બહુમતીની સામે પોકાર કરતા નથી. નથી એ લઘુમતીએ કશા સંરક્ષણની માગણી કરી, કે, વિશેષ હકોની માગણી કરી. આમ જો આપણે હિન્દનો સમગ્રતાની દૃષ્ટિએ વિચાર કરીએ તો જ આ પ્રશ્ન આપોઆપ ઉકલે." પછી મુસ્લિમ લીગે, શ્રી. જીન્નાના કહેવાથી, કોંગ્રેસ પ્રધાનમંડળોએ જે રાજીનામાં આપ્યાં તેની ખુશાલીમાં 'મુક્તિ દિન' ઉજવ્યો, તે વિષે જવાહરે કહ્યું કે એ બનાવે એમને એટલા બધા દુઃખી કર્યા કે શ્રી. જીન્ના જોડે વાટાઘાટ કરવાનું એમને યોગ્ય લાગ્યું નહિ.

યુક્તપ્રાંતનો પ્રવાસ પૂરો કરી, એઓ, હિન્દનાં પ્રવાસે નીકળ્યા. ને પ્રતિપ્રાંતને એઓ લડાઈ પ્રત્યેનું કોંગ્રેસનું વલણ સમજાવતા ગયા. ડીસેમ્બરની ૧૪મી તારીખે ચૌપાટી ઉપર પ્રચંડ મેદની સમક્ષ ભાષણ આપતાં એમણે જણાવ્યું કે: "લીગે, બધારણસભા વિષે જે વર્તન રાખ્યું છે, અને, 'મુક્તિ દિન' ઉજવ્યો છે તેથી મારી તો પૂરેપૂરી ખાતરી થઈ ગઈ છે, કે, એ આખેદ પ્રશ્ન કોમી નથી પણ રાજકીય જ છે. કોંગ્રેસની દેશની આઝાદી માટેની માગણી કોઇને માન્ય ન હોય એવો ભાગ્યે જ કોઈ મુસ્લિમ હશે...અને એ પ્રશ્નનો કોઈ બારીકાઈથી વિચાર કરે, તો એને ચોખ્ખી ખાતરી થાય કે લીગના વલણમાં કોમી તત્વ જ નથી, પણ શ્રી. જીન્નાની રાજકીય ચાલબાજી જ છે."

ત્યારબાદ પંડિતજીએ, કોંગ્રેસનું યુદ્ધપ્રત્યેનું વલણ સમજાવ્યું, અને પછી એ બે વલણો કેટકેટલાં ભિન્ન હતાં, તે જણાવ્યું. એમણે કહ્યું કે લીગે લઘુમતીના ખાસ હકોની માગણીની સાથેસાથ જો દેશની આઝાદીની પણ માગણી કરી હોત તો તો એઓ કંઈ સમજી શકત વળી લીગે, હિન્દનું બંધારણ બંધારણસભા જ ઘડે એવી માગણી કરી હોત તો પણ કંઈ સમજી શકાય. પણ લીગને તો બ્રિટીશ સરકારે પોતાની બાંયમાં ઘાલી છે, અને કોંગ્રેસની વાજબી માગણીનો ઈન્કાર કરવા માટે એક હાથા તરીકે વાપરી છે.

એમણે પાછો રચનાત્મક કાર્યક્રમ પર ભાર મૂક્યો. અને જણાવ્યું: "સ્વરાજ્ય લડતથી નહિ પણ રચનાત્મક કાર્યક્રમથી જ આવવાનું છે. આપણને ગાંધીજીનાં રાહે ચાલવાથી જ મકસદ હાંસલ થવાની છે."

મુંબઈથી જવાહર પંજાબ ગયા. પંજાબમાં લાહોરે એમનું ભવ્ય સ્વાગત કર્યું. એ સ્થળે જ રાવીને કિનારેથી જવાહરે આઝાદીની ઘોષણા કરી હતી. કપુરથાલા હાઉસના ચોગાનમાં, સર્વ ધર્મના માનવીની લાખેકની મેદની સમક્ષ એમણે પાછો લડતનો સૂર કાઢ્યો. અહરાર સ્વયંસેવકો, લાયલપૂરના રાષ્ટ્રીય સ્વયંસેવક દળના સભ્યો વગેરેએ સભામાં સારી વ્યવસ્થા જાળવી. જવાહરે જણાવ્યું કે: "આપણી પહેલી ફરજ બ્રિટીશ સરકારને અહીંથી હાંકી કાઢવાની છે." ત્યારપછી ૧૯૩૦માં જવાહરે જ્યાંથી કોંગ્રેસનાં પ્રમુખપદેથી મુકમ્મીલ આઝાદીની ઘોષણા કરી હતી ત્યાંથીજ લાખો માનવીઓની એક બીજી સભા એમણે ગજાવી, અને આગામી જંગે આઝાદી માટે જનતાને તૈયાર રહેવા કહ્યું. ડૉ. ગોપીચંદ ભાર્ગવ ને મૌલાના હબીબુર રહેમાને ભાષણો આપ્યાં.

જવાહરે ભાષણ કરતાં જણાવ્યું કે:

"આપણે આપણા આઝાદીના ધ્યેયની નજદીક આવી પહોંચ્યા છીએ. જગતની મોટામાં મોટી સત્તાનો આપણે બહુ સફળતાપૂર્વક સામનો કરી શક્યા. પણ આપણીજ બદકિસ્મતી છે, કે, આપણામાંથી જ આપણી આઝાદીના નવા દુશ્મનો ઉભા થયા છે. આપણા દેશબાંધવો, કોમવાદની વાતો કરી આપણા માર્ગને રૂંધી રહ્યા છે. પણ આપણે એનાથી જરાય ગભરાવાના નથી કે નાસિપાસ થવાના નથી......આપણામાંના કેટલાક તાત્કાલિક સત્યાગ્રહને માટે માગણી કરે છે. તેમને મારે એટલુંજ કહેવાનું છે કે થોડા વખત ખમો, કારણ કે આપણે આપણી પૂરી તાકાત કેળવીને પછી યુદ્ધનાં મંડાણ જો કરવાં પડે તો કરવાનાં છે. આ વખતે જો આપણે સત્યાગ્રહ શરૂ કરીએ તો એ જેવો તેવો નહિ હોય. આ વખતે તો સમગ્ર દેશ ખળભળી ઊઠવાનો છે. આખી દુનિયાની કાયાપલટ થતી જાય છે. દુનિયાનું ને હિંદનું શું થવાનું છે તેની કોઇને ખબર નથી. આપણે આપણી જૂની ઘરેડમાંથી નીકળી આગામી ક્રાન્તિને માટે સજ્જ થવાનું છે."

આમ લાહોરથી એઓ આપણા રાષ્ટ્રીય ઇતિહાસની પ્રસિદ્ધ જગા જલીયાંવાળા બાગ આગળ ગયા. એ શહીદોની ભૂમિ હતી. ત્યાં, જવાહરે એ વીરભૂમિને અંજલિ આપી. ત્યાંના લોકોએ એમનું ભવ્ય સ્વાગત કર્યું. આખે રસ્તે તોરણો બાંધ્યાં હતાં. રસ્તો રોશનીથી ઝળહળી રહ્યો હતો. ભવ્ય દરવાજા શણગાર્યા

હતા. એમને ત્યાંના મહાજનોએ માનપત્ર તથા થેલી અર્પણ કર્યાં. જવાહરે એમને પણ આગામી લડત માટે તૈયાર રહેવા સમજાવી, બંધારણસભાની ભાવના સ્પષ્ટ કરી. બંધારણ સભાથી આખા દેશનુ હિત થવાનું છે તે જણાવ્યું.

જલીયાંવાળા બાગથી એઓ હાપુર ગયા. ત્યાંના વેપારીઓએ જવાહરને જાહેર માનપત્ર ને થેલી અર્પણ કર્યાં. એમણે ત્યાં ટૂંકા ભાષણમાં કોંગ્રેસની યુદ્ધનીતિ સમજાવી અને પડકાર કર્યો કે : "આપણી આગેકૂચને કોઈપણ રોકી શકવાનું નથી."

ત્યાંથી જવાહર મીરત ગયા. ત્યાં ખ્રિસ્તીઓએ એમને માનપત્ર તથા થેલી અર્પણ કર્યાં. જવાહરે એમને સાફસાફ સુણાવ્યું કે ખ્રિસ્તીઓ રાષ્ટ્રીય લડતથી અલગ રહ્યા છે, તેથી ખ્રિસ્તીઓને પોતાને જ ગેરલાભ થવાનો છે.

પછી એમણે જણાવ્યું કે: "આપણી સામે માત્ર હિન્દની રાજકીય આઝાદીનો જ સવાલ નથી પણ વર્ગભેદનો પણ એટલો જ મહત્વનો પ્રશ્ન છે." એમણે કહ્યું કે : "જ્યાંસુધી શોષણ ને વર્ગભેદ નાબૂદ ન થાય ત્યાંસુધી સાચી આઝાદી આવી ગણાય નહિ." એમણે વધુમાં કહ્યું : "હિન્દને નાઝીઓ જોડે જરા જેટલી પણ સહાનુભૂતિ નહોતી પણ, હિન્દ જ્યાંસુધી બ્રિટનની યુદ્ધનેમ જાણે નહિ ત્યાંસુધી માણસો કે પૈસાની મદદ એને ન જ કરી શકે."

જવાહરનો વંટોળિયા જેવો પ્રવાસ પંજાબથી ઉપડ્યો, ને ગયો મધ્યપ્રદેશમાં. ત્યાં કોંગ્રેસવાદીઓને કોંગ્રેસની નીતિ સ્પષ્ટતાથી સમજાવી. દરેક જાતના ખુલાસા કરી, એમણે સાંજે પ્રચંડ સભાને ગજાવી, ને જણાવ્યું કે : "સમાજનો વિરોધ કરનારા દેશના દુશ્મનો છે. ધર્મ અને લઘુમતીઓને નામે જે અતરાયો નાંખવામાં આવે છે, તેને નાબૂદ કર્યા વિના આપણે જપીને બેસવાના નથી." એમણે પાછું ભારપૂર્વક જણાવ્યું કે : "એમની અને શ્રી. જીન્નાની વચ્ચેના ભેદો રાજકીય જ હતા, કોમી નહોતા." પછી આગામી સત્યાગ્રહનો એમણે ઈશારો કરી જનતાને એમનાં શસ્ત્રો સજ્જ કરવા જણાવ્યું. હિન્દે જે રીતે બ્રિટનને યુદ્ધમાં સાથ નથી આપ્યો તેથી દેશવિદેશમાં હિન્દની જે કદર થઈ રહી હતી, તેનો પણ એમણે ઉલ્લેખ કર્યો.

જવાહરે ગાંધીજીને અંજલિ આપતાં કહ્યુ કે · "પરદેશોમાં ગાંધીજીને જ લોકો ઓળખે છે. કોઈ પણ પુરદેશી હિન્દમાં આવે તો ગાંધી અને કોંગ્રેસ એ બે નામોજ હિન્દ વિષે જાણતો હોય છે." એમણે ચરખા પર ભાર મૂકી ચરખાને અપનાવવા જનતાને આદેશ આપ્યો.

મધ્ય પ્રાંતમાં, વિદ્યાર્થીઓ સમક્ષ ભાષણ આપતાં જવાહરે જણાવ્યું કે: "હિન્દે છેલ્લી સદીમાં અનેક મહાપુરુષોને જન્મ આપ્યો. રામકૃષ્ણ ને વિવેકાનંદ, ગાંધીજી અને દયાનંદ, અરવિંદ ને ટાગોર, ત્યારે યુરોપે એક પણ એવી કક્ષાના પુરુષને પ્રગટાવ્યા નથી. આથી આપણી શ્રેષ્ઠતા આપોઆપ સિદ્ધ થાય છે."

આ પછી જવાહરે આપણી જે મકસદ હતી, તે લક્ષમાં રાખવા કહેતાં નવયુવાનોને જણાવ્યું: "જ્યાંસુધી આર્થિક સ્વાતંત્ર્ય ને સમાનતા ન આવે, જ્યાં સુધી સમાજની રચના ન પલટાય ત્યાંસુધી રાજકીય સ્વાતંત્ર્ય આવે તો પણ એનો કશો અર્થ નથી. ક્રાન્તિ ભલે આવે પણ ક્રાન્તિએ દેશને આગળ લાવવો જોઈએ, પાછળ ન ધકેલવો જોઈએ."

ત્યારપછી ફેબ્રુઆરિની ૯ મી તારીખે અખબારી મુલાકાતમાં જવાહરે સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું:

"સ્વરાજ્ય ન આવે ત્યાંસુધી હિંદમાં શાંતિ શક્ય નથી. આજે કોંગ્રેસ અને બ્રિટીશ સરકાર વચ્ચે કશું જ સામ્ય નથી. હિન્દી રાષ્ટ્રીયતા જે માગે છે, અને બ્રિટીશ સરકાર જે આપવા ચાહે છે તે એની વચ્ચે એવડું મોટું અંતર છે કે એ બે વચ્ચે કોઈપણ દિવસ મેળ ખાવાનો જ નથી. આ કંઈ વ્યક્તિ અને વ્યક્તિ વચ્ચેનો પ્રશ્ન નથી, પણ, વિચારોનો સંઘર્ષ છે. એકબાજુ સ્વાતંત્ર્ય ચાહતી રાષ્ટ્રીયતાની ભાવના છે, તો બીજી તરફ પોતાની સત્તાની પકડ વધુ મજબૂત બનાવવા ઈચ્છતી શાહીવાદની ભાવના છે. અને તેમાંથી એક ભાવના જ્યાં સુધી ખતમ થાય નહિ, ત્યાં સુધી એ વચ્ચે મેળ ખાવાનો જ નથી."

આ રીતે દેશભરમાં જવાહર યુદ્ધવિરોધી વાતાવરણ જમાવતા ગયા. જનતાને આગામી લડત માટે તૈયાર કરતા ગયા. કોંગ્રેસની તરફેણમાં જનમત કેળવતા ગયા. મુસ્લિમ લીગ અને શ્રી. જીન્નાની અવળચંડી નીતિને સ્પષ્ટ રીતે સમજાવતા ગયા.

એવામાં, બ્રિટીશ મુત્સદ્દી સર સ્ટેફર્ડ ક્રીપ્સ હિન્દમાં આવ્યા. એ વર્ધા જઈ બાપુને મળ્યા. એ જવાહર અને સરદારને મળ્યા. એમણે એ લોકોના વિચારો જાણવાનો પ્રામાણિક પ્રયત્ન કર્યો, અને ત્રણે જોડે લાંબી મસલતો, સમાધાનની શરતો, એ બધું જાણી લીધાં પછી, એ ચાલ્યા ગયા.

આ વખતે જવાહર અને ગાંધીજી વચ્ચે મતભેદ જાગ્યો હતો. ગાંધીજી કોઈપણ શરતે શાંતિવાદી ને અહિંસાવાદી હોવાથી યુદ્ધમાં ભાગ લેવાનો

વિરોધ કરતા હતા. જ્યારે જવાહર અહિંસામાં એટલા આગળ વધેલા નહિ. એટલે યુદ્ધમાં સશર્ત સહાય્ય કરવા એઓ તૈયાર હતા. બીજી બાજુ ઘણા ઇચ્છતા, કે કોંગ્રેસે સત્યાગ્રહનાં મંડાણ કરવાં જોઈએ. રામગઢ અધિવેશન માર્ચ ૧૯૪૦ માં ભરાવાનું હતું. મૌલાના આઝાદ બહુમતીએ એ અધિવેશનના પ્રમુખ તરીકે ચૂંટાયા હતા. એ અધિવેશન પહેલાં પટણામાં કોંગ્રેસ કારોબારીની સભા મળી. એમાં સત્યાગ્રહ વિષે વાતો ચાલી. ગાંધીજી સિવાય બીજા કોઈ સત્યાગ્રહના નેતા હોઈ શકે જ નહિ. પરન્તુ, ગાંધીજીને લાગતું હતું, કે હજી સત્યાગ્રહ માટે દેશ તૈયાર નહોતો. અને રચનાત્મક કાર્યક્રમ દ્વારા દેશે તૈયાર થવાનું હતું.

રામગઢ અધિવેશન એક રીતે જોઈએ તો ઐતિહાસિક અધિવેશન હતું. કારણ કે, હિન્દના જીવનમરણના પ્રશ્નનો એણે નિકાલ કરવાનો હતો. મૌલાના સાહેબે એમના પ્રમુખના ભાષણમાં સ્પષ્ટ રીતે, જણાવ્યું કે, હિન્દ કોઈ પણ રીતે જ્યાંસુધી એની આઝાદીની માગણીની જાહેરાત ન થાય ત્યાંસુધી યુદ્ધમાં ભાગ લેવાનું નથી. બંધારણસભાની માગણી એમણે જોરશોરથી રજૂ કરી, ને સત્યાગ્રહની નેતાગીરી ગાંધીજીને સોંપવાનો નિર્ણય કર્યો.

ગાંધીજીએ પોતાની શરતો રજૂ કરી. એક તો દેશમાં જે શિસ્તભંગ હતો, ને રચનાત્મક કાર્યક્રમ તરફ અભાવ હતો, તે તરફ ધ્યાન દોર્યું. અને દરેક કોંગ્રેસ સમિતિને સત્યાગ્રહસમિતિમાં ફેરવાઈ જવા જણાવ્યું. સત્યાગ્રહીમાં પૂરેપૂરી વફાદારી હોવી જોઈએ તેની પર ભાર મૂકયો. સત્યાગ્રહસેના વિષેની પોતાની શરતો રજૂ કરી. અને, જેનામાં અસ્પૃસ્યતાની ભાવના ન હોય, જેને કોઈ તરફ દ્વેષ ન હોય, જે ખાદીજ વાપરતો હોય તેની જ સત્યાગ્રહ સેનામાં ભરતી કરી શકાય એમ એમણે જણાવ્યું. નોંધાયલા સત્યાગ્રહીને રોજ-બ-રોજની નિત્યનોંધ રાખવાનો પણ એમણે આગ્રહ રાખ્યો. આવી અનેક શરતો રજૂ થઈ.

આ રીતે રામગઢમાં યુદ્ધનું વાતાવરણ જામતું હતું. ગાંધીજીની શરતો પર ભાષણ કરતાં જવાહરલાલે જણાવ્યું કે.

"ગાંધીજીની શરતો પર પૂરતું લક્ષ અપાવું જોઇએ."

જવાહર ઉશ્કેરાટમાં આવી ગયા હતા. એમણે બાંયો ચઢાવી ને જનતાને કહ્યું:

"આપણે શિસ્તબદ્ધ થઇને, આ સરકારનો સામનો કરવાનો છે, લડત આવી પહોંચી છે. ઝંડો ફરકાવવો અને ગીતો ગાવાં એના કરતાં ઘણું મોટું કર્તવ્ય આપણી નજર સામે આવી પહોંચ્યું છે. આપણે ઘણી કુરબાનીઓ કરવી પડશે, ઘણા સંકટોનો સામનો કરવો પડશે. સરકાર પણ આ વખતે બધાં

હથિયારોનો ઉપયોગ કરશે. આપણે હવે વધારે ધીરજ ધરી શકીએ એમ નથી. હવે, માત્ર આપણા નેતા જ્યારે આપણને હાકલ કરે, તે માટે એક તો આપણે એમણે જણાવેલી શરતો પાળીને સૈનિક બનવાનું છે, ને બીજી બાજુ, આપણે હાકલ પડે ત્યારે કમર કસીને તૈયાર રહેવાનું છે."

રામગઢ અધિવેશને ગાંધીજીને વાઈસરૉય જોડે વાટાઘાટ કરવાનો, ને, વાટાઘાટ નિષ્ફળ જાય તો સત્યાગ્રહ શરૂ કરવાનો સર્વાધિકાર આપ્યો હતો. આમ છતાં, ગાંધીજી અને કૉંગ્રેસ મોવડીઓ વચ્ચેનો અહિંસાને વિષે મતભેદ તો હતો જ. બ્રિટીશ સરકારના આગેવાનો જેવા કે સર સ્ટેફર્ડ ક્રીપ્સ જવાહરની બંધારણસભાની માગણી યોગ્ય છે, ને, એજ બ્રિટન માટે ઉત્તમમાં ઉત્તમ માર્ગ છે એમ જાહેર કરતા હતા. અને એ કારણથી દિલ્હીમાં મળેલી કારોબારીની સભાએ, પાંચ દિવસની લાંબી મંત્રણા પછી જવાહરની સલાહથી સશર્ત યુદ્ધમાં સહકાર કરવા વિષે ઠરાવ પસાર કર્યો, એટલે તરત જ ખાન અબ્દુલ ગફ્ફરખાને કારોબારીમાંથી રાજીનામું આપ્યું.

અને પછી એ ઠરાવને બહાલી આપવા પૂનામાં અખિલ ભારત મહાસભાસમિતિની સભા મળી, અને એમાં ગરમાગરમ ચર્ચા થઈ. જવાહરે એમાં અગ્રભાગ લીધો. આ સમિતિના અધિવેશનમાં એમણે સ્પષ્ટ રીતે કહ્યું :

"કૉંગ્રેસ કારોબારીના એક સભ્ય તરીકે, હું આ ઠરાવ માટે પૂરેપૂરી જવાબદારીનો સ્વીકાર કરું છું. આ ઠરાવ કંઈ અમે વિચાર કર્યા વિના હળવે હૈયે પસાર કર્યો નથી.........આ ઠરાવનો પાયો હિન્દની આઝાદીનો વારંવાર આપણે પસાર કરેલો ઠરાવ છે. આ આઝાદીની પ્રાપ્તિ, કામચલાઉ રાષ્ટ્રીય સરકારની તત્કાળ સ્થાપના અને બંધારણસભાની ચૂંટણી અને, બંધારણ સભા દ્વારા આપણી કાયમી સરકારની એ ઘડાયલા બંધારણ અનુસાર સ્થાપના એ એકજ માર્ગ અમારી નજર સમક્ષ હતો.

"અમારી સામે જે મુશ્કેલી હતી તે ઠરાવ વિષે નહોતી, પણ એ ઠરાવનો અવળો અર્થ થયા વિષેની હતી. એમાં સાહસ પણ હતું. ખતરો પણ હતો. પણ પરિસ્થિતિ જ એવી હતી કે જે આપણી પાસે કોઈ નિશ્ચિત માર્ગ લેવાની ફરજ પાડે. બ્રિટીશનાં વળતાં પાણી થતાં જાય છે. આપણો ચઢતો જુવાળ છે. અમે સાહસ એટલા માટે કર્યું, કે, અમને ખાતરી હતી, કે, કૉંગ્રેસની તાકાત અને કૉંગ્રેસની દીર્ઘદૃષ્ટિ આપણને અવળે માર્ગે જતા અટકાવશે, અને કૉંગ્રેસની જાહેર કરેલી નીતિ આપણને સવળે માર્ગે રાખશે.

"પળપળ પલટાતી પરિસ્થિતિમાં સમય એ ઘણો મહત્વનો ભાગ ભજવતો હતો. અને એ તો સ્પષ્ટ હતું કે કોંગ્રેસ ઘણો વખત એ તરફ આંખમીંચામણાં કરી શકે નહિ. આ પાર કે પેલી પાર આપણે તાત્કાલિક નિર્ણય કરી લેવાનો હતો. આપણે ધીરજથી ઘણો વખત રાહ જોઈ. હિન્દને માટે ખતરનાક નીવડે એવી ધીરજ ધરીને કે વાટ જોઇને બેસી રહેવાય એમ હતું જ નહિ. આપણી પાસે એક જ માર્ગ ખુલ્લો હતો, તે અમે લીધો છે.

"ભવિષ્યમાં ગમે તે હોય, પણ મને તો પૂરેપૂરી ખાતરી છે, કે, આઝાદી લડત, નિરાશા, મુસીબતો એ વિના આવવાની જ નથી. આ અથડામણ ને ઘર્ષણના વિશ્વ યુદ્ધમાં આપણે પણ આપણી આઝાદીની કિંમત આપવી જ પડશે. આપણું ભવિષ્ય હિન્દી પ્રજાની શક્તિ પર આધાર રાખે છે, અને કોંગ્રેસનાં આંતરિક બળ પર અવલંબે છે. તેથી આપણી સર્વેની શક્તિનો વિનિયોગ કોંગ્રેસની એ તાકાત વધારવા માટે જ કરવો જોઇએ."

જવાહરના છટાદાર, સાચાબોલા, નિખાલસ અને હૃદયના ભાવથી ભરેલ ભાષણની અસર બહુ સારી થઈ. ૯૧ મતો જવાહરની તરફેણમાં ને ૬૩ મતો ઠરાવની વિરોધમાં ગયા. આમ જવાહરે પોતાની તાકાતથી, પોતાની નિષ્ઠાથી, કોંગ્રેસનાં વલણને ગાંધીજીના વલણથી જૂદે માર્ગે ફેરવ્યું. જવાહરનું કહ્યું કોંગ્રેસ આજે કરતી હતી એ એમને માટે એક મહાનમાં મહાન સિદ્ધિ હતી એમ નિઃસંશય કહી શકાય. એમાં આશ્ચર્યકારક તો એ હતુ કે જવાહરના ઠરાવનો વિરોધ કરનારાઓમાં આચાર્ય કૃપલાણી, શંકરરાવ દેવ, બાબુ રાજેન્દ્રપ્રસાદ, ડૉ. પ્રફુલ્લચંદ્ર ઘોષ વગેરે હતા. એઓએ ઠરાવનો વિરોધ કર્યો છતાં પણ જવાહરનો ઠરાવ બહુમતીથી પસાર થયો. તે સમયના સંજોગો જોતાં, જવાહરનો ગાંધીજી ઉપર આ અસાધારણ વિજય હતો. આમ આવા બધા બુઝર્ગ નેતાઓની સામે એમણે મહાસભાને પોતાના મત તરફ વાળી એ એમની તરફ જનતાનું વલણ કેટલું બધું હતું, એમની વિચારસરણી લોકોમાં કેટલી બધી પ્રિય હતી તેનો અચૂક પૂરાવો હતો. જવાહર હિન્દનાં રાજકારણમાં 'ગાંધીજીનું' સ્થાન લેતા હતા. ગાંધીજીની પછી એઓ જ મહાસભામાં હતા. પણ ગાંધીજીને અળગા મૂકી એમની જોડે મહાસભાની બહુમતી જવા તૈયાર હતી.

આ પછી વાઈસરૉયે એક નિવેદન પ્રગટ કરી જણાવ્યું કે, એઓ પોતાની કારોબારીની નવેસરથી રચના કરવા જાણીતા નેતાઓને બોલાવવાના છે.

મૌલાનાને આમંત્રણ આવ્યું. ગાંધીજી પણ દિલ્હી ગયા. જવાહરને પણ બોલાવવામાં આવ્યા, પણ વાઈસરૉય તો લડાઈ પછી સાંસ્થાનિક સ્વરાજ્યની,

અને હાલ તુરત તો યુદ્ધમાં મદદ કરવા કારોબારીની ફેરરચનાની જ વાતો કરતા હોવાથી, મંત્રણા પડી ભાંગી. હવે પ્રશ્ન ઊભો થયો કે શું કરવું? સરકાર તો દાદ દેતી નહોતી. પૂના ઠરાવને લીધે ગાંધીજીની પાસે જઈ એમને નેતૃત્વ સોંપવાનું પણ કહેવાય એમ નહોતું. એટલે મહાસભા મહાવિમાસણમાં આવી પડી. ન ઈધરકે ન ઉધરકે એવી એની સ્થિતિ બની હતી. ગાંધીજીને પણ ગૂમાવ્યા અને સરકાર જોડે પણ કંઈ વળ્યું નહિ.

આખરે જવાહરની વ્યવહારુ બુદ્ધિએ માર્ગ કાઢ્યો. એમણે તરત જ જાહેર કર્યું કે: "વાઈસરૉય જોડેની મંત્રણા પછી, હવે પૂના ઠરાવનો કશો અર્થ રહેતો નથી. માટે પૂના ઠરાવ રદબાતલ છે." કોણ કહેશે, કે જવાહરમાં વ્યવહારદક્ષતા નથી? કોણ કહેશે કે એઓ નિતાન્ત લાગણીપ્રધાન અને આદર્શવાદી જ છે! એમણે કહ્યું: "રાષ્ટ્રને માટે હવે ફક્ત એક જ માર્ગ ખુલ્લો છે, અને તે હવે રામગઢના સત્યાગ્રહના ઠરાવ પર પાછો જવાનો. જ્યારે આપણી સામે ખૂનખાર જંગ ખેલાતો હોય, ત્યારે પોતાની નીતિને સ્વતંત્ર રીતે વળગી રહેવાનો કૉંગ્રેસને હક હતો. અને પોતાના વિરોધીઓની મુસીબતોનો લાભ ન ઊઠાવવાની સત્યાગ્રહની નીતિ અમને અમારી રીતે કામ કરવા દેતી નહોતી. પરન્તુ, હવે અમને લાગે છે કે આ સ્વયંનિર્ણીત પ્રતિબંધ અમારી હસ્તી નાબૂદ કરી દે એવો ન હોવો જોઈએ."

આખરે પૂના ઠરાવ નાબૂદ થયો. એ જવાહરના નિવેદને, ગાંધીજીને મનાવ્યા. ને, ગાંધીજીને પાછા મહાસભાનું નેતૃત્વ લેવા જવાહર તૈયાર કરી શકયા. અખિલ ભારત મહાસભા સમિતિની બેઠક ૧૫ મી સપ્ટેંબર ૧૯૪૦ ને દિને મુંબઈમાં મળી અને તેમાં ઠરાવ કર્યો કે પૂના ઠરાવ રદ થાય છે. ને, ગાંધીજીએ પાછું મહાસભાનું નેતૃત્વ લીધું.

ગાંધીજીએ વાઇસરૉયને યુદ્ધવિરોધી પ્રચાર કરવા દેવાની છૂટ માટે માગણી કરી. વાઇસરૉયે એવી છૂટ આપવાનો સ્પષ્ટ ઇન્કાર કર્યો. એટલે, ગાંધીજીએ, પોતાની અંગત દેખરેખ નીચે, પોતે જેને પસંદ કરે તે વ્યકિત સરકારને અગાઉથી ખબર આપી યુદ્ધવિરોધી સૂત્રો પોકારી, સત્યાગ્રહ કરે એમ ઠરાવી વ્યકિતગત સત્યાગ્રહની શરૂઆત કરી.

૧૭ મી ઑકટોબરે, ગાંધીજીએ, વર્ધાઆશ્રમના અંતેવાસી, ચૂસ્ત ગાંધીવાદી તથા એમના સિદ્ધાંતો અને આદર્શોને સાંગોપાંગ જીવનમાં ઉતારનાર, આચાર્ય શ્રી. વિનોબા ભાવે ને પ્રથમ સત્યાગ્રહી તરીકે પસંદ કરી એમને આશીર્વાદ આપી સત્યાગ્રહ માટે મોકલ્યા.

ગાંધીજીના બીજા સત્યાગ્રહી જવાહર હતા. એમને ગાંધીજીએ આટલા માટેજ વર્ધા બોલાવ્યા હતા. જવાહરે તાજે તરમાં જ પોતાના પ્રાંતમાં ફરી ફરીને, સત્યાગ્રહ માટેની તૈયારીઓ કરી હતી. જાતિ દેખરેખ નીચે સત્યાગ્રહીઓને પસંદ કરી, એઓ ગાંધીજીને નામ મોકલાવતા. એમણે જનતાને યુદ્ધવિરોધી બનાવી, ને મહાસભાના સત્યાગ્રહને સમજાવ્યો. જવાહર વર્ધા ગયા, ત્યાં ગાંધીજીની સૂચનાઓ લીધી. ક્યારે ને કેવી રીતે જવાહરે વ્યક્તિગત સત્યાગ્રહના બીજા સત્યાગ્રહી તરીકે સત્યાગ્રહ શરૂ કરવો તે નક્કી થયું. ૭ મી નવેંબરની તારીખ ગાંધીજીએ ઠરાવી.

જવાહર ગાંધીજીનાં આશીર્વાદ લઈને પાછા ફરતા હતા, ત્યાં ૨૯ મી ઓકટોબરે ચૌકી રેલ્વે સ્ટેશન પર એમને ગિરફતાર કરવામાં આવ્યા. અને રાજદ્રોહી ભાષણ કરવા માટે એમની પર મુકદમો ચાલ્યો. સરકારી વકીલે જવાહરના આખા પ્રવાસમાં એમણે જે જે ભાષણો આપ્યાં તેનું પૃથક્કરણ કર્યું અને જણાવ્યું કે એઓ સરકાર વિરુદ્ધ લોકોને ઉશ્કેરી એમને સત્યાગ્રહ માટે તૈયાર કરી, યુદ્ધના કામમાં અડચણો ઊભી કરતા હતા અને સરકાર સામે બળવો જગાવવાની તૈયારી કરતા હતા. અને પોતાના વકતવ્યના સમર્થનમાં એમણે રાયબરેલી, પ્રતાપગઢ, ને અલ્લાહાબાદનાં એમનાં ભાષણોમાંથી ફકરાઓ ટાંકી બતાવ્યા.

અદાલતે જવાહરને પૂછયું કેઃ " તમારે આ બાબતમાં કંઈ કહેવાનું છે ? "

જવાહરે કહ્યું : " સરકારી વકીલે જે વાત તદ્દન સ્પષ્ટ છે તેને સાબિત કરવા ઘણી મહેનત લીધી છે.....હિન્દી સંરક્ષણ ધારો એ હિન્દ પર આફત સમાન છે. અને એવા ધારા પસાર કરનાર અને હિન્દી પ્રજાને જબરદસ્તીથી યુદ્ધમાં સંડોવનાર સરકારને ખતમ કરવી એ મારું ધ્યેય છે." સરકારે પહેલેથી નક્કી કર્યા મુજબ જવાહરને ચાર વર્ષની સખત કેદની સજા કરી.

આખો દેશ આ આકરી સજા સામે ખળભળી ઊઠયો. આમની સભામાં પણ એ વિષે પ્રશ્નો પૂછાયા. વિલાયતમાં પણ જવાહરની પર વેર લેવાની વૃત્તિની સખતમાં સખત શબ્દોમાં ટીકા થઈ. હિન્દની જોડે સમાધાન કરવાની, સરકાર ને તાકીદ થવા લાગી. જવાહરને વધારે વખત સરકાર જેરવી શકી નહિ. આખરે એક વર્ષ દિવસ એમને કેદમાં રાખી, બીજા નેતાઓની જોડે, ૪ થી ડીસેમ્બર, ૧૯૪૧ ને દિને એમને મુક્ત કરવામાં આવ્યા.

[૧૯]

# ‘હિન્દ છોડો’ની ઘોષણા

૪ થી ડીસેમ્બર ૧૯૪૧ ને દિને એક વર્ષના કારાવાસ પછી, સરકારને જવાહરને મુક્ત કરવા પડ્યા. પોતાની ગરજે, કારણ, યુદ્ધની પરિસ્થિતિ પ્રતિદિન વણસતી જતી હતી. બ્રિટનની ઉપર સખત બોંબમારો શરૂ થયો હતો. ફ્રાન્સ પડ્યું હતું. હિટલરની વિજયપરંપરા શરૂ થઈ હતી. બ્રિટનનું બળ નબળું જણાતું હતું. બ્રિટનનાં વળતાં પાણી હતાં. બ્રિટીશ સરકાર કેનેડા નાસી જઈ, ત્યાં, કામચલાઉ સરકાર સ્થાપવાની તૈયારી કરતી હતી. હિન્દનો બોજો હવે એનાથી વેંઢાતો નહોતો. તેમાં વળી જાપાને યુદ્ધમાં ઝંપલાવ્યું હતું. બ્રિટનના એશિયાઈ સંસ્થાનો પર જાપાનીસ આક્રમણની રણભેરી વાગતી હતી. એથી ગમે તે ભોગે હિન્દનો સહકાર મેળવી, લડાઈની જવાબદારી હળવી કરવાનો, બ્રિટનનો વિચાર હતો. હિન્દના નેતાઓને વચનો આપીને હાલતુરત ફોસલાવી શકાય તો એ કીમિયો અજમાવવાની બ્રિટને તરકીબ અજમાવવા માંડી. ને, તેના પહેલા દાવ તરીકે હિન્દમાં બંધનમાં રાખેલા નેતાઓને મુક્તિ આપી.

જવાહર તો સિંહ હતા. એ બંધનથી અકળાયા કે મૂંઝાયા નહોતા. તેથી પોતે છૂટ્યા તેને બીજે જ દિવસે એમણે એક નિવેદન પ્રગટ કરી જણાવ્યું :

“મારા કોંગ્રેસના સાથીઓ ને બિરાદરોને હું મુબારકબાદી આપું છું. જૂના સાથીઓનું પુનર્મિલન, એમનાં પ્રત્યક્ષ દર્શન, એમનાં સ્વાગતભર્યાં મધુર સ્મિતો, ભર્યાં ભર્યાં ખેતરો, ને જનભર્યા માર્ગોઃ એ બધાંનું દર્શન ખરેખર આહ્‌લાદજનક છે. પણ પરદેશી સલ્તનતના હુકમ અનુસાર જેલમાં જવું અને જેલમાંથી બહાર આવવું એ આનંદજનક નથી. નાની જેલમાંથી, આ હું તો મોટી જેલમાં આવ્યો છું. કારણ કે, આખો દેશ અત્યારે એક મોટા જેલખાના જેવો જ થઈ પડ્યો છે. પણ એવો સમય હવે ઘણો નજદીક આવી પહોંચ્યો છે, કે, જ્યારે આપણાં શરીરો

ને મનને બંધનમાં રાખનાર એ જેલખાનાની દીવાલોને આપણે નેસ્તનાબૂદ કરી નાંખીશું, ને, આપણે આઝાદ માનવી તરીકે આપણા દેશમાં વિચરીશું. પણ એ વખત હજી આવ્યો નથી, અને આ જે મામૂલી રાજકીય પલટો આવ્યો છે એવો આભાસ થાય છે તેનો કશો જ અર્થ નથી......હિન્દમાં જ્યાં પરદેશી એકહથ્થુ સત્તા આપણા પ્રાણને ગૂંગળાવી નાંખે છે, ત્યાં, આપણે માટે શાંતિ છે જ નહિ. કારણ, આઝાદ હિન્દને માટે આપણે તો કાર્ય માટે તત્પર જ રહેવાનું છે. ભારતમાતાનો પોકાર સ્પષ્ટ સંભળાય છે. હાકલ પડી છે. તૈયાર રહો."

એક વર્ષ દિવસના સખત કારાવાસ પછીની આ વીરરસની વાણીમાં કેટલી સુયુત્સા, કેટલી દેશપ્રેમની તમન્ના, ને કેટલી વતનપરસ્તી ભરેલી છે! એ તો જાણે 'કરેંગે યા મરેંગે'નું વ્રત અત્યારથી જ લઇને બેઠો છે. એને દેશને આઝાદ જોવો છે. ને જ્યાંસુધી એ દેશને આઝાદ નહિ કરે ત્યાંસુધી એને સુખચેન કે જંપ નથી. એને અસ્વસ્થતા છે. એના રોમેરોમમાંથી ક્યારે મારી માતાને આ પરદેશી શાસનમાંથી મુક્ત કરું એનીજ ઝંખના છે.

ત્રણ દિવસ રહીને, એટલે, ૮ મી ડીસેમ્બરે જવાહરે અખબારી પરિષદ બોલાવી. કેટલાક રાજકીય મુદ્દાઓ વિષે એ પરિષદ સમક્ષ ખુલાસા કર્યા. એમણે કહ્યું :

"કોઈ પણ સત્તા દુનિયાપર સરમુખત્યારી કરવાનો જો પ્રયત્ન કરશે, તો, એનો સામનો કરવોજ પડશે. અને એથી માનવતાને હાનિજ છે. છતાં પણ મને લાગે છે, કે યુદ્ધ કરનારાં રાષ્ટ્રોના અત્યારે જે બે વિભાગ પડ્યા છે, તેમાં દુનિયાના પ્રગતિવાદી બળો, રશીયા, અમેરિકા, ચીન અને બ્રિટન તરફ છે. આ પ્રગતિવાદી બળોની સાથોસાથ એ રાષ્ટ્રો કેટલાંક પ્રત્યાઘાતી તત્વો જોડે પણ સંકળાયલા છે. અને તેની પ્રતીતિ એમનું હિન્દ પ્રત્યેનું વર્તન કરાવે છે. એ વર્તન જ અમારી રાજકીય નીતિ ઘડે છે. આમ છતાં, જે બળો પ્રગતિવાદી છે, તેમનું અમે ભલું ઇચ્છીએ છીએ ને તેમની પ્રત્યે અમને સહાનુભૂતિ છે. વિશેષે કરીને રશીયા અને ચીન.

"અત્યારે આપણે જોઈએ છીએ કે ભલભલાં એશિયાઈ રાષ્ટ્રો પર ભય તોળાઈ રહ્યો છે. ઘણાં એશિયાઈ રાષ્ટ્રોએ પોતાની આઝાદી ગૂમાવી છે. એ વખતે આપણે વિશાળદષ્ટિથી પરિસ્થિતિ અવલોકવી જોઈએ.

"મહાસભાનું ગાંધીજીનું નેતૃત્વ અદ્દ્ભુત છે. કેટલાક મૂળભૂત સિદ્ધાંતોમાં એઓ એક પહાડની જેમ અડગ રહ્યા છે. અને નાની નાની વાતોથી અને બનાવોથી એઓ જરા પણ ક્ષુબ્ધ થયા નથી. જેની જોડે આપણે સંમત થતા ન હોઈએ, એવી નાની નાની બાબતો પર ટીકા કરવી એ તમારે માટે કે મારે માટે બહુ આસાન છે. પરન્તુ, સમગ્ર દૃષ્ટિએ જોતાં, મને લાગે છે, કે, ગાંધીજીનું નેતૃત્વ એ સાચું છે એટલુંજ નહિ પણ ઉજ્જ્વળ પણ છે.

"અહિંસા વિષે ભૂતકાળમાં, એના બધા વ્યવહાર અને શકયતા વિષે મને શંકા હતી. પણ એ વખતે પણ મને લાગતું કે એ પ્રયત્ન કરવા જેવું ધ્યેય તો જરૂર છે. ને આજના યુદ્ધે આપણને બતાવી આપ્યું છે, કે હિંસા એ આપણા પ્રશ્નોના ઉકેલ માટે સાવ નિષ્ફળ નીવડી છે. મને ખાતરી થઈ છે કે દુનિયાને માટે અત્યારે તો ફક્ત બે જ માર્ગો ખુલ્લા છે. પૂરેપૂરું નિઃશસ્ત્રકરણ અથવા તો પૂરેપૂરો વિનાશ."

સરકારે બોંબમારાના રક્ષણ અર્થે જે પગલાંઓ ભર્યાં હતાં, તેને વિષે કોંગ્રેસવાદીઓએ કેવી રીતે વર્તવું તે વિષે પ્રશ્ન પૂછાતાં પંડિતજીએ કહ્યું: "હજી હું બહારની પરિસ્થિતિથી પૂરેપૂરો પરિચિત નથી. પણ જ્યાં, હિન્દવાસીઓના રક્ષણનો સવાલ હશે, ત્યાં કોંગ્રેસવાદીઓ પોતાનાથી બધું કરશે જ. સાધારણ રીતે, સરકારના અમલદારો જોડે સહકાર કરવો એટલે તેમને શરણે થવું. ને, મને લાગે છે કે હિન્દી સરકારના અધિકારીઓ જેટલા બીનલાયકાતવાળા માણસો બીજા કોઈ નહિ હોય. અને બુદ્ધિશાળીઓ જડલોકોની વાત કબૂલ રાખે, એ બનવું મુસ્કેલ છે."

જવાહરે આઠેક દિવસમાં પરિસ્થિતિનો બરાબર અભ્યાસ કરી લીધો. અને ૧૫ મી ડીસેમ્બરે અલાહાબાદમાં, વિદ્યાર્થીઓ સમક્ષ ભાષણ આપતાં કોંગ્રેસનું વલણ સ્પષ્ટ કરતાં કહ્યું: "હિન્દની આઝાદીના પ્રશ્ન વિષે વિચારતાં હિન્દનાં સાંસ્થાનિક સ્વરાજ્ય વિષે વિચાર કરવો જ અસંભવિત છે. ભલે ને પછી સાંસ્થાનિક સ્વરાજ્ય મર્યાદિત સમય માટે હોય. જે લોકો સાંસ્થાનિક સ્વરાજ્યની પરિભાષામાં વાત કરે છે, તેઓ ગમે તેટલો ઊંચો દરજ્જો કે સામાજિક સ્થાન ધરાવતા હોય તોપણ તેઓ દેશની કુસેવા કરે છે ........ અમારે તો દેશની મુકમ્મીલ આઝાદી જોઈએ છે. મુકમ્મીલ આઝાદી એટલે બ્રિટન જોડેના સંબંધનો સંપૂર્ણ વિચ્છેદ. આ બાબતમાં કોઈ પણ જાતના સમાધાનને સ્થાન છે જ નહિ."

ગાંધીજીએ એવી ઇચ્છા વ્યકત કરેલી કે બધા દેશ નેતાઓ છૂટ્યા છે, એટલે, કોંગ્રેસે કારોબારીની અને અખિલ ભારતમહાસભાસમિતિની એક બેઠક

બોલાવી, વિચાર કરવો જોઈએ. આથી મૌલાના આઝાદે, ડીસેમ્બરની ૨૪ મી તારીખે, કોંગ્રેસ કારોબારીની એક તાકીદની સભા, બારડોલીમાં બોલાવી, કારણ કે, મહાત્માજી એક મહિના માટે બારડોલીમાં રહ્યા હતા.

એ સમયની પૂર્વે જવાહરે એક નિવેદન પ્રગટ કરી, એ સભામાં ચર્ચનારા પ્રશ્નો વિષે પોતાનો શો મત હતો તે જણાવતાં કહ્યું: "કોંગ્રેસ કારોબારીની ઐતિહાસિક સભા ભરાવાની છે. એણે ભવિષ્યનાં પગલાં વિષે નિર્ણય કરવાનો છે. અમે જે પગલું લઈએ, તે મક્કમ હોવું જોઈએ, સર્વસંમત હોવું જોઈએ અને રાષ્ટ્રીયતાની ભાવનાને અનુરૂપ હોવું જોઇએ.

"અમારી સામે બેજ પ્રશ્નો છે. હિન્દની આઝાદીનો અને વિશ્વ યુદ્ધ પ્રત્યે હિન્દની નીતિનો. હિન્દની આઝાદીનો પ્રશ્ન હિન્દનો એકલાનો જ નથી. એ તો આખી દુનિયાનો પ્રશ્ન છે. આપણે એમ તો હરગિજ ન કહી શકીએ, કે એ તો માત્ર હિન્દુઓનો, મુસ્લિમોનો કે કોઈ એક જાતિનો પ્રશ્ન છે.... ગાંધીજીએ બહુ ગૌરવથી, શાણપણથી અને નિશ્ચિતતાથી સત્યાગ્રહ આંદોલનને ચલાવ્યું છે. સૈદ્ધાંતિક દૃષ્ટિએ વિચારતાં ગાંધીજીએ જે કંઈ કર્યું છે તે હિન્દના અને દુનિયાના ભલા માટે કર્યું છે...કેદીઓની મુક્તિથી કંઈ પરિસ્થિતિ પલટાઈ નથી. કારણ કે બ્રિટીશોનું હિન્દ પ્રત્યેનું વર્તન તો એવું ને એવું જ રહ્યું છે. એમાં લવલેશ ફેરફાર થયો નથી. વળી, આ સત્યાગ્રહીઓની મુક્તિથી સત્યાગ્રહમાં જરાપણ ફેરફાર થવાનો નથી. એ તો ચાલશે જ."

આમ છતાં અહિંસા પ્રત્યેનું જવાહરનું વલણ દૃઢ નહોતું, તે એમના નીચેના શબ્દોદ્વારા સ્પષ્ટ થાય છે. જવાહરે જણાવ્યું: "અત્યારે આપણી સામે મુખ્ય પ્રશ્ન હિંસા કે અહિંસાનો છે જ નહિ. હિન્દના રક્ષણ માટે અમે હથિયાર પકડીશું કે નહિ એ પ્રશ્ન ઉપસ્થિત થતો જ નથી. અહિંસાનો પ્રશ્ન એ સ્વરૂપમાં અમારી આગળ છે જ નહિ. જ્યારે એ સ્વરૂપમાં એ પ્રશ્ન અમારી આગળ આવશે ત્યારે અમે એનો યોગ્ય ઉત્તર વાળીશું. કોંગ્રેસે કંઈ લશ્કર કે પોલીસ ન રાખવાનું નક્કી કર્યું નથી. અત્યારે તો મુખ્ય પ્રશ્ન બહુ વિશાળ છે. અને તે હિન્દની આઝાદીનો."

ગાંધીજી અને જવાહર વચ્ચે જે મતભેદ હતો, જે દૃષ્ટિભેદ હતો, તે અહીં સ્પષ્ટતઃ દૃષ્ટિગોચર થાય છે. જવાહર હથિયાર ન લેવાની સ્પષ્ટ વાતો કરતા નથી, કે, હિંસક યુદ્ધમાં હિન્દ સહકાર નહિ જ આપે એમ પણ કહેતા નથી. એમના આ વક્તવ્યનો ગર્ભિત અર્થ એ થાય કે હિન્દને જો આઝાદી મળતી

હોય તો હિન્દ હથિયાર પણ ઉપાડે. આઝાદી મળતી હોય તો હિંસક યુદ્ધમાં ભાગ લેવાને જવાહરને વાંધો નહોતો, એવું આ ઉપરથી ફલિત થાય છે.

બારડોલી જવા માટે જવાહર અલાહાબાદથી મુંબઈ આવ્યા. મુંબઈમાં, એમણે અખબારી મુલાકાત આપતાં જણાવ્યું: "મારે તો ઓલીવર ક્રોમ્વેલે પાર્લામેન્ટના સભ્યોને જે શબ્દો કહ્યા હતા તેજ શબ્દો બ્રિટનને કહેવાના છે કે: 'હવે અમે તમારાથી ઉબાઈ ગયા છીએ. હવે તમે ચાલ્યા જાવ.' કેટલાક કહે છે, પૂનાના ઠરાવને પાછો લાવો. પણ હું રાજકારણ કે ધર્મમાં કોઈ પણ જૂનીપુરાણી ચીજને પાછી લાવવામાં માનતો જ નથી. એ દોઢ વર્ષ પહેલાના ઠરાવને પાછો લાવવાનો કશો અર્થ નથી......મારાં પચીસ વર્ષના રાજકીય અનુભવમાં અત્યારે હિન્દ અને બ્રિટન વચ્ચે જે, તંગ લાગણી છે તેવી મેં ક્યારેય જોઈ નથી. અને કોઈ પણ રાજકીય પુરુષ આ પરિસ્થિતિ તરફ આંખમીંચામણાં કરી શકે નહિ.........બ્રિટીશ સરકારને તો હિન્દ જોડેના સંબંધોનો દોઢશો વર્ષનો ભૂતકાળનો સામનો કરવાનો છે. એટલુંજ નહિ, પણ આ લડાઈ પછી હિન્દ જોડે એમણે જે બેહૂદું વર્તન કર્યું છે તેનો પણ એમણે સામનો કરવાનો છે."

બીજે દિવસે, ચોપાટીની જંગીસભા સમક્ષ ભાષણ કરતાં, જવાહરે જણાવ્યું: "કોંગ્રેસે વારંવાર નાઝીવાદ ને ફાશીવાદની સામે લડતાં રાષ્ટ્રો તરફ પોતાની સહાનુભૂતિ વ્યક્ત કરી છે. જ્યારે સોવીયેટ રશીયા, ચીન અને અમેરિકા એક તરફ લડતાં હોય તો પછી હિન્દની સહાનુભૂતિ કઈ તરફ છે એ પ્રશ્ન ઉદ્દભવતોજ નથી. દુનિયામાં જે કંઈ બની રહ્યું છે તેનાથી હિન્દ અલિપ્ત તો રહી શકે એમ છે જ નહિ. ભૂતકાળની કડવી સ્મૃતિઓ તરફ દુર્લક્ષ કરીને પણ હિન્દ પોતાની લાગણીઓને કોરે મૂકીને સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે બ્રિટનની જોડે યુદ્ધમાં જોડાવા તત્પર હતું, કે જેથી બીજાં રાષ્ટ્રોની મુક્તિનું એ સંરક્ષણ કરી શકે. જો આ યુદ્ધ દુનિયાની આઝાદી માટે હોય, તો બ્રિટનની પડખે રહીને, અહીંની સરકારની જવાબદારી ઉપાડવા કોંગ્રેસ તૈયાર હતી. પણ બ્રિટનને એ જોઈતું નહોતું."

આ વખતે રાજકીય વાતાવરણ ધૂંધળું હતું. રાજગોપાલચારી, વાઈસરૉયની કારોબારી સમિતિમાં જો કોંગ્રેસને આમંત્રણ આપવામાં આવે તો એ સ્વીકારી લેવાના મતના હતા. જો કે, માત્ર, કારોબારીનું હિન્દીકરણ કરવામાં આવે તેની તો જવાહરની જેમ રાજાજી પણ વિરુદ્ધ હતા. રાજાજી સત્યાગ્રહ મોકૂફીની તરફેણમાં હતા. મુસ્લિમલીગને મનાવી લેવી જોઈએ એમ પણ રાજાજી કહેતા હતા.

આમ જાતજાતના મતમતાંતર પ્રવર્તતા હતા, તેવે સમયે બારડોલીમાં ઐતિહાસિક કોંગ્રેસની કારોબારીની બેઠક મળી. કારોબારીની મંત્રણાઓ ઘણી લાંબી ચાલી. ગાંધીજીએ પોતાના વિચારો સભામાં સ્પષ્ટ રીતે રજૂ કર્યા. અને વ્યક્તિગત સત્યાગ્રહનાં બંધનમાંથી પોતાને મુક્ત કરવા જણાવ્યું. કોંગ્રેસ કારોબારીમાં ઠરાવો ઘડવામાં ને ચર્ચામાં અગ્રભાગ લેવામાં, જુદા જુદા મતભેદો મીટાવીને, બધાને માટે, કોંગ્રેસમાં સ્થાન રહે એવી વ્યવસ્થા કરનારા જવાહર હતા.

બારડોલીની આ ઐતિહાસિક કારોબારીની સભા વખતેજ ગાંધીજીએ જવાહરને પોતાના વારસદાર તરીકે જણાવ્યા અને કહ્યું કે: "મારા જીવતાં એ ભલે મારો વિરોધ કરે, પણ,મારા મૃત્યુ પછી એ મારા જ આદર્શોને અનુસરશે ને મારી જ ભાષામાં વાત કરશે." ગાંધીજીની આ ઉક્તિએ જવાહરનું સ્થાન ઘણું વધારી મૂક્યું. કારણ કે, જવાહર અને ગાંધીજી વચ્ચે મતભેદ હતો, એ જાણીતું હતું. અને તેમ છતાં ગાંધીજીએ જવાહરને પોતાનો વારસદાર ગણાવ્યો. તેથી ઘણાને આશ્ચર્ય થયું. અને જવાહર પ્રત્યેનો ગાંધીવાદીઓનો થોડો ઘણો જે વિરોધ હતો, તે શમી ગયો. કોંગ્રેસ કારોબારીએ જવાહરનો ઘડેલો ઠરાવ સ્વીકાર્યો. અને, એમાં ગાંધીજીનાં નેતૃત્વની કદર કરી અને સત્યાગ્રહથી રાષ્ટ્રનું કૌવત વધ્યું છે એમ જાહેર કર્યું :

કોંગ્રેસે પોતાની સહાનુભૂતિ ફાશીવાદની, નાઝીવાદની સામે લડતાં રાષ્ટ્રો પ્રત્યે વ્યક્ત કરી. અને આઝાદ હિન્દ જ એ લડાઈમાં ભાગ લઈ શકે એમ કહ્યું. જેણે જવાહરનું ૧૮ મી ડીસેમ્બરનું ચોપાટીપરનું ભાષણ સાંભળ્યું હોય, તેને આ ઠરાવોમાં એનું એજ પુનરુચ્ચારણ જણાય એ સ્વાભાવિક છે. એજ વિચારો ને એજ ભાષા છે. એથી કોંગ્રેસ ઊપર, જવાહરનું વર્ચસ્વ કેટલું પ્રબળ હતું તે પ્રતીત થશે. કોંગ્રેસે ગાંધીજીને વ્યક્તિગત સત્યાગ્રહની જવાબદારીમાંથી મુક્ત કર્યા. અને સ્વરાજ્યને માટે અને તે પછી એ શક્ય ત્યાં સુધી અહિંસાને જ વળગી રહેશે એવી બાંયધરી આપી.

જવાહર બારડોલી હતા, ત્યારે જાણીતા અંગ્રેજી સાહિત્યકાર એચ. જી. વેલ્સે જવાહરના નિવેદન વિરુદ્ધ એક નિવેદન પ્રગટ કર્યું હતું, તે જવાહરનાં જોવામાં બારડોલીમાં આવ્યું. એમનો સ્વભાવ તો રહ્યો લાગણીપ્રધાન. એમનું તો, એચ. જી. વેલ્સ જેવો જાણીતો લેખક, આમ હિન્દની પરિસ્થિતિ સમજ્યાં વિના, ગમે એમ હાંક્યે રાખે એથી લોહી ઉકળી આવ્યું. એમણે એને જવાબ આપ્યો કે:

"રાજકારણમાં, અમૂક એવી રાજકીય લઘુમતીને હિન્દ સોંપાવું જોઇએ એમ મેં ક્યારેય કહ્યું જ નથી. મેં તો માત્ર, પુખ્તમતાધિકારથી ચૂંટાયલી હિન્દની બંધારણસભાજ હિન્દનું બંધારણ નક્કી કરે એમ કહ્યું છે.

"એચ. જી. વેલ્સે મારા નિવેદનની ટીકા કરી છે તે મેં બહુ રસપૂર્વક વાંચી. નાનપણથી હું એમની વાર્તાઓ વાંચતો ને રાજી થતો. પછીથી એમનાં બીજાં બધાં પુસ્તકો વાંચ્યાં ને તેથી મને સારો જેવો ફાયદો થયો. એ વિખ્યાત વિચારક ને ઇતિહાસકાર છે. છતાં એમનાં લખાણ વાંચતી વખતે મને લાગ્યું કે એ ખ્વાબી દુનિયામાં ચાલી જાય છે. જ્યારે જ્યારે એ હિન્દ વિષે લખે છે, ત્યારે મારી ઉપર એવી જ છાપ પડી છે કે, પુરાતન અને વર્તમાન હિન્દનું એમનું જ્ઞાન, હિન્દનાં ઇતિહાસ અને હિન્દી સંસ્કૃતિ વિષેનું એમનું જ્ઞાન અત્યંત મર્યાદિત છે. અને મુખ્યત્વે પ્રવાસીઓની વાતો પરથી- જે એમનાં જ દેશબાંધવોએ લખેલી છે-જ મેળવ્યું છે. એથી એમનું સાંસ્કૃતિક વિકાસ પામેલું મન જ્યારે આવા મહત્વના પ્રશ્નો ચર્ચે છે, ત્યારે, એ પ્રશ્નોને ન્યાય આપી શકતું નથી. એની આસપાસની બુદ્ધિમાન દુનિયાને એ પૂરીપૂરી સમજી શકે તોયે ઘણું છે. અને આ ભૂમિ ઇંગ્લેંડની ભૂમિ કરતાં માત્ર પ્રાદેશિક વિસ્તારમાં જ મોટી નથી, પરન્તુ, બુદ્ધિમત્તામાં અને સાંસ્કૃતિક સિદ્ધિમાં પણ ઘણી મોટી છે એ એઓ જાણી લે.

"શક્તિશાળી સંસ્કૃતિ એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં સંક્રમણ કરે છે અને નિરનિરાળી સંસ્કૃતિઓનો તેને પરિણામે સંગમ થાય છે. ૭ હજાર વર્ષોથી હિન્દની સંસ્કૃતિમાં એ રીતે સંગમ થયા છે. છતાં પણ ચીન સિવાય બીજે દુનિયામાં એક પણ દેશ એવો નથી, કે જે દેશની એકતા સાંસ્કૃતિક તત્વોથી જ અખંડ ને અબાધિત રહી હોય, ને એ સંસ્કૃતિ મોહન-જો-ડેરોના સમયથી તે આજસુધી અખંડ સ્રોતની જેમ વહેતી આવી છે......હું વેલ્સને વિનંતિ કરું છું કે, હિન્દના ઇતિહાસ વિષે અને હિન્દની સાંસ્કૃતિક સિદ્ધિઓ વિષે, એઓ જરા વધારે જ્ઞાન મેળવવાનો પ્રયત્ન કરે."

જવાહરના માનસનું બરાબર પ્રતિબિંબ આ નિવેદનમાં પ્રગટ થયું છે. જવાહરમાં ન અપેક્ષા રખાય એવી કટાક્ષવૃત્તિ, કળાત્મક રીતે કડવાં વચનો ઉચ્ચારવાની વૃત્તિ આમાં જણાય છે. એમનો જ્વલંત રાષ્ટ્રપ્રેમ પણ અહીં વ્યક્ત થયો છે.

કોંગ્રેસ કારોબારીનો ઠરાવ મંજૂર થયો, ત્યાર બાદ તરત જ અખિલ ભારત મહાસભા સમિતિની બેઠક મળી. એ બેઠકમાં, કારોબારીના ઠરાવ ઉપર

બહુ રસપ્રદ અને જોમદાર ચર્ચા થઈ. મુખ્ય ઠરાવ જવાહરે જ રજૂ કર્યો હતો. એટલે, પછી ચર્ચાનો જવાબ આપતાં એમણે કહ્યું કે :

"માત્ર સૂત્રોથી અને દિલચસ્પ શબ્દાવલિથી દોરાઈ જવાની વૃત્તિ એ આપણી બદકિસ્મતી છે. ને આવાં સૂત્રોથી દોરાઈ જવાની વૃત્તિ સામ્યવાદીઓ, સમાજવાદીઓ ને ગાંધીવાદીઓ સર્વેમાં છે. સામ્યવાદ અને સમાજવાદનો અર્થ એવો નથી કે પશ્ચિમના દેશોના અનુભવથી ઘડાયલી અવ્યવહારુ, પુસ્તકિયા સિદ્ધાંતો ને યોજનાઓનો હિન્દની પરિસ્થિતિનો વિચાર કર્યા વિના, આંધળિયાં બનીને અહીં વિનિયોગ કરવો. કોંગ્રેસ સમાજવાદીઓએ હાલને હાલ બંધારણ સભા બોલાવવાનું જે સૂચન કર્યું છે, તે હાલને તબક્કે અવ્યવહારુ છે. જો કે મને ખાતરી છે કે આખરે તો આપણા પ્રશ્નોનો ઉકેલ બંધારણ સભાદ્વારાજ આવી શકશે. વળી, કેટલાક લોકો સોએ સો ટકા અહિંસાની વાત કરે છે. એ વાતોથી હું પરેશાન થઈ ગયો છું. એ વાત મારા દિમાગમાં જ ઉતરતી નથી. એ લોકો હાલની આર્થિક ને સામાજિક સ્થિતિને બરદાસ્ત કરે છે. અને મૂડીવાદીઓમાં માનસિક પરિવર્તન લાવીને નવો સમાજ રચવાની વાતો કરે છે, એ મને તો સમજાતું જ નથી.

"રાજેન્દ્ર બાબુએ કહ્યું કે ઇંગ્લેંડને અમેરિકા જેવા દેશો જે આઝાદી આજે ભોગવે છે તેવી આઝાદી આપણે સ્વીકારવા જેવી નથી, તેમની જોડે હું સંમત થઈ શકતો નથી. હું તો ગમે તે વખતે એ જાતની આઝાદી સ્વીકારવા તૈયાર છું. પછી, ભલેને એ ગમે તેટલી અપૂર્ણ હોય! હું તો, એવું સ્વરાજ્ય એકવાર સ્વીકારીને પછી એમાં જે મર્યાદાઓ ને ત્રુટીઓ હોય તે દૂર કરું કે જેથી વારેવારે યુદ્ધનો સંભવ જ ઊભો ન થાય."

કોંગ્રેસનાં બારડોલીના ઠરાવથી વિલાયતમાં એક એવો ભ્રમ પેદા થયો, કે ગાંધીજી અને કારોબારીના સભ્યો વચ્ચે ફાટફૂટ પડી છે. અને તેથી ત્યાંનાં લોકો મનમાં રાજી થતા હતા. કારણ કે, એ લોકોને પૂરેપૂરી ખબર હતી, કે ગાંધીજી વિના, કોંગ્રેસ લડી શકવાની નથી. એથી, કોંગ્રેસમાં જેટલી ફાટફૂટ હશે, તેથી એમના યુદ્ધ પ્રયત્નનેજ લાભ છે. પરન્તુ, જવાહરે એ બાબતનું એમને વિલાયતનાં અખબારો વાંચતાં ભાન થતાં, એમણે વિના વિલંબે નિવેદન પ્રગટ કર્યું: "બારડોલી ઠરાવ વિષે લંડનનાં અખબારોમાં એક ખોટો ભ્રમ પ્રવર્તે છે. ઘણા એમ માને છે કે અમારી ને ગાંધીજી વચ્ચે ન સાંધી શકાય એવી તડ પડી ગઈ છે. પણ અમારી વચ્ચે તડ પડી નથી, કે, ભવિષ્યમાં પડવાની પણ નથી, એ

વિષે એઓ નિશ્ચિન્ત રહે. અમારા દેશવાસીઓનાં મન અને હૃદયને એ જેટલા સમજી શક્યા છે તેટલું બીજું કોઈ સમજી શક્યું નથી. અમારી વચ્ચે ભૂતકાળમાં હતો, તેવો જ દૃષ્ટિભેદ આજે કદાચ હશે. પણ અમારી વચ્ચે પ્રેમનું જે બંધન છે તે તો અતૂટ છે અને સદાકાળ અતૂટ રહેશે."

હિન્દમાં પણ બારડોલી ઠરાવ વિષે, કોંગ્રેસ અને ગાંધીજીનાં મતભેદ વિષે અનેક બેજવાબદાર ટીકાઓ થતી હતી. અને એ ટીકાઓ જવાહરને પરેશાન કરી મૂકતી હતી. એટલે એમણે એક નિવેદન પ્રગટ કરી જણાવ્યું: "બારડોલી ઠરાવના એકેએક શબ્દ જોડે હું સંમત છું. એમાં એવું કંઇ પણ નથી, કે જેની જોડે કોઈપણ મહાસભાવાદી અસંમત હોય. મહાત્માજીએ કોંગ્રેસના પ્રમુખને સત્યાગ્રહની જવાબદારીમાંથી મુક્ત કરવા જે પત્ર લખ્યો હતો, તેનાથી ગેરસમજૂતી ઊભી થઈ છે. પણ, મહાત્માજીએ તો અમે બધા છૂટ્યા તે પૂર્વે સત્યાગ્રહ મોકૂફ રાખવાનું નક્કી કરેલું. એટલે, એમાં મતભેદનો પ્રશ્ન હતો જ નહિ."

જવાહર આ રીતે, નાની મોટી દરેક બાબતમાં પ્રવૃત્ત રહેતા. એમની નજર-સામેથી કશું જતું નહિ. જાપાનીઓના એક પછી એક વિજયો થવા માંડ્યા, ત્યારે જવાહરને લાગ્યું કે હિન્દની ઉપર આક્રમણનો ને બોંબમારાનો ભય ઝઝૂમે છે, એટલે, એમણે, દરેકે દરેક શહેરમાં નાગરિક સંરક્ષક દલ સ્થાપવાની વિનંતીઓ કરી. અને એ દલ, આવે કટોકટીને સમયે, બોંબમારાથી થતા નુકશાનમાંથી શી રીતે બચાય તેની ચેતવણી નાગરિકોને આપી, નુકશાનીમાંથી બચાવે એમ નક્કી થયું. એ દલે કઈ જાતનો ગણવેષ પહેરવો તેની સૂચનાઓ પણ આપી. દરેક વિદ્યાર્થીને ભયભીત ન થવાની તેમજ મુશ્કેલીને વખતે લોકોને સલામત જગ્યાએ ખસેડવાની એમણે સૂચનાઓ આપી. ને એ રીતે એમણે દેશની માનસિક તૈયારી, બોંબમારા કે એવા કોઈ આફતના સમય માટે કરી.

૧૯૪૨ ના ફેબ્રુઆરિ માસમાં, જવાહરના ખાસ મિત્ર અને પરમસ્નેહી ચીનના નેતા ચાંગ-કાઈ-શેક અને એમની પત્ની હિન્દ આવ્યાં. જવાહરને ચીનની મુલાકાત વેળાએ જે મહેમાનગીરી મળી હતી, તેવીજ મહેમાનગીરી હિન્દ તરફથી એમણે એ દંપતીને આપી. ચાંગ-કાઈ-શેકને દિલ્હી સરકાર તરફથી આમંત્રણ હતું. અને તેથી ચાંગને મળવા જવાહરને વારંવાર વાઇસરૉયને ત્યાં જવું પડતું. આથી ઘણા એવા ભ્રમમાં રહ્યા, કે જવાહર ચીન પ્રત્યે આટલા પ્રેમાળ હોવાથી, ચીનને મદદ કરવા કોંગ્રેસની નીતિમાં ફેરફાર કરાવશે.

પણ જવાહરે એ બાબતમાં પ્રથમથી જ સ્પષ્ટતા કરી દીધી, કે, ચાંગ જોડે એમનો સંબંધ ગમે એવો હોય તેમ છતાં, એથી કોંગ્રેસની યુદ્ધનીતિમાં લેશમાત્ર

પણ ફરક પડવાનો નથી. કારણ કે, કોંગ્રેસના નિર્ણયો પૂરેપૂરો વિચાર કરીને, સમજીને કર્યા છે.' એમણે ચાંગ માટે કહ્યું કે: "હું ચાંગનું ભાવભીનું સ્વાગત કરું છું. અને તેમની મારફત હું ચીનને અભિવંદન કરું છું કારણ કે, ચાંગ-કાઈ-શેક એ ચીનના મહાન નેતા છે. અને એ મહાન નેતાએ ચીનને પ્રગતિને પંથે વાળ્યું છે. એમની આ હિન્દની મુલાકાત હિન્દ અને ચીનના ઇતિહાસમાં એક નવુંજ પ્રસ્થાન બનશે. એથી હિન્દ ને ચીનની ગાઢ મૈત્રીમાં એક કડી ઉમેરાશે. કારણ ભવિષ્યમાં હિન્દ અને ચીન હાથમાં હાથ મીલાવીને ચાલવાના છે, એ વિષે મને લેશમાત્ર પણ શંકા નથી. ને જ્યાંસુધી હિન્દ અને ચીનના પ્રશ્નો નહિ ઉકેલાય ત્યાંસુધી ધરતીના પડ ઉપર શાંતિ રહેવાની નથી, તેની મને પૂરી ખાતરી છે. કારણ કે, દુનિયાની વસતિનો અર્ધો ભાગ તો એ બે મહાપ્રદેશોમાં વસે છે."

ચાંગ-કાઈ-શેકની તારીફ કરતાં એમણે પ્રશસ્તિ વાક્યો ઉચ્ચાર્યાં : "એ અદ્‌ભૂત વ્યક્તિ છે. એમણે ચીનને એમની નેતાગીરી નીચે પ્રગતિને પંથે વાળ્યું છે. એટલું જ નહિ, પણ, એમણે યુદ્ધમાં મહાન વીર તરીકે પણ અનન્ય ખ્યાતિ પ્રાપ્ત કરી છે. આજની દુનિયાના મુખ્ય નેતાઓમાં એમનુ સ્થાન ચિરસ્મરણીય છે. આજે તમે ચીનને ખુણે ખુણે જાઓ, તો તમને જણાશે, કે, ચાગ એ ચીનના મહાન નેતા છે, એવું તો જનતા પાસેથી તમને જાણવા મળશે જ, પરન્તુ, તમને એમ પણ જાણવા મળશે, કે, એઓ જ ચીનના એકમાત્ર નેતા છે."

શ્રીમતી ચાંગ વિષે ઉલ્લેખ કરતાં એમણે કહ્યું : "ચાંગ ભાગ્યશાળી છે, કે, એમને યુદ્ધમાં અને શાંતિમાં, મુસીબતોનો સામનો કરવામાં ને શાંતિનો અમલ કરવામાં સુયોગ્ય જીવનસંગાથી મળી છે. ચીનનાં સ્વાતંત્ર્ય જંગમાં એ ચાંગની પડખે રહીને લડ્યાં છે. ચીનની પરદેશીઓ સામે ટક્કર ઝીલવાની શક્તિની તથા ચીનની અજેયતાની એ પ્રતીકસમી છે. હિન્દની એ ખુશકિસ્મતી છે કે એ બન્ને મહેમાન બનીને આપણા મુલકમાં પધાર્યાં છે. એમને મળવાનું જેમને સદ્‌ભાગ્ય સાંપડ્યું છે, તેઓના સ્મરણમાં ચિરકાળ સુધી એ સુખદ સ્મૃતિ રહેશે."

જવાહરલાલ એ દંપતીને અનેકવાર મળ્યા, અને કોંગ્રેસના પ્રમુખ તરીકે મૌલાના સાહેબ પણ એ દંપતીને મળ્યા. અને રાજકીય વાટાઘાટો ચાલી.

ચાંગને શાંતિનિકેતન તરફથી આમંત્રણ મળ્યું હતું. ત્યાં જ્યારે એ દંપતી ગયાં, ત્યારે એમણે એમના ખાસ મિત્ર જવાહરને પોતાની સાથે લઈ લીધા હતા. ચાંગની જોડે જ, જવાહરનું પણ શાન્તિનિકેતને ભવ્ય સ્વાગત કર્યું.

માર્શલ ને મેડમ ચાંગ-કાઈ-શેક હિન્દ છોડીને ગયાં, ત્યારે એમણે જવાહરને પ્રેમભરી અંજલિ આપી.

આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ ઉત્તરોઉત્તર વધારે ને વધારે બગડતી ચાલી. જાપાનનું આક્રમણ પ્રબળ બનતું ચાલ્યું. મલાયા, હિન્દીચીન વગેરે જાપાનીઓથી જીતાવા લાગ્યાં. બ્રહ્મદેશ ઉપર બોમ્બ વર્ષવા લાગ્યા. યુદ્ધ હિંદનાં બારણાં ઠોકતું લાગ્યું. બ્રિટનને ચટપટી થવા માંડી કે પોતે તો હિન્દનું રક્ષણ કરી શકે એવી સ્થિતિમાં નહોતું. પણ આ કટોકટીના સમય દરમ્યાન જવાહરનો સૂર એક જ હતો, અને તે એ કે: "બ્રિટન જોડે સમાધાન થવાનો પ્રશ્ન હવે રહ્યો જ નથી. ભૂતકાળની કડવી સ્મૃતિઓ એટલી બધી જીવંત છે, કે અમારી વચ્ચે પ્રેમ જેવું કશું રહ્યું નથી. અમારા સંબંધો દુઃખજનક છે. બ્રિટન પરિસ્થિતિની વિષમતા હજી સમજી શકતું નથી. બ્રિટન ભલે જખ મારે, પણ જ્યાંસુધી હિન્દને આઝાદી ન મળે ત્યાંસુધી બ્રિટન જોડે સમાધાન નથી. આઝાદી સિવાય બીજી કોઈ શરત અમને મંજૂર નથી."

ઘણા કોંગ્રેસનાં આ વલણનો અર્થ એવો ઘટાવવા લાગ્યા, કે કોંગ્રેસ તો બ્રિટનને બદલે જાપાનીઓ અહીં આવે એમ ઇચ્છે છે. ને, જાપાનીઓની મદદથી બ્રિટનને હિંદમાંથી હાંકી કાઢવા માગે છે. એનો રદિયો આપતાં જવાહરે કહ્યું: "હિન્દને હિન્દની પ્રજાનું જ રાજ્ય ખપે છે. બીજું એકે નહિ. ન જર્મન કે ન જાપાનીસ. એટલે ગમે તેવો કાદવ ઉછાળવામાં આવે કે અમારા નિર્ણયોનો ગમે તેવો અવળચંડો અર્થ કરવામાં આવે છતાં, અમે અમારા આઝાદીના ધ્યેયથી એક તસુ પણ ડગવાના નથી."

જવાહરની સહાનુભૂતિ સ્વાભાવિક રીતે ફાશીવાદ વિરોધી રાષ્ટ્રો તરફ તો હતીજ. તેમાં વળી, જવાહરને, સામ્યવાદ તરફ દિલચસ્પી હતી. એમાં વળી, રશીયા જે રીતે જર્મન આક્રમણોનો વીરતાથી સામનો કરતું હતું, તેથી રશીયા માટેનો એમનો પ્રેમ ખૂબ વધ્યો. એથી એમના ભાષણોમાં, લખાણોમાં, અખબારી મુલાકાતો અને નિવેદનોમાં, રશીયાની તારીફ કરતાં એઓ થાકતા જ નહિ.

જવાહર કહેતા કે: "રશીયા, જે રીતે, નાઝી આક્રમકોનો વીરતા ભર્યો સામનો કરે છે, તેથી અમારું શિર એની તારીફથી ઝૂકી જાય છે. હિન્દના અત્યારનાં પ્રશ્નો, એ થોડાં વર્ષો પૂર્વે રશીયાના પ્રશ્નો હતા, તેવા જ પ્રશ્નો છે. અને જે રીતે રશીયાએ પોતાના પ્રશ્નો ઉકેલ્યા, તે જ રીતે, હિન્દનાં પ્રશ્નો પણ ઉકલી

શકે. એ દેશ પાસેથી આપણા દેશને શિક્ષણ આપવા માટે અને દેશના ઉદ્યોગીકરણ વિષે આપણે ધડો લેવો જોઇએ. આજે રશીયાએ જે ઊંચું દેશપ્રેમનું ધોરણ બતાવ્યું છે, તે આદરપાત્ર છે. રશીયા હિન્દથી ઘણે અંશે જુદું હોવા છતાં, એના પ્રશ્નો ને હિન્દના પ્રશ્નો સમાન હોવા છતાં, એણે રશીયન ક્રાન્તિ પછીના થોડા જ સમયમાં અસાધારણ ફેરફારો કર્યા છે. જર્મનીએ જે બધા દેશો પર આક્રમણ કર્યું તેમાંથી ફક્ત રશીયાજ આક્રમકોનો સફળતાથી સામનો કરી શક્યું એનું કારણ એ રાજ્યના પાયા મજબૂત હતા......મને પૂરી ખાતરી છે કે, ફક્ત ત્રણું જ દેશો હિન્દ, રશીયા અને ચીન–વચ્ચે ભવિષ્યમાં ગાઢી મૈત્રીનો નાતો બંધાશે."

હિન્દ ઉપરનો આક્રમણનો ભય દિનપ્રતિદિન વધતો જતો હતો. અને એથી જવાહર, એ પરિસ્થિતિને પહોંચી વળવા લોકોએ શા શા ઉપાયો યોજવા જોઇએ તે વિષે પણ જનતાને વારંવાર સૂચનો આપ્યાં કરતાં. કોંગ્રેસ સ્વયંસેવકોએ બોંબમારા વખતે લોકોમાં સલામતીની ભાવના પેદા કરવી જોઇએ, અને પોતાના પક્ષનો વિચાર કર્યા વિના એ દિશામાં બીજા જે કોઈ કાર્ય કરતા હોય તેમની જોડે એમણે સહકાર કરવો જોઇએ. જવાહરે એ પણ જણાવ્યું કે એઓ પોતે જાપાનીસ આક્રમકોનો શસ્ત્રો લઇને સામનો કરશે. એવા બનાવ વખતે પોતે તટસ્થ કે શાંત રહીજ શી રીતે શકે?

જાપાનીઓ હિન્દને મુક્તિદાન કરવા આવતા હતા એવી વાતોને ન માનવા લોકોને, જવાહરે વિનવ્યા. અને આક્રમકને માટે, વિકટ પરિસ્થિતિ ઊભી કરવી જોઇએ એમ એઓ કહેતા. આક્રમક તરફ તો જરા જેટલી પણ રહેમ કે દિલચસ્પી બતાવવી એ જનતાનો ને દેશનો દ્રોહ છે એમ એઓ કહેતા. નવા આક્રમકને શરણે થવા કરતાં વિનાશને નોતરવો બહેત્તર છે એમ એમણે કહ્યું.

બીજી બાજુ, બ્રિટીશ સરકાર પણ જાપાનીસ આક્રમણને પરિણામે નરમ બની હતી. હિન્દને બનાવીને, જો હિન્દનો યુદ્ધ પ્રયત્ન માટે લાભ લેવાય તો તે લેવાનો એમનો આશય હતો. તેથી, બ્રિટીશ પાર્લામેન્ટમાં, બ્રિટનના વડાપ્રધાન ચર્ચીલે, હિન્દમાં તાત્કાલિક વાઇસરોયની કાઉન્સિલમાં હિન્દનાં પ્રતિનિધિઓની નિયુક્તિ અને નેતાઓ જોડે વાટાઘાટ કરી માર્ગ કાઢવાનું નક્કી કર્યું. ને, યુદ્ધની પૂર્ણાહુતિ થતાં તરત જ, હિન્દનું બંધારણ ઘડવા, બંધારણસભા નિયુક્ત કરવાની જાહેરાત કરી. એમાં હિન્દને જો બ્રિટનથી છૂટું થવું હોય તો છૂટા થવાની છૂટ અપાશે એમ જાહેરાત થઈ. ને બ્રિટન જોડે કેવો સંબંધ રહે તે વિષે બંધારણસભા અને બ્રિટીશ સરકાર વચ્ચે કરાર થાય એમ જાહેર કર્યું. ત્યારબાદ વિગતવાર વાટાઘાટ કરવા જાણીતા બ્રિટીશ પ્રધાન સ્ટેફર્ડ ક્રીપ્સ હિન્દ આવ્યા.

ક્રીપ્સે અહીં આવીને, મુત્સદ્દીગીરીથી ભરેલું એક નિવેદન કર્યું. એ નિવેદન દરેક પક્ષના માણસને સંતોષે એટલી કુશળતાથી ઘડેલું હતું. એમાં કોંગ્રેસ માટે સાંસ્થાનિક સ્વરાજ્યની વાત કરી હતી અને બ્રિટનથી છૂટા પડવું હોય તો તેની જોગવાઈ પણ કરવામાં આવી હતી. બંધારણ સભા બોલાવવાનું વચન હતું. બંધારણસભાની પહેલી જ બેઠકમાં બ્રિટનથી છૂટા પડવાનો ઠરાવ પસાર કરી, બ્રિટનથી છૂટા પડવાની તક બંધારણસભાને આપવામાં આવી હતી. મુસ્લિમ લીગને, હિન્દના કોઈપણ પ્રદેશને હિન્દીસંઘ જોડે ન જોડાવું હોય તો તેની છૂટ આપવામાં આવી હતી. વળી શરૂઆતથી જ કોઈપણ પ્રાંતને, બંધારણસભાથી છૂટા થવાની સગવડ આપવામાં આવી હતી. દેશી રાજ્યોને બંધારણસભામાં જોડાવું વા ન જોડાવું તે તેમની મુનસફી પર છોડવામાં આવ્યું હતું. અને તેમાં દેશી રાજ્યની પ્રજાનો કશો હક સ્વીકારવામાં જ આવ્યો નહોતો.

કોંગ્રેસ કારોબારી આની પર વિચારણા કરવા મળી, અને, ઘણા વિચારની આપ લે ને અંતે એમ નક્કી થયું, કે, કોંગ્રેસને બ્રિટીશ સરકારના નિવેદનથી જરા પણ સંતોષ થયો ન હોવા છતાં, વાટાઘાટના દ્વાર ખુલ્લા રાખવાનું કોંગ્રેસે ઠરાવ્યું, અને ક્રીપ્સ બોલાવે ત્યારે ત્યાં જવાનું નક્કી કર્યું. જવાહર તે વખતે રિયાસતી પ્રજાપરિષદના પ્રમુખ હતા. એટલે, જવાહર તો કોંગ્રેસનાં પ્રતિનિધિ તરીકે ત્યાં જનાર હતા. અને રિયાસતી પ્રજાનો અવાજ તો, ક્રીપ્સ આગળ પહોંચવો જ જોઈએ, એમ એઓ દઢપણે માનતા. જવાહરની પ્રામાણિકતાને લાગ્યું કે એઓ, એકલા જ કોંગ્રેસ ને રિયાસતી પ્રજા બન્નેના પ્રતિનિધિ તરીકે જાય એ ઇષ્ટ નથી. એટલે એમણે સ્ટેફર્ડ ક્રીપ્સને પત્ર લખી જણાવ્યું કે રિયાસતી પ્રજાપરિષદના ઉપ-પ્રમુખને પણ વાટાઘાટ માટે રિયાસતી પ્રજાના પ્રતિનિધિ તરીકે બોલાવવા જ જોઈએ. જવાહરની માગણી મંજૂર રખાઈ.

કોંગ્રેસ પ્રમુખ અને જવાહરલાલને દિલ્હી આવીને ક્રીપ્સને મળવાનું આમંત્રણ મળ્યું. મહાત્માજીને પણ આમંત્રણ મળ્યું. મહાત્માજી દિલ્હી પહોંચ્યા. ક્રીપ્સ જોડેની પહેલી મુલાકાતમાં જ ગાંધીજીએ એનો તાગ કાઢી લીધો અને એઓ ક્રીપ્સની બનાવટગીરી પારખી ગયા. તેથી એમણે તો વર્ધા જવાની પહેલી ગાડી પકડી. એમણે કહ્યું કે: "ક્રીપ્સ તો ભવિષ્યમાં પાકવાની હૂંડી લઈને આવ્યા છે, જે મને ખપતી નથી."

કોંગ્રેસનાં સભ્યો વધારે ઊંડા ઉતર્યા. કારોબારીની બેઠક દિલ્હીમાં જ રાખી હતી કે જેથી રોજ-બ-રોજની મંત્રણામાં, એમની સલાહ લઈ શકાય. મૌલાના, જવાહર અને ક્રીપ્સની વાટાઘાટો, એક સમયે તો એટલે તબક્કે આવી પહોંચી

હતી, અને એનું પરિણામ એટલું બધું તો આશાસ્પદ દેખાતું હતું, કે, અખબારોમાં તો, કોંગ્રેસનાં કોણ કોણ વાઇસરૉયની કારોબારીમાં જશે, અને કયો કયો હોદ્દો સંભાળશે, એની અટકળો પણ થવા લાગી. અને મંત્રણા આશાસ્પદ પણ નીવડી હતી.

રોજ-બ-રોજ ક્રીપ્સ વિલાયતના એના રાજકીય મુરબ્બીઓને વાટાઘાટોથી વાકેફ કરતો. અને જ્યારે ક્રીપ્સે, એક બાજુ બધાં ખાતાંઓ, હિન્દીઓનાં હાથમાં સોંપવાની વાત કરી, અને સંરક્ષણ ખાતું પણ હિન્દને આપવા વિષે વાટાઘાટો આગળ ચાલી ત્યારે, જવાહર ને મૌલાના ક્રીપ્સના કહેવાથી હિન્દના સેનાપતિને મળ્યા અને વિગતો નક્કી કરવા માંડી. આ બાજુ કોંગ્રેસ કારોબારીએ પણ કોને કોને વાઇસરૉયની કાઉન્સિલમાં મોકલવા એ નક્કી કર્યું. પણ ત્યાં તો વિલાયતથી સંરક્ષણ ખાતું હિન્દીઓને સોંપવા માટે ક્રીપ્સને ના પાડવામાં આવી. એટલે બીજે દિવસે ક્રીપ્સે, એ ખાતાં સિવાય બીજાં ખાતાંઓ આપવાની વાત કરી, ને, એટલે, મહાસભા પોતાનાં વલણમાં મક્કમ હોવાથી, વાટાઘાટો પડી ભાંગી. એવામાં, અમેરિકાથી રૂઝવેલ્ટનો એક સંદેશવાહક દિલ્હી આવી પહોંચ્યો. અને એ જવાહરને મળ્યો. પણ સમાધાનની દિશામાં કંઈ પ્રગતિ સાધી શકાઈ નહિ. એટલે કોંગ્રેસની કારોબારીએ બહુ સખત શબ્દોમાં, ક્રીપ્સની દરખાસ્તોનો અસ્વીકાર કર્યો.

આ પછી સર સ્ટેફર્ડ જોડેની મંત્રણા વિષે જવાહરે એક નિવેદન પ્રગટ કરી કહ્યું કે: "હું જ્યાંસુધી હિન્દને સમજ્યો છું ત્યાંસુધી હિન્દનું હૃદય બ્રિટીશ શાસન તરફ પારાવાર નફરત ધરાવે છે. હિન્દના આત્મામાં છેલ્લાં દોઢશો વર્ષોનો અત્યાચારનો ઇતિહાસ ગૂંજી રહ્યો છે. એટલે હવે સમાધાન તો કોઈપણ રીતે શક્ય કે સંભવિત જ નથી....... અત્યારે મુખ્ય પ્રશ્ન બ્રિટીશ સરકાર જોડેના સંબંધનો નથી. પણ હિન્દ પર તોળાઈ રહેલા જાપાનીસ આક્રમણનો છે. એ આક્રમણનો સામનો કરવાની અમારી પવિત્ર ફરજ છે"

ક્રીપ્સે, વિલાયત જઈને, વાટાઘાટની નિષ્ફળતાનો આરોપ કોંગ્રેસને શિરે મૂક્યો. એણે જણાવ્યું કે: "કોંગ્રેસને તો આખું કોળું હજમ કરવું હતું. એને આખા હિન્દનું શાસન પોતાને હસ્તક લઈ લેવું હતું. અને પરિણામે એણે જે થોડું ઘણું પણ મળતું હતું તે પણ ખોયું."

આ નિવેદનના જવાહરના મન ઉપર બહુ પ્રબળ પ્રત્યાઘાતો થયા. એણે ક્રીપ્સને જવાબ આપતાં કહ્યું કે:

"ક્રીપ્સ જેવો માણસ શેતાનનો વકીલ થાય એ ખરેખર દુઃખ ઉપજાવે એવી ને શરમજનક ઘટના છે. કોઈ પણ માનવીના કરતાં એણે હિન્દ બ્રિટનના સંબંધો પર પ્રબળ પ્રહાર કર્યો છે. એક તો હિન્દ અને બ્રિટનના સંબંધો બગડેલા તો હતાજ. તેમાં વળી, સ્ટેફર્ડ ક્રીપ્સ જેવા આદમીએ આવીને બળતામાં ઘી હોમ્યું છે. ક્રીપ્સને તો હવે એકજ ઉત્તર હોઈ શકે અને તે, યુદ્ધ અને સનાતન યુદ્ધ. અત્યારે હિન્દ માટે એ એકજ માર્ગ મોકળો છે, અને તે બ્રિટીશ શાહીવાદને લડત આપવાનો કે જેથી હિન્દની શક્તિ વધે, કે જે શક્તિનો ઉપયોગ એ ફાશીવાદ સામે લડવા માટે કરી શકે. જ્યાંસુધી હિન્દીઓ બ્રિટીશ શાસન હેઠળ છે, ત્યાંસુધી તેઓ આક્રમકોનો સામનો કરી શકવાના નથી.

"હવે કોંગ્રેસની સ્થિતિ–ખાસ કરીને, ક્રીપ્સ અહીંથી ગયાં પછી–ખૂબ બદલાઈ ગઈ છે. હવે તો કોંગ્રેસ તે વખતે જે સ્વીકારવા તૈયાર હતી, તેટલું પણ સ્વીકારવા તૈયાર નથી. વાટાઘાટ નિષ્ફળ ગઈ તેથી આમજનતા તો ખૂબ જ રાજી થઈ છે, એમાં જરાય શંકા નથી. મેં ક્રીપ્સ દરખાસ્તોનો કોંગ્રેસ પાસે સ્વીકાર કરાવ્યો હોત, પણ આજે તો તેમ પણ થઈ શકે એવી સ્થિતિ નથી. આજસુધી અમે બ્રિટીશોની સામે લડતા આવ્યા છીએ, અને મારા શરીરમાં લોહીનું છેલ્લું બુંદ હશે, ત્યાંસુધી હું લડીશ. અને જો જાપાનીસ કે જર્મન આક્રમણ આવશે તો એનો પણ હું એજ તાકાતથી સામનો કરીશ."

વળી, જવાહરે યુદ્ધની વાણી ઉચ્ચારી કે :

"એક મહાન અંગ્રેજે જે શબ્દો કહ્યા હતા, તે હું ફરીફરીને કહું છું, કે : 'તમે લાંબો વખત આ દેશમાં ચીટકી રહ્યા છો. હવે મહેરબાની કરીને હિન્દ છોડીને ચાલ્યા જાવ, અને તમારી ગેરહાજરીમાં જ, અમારું હિત રહેલું છે.' ખુદાને ખાતર તમે હિન્દ છોડીને ચાલ્યા જાવ.'"

ક્રીપ્સની દરખાસ્તો પછી ગાંધીજીને એમ સ્પષ્ટ લાગ્યું કે અંગ્રેજોએ હિન્દ છોડીને ચાલ્યા જવું જોઇએ. એમણે તો ત્યાં સુધી કહ્યું કે : "ભલે હિન્દમાં અંધાધૂંધી ને અવ્યવસ્થા ફેલાય, પણ અંગ્રેજોએ તો હિન્દ છોડીને, ભગવાનને ભરોસે ચાલી જવું જોઈએ."

જેમ જેમ દિવસો વીતતા ગયા, તેમ તેમ ગાંધીજીની વાણી વિશેષ અને વિશેષ ઉગ્ર બનતી ગઈ. ગાંધીજી, 'હિન્દ છોડો'ની ઝુંબેશ ઉપાડવા દેશભરમાં જાણે વિજળીક શકિતનો સંચાર કરતા હતા. અને જવાહરને પણ ગાંધીજીની વાત સાચી લાગતી હતી.

આ વખતે ગાંધીજી અને જવાહરની વિચારસરણીમાં એક પ્રબળ મતભેદ પડ્યો. અને તે ધીખતી ધરા વિષે. દુશ્મનોના હાથમાં, કંઈ આવે તેના કરતાં, ધાન્યભર્યાં ખેતરો, કારખાનાંઓ, પૂલો, એ બધાંનો નાશ કરીને નાશી જવાની નીતિની જવાહર તારીફ કરતા હતા. જ્યારે ગાંધીજી એ નીતિને ભૂલભરેલી કહેતા હતા.

દેશભરમાં વાતાવરણ વિશેષ અને વિશેષ તંગ બનતું જતું હતું. ગાંધીજી દેશમાં યુયુત્સા પ્રેરતા હતા. બીજી બાજુ, રાજગોપાલાચારી હજી ક્રીપ્સ દરખાસ્તોનો અસ્વીકાર કરવામાં મોટી ભૂલ કરી છે એમ કહેતા હતા, પાકીસ્તાનની માગણી મંજૂર રાખી મુસ્લિમલીગને રાજી રાખવાની વાતો એઓ કરતા હતા. આથી એમના પ્રત્યે રોષની લાગણી જાગી હતી. એવામાં અલાહાબાદ મુકામે, ૨૮ મી એપ્રિલ ૧૯૪૨ ને દિને અખિલ ભારત મહાસભા સમિતિની બેઠક ભરાવાની હતી. તેમાં હાજરી આપવા રાજાજી અલાહાબાદ આવ્યા. ત્યાં, વિરોધીઓએ રાજાજીનું કાળા વાવટાથી સ્વાગત કર્યું. એ વખતે જવાહરલાલ રાજાજીને લેવા સ્ટેશને ગયા હતા. એમને આ બનાવથી ખૂબ દુઃખ થયું. એમનો ગુસ્સો હાથમાં ન રહ્યો. ને એમણે સ્વયંસેવક પાસેથી વાવટો ઝૂંટવી લઈ, એને ધમકાવી નાંખ્યો.

અખિલ ભારત મહાસભા સમિતિની બેઠકે, ગાંધીજીની નેતાગીરી ફરી સ્વીકારી. અને ગાંધીજીના હિન્દ છોડીને જવાના બ્રિટનને આપેલા ઉપદેશનું જવાહરે સમર્થન કર્યું. આ સમિતિમાં જવાહરને પણ સારી રીતે ઊધડો લેવાયો. એમણે જાપાનની વિરુદ્ધ લડાઈ કરવાની વારંવાર વાતો કરી હતી. જાપાન જોડે લડી લેવાની જાહેરાત કરી હતી. આ માટે ત્યાં હાજર રહેલા એક સમાજવાદી ભાઈએ કહ્યું કે જવાહરનાં ભાષણો અને નિવેદનોનો સરકારે પોતાની તરફેણમાં ઉપયોગ કર્યો છે. અને એઓ સરકારી પ્રચારનું અજાણપણે સાધન બની ગયા છે. એ નીતિથી લોકોને યુદ્ધમાં ભાગ લેવા માટે ઉત્તેજન મળ્યું છે. આથી ભવિષ્યમાં એમણે પોતાના ભાષણોનો અને નિવેદનોનો દુરુપયોગ ન થાય તેની તકેદારી રાખવી જોઈએ.

આ ભાષણથી જવાહર પોતાના સ્વભાવ મુજબ ગુસ્સે થયા નહિ, પણ એમની આંખ ખુલી ગઈ. જાપાન સામે ગેરીલાં યુદ્ધો કરવાની વાત એમણે કરી હતી, પણ મહાસભાસમિતિની આ બેઠક પછી, લાહોરમાં પત્રકાર પરિષદ સમક્ષ એમણે જાહેર કર્યું કે, પ્રજાકીય સરકાર બનવાની તાજેતરમાં શકયતા નથી. એટલે જાપાન સાથે લડાઈ કરવાની વાત આપોઆપ ઊડી જાય છે.

સરકારે હવે આક્રમક પગલાં લેવા માંડ્યાં. અલાહાબાદની અખિલભારત મહાસમિતિની કચેરીની ઝડતી લીધી. જવાહરના અખબાર 'નેશનલ હેરલ્ડ' પાસે જામીનગીરી મંગાઈ. સંયુક્તપ્રાંતનાં જાણીતા મહાસભાવાદીઓને વગર ગુને ગિરફ્તાર કરવામાં આવ્યા. આથી એઓ ચોંકી ઊઠ્યા અને એમણે ગાંધીજીની 'હિન્દ છોડો' ની નીતિને સંપૂર્ણપણે અપનાવી લીધી. 'હિન્દ છોડો'ની નીતિનું સમર્થન કરતાં જવાહરે જણાવ્યું કે: "એનો અર્થ એવો નથી કે અંગ્રેજોએ વ્યક્તિગત રીતે હિન્દમાંથી ચાલ્યા જવું જોઇએ. એનો અર્થ તો, બ્રિટીશ રાજ્ય હિન્દ પરની સર્વ હકૂમતનો ત્યાગ કરે એટલોજ થાય છે. જો મીઠાશથી એ સત્તા છોડે તો કોઇને તકલીફ કે ઇજા થવાની નથી."

જુલાઈમાં, કોંગ્રેસ કારોબારીએ, 'હિન્દ છોડો' નો ઠરાવ પસાર કર્યો. અને વાઇસરૉય જોડે વાટાઘાટ કર્યા પછી જો અંગ્રેજો હિન્દ ન છોડે, તો સત્યાગ્રહ શરૂ કરવાની સત્તા ગાંધીજીને સોંપવામાં આવી. જવાહર પોતાના પ્રાંતમાં આગામી સત્યાગ્રહની તૈયારીમાં લાગી ગયા, ને, આખરે, મુંબઈમાં ભરાયલી ઑગસ્ટ સાત, આઠની ઐતિહાસિક અખિલ ભારત મહાસભા સમિતિની બેઠકમાં, ગાંધીજીનો ઠરાવ પસાર થયો. એ ઠરાવ જવાહરે અધિવેશન સમક્ષ રજૂ કર્યો. ઠરાવ પર જે ચર્ચા થઈ તેનો ઉત્તર આપતાં એમણે કહ્યું :

"સામ્યવાદીઓએ જે વલણ લીધું છે તે સદંતર ખોટું છે. અને એની પાછળ જનતાનો ટેકો નથી. અંગ્રેજો અને અમેરિકનો પોતાની પાસે કેટલી ટેંકો અને યુદ્ધનાં હવાઈ જહાજો છે તેની પરથી યુદ્ધનો વિચાર કરે છે. પણ ખાસ જરૂર તો, ભૌતિક દૃષ્ટિ છોડીને, નૈતિક દૃષ્ટિએ વિચાર કરવાની છે. જે અત્યારે અંગ્રેજોને જરૂરી છે, તે એશિયાઈ અને આફ્રિકાની પ્રજાનો સહકાર છે. એટલે આપણા ઠરાવ દ્વારા આપણે જે ચિરાગ પ્રગટાવ્યો છે, તેનું તેજ, કોકેસસ પર્વતથી તે ચુંગકીંગ સુધી ફેલાશે.

"આ ઠરાવમાં હિન્દનો અવાજ છે. એ અવાજ શોષિત પ્રજાનો અવાજ છે. કોંગ્રેસ સહકાર માટે તૈયાર છે. પણ એ સહકાર એ સમાન રાજ્યો વચ્ચેજ હોઈ શકે. હિન્દ ગુલામ તરીકે કદિય યુદ્ધમાં સહકાર નહિ આપે. પશ્ચિમના નેતાઓ, સાચી અને બદલાતી દુનિયાની પરિસ્થિતિ તરફ આંખમીંચામણાં કરે છે, એ શોક ઉપજાવે એવી ઘટના છે. હિન્દ આગમાં જંપલાવે, પોતે પોતાની ગુલામી લોહશૃંખલાને જલાવી દેવા ને આઝાદ રાષ્ટ્ર તરીકે એ યજ્ઞજ્વાલામાંથી ફરી પ્રગટવા."

ઠરાવ પસાર થયો ને બીજે દિવસે સવારેજ જવાહરની ગિરફ્તારી થઈ. ને, એમને, અહમદનગર કિલ્લામાં, નજરકેદમાં અન્ય કારોબારીનાં સભ્યો જોડે ત્રણ વર્ષ રાખ્યા.

જવાહર વગેરે નેતાઓને ખાસ ટ્રેનમાં અહમદનગર લઇ જતા હતા ત્યારે પૂના સ્ટેશને કેટલાક ઉત્સાહી યુવકો 'હિન્દ છોડો' નાં સૂત્રો પોકારી રહ્યા હતા. સૂત્ર પોકારનાર યુવકો સામે પોલીસ લાઠી ચલાવતી હતી. આ જોઈ જવાહરનું લોહી ઉકળી આવ્યું. એ તડકી ઊઠ્યા અને બારણા તરફ દોડ્યા પણ બારણાને ચાવી મારી હતી. અને એક પડછન્દ હિન્દી પોલીસ માર્ગ રોકી ઊભો હતો. જવાહર પાછા ફરી પોતાની બેઠક આગળ ગયા. ને બારીમાંથી બહાર કૂદી પડ્યા. મિ. શાર્પર નામના અંગ્રેજ અમલદારે એમને બાથમાં પકડી લીધા. જવાહરે છટકવા મહેનત કરી પણ વ્યર્થ.

જવાહરને અહમદનગર લઈ ગયા. એમને એક ઓરડી આપવામાં આવી. એમને એકાંતમાં બાગ બનાવવાનો શોખ થઈ આવ્યો. ને, એમણે જાતજાતનાં ફૂલઝાડનાં બી મંગાવ્યાં. ને જાતમહેનતથી સૂકીરણ જેવી જમીનને ફળફૂલથી લચેલી રસાળ બનાવી દીધી. એઓ જેલમાં રસોઈ પણ બનાવતા. અને ખૂબ વાંચતા ને લખતા. એ જેલવાસે, હિન્દને, એમનો હિન્દની સંસ્કૃતિ વિષેનો એક સર્વોત્કૃષ્ટ ગ્રંથ આપ્યો. ને, ત્રણ વર્ષના જેલવાસ પછી જવાહર, ૧૯૪૫ નાં જુન મહિનાની ૯ મી તારીખે, મુક્ત થયા, નવા રાજકારણના અટપટા દાવ ખેલવા.

[ ૨૦ ]

# સ્વરાજ્યની દિશામાં

ત્રણ વર્ષના કારાવાસ પછી, દેશનેતાઓને ૧૫ મી જુન ૧૯૪૫ ને દિને મુક્ત કરવામાં આવ્યા. કારણ કે બ્રિટનમાં, જે સંયુક્ત સર્વપક્ષી પ્રધાનમંડળ હતું તે હવે યુદ્ધ પૂરું થવા આવતાં એકતા અનુભવતું નહોતું. એટ્લી વગેરેનો કામગાર પક્ષ ચર્ચીલથી ઉબાઈ ગયો. અને, એમણે જાપાનના યુદ્ધનાં અંત સુધી રાહ ન જોતાં, ફરી પાછી ચૂંટણીની માગણી કરી હતી. ચર્ચીલની ઇચ્છા હતી, કે જાપાનીસ યુદ્ધ ખતમ થાય ત્યાં સુધી રાહ જોવી. ચર્ચીલને એ પણ ખબર હતી, કે, જો ચૂંટણી થઈ, તો, મજૂર પક્ષ હિન્દનાં પ્રશ્નને આગળ કરી ચૂંટણી ઝુંબેશ ઉઠાવશે. અને ચર્ચીલે હિન્દને બંધનમાં રાખ્યું છે, હિન્દના નેતાઓને તુરંગમાં પૂર્યા છે, વગેરે હકીકતોનો મજૂર પક્ષ બરાબર ઉપયોગ કરશે. એથી હિન્દને માટે કંઈ થાગડથીગડ કરી શકાય, કે, જેથી, ચૂંટણીજંગમાં, અમે હિન્દ માટે આટલું કર્યું એમ કહી શકાય, તેવી કંઈ યોજના વિષે મંત્રણા કરવા લોર્ડ વેવલ–હિન્દના તે સમયના વાઇસરૉય–ને, ચર્ચીલે વિલાયત બોલાવ્યા.

ચર્ચીલ જોડે વેવલે મંત્રણા કરી. કૉંગ્રેસ અને લીગ વચ્ચે જો સમાધાન થાય, તો, વાઇસરૉયની કારોબારીમાં, બધાં ખાતાં, હિન્દનાં પ્રતિનિધિઓને સોંપી, લડાઈ ખતમ થતાં તરત બંધારણસભા બોલાવીને હિન્દનું બંધારણ નક્કી કરવા એ સભાને કહેવું. ને બંધારણસભાને પૂરી સ્વતંત્રતા આપવી એમ નક્કી કરી, વેવલ, જુનમાં હિન્દમાં આવ્યા. એમણે દરેક પ્રાંતનાં ગવર્નરોને બોલાવી પોતાની યોજનાથી વાકેફ કર્યા. ને, ૧૪મી જુન ૧૯૪૫ને દિને પોતાની યોજનાની જાહેરાત કરી. અને બંધનમાં રાખેલા કૉંગ્રેસના નેતાઓ મંત્રણામાં ભાગ લઈ શકે એટલા માટે એમને બંધનમુક્ત કરવામાં આવ્યા.

જવાહર છૂટ્યા, તેની લોકોને અગાઉથી ખબર પડી હતી. કારણ કે, વાઇસરૉયે એમના રેડિયો ભાષણમાં કૉંગ્રેસ નેતાઓને છોડવાના હુકમો પોતે

આપી દીધા છે એવી જાહેરાત કરી હતી. એટલે, જેલ આગળ, હજારો માણસોનું ટોળું, જવાહરનું ભાવભીનું સ્વાગત કરવાને માટે ઊભું હતું. ને, એઓ જેવા છૂટીને બહાર આવ્યા, તેવો ફૂલહારનો તો જાણે વરસાદ વરસ્યો, અને તે પણ મુશળધાર. 'જવાહરલાલકી જય'ની ગગનભેદી ઘોષણા દિગંતમાં ગાજી રહી. અને એમનું સરઘસ કાઢી, એમને લોકો એમના નિવાસસ્થાનમાં લઈ આવ્યા.

જવાહરે આગામી રાજકીય પરિસ્થિતિ વિષે બોલતાં જણાવ્યું કે :

"કેટલાક એમ કહે છે, કે કોંગ્રેસ તો હવે મરી પરવારી છે, દબાઈ ગઈ છે. પણ આજનો જનતાનો ઉત્સાહ દર્શાવે છે, કે કોંગ્રેસ અત્યારે પણ જીવંત છે ને જાગૃત છે. લોકોનો ઉત્સાહ મારી દૃષ્ટિ સમક્ષ ૧૯૪૨ ઑગસ્ટના ઐતિહાસિક દિવસો લાવે છે. ઑગસ્ટનાં આંદોલનોની પૂરી વિગતો મને હજી મળી નથી. પણ એ જે બન્યું હોય તે, મારા દેશબાંધવો સાચા હોય કે ખોટા, પણ જે શહીદોએ પોતાના જાન ન્યોછાવર કરીને દેશનો ઝંડો ઊંચો રાખ્યો છે, તેમને હું હજારો વન્દન કરું છું. વળી, મારા પ્રાંતના ને દેશના જે લાખો ભાઈઓ અને બહેનોએ સ્વાતંત્ર્યની લડતમાં ઝંપલાવ્યું છે, તેમને ચરણે પણ હું શિર નમાવું છું, ને એમને હાર્દિક મુબારકબાદી આપું છું. બલીયા, આઝમગઢ ને ગોરખપુર જીલ્લાની જનતાએ જે મર્દાનગીભરી લડત બ્રિટીશ સલ્તનતને આપી હતી, તેથી મારી છાતી ગજગજ ઊછળે છે. હું એમને ધન્યવાદ આપું છું. આપણા આઝાદી જંગનાં ઈતિહાસમાં એમની એ કીર્તિગાથા સુવર્ણ અક્ષરે લખાશે.

"કોંગ્રેસ કારોબારીના સભ્યોનો છૂટકારો થયો એથી જ કંઈ દેશના બધા પ્રશ્નો ઉકલી જવાના નથી. પણ, એથી આપણી લડતનું એક પ્રકરણ પૂરું થયું છે, ને નવું પ્રકરણ શરૂ થયું છે એ તો ચોક્કસ છે. અમે તો દેશની આઝાદીને વરેલા છીએ. અને જ્યાંસુધી એ મકસદને આપણે હાંસલ ન કરીએ, ત્યાંસુધી આપણે લડવાનું જ છે. પછી ભલે લડતનું સ્વરૂપ બદલાય. વેવલની યોજના વિષે હાલને તબક્કે હું કંઈજ કહેવા માગતો નથી. કારણ કે, એ વિષે કશું પણ કહેવાનો અધિકાર મારો નથી, કોંગ્રેસ પ્રમુખનો છે. એ માટે મારે કારોબારીના અન્ય સભ્યોને મળવું જોઇએ અને તેમની જોડે વાટાઘાટ કરવી જોઇએ."

મુબઈમાં તરતજ કોંગ્રેસ કારોબારીની સભા બોલાવવામાં આવી. અને, એ સભામાં, જવાહરે ઘણો અગત્યનો ભાગ લીધો. એમણે, વેવલ યોજનાની ચર્ચા કરવા, વાઈસરૉયે જે આમંત્રણ કોંગ્રેસને આપ્યું હતું, તે સ્વીકારવાની ભલામણ

કરી. જવાહરને એમ હતું કે, એ આમંત્રણ સ્વીકારવાથી અને સહકારની ઇચ્છાથી, તથા ચર્ચામાં ભાગ લેવાથી, દેશના મોટા પ્રશ્નોના ઉકેલ માટે માર્ગ સરળ બનશે. આથી કોંગ્રેસે, એમાં ભાગ લઇને, એ પરિષદને સફળ બનાવવા પ્રયત્ન કરવો જોઇએ, એવો એમનો આગ્રહ હતો. કોંગ્રેસ કારોબારીએ જવાહરનો આગ્રહ મંજૂર રાખ્યો, ને સીમલા પરિષદમાં ભાગ લીધો.

સીમલા પરિષદ વખતે, ગાંધીજી પણ હાજર હતા. અને એમની સલાહ વારંવાર મળી શકે, તે માટે એમને ત્યાં જ રોકવામાં આવ્યા. એ વાઇસરૉયને પણ મળતા, અને પરિષદનું કામ પૂરું થાય એટલે બધા ગાંધીજીને એમના નિવાસ સ્થાને મળતા. અને મોડે સુધી મંત્રણાઓ ચાલતી. ત્રણ દિવસ પરિષદ મળી અને પછી વાઇસરૉયે પંદર દિવસ એ પરિષદ મુલતવી રાખી. અને એ દરમ્યાન, દરેક પક્ષે, વાઇસરૉયની કારોબારી માટેનાં નામોની યાદી વાઇસરૉયને આપવી એમ નક્કી કર્યું. પહેલાં તો, બધા સંમત થઇને, એક જ યાદી વાઇસરૉયને આપે, તો વાઇસરૉય એ સ્વીકારી લે, એમ જાહેર થયું. પણ મુસ્લિમ લીગને, બે મોટા વાંધા હતાઃ એક એ કે, કોઈપણ બીનલીગી મુસ્લિમ વાઈસરૉયની કારોબારીમાં ન આવે. અને બીજું, કોંગ્રેસ અને મુસ્લિમ લીગની સરખીજ બેઠકો હોવી જોઈએ.

ગાંધીજી તથા જવાહર બન્નેએ આ બે મુદ્દાઓ સામે ઐતિહાસિક વાંધો ઊઠાવ્યો. જવાહરે કહ્યું: "મુસ્લિમ લીગ અને કોંગ્રેસ વચ્ચેનો ઝઘડો, કંઈ કારોબારીની બેઠકોના પ્રશ્ન વિષે છે જ નહિ, પણ, એ પ્રશ્ન મૂળભૂત સિદ્ધાંતોનો છે. કોંગ્રેસ એ રાષ્ટ્રીયતાના પાયા પર રચાઈ છે, અને તેથી પોતાના સિદ્ધાંતોનો ત્યાગ કરવાનું કોંગ્રેસને માટે શક્યજ નથી. એનો અર્થ તો એજ થાય, કે કોંગ્રેસ પોતાના પગ ઉપરજ કુહાડો મારે. વળી, કોંગ્રેસ અને મુસ્લિમ લીગ વચ્ચે, સમાનતા, હોઈજ શકે નહિ. કોંગ્રેસ રાષ્ટ્રીય સંસ્થા છે. એમાં મુસ્લિમો પણ છે, ઇસાઇઓ છે, હિન્દુઓ છે, શીખો છે, તો પછી, આ બધી કોમો અને મુસ્લિમ કોમને બરાબરીના રાહે મૂકવી એમાં સર્વેને અન્યાય છે. મુસ્લિમ લીગમાં બધા મુસ્લિમો છે, એમ દલીલ ખાતર પણ માની લઇએ તો પણ, એમને અર્ધો હિસ્સો આપી શકાય નહિ."

જવાહરલાલે વધુ સ્પષ્ટીકરણ કરતાં જણાવ્યું: "લીગનું દષ્ટિબિંદુ જ હિન્દની ફાટફૂટ પર મુસ્તાક રહી સ્વાર્થ સાધવાનું છે, જ્યારે કોંગ્રેસની નજર હિન્દની એકતા તરફ છે. મુસ્લિમલીગની ભાવના વર્તમાનકાળની પ્રગતિશીલ નહિ પણ મધ્યકાળની પ્રત્યાઘાતી ભાવના છે."

આ રીતે, મુસ્લિમ લીગની માગણીનો કૉંગ્રેસની કારોબારીએ, જવાહર ને ગાંધીજીની સલાહથી ઈન્કાર કર્યો, એટલે, વેવલે, એ બન્ને પક્ષોને છૂટી છૂટી યાદી આપવાનું જણાવ્યું. એ પ્રમાણે કૉંગ્રેસે પોતાની યાદી આપી. તેમાં, શ્રી. જીન્ના વગેરેનાં તેમજ રાષ્ટ્રવાદી કૉંગ્રેસી મુસ્લિમોનાં નામો પણ હતાં. શ્રી. જીન્નાએ પોતાની યાદી આપી નહિ, એટલુ જ નહિ, પણ, વાઈસરૉયે જ્યારે કૉંગ્રેસની યાદી એને બતાવી, ત્યારે એણે જણાવ્યુ કે એ યાદી મુસ્લિમલીગને સ્વીકાર્ય નથી. કૉંગ્રેસ પ્રમુખ મૌલાના આઝાદે, વાઈસરૉય પાસેથી પહેલેથી આંયધરી લીધેલી કે કોઈપણ પક્ષને જાણીજોઈને વાટાઘાટોમાં ભંગાણ પાડવાનો હક અપાશે નહિ. તેમ છતાં, પંદર દિવસ પછી, ૧૪ મી જુલાઈએ, જ્યારે પાછી પરિષદની બેઠક મળી, ત્યારે લૉર્ડ વેવલે કહ્યું : "પરિષદ એકતાને અભાવે પડી ભાંગી છે અને એનો બધો દોષ મારે શિરે છે."

આથી જવાહરનો રોષ હાથમાં રહ્યો નહિ. કારણ, એમણેજ કૉંગ્રેસને આમાં ભાગ લેવાની આગ્રહભરી વિનંતી કરી હતી. અને, વાઈસરૉયના શબ્દોમાં ઈતબાર મૂકયો હતો. જવાહરે વાઇસરૉયના આ નિવેદનનો ઉલ્લેખ કરતાં કહ્યું :

"મુસ્લિમ લીગ ઈન્કાર કરે અને વેવલ યોજનામાં ભાગ લેવાને તૈયાર ન હોય તો પણ કૉંગ્રેસ તો તૈયાર હતી જ. અમે તો કહ્યુ કે કૉંગ્રેસ જે સહકાર કરવા માગે છે, તેને તંત્ર સોંપી દો. અને, પછી મુસ્લિમલીગને આવવું હોય ત્યારે એને માટે દ્વાર ખુલ્લાં રાખો......... શ્રી. જીન્નાની આખી રીતિનીતિ મધ્યકાલીન છે....... લૉર્ડ વેવલ બ્રિટીશ સરકારની નીતિનો પ્રતિનિધિ ને પ્રતીક છે, એટલે વેવલની પ્રામાણિકતા અપ્રામાણિકતાનો પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉદ્‌ભવતો જ નથી. જો સીમલા પરિષદ સફળ થાત તો એથી એની ઇજ્જત વધત. મને લાગે છે કે, એણે જે રીતે પરિષદને ભાંગી નાંખી, અને એની આવી વિચિત્ર રીતે પૂર્ણાહુતિ કરી, તે પણ બ્રિટીશ સરકારની એને મળેલી સૂચના મુજબ જ હશે........ જે હોય તે, હવે સીમલાનું પ્રકરણ પતી ગયું છે. અને ભવિષ્યમાં શું થવાનું છે, એ તો કોણ જાણે! સીમલા પરિષદનું મહત્વ અવશ્ય હતું. પણ એની નિષ્ફળતાથી નાસિપાસ થવાની જરા પણ જરૂર નથી. કે, એથી, મૂઢ જેવા બનીને હાથ જોડીને બેસી રહેવાની પણ જરૂર નથી. મને તો એટલાથી સંતોષ થાય છે, કે, કૉંગ્રેસે એ પરિષદને સફળ બનાવવા પોતાથી જેટલું બને તેટલું બધું જ કર્યું છે. જો એ પરિષદ નિષ્ફળ ગઈ હોય તો એને માટે કારણભૂત મુસ્લિમ લીગ અને વાઈસરૉય જ છે."

પોતાના ભવિષ્યના કાર્યક્રમ વિષે અખબારી પ્રતિનિધિઓએ એને પૂછતાં, જવાહરે જણાવ્યું: "મને પોતાને તો કંઈ ખબર નથી. પણ અમેરિકા જવાનું મારું દિલ થાય છે. અને ત્યાંના જાહેર મતને હું હિન્દની તરફેણમાં લાવવા ઈચ્છું છું. પણ એ બધાનો આધાર તો અહીંની પરિસ્થિતિ કેવી છે તેની ઉપર રહેલો છે."

જવાહર માનતા હતા કે વિભકત મતાધિકારને લીધે જ, રાજકીય વિખવાદ ઊભો થયો છે. અને તેથી પહેલી તકે વિભકત મતાધિકારની ઘોર ખોદાવી જોઈએ. એમણે કહ્યું: "કોંગ્રેસનો કાર્યક્રમ રાજકીય હતો. અને તે હિન્દની સ્વાધીનતા માટે લડતનો હતો. એમાં કોઈ પણ ન્યાત, જાત, કોમનો કે પક્ષનો પ્રશ્ન જ નહોતો. હિન્દની સ્વતંત્રતામાં માનનાર દરેક જણ કોંગ્રેસમાં જોડાઈ શકે. એથી તો એ રાજકીય સંસ્થા છે. પણ મુસ્લિમ લીગનાં દ્વાર તો બીન મુસ્લિમ માટે ઉઘાડાં છે જ નહિ. આ હકીકત જ મુસ્લિમ લીગને કોમી સંસ્થા બનાવી દે છે, ને જ્યારે કોમી સંસ્થા રાજકીય સંસ્થા તરીકે પોતાને ખપાવવા પ્રયત્ન કરે, ત્યારે હમણાં ઊભી થઈ છે તેવી મડાગાંઠ ઊભી થાય છે." આ શબ્દો જવાહરે લાહોરમાં, કોંગ્રેસવાદીઓની એક સભા સમક્ષ ઉચ્ચાર્યા. એમણે કહ્યું: "હું પાકીસ્તાનનો વિરોધ કરું છું તે એટલા માટે નહિ, કે હિન્દની એકતા માટે હું લાગણીવિવશ બન્યો છું. પરન્તુ, મારું દૃષ્ટિબિન્દુ પ્રગતિવાદી અને અર્વાચીન છે તે છે......કોંગ્રેસને હવે સમય મળ્યો છે, તો, એણે સમગ્ર પરિસ્થિતિની વિચારણા કરીને, કોંગ્રેસ સંસ્થાનું પુનર્ગઠન કરવું જોઈએ."

આ પછી જવાહર હવાફેર માટે, થોડા માનસિક આરામ માટે, હિન્દમાંથી થોડો વખત બહાર જવા માગતા હતા. અને એમની ઈચ્છા, મલાયા, જાવા ને બ્રહ્મદેશમાં જવાની હતી. પણ દિલ્હી સરકારે એમનું ત્યાં જવું ખતરનાક ગણીને એમને રજા આપી નહિ. પાર્લામેન્ટમાં એ વિષે પ્રશ્ન પૂછાતાં, જવાબ મળ્યો, કે એ દેશોની સ્થિતિ ગંભીર હોવાથી, જવાહર માટે ત્યાં જવું સલામત ન હોવાથી, એમને રજા આપવામાં આવી નથી. પણ જવાહરે એના જવાબમાં સામું કહ્યું કે: "ત્યાંની પરિસ્થિતિ ગંભીર હતી, તે માટે જ પોતે ત્યાં જવા માગતા હતા. એમની ઈચ્છા કંઈ મોજમજા કરવા માટે ત્યાં જવાની નહોતી."

જવાહરનાં ભાષણો વધુ ને વધુ ઉગ્ર બનવા લાગ્યાં. એમણે, બ્રિટન શ્રી. ઝીન્નાને રમાડી રહ્યું છે, એમ કહ્યું. બ્રિટીશની ઉપર કોંગ્રેસને દગો દેવાના, વચનો આપીને ફરી જવાના આક્ષેપો મૂક્યા. એટલે સરકાર ચોંકી. જવાહર લોકોને રાજ્યની વિરુદ્ધ ઉશ્કેરે છે, એવી સરકારી મંડળોમાં ટીકા થવા લાગી. એમનો

ઉત્તર સ્પષ્ટ હતો. એમણે કહ્યું. "હું તો પચીશ વર્ષોથી લોકોને બળવો કરવાનું કહેતો જ આવ્યો છું. એમાં હું કંઈ નવું કહેતો નથી. હું તો ઇચ્છું છું કે મારાં ભાષણોથી લોકોમાં ક્રાન્તિ કરવાની જાગૃતિ પેદા થાય."

વિલાયતની અંદર પણ રંગ બદલાયો હતો. ત્યાં ચર્ચીલની ઇચ્છા વિરુદ્ધ, નવી ચૂંટણી હાથ લેવામાં આવી હતી. હિન્દનાં પ્રશ્નનો તાબડતોબ ઉકેલ લાવવાનું, અને, હિન્દની જોડે વાટાઘાટ કરીને, હિન્દની માગણીને સંતોષવાનું, બ્રિટીશ કામગાર પક્ષે પોતાનાં ચૂંટણી અંગેનાં નિવેદનમાં વચન આપ્યું. ચૂંટણીનાં ભાષણોમાં ત્યાં, ચર્ચીલની હિન્દનીતિ ઊપર પ્રબળ પ્રહારો થયા. અને, એનો સારી પેઠે મજૂરપક્ષની તરફેણમાં પ્રચાર થયો.

આખરે ચૂંટણીમાં કામગાર પક્ષ વિજયી થયો. ને, બ્રિટનની હિન્દ પ્રત્યેની નીતિમાં પલટો થયો. એટલીએ કહ્યું: "હિન્દને માટે સ્વરાજ્ય તો અમે આપવા તૈયાર જ છીએ. હિન્દ લે એટલીજ વાર છે. એની આઝાદીના માર્ગમાં માત્ર કોમી વિખવાદો જ અંતરાય રૂપ છે, હિન્દ પ્રત્યેની બ્રિટીશ નીતિ નહિ. એ નીતિ તો ચોક્કસ અને સ્પષ્ટ છે."

એટલીના આ નિવેદનથી જવાહરનો પિત્તો એકદમ ઉછળ્યો. એમણે કહ્યું: "એટલીની વાત હાડોહાડ જૂઠી છે. ભલેને કોમી મતભેદો આઝાદીના માર્ગમાં અંતરાય રૂપ હોય, પણ, એ વાત એટલીના મુખમાં જરાય શોભતી નથી. ને, હિન્દની આઝાદી તો હિન્દીઓ લે એટલીજ વાર છે, એમ કહેવું એ પણ ખોટું છે. હા! અંગ્રેજોએ ગમે તે થાય, તો પણ, હિન્દ છોડીને જવાનો નિર્ણય કર્યો હોય, અને, હિન્દના મતભેદો, હિન્દજ મીટાવે, એવી પરિસ્થિતિ ઊભી કરી હોય, તો જ બ્રિટન પોતાના નિવેદનોમાં પ્રામાણિક છે એમ કહી શકાય."

વેવલે, પછી એક નિવેદન પાડીને, માર્ચ ૧૯૪૬ માં પ્રાંતીય ચૂંટણીઓ કરવાની જાહેરાત કરી. વડી ધારાસભાની ચૂંટણી ડીસેમ્બરમાં થશે એમ જાહેર કર્યું. અને ત્યાંસુધી, વાઈસરૉયની કારોબારીમાં, નવા સુધારા કરવાનું કે એ પ્રશ્નને વિચારવાનું કે કોઈ પણ જાતનું બંધારણીય પગલું ન લેવાનો નિર્ણય જણાવ્યો.

કૉંગ્રેસ કારોબારી સમક્ષ એક નવો પ્રશ્ન ઉપસ્થિત થયો. ચૂંટણીમાં ભાગ લેવો કે નહિ તે વિષેનો. જવાહર ચૂંટણીની તરફેણમાં નહોતા. એઓ માનતા કે ક્રાન્તિ અને ચૂંટણી એકબીજાની જોડાજોડ સંભવી શકે નહિ. અને એથી ચૂંટણીમાં ભાગ લેવો, એ કૉંગ્રેસની ક્રાન્તિવાદી ભાવનાને અંતરાયરૂપ છે એમ સૌને લાગ્યું. એમને લાગ્યું કે કોંગ્રેસવાદીઓનું ખરું સ્થાન ધારા સભામાં નથી, પણ ખેતરોમાં

કામ કરતા કિસાનોના ગામડામાં ને કારખાનામાં કામ કરતા મજૂરોમાં છે. એમને ક્રાન્તિના ચોકઠામાં ચૂંટણી કોઈપણ દૃષ્ટિએ બંધબેસતી ન લાગી. પણ, બધી દૃષ્ટિએ પરિસ્થિતિનો વિચાર કરતાં, જવાહરને પણ લાગ્યું, કે કોંગ્રેસ ચૂંટણીમાં ભાગ નહિ લે, તો સરકાર એમ માનશે, કે કોંગ્રેસ ગભરાઈ ગઈ. અને કોંગ્રેસની તરફેણમાં જનમત નથી, એવો અવળો પ્રચાર થશે, અને મુસ્લિમ લીગ જેવી પ્રત્યાઘાતી સંસ્થાઓ નકામી ફાવી જશે. એથી, કોંગ્રેસે ચૂંટણી જંગમાં ઝૂકાવવાનો, સરકારનો પડકાર ઉપાડી લીધો. છતાં, એમ, નક્કી કર્યું કે કોંગ્રેસના મોવડીઓએ, તો એમાં ભાગ ન જ લેવો.

જવાહરને શિરે આ બીજી વાર ચૂંટણીનો પ્રચાર કરવાની જવાબદારી આવી. ને એઓ દેશભરમાં ઘૂમી વળ્યા. એમણે, જ્યારે કોંગ્રેસ લડતી હતી, કુરબાનીઓ કરતી હતી, ત્યારે બીજી સંસ્થાઓ દેશને કેવો દગો દેતી હતી, તેનો સ્પષ્ટ ચિતાર આપ્યો. મતની માગણી કરવી એ કોંગ્રેસ જેવી સંસ્થા માટે નાનમ હતી, એમ એમને લાગ્યું. ૧૯૪૨ માં, બીજા પક્ષોના દેશદ્રોહ વિષે, એમણે વિસ્તારથી કહ્યું. કોંગ્રેસના સિદ્ધાંતો અને નીતિને સ્પષ્ટતાથી સમજાવ્યાં. આ ચૂંટણીજંગ દરમ્યાન જવાહરે કેટલાંક ચોંકાવનારાં નિવેદનો કર્યાં. એમાંનું એક એ હતું કે: "હું નાનાં જીવડાંને પણ મારતો નથી. પણ, કાળા બજારિયાઓને, જાહેરમાં ઝાડે ઝાડે લટકાવીને, એમને ફાંસી દેવામાં મને ખૂબ આનંદ આવે." આ નિવેદનની પાછળથી ખૂબ ટીકા થયેલી, અને પછીથી જવાહરની સામે જ આ નિવેદન રજૂ કરી, એમના શબ્દોની વિરોધપક્ષ એમને યાદ દેવડાવતો.

એક બીજું ચોંકાવનારું નિવેદન એમણે સુભાષ બોઝ વિષે કરેલું: "૧૯૪૨ માં જ્યારે હું કલકત્તા હતો, ત્યારે મેં સાંભળેલું, કે, સુભાષ બોઝ હિન્દી લશ્કરને લઈને હિન્દને આઝાદી આપવા આવે છે, ત્યારે મને પૂછવામાં આવેલું કે એ વખતે મારું વર્તન કેવું હોય. તે વખતે મેં કહેલું કે, 'હું એનો વિરોધ કરીશ અને એની સામે હથિયાર લઈને લડીશ. કારણ કે, એ જાપાનની મદદ લઈને, જાપાનની છત્રછાયા નીચે આવે છે. અને એથી એના મુક્તિસૈન્યથી જાપાનને વિશેષ ફાયદો થવાનો છે, હિન્દને નહિ. સુભાષની નીતિ ખોટી છે.' પરન્તુ, પછી, જ્યારે સુભાષ વિષે વિશેષ વિગતો મળી, અને, આઝાદ હિન્દ ફોજના, ત્રણ સેનાપતિઓ સામે, રાજ્યદ્રોહનો અને સૈન્યમાં ક્રાન્તિ કરવાનો આક્ષેપ મૂકી દિલ્હીના ઐતિહાસિક લાલ કિલ્લામાં, કર્નલ ધીલન, શાહનવાઝ અને સહગલનો મુકદ્દમો ચાલેલો, ત્યારે જવાહરે એમના બચાવ માટે, લગભગ ત્રીશ વર્ષે, એ ત્રણેના વકીલ તરીકે, શ્રી. ભુલાભાઈ દેસાઈની જોડે હાજર રહી, એ ત્રણે વીરનો

બચાવ કર્યો એટલું જ નહિ, પરન્તુ, એમણે સુભાષની તારીફ કરીને, સુભાષના કાર્યની મુક્તકંઠે પ્રશંસા કરેલી. અને સુભાષને વીર તરીકે ઓળખાવ્યા.

જવાહરે જ સુભાષના ભાઈ, શરતબાબુને, મધ્યસ્થ ધારાસભાના ઉમેદવાર તરીકે પસંદ કર્યા. એમાં પણ જવાહરનો સુભાષપ્રેમ જ કામ કરી રહ્યો હતો. જો કે શરતબાબુ અને જવાહર વચ્ચે, ચીનની બાબતમાં, બહુ જબરજસ્ત વિવાદ થયો હતો. અને, જવાહરનું ચીનનું જ્ઞાન અધૂરું છે, એવા આક્ષેપો શરતબાબુએ મૂકેલા. આનું મુખ્ય કારણ, શરતબાબુને ચાંગ-કાઈ-શેક તરફ ચીઢ અને સખત અણગમો હતો. કારણ કે એ અમેરિકનપક્ષી હતો અને જવાહરનો પરમમિત્ર હતો.

વિલાયતમાં પણ, કામગાર મંત્રીમંડળ હોદ્દા પર આવ્યું, એટલે, તરત જ પોતાનાં ચૂંટણી સમયનાં વચનો પાળવાની તત્પરતા એણે બતાવી. અને હિન્દની પરિસ્થિતિનો અભ્યાસ કરવા, અવિધિસરનું એક મંત્રીમંડળ મોકલ્યું. એ મંત્રીમંડળમાં જૂના જોગી ક્રીપ્સ પણ હતા. એ ગાંધીજીને મળ્યું. જવાહર જોડે એણે લાંબી મંત્રણાઓ કરી અને વિલાયત જઈ પોતાનો અહેવાલ આપ્યો. એટલે, હિન્દમંત્રી સર પેથીક લોરેન્સ, એલેક્ઝાંડર અને ક્રીપ્સ આવ્યા. એમણે વાટાઘાટો ચલાવી મુસ્લિમ લીગ અને કોંગ્રેસનું સમાધાન કરવા પ્રયત્ન કર્યા.

જવાહરને કોંગ્રેસના પ્રતિનિધિ તરીકે વાટાઘાટ માટે કોંગ્રેસ કારોબારીએ નિયુક્ત કર્યા. લાંબી અને અંત વિનાની મંત્રણાઓ ચાલી. ને, આખરે સમાધાન ન થતાં, મંત્રીમંડળે, પોતે, હિન્દના પ્રશ્ન વિષે ચુકાદો આપ્યો. ને, તેમાં, લાંબા ગાળાની યોજના, બંધારણસભા બોલાવીને, હિન્દનું બંધારણ ઘડવાની, નક્કી કરી. અને ટૂંકા ગાળાની યોજના એટલે કે વાઇસરૉયની કારોબારી સમિતિની નિમણૂક એ પણ જાહેર કરી. વાઈસરૉયની કારોબારીની નિમણૂકમાં બીન-મુસ્લિમ લીગી મુસ્લિમ સભ્યો લીધા નહોતા ને એથી મુસ્લિમલીગને ખુશ રાખી. પણ, બીજી બાજુ, અર્ધોઅર્ધ મુસ્લિમલીગી સભ્યોની લીગની માગણી ન સ્વીકારી કોંગ્રેસને ખુશ રાખવા પ્રયત્ન કર્યો. પરન્તુ, કોંગ્રેસને તો સિદ્ધાંતનો જ વાંધો હતો.

કોંગ્રેસ રાષ્ટ્રીય સંસ્થા હતી, એટલે, મુસ્લિમોની પણ એ પ્રતિનિધિ-ભલે થોડે અંશે હોય-હતી, એટલે, એણે, વાઈસરૉયની કારોબારીમાં જવાનો-ટૂંકા ગાળાની યોજનાનો અસ્વીકાર કર્યો, પણ, બંધારણસભાની અનેક મર્યાદાઓ હોવા છતાં, એનો એણે સ્વીકાર કર્યો. એટલે કે લાંબાગાળાની યોજના એણે સ્વીકારી. મુસ્લિમ લીગ ગુસ્સે થઈ, ને એને કારોબારીમાં અર્ધોઅર્ધ જગ્યા ન અપાઈ, એટલે એણે લાંબા ગાળાની ને ટૂંકા ગાળાની બન્ને યોજનાનો અસ્વીકાર કર્યો.

આ વાટાઘાટોની પૂર્ણાહુતિ થઈ, એટલે, મૌલાનાએ કૉંગ્રેસનું પ્રમુખપદ ત્યાગ કરવાની પોતાની ઇચ્છા દર્શાવી. એ છેલ્લાં ૭ વર્ષોથી કૉંગ્રેસના પ્રમુખ હતા. એ થાક્યા હતા. એટલે, હવે પોતાનો ભાર કોઈ બીજો ઉપાડે એવી એમણે ઇચ્છા દર્શાવી ને ગાંધીજીની સલાહથી, તેમજ, બ્રિટનનાં મંત્રીમંડળ જોડે જવાહરે જે કુશળતાથી વાટાઘાટ ચલાવી તેથી, જવાહરને, દેશે, ચોથી વાર કૉંગ્રેસ પ્રમુખ તરીકે ચૂંટી કાઢ્યા.

મુંબઈમાં, જુલાઈ ૧૯૪૬ માં ઐતિહાસિક અખિલ ભારત મહાસભાસમિતિની બેઠક મળી. અને એમાં, વિધિસરનો, પ્રમુખપદનો હોદ્દો જવાહરે શાંતિથી, કશાય દમામ વિના, કશીય ધાંધલ વિના સંભાળ્યો. એ સભામાં એમને સરકાર જોડે વાટાઘાટ ચલાવવાની સત્તા સોંપવામાં આવી.

જવાહરે પોતાની નવી કારોબારી નીમી. ને તેમાં અનેક આશ્ચર્યજનક તત્વો હતાં. એક તો, દશ વર્ષોથી કૉંગ્રેસના મહામંત્રી તરીકે કામ કરતા, આચાર્ય કૃપાલાણી મંત્રી નહોતા એટલું જ નહિ પણ કારોબારીમાં પણ નહોતા. ને, મૃદુલા સારાભાઈ તથા ડૉ. કેસકર બે નવાજ મંત્રી નીમ્યા. આથી ઉચ્ચ કૉંગ્રેસ મંડળમાં ખૂબ ઉહાપોહ થયો.

એવામાં, વાઈસરૉયનો, કૉંગ્રેસનાં પ્રમુખ તરીકે, જવાહર પર પત્ર આવ્યો: "કૉંગ્રેસે, લાંબા ગાળાની યોજના સ્વીકારી હોવાથી, વચગાળાની સરકાર સ્થાપવાનું કૉંગ્રેસના પ્રમુખ તરીકે જવાહરને આમંત્રણ આપવામાં આવે છે."

આ આમંત્રણ બાદ કૉંગ્રેસ કારોબારીની સભા જવાહરે બોલાવી. બધાનો મત એવો બંધાયો કે કૉંગ્રેસે પોતાની ઉદારતા દર્શાવી, શ્રી. જીન્નાને પણ કારોબારીમાં ભાગ લેવા નિમંત્રણ આપવું. અને મુસ્લિમ લીગના સહકારની માગણી કરવી.

જવાહરે એ પ્રમાણે શ્રી. જીન્નાને પત્ર લખી, કૉંગ્રેસને મળેલા આમંત્રણનો ઉલ્લેખ કરી, વચગાળાની સરકાર રચવામાં શ્રી. જીન્નાની સહાય માગી.

પણ શ્રી. જીન્ના તો, કૉંગ્રેસને મળેલા આ આમંત્રણથી વીફર્યા હતા. એમણે જવાહરને અશિષ્ટ ને અપમાનજનક પત્ર લખ્યો. એટલે જવાહર, વેવલને મળ્યા. કારોબારી એ ગાંધીજીની સલાહ લીધી. અને, ૨જી સંપ્ટેંબર, ૧૯૪૬ ને દિને, જવાહરે, વચગાળાની સરકારનો હોદ્દો સંભાળ્યો. ને એમાં એમણે, પોતાના સાથીઓ તરીકે, વલ્લભભાઈ, રાજેન્દ્રબાબુ, મૌલાના સાહેબ, રાજાજી, શરદબાબુ, જગજીવનરામ, અસફઅલી, શફત અહમદ ખાન વગેરે ને પસંદ કર્યા. ને, હિન્દનાં ઇતિહાસનું, ને જવાહરના જીવનનું એક નવું પ્રકરણ શરૂ થયું.

[૨૧]

# વચગાળાની સરકારમાં

૨જી સપ્ટેંબર ૧૯૪૬ ને દિને, જવાહરે, હિન્દનાં વાઇસરૉય લૉર્ડ વેવલનાં આમંત્રણને માન આપી, વચગાળાની સરકારમાં જોડાવાનો સ્વીકાર કર્યો અને શ્રી. જીન્નાએ એનો સ્પષ્ટ ઇન્કાર કર્યો, એટલે એમણે વચગાળાની સરકારની સ્થાપના કરી. એ દિવસે, જવાહરે, ઑલ ઇન્ડિયા રેડિયો પરથી રાષ્ટ્રને સંદેશો આપતાં જણાવ્યું :

"વચગાળાની સરકારની રચના કરવાનું સ્વીકારવા માટે મને હજારો અભિનંદનનાં પત્રો તથા સંદેશાઓ મળ્યા છે. એ સંદેશાઓ માત્ર હિન્દમાંથી જ નહિ પણ એશિયા, યુરોપ, અમેરિકા ને આફ્રિકા એમ વિધવિધ દેશોમાંથી આવ્યા છે."

"એ સંદેશાઓ હું માટે આભારી હોવા છતાં, હજી આપણે, આપણી મંઝીલે પહોંચ્યા નથી એ યાદ રાખવું જોઈએ. હજી રસ્તો કઠણ છે.

"મુસ્લિમ લીગ આ સરકારમાં જોડાઈ નથી, તેથી મને ઘણું દુઃખ થાય છે. એણે અવળો માર્ગ લીધો છે. છતાં હજી પણ હું એના સહકારની આશા રાખુ છું, અને એને માટે મેં દ્વારો ખુલ્લાં રાખ્યાં છે.

"કિસ્મતે અત્યાર સુધી અમે દેશની આઝાદી માટે જે રાહ અખત્યાર કરતા હતા, તેનાથી જુદો જ રાહ લેવડાવ્યો છે. અત્યાર સુધી અમે લડતાં હતા. હવે, અમે હકૂમત ચલાવવાની જવાબદારી લીધી છે. એ નવા રસ્તામાં પ્રભુ અમને ધૈર્ય, બળ ને માર્ગદર્શન આપે એમ હું ઇચ્છું છું હિન્દની આઝાદીનું ધ્યેય જે એકવાર ઝાંખું દેખાતું હતું, તે હવે, સ્પષ્ટ દેખાય છે. એ ખૂબ નજદીક આવ્યું છે. આપણે એ સ્વપ્નસિદ્ધિને માટે લાયકાત મેળવીએ."

જવાહરની વાણીમાં, નહોતો કોઈને પ્રત્યે રોષ, નહોતી કોઈને પ્રત્યે જરા પણ ચીઢ. એમણે સૌનો સહકાર માગ્યો, મુસ્લિમલીગને માટે દ્વાર ખુલ્લાં રાખવાની વાતો કરી.

પોતાની સરકાર થઈ, એટલે દેશભરમાં આનંદ ઉત્સવ વ્યાપ્યો. પરન્તુ, મુસ્લિમલીગ વીફરી હતી. એણે, કોંગ્રેસે મધ્યસ્થ સરકારમાં રાજ્યતંત્ર હસ્તગત કર્યું, એટલે "શોક દિન" પાળવાનું નક્કી કર્યું. કોંગ્રેસ વિરોધી સૂત્રો, કાળા વાવટા, સરઘસો, એ બધાની પ્રચંડ તૈયારી થઈ રહી. કલકત્તામાં તો મુસ્લીમ-લીગનું પ્રધાનમંડળ હતું. એટલે, એણે, તો એ દિવસ જાહેર તહેવાર મનાવ્યો, ને, 'શોક દિન'ને દિવસે સારુંય હિન્દુસ્તાન લોહીથી રંગાયું. કલકત્તામાં સરકારની પ્રેરણા અને મદદથી કત્લેઆમ મચી રહી. મુંબઈમાં રમખાણો થયાં. હજારો માનવીઓનાં લોહી રેડાયાં.

પણ જવાહરથી કંઈ થઈ શકે એમ હતું નહિ. કારણ કે પ્રાંતિક સ્વરાજ્ય હતું. કલકત્તાનું પ્રધાનમંડળ પોતાની આંતરિક વ્યવસ્થા માટે જવાહરની સરકારને જવાબદાર નહોતું.

મુખ્ય કારણ તો એ હતું કે મુસ્લિમલીગે એમ માનેલું કે એમને મધ્યસ્થ સરકારની સોંપણી થશે. પણ એમના પાસા ઉંધા પડ્યા. એમણે એ જાતની જાહેરાત કરવા માંડી, કે, કોંગ્રેસે તો, બ્રિટીશ મંત્રીમંડળનો ચુકાદો સ્વીકાર્યો જ નથી. કારણ કે મંત્રીમંડળની લાંબાગાળાની રચનામાં એવું હતું, કે, બંધારણસભાની પહેલી બેઠક મળ્યાં પછી, બંધારણસભા ત્રણ જૂથ માં વહેંચાઈ જાય. એ ત્રણમાંથી બે જૂથો, મુસ્લિમ લીગે જે પાકીસ્તાની પ્રદેશની માગણી કરી હતી, તે પ્રાંતોનાં હતાં. સરહદપ્રાંતમાં કોંગ્રેસનું રાજ્ય હતું એટલે સરહદ, પંજાબ કે સિંધ જોડે જૂથમાં બેસવા તૈયાર નહોતું. તેવીજ રીતે, આસામમાં હિન્દુ બહુમતી હોવાથી, આસામ બંગાળની જોડે બેસવા તૈયાર નહોતું. એટલે, કોંગ્રેસે એનો એવો અર્થ કર્યો કે જૂથમાં બેસવાનું ફરજિયાત નથી. મુસ્લિમ લીગે એવો અર્થ કર્યો કે જૂથમાં બેસવાનું ફરજિયાત છે. એથી કોંગ્રેસે કરેલો અર્થ ખોટો છે, એમ કહી મુસ્લિમ લીગ એવો પ્રચાર કરતી હતી, કે કોંગ્રેસે લાંબાગાળાની યોજના સ્વીકારી નથી. એટલે કોંગ્રેસ વચગાળાની સરકારમાં ગેર કાયદેસર ઘૂસી છે.

ગાંધીજીને આવી અથડામણની ખબર હતી. એટલે જ એમણે જવાહરને જે દિવસે વચગાળાની સરકારનું તંત્ર સંભાળ્યું, તે દિવસે, આનંદોત્સવ ન માણતાં, ઉપવાસ કરીને, આત્માની ખોજ કરવાનું જણાવેલું.

આમ જવાહરે તંત્ર તો લીધું, પણ એને ન તો સરકારી અમલદારો તરફથી સહકાર હતો, ન તો, લોર્ડ વેવલ તરફથી. વેવલે જાણે મજબૂર થઇને, જવાહરને તંત્ર સોંપ્યું હોય એમ લાગતું હતું. કારણ કે એ હજી શ્રી. જીન્ના જોડે પત્રવ્યવહાર કરી, શ્રી. જીન્નાને વચગાળાની સરકારમાં આવવાનું સમજાવી રહ્યા હતા. આ કારણથી કલકત્તાની કત્લેઆમ માત્ર સાક્ષી બનીને, લાચાર બનીને જોયાં કરવી પડે એવી બૂરી સ્થિતિ જવાહરની થઈ.

કલકત્તામાં તોફાન શરૂ થયું. તેની જોડે, બંગાળનાં દૂરદૂરના મુસ્લિમ બહુમતીવાળા નોઆખાલી જીલ્લામાં, હજારો હિન્દુઓની કતલ થઈ. હજારોને વટલાવ્યા, સ્ત્રીઓનાં અપહરણો થયાં. હિન્દુઓનાં ઘરબાર લૂંટી લધાં, અને ઘરો બાળ્યાં. એવાજ, બલ્કે એથી ભયંકર તોફાનના સમાચાર પંજાબથી આવ્યા. ત્યાં પણ વીફરેલા મુસ્લિમોએ એવા જ અત્યાચારો કર્યા. હિન્દુની જિંદગી મુસ્લિમ બહુમતીવાળા વિસ્તારમાં સલામત નહોતી. એની વહુબેટી સલામત નહોતી.

હોદ્દાસ્વીકારની શરૂઆતમાં જ, આવાં પરિણામ આવે તેથી જવાહરને જરાક નિરાશા થઈ, એટલું જ નહિ, પણ સીમલામાં, એમની સરકારના એક પ્રધાન ડૉ. સફત અહમદ ખાન જેમણે મુસ્લિમ લીગમાંથી રાજીનામું આપ્યું હતું અને જેઓ જવાહરની સરકારમાં જોડાયા હતા, તેમની પર હુમલો કરીને એમને ૭ ઠેકાણે છરીથી ઘાયલ કરવામાં આવ્યા. આ ખીનાઓ અકળાવનારી હતી. જવાહરે આ બધી હકીકતોથી પોતાને થયેલું દુઃખ, ઑલ ઈન્ડીયા રેડિયો પરથી હોદ્દા સ્વીકારના ૭ દિવસ પછી જણાવતાં કહ્યું :

"૭ દિવસ પૂર્વે મેં તથા મારા સાથીઓએ રાજ્યનો હોદ્દો સંભાળી લીધો. તે દિવસે અમે લોકોને ઉત્સવ ઉજવવા પ્રોત્સાહન આપ્યું નહિ. એટલા માટે, કે એથી મુસ્લિમ લીગની લાગણી દુભાય.

"કલકત્તાની કરૂણ ઘટનાથી આપણાં બધાનાં હૃદયો શોકથી ભરાયલાં છે. ભાઈભાઈની કતલ કરે એના જેવી દુઃખની વાત બીજી કઈ હોય? જે આઝાદીની અમે કલ્પના કરી હતી, અને જે આઝાદીને માટે અમે લડ્યા હતા, તે કોઈ એક રાજકીય સંસ્થાને માટેની આઝાદી નહોતી. એ તો હતી, સારાય હિન્દુસ્તાન માટેની આઝાદી. પછી, એ ગમે તે કોમના, ગમે તે ધર્મના, કે ગમે તે પ્રાંતનાં હોય. અમે તો બધાને જીવનની સરખી તકો મળે, એવા તંત્ર માટે લડતા હતા. તો પછી આ ઝઘડા આ કલહ, આ ભય, આ શંકા એ બધું શા માટે?

"દેશનું ભાવિ ઘડાતું જાય છે. આ આપણી પ્રાચીન અને પ્રિય ભૂમિ પાછી દુઃખમાં અને ઝઘડામાં ફસાઈ પડી છે.

"આ વચગાળાની સરકાર તો એક મોટી રચનાનો એક ભાગ છે. આપણી બંધારણસભા થોડા સમયમાંજ મળશે, અને આઝાદ હિન્દનાં બંધારણને ઘડશે. અને થોડા જ સમયમાં હિન્દને પૂરી આઝાદી મળશે એવી આશા અમને હતીજ. તેથી જ તો અમે વચગાળાની સરકારમાં જોડાયા છીએ. અને એ અમારી મકસદને થોડાજ સમયમાં હાંસલ કર્યા વિના અમે રહેવાના નથી. આંતરરાષ્ટ્રીય પરિષદોમાં, અમે સ્વતંત્ર દેશનાં પ્રતિનિધિઓ તરીકે ભાગ લઈ શું. અને બધા દેશોની સાથે શાંતિ પ્રાપ્ત કરવા અમે સહકાર સાધીશું.

"એક બીજાની સામે, જે રાષ્ટ્ર જૂથો છે, તેનાથી અમે અળગા રહીશું.

"આફ્રિકામાં જે રંગભેદ અત્યારે ચાલી રહ્યો છે, અને એની સામે હિન્દીઓ જે હિંમતભરી લડાઈ લડી રહ્યા છે, તેમને અમે અભિનંદન આપીએ છીએ. અને, ત્યાંનાં રાજ્યકર્તાઓને ચેતવણી આપીએ છીએ, કે, રંગભેદની નીતિ મોટાં તોફાનો જગાવશે......

"હિન્દ એશિયાનો પ્રદેશ છે. અને તેથી એશિયાના દેશો જોડે એનું વિશેષ સામ્ય છે. હિન્દની ભૌગોલિક પરિસ્થિતિ એવી છે, કે, પશ્ચિમ, દક્ષિણ અને દક્ષિણ પૂર્વ એશિયા, એ સર્વેની મધ્યમાં એ આવેલું છે. ભૂતકાળમાં અહીંથી એશિયાની ભૂમિમાં સંસ્કૃતિનો પ્રવાહ એકધારો વહ્યો છે. અને તેથી, પૂર્વ એશિયા અને ઈરાન, અફઘાનિસ્તાન, અરબસ્તાન વગેરે પશ્ચિમ એશિયાના પ્રદેશો જોડે હિંદનો સંબંધ વધારે દૃઢ બનશે.

"આ દેશને વિષે વાત કરતાં, હમણાં તો હું માત્ર એટલું જ કહીશ, કે, અમે, ભૂલાયલાં ભાંડુની દાઝ જાણીશું, એને રાહત આપવા પ્રયત્ન કરીશું, અને એનું જીવનધોરણ ઊંચું કરવા પ્રયત્ન કરીશું.

"જૂથમાં બેસવા વિષે વખત આવે અમે વિચાર કરીશું. અમારે કંઈ બંધારણ સભાને રણમેદાન બનાવવી નથી, કે, અમારા મંતવ્યોને બીજા ઉપર ઠોકી બેસાડવાં નથી. ત્યાં જઈને અમારી વચ્ચે ક્યાં મેળ ખાય છે, તે શોધવાનો અમે પ્રયત્ન કરીશું. અને બધા ઝઘડાઓને મીટાવવા કોશિશ કરીશું.

"અમારો વિરોધ કરનારાઓને પણ બંધારણસભામાં આવીને બેસવાનું અને ચર્ચાસ્પદ મુદ્દાઓનો સમજૂતીથી નિકાલ કરવાનું અમે આમંત્રણ આપીએ છીએ. એઓ અમારા બરોબરિયા તરીકે આવે, સમાન તરીકે આવે."

આ રીતે મુસ્લીમલીગના મોવડીઓને સંતોષ થાય એવું વ્યાખ્યાન જવાહરે આપ્યું. વેવલની રમત હજી ચાલુ હતી. એણે શ્રી. જીન્નાને દિલ્હી બોલાવ્યા. અને, વચગાળાની સરકારમાં જોડાવાની વિનંતી કરી.

શ્રી. જીન્ના મુત્સદ્દી હતા. એને લાગ્યું, કે, વચગાળાની સરકારમાં જઇને કોંગ્રેસને સારી પેઠે પરેશાન કરી શકાશે. એટલે એણે, દિવસો સુધી મંત્રણાં કરી પછી, વેવલનાં આમંત્રણનો સ્વીકાર કર્યો. અને, પરિણામે, વેવલે શ્રી. જીન્નાને પાંચ સભ્યો સૂચવવાનું કહ્યું. કોંગ્રેસનાં જે બીન લીગી મુસ્લિમ પ્રધાનો હતા, તેનો શ્રી. જીન્નાએ વિરોધ કર્યો. પણ, એ વિરોધ નભ્યો નહિ. એટલે એણે એક બીજી તરકીબ આદરી. શ્રી. જીન્નાએ ચાર મુસ્લિમ અને એક હરિજન એ જાતનાં પાંચ નામો આપ્યાં. કોંગ્રેસ મંત્રીમંડળમાં શ્રી. જગજીવનરામ હરિજન તો હતા જ. પણ કોંગ્રેસને પજવવાને શ્રી. જોગેન્દ્રનાથ મંડળ નામે એક હરિજનને શ્રી. જીન્નાએ નીમ્યા.

સામાન્ય રીતે, કોંગ્રેસ પ્રધાનમંડળમાંથી પાંચ સભ્યોએ મુસ્લિમ લીગને જગ્યા કરી આપવા માટે રાજીનામાં આપ્યાં. જવાહરે વેવલ પાસે ખાતરી કરી લીધી, કે, મુસ્લિમ લીગ બંધારણસભામાં જોડાનાર છે.

સામાન્ય રીતે, નવું પ્રધાનમંળ, એ સંયુક્ત પ્રધાનમંડળ જ કહેવાય. પણ શરૂઆતથીજ ઝઘડો ઉભો થયો. મુસ્લિમ લીગને, રક્ષણ, પરરાષ્ટ્રખાતું કે ગૃહખાતું જોઇતું હતું. જવાહરે એ ખાતાંઓ લીગને સોંપવાનો ઇન્કાર કર્યો. અને ત્યારથી કલહનાં શ્રી. ગણેશ મંડાયા. આખરે, મુસ્લિમ લીગે, નાણાંખાતું લીધું.

પરન્તુ જે દિવસે મુસ્લિમ લીગ વચગાળાની સરકારમાં જોડાઈ તે દિવસે શ્રી. જીન્નાએ સ્પષ્ટ કર્યું : "મુસ્લિમ લીગે બંધારણ સભામાં ભાગ લેવાની કોઇને બાંયધરી આપી નથી. અને બીનશરતેજ વચગાળાની સરકારમાં જોડાઇ છે."

નવા અર્થમંત્રી જનાબ લિયાકત અલીખાને જાહેર કર્યું :

"બંધારણસભામાં ન જવાનો લીગનો નિર્ણય અફર છે એટલુંજ નહિ, પણ લીગ તો, પાકીસ્તાન માટે લડવાજ વચગાળાની સરકારમાં જોડાઈ છે. અને એથી જવાહરને એ મુખ્ય પ્રધાન તરીકે સ્વીકારતી જ નથી, અને મંત્રીમંડળની સંયુક્ત જવાબદારી જેવું કશું છેજ નહિ. અને તેથી જવાહરલાલ જોડે સહકાર આપવા એઓ બંધાયલા નથી."

વચગાળાની સરકારના બીજા એક સભ્ય ગઝનફરઅલીખાને પણ આ પ્રકારનુંજ એક ભાષણ પંજાબમાં કર્યું. લીગ નેતાઓ અને પ્રધાનો, ખુલ્લી રીતે, કોંગ્રેસને ભાંડતા હતા. અને, જવાહરની પરિસ્થિતિ વિશેષ કઢંગી બનાવતા હતા.

મુસ્લિમ લીગના પ્રધાનમંડળનાં સભ્યોએ પોતાનો બોલ બરાબર પાળ્યો હતો. જવાહર જ્યારે આખા મંત્રીમંડળની બેઠક બોલાવે, ત્યારે મુસ્લિમ લીગના પ્રધાનો ગેરહાજર રહે, અને એજ સમયે લિયાકતઅલીખાનને મુકામે, લીગપ્રધાનોની સ્વતંત્ર બેઠકો ભરીને, સ્વતંત્ર રીતે નિર્ણયો લેતા હતા. ને એ નિર્ણયો જવાહરને ખબર ન પડે એની તકેદારી રાખતા હતા. આથી પરિસ્થિતિ એટલી બધી કફોડી બની જતી કે, લિયાકત જે અંદાજપત્ર તૈયાર કરે, તેમાં શું છે, તેની માહિતી, જ્યારે, ધારાસભાના બીજા બધા સભ્યોને ખબર પડતી, ત્યારેજ જવાહરને અને કોંગ્રેસનાં બીજા મંત્રીઓને ખબર પડતી. લીગના કોઈ મંત્રીમંડળનાં સભ્યો જવાહરને મળતા નહિ.

મુસ્લિમ લીગે હજી બંધારણસભાનો બહિષ્કાર કર્યો હતો. બંધારણસભાની પહેલી બેઠક માટે દિવસો નજદીક આવતા હતા.

નવેંબરમાં, કોંગ્રેસનું અધિવેશન મેરઠમાં ભરાયું. આચાર્ય કૃપાલાણી એના પ્રમુખ હતા. ગાંધીજી તે વખતે, દૂર દૂર નોઆખાલીમાં એકલડોકલ પ્રવાસ કરતા હતા. ગાંધીજી આવ્યા નહિ. એ અધિવેશનમાં જવાહરે મુખ્ય ભાગ લીધો. કોંગ્રેસની નીતિ સમજાવવામાં, કોંગ્રેસને 'મધ્યસ્થ સરકાર' માં પડતી મુસીબતોનું દર્શન કરાવવામાં, કોંગ્રેસનીતિ અંગે ઠરાવોના ઘડતરમાં, જવાહરે મહત્વનો ભાગ લીધો. બંધારણસભા મુસ્લિમ લીગના સભ્યો નહિ આવે તો એમના વિના પણ પોતાનું કાર્ય આગળ ચલાવશે એવો પડકાર કર્યો.

કોમી વાતાવરણ તંગ બનતું જતું હતું. નોઆખાલીમાં, ટીપેરામાં જે જુલમો થયા, તેના પ્રત્યાઘાત તરીકે બિહારમાં, ૬ ઠ્ઠી નવેમ્બર ૧૯૪૬ નો દિન 'નોઆખાલી દિન' તરીકે ઉજવાયો. ને, મુસ્લિમો પર જાતજાતના અત્યાચાર થયા. બિહાર અશાંત બની ગયો. ત્રાસ ત્રાસ વર્તી રહ્યો. એટલે, જવાહરને ગાંધીજીએ તાર કર્યો કે : "બિહારના સમાચારે મને અશાંત કરી મૂક્યો છે....... મેં જે સાંભળ્યું છે, તેમાંનું અર્ધું પણ જો સાચું હોય તો, બિહારે ઇનસાનિયત ગૂમાવી છે એવોજ અર્થ થાય....... મારો આત્મા આ હેવાનિયત જોવા કરતાં ઉપવાસ પર જવા મને પ્રેરે છે."

જવાહર બાપુના તારથી ભયભીત થઈ ગયા. ને, એઓ સીધા ઉપડ્યા કલકત્તે, અને ત્યાં જઈને, બાપુને સમજાવ્યા. ને જણાવ્યું : "જ્યાં સુધી બિહારમાં સંપૂર્ણ શાંતિ નહિ સ્થપાય ત્યાંસુધી હું ત્યાંજ રહીશ." બાપુને ઉપવાસ ન કરવા વિનવ્યા. ને આખરે જવાહરના શબ્દો પર ઇતિબાર મૂકી, એમણે, એ વિચારને પડતો મૂક્યો.

જવાહર કલકત્તેથી બાપુને સમજાવી બિહાર પહોંચ્યા. ને, લોકોને એમની હેવાનિયત માટે સખત પ્રહારો કર્યા. ને એમણે એમના સ્વાભાવિક રોષમાં લોકોને ચેતવણી આપી, કે જો લોકો નહિ સમજે તો, એઓ વિમાનદ્વારા બિહાર પર બોંબમારો ચલાવશે. જવાહરની આ વાણીએ બાપુને પાછા ચોંકાવ્યા. બાપુએ જવાહરને કહ્યુંઃ " આમ હવાઈ બોંબમારો ચલાવવાની નીતિ, બ્રિટીશ સરકારની હોઈ શકે, રાષ્ટ્રીય સરકારની નહિ." જવાહરે જ્યાં સુધી બિહારમાં સંપૂર્ણ શાંતિ સ્થપાય, ત્યાંસુધી ત્યાંજ રહી, બિહારનો વિસ્તૃત પ્રવાસ કર્યો. નિરાશ્રિત મુસ્લિમોને આશ્વાસન આપ્યું અને હિન્દુઓ પાસે નુકસાની અપાવી. બાળેલાં ઘર ફરી બંધાવી અપાવ્યાં. અને જ્યાં વેરઝેર ને હિંસા હતાં, ત્યાં ભાઈચારો ને પ્રેમ સ્થાપ્યાં. ને, બાપુને શાંતિ આપી દિલ્હી આવ્યા.

પંજાબમાંથી પણ આવાજ કોમી તંગદિલી ને અત્યાચારના માઠા સમાચાર આવ્યા. હજારો હિન્દુઓના નોઆખાલીમાં જેવા હાલ થયા હતા, તેવાજ હાલ પંજાબનાં ગામડાંઓમાં અને શહેરોમાં થયા. પંજાબમાં બિહારના અત્યાચારોનું વેર લેવાતું હતું. એમના લીગી આગેવાનોની પ્રેરણા અને પ્રોત્સાહન હતાં.

પરિસ્થિતિ વિષમ હતી. હજારો દેશબાંધવો પર થતી નાદીરશાહી સામે જવાહરનો કશો ઈલાજ નહોતો. આસામના સભ્યો જૂથ રચના વિષે ગાંધીજીની સલાહ લેવા ગયા. ગાંધીજીએ સ્પષ્ટ સલાહ આપી કે, જૂથ રચનામાં આસામની ઈચ્છાવિરુદ્ધ એને જોડાવાની જબરજસ્તી કરવામાં ન જ આવવી જોઈએ. એટલે આસામે બંગાળ જોડે જૂથમાં ન બેસવાનો નિર્ણય કર્યો. અને જો બેસાડવાની ફરજ પાડવામાં આવે, તો, બંધારણસભામાં ન જવાનો નિર્ણય કર્યો.

જૂથમાં બેસવા વિષે, કોંગ્રેસ, બ્રિટીશ પ્રધાનમંડળનાં નિવેદનનો એક અર્થ કરતી હતી, જ્યારે લીગ જુદો અર્થ કરતી હતી. આથી, નક્કી થયું, કે કાયદો ઘડનારાઓ જ એનો અર્થ કાઢે. અથવા તો ફેડરલ કોર્ટ એનો અર્થ ઘટાવે. આ રીતે બંધારણસભાની પહેલી બેઠક, ૯ મી ડીસેમ્બર ૧૯૪૬ ને દિને ભરાય તે સમયે મડાગાંઠ ઉકલી જવી જોઈએ એમ સર્વેની ઈચ્છા હતી.

જવાહરને આમ ચારે દિશાએથી પરેશાની હતી. એક બાજુ, પોતાના પ્રધાનમંડળનાં લીગી સભ્યો, એને કોઈપણ જાતનો સહકાર ન આપીને તંગ કરતા હતા. બીજી બાજુ, દેશભરમાં કોમી રમખાણો ચાલતાં હતાં, ને, જવાહર એ વિષે કંઈપણ કરી શકવાને લાચાર હતા. ત્રીજી તરફ, મુસ્લિમ લીગ બંધારણસભાનો બહિષ્કાર કરતી હતી. અને, જો કોઈપણ, પ્રદેશના પ્રતિનિધિઓ, બંધારણસભાનો બહિષ્કાર કરે, તો એમની ગેરહાજરીમાં થયેલા નિર્ણયો,

એ પ્રદેશને બંધનકર્તા નથી, એવું, બ્રિટીશ સરકારનું નિવેદન હતું. ચોથી બાજુ, આસામને જૂથમાં ન જોડાવાની ગાંધીજી સલાહ આપતા હતા. ને, નોઆખાલી ને પંજાબનાં તોફાનોથી ઉશ્કેરાઈ સીમલામાં જવાહરનું કેટલાક નવયુવાનોએ કાળાવાવટાથી સ્વાગત કર્યું હતું. પાંચમી તરફ, ગાંધીજીના ઉપવાસનો ભય હતો. આમ જવાહરને બધી બાજુથી સંકડામણ હતી.

એવામાં, આ મડાગાંઠનો ઉકેલ કરવા માટે, અને, બ્રિટીશ મંત્રીમંડળને બંધારણસભાની જૂથ વિષેની કલમનો સાચો અર્થ કરવાની જવાબદારી આપી હોવાથી, તેમણે જવાહર, શ્રી. જીન્ના, બળદેવસિંહ તથા લિયાકતઅલી ખાનને લંડન મંત્રણા માટે આવવા આમંત્રણ આપ્યું. કોંગ્રેસ કારોબારીએ એ આમંત્રણ, એમાંથી કંઈ સારાં વાનાં થશે એમ માનીને સ્વીકાર્યું. ને, જવાહર નવેંબરની આખરે કોંગ્રેસના પ્રતિનિધિ તરીકે વિલાયત ગયા. કોંગ્રેસપ્રમુખ આચાર્ય કૃપાલાણીએ જવાહરને ભાવભરી વિદાય આપી. ને, બધાની શુભેચ્છા લઈને એઓ વિલાયત ગયા. પણ એમના ગ્રહ જ વાંકા હતા. એમની સામે ષડ્યંત્ર રચાયું હતું. ઈંગ્લેંડના વડા પ્રધાન મિ. એટલી શ્રી. જીન્નાને ખુશ કરવા માગતા હતા. આથી, જવાહરને ભોળવીને, મુસ્લિમ લીગે જે બંધારણસભાની જૂથ રચનાનો અર્થ કર્યો હતો, તે અર્થ જ સાચો હતો, અને જૂથ રચના ફરજિયાત હતી એવો ચુકાદો આપ્યો.

જવાહરને નીચે મોઢે, કોંગ્રેસને પરાજિત દશામાં મૂકી હિન્દ આવવું પડ્યું. એમણે ફરજિયાત બંધારણસભાની જૂથબંધી સ્વીકારી હતી. આથી, એઓ અહીં આવ્યા વીલે મોઢે, કોંગ્રેસ કારોબારીને, ત્યાં જે ષડ્યંત્ર રચાયું હતું, તેનાથી વાકેફ કરવા. ગાંધીજી તે વખતે દૂર દૂર નોઆખાલી જીલ્લાનાં ટીપેરા ગામમાં હતા. જવાહર બાપુને બધી વાત જણાવવા, શ્રીરામપુર તેમની પાસે પહોંચ્યા. અને બન્નેએ ઘણી વાતો કરી. પણ બાપુ જૂથ રચના વિષે મક્કમ હતા. અને એમણે આસામને આપેલી સલાહ અફર હતી, એમ એમણે જણાવ્યું. જવાહરને તેમ છતાં, ગાંધીજીએ આશ્વાસન આપ્યું, કે, એઓ એમના માર્ગમાં આડા નહિ આવે.

જવાહરે સ્વીકારેલા ફરજિયાત જૂથબંધીના નિર્ણયને બહાલી આપવા અખિલભારત કોંગ્રેસસમિતિની એક તાકીદની સભા, દિલ્હીમાં મળી. અને, ખૂબ ગરમાગરમી અને, લાંબી ચર્ચાઓને અંતે, ૯૨ વિરૂદ્ધ પર મતે જવાહરે કરેલા નિર્ણયને મંજૂરી અપાઈ. એ દર્શાવે છે કે લોકોને અણગમતો નિર્ણય પણ, જવાહરની ખાતર, લોકો ગળે ઉતારતા હતા. છતાં, કોંગ્રેસે એ ઠરાવમાં એ જણાવ્યું હતું કે ફરજિયાત જૂથબંધીનો કોંગ્રેસ વિરોધ કરે છે, છતાં, એ સ્વીકારે છે. આ વિરોધના શબ્દો મુસ્લિમ લીગે પકડી લીધા. અને, કોંગ્રેસે

બ્રિટીશ સરકારનો ૬ ઠ્ઠી ડીસેમ્બરનો જૂથબંધીનો ચુકાદો સ્વીકાર્યો નથી એમ કહી બંધારણસભાનો બહિષ્કાર ચાલુ રાખ્યો.

૯ મી ડીસેમ્બર ૧૯૪૬ને દિને, હિન્દની બંધારણસભાની પહેલી ઐતિહાસિક બેઠક મળી. અને તેમાં પહેલો ઠરાવ જવાહરે હિન્દને, 'સ્વતંત્ર સાર્વભૌમ પ્રજાતંત્ર' જાહેર કરવાનો ઠરાવ રજૂ કર્યો. એ ઠરાવ રજૂ કરતાં જવાહરે જણાવ્યું: "આ ઠરાવ પસાર કરીને, આપણું ધ્યેય જાહેર કરીને પછી જ આપણે આ સભાનું કામકાજ આગળ ચલાવી શકીએ...... હું જાણું છું કે ઘણા સભ્યો ગેરહાજર છે. એ માટે હું લાચાર છું. આપણે જે હિન્દની આઝાદી ઇચ્છીએ ને ભવિષ્ય ઘડીએ છીએ તે હિન્દ કોઈ સંસ્થાનું નથી કે કોઈ વર્ગનું નથી. પણ આ ભૂમિમાં વસતા એકેએક માનવીનું છે, એટલે અહી કેટલાક નથી આવ્યા, તેથી દિલગીર હોવા છતાં, આપણે એટલું તો સ્પષ્ટ કરવું જોઈએ, કે કોઈપણ, વ્યક્તિ, જૂથ કે સંસ્થા આઝાદીના રથને રોકી રાખી શકશે નહિ. એ તો આગળ ધપ્યે જશે. ગેરહાજર રહેલા સહકાર આપશે, તો એમના સહકારથી, નહિ તો એમના સહકાર વિના.".

પછી જવાહરે આવા ભવ્ય પ્રસંગે બાપુની ગેરહાજરીનો ઉલ્લેખ કરતાં કહ્યું: "આજે આપણી વચ્ચે આપણા રાષ્ટ્રપિતાની, આપણા મહાનમાં મહાન નેતાની કે જે આ સભાના ઘડવૈયા છે, તેમની ગેરહાજરી ખૂબ સાલે છે. એઓ અહીં ગેરહાજર છે. કારણ કે, એમના પોતાના ધ્યેય અનુસાર એઓ એક ખૂણે એકાકી, દેશબાંધવોની સેવા કરે છે. છતાં મને જરાય શંકા નથી, કે એમનો આત્મા તો અહીં આપણી વચ્ચોવચ જ છે."

પછી જવાહરે પોતાના એ ભાષણમાં જગતની બીજી બંધારણ સભાઓનો ઉલ્લેખ કરી, તેમણે કરેલા કામનો ઐતિહાસિક વિભૂતિની છટાથી ઉલ્લેખ કરી હિન્દની બંધારણસભાની વિશેષતા દર્શાવી, અને, ગમે તેટલી રૂકાવટો, મુસીબતો ને અંતરાયો આવશે તે બધાને પાર કરવાની પોતાની અફર દઢતા જાહેર કરી, પોતાનું બંધારણ ઘડવાનો પોતાને હક છે એ એમણે ભારપૂર્વક જણાવ્યું. અને હિંદ સંપૂર્ણ સ્વતંત્ર સાર્વભૌમ પ્રજાસત્તાક થાય એ એમનો ધ્યેય હતો તેની યાદ અપાવી.

જવાહરનો ઠરાવ, સર્વાનુમતે હર્ષનાદના પોકારો વચ્ચે પસાર થયો.

જવાહરે, હજી મુસ્લિમોને બંધારણસભામાં જોડાવાની વિશેષ તક આપી, પણ નિષ્ફળ ગઈ. જવાહર અનેક જાહેર પ્રવૃત્તિઓમાં ભાગ લેતા થયા. દેશભરમાં મુસ્લિમ લીગના નેતાઓના બહિષ્કાર છતાં, એમનું સન્માન થવા લાગ્યું.

દિલ્હીમાં ભરાયલી હિન્દી વિજ્ઞાનપરિષદના જવાહર પ્રમુખ ચૂંટાયા. અને એ અધિવેશનમાં પ્રમુખ તરીકે એમણે બહુ શાનદાર ભાષણ આપતાં જણાવ્યું: "ભૂખ્યા માનવીને માટે સત્યનો કશો અર્થ નથી; એને તો અનાજની જરૂર છે. ભૂખ્યા માનવ માટે ઈશ્વરનો કશો અર્થ નથી. એનો તો અન્ન જોઈએ છે. હિન્દ ભૂખ્યો દેશ છે. તેની આગળ સત્ય, ઈશ્વર કે જીવનની મોટી મોટી વાતો કરવી એ એની ક્રૂર મજાક છે. આપણે તો એમને માટે અનાજ મેળવવાનું છે. એમને ખવાડવા એ આપણી ફરજ છે. આપણે એમનાં શરીર ઢાંકવાનાં છે, એમને રહેવા માટે ઘર આપવાનું છે ને એમને તાલીમ આપવાની છે. એ જ્યારે આપણે આપીએ ત્યારે જ આપણે ફિલસૂફી ને ઈશ્વરની વાતો કરી શકીએ. એથી વિજ્ઞાને, ચાળીશ કરોડની પ્રજાનો આ દૃષ્ટિએ વિચાર કરવાનો છે."

મુસ્લિમ લીગ માટે ૭ અઠવાડિયાં બંધારણસભા મુલતવી રાખ્યાં પછી, બંધારણસભા ૨૨ મી જાન્યુઆરિ ૧૯૪૭ ને દિને પાછી મળી. તેમાં ભાષણ આપતાં જવાહરે જણાવ્યું: "દુર્ભાગ્યે ગેરહાજર સભ્યોએ હજી આવવાનો નિર્ણય કર્યો નથી. એ માટે તો હું એટલુંજ કહી શકું કે ભવિષ્યમાં એમને જ્યારે આવવું હોય ત્યારે એમને માટે દ્વાર ખુલ્લાં છે. પણ, હવે આપણાથી રાહ જોવાય એમ નથી. આપણે ફક્ત ૭ અઠવાડિયાં નહિ, પણ વર્ષો સુધી રાહ જોઈ છે. આપણાં ભૂખ્યાં અને નાગાં ને નિરાશ્રિતોને શું એમની જીદ માટે રાહ જોવડાવ્યાંજ કરવી? એ તો નરી ક્રૂરતા છે....... આપણે તો બ્રિટીશ રાજ્યથી તદ્દન સ્વતંત્ર રહેવા ઈચ્છીએ છીએ. આપણે એની જોડે બધો સંબંધ તોડી નાંખવો છે. આપણે વર્ષોથી સ્વાતંત્ર્યદિને એની પ્રતિજ્ઞા લેતા આવ્યા છીએ. એ પ્રતિજ્ઞા પાળવાનો આ મોકો આવ્યો છે."

બંધારણસભાનું કામકાજ આગળ ચાલવા માંડયું. બ્રિટીશ સરકાર મડાગાંઠનો ઉકેલ લાવવાનો ગંભીરતાથી વિચાર કરવા લાગી.

જવાહરે માર્ચમાં પંજાબની યાત્રા કરી, અને, ત્યાં, કોમવાદના દાવાગ્નિને શાંત કરવા પ્રયત્નો કર્યા. લોકોને રાહત આપી. શાંતિનાં વચનો કહ્યાં. એમને આશ્વાસન આપ્યું. એમનાં સહાનુભૂતિ ભર્યાં વચનોથી પંજાબની દુઃખી અને દીન જનતા આશાવાદી અને ઉત્સાહી બની.

જવાહરની એક મોટી સિદ્ધિ એ હતી કે એમણે દિલ્હીમાં એશિયાઈ પરિષદ બોલાવી. અને એમાં બધા એશિયાના દેશોએ ભાગ લીધો. ને, એ રીતે, એમણે એશિયાની એકતા પ્રસ્થાપિત કરી, હિન્દની ઈજ્જત વધારી, ગૌરવ વધાર્યું, એટલુંજ નહિ પણ એશિયાની સમસ્ત પ્રજાને સ્વતંત્ર હિન્દમાં રસ લેતી કરી.

એ પરિષદમાં ભાષણ આપતાં જવાહરે એશિયા ઉપર યુરોપના આક્રમણનો વિરોધ કર્યો. અને એશિયાના દેશો એકબીજાની મુસીબત સમયે એકબીજાની પડખે ઊભા રહેશે, એમ જાહેર કર્યું. અને, એશિયાની સાંસ્કારિક એકતાની દુનિયાને પ્રતીતિ કરાવી, એશિયાના દેશોએ એકબીજાની પડખે ઊભા રહેવાનો, એકબીજાને સહાય્ય કરવાનો સમય આવી પહોંચ્યો છે એમ એમણે જણાવ્યું. જવાહરે ઈતિહાસકારની છટાથી, એશિયાના એકેએક દેશની સાંસ્કૃતિક વિકાસની સમીક્ષા કરી. અને એમના જ્ઞાનથી એમણે એશિયાઈ દેશોના પ્રતિનિધિઓને તાજુબ કરી દીધા.

માર્ચ ૧૯૪૭માં, વેવલ ગયા. અને તેની જગ્યાએ લોર્ડ માઉન્ટબેટન હિન્દમાં ગવર્નર–જનરલ તરીકે આવ્યા. લોર્ડ માઉન્ટબેટને આવતાં વેંત જ, મંત્રણાઓ શરૂ કરી. મુસ્લિમ લીગ, કોંગ્રેસ, બધાને મંત્રણા માટે બોલાવ્યા. બિહારથી ગાંધીજીને બોલાવ્યા. ને, ખૂબ ચર્ચા પછી, બીજો કશો ઉપાય નહોતો, એટલે, હિન્દુસ્તાનના ભાગલાનો નિર્ણય લીધો.

આ નિર્ણય બહુ કપરો હતો. પણ જવાહરે જે કત્લેઆમો, ને અત્યાચારો જોયા, ને, એ વિષે કંઈ કરી શકવાની પોતાની લાચારી અનુભવી, અને, છેલ્લા ૭ મહિનામાં મુસ્લિમલીગના પ્રધાનમંડળનાં સભ્યોએ જે એમની બૂરી હાલત કરેલી, એ બધું જોતાં, જવાહર ભાગલા માટે સંમત થયા. અને, બંગાળ અને પંજાબના ભાગલા માટે એક કમીશન નીમવાનું નક્કી થયું. અને સરહદ માટે, એને હિન્દુસ્તાન કે પાકિસ્તાન જોડે જોડાવું છે, તે નક્કી કરવા માટે લોકમત લેવાનું નક્કી કર્યું.

ગાંધીજી તો ભાગલાની વિરોધમાં જ હતા. જવાહર પણ વિરોધ કરતા હતા. પણ એ મહાન ભોગ આપ્યા વિના, હિન્દની આઝાદી આવશે નહિ એમ એને લાગ્યું. એટલે એમણે માઉન્ટબેટનની યોજના સ્વીકારી.

આ યોજનાને બહાલી આપવા, અખિલ ભારત કોંગ્રેસ સમિતિની ઐતિહાસિક બેઠક દિલ્હીમાં મળી. ને તેમાં, ગાંધીજીને, ખાસ બોલાવવામાં આવ્યા. જવાહરે પોતાની સ્થિતિ અત્યંત કરુણ શબ્દોમાં વર્ણવી. ને આખરે માઉન્ટબેટન એ યોજનાને માટે બ્રિટીશ સરકારની મંજૂરી લેવા લંડન ગયા. ને ત્યાંથી આવી, એમણે ૨જી જૂન ૧૯૪૭ ને દિને પોતાની યોજના જાહેર કરી. ને, એ યોજના, ૧૫ મી ઑગસ્ટ ૧૯૪૭ થી અમલમાં આવશે તેની જાહેરાત કરી.

જવાહર ભાગલાની પૂર્વતૈયારીઓ માટેની અનેક નાની મોટી સમિતિઓમાં ને વિગતોમાં દટાઈ ગયા.

[૨૨]

## આઝાદીની યાતનાઓ

**૧૫મી** ઓગસ્ટ ૧૯૪૭ નો દિન હિન્દને માટે મહોત્સવનો દિન હતો. એને માટે તે દિવસથી નવો યુગ શરૂ થયો. હજારો વર્ષની ગુલામીની શૃંખલા તૂટી હતી. પરદેશી સત્તાને એણે હટાવી હતી, પોતાના બળથી. વર્ષોની લડતનું વિજયપ્રસ્થાન હતું આજે. આજે હિન્દના સરકારી મકાનો પર, યુનીયન જેકની હકૂમત ઉતરી, ત્રિરંગી ઝંડાની—કે જેને માટે અનેક નવયુવાનોએ પોતાનાં લોહી રેડયાં હતાં—હકૂમત પ્રસ્થાપિત થવાની હતી. દિલ્હીમાં આઝાદ હિન્દની રાષ્ટ્રીય સરકાર સ્થપાવાની હતી. દિલ્હીમાં વડાહાકેમ તો માઉન્ટબેટન જ રહેવાનાં હતા. પણ તે, ઈંગ્લેંડનાં રાજાએ નીમેલા પ્રતિનિધિ તરીકે નહિ, પણ હિન્દની બંધારણ સભાએ પસંદ કરેલા જનતાના પ્રતિનિધિ તરીકે.

લોકોનો ઉત્સાહ અપૂર્વ હતો. જનતા જાણે પાગલ બની ગઈ હતી. જ્યાં જુઓ ત્યાં, લોકોનાં જૂથો, નાંચતાં ને કૂદતાં હતાં. મીઠાઈઓ ખવાતી, મીજબાની ઉડાવાતી, રોશનીઓ થતી, શહેરો ને ગામડાં, પ્રકાશથી ઝળહળ બની ગયાં. જાણે, સૂર્યો અને ચન્દ્રો પૃથ્વી પર પધાર્યા. આઝાદીનું શું ભવ્ય સ્વાગત હતું! આઝાદીને લોકોએ મોતીના થાળે વધાવી. હૃદયની બધી સમૃદ્ધિ એ દેવીને ચરણે હર્ષગદગદસ્વરે ન્યોછાવર કરી.

આમ છતાં, એક હૈયામાં આનંદ નહોતો. એના દિલમાં પારાવાર વેદના હતી. તે હૈયું હતું, આ આઝાદી અપાવનાર રાષ્ટ્રપિતાનું. એણે તો આનંદનો દિન છે એમ માન્યું નહિ. કારણ, હિન્દના ભાગલા પડ્યા હતા. આઝાદ દેશનું એમનું સ્વપ્ન છિન્નભિન્ન થયું હતું. એમણે એ દિવસે લોકોને હર્ષથી પાગલ બનતાં વાર્યા. એમણે એ દિવસે ઉપવાસ આદર્યો.

૧૪ મી ઑગસ્ટે રાત્રે, બાર વાગ્યે, બંધારણસભામાં, માઉન્ટબેટન આવ્યા. ને, બંધારણસભાએ એમને રાષ્ટ્રના વડાહાકેમ તરીકે નીમ્યા. જવાહર આઝાદ હિન્દના પહેલા પ્રધાનમંડળના વડા પ્રધાન હતા. એમણે, પોતાના પ્રધાનમંડળને

જાહેર કર્યું. એમાં ખેલદિલી હતી. ઉદારતા હતી. પક્ષાપક્ષી નહોતી. એમણે હિન્દુમહાસભાવાદી ડૉ. શ્યામપ્રસાદ મુકરજીને લીધા. કૉંગ્રેસનો સતત વિરોધ કરનાર ડૉ. આંબેડકરને પસંદ કર્યા. એટલામાં હિન્દના હિતવિરોધી કરાર કરનાર તરીકે જાણીતા અર્થશાસ્ત્રી શ્રી. ષણ્મુખમ ચેટીને પ્રધાન બનાવ્યા. એમના બંધારણનાં ઘડતરમાં ઉપયોગી થનાર શ્રી. ગોપાળસ્વામી આયંગર આવ્યા. ને, જાણીતા રાષ્ટ્રવાદી ખ્રિસ્તી ડૉ. જૉન મથાઈને જવાહર લાવ્યા. આમ જવાહરે બીન કૉંગ્રેસી નેતાઓ તરફ પણ દૃષ્ટિ કરી. એમની પ્રતિભાનો પણ દેશના હિતને માટે ઉપયોગ કરવાનું દુરસ્ત ધાર્યું.

૧૪ મી ઑગસ્ટે, રાત્રે બાર વાગ્યે બંધારણસભા સમક્ષ આઝાદ હિન્દની જાહેરાત કરતાં જવાહરે હર્ષોન્મત્ત ને પ્રફુલ્લિત વાતાવરણમાં કહ્યું :

"અત્યારે જ્યારે આખી આલમ સૂતેલી છે, ત્યારે હિન્દ જાગતું બેઠું છે, આઝાદીને વધાવવાને. આવી પળો માનવઇતિહાસમાં વિરલ જ હોય છે, કે જ્યારે આપણે જૂનાને ત્યજીને નવામાં સુગપલટો કરીએ છીએ. અત્યારે આપણા દેશનો સદીઓથી રૂંધાયલો અવાજ બુલંદ બન્યો છે. વિધિનિર્મિત દિન આવી પહોંચ્યો છે. હિન્દ લાંબી નિદ્રામાંથી જાગૃત થયું છે. ભૂતકાળની વિષમતા હજી ભૂલાઈ નથી. એ ભૂલાતાં વાર લાગશે, છતાં આપણે આપણી મંઝીલે પહોંચીએ તે પૂર્વે ઘણી કૂચ કરવી પડશે.

"ને આ સુવર્ણપળ માત્ર હિન્દની નથી પણ આખા એશિયાની છે, સારી આલમની છે. દુનિયાના આસમાનમાં એક નવો તારક ઉગ્યો છે. એ તારક પૂર્વની આઝાદીનો તારક છે. નવી આશા પાંગરે છે ને ઘણા દીર્ઘકાળનું સેવેલું સ્વપ્ન સિદ્ધ થાય છે. આપણે બધા ઇચ્છીએ કે એ નવા તારકનું તેજ યાવચ્ચન્દ્રદિવાકરૌ તપે ને આપણી આશા પૂરેપૂરી ફળે.

"આ આઝાદીનો આપણે ઉત્સવ માણીએ છીએ, એમ જાણવા છતાં, કે આપણા ઘણા ભાંડુઓ અત્યારે શોક અનુભવી રહ્યા છે, ને આપણી સમક્ષ ઘણી વિકટ સમસ્યા ઉપસ્થિત થઈ છે. પણ એ તો સનાતન નિયમ છે કે આઝાદી પોતાની જોડે જવાબદારી પણ લાવે છે. નવી અણચિંતવી ઉપાધિઓ પણ આણે છે. ને આપણે એ બધાનો નીડરતાથી, શિસ્તબદ્ધ સૈનિક તરીકે સામનો કરવાનો છે.

"આજનાં શુભ દિને આપણાં મન પહેલાં ખેંચાય છે, આ સ્વાતંત્ર્યના શિલ્પી પ્રત્યે. આપણા રાષ્ટ્રપિતા મહાત્માજી પ્રત્યે, જેમણે હિન્દનો પ્રાચીન આત્મા

પોતાના જીવનમાં મૂર્તિમન્ત કર્યો છે. એમણે જ આજે સ્વાતંત્ર્યની જ્વલંત જ્યોત પ્રકટાવી, આપણા અંધારાંને અજવાળ્યાં છે. આપણે ઘણીય વેળા એને લાયક નીવડ્યા નથી, એમનો સંદેશ સુણ્યો નથી. એમણે જે સ્વાતંત્ર્યજ્યોત આપણને બક્ષી છે તેને કદિ બૂઝાવા નહિ દઈએ એવી અમે પ્રતિજ્ઞા કરીએ છીએ. ગમે એટલા ઝંઝાવાતો ભલે આવે!

"આપણા મન તેં પછી વળે છે, હજારોને લાખો સ્વાતંત્ર્ય યજ્ઞમાં પોતાનું બલિદાન આપનાર શહીદો પ્રત્યે. તેમને અમારાં અનેક વંદન હો.

"આપણાં જે ભાંડુઓ આપણાથી પાકીસ્તાનની રચનાને કારણે આપણાથી વિખૂટાં પડી ગયા છે, અને જે લોકો આપણી જેમ આઝાદીનો ઉત્સવ માણી શકતા નથી, તેમની પ્રત્યે પણ વળે છે. તેઓ આપણાં જ છે. ને ભલે ગમે એમ થાય તો યે આપણાં જ રહેવાનાં છે.

"આપણે ઘણું મેળવ્યું છે. પણ હજી મજલ ઘણી લાંબી છે, માટે ચાલો આપણે આપણા મહાન નેતાએ જે પથ આપણને દર્શાવ્યો છે, તે પથે આપણે જઇએ, મક્કમતા સહિત. એમણે આપણને શીખવ્યું કે, આચાર ને વિચારની સંપૂર્ણ એકતા હોવી જોઈએ. એ મહાપુરુષ આપણે સદ્ભાગ્યે આપણને દોરનાર છે, પથદર્શક છે, ને આપણને પ્રેરણા આપનાર છે. એમણે આપણને સાધ્ય ને સાધન વચ્ચે કશો ભેદ ન હોવો જોઈએ તે દર્શાવ્યું છે. તો આપણે પણ સાધ્યસાધનની એકતાને આપણું દૃષ્ટિબિંદુ માનીએ. જો આપણે એમ ઈચ્છતા હોઈએ કે હિન્દ એક મહાન રાષ્ટ્ર અને અને દુનિયાને પ્રેમનો ને એકતાનો સંદેશો આપે, તો, આપણે એ માટે મહાન બનવું જોઇએ. આપણે ભારતમાતાના સાચા સપૂત બનવું જોઈએ. પૂર્વમાં જે આ આઝાદીનો નવજન્મ થયો છે, તેની તરફ દુનિયા મીટ માંડી રહી છે.

"આપણી પહેલી મનીષા તો એ હોવી જોઇએ, કે, આપણા આંતરિક કલહોને આપણે મીટાવીએ. આપણામાં રહેલી હિંસાવૃત્તિને દેશવટો દઇએ, કારણ કે, એ તત્વો આપણી આઝાદીમાં સડો લાવશે, વિકૃતિ આણશે."

ને આ શબ્દો જોડે ભારતમાતાએ મુકત હવામાં શ્વાસ લીધા. દિલ્હીના સરકારીગૃહોમાં ને લાલકિલ્લામાં રાષ્ટ્રધ્વજ ફરકયો. ને કરોડો હિન્દીઓનાં હૈયાં પણ ફરકયાં ને આસમાનમાં ઉડ્યાં. હિન્દીઓએ ન અનુભવેલો, ન કલ્પેલો, ન દીઠેલો, ન જાણેલો, એવો મહાન ઉત્સવ જોયો. એમાં વૃદ્ધ અને બાળક, સ્ત્રી

અને પુરુષ, કિશોર અને યુવાન, હિન્દુ, મુસ્લિમ, શીખ, ખ્રિસ્તી ને પારસી, દરેક જણને જાણે આઝાદીનો નશો ચઢ્યો હતો. શહેરે શહેરે, ગામડે ગામડે, આઝાદીનો સંદેશો પહોંચ્યો, ને અદનામાં અદના ખેડૂત અને મજૂરે પણ આ રાષ્ટ્રીય ઉત્સવ ઉજવ્યો.

પણ, એક બાજુ, અહીં ઉત્સવ ઉજવાતો હતો, તો, બીજી બાજુ, પિશાચલીલા ચાલી રહી હતી. હિન્દમાં, રસ્તાઓ પર રાત્રે પણ દિવસનો ભ્રમ ઉત્પન્ન કરે એવી રોશની જલતી હતી, ત્યારે પાકીસ્તાનમાં, હિન્દુઓનાં ઘરોની આગની રોશની જલતી હતી. એ જલાવેલાં ઘરોની અગ્નિશિખાઓ, માત્ર આઝાદી દિનને દિવસે જ નહિ, પરન્તુ દિવસો સુધી જલ્યાં કરી. અહીં લોકો, બાળકોને દિવાળીનું ટાંકણું હોય શણગારતાં હતાં, ત્યાં બાળકોને એમનાં માબાપનાં દેખતાં ચીરી નાંખવામાં આવતાં હતાં. અહીં, સ્ત્રી અને પુરુષ ઉત્સવ માણતાં હતાં, ત્યાં, હિન્દુ અને શીખ સ્ત્રીઓ પર, પતિનાં દેખતાં અત્યાચારો ગુજરતા હતા.

આમ એક બાજુ આનંદોત્સવ હતો, તો, પાકીસ્તાનના હિન્દુઓ માટે એ મૃત્યુની મહેફિલ હતી. એ કાળની તાંડવલીલા હતી. ઘરબાર લૂંટાયાં, સ્ત્રીઓનાં શિયળ લૂંટાયાં ને અપહરણો થયાં. બાળકને માબાપથી, સ્ત્રીને પતિથી, ભાઈને બહેનથી વિખૂટાં પાડવામાં આવ્યાં. માનવમાંથી માનવતા ચાલી ગઈ, સ્ત્રીઓને નવસ્ત્રી કરીને એમનાં સરઘસો કાઢવામાં આવ્યાં. લાખોપતિ અકિંચન બની ગયા. માલમિલકતવાળા રસ્તાના રખડતા ભિખારી બની ગયા. હિંદનાં એક ભાગમાં દિવાળી હતી, તો બીજા ભાગમાં હોળી હતી. એકમાં ખુશનુમા ઉષાનાં મધુર કિરણો હતાં, બીજામાં અમાવાસ્યાની કાજળઘેરી રાત હતી.

આના પ્રત્યાઘાતરૂપે, હિન્દમાં પણ માનવ હેવાન બન્યો. એણે પાકીસ્તાનમાં બનેલા બનાવોનો બદલો લેવા માંડ્યો. આમ આઝાદીએ ઈન્સાનની ઈન્સાનિયત મીટાવી દીધી. એને નરમાંથી નરાધમ બનાવ્યો. ને, એથી, પાકીસ્તાનમાંથી હિન્દુઓ અને શીખો ઘરબાર, માદરેવતનની મહોબ્બત, બધું છોડીને ચાલી નીકળ્યા.

જગતના ઇતિહાસમાં અભૂતપૂર્વ અને અશ્રુતપૂર્વ એવી એ માનવવણઝાર હતી. હજારો નહિ પણ લાખોની સંખ્યામાં નિરાશ્રિતોના કાફલા હિન્દમાં આવવા લાગ્યા. પાંચ પાંચ, સાત સાત લાખ માણસોની, દશ, પંદર, પચીશ માઈલ લાંબી વણઝાર ચાલી આવી, ને લાવી, કરુણ યાતનાની, માનવની હેવાનિયતની, બીભત્સ કહાણી. માનવનાં થીજેલાં લોહી ઉકળી ઉઠે, મુડદાંમાં પણ વેર લેવાની વૃત્તિ પેદા કરે,

એવી કારમી કહાણી. એ કરુણ અને રૂંવા ઉભાં કરે એવી કહાણીઓને પરિણામે હિન્દમાં પણ પાકીસ્તાનમાં જે બન્યું તેનો બદલો લેવાવા માંડ્યો.

જવાહરને માથે આ પહેલો મહાન બોજો આવી પડ્યો. લાખો માણસોની એ જવાબદારી હતી. પચાશ લાખ માનવીઓને ઠેકાણે પાડવાના હતા. એમના રહેવાનો, ખાવાનો ને કપડાંનો બંદોબસ્ત કરવાનો હતો. આવીજ માનવવણઝાર પૂર્વ પાકીસ્તાનમાંથી પણ આવવા લાગી, લાખોની સંખ્યામાં.

કોઈપણ નવા જન્મેલા રાષ્ટ્રના હાકેમ માટે, આ ભયાનક પ્રશ્ન હતો. માનવની શક્તિઓને થીજાવી દે, એના સમસ્ત ચૈતન્યને હરી લે એવો વિકટ પ્રશ્ન હતો. છતાં, જવાહરમાં અખૂટ શક્તિ હતી. એનામાં જે ચૈતન્યનો તરવરાટ હતો, તે અણખૂટ હતો.

જવાહરે તરતજ નિરાશ્રિતોની છાવણીઓ ઠેરઠેર ખોલાવી. ,અને ત્યાં નિરાશ્રિતોને રહેવાનો બંદોબસ્ત કર્યો. અને તે પણ કેટલી ઝડપથી ! નિરાશ્રિતોને હિન્દમાં લાવવા સ્પેશ્યલ ટ્રેનોની વ્યવસ્થા કરી. જે આવે, તેમનું યોગ્ય સ્વાગત કરવાની વ્યવસ્થા કરી કે જેથી નિરાશ્રિતોને એમ ન લાગે કે તેઓ હિન્દના અણગમતા મહેમાન છે. આ બધી ભગીરથ વ્યવસ્થા માટે વિરાટ તંત્ર ઊભું કરવાનું હતું, અને તે પણ જાદુઈ ત્વરાથી. પણ જવાહરે ગજબ યોજનાશક્તિથી, ગજબ ત્વરાથી, દિન ને રાત એકાકાર કરી તંત્ર ઊભું કર્યું.

એવામાં દિલ્હીમાં મુસ્લિમો પર અત્યાચાર ગુજર્યાના સમાચાર જવાહરના કાને આવ્યા. એમને આ અત્યાચારોની ખબર પડતાં, એઓ એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના, તોફાનવાળી જગ્યાએ ગયા. એમને વારવાના ઘણા પ્રયત્ન કર્યા. એમના જેવા વીર પુરુષને કશાનો ડર નહોતો. એમણે, મુસ્લિમો પર અત્યાચાર કરતા, શીખો અને હિન્દુઓને સખત શબ્દોમાં નસિયત આપીને, મુસ્લિમોને ઉગાર્યા, અને, હિન્દુઓ અને શીખોને શરમાવ્યા. ને, તેમને વેર લેતાં અટકાવ્યા, એટલુંજ નહિ, પણ ઘણી અપહૃત સ્ત્રીઓને તેમના માલિકને પાછી સોંપાવી, શહેરમાં શાંતિ સ્થાપી.

ત્યાંથી, જવાહર, રક્ષણ મંત્રી બળદેવસિંહ અને પાકીસ્તાનના વડા પ્રધાન લિયાકતઅલીખાન સાથે, અમૃતસર ને આસપાસના સરહદી પ્રદેશમાં ફર્યા. તેઓએ બળતાં ઘરો જોયાં અને અશ્રુની સરિતાઓ પ્રત્યક્ષ નિહાળી. હિન્દની પરિસ્થિતિ નિહાળી, એઓ પાકીસ્તાનમાં ગયા. ત્યાં લાહોરમાં ને આસપાસના પ્રદેશમાં ફર્યા. હિન્દુ, શીખ, લોકોનાં આંસુ લૂછ્યાં, તેમને આશ્વાસન આપ્યું. જે

લોકોને હિન્દ આવવું હતું તેમને માટે તાત્કાલિક વ્યવસ્થા કરવાનું વચન આપ્યું. હજારો ને લાખો નિરાશ્રિતોની ભયાનક વાતો સાંભળી. જવાહરે ત્યાંજ, આ કોમી દાવાનળને બૂઝાવવા સખત હાથે કામ લેવાનો તાબડતોબ નિર્ણય કર્યો. અને, ગુનેગારોની જોડે જરા પણ શિથિલતા ન બતાવવાની પ્રતિજ્ઞા કરી. કારણ કે, જો એ પરિસ્થિતિ ફેલાય તો એનું પરિણામ સદંતર વિનાશમાં આવે એ નક્કી હતું.

જવાહરે અને લિયાકતે, આ પ્રશ્ન માટે, બન્ને પંજાબમાં, હિન્દુસ્તાન અને પાકીસ્તાનની સયુક્તસમિતિઓ નીમી. બન્ને સરકારો વચ્ચે, સહકાર રહે અને સતત સપર્ક રહે તે માટેનું તંત્ર ઉભું કર્યું. લાહોર અને અમૃતસર વચ્ચે નિરાશ્રિતોને લાવવા લઈ જવાની સપૂર્ણ સગવડ રહે, તેની પણ બન્ને સરકારો વચ્ચે ખાસ ટ્રેનોની વ્યવસ્થા તાબડતોબ જવાહરે કરી. મોટર લોરીનો પણ ઉપયોગ થઈ શકે તેની સગવડ કરી, નિરાશ્રિતોની રહેવાની અને ખાવાની વ્યવસ્થા પણ કરી. તરતજ, પાંચ લાખ રૂપિયા જવાહરે પોતાની જવાબદારી પર નિરાશ્રિતો માટે મજૂર કર્યા ને પૂર્વપંજાબની સરકારને આપ્યા. વળી, દિલ્હી આવનારા નિરાશ્રિતો માટે બીજા પાંચ લાખ મંજૂર કર્યા. તત્કાળ જવાહરે નિરાશ્રિત અમલદારની નિમણૂક કરી ને તેને અમૃતસર પોતાનો ચાર્જ સંભાળી લેવા વિનંતી કરી. હિન્દુ અને શીખના હિતો બરાબર જેવાય તે માટે લાહોરમાં, નાયબ એલચીની નિમણૂક કરી. નિરાશ્રિતોની છાવણી ખોલવાને, પૂર્વ પંજાબની સરકારને લશ્કરમાંથી તંબુઓ અપાવ્યા.

જવાહરની તત્કાળ નિર્ણય લેવાની શક્તિ અને પ્રશ્નોનો ઝડપી ઉકેલ કરવાની વૃત્તિ, આ પરથી ફલિત થશે. એમનું હૃદય પોતાના દુખી પીડિત, ત્રાસિત દેશબાધવો પ્રત્યે કેટલે અંશે દ્રવતુ હતુ તે આનાથી પ્રતીત થશે. એમણે હજારોનાં અશ્રુ જાતે જઈને લોહ્યાં, કેટલાંયની કહાણી ધીરજથી સાંભળી એમણે આંસુ સાર્યા કેટલીય વૃદ્ધાઓ જેમણે પોતાના દીકરાઓ આ હત્યાકાંડમાં ગૂમાવ્યા હતા, તેના જવાહર પુત્ર બન્યા એઓ માત્ર લાગણી-વિવશ થઈને બેસી ન રહ્યા, પણ રાષ્ટ્રના વડાને છાજે એવી બહાદુરીથી એમણે યોગ્ય પગલાં લીધાં ને પોતાની જવાબદારી અત્યંત ગૌરવભરી રીતે અદા કરી.

જવાહરનુ આ કામ હજી ઊભું હતુ, ત્યાં, પજાબનાં હત્યાકાંડનો કલકત્તામાં પડઘો પડ્યો. કલકત્તામાં તોફાનો શરૂ થયાં. ગાધીજી તે વખતે કલકત્તામાં હતા. એક મુસ્લિમ લતામાં, મુસ્લિમને ત્યાં રહેતા હતા, કે, જેથી, મુસ્લિમોને કોઈ જાતનો ડર ન રહે. પણ, ત્યાં એ ગુસ્સે થયેલા યુવાનોનું ટોળું,

ગાંધીજીને ઉંઘમાંથી ઉઠાડી એમની સામે ધર્યું. અને ગાંધીજી ઉપર પથ્થરોનો પ્રહાર શરૂ કર્યો. ગાંધીજીને સદ્‌ભાગ્યે કશી ઈજા ન થઈ. પરન્તુ, આની અસર ગાંધીજી પર એટલી બધી થઈ, કે, ગાંધીજીએ ૧ લી સપ્ટેંબરથી, કલકત્તામાં જ્યાંસુધી શાંતિ ન સ્થપાય ત્યાં સુધી આમરણાન્ત ઉપવાસ આદર્યા.

જવાહરને આ સમાચારે પ્રબળ આઘાત પહોંચાડ્યો. પંજાબનો પ્રશ્ન તો હજી ડોળા ધૂરકાવતો ઊભો હતો તેમાં આ વળી નવી મૂંઝવણ આવીને ઊભી. ગાંધીજીનું શું થશે, એ વિચારજ એમને દિનરાત સતાવવા લાગ્યો. કલકત્તાના લોકો સમજ્યા. એમણે ગાંધીજીને જોઇતી બધી બાંયધરી આપી ને ગાંધીજીએ ઉપવાસ ૪ થી સપ્ટેંબરે છોડ્યા. એ સમાચાર જ્યારે જવાહરે સાંભળ્યા, ત્યારે એમના જીવમાં જીવ આવ્યો.

દિલ્હીમાં નિરાશ્રિતો આવતા હતા, હજારોને લાખોની સંખ્યામાં. એઓ પોતાની ઉપર ગુજરેલા સીતમોનું વેર લેવા માંગતા હતા. બીજી બાજુ, દિલ્હીમાં રહેલા મુસ્લિમોએ પણ દિલ્હી સરકારનો કબજો કરવાનું કાવતરૂં રચ્યું હતું. આ બન્ને તત્વો મળ્યાં, ને, દિલ્હીમાં અતંત્રતા વ્યાપી રહી. દિલ્હીમાં જાણે, ચોરડાકુઓનું, ગુંડાઓનું રાજ થઈ રહ્યું. કાયદાકાનૂન જેવું કશું રહ્યું નહિ.

જવાહર મૂંઝાયા. એઓ જાતે, રાતદિવસ, એક સ્થળેથી બીજે સ્થળે ફરવા લાગ્યા. એક સ્થળેથી એઓ જતા હતા, ત્યાં એમણે એક શીખ ટોળાને, મુસ્લિમો પર હલ્લો કરતું જોયું. શીખ નેતાના હાથમાં નાગી તલવાર હતી. જવાહર તો જાનની પરવા કરનારા હતા જ નહિ. ને તેમાં પણ આ દૃશ્ય જોતાં એમનો ક્રોધ કાબૂમાં ન રહ્યો. એમણે, મોટરમાંથી નીચે ઉતરી પેલા શીખ નેતાના હાથમાંથી તલવાર ઝૂંટવી લીધી. બધા ડઘાઈ ગયા, ને વીખરાઈ ગયા. આ રીતે પોતાની હિંમતથી, એમણે અનેકના જાન બચાવ્યા. જવાહરની નીડરતાનો, વીરતાનો અને સાહસિકતાનો આ જ્વલંત નમૂનો છે.

દિલ્હીની સ્થિતિ પણ ગંભીર હતી. દિલ્હી હિન્દથી છૂટું પડી ગયું હતું. બધો વ્યવહાર સ્થગિત હતો. મુસ્લિમોનું ષડ્‌યંત્ર નેહરુ સરકારને ઊથલાવી પાડવાનું હતું. ને, નિરાશ્રિત હિન્દુ ને શીખો પણ વીફર્યા હતા. પણ ગાંધીજી પણ સારે નસીબે દિલ્હીમાં જ આવ્યા હતા. એટલે એમના શુભ પ્રયત્નો, પણ ફળ્યા. જવાહરની સામે પણ ઈશ્વરે જોયું, ને, દિલ્હીમાં શાંતિનું વાતાવરણ ફેલાવા લાગ્યું.

આમ જવાહરની સામે, અત્યંત ગંભીર પ્રશ્નો ઉપસ્થિત થયા. એમણે પોતે લાગણીવિવશ હોવા છતાં, ખૂબ કુનેહથી, મુત્સદ્દીગીરીથી કામ લીધું. અને એ પ્રશ્નોના ઉકેલ કરવા માંડ્યા.

દેશી રાજ્યો, એક પછી એક સરદારની કુનેહથી, હિન્દી સંઘમાં વિલીન થવાં લાગ્યાં. વિલીન થયેલાં રાજ્યોનાં નવાસંઘો રચાતા ગયા. હૈદ્રાબાદ ત્રાસ આપતું હતું, ને બીજું, જૂનાગઢ. જૂનાગઢે પાકીસ્તાન ખાતેનું પોતાનું જોડાણ કર્યું ભોપાલ કોની જોડે જોડાવું તે નક્કી કરી શકતું નહોતું. આવા આવા અનેક મૂંઝવનારા પ્રશ્નો આવ્યા હતા. દેશનું ઉત્પાદન વધારવાનું હતું. આસામમાં ભૂકંપ, ગુજરાતના ને મદ્રાસના અમુક ભાગોમાં દુષ્કાળની પરિસ્થતિ, એવા, અનેક પ્રશ્નો સામે હતા, જે કોઈપણ સરકારને હંફાવી નાંખે એવા હતા. પણ જવાહરમાં અદભુતશકિત હતી એટલેજ તો એ બહાદુરીથી, દૂરદેશીથી અને મુત્સદ્દીગીરીની કુનેહથી એ પ્રશ્નોનો ઉકેલ કરતા હતા.

કાશ્મીર હજી સુધી હિન્દ કે પાકીસ્તાન જોડે જોડાવું એ નક્કી કરી શક્યુ નહોતું. ઘડીમાં એને સ્વતંત્ર રહેવાની ઈચ્છા થતી, ઘડીમાં હિન્દ જોડે જોડાવાની ઈચ્છા હતી, તેમાં વળી, બ્રિટન ને અમેરિકા ઈચ્છતાં હતાં કે કાશ્મીર પાકીસ્તાન જોડે જોડાય કારણ કે, હિન્દ પોતાના કબજામાં નહિ રહે તેની પૂરેપૂરી ખાતરી, હિન્દે આંતરરાષ્ટ્રીય રાજકારણમાં જે તટસ્થનીતિ અખત્યાર કરવા માંડી હતી, ને એશિયામાના યુરોપીય થાણાં વિરુદ્ધ જે ઝુંબેશ ઉપાડી હતી, તેના પરથી પ્રતીત થતું હતું. આથી, પાકીસ્તાની સૈન્યમા જે બ્રિટીશ અમલદારો હતા, તેની ઉત્તેજનાથી, પાકીસ્તાને કાશ્મીરની સરહદ પર સૈન્ય જમાવટ કરી. અને, પાકીસ્તાનની કાશ્મીરની સરહદ પરથી કાશ્મીર પર હલ્લો કર્યો. આથી કાશ્મીરનો રાજા હજી સુધી હિન્દ કે પાકીસ્તાન જોડે જોડાવું એને વિષે અનિશ્ચિત મનોદશામાં હતો, તેણે, હિન્દુસ્તાન જોડે જોડાવાનું નક્કી કર્યું ને તરતજ, હિન્દી સંઘના વડાપ્રધાન પંડિત જવાહરલાલને પોતાનો અંતિમ નિર્ણય જણાવ્યો.

હિન્દ માટે આ ભારે કસોટીનો સમય હતો. કારણ, કાશ્મીરનું હિન્દ જોડેનું જોડાણ જો હિન્દ સ્વીકારે તો, કાશ્મીર કે જે જોડાણથી, હિન્દનો એક ભાગ બની જાય, તેના રક્ષણ માટે, હિન્દે લશ્કર મોકલવું પડે અને એ લશ્કરની અથડામણથી, પાકીસ્તાન જોડે યુદ્ધની પરીસ્થિતિમા મૂકાવું પડે, એટલે મહાન નિર્ણય લેવાનો હતો હિન્દની કશી લશ્કરી તૈયારી નહોતી. કાશ્મીર ઉપરનું આક્રમણ સર્વે જિત હતુ. બ્રિટીશ અમલદારોનો એમા હાથ હતો. કાશ્મીર પરનો

હલ્લો ચાલુ હતો. દુશ્મનસૈન્યો આગેકૂચ કરતાં હતાં. આમ છેલ્લી ઘડીએ કટોકટીનો નિર્ણય લેવાની જવાબદારી જવાહરને શિરે આવી પડી. પણ જવાહર ડગમગતા નથી, ડરતા નથી, મૂંઝાતા નથી. કામ મુશ્કેલ હતું. કાશ્મીર અને હિન્દ વચ્ચે કોઈ જમીનમાર્ગ નહોતો. વચ્ચે પીરપુંજાલની ગિરિમાળા ઊભી હતી. પાકીસ્તાન જોડે ખુલ્લી લડાઈનો ભય હતો. હિન્દની ત્રણ મહિના પહેલાં નવી જન્મેલી આઝાદી ખતરામાં આવી પડે એવો ભય હતો.

પરન્તુ, જવાહર તત્કાળ ગાંધીજીની સલાહ લે છે. અને ગાંધીજીના આશીર્વાદથી, કાશ્મીરનું હિન્દ જોડેનું જોડાણ મંજૂર કરી, તત્કાળ કાશ્મીરમાં સૈન્ય રવાના કરે છે. ગાંધીજી જાહેર નિવેદન દ્વારા હિન્દનાં આ પગલાંને આશીર્વાદ આપે છે. ને, જવાહરની વ્યવસ્થાશક્તિ તો જુઓ! દુનિયાના કોઈપણ રાષ્ટ્રને ગૌરવ આપે એવી ઝડપ, એવી વ્યવસ્થા, એવી કાર્યસાધકતાથી, હિન્દી વિમાનો અને હિન્દી સૈન્ય હિમાચ્છાદિત પર્વતમાળાની પેલી પાર શ્રીનગરને આંગણે ઉતરે છે, અને ઉતરતાં વેંત, હિન્દના એ જુવાનો શત્રુનો સામનો કરવા ધસી જાય છે.

આ સાહસના જોખમનો તો વિચાર કરો! યુદ્ધમાં આવું સાહસ તો ઘણું ખતરનાક ગણાય. જો આપણું સૈન્ય, દુશ્મનોને ખાળી ન શકત તો તેના પીછેહઠ માટે કોઈ માર્ગ નહોતો. એક ભયંકર અને વિનાશક પરાજય આપણે નસીબે લાગી આપણા નવા રાષ્ટ્રની કારકિર્દી ને ગૌરવ પર પાણી ફેરવત. એ પરાજયની કલ્પના પણ આજે આપણને કંપાવી મૂકે છે.

પરન્તુ, જવાહરની દીર્ઘદૃષ્ટિ ને વ્યવસ્થાશક્તિ કાશ્મીર પરનાં ભયનાં વાદળને વિખેરી નાંખી, શત્રુસૈન્યને પાછળ હઠાવે છે.

કાશ્મીર વિષે, જવાહરે, ૨૭ નવેંબર ૧૯૪૭ ને દિને ઑલ ઈન્ડીયા રેડિયો પરથી વ્યાખ્યાન આપતાં જણાવ્યું કે :

"આજે, મારે તમને કાશ્મીર વિષે કહેવાનું છે. પણ તેની ખીણની પ્રાકૃતિક સુંદરતા વિષે નહિ, પણ, એને, જે યાતના અને ભયનો સામનો કરવો પડ્યો તે વિષે કહેવાનું છે. અમારે બહુ કટોકટીના દિવસો પસાર કરવા પડ્યા છે, અને ઘણા મહત્વના, અને જેની અસર ઘણે દૂર સુધી પહોંચે એવા નિર્ણયો લેવા પડ્યા છે. ને, અમે એ નિર્ણયો અમારી જવાબદારી પૂરેપૂરી સમજીને લીધા છે.

"આપણી પડોશી સરકારે, કોઈ પણ જવાબદાર સરકારને ન છાજે એવી ભાષામાં, હિન્દ સરકારને, કાશ્મીરના હિન્દ જોડેના જોડાણ વિષે કાવતરું

કરવાનો, આક્ષેપ મૂકયો છે. મારે એવી ગંદી ભાષાનું અનુકરણ નથી કરવું. કારણ કે એક જવાબદાર સરકારની જવાબદાર વ્યકિત તરીકે હું ભાષણ કરું છું. હું એ વાત ખચિત કબૂલ કરું છું કે, કાશ્મીરમાં કાવતરું થયું છે, હિંસા થઈ છે, પણ સવાલ એટલોજ છે, કે એ બધું કરનાર છે કોણ? જમ્મુ અને કાશ્મીરનો મોટો ભાગ આક્રમણકારોએ પચાવી પાડ્યો છે. ને, તેમણે, ગામડાંઓ લૂંટ્યાં છે, સ્ત્રીઓ પર બળાત્કારો કર્યા છે અને માનવીઓની કતલ ચલાવી છે. શ્રીનગરનું આટલું બધું રળિયામણું શહેર વિનાશને કિનારે ઊભું હતું.

"અમે કાશ્મીર વિષે જે જે પગલાંઓ લીધાં છે તે તે, પરિણામનો, પૂરેપૂરો, ઠંડે કલેજે વિચાર કરીને જ લીધાં છે. ને મને ખાતરી છે કે અમે જે કર્યું છે, તે સાચુંજ છે. જો અમે એ પગલાંઓ ન લીધાં હોત, તો અમે વિશ્વાસઘાત કર્યો ગણાત, અને જંગલનાં હિચકારા કાયદાની શરણાગતિ સ્વીકારવા જેવું થાત. પાકીસ્તાનના એ આક્રમણકારોએ, ૯૫ ગામડાંઓનો સદંતર નાશ કર્યો. ભિંબર કે જે તો શહેર ગણાય, તે પણ ભસ્મીભૂત કરવામાં આવ્યું છે. પુંચ અને મીરપુર હજી એ આક્રમકોનાં હાથમાં છે. એ બતાવે છે કે એ આક્રમણ સુયોજિત, વ્યવસ્થિત અને પ્રેરેલું છે.

"૨૪ મી ઑક્ટોબરે કાશ્મીર રાજ્યે પહેલવહેલી હિન્દ જોડે જોડાવા માટે વિનંતી કરી, ને લશ્કરી મદદ માગી. ૨૫ મી એ સવારે અમે લશ્કરી અમલદારો જોડે મંત્રણા કરી. પણ મુશ્કેલીઓનો વિચાર કરતાં કોઈ પણ ચોક્કસ નિર્ણય પર આવી શકયા નહિ. ૨૬ મી એ અમે આ બાબતની ફરી વિચારણા કરી. તે વખતે પરિસ્થિતિ વિશેષ ગંભીર બની. આક્રમણકારોએ ઘણાં શહેરોને જમીનદોસ્ત કર્યાં હતાં અને આખા કાશ્મીરને વિજળીક શકિત પૂરી પાડનાર, વિજળીનાં કારખાનાંનો સંપૂર્ણ વિનાશ કર્યો હતો. શ્રીનગરનું ભાવિ જીવનમરણ વચ્ચે ઝોલાં ખાતું હતું.

"અમને મદદ માટે મહારાજા તરફથી જ કહેણ આવ્યું હતું એમ નહિ, પરન્તુ, કાશ્મીરી પ્રજાના નેતા શેખ અબદુલ્લા તરફથી. પણ મદદ માટે વિનંતી આવી. રાજા અને પ્રજા બન્નેએ કાશ્મીર જોડેનું જોડાણ સ્વીકારવાની અમને આગ્રહભરી વિનંતિ કરી. અમે જોડાણ સ્વીકાર્યું ને હવાઈજહાજ મારફત લશ્કર મોકલ્યું. પણ અમે એક શરત કરી, કે કાશ્મીરમાં જ્યારે સંપૂર્ણ શાંતિ સ્થપાય, ત્યારે કાશ્મીર જોડેના જોડાણની કાશ્મીરની પ્રજાએ પુનર્વિચારણા કરવી પડશે.....પછી તો રોજ-બ-રોજ

અમે લશ્કર ને યુદ્ધ સરંજામ હવાઈ જહાજો દ્વારા કાશ્મીર મોકલતા ગયા. શ્રીનગરને આંગણે આવેલા હલ્લાખોરને, આપણે પાછો હાંકી કાઢ્યો.

"કાશ્મીરના મહારાજા જોડે આપણે એ શરત પણ કરી હતી, કે, પ્રજાના પ્રતિનિધિને જ રાજ્યતંત્ર સોંપાવું જોઈએ. અને એણે એ શરત પાળીને, શેખ અબ્દુલ્લાને મુખ્ય પ્રધાન બનાવ્યા છે.

"ફક્ત કાશ્મીર વિષે જ નહિ, પણ આખા હિન્દ વિષે કહી શકાય કે આપણે ખરાબમાં ખરાબ દિવસોમાંથી પસાર થયા છીએ. હવે ભય ઓછો થયો છે, છતાં એ પૂરેપૂરો નાબૂદ થયો છે, એમ તો ન જ કહી શકાય. આપણે ઘણી તકેદારી રાખવી પડશે. ચેતતા રહેવું પડશે. ને તેથી આપણે હિન્દમાં બનતી વહેલી તકે કોમવાદના રાક્ષસને દફનાવી દેવો પડશે, ને, આપણા પ્રશ્નોનો સંયુક્તમોરચેથી સામનો કરવો પડશે."

હિન્દની પાર્લામેંટમાં આજ વાત વિસ્તારથી રજૂ કરતાં, અને કાશ્મીરનાં જોડાણ વિષે, કે, કાશ્મીરમાં હિન્દનું લશ્કર મોકલવા વિષે, જે કંઈ થોડી ગેરસમજૂતીઓ થવા પામી હતી, તેને વિષે સ્પષ્ટ ખુલાસો કરતાં, ૨૫ મી નવેંબરે, જવાહરે કહ્યું હતું કે:

"કાશ્મીરનો હિન્દ જોડે વેપારી સંબંધ હતો, ભૌગોલિક સંબંધ હતો. ને કાશ્મીરની સરહદ પર, સોવીયેટ યુનિયન, અફઘાનિસ્તાન, અને ચીન એ ત્રણેની સરહદ હોવાથી, એ મધ્ય એશિયા જોડેનો હિન્દનો વેપાર કાશ્મીર મારફત થતો હોવાથી, હિન્દ ઈચ્છતું હતું, કે, કાશ્મીર હિન્દ જોડે જોડાય. છતાં, અમે એની પર જરા જેટલું પણ હિન્દ જોડે જોડાવાને દબાણ કર્યું નથી. અમારે માત્ર ઉપરનું નહિ, પણ જનતાની ઈચ્છાથી થયેલું જોડાણ ખપતું હતું. જ્યારે પાકીસ્તાન કાશ્મીરને પોતાની જોડે જોડવા માટે, ખાંડ, અનાજ, મીઠું એવી જરૂરિયાતની વસ્તુઓ રોકીને, તંગ કરતું હતું.

"અમારી પાસે જોડાણની માગણી ૨૪ મી ઑક્ટોબરે આવી. અમારે તત્કાળ જવાબ આપવાનો હતો. આવા ઐતિહાસિક નિર્ણય લેવાં માટે જે પૂરતો સમય જોઈએ તે અમારી પાસે નહોતો. શ્રીનગરની ઘડીઓ ગણાતી હતી. બીજી બાજુ, અમારે પણ અમારા સાહસનો, શક્તિનો વિચાર કરવાનો હતો. પાકીસ્તાન જોડે, સીધો લડાઈનો પ્રસંગ આવી પડે એવો ભય હતો. પણ અમે આખરે એ સાહસ કર્યું. ને, અમે યાહોમ કરીને જંપલાવ્યું. કારણ કે, કાશ્મીરને જો આક્રમકોનાં હાથમાં સોંપી દઈએ તો પછી હિન્દ પર પણ લટકતી તરવાર રહે."

આ પછી જવાહરે આ આખા પ્રશ્નને સંયુક્ત રાષ્ટ્રસંસ્થા સમક્ષ રજૂ કર્યો. અને પોતાની પાસે પાકીસ્તાને કાસ્મીર પર આક્રમણ કર્યું, તેની જે સાબિતી હતી, તે રજૂ કરી. અને પાકીસ્તાનને આક્રમણકાર તરીકે જાહેર કરવા માગણી કરી. પણ, સંયુક્ત રાષ્ટ્રસંસ્થા, એ પક્ષાપક્ષીવાળી સંસ્થા છે. એટલે, હજી સુધી એણે, પાકીસ્તાનને આક્રમક તરીકે નથી જાહેર કર્યું, કે નથી, આ પ્રશ્નનો ઉકેલ આણ્યો.

જવાહરને આમ એક પછી એક નિર્ણયો એટલી બધી ઝડપથી લેવા પડ્યા, કે દરેક પ્રસંગે, અને દરેક તબક્કે એમનાથી, કોંગ્રેસના પ્રમુખ આચાર્ય કૃપલાણીની સલાહ લઈ શકાઈ નહિ. નિર્ણયો એટલા ઝડપી લેવાના હતા કે એ શક્ય જ નહોતું. આથી આચાર્યને જવાહરના વર્તનથી માઠું લાગ્યું. જવાહર કોંગ્રેસ પ્રમુખની અવગણના કરે છે, એમ લાગ્યું, ને તેથી એમણે કોંગ્રેસ પ્રમુખ તરીકેનું પોતાનું રાજીનામું પેશ કર્યું. જવાહર અને આચાર્ય વિષે બીજા પણ મતભેદો હતા. એટલે, જવાહરે એમનું રાજીનામું સ્વીકાર્યું.

જવાહર ઉદારમતવાદી હતા, તેથી આચાર્ય કૃપલાણીની જગ્યાએ, નવા કોંગ્રેસ પ્રમુખ કોને નીમવા તે વિષે મતભેદ પડ્યો. ગાંધીજીએ, આચાર્ય નરેન્દ્રદેવનું નામ સૂચવ્યું ને જવાહરે તે મંજૂર રાખ્યું. પણ બીજા કોંગ્રેસ નેતાઓને એ નામ માન્ય નહોતું. એથી, જવાહર ને સરદારે મળીને, રાજેનબાબુને પ્રમુખ તરીકે પસંદ કર્યા.

પાકીસ્તાન જોડે રોજ-બ-રોજ ઝઘડા વધતા જતા હતા. કાસ્મીર તો હતું જ. તેમાં નિરાશ્રિતોની મિલકત, હિન્દના મુસ્લિમો પર હિન્દમાં સીતમ ગુજરે છે, એવા પાકીસ્તાનના રોજ-બ-રોજના આક્ષેપો, હિન્દ પાકીસ્તાનને ખતમ કરવા માગે છે, એ જાતનાં ઉગ્ર ભાષામાં નિવેદનો, હિન્દ, હિન્દમાંથી પાકીસ્તાનમાં વહેતી નદીઓનાં બંધ બાંધી પાકીસ્તાનનું પાણી અટકાવવા માગે છે, એ જાતનાં નિવેદનો, પરિસ્થિતિને વણસાડતાં હતાં. જવાહરે આ આક્ષેપોનો રદિયો આપતાં, અલીગઢ મુસ્લિમ યુનિવર્સિટીનાં પદવીદાન સમારંભ વખતે ભાષણ આપતાં કહેલું કે:

"પાકીસ્તાનને અમારે કચડી નાંખવું છે, ગૂંગળાવી નાંખવું છે, એવા આરોપો અમારી પર મૂકાયા છે. અમે પાકીસ્તાનને હિન્દ જોડે પાછું જોડી દેવા માગીએ છીએ એવી બીનજવાબદાર ને બેહૂદી વાતો વહેતી મૂકાઈ છે. પણ એ આરોપ પાયા વિનાનો છે, અને અમારા વર્તનને સમજ્યા વિના કરેલો છે. ઘણાં કારણોથી હું એમ માનું છું, કે,

હિન્દ અને પાકીસ્તાન એકબીજાની નિકટ આવવાં જોઇએ. નહિ તો એમાં બન્નેનો વિનાશ છે. પાકીસ્તાનને ભાંગવામાં હિન્દને તો કશો જ ફાયદો થવાનો નથી. અમારે જો પાકીસ્તાનને ભાંગવું જ હોત, તો, પાકીસ્તાનની રચના માટે આમે સંમતિ જ શા માટે આપત ? પાકીસ્તાનને ભાંગવું હોત તો તે વખતે જ સારામાં સારો મોકો હતો. ઇતિહાસ કંઈ પાછો લઈ અવાતો નથી. આજે જો હિન્દ જોડે જોડાવાની પાકીસ્તાન માગણી કરી તોયે હું તો ના પાડું, કારણ કે, મારા દેશનો જ મારે માથે એટલો બધો સખત બોજો છે, કે બીજો બોજો લેવાની મારી હામ નથી."

હિન્દી સંઘની સ્થિતિ જરા સુધરી. જવાહરને જરાક નિરાંતવળી, ત્યાં, જાન્યુઆરિ ૧૯૪૮ માં દિલ્હીની પરિસ્થિતિ પાછી વણસી. હિન્દુશીખ નિરાશ્રિતો વીફર્યા હતા. મુસ્લિમ ઘરોનો, મસ્જિદોનો કબજો કરીને બેઠા હતા. અને કોઈપણ સંજોગોમાં તે કબજો છોડવા માગતા નહોતા. મુસ્લિમ દુકાનો લૂંટતા હતા. આમ દિલ્હીમાં મુસ્લિમોની સ્થિતિ તંગ હતી. આ પરિસ્થિતિમાં, સખત હાથે કામ લેવાનું જોઇએ એમ લાગતું.

ગાંધીજીએ પરિસ્થિતિ સુધારવા માટે આમરણાન્ત ઉપવાસ આદર્યા. ૧૩ મી જાન્યુઆરિએ બાપુએ ઉપવાસ આદર્યા. બાપુ, જવાહરની રાજધાનીમાં, જવાહર વડા પ્રધાન હોય ત્યારે, ઉપવાસ આદરે એ પરિસ્થિતિ બહુ વિષમ હતી. જવાહરને તંગ કરી નાંખે એવી હતી. જવાહરનો બાપુ પ્રત્યેનો ભક્તિભાવ અનન્ય હતો. જવાહરની મૂંઝવણ વધી. હિન્દે પાકીસ્તાનને આપવાના ૫૪ કરોડ રૂપિયા, સરદારની સલાહથી જવાહરે રોકી રાખ્યા હતા. કારણ કે, એ રૂપિયાનો કાશ્મીરમાં શસ્ત્રસરંજામ માટે ઉપયોગ થવાનો હતો. તેને વિષે લેશમાત્ર પણ શંકા નહોતી. સરદાર મક્કમ હતા, પણ, જવાહર બાપુના ઉપવાસને લીધે ઢીલા પડ્યા. જવાહરની અવસ્થા બહુ જ વિષમ હતી. રોજ એ બાપુ પાસે બને એટલો સમય ગાળતા અને બાપુને ઉપવાસ છોડવા સમજાવતા. જવાહરે મૌલાનાની સલાહ લેવા માંડી. આખરે, બાપુની જિંદગી ખાતર, જવાહર સફળતાથી, સરદારને ૫૪ કરોડ રૂપિયા છૂટા કરવા સમજાવી શક્યા. દિલ્હીમાં શાંતિ સ્થાપના માટે, બધી કોમના નેતાઓએ બાંયધરી આપી. ને, બાપુએ જવાહરની હાજરીમાં ઉપવાસ છોડ્યા, ત્યારે જવાહરના જીવમાં જીવ આવ્યો.

પણ, તરત જ, ૨૦ મી જાન્યુઆરિને દિને બાપુની પ્રાર્થના સભામાં એમની ઉપર બોંબ ફેંકાયો. સદ્ભાગ્યે, બાપુને તો ઇજા ન થઈ. પણ જવાહરને એથી

બહુ સખત માનસિક આઘાત લાગ્યો. જવાહરે, બાપુની પ્રાર્થનાસભામાં આવતા, દરેક જણની જડતી લેવા દેવાની રજા આપવા બાપુને સમજાવવા માંડ્યા. પણ એ બાબતમાં બાપુ ઘણા મક્કમ હતા.

એવામાં બાપુને કાને વાતો આવવા લાગી, કે, જવાહર અને સરદાર વચ્ચે ઉગ્ર મતભેદ જામ્યો છે, અને, એ બન્નેના સંબંધો દિનપ્રતિદિન તંગ થતા જાય છે. બન્ને બાપુના લાડીલા હતા. બાપુના શિષ્યો હતા. એટલે, ૩૦ મી જાન્યુઆરિએ, પહેલા સરદારને બોલાવી, એમની જોડે વાતચીત કરી. પછી, બાપુ પ્રાર્થનામાં જવા ઊઠ્યા. પ્રાર્થના પછી જવાહરને બોલાવી, બાપુ મંત્રણા કરનાર હતા, ત્યાં તો, એક પાગલ આદમીની ગોળીથી એમનું અવસાન થયું.

જવાહરને એ વાતની ખબર પડતાં, એ ઉંચે શ્વાસે બીરલા હાઉસમાં ધસી આવ્યા. ને, બાપુનો મૃતદેહ જોઈ, બાપુનાં કપડાં પર માથું મૂકી, એક નાના બાળકની જેમ ધ્રૂસકે ધ્રૂસકે રડી પડ્યા. એમને માથેથી શિરછત્ર ગયું હતું. એઓ અનાથ બની ગયા હતા. એમના માતપિતા આ નશ્વર દુનિયા છોડી ગયા હતા. જવાહરને આખી દુનિયા ફરતી લાગી. પણ, કાશ્મીરની બાબતમાં, જેવો તત્કાળ નિર્ણય લેવાનો હતો, તેવો આ બાબતમાં પણ તત્કાળ નિર્ણય લેવાનો હતો.

ઘણાની ઇચ્છા હતી, કે બાપુના શરીરમાં ઔષધિ ભરીને એને સંઘરી રાખવું, પણ બાપુની ઇચ્છા એવી નહોતી. તેની પ્રતીતિ થતાં, સરકાર તરફથી બીજે દિવસે, સ્મશાનયાત્રા કાઢવાનો નિર્ણય જવાહરે લીધો. તે વખતે, બહાર જમા થયેલા લાખો લોકો સમક્ષ, બહાર આવીને, જવાહર પાછા બાળકની જેમ રડી પડ્યા અને વધુ ન કહેતાં, એટલું જ બોલી શક્યા કે: "બાપુ તો ગયે" ને, રૂદનાવેશમાં કશું જ વધારે ન બોલી શક્યા. તે રાત્રે, ઑલ ઇન્ડીયા રેડિયો પરથી પોતાના હૃદયનો ઉભરો કાઢતાં એમણે કહ્યું:

"આપણી જિંદગીમાંથી પ્રકાશ ચાલ્યો ગયો છે. અને બધે ઘોર અંધારું ફરી વળ્યું છે. મને સુઝ પડતી નથી, કે, તમને શું કહેવું. ને કેવી રીતે કહેવું. આપણા પ્યારા નેતા, જેને અમે બાપુ કહેતા હતા, તે આપણા રાષ્ટ્રના પિતા હવે નથી. પણ હું ભૂલ્યો. કદાચ અત્યારસુધી આપણે એમને જે રીતે જોઈ શકતા હતા, તે રીતે નહિ જોઈ શકીએ. અમે હવે કોની પાસે સલાહ લેવા દોડી જઈશું, કોની પાસે અમે આશ્વાસન મેળવીશું? અને એ મારે એકલાને માટે નહિ, પણ લાખો અને કરોડો માનવીઓને માટે પ્રબળ આઘાતનો વિષય છે. એ જખમ હવે કદિયે રૂઝાવાનો તો નથીજ."

હજી નિરાશ્રિતોના પ્રશ્નનો બોજો પીઠ પરથી ખસ્યો નથી, ત્યાં તો એમને પાકીસ્તાનના કાશ્મીર પરના આક્રમણનો સામનો કરવો પડ્યો. એ કામ હાથ પર ઉપાડયું, ત્યાં ગાંધીજીના ઉપવાસ, ને ઉપવાસ પૂરાં થતાં, આવી પડે છે, દેશનાં ઇતિહાસમાં હિન્દને માથે મોટામાં મોટું કલંક ઓઢાડનાર બનાવ, બાપુની હત્યા. જવાહર પર બોજા વધતા જ જતા હતા. નિરાશ્રિતો, કાશ્મીર તેમ જ કોઈ પણ પ્રશ્ન હજી ઉકલ્યો નહોતો. ને નવા પ્રશ્નો ડોળા કાઢતા ઊભા હતા. છતાં, અણખૂટ ધીરજથી, મુત્સદ્દીગીરીથી જવાહરે, કામ લીધું. ને, જગતને, હિન્દ તરફ હેરતભરી નજરે જોતું એ ભડવીરે કરી દીધું.

[૨૩]

# આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે હિન્દની કીર્તિકૂચ

ગાંધીજીના સ્વર્ગવાસનો શોક શમતો હતો. ગાંધીજીના મૃત્યુએ એક સારું કાર્ય એ કર્યું કે જવાહર અને સરદાર વચ્ચે જે મતભેદો હતા, તે શમાવી દીધા. બન્નેએ જાણ્યું, કે એ મતભેદોને મીટાવનાર, બેની વચ્ચે સલાહ કરાવનાર મહાન વ્યક્તિ લુપ્ત થઈ છે. એટલે, બન્નેએ જાતેજ સમાધાન કરી લીધું. અને બન્ને એક છે, એ જાતની જાહેરાત પણ એમણે વારંવાર કરી.

હિન્દના પ્રશ્નો હજી ઉકેલાયા નહોતા. કાશ્મીરનો પ્રશ્ન વધારે ને વધારે ગૂંચવાતો હતો. સલામતી સમિતિ, એ પ્રશ્નનો પૂરો લાભ ઉઠાવી, પાકીસ્તાનનો પક્ષ લઈ હિન્દને વિશેષ અને વિશેષ તંગ કરતી હતી, પાકીસ્તાનેજ આક્રમણ કર્યું એમ પૂરવાર થયું હોવા છતાં, સલામતી સમિતિ, પાકીસ્તાનને આક્રમક તરીકે જાહેર કરવા આનાકાની કરતી હતી. બીજી બાજુ, પાકીસ્તાન અને હિન્દનો સંબંધ દિનપ્રતિદિન વધારે ને વધારે તંગ બનતો જતો હતો. પાકીસ્તાને હિન્દની સામે લઘુમતીની કતલ કરવાનો, કાશ્મીર અને જૂનાગઢને, જબરજસ્તીથી હિન્દ જોડે જોડી દેવાનો, એવા જાતજાતના આક્ષેપો મૂકયા હતા.

જવાહરે, ગાંધીહત્યા પછી, કોમવાદી તત્વો સામે બહુ સખત હાથે કામ લીધું. રાષ્ટ્રીય સ્વયંસેવક જે હિન્દુઓની લશ્કરી ઢબની કોમવાદી સ્વયંસેવક સંસ્થા હતી, તેને ગેરકાયદેસર ઠરાવી, તેના નેતાઓને ગિરફતાર કર્યા. હિન્દુમહાસભાના નેતાઓ પર ચાંપતી તપાસ રાખી. સાવરકર, ગોલવલકર આદિ નેતાઓને જેલના સળિયા પાછળ પૂર્યા, ને એ રીતે, જે કોમવાદે હિન્દનું સત્યાનાશ વાળ્યું હતું, જેણે પાકીસ્તાનની રચનામાં આડકતરી રીતે મદદ કરી હતી અને જેણે ગાંધીજીની હત્યામાં અગત્યનો ભાગ ભજવ્યો હતો, તે કોમવાદને જડમૂળથી ઉખેડી નાંખવાનો, જવાહરે પ્રબળ પ્રયત્ન કર્યો. અને, દિલ્હીમાં હિન્દુ રાજ્ય સ્થાપવાની અને ત્રિરંગી ઝંડાને સ્થાને ભગવો ઝંડો લહેરાવવાની મુરાદ ડામી દીધી.

ગાંધીજીની હત્યા માટે ખાસ ન્યાયાધીશ નિયુક્ત કરી રીતસરનો મુકદમો ચલાવ્યો. ગાંધીજીના હત્યારાને ફાંસીની સજા થઈ. જવાહર સમક્ષ ઘણી દયાની અરજીઓ આવી, પણ જવાહર આ વખતે બહુ સખત હતા. એટલે માફી આપવાનો એમની સરકારે સ્પષ્ટ ઈન્કાર કર્યો.

આ બાજુ, માઉન્ટબેટનની અવધ પૂરી થતી હતી. જવાહર અને લોર્ડ માઉન્ટબેટન વચ્ચે ગાઢ મૈત્રીનો નાતો બંધાયો હતો. માઉન્ટબેટનની પત્નીએ, નિરાશ્રિતોમાં અદ્ભુત કાર્ય કર્યું હતું. અપહૃત સ્ત્રીઓને પાછી મેળવવામાં એના પ્રયત્નો અથાગ હતા. એમને વધુ રોકાવાનું કહેવાય એમ હતું નહી. એમની જગ્યાએ નવા ગવર્નર-જનરલ કોને નીમવા એ પ્રશ્ન બહુ જટિલ બન્યો હતો. કોઈ રાષ્ટ્રવાદી વ્યક્તિનીજ નિમણૂક થવી જોઈએ, એટલે, જવાહરે, શ્રી. રાજગોપાલાચારીની પસંદગી કરી. રાજગોપાલાચારી ઠરેલ બુદ્ધિના મુત્સદ્દી હતા. એમની દીર્ઘદૃષ્ટિ હતી. શાંત પ્રકૃતિના હતા. ઉદારમતવાદી હતા. ગાંધીજીના સિદ્ધાંતોને પાળનારા હતા. રાજગોપાલાચારીને સમજાવી, એમને ગવર્નર–જનરલપદે નીમ્યા. અને માઉન્ટબેટનને ભાવભરી વિદાય આપી.

જવાહરે બંધારણસભાનું કામ ઝડપભેર આગળ વધાર્યું. રાષ્ટ્રભાષાનાં મૂંઝવતા પ્રશ્નનો એમણે સમજૂતીથી, ચાલાકીથી, ને બધાપક્ષોને સંતોષ થાય એવો ઉકેલ આણ્યો. હિન્દી ને દેવનાગરી લિપી એ રાષ્ટ્રભાષા બને છે. એમાં પણ આંકડાનો પ્રશ્ન મૂંઝવે છે. કેટલાક દેવનાગરી આંકડાની તરફેણ કરે છે. કોઈક રોમન આંકડાની. અને આખરે, જવાહરની કુનેહથી, અને દીર્ઘદૃષ્ટિથી રોમન આંકડાનો સ્વીકાર થાય છે.

જવાહરનાં મંત્રીમંડળમાં પણ ઉગ્રભેદો જાગે છે. કહેવાય છે, કે, એમાં જવાહરપક્ષ અને સરદારપક્ષ એમ બે પક્ષો પડી ગયા છે. ને, સરદારનો પક્ષ જોર પકડતો જાય છે. જવાહરની વિદેશનીતિની પણ જબરી ટીકા થાય છે, તટસ્થતા કોઈને ગમતી નથી. છતાં, જવાહર તટસ્થતાની નીતિને મક્કમપણે વળગી રહે છે. કારણ કે, એને ખબર છે, કે, એથી હિન્દની દેશદેશાંતરમાં ઈજ્જત વધી છે.

જવાહરનાં મંત્રીમંડળમાં ખટરાગ જાગે છે. ને પરિણામે બે મંત્રીઓને રાજીનામાં આપવાં પડે છે. એક નાણાંમંત્રી શ્રી. ષણ્મુખમ ચેટ્ટીને અને બીજું વ્યાપારમંત્રી શ્રી. ભાભાને.

બીજી બાજુ, પાકીસ્તાન તંગ કરે છે. એ, હિન્દ લઘુમતીઓનો રીતસર સંહાર કરે છે એવી ફરિયાદ સંયુક્તરાષ્ટ્ર સંસ્થાસમક્ષ નોંધાવે છે. જૂનાગઢની

આરઝી હકૂમતનો હિન્દે સ્વીકાર કર્યો, એટલા માટે, જૂનાગઢના નવાબને, કાવતરું કરીને, હાંકી મૂકવાનો આરોપ હિન્દ સામે કરીને, સયુંક્ત રાષ્ટ્રસંસ્થાને એ માટે, પગલાં ભરવા કહે છે. કાશ્મીરમાં યુદ્ધ તો ચાલુ જ હોય છે, એટલે એનો, પણ કરોડોનો ભાર હિન્દે વહેવો પડે છે. નેપાલમાં પણ તોફાન જાગે છે. હૈદરાબાદ હજી હિન્દ જોડે પૂરું જોડાયું નથી. ત્યાંનો નિઝામ, ત્યાંની અર્ધલશ્કરી મુસ્લિમ સંસ્થા રઝાકારના હાથમાં રહે છે. અને એ રઝાકારનાં ધાડાંઓ, જઈને, હિન્દુઓ પર પારાવાર સીતમ ગુજારે છે. છતાં, હિન્દુસ્તાન સમાધાનીથી કામ લેવા માગે છે. કારણ કે, એક તો કાશ્મીરનો પ્રશ્ન ઊભો છે. તેમાં વળી, હૈદરાબાદ જોડે જંગ માંડવો એને પોષાય એમ નથી. પૂર્વ પાકીસ્તાનમાં પણ, હિન્દુઓ પર જોરશોરથી જુલમ શરૂ થાય છે. અને પાકીસ્તાનમાંથી હિન્દમાં આવતા નિરાશ્રીતોની સંખ્યા રોજ-બ-રોજ વધતી જાય છે.

હિન્દની દેશવિદેશમાં, એની પરદેશનીતિને અંગે ઈજ્જત વધી છે. દક્ષિણ આફ્રિકામાં, રંગભેદ ઉગ્ર સ્વરૂપ પકડે છે. તો, હિન્દ સંયુક્ત રાષ્ટ્રસંસ્થા સમક્ષ એની ફરિયાદ નોંધાવે છે. અને ત્યાં, દક્ષિણ આફ્રિકાની ગોરી સરકાર વિરુદ્ધ એવી ઝુંબેશ ચલાવે છે કે, એથી બ્રિટન વગેરે રાજ્યોની ખફા વહોરી લે છે. પાંચ મહારાજ્યોનાં ખાસ મતાધિકારનો એ સામનો કરે છે. પાકીસ્તાનને બ્રિટન બધી મદદ આપીને, હિન્દુસ્થાન વિરુદ્ધ પ્રચાર કરવામાં મદદ કરતું હતું. એમાં બ્રિટનનો એ મુદ્દો પણ ખરો, કે કાશ્મીર પાકીસ્તાનને અપાવવું.

હિન્દનાં ભાગલાનાં જે અનેક કારણો હતાં, તેમાંનું એક કારણ હિન્દની ધારાસભાઓની ચૂંટણીમાં બ્રિટીશોએ જાણીબૂઝીને આપેલો અલગ મતાધિકાર. જવાહરે, નવા બંધારણમાં અલગ મતાધિકાર કાઢી હિન્દની પ્રજાને સંયુક્ત મતાધિકાર આપ્યો. અને, હરિજનો, આદિવાસીઓ, વગેરે પછાત વર્ગો માટે, થોડી અનામત બેઠકો રખાવી, કે, જેથી, એમને માટે કોઈપણ પ્રકારનાં ભયનું કારણ ન રહે.

જૂન ૧૯૪૮ માં સંયુક્ત રાષ્ટ્ર સંસ્થાના એશિયાઈ પ્રદેશો માટેનું આર્થિક અધિવેશન ઉત્તાકામડમાં ભરાયું. એમાં એશિયાના પ્રદેશો તરફથી, જોરશોરથી, એશિયાના વિકાસ માટે દલીલો કરતાં જવાહરે જણાવ્યું:

"કેટલીય પેઢીઓથી એશિયાનો વિકાસ સ્થગિત થઈ ગયો છે. અને એ પાછળ પડી ગયું છે એમ છતાં, છેલ્લા થોડાં વર્ષોથી એશિયામાં ચૈતન્યનો જુવાળ આવ્યો છે, અને એ ચૈતન્ય એશિયામાં રાજકીય પલટો લાવશે, એ નિશ્ચિત

છે. કારણ કે, આર્થિક કે સામાજિક પલટો, રાજકીય પલટા પછી જ આવશે, તે પૂર્વે નહિ. એશિયાના ઘણા મોટા પ્રદેશો યુરોપે પોતાના હિત માટે, એનો કાચો માલ મફતમાં પડાવવા કબ્જે કર્યા છે. પણ હવે એશિયા, એ શોષણને બરદાસ્ત કરવા તૈયાર નથી, એ અગત્યનું છે, એ વિષે જરાય શંકા નથી.

"એશિયા જાગ્યું છે. એના અવાજને હવે કોઈ દબાવી શકવાનું નથી. અને જ્યાંસુધી એશિયાના રાજકીયપ્રશ્નોનો ઉકેલ ન આવે, ત્યાંસુધી ઈતરક્ષેત્રમાં એશિયાની પ્રગતિ થવી અશક્ય છે, અને તેથી, પહેલાં તો એશિયાના એકેએક પ્રદેશે રાજકીય આઝાદી મેળવવી જોઇએ. અને, જ્યાંસુધી, યુરોપના દેશો, એશિયાઈ દેશો પર પર આધિપત્ય મેળવવા પ્રયત્ન કરશે, ત્યાંસુધી એશિયાઇ પ્રદેશોમાં હરગિજ શાંતિ નહિ સ્થપાય. એટલે હજી સુધી જે દેશો એશિયા પર કબજો રાખવા માગે છે, તેમને હું વખતસરની ચેતવણી આપું છું કે, તમે જગતશાંતિની ઘોર ખોદી રહ્યા છો.

"સ્વાભાવિક રીતે, એશિયાના રાજકીય પ્રશ્નોનો અંત આવતો જાય છે. પરન્તુ, આર્થિક પ્રશ્નો તો હજી ડોળા ઘુરકાવતા ઉભાજ છે, અને એ પ્રશ્નો દુનિયાના આર્થિક પ્રશ્નોને ગૂંચવવાના છે, એ નક્કી. ને જ્યાં સુધી એશિયાના આર્થિક પ્રશ્નોની એશિયાની દૃષ્ટિએ વિચારણા નહિ થાય, ત્યાં સુધી જગતના આર્થિક પ્રશ્નોનો પણ ઉકેલ આવનાર નથી. અને તેથી એશિયાઇ પ્રશ્નોનો અસંતોષકારક ઉકેલ લાવનારા જે અધૂરા પ્રયત્નો થશે, તેથી, જે હેતુથી સંયુક્તરાષ્ટ્ર સંસ્થાની સ્થાપના થઈ છે, તે હેતુજ માર્યો જશે.

"એશિયાઈ દેશોમાં કાચો માલ ઘણો છે. અહીંની ધરતી સમૃદ્ધ છે. ફક્ત, અત્યારે વિશેષ જરૂર તો, એ દેશોમાં ઔદ્યોગીકરણની છે. અને એ ઔદ્યોગીકરણ માટે, જે યંત્રોની અને નિષ્ણાતોની જરૂર છે, તે પૂરી પડે, તોજ આર્થિક દૃષ્ટિએ એશિયાના દેશો સ્વતંત્ર બને, અને એમ થાય તોજ દુનિયામાં શાંતિ સ્થપાય."

હિન્દ અને પાકીસ્તાનના સંબંધો તંગ બનતા જતા હતા. પાકીસ્તાન હિન્દ પર જાતજાતના ખોટા આક્ષેપો મૂકી, પરદેશમાં અવળો પ્રચાર કરી, હિન્દને પડકાર કરતું હતું. એશિયાઈ દેશોની એક પરિષદ બોલાવી, એશિયાના મુસ્લિમ દેશો હિન્દ વિરુદ્ધ પ્રચારમાં પાકીસ્તાનને મદદ કરે, એવી અપેક્ષા પાકીસ્તાને રાખેલી પણ તે ફળીભૂત થઈ નહિ. એ બધાનો તેમજ પાકીસ્તાનના વડા પ્રધાન જનાબ લિયાકતખાને હિન્દ ને જવાહર વિરુદ્ધ જે ઝુંબેશ ચલાવેલી તેનો રદિયો આપતાં, જવાહરે કહ્યું :

"પાકીસ્તાને હિન્દ સામે લઘુમતીની કતલ કરવાના વગેરે જે આક્ષેપો મૂકયા છે, તે વિષે હું કશું કહેવા ઇચ્છતો નથી. કારણ કે, અમારા વિચારો સલામતી સમિતિ સમક્ષ વારંવાર રજૂ થયા છે. લઘુમતીની કતલ વિષેના આક્ષેપો તદ્દન નાપાયાદાર છે. અને સલામતીસમિતિ એ બાબત ધ્યાનમાં જ ન લે એમ અમે ઇચ્છીએ છીએ તેની પાછળ કશું છૂપાવવાનો હેતુ છે જ નહિ. કારણ કે, હિન્દની તો ખુલ્લી બાજી છે. એણે કદિ કશું છૂપાવ્યુ જ નથી. અમે અમારી આંતરિક બાબતોમાં સલામતી સમિતિ ડખલ ન કરે એમ ઇચ્છીએ છીએ.

"કાશ્મીરનો પ્રશ્ન જે હિન્દે સલામતી સમિતિ સમક્ષ રજૂ કર્યો છે, એની પાછળનો હેતુ, સમય વીતાવીને, પછી લશ્કરી હલ્લો કરવાનો છે, એ પાકીસ્તાનનો આક્ષેપ પાયા વગરનો છે. અમે તો સલામતી સમિતિને અમારા પાકીસ્તાન સામેના આક્ષેપોનો તાબડતોબ નિકાલ કરવા વિનંતિ કરી છે. સલામતીસમિતિ વિલંબ કરે છે, તેમાં કસૂર હિન્દની નથી. વળી, સલામતીસમિતિ સમક્ષ એ પ્રશ્ન રજૂ કરવામાં, જમ્મૂ અને કાશ્મીર પરના હુમલાખોરોને હાંકી કાઢવાની હિન્દની સ્વતંત્રતા અમે કંઈ સલામતી સમિતિ આગળ ગીરો મૂકી નથી. અમારી જોડે જે રાજ્ય જોડાયું છે, તેનું રક્ષણ કરવાનો અમારો હક છે.

"હિન્દની સામે, 'હિન્દે કાશ્મીરનો જે ભાગ હુમલાખોરોના ધાડાંથી બચાવ્યો છે, તે ભાગમાં, નિરાધાર સ્ત્રીપુરુષો ને બાળકો પર અમે અત્યાચારો કર્યા છે' એવા આક્ષેપોને માટે, એ હાડોહાડ જૂઠા છે એ સિવાય મારે બીજું કશું કહેવાનું નથી. આવા આક્ષેપોનો હેતુ હુમલાખોરોએ કાશ્મીર પર જે સીતમ ગુજાર્યો છે, એની તરફથી લોકોનું ધ્યાન બીજી તરફ વાળવાનો છે. લિયાકતઅલીખાન કહે છે કે: 'પાકીસ્તાને અપૂર્વ ધૈર્ય રાખ્યું છે, અને, હિન્દે પાકીસ્તાનને ઉશ્કેરવાનાં અનેક કારણો આપ્યાં છતાં, પાકીસ્તાને શાંતિ રાખી છે' એ સાવ ગર્હિત વાત છે. કારણ કે, ઑકટોબરથી, સરહદના પાકીસ્તાને ઉશ્કેરેલાં ધાડાંએ જે પારાવાર જુલમ ગુજાર્યો છે, અને, હિન્દ ઉપર ચઢાઈ કરી, અમને જે તંગ કર્યા છે, તેની સામે હિન્દે જે ધૈર્ય અને શાંતિ દાખવ્યાં છે, તે અપૂર્વ છે.

"કાશ્મીરના મુસ્લિમોનું ખૂન કરી તેમને લૂંટવાનો, અને તેમનું નિકંદન કાઢવાનો હિન્દનો જે ઈરાદો જનાબ લિયાકતે વર્ણવ્યો છે, તેની સામે મારે ફકત એટલું જ કહેવાનું છે, કે, કાશ્મીરમાં, લોકોની પ્રતિનિધિ સરકાર

રાજ્ય સહન કરી શકે નહિ. આમ છતાં, જવાહરે પોતાનો દિમાક ન ગૂમાવતાં, શાંતિથી, મંત્રણાઓ ચલાવી, હૈદરાબાદની સરકાર સાથે કરેલી શરતોએ કામચલાઉ સમાધાન કર્યું, પણ હૈદરાબાદે એક પણ શર્ત પાળી નહિ.

રઝાકારોએ ગામો પર હલ્લા કરવા માંડ્યા. ગામોનાં ગામો સળગાવી દેવા માંડ્યા. લોકોને લૂંટવા માંડ્યા. સ્ત્રીઓ પર અત્યાચારો થવા લાગ્યા. રઝાકારોનો નેતા, કાસમ રઝવી કરીને જાણીતો મુત્સદ્દી હતો. એક ગામે, રઝાકારોનો વિરોધ કર્યો, તો એ ગામના માણસો ને ભેગા કરી, બધાને એક પછી એક ગોળીથી ઠાર કર્યાં. ગાડીઓ લૂંટાવા માંડી. ગાડીના ડબ્બાઓ સળગાવાં માંડ્યા. સીત્તેર ગામડાંઓ પર હલ્લો થયો. દોઢશો વાર રઝાકારોએ હિન્દની સરહદમાં ઘુસી અત્યાચારો કર્યા. બાર ટ્રેનો પર હલ્લા થયા ને મુસાફરો લૂંટાયા. લગભગ કરોડ રૂપિયાની મિલકત લૂંટાઈ.

કોઈ પણ સુધરેલી સરકાર આ જાતની પરિસ્થિતિ બરદાસ્ત કરીજ શકે નહિ. અને તેમાં પણ પોતાનીજ ભૌગોલિક સીમાની વચ્ચોવચ, જો કે, જવાહરે જે ધીરજ ને ખંત રાખ્યાં, જે ખમી ખાધું, તેથી એમની ઘણી આકરી ટીકા થઈ. વિશેષે કરીને હિન્દુમહાસભાવાદીઓ આ બાબતમાં એમની વિરુદ્ધ પ્રચાર કરતા હતા. પણ રાષ્ટ્રપિતાનો જે વારસદાર કહેવાતો, એવા જવાહરે રાષ્ટ્રપિતાનો શાંતિ ભર્યો માર્ગજ પસંદ કર્યો. પણ એમાં પણ જ્યારે ન વળ્યું, ત્યારે છેક છેવટનાં ઉપાય તરીકે, ૧૩ મી સપ્ટેંબર ૧૯૪૮ દિને, જવાહરે એક મહાન નિર્ણય કર્યો, અને તે હૈદરાબાદ ઉપર હલ્લો કરવાનો.

જવાહરે રાજકીય મુત્સદ્દીગીરીથી, કુનેહથી, કોઈ પણ રાષ્ટ્રના વડાને શોભે એવી અદબથી, હૈદરાબાદ પરના, હલ્લાની સંપૂર્ણ તૈયારી કરી. અને ૧૩ મી સપ્ટેંબરે, મધરાતે, ચારે તરફથી, હિન્દીસંઘના લશ્કરે હૈદરાબાદમાં વિજયકૂચનાં પ્રસ્થાન માંડ્યાં. લોકો પોતાના મુક્તિદાતાઓને વધાવવા લાગ્યા. એમને હારતોરા પહેરાવવા લાગ્યા. ભેટો આપવા લાગ્યા. આટઆટલા શસ્ત્રસરંજામ છતાં ને આટઆટલી તૈયારી છતાં, નિઝામના સૈન્યે કે રઝાકારોએ હિન્દી લશ્કરનો સામનો કર્યો નહિ. અને, પાંચમે દિવસે, તો, નિઝામ, હિન્દી લશ્કરના સેનાપતિ મેજર ચૌધરીને શરણે થયો. હૈદરાબાદ જીતાયું. કાસમ રઝવી પકડાયો ને હિન્દની એક બળતી હૈયાસગડી ઠરી.

જવાહરે આ મહાન વિજયના સમાચાર આપતાં હિન્દની પાર્લામેંટમાં જણાવ્યું કે :

" છેલ્લા પાંચ દિવસોમાં હૈદરાબાદમાં જે ઝડપી બનાવો બની રહ્યા છે, તેનાથી તમે સારી પેઠે પરિચિત છોજ. તમને એ પણ ખબર છે, કે, જે હેતુથી આપણે હૈદરાબાદ પર હલ્લો કર્યો, તે બર આવ્યો છે. રઝાકારની સંસ્થાને આપણે ગેરકાયદેસર ઠરાવી છે, અને આપણી સમક્ષ નવા પ્રશ્નો ઉપસ્થિત થયા છે. અને તેનો ઉકેલ આપણે લોકોના હિતને નજર સામે રાખીને કરવાનો છે.

" ઘણા વિચારને, અને લાંબી મંત્રણાને અંતે, આ જે પગલું આપણે લીધું તેનો આટલો વહેલો અંત આવ્યો, તેથી આપણને આનંદ થાય છે. મેં વારંવાર કહ્યું છે, કે આપણે શાંતિનાં ચાહક છીએ. ને, કોઈની સાથે સશસ્ત્ર ઝઘડામાં ઉતરવું પડે, તેની તરફ અમને અણગમો છે. પણ તમને બધાને સારી રીતે ખબર છે કે વિષમ સંજોગોએ જ આપણને હૈદરાબાદમાં આ પગલું લેવાની ફરજ પાડી હતી. સદ્‌ભાગ્યે, આપણને અણગમતી એવી આ નીતિ આપણને થોડો સમય જ અખત્યાર કરવી પડી, અને થોડા જ સમયમાં આપણે શાંતિની સ્થાપના કરી શક્યા..... હું આશા રાખું છું કે આપણું આ કાર્ય બીજાને દાખલારૂપ થઈ પડશે. હવે કોઈ કોમી વિષ રેડતાં પહેલાં ઘણો વિચાર કરશે. એ વિષનો સદંતર નાશ કરવાની, અમે પ્રતિજ્ઞા લીધી છે.

" આપણે આજે આનંદ માણીએ છીએ, પણ આપણે એ ભૂલવું ન જોઈએ, કે મહાન રાષ્ટ્ર આનંદમાં કે મુસીબતમાં ભાન ભૂલતુ નથી. આપણે ઘણી મુસીબતોનો સામનો કર્યો છે અને એમાંથી પાર પડ્યા છીએ. આપણને વિજયનો નશો તો ન જ ચઢવો જોઈએ.

" આપણે તો આ વિજયથી, આપણે જે એકતા, સદ્‌ભાવ ને સહિષ્ણુતા વગેરે પ્રાપ્ત કર્યું છે, તેનો વિકાસ કરવો જોઈએ."

" હવે આજે હું ભૂતકાળમાં દુઃખદ પડો ઉકેલવા માંગતો નથી. હૈદરાબાદનું ભાવિ હૈદરાબાદની પ્રજા જ નક્કી કરે એ આપણી નીતિ છે. અને એ વખતે, ઐતિહાસિક, ભૌગોલિક અને સાંસ્કૃતિક એકતા જે હૈદરાબાદની હિન્દ જોડે છે, તે ન ભૂલાય એમ હું ઈચ્છું છું.

" હમણાં તો લશ્કરી ગવર્નર, જ્યાં સુધી હૈદરાબાદમાં સાધારણ પરિસ્થિતિ ન સ્થપાય, ત્યાંસુધી રહેશે."

જવાહરના આ ભાષણમાં નથી વિજયનો ઉન્માદ, નથી વિજેતાની તુમાખી, નથી સરમુખત્યારની ઉગ્રવાણી, પણ, એક શાંતિપ્રિય માનવીની, ઠંડા કલેજાના

માનવીની, સ્થિતપ્રજ્ઞ સંતની વાણી નથી સંભળાતી આમાં? હિંસા તરફની અપ્રીતિ અહીં સ્પષ્ટ છે. પોતે મજબૂર બનીને જ યુદ્ધનું પગલું ભર્યું તે માટે લાચારી છે. જનતા માટેનો જ્વલંત પ્રેમ છે. મહાન આદર્શો તરફ સતત દૃષ્ટિ છે. જવાહરનો ઉશ્કેરાટ કે લાગણીવશતા ક્યાંય લુપ્ત થઈ ગયાં છે. તેને સ્થાને શાંતિની ચાહના, બુદ્ધિપ્રધાન લાગણી, ઉપર બુદ્ધિનો વિજય દેખાય છે, મુત્સદ્દીગીરી દેખાય છે, જવાબદાર રાષ્ટ્રના નિયામકની કુશળનીતિ દેખાય છે.

હૈદરાબાદમાં, શાંતિ સ્થાપીને, જવાહર, 'કૉમનવેલ્થ કૉનફરન્સ'માં હાજરી આપવા લંડન ગયા. ત્યાં, બધા દેશો કે જેઓ, બ્રિટીશસામ્રાજ્ય જોડે સંકળાયલા હતા, તેમની પરિષદ મળી. અને તેમાં બ્રિટીશ સામ્રાજ્ય વિષે એમણે સાફસાફ વાતો સંભળાવી, દક્ષિણ આફ્રિકાનો રંગભેદ ચર્ચ્યો. પાકીસ્તાને, કાશ્મીરનો પ્રશ્ન ચર્ચવા પ્રયત્ન કર્યો. પણ, જવાહરે એ પ્રશ્ન 'કૉમનવેલ્થ કૉનફરન્સ'ની બહારનો છે એમ જણાવી એની ચર્ચા ચલાવી નહિ. અને એમનો વિજય થયો.

હિંદનું બંધારણ લગભગ ઘડાઈ રહ્યું હતું અને હિન્દ 'સ્વતંત્ર સાર્વભૌમ લોકશાહી' રાજ્ય થવાનું હતું. એટલે કૉમનવેલ્થમાં હિન્દ રહી શકે કે કેમ એ પ્રશ્નની પણ આછી ચર્ચા થઈ. અને હિન્દને અનુકૂળતા કરી આપવાની બ્રિટને તત્પરતા બતાવી. ત્યાંથી પાછા ફરતાં, સંયુક્ત રાષ્ટ્રપરિષદની સામાન્ય સભા જે પેરીસમાં મળી હતી, તેની સમક્ષ ભાષણ આપવા જવાહરને એક આંતરરાષ્ટ્રીય વ્યક્તિ તરીકે નિમંત્રણ મળ્યું અને એ નિમંત્રણ એમણે સહર્ષ સ્વીકાર્યું. ત્યાં, દુનિયાના લગભગ બધા દેશોના પ્રતિનિધિઓ હાજર હતા. એમની સમક્ષ ભાષણ કરવાનું આમંત્રણ મળે, એ બહુમાન હતું. એથી પાકીસ્તાનને માઠું પણ લાગ્યું.

જવાહરે ભાષણ આપતાં, સાફ સાફ શબ્દોમાં કહ્યું : "આપણી સામે જે ધ્યેયો છે, તે ઉમદા છે ને મહાન છે, છતાં, એ ધ્યેયો તરફ દૃષ્ટિ કરતાં, આપણે નાની નાની બાબતોમાં એવા અટવાઈ જઈએ છીએ કે મહાન ધ્યેયોને વીસરી જઈએ છીએ."

પછી પોતાના દેશ વિષે સગર્વ બોલતાં, એ દેશના ભડવીરે કહ્યું: "હું એવા દેશમાંથી આવું છું કે જેણે લાંબી પણ શાંતિભરી લડતથી પોતાની આઝાદી મેળવી છે. એ લડત દરમ્યાન અમારા ગુરુએ ફક્ત અમને અમારા ધ્યેયમાંથી, અમારા સાધ્યમાંથી ચ્યુત ન થવા દીધા, એટલું જ નહિ, પણ, એ ધ્યેયની પ્રાપ્તિ માટે, સાધનો પણ સંપૂર્ણ શુદ્ધજ હોવાં જોઈએ એવો આગ્રહ સેવ્યો. એમણે વારંવાર એ વાત પર ભાર મૂક્યો કે, માત્ર ઉચ્ચ આદર્શો હોય એટલું જ

પૂરતું નથી. પણ, એ ધ્યેય પ્રાપ્ત કરવાને આપણે જે માર્ગો કે સાધનો લઈએ તે પણ એટલાંજ ઉચ્ચ હોવાં જોઈએ. આ તમને એટલા માટે જણાવું છું, કે “ સંયુકત રાષ્ટ્રપરિષદ ' માત્ર ઉચ્ચ ધ્યેયો તરફ જેટલું લક્ષ આપે છે, તેટલું લક્ષ, એ સાધનો તરફ આપતી નથી. આપણે જો લાગણી વિવશ બની જઈએ, કિન્નાખોરી, અવિશ્વાસ અને વેર રાખીએ તો, આપણાં ધ્યેયો કોઈ કાળે પાર પડવાનાં નથી. એટલે અત્યારે તો તમારું શું ધ્યેય છે.તે નહિ, પણ તમે એ ધ્યેયની પ્રાપ્તિ માટે કેવા માર્ગો ગ્રહણ કરો છો, તેનો તમારે વિચાર કરવો ઘટે.”

આવી રીતે, સંયુક્ત રાષ્ટ્રપરિષદની બેઠકને જરા મુરબ્બીવટથી સાફ ચાતો સંભળાવી, જરા ઉપાલંભ આપી, પછી, એશિયાના પ્રતિનિધિ તરીકે બોલતાં એમણે જણાવ્યું કે :

“ એશિયાના પ્રતિનિધિ તરીકે યુરોપ પ્રત્યે તેની સંસ્કૃતિને લીધે અમને માન છે. માનવના વિકાસમાં એણે જે આગેકૂચ કરી છે, તે માટે પણ અમને ઘણું માન છે. વળી, યુરોપના પ્રશ્નના ઉકેલમાં પણ અમને ઘણો રસ છે. પણ સાથે સાથે મારે એ પણ તમને યાદ અપાવવું જોઇએ, કે, દુનિયા યુરોપના કરતાં ઘણી મોટી છે. અને, તેથી જો તમે એમ ધારતા હો, કે દુનિયાના પ્રશ્નો એ ફક્ત યુરોપના જ પ્રશ્નો છે, તો તમે ભીંત ભૂલ્યા છો. આજે એશિયા જાગૃત થયું છે અને હવે એ પોતાની અવગણના જરા જેટલી પણ બરદાસ્ત કરી શકે એમ નથી. ને, આજના કરતાં આવતી કાલે, એશિયાનું મહત્વ વધવાનું છે. ને એના પ્રશ્નોની ગણના કર્યા વિના તમારે છૂટકો થવાનો નથી. અત્યારસુધી એશિયા સામ્રાજ્યવાદી લૂંટનો ભોગ બન્યું હતું. આજે હવે એશિયા, કોઈપણ યુરોપના દેશનું સંસ્થાન બનવા તૈયાર નથી.

“ મને ખેદ થાય છે, કે દુનિયાના એક ખૂણે જ્યારે ભૂખમરાના પ્રશ્નો પડ્યા છે, લોકો હજારોની સંખ્યામાં અન્નવસ્ત્ર વિના મરે છે, ત્યારે તમો એ પરિસ્થિતિ તરફ આંખમીંચામણાં કરી માત્ર રાજકીય પ્રશ્ન પર જ મીટ માંડીને બેસી રહ્યા છો.......અમને ખાતરી છે કે અમારા પ્રશ્નોનો ઉકેલ આ સંયુકત રાષ્ટ્રસંસ્થા જ લાવશે. મને ભવિષ્યની ચિંતા નથી. હું મોટાં રાષ્ટ્રોની તાકાતથી ગભરાતો નથી. કારણ કે, એ નિર્ભયતાનો મંત્ર મારા ગુરુ પાસેથી હું શીખ્યો છું. એ મંત્ર વડે જ મોટામાં મોટા સામ્રાજ્ય સામે અમે બાથ ભીડી શક્યા. અમે સફળ થયા, કારણ કે અનિષ્ટને કોઈપણ રીતે બરદાસ્ત ન કરવાનો અમે નિર્ણય કર્યો હતો..તમે એમ ન ધારતા કે આક્રમક કે હિંસક લડાઇથી આપણા પ્રશ્નોનો નિવેડો

આવશે. અમારા ગુરુનો મંત્ર અમને તો, બરાબર, અમે તુચ્છ માનવ હોવા છતાં પચી ગયો છે. અને એણે બતાવેલો માર્ગ એજ સાચો માર્ગ છે."

આ વ્યાખ્યાનમાં જવાહરની નીડરતા, જ્વલંત દેશપ્રેમ, ગાંધીભક્તિ, સ્પષ્ટ વક્તૃત્વ, સત્યપ્રિયતા, લાગણીવશતા, તથા હિન્દની વિશિષ્ટતાનું ભાન, એ બધું સુયોગ્ય રીતે પ્રતિબિમ્બિત થયું છે. આ ભાષણથી હિંદનું ગૌરવ દેશદેશાંતરમાં ઘણું વધી ગયું. હિન્દ તરફ બીજા દેશો માનભરી દૃષ્ટિએ જોવા લાગ્યા. હિન્દની તાકાત ઉત્તરોત્તર વધતી હતી.

આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં, મહત્વના બનાવો બનતા હતા. ડચ સામ્રાજ્ય ઈન્ડોનેશીયાને હજી સતાવતું હતું, ઈન્ડોનેશીયાની સ્વાતંત્ર્યભાવનાને કચડતું હતું. અને, યુરોપનાં રાજ્યો, પરોક્ષ રીતે, ડચ સામ્રાજ્યવાદીઓને સહાય્ય કરતા હતા. જવાહર સ્વભાવથી જ અન્યાયને બરદાસ્ત કરી શકતા નહિ, તેથી, એમણે એ દિશામાં પહેલ કરી ને ઓગણીસ એશિયાઈ રાષ્ટ્રોની પરિષદ ન્યુ દિલ્હીમાં બોલાવી. અને, તેમાં સંયુક્ત રાષ્ટ્રપરિષદને આશ્રયે રહીને ડચ સામ્રાજ્યવાદનો શી રીતે સામનો કરવો અને ઈન્ડોનેશીયાને શી રીતે સહાય્ય કરવી તે નક્કી કર્યું. અને એ રીતે, જવાહરે, એશિયાઈ રાષ્ટ્રોમાં હિન્દનું ગૌરવ, પ્રતિષ્ઠા ને તાકાત વધાર્યાં. અને એશિયાઈ રાષ્ટ્રો જોડે મૈત્રીનો નાતો દૃઢ કર્યો.

હિન્દ સ્વતંત્ર સાર્વભૌમ લોકશાહી રાષ્ટ્ર બનવાનું હતું, તો પછી, એનો કોમનવેલ્થ રાષ્ટ્રો જોડે શી રીતે સંબંધ રહે, તેની પર વિચારણા કરવા, માર્ચમાં લંડનમાં કોમનવેલ્થ રાષ્ટ્રોની એક પરિષદ મળી. હિન્દ સ્વતંત્ર સાર્વભૌમ રાજ્ય તરીકે ઇંગ્લેંડના રાજાનો તો રાષ્ટ્રના વડા તરીકે સ્વીકાર કરે નહિ. અને હિન્દ જેવું રાષ્ટ્ર પોતાના કોમનવેલ્થમાંથી છૂટું થાય એ બ્રિટનને પરવડે એમ નહોતું. એથી હિન્દને અનુકૂળ આવે, અને હિન્દની સ્થિતિ કફોડી ન થાય, એવી છૂટછાટો હિન્દને આપવી, ને, હિન્દનું સાર્વભૌમત્વ કોમનવેલ્થ રાષ્ટ્રો સ્વીકારે, એ જાતની મંત્રણા થઈ. પાકીસ્તાને, હિન્દને માટે, ખાસ સગવડ આપવામાં આવે તેનો સખત વિરોધ કર્યો. જાહેરમાં વિરોધ કર્યો. પણ જવાહરની વાત સ્પષ્ટ હતી, કે હિન્દ સ્વતંત્ર થવાનું છે. એ સાર્વભૌમ થવાનું છે. એ બે તત્વો અખંડ રહે, અને જો બ્રિટનને જરૂર હોય તો હિન્દ કોમનવેલ્થમાં રહેશે. એમ ન થઈ શકે એમ હોય, તો, હિંદ બ્રિટનને છેલ્લા રામ રામ કરવા તૈયાર હતું. આખરે બ્રિટને હિન્દને બધી અનુકૂળતા કરી આપી, ને, હિન્દ સ્વતંત્ર સાર્વભૌમ રહીને, કોમનવેલ્થમાં રહી શકે એવી ખાસ છૂટ આપી. જવાહરે પોતાનું ધાર્યું, બ્રિટન પાસે કરાવ્યું.

હિન્દમાં જવાહરના આ પગલાં સામે ઘણી ટીકા થઈ. જવાહરે હિન્દના સ્વાતંત્ર્યને ભયમાં મૂકયું છે એમ કહેવાયું. હિન્દને દગો દીધો છે, એવા આક્ષેપો થયા. જવાહરની તટસ્થતા ખોટી છે. જવાહર બ્રિટીશરોના હાથમાં રમી ગયા છે એવું કહેવાયું. પણ જવાહરે સ્પષ્ટ કહ્યું કે :

"હિન્દે બ્રિટનની જે બીજાં કોમનવેલ્થ રાષ્ટ્રોની શરતો છે તે સ્વીકારી નથી. પણ બીજાં કોમનવેલ્થ રાષ્ટ્રોએ હિન્દની શરતો સ્વીકારી છે, તેથી હિન્દનો હાથ ઊંચો રહ્યો છે. જો, આઝાદીને આંચ આવ્યા વિના, કોમનવેલ્થ રાષ્ટ્રો જોડે મૈત્રીનો નાતો હિન્દ રાખે તો એ ઇચ્છવા યોગ્ય છે. એથી કંઈ, આફ્રિકાની રંગભેદની નીતિનો આપણે સ્વીકાર કર્યો છે, એવું નથી જાહેર થતું, કે, નથી, બ્રિટનની પરદેશનીતિનો હિન્દ સ્વીકાર કરતું. આ સંબંધ તો સામાન્ય હિતના પ્રશ્નોનો પરસ્પર સહકારથી ઉકેલ થાય એટલા માટે જ હતો!!

એવામાં, હિન્દમાં જવાહરે આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં ખળભળાટ મચાવે એવો બીજો એક ધડાકો કર્યો, અને તે ચીન ઊપર, જે સામ્યવાદી સત્તા હતી તેનો, વિધિસર સ્વીકાર, અને ચીન જોડે રાજ દૂતની અદલાબદલી. આ પગલાંએ બધાને ચમકાવી મૂકયા. કારણ કે, આ તો એક મહાન પગલું હતું. પણ જવાહર વાસ્તવવાદી હતા. ચીનની અંદર સામ્યવાદી સત્તા એ સત્ય છે, એટલે એનો સ્વીકાર કરવોજ જોઇએ. એ દૃષ્ટિએ વિચારતાં જવાહરે એનો સ્વીકાર કર્યો.

આ અરસામાં, અમેરિકાના પ્રમુખ ટ્રુમેન તરફથી અમેરિકા આવવાનું જવાહરને આમંત્રણ મળ્યું. અને એમણે એ આમંત્રણ સ્વીકારી લીધું. અમેરિકા હિન્દને હાથ પર લેવા માગતું હતું. અમેરિકાને લાગતું હતું, કે હિન્દને હવે ખુશ નહિ કરીએ તો એ સોવીએટપક્ષે ચાલી જશે. સામ્યવાદી ચીનનો સ્વીકાર એ અમેરિકા માટે આઘાતકારી પગલું હતું. એટલે અમેરિકાએ જવાહરને અમેરિકા બોલાવી એની જોડે સંબંધનો આરંભ કર્યો. જવાહરે ગેરસમજૂતી દૂર કરવાની, અને, હિન્દનો સંદેશો અમેરિકાને સંભળાવવાની આ તક ઝડપી લીધી.

[ ૨૪ ]

## અમેરિકા વિજય : ( ૧ )

ના, આ શીર્ષક જોઈને, પશ્ચિમના દેશોની, બીજા દેશોને અણુબોંબથી પરાસ્ત કરીને વિજય મેળવવાની જે કલ્પના છે, તેવો વિજય જવાહરનો હરગિજ નથી. એ તો હતો, ગાંધીજીનો શિષ્ય, એનો વારસદાર. એ આક્રમક વિજય કરે નહિ. એ વિજય જરૂર કરે, પણ એ વિજય તો હોય પ્રેમનો. વેર, હિંસા, એ બધા પર પ્રેમનો નિશ્ચિત વિજય છે, તે સાબિત કરી બતાવ્યું જવાહરે, એની અમેરિકાની યાત્રા દ્વારા.

અમેરિકાવાસીઓ પરિચિત હતા, અણુબોંબથી, રશીયા પ્રત્યેના હાડોહાડ તિરસ્કારથી, ને, રશીયાના આક્રમણના ભયથી. વિજયના નશાથી, જાપાનને સશસ્ત્ર બનાવી, સામ્યવાદી ચીનને પરાજિત કરવાની મુરાદથી. ત્યાં આ એશિયાનો વીર આવ્યો, પ્રેમનો, ભ્રાતૃભાવનો, અમનનો, સુલેહનો સંદેશો લઈને. અમેરિકાની યાતનાનું ઔષધ લઇને. એ ધન્વન્તરિ આવ્યો, મા ભૈઃ । નો મંત્રોચ્ચારણ કરતો. અમેરિકાએ હજીસુધી ન જોયેલું ને ન જાણેલું એણે દર્શાવ્યું ને જણાવ્યું. એણે ન સાંભળેલું એવું સંભળાવ્યું. એનું કારણ, એ કે એના ગુરુનો એ સદ્દશિષ્ય હતો. એણે ગુરુમંત્ર વર્ષો સુધી બરાબર ગોખ્યો હતો. ને, આજે એનો સંદેશ લઈને, એ અમેરિકાની નવી દુનિયાને, નવીન મંત્ર આપતો હતો.

અમેરિકાએ જોયું, કે, એની સત્તાથી, એના વૈભવથી, એની ગગનચુંબી ઇમારતોથી કે એના અઢળક દ્રવ્યથી, આ માનવી સ્થિત પ્રજ્ઞની જેમ અંજાતો નથી. એ અમેરિકાને આંજે છે, સમૃદ્ધિ વિના, દ્રવ્ય વિના. એ આવે છે, એશિયાના નેતા તરીકે, નવી દુનિયા હવે, યુરોપનું વર્ચસ્વ સ્વીકારવાની નથી, એની સાફસાફ વાતો કહેવા. યુરોપના મુત્સદ્દીઓની નરી ખુશામત, કે રશીયાની ગાળોથી ટેવાયલા, અમેરિકાએ આ એશિયાના નેતામાં કાંઈક નવું ભાળ્યું. એવું

તેજ કે જેથી એની દૃષ્ટિ ઝંખવાઈ ગઈ. એની વાચા, કે જે, કાનમાંથી સીધી દિલમાં ઉતરી, હૃદયના ઝેરને ઓગાળી દે એવી. ને તેથી અમેરિકા આ ભડવીર ઉપર મંત્રમુગ્ધ બન્યું.

એ રીતે જવાહરની અમેરિકાયાત્રા, એ, માત્ર પ્રવાસ નથી, પણ અમેરિકાને આપેલી સંસ્કાર દીક્ષા છે. જવાહર ત્યાં માગણ તરીકે, યાચક તરીકે જતા નહોતા, પણ, એ જતા હતા આપવા. અને તેથી જ અમેરિકાને પણ આ આદમીમાં કંઈ અદ્‌ભુત તત્વ લાગ્યું.

અમેરિકાએ જવાહરનું ભવ્ય સ્વાગત કર્યું. એ સ્વાગત પાછળનો હેતુ સ્પષ્ટ હતો. અમેરિકાને, પોતાની કૂડ રાજકીયનીતિમાં, રશીયાવિરોધી ષડ્‌યંત્રમાં હિન્દને સંડોવવું હતું. હિન્દીસંઘે, સામ્યવાદી ચીનનો સ્વીકાર કર્યો હતો. હિન્દ, સ્વતંત્ર સાર્વભૌમ રાષ્ટ્ર બનવાનું હતું. હિન્દ કાશ્મીરની બાબતમાં નમતું આપતું નહોતું. હિન્દે, ઇન્ડોનેશીયાનો પક્ષ લઈ, સર્વ એશિયાઈ દેશોની પરિષદ બોલાવી, એશિયાનું સંગઠન કરી, અમેરિકાના દુનિયાના વર્ચસ્વના સ્વપ્નમાં, વિક્ષેપ નાંખ્યો હતો. એથી, ટ્રુમેન અને અમેરિકા, હિન્દને, પોતાની દ્રવ્યની મોહિનીમાં, પોતાના ભવ્ય સ્વાગત માટેના લખલૂટ ખર્ચદ્વારા, ફસાવવા માગતું હતુ. જવાહર સમક્ષ જબરી કસોટી હતી. એને પુરાણકીર્તિત ઋષિમુનિઓના તપની વાતની જેમ, અમેરિકારૂપી અપ્સરા એનો તપોભંગ કરાવવા આવતી હોય, તેને વારવાની હતી.

ને, જવાહર, ઇંગ્લેંડ થઈને, ૧૧ મી ઓકટોબર ૧૯૪૯ ને દિને, બપોરે સાડાચાર વાગે, અમેરિકાની રાજધાની વોશીંગ્ટનના હવાઈ મથકે ઉતર્યા. અમેરિકાના પ્રમુખ ટ્રુમેન, આ મહાન રાષ્ટ્રના મહાઅમાત્યનું સ્વાગત કરવા સ્વયં હાજર હતા. જેવા જવાહરે હવાઈજહાજમાંથી ઉતરીને, પ્રમુખ ટ્રુમેન જોડે હાથ મીલાવ્યા, તેવાજ તોપના ૧૯ ધડાકા જવાહરના માનમાં થયા. અમેરિકન હવાઈસનિકોએ હિન્દનું રાષ્ટ્રગીત 'જનમનગણ' વગાડ્યું ને બધા એ ગીતને શિસ્તબદ્ધતાથી સાંભળી રહ્યા. અમેરિકાની જનતા ને હિન્દીઓ રસ્તામાં હિન્દના આ લાડીલાને જોવા ઉભરાતા હતા. જવાહરનો જે માર્ગ હતો, ત્યાં માનવસાગર ઉલટયો હતો.

હવાઈમથક પર જે વિધિ હતો તે બાકી હતો. ત્યાં જવાહરના સ્વાગત માટે ખાસ મંચ ઊભો કરવામાં આવ્યો હતો. જવાહર ને અમેરિકાના પ્રમુખ એ મંચ ઉપર ચઢ્યા, ને, હજારો અખબારી ને બીનઅખબારી તસ્વીરકારોએ દુનિયાના આ બે મહાપુરુષોની તસ્વીરો ખેંચી લીધી. ને, બીજે દિવસે, દુનિયાભરમાં,

એમની એ ઉમીઓ પહોંચી ગઈ. જવાહરનું સ્વાગત કરતાં, અમેરિકન પ્રમુખે કહ્યું: "અમેરિકાની પ્રજા અને જનતાવતી, હું, આપનું ભાવભર્યું સ્વાગત કરું છું. તમે માત્ર તમારા રાજ્યના વડાપ્રધાન છો એટલા માટે જ કંઈ હું તમારું સ્વાગત કરતો નથી. પરન્તુ, તમે, સ્વતંત્ર પ્રજાના, એક મહાન રાષ્ટ્રના, અત્યંત લોકપ્રિય ને લાડીલા નેતા છો. તેથી તમારું સ્વાગત હું કરું છું.

"અમારા દેશની એ ખુશકિસ્મતી છે, કે, ખોળવા ગયા હિન્દને, ને, સાંપડ્યો અમારો દેશ. ને મને એ વાતની પૂરી પ્રતીતિ છે, કે, તમારું આ આગમન, પણ, એક દૃષ્ટિએ જોતાં, અમેરિકાની એક નવી ખોજ જ હશે.

"અમારા સ્વાગતથી, તમને પ્રતીત થશે, કે અમે તમારા સાચા દોસ્તો છીએ."

અહીં છેલ્લા વાક્યમાં, જે મુત્સદ્દીગીરી હતી, તે જવાહરે પારખી. જવાહરે આ સ્વાગતભાષણના ઉત્તરમાં ટૂંકું ભાષણ આપતાં જણાવ્યું: "હું પણ, હિન્દ જે સ્વતંત્ર સાર્વભૌમ રાષ્ટ્ર બનનાર છે, તેના તરફથી તમારા રાષ્ટ્રને અભિનંદન ને મૈત્રીભાવ આપું છું. મને ખાતરી છે, કે, પૂર્વ અને પશ્ચિમનાં આપણાં બે રાષ્ટ્રસંઘો, દુનિયાના ભલાના માર્ગે, સંયુક્ત પ્રયાસો અવશ્ય કરશે."

અહીં જવાહરે પણ એમના છેલ્લા વાક્યમાં, પોતાની દીર્ઘદૃષ્ટિ, દુનિયાનું જ ભલું કરવાની વાતો, એ બધાથી, અમેરિકાની પ્રજાને, પોતે ચેતેલા છે, એનો પરચો બતાવ્યો. ત્યાં, બધા દેશવિદેશના એલચીઓ, જેઓ, જવાહરના સ્વાગત માટે આવ્યા હતા, તેમની જોડે હસ્તધૂનન કરીને જવાહર લોકોના હર્ષનાદોને ઝીલતા, લોકોના ઉમળકાભર્યા સત્કારને સ્વીકારતા, પ્રમુખ ટ્રુમેનને ઘેર એમના અતિથિ તરીકે ગયા.

અમેરિકાના જાણીતા અખબારોએ તો ખુલ્લી રીતે જવાહરના સ્વાગતનો મર્મ જનતા સમક્ષ રજૂ કર્યો હતો. ત્યાંના 'વોશીંગ્ટનપોસ્ટ' નામના અગ્રગણ્ય અખબારે જે દિવસે જવાહર અમેરિકા આવ્યા, તે દિવસના અગ્રલેખમાં જણાવ્યું હતું કે:

"આ દેશને માટે, એશિયાના, દક્ષિણ ને પૂર્વના પ્રદેશો જોડે, લશ્કરી દૃષ્ટિએ તેમજ રાજકીય દૃષ્ટિએ, એ દેશો સામ્યવાદી ન બની જાય તે માટે, મૈત્રીભર્યો સંબંધ કેળવવાની, અને એમને સર્વે રીતે સહાય્ય કરવાની જરૂર છે. તેમાંય વળી હિન્દ કે જેણે અમેરિકા કે રશીયા બન્ને જૂથોમાંથી એકેય જૂથનો પક્ષપાત હજી કર્યો નથી, કે, બન્નેમાંથી એકે તરફ ઢળ્યું નથી, તે દેશની મૈત્રી

અને શુભેચ્છા ભર્યો રાજકીય વ્યવહાર રાખવો, ને આર્થિક સંબંધ રાખવો, ખુબ જરૂરી છે.

"વળી, મિ. નેહરુ એ એમના પુસ્તકોમાં અમેરિકા માટે જે લખ્યું હતું તે અમેરિકાને માટે શોભાસ્પદ તો નહોતું જ. એમના "જગતના ઇતિહાસનું રેખાદર્શન" નામના પુસ્તકમાં, અમેરિકા વિષેના ઉલ્લેખોમાં, ત્યાંનાં હબસીઓની દયામણી સ્થિતિ, અમેરિકાના મૂડીવાદનું રાજકીય વર્ચસ્વ, એનો આર્થિક શાહીવાદ અને રંગભેદ, એનો કટુશબ્દોમાં ઉલ્લેખ કર્યો હતો. તેથી એ જાતે આવીને અહીંની પરિસ્થિતિ અવલોકી પોતાનો મત બદલે એ ઇચ્છવાજોગ છે. હિન્દે બ્રિટીશ કોમનવેલ્થમાં રહેવાનો જે નિર્ણય કર્યો છે, તે હિન્દને જીતી લેવામાં આપણુને આશા આપે એવું લક્ષણ છે."

આ અગ્રલેખના અવતરણો પરથી અમેરિકાનો આશય બહુ સ્પષ્ટ બની જાય છે. આમ જવાહરનો અમેરિકાપ્રવાસ એ એને માટે કપરો કસોટીનો કાળ હતો. એને માટે એ અગ્નિપરીક્ષા હતી. એનું જવાહિર પરખાય જાય એવી એ કસોટી હતી.

જવાહરે, રાત ગાળ્યા પછી, બીજે દિવસે એમના સ્વભાવ પ્રમાણે કોઈને ખબર આપ્યા વિના, એકલાજ એ શહેરને જોવાને, કુતૂહલપ્રેર્યા ચાલી નીકળ્યા. જવાહર કંઈ ખોટા શિષ્ટાચારમાં, દરબારી ઠાઠમાઠમાં જવા ઇચ્છતા નહોતા. એથી એઓ લીંકન સ્મારકે અને જેફરસન સ્મારકે, એવી રીતે જઈ આવ્યા કે બીજા પ્રવાસીઓએ જાણ્યુ પણ નહિ કે હિન્દના વડાપ્રધાન પણ તેઓની જેમ એક પ્રેક્ષક તરીકે, ત્યાં આવ્યા હતા.

બીજે દિવસે રાત્રે, જવાહરને ટ્રુમેને દરબારી ખાણું આપ્યુ. એમાં ત્યાંના વડા ન્યાયાધીશ, રક્ષણપ્રધાન, પર રાષ્ટ્રમંત્રી અને રાજ્યની લગભગ બધી પ્રતિષ્ઠિત વ્યક્તિઓ હાજર હતી. તે વખતે એમની ખાણાની રીત પ્રમાણે, એમનો પ્યાલો ઊંચકીને જવાહરને અજલિ આપતાં અમેરિકાના પ્રમુખમહાશયે કહ્યું : "હવે આપણે જવાહરને એક માનવી તરીકે વધાવીએ છીએ. જવાહરમાં પોતાના આદર્શો અનુસાર જીવન જીવવાની હામ છે. અત્યારે દુનિયાને નેહરુઓની વધારેમાં વધારે જરૂર છે." અહીં છેલ્લા વાક્યમાં જે મુત્સદ્દીગીરી રહેલી છે, ખુલ્લા શબ્દોમાં નેહરુને દુનિયાના મહાન નેતા તરીકે સંબોધવાનો જે પ્રયત્ન છે અને એ રીતે નેહરુને અમેરિકાપક્ષી બનાવવાની જે તરકીબ છે, તે અત્યંત સ્પષ્ટ છે.

જવાહરે એના ઉત્તરમાં એટલું જ કહ્યું: "મારી આ મુલાકાતથી અમેરિકા ને હિન્દ વચ્ચેનો સહકાર વધશે. ને હિન્દ ને અમેરિકા એકબીજાને વધારે સારી રીતે સમજતાં થશે એવી મારી ખ્વાહેશ છે."

જવાહરને આપેલા આ ખાણા વિષે ત્યાંના રક્ષણમંત્રી લુઈ જોનસને, અખબારનવેશોને આપેલી મુલાકાતમાં જણાવ્યું હતું કે: "એ મહાપુરુષના માનમાં યોજેલો એ મહાન મેળાવડો હતો."

ત્રીજે દિને જવાહરે, જ્યોર્જ વૉશીંગ્ટન કે જે અમેરિકાનો મુક્તિદાતા હતો, જે અમેરિકાનો રાષ્ટ્રપિતા હતો, તેની કબર પર જઈને, હિન્દ તરફથી, એને અંજલિ આપી. ત્યાં પણ એમનું ભવ્ય સ્વાગત કરવામાં આવ્યું.

જવાહરની વીરપૂજા પોતાના દેશની સીમામાં જ મર્યાદિત નહોતી. પણ એ તો જ્યાં જ્યાં વિભૂતિમત્તા જોતા, જ્યાં જ્યાં માનવતાને પાંગરેલી જોતા, ત્યાં ત્યાં નમી પડતા. એઓ ચારિત્ર્યપૂજા આચરનારા પુરુષ છે. એણે જેણે જાતે મુક્તિસંગ્રામ ખેડ્યો હોય તે બીજા દેશના મુક્તિદાતાને શી રીતે વીસરે? જવાહર ત્યાં ગયા. હિન્દ ને અમેરિકા બન્ને દેશના રાષ્ટ્રગીતો, વાજીંત્રોમાં વગાડાયાં. ત્યાંના લશ્કરી દળે, હિન્દના અતિથિને સલામી આપી. જવાહરે ત્યાં જે પુષ્પની કલગી ચઢાવી, તેની રચના હિન્દના ઝંડાનાં રંગ પ્રમાણે કરવામાં આવી હતી.

બપોરે જવાહર ત્યાંના હિન્દીઓને મળ્યા. એ હિન્દીઓનાં બાળકોએ એમને 'જય હિન્દ'ના નાદોથી વધાવ્યા. હિન્દીઓને જોતાં જવાહરે પોતાનો આનંદ વ્યક્ત કર્યો. અને સાથે સાથે, હિન્દીઓનાં બાળકો, પોતાની રાષ્ટ્ર ભાષા ન વીસરે, તે માટે, એક હિન્દી શાળા સ્થાપવા માટે, હિન્દીઓને અનુરોધ કર્યો. જવાહરનો રાષ્ટ્ર ભાષા પ્રત્યેનો પ્રેમ, અને અમેરિકામાં પણ હિન્દીઓ પોતાનું હિન્દીપણું જાળવી રાખે, તે માટેનો આગ્રહ, આ શિખામણમાં સ્પષ્ટ જણાય છે.

તે રાત્રે, અમેરિકાના રાષ્ટ્રમંત્રી, ડીન અચેનસને, જવાહરને ખાણું આપ્યું. તેમાં ત્યાંના બધા સરકારી અમલદારો, પ્રધાનમંડળના સભ્યો ને જાણીતા નગરજનો હતા. અચેનસને એમની સુંદર બાનીમાં જવાહરને રાજકારણના નિષ્ણાત તરીકે ઓળખાવ્યા. રાજ્ય કરવાની કળા એમને વરી છે એમ કહ્યું. અચેનસને, અમેરિકાના જાણીતા નેતાઓ, વિલસન, જેફરસન, ને જવાહરને એક કક્ષામાં મૂક્યા. અને એ ત્રણે વચ્ચે કાળનું અંતર હોવા છતાં, એઓ એકબીજા જોડે, વિચારોની આપલે કરી શકતા હોત તો કેવું સારું એમ જણાવ્યું. એણે એથી આગળ જઈને, અમેરિકાના મહાપુરુષ લિંકન અને

જવાહર વચ્ચે વાતચીત થાય તો, એ છાનામાના સાંભળે, એમ કહ્યું. લિંકને અમેરિકાના ભાગલા પડતાં અટકાવ્યા હતા અને હબસીઓને, સ્વતંત્રતા આપી હતી.

જવાહર એમના હિન્દી પોશાકમાં સજ્જ હતા. એ જ્યારે બોલવા ઉભા થયા, ત્યારે એમની પ્રત્યેના માનને લીધે બધા મહેમાનો એક મિનીટ સુધી ઊભા રહ્યા. જવાહરે જણાવ્યું કે :

"ઘણા અમેરિકાના નેતાઓ, નાનપણથી જ મારે માટે આદર્શ પુરુષો હતા. વળી, મને જે શિક્ષણ મળ્યું, તે મોટે ભાગે જેલના એકાંતવાસમાં જ મળ્યું હતું. ને, તેથી મને વાંચન ને વિચારનો સારો સમય મળ્યો હતો.

"દુનિયાનો કોઈ પણ દેશ એવો નહિ હોય કે જે તદ્દન દોષમુક્ત હોય. હિન્દ એ ઘણો પુરાણો દેશ છે, અને, એથી હિન્દને, અમેરિકા જે પ્રમાણમાં નવો દેશ છે, તેની જોડેની સરખામણીમાં કેટલા ફાયદા છે તેમજ ગેરફાયદા પણ છે જ. ને હિન્દનાં સારાં તેમજ નરસાં લક્ષણો બહુ સહેલાઈથી દર્શાવી શકાય એમ છે. પણ તેવીજ રીતે, અમેરિકાનાં પણ સારાં તેમજ નરસાં બન્ને લક્ષણો બતાવી શકાય એમ છે. પણ હું તો અહીં ગુણદોષની કોઇ નિશ્ચિત દૃષ્ટિથી નથી આવ્યો, પરન્તુ, અમેરિકા વિષેની પ્રત્યક્ષ જ્ઞાનની સાચી દૃષ્ટિ કેળવવા આવ્યો છું."

બીજે દિવસે જવાહરનો કાર્યક્રમ ખૂબ ભરચક હતો. તે દિવસે અમેરિકાની કોંગ્રેસની આમસભા અને ઉપલી સભા બન્નેના સભ્યો ને જવાહર, ખાસ બોલાવેલી સભામાં ભાષણ આપવાના હતા. છતાં, એમને એ મહાન પ્રસંગ માટે નહોતી કશી તૈયારી કરવાની, કે નહોતી કઈ ચિન્તા. એ તો સવારનાં ઊઠીને, હિન્દનાં એલચીખાતાનાં સભ્યોનાં બાળકો જોડે બાળક-બનીને રમવા મંડી ગયા. બાળકો જોડે ખૂબ રમ્યા પછી, જવાહર ગયા, અમેરિકાની ચિત્રશાળા જોવા. જવાહર રાજકીય પુરુષ છે, તેવાજ કલારસિક પણ છે. એટલે, અમેરિકાનાં સુંદર ચિત્રો જોઈને એઓ દિલ બહેલાવવા ગયા. ત્યાં એમણે ખૂબ ધ્યાનથી, ઝીણવટથી ને કલાકારની દૃષ્ટિથી ચિત્રો જોયાં. એની ખૂબીઓ સમજવા પ્રયત્ન કર્યો.

ત્યાંથી જવાહર એમના ઐતિહાસિક પ્રસંગ માટેના કાર્યક્રમમાં ગયા અને તે અમેરિકાના બન્ને સભાગૃહોની સભાને ઉદ્બોધવા, અમેરિકાને હિન્દનો સંદેશો આપવા. જવાહરનું ભાષણ તૈયાર હતુ. ધારાસભાના પ્રમુખે જવાહરનો

સભાના સભ્યોને પરિચય આપ્યો, તેમાં જણાવ્યું: "એક મહાન લોકશાહી રાજ્યના એઓ પ્રતિનિધિ છે."

જવાહરે પોતાના ભાષણમાં જણાવ્યું કે :

"હું આ દેશમાં, તમારી સિદ્ધિઓ વિષે જાણવા આવ્યો છું. હું અહીં મારા દેશબાંધવો તરફથી તમારે માટે શુભેચ્છાનો સંદેશો લઈને આવ્યો છું. એ આશાએ કે મારી આ મુલાકાત, આપણા બન્ને દેશો વચ્ચે શાંતિ, સુલેહ લાવનારી અને એક બીજાને સમજવામાં મદદદાયી નીવડે. આજે દુનિયામાં જે મોટામાં મોટી ઊણપ છે, તે, સમજૂતીની છે, કદરદાનીની છે. એથી મારો આ પ્રવાસ એક પ્રકારનું સંશોધન હું સમજું છું. મારે અમેરિકાનાં દિલ અને દિમાગને જાણવાં છે. અને તે સાથે સાથે હિન્દનાં દિલ અને દિમાગને પણ મારે તમારી આગળ પેશ કરવાં છે. અને એ રીતે બે દેશો વચ્ચે સાચી સમજૂતી ને શાંતિનો સેતુ બાંધવાની મારી ખ્વાહેશ છે."

અમેરિકાના પોતાને મળેલા ભવ્ય સ્વાગત અને અમેરિકાની જનતાની પ્રીતિ માટે જવાહરે ખૂબ આભાર માન્યો. એમણે લીંકન, જેફરસન, વીલ્સન, વોશીંગ્ટન, જે, માનવતાનાં મશાલરૂપે હતા, તેમને, વીરોચિત શબ્દોમાં અંજલિ આપી, પછી પોતાના દેશના મહાપુરુષ વિષે બોલતાં કહ્યું :

"હિન્દમાં અમારા પોતાના જ જમાનામાં, એવો એક પુરુષ થઈ ગયો, કે જેણે અમારામાં સંજીવની છાંટી અમને નવું દર્શન આપ્યું. એમણે અમને વારંવાર કહ્યા કર્યું, કે વિચાર અને આચારને નૈતિક સિદ્ધાંતોથી વિચ્છેદ ન હોવો જોઈએ અને માનવનો સાચો માર્ગ અમન ને સચ્ચાઈ છે. એમની દોરવણીથી અમે અમારા દેશને માટે સ્વાતંત્ર્ય યુદ્ધ લડ્યા અને અમારા યુદ્ધની વિશેષતા એ હતી, કે, એમાં અમે જેની જોડે લડતા હતા, તેની તરફ પણ અમને પ્રેમ જ હતો. ને, એમની કાબેલિયત ભરી નેતાગીરી નીચે અમને આઝાદી મળી. અને તેથી અમારા એમની પ્રત્યેના પૂજ્યભાવથી અને એમની પ્રત્યેના અનહદ પ્રેમથી પ્રેરાઈ અમે એમને અમારા 'રાષ્ટ્રપિતા'નું બિરદ આપ્યું. એમ છતાં, એ એવા મહાન હતા, કે કોઈપણ એક દેશની સીમામાં એમને સીમિત કરી શકાય નહિ. એમણે જે સંદેશો અમને આપ્યો છે, તે તો એવો છે, કે દુનિયાના મહાનમાં મહાન પ્રશ્નોનો ઉકેલ પણ આસાનીથી લાવી શકે.

"અમેરિકાએ ખૂબ પ્રગતિ કરી છે. તમારું રાષ્ટ્ર એ શક્તિશાળી રાષ્ટ્ર છે. પણ જ્યાંસુધી ઐહિક પ્રગતિનાં મૂળમાં નૈતિક સિદ્ધાંતો ન હોય, અને,

જ્યાંસુધી, એ પ્રગતિની પાછળ ઉચ્ચ આદર્શો ન હોય ત્યાં સુધી એ પ્રગતિનો કશો અર્થ નથી."

અહીં જવાહરે અમેરિકાના જડવાદ તરફ, એની પ્રગતિના મૂળમાં રહેલી એવી જગતની વિજયાકાંક્ષા પર પ્રરોક્ષ રીતે કટાક્ષ કર્યો છે. જવાહરે પયગંબરીવાણી અહીં ઉચ્ચારી છે. અને એકબાજુ અમેરિકાને, એની પ્રગતિ માટે ધન્યવાદ ને મુબારકબાદી આપી. બીજી બાજુ, એ પ્રગતિ, નૈતિક ધોરણો પર કે ઊંચા આદર્શો પર રચાઈ નથી એમ કહી એ ધન્યવાદને મર્યાદિત ને સીમા બદ્ધ બનાવ્યો છે. પછી હિન્દ વિષે જવાહરે સગર્વ કહ્યું :

"હિન્દનો અવાજ એ તમારા અવાજથી તદ્દન જુદો અવાજ છે. એ યુરોપની જૂની દુનિયાનો અવાજ નથી. એ એશિયાની પુરાણી ભૂમિનો નાદ છે. એ નાદ પ્રાચીન સંસ્કૃતિનો છે, કે જેની પોતાની આગવી સંસ્કૃતિ છે, જે બધાથી ભિન્ન છે. શક્તિશાળી ને વીર્યવાન છે. એ પુરાણી હોવા છતાં, એણે તમારી સંસ્કૃતિમાંથી ને યુરોપના બીજા દેશો પાસેથી ઘણું નવું તત્વ અપનાવીને, પોતાની જાતને અદ્યતન રાખવા પ્રયત્ન કર્યો છે. એથી, અમારી સંસ્કૃતિ પ્રાચીન હોવા છતાં, અર્વાચીન છે. એનાં મૂળ પુરાણકાળમાં હોવા છતાં, એની શાખા પ્રશાખાઓ વર્તમાનમાં છે."

આ જાણે, હિન્દી સંસ્કૃતિનો ઉપાસક, વિવેકાનંદ, અરવિન્દ, રવીન્દ્રનાથ કે ગાંધીજીની વાણી બોલતા હોય એવી વાણી છે. એમાં નિતાન્ત, નિર્મળ દેશપ્રેમ હોવા છતાં, પોતાની સંસ્કૃતિ જોડેનો જીવંત સંપર્ક જણાઈ આવે છે. આ બોલનાર "મારું હિન્દનું દર્શન" લખનાર વ્યક્તિ છે, એ વીસરવાનું નથી.

આ પછી વર્તમાન હિન્દની વાસ્તવિક પરિસ્થિતિનો ખ્યાલ આપતાં, એમણે અમેરિકન કોંગ્રેસના પ્રતિનિધિઓને જણાવ્યું :

"અમે રાજકીય આઝાદી તો હાંસલ કરી છે, પણ અમારી આઝાદી હજી પૂરી નથી. હજી આઝાદી માટેના અમારા પ્રયત્નો ચાલુ જ છે. કારણ કે કેવળ રાજકીય આઝાદી કે જેમાં, જીવવાની પૂરેપૂરી તક ને સગવડ ન હોય, યા તો જેમાં, સુખ મેળવવા માટેની દિશાઓ ખુલ્લી ન હોય, તો એ આઝાદી નિષ્ક્રિય ને નિર્જીવ છે. એટલે રાજકીય આઝાદીની સાથોસાથ આર્થિક આઝાદીની પણ આવશ્યકતા છે, તેથી અમારું તાત્કાલિક કાર્ય તો, લોકોનાં જીવન ધોરણ ઊંચાં કરવાનું છે અને અમારી આર્થિક પ્રગતિની આડે આવતાં સઘળાં તત્વોને નાબૂદ કરવાનું છે."

તે પછી હિન્દના ઉદ્યોગોનો પૂરો વિકાસ થયો નથી, હિન્
સંપત્તિ હજી બરાબર શોધાઈ નથી, હિન્દને ઉત્પાદન વ
જરૂર છે, શિક્ષણનો પ્રચાર, આરોગ્યનો પ્રચાર, વગેરે
અમેરિકનોને વાકેફ કરી, જવાહર હિન્દનું દુઃખ રડવા, કે
માટે અમેરિકાની સહાય માગવા આવ્યા છે, એ જાત
એમણે પછી સ્પષ્ટ રીતે જણાવ્યું :

"અમને ખબર છે, કે વિજય મેળવવા મા
માટે સારામાં સારો માર્ગ સ્વાશ્રયનો

અહીં અમે અમારી તાકાતથી
મદદથી નહિ, એ જાતનો સ્પષ્ટ

"અમને પૂરેપૂરું ભાન છે
કરવાનું છે. ને, અમારી જ
માગતા નથી. અમને બીજી મદદ
મદદ અમારી શરતે લઈશું. એ મદદ
ભયમાં મૂકીને અમે લેવા માગતા નથી."

આમ અમેરિકનોને જે જાતની સ્પષ્ટતાની જરૂર હતી,
જવાહરે કરી. અને જવાહર એ લોકોની જાળમાં ફસાવા માગ
ચોખવટ, સાફ સાફ શબ્દોમાં એમણે કરી.

હિન્દની વિદેશનીતિ કે જેની અમેરિકામાં આકરી ટીકા થતી હતી, તેના
ચોખવટ કરતાં જવાહરે જણાવ્યું :

"અમારી વિદેશનીતિનું ધ્યેય દુનિયાની શાંતિને જાળવી રાખવાનું છે. અને સાથે સાથે માનવનું સ્વાતંત્ર્ય વિકસે એ પણ છે. બે કરુણ વિશ્વયુદ્ધોએ યુદ્ધથી જગતના પ્રશ્નોના ઉકેલ માટેની નિષ્ફળતા પુરવાર કરી છે. જો વિજય પાછળ, શાંતિની ચાહના ન હોય, શાંતિ સ્થાપવાનો પૂરેપૂરો નિર્ધાર ન હોય, તો એવું લાંબા વખત સુધી ચાલે એવું ધાર્યું પરિણામ ન જ આવે. એથી તો જીતનાર અને જીતાયલા, બેના હૃદયમાં ભૂતકાળના ઘા વણરૂઝાયલા જ રહે છે. ને એ ઘા ઊંડા હોય છે, તેમજ ભયાનક હોય છે. ને જીતનાર ને જીતાયલા બન્ને રાષ્ટ્રોને એકબીજાની સંતત ભીતિ રહ્યાં જ કરતી હોય છે. ને, દુનિયાની આજની સ્થિતિનું એ સાચું દર્શન છે, એમ કહેવામાં જરા જેટલી પણ અતિશયોક્તિ નથી. તો શું આ દુનિયાના બુરા

હાલ આપણે ચલાવ્યા જ કરવા છે? અને વિજ્ઞાનની શકિતનો વિનિયોગ વિનાશને માટે જ થવા દેવો છે? આ સવાલનો જવાબ દરેક રાષ્ટ્રે પછી તે નાનું હોય કે મોટું આપવાનો જ છે."

અહીં અમેરિકાની જે વિદેશનીતિ છે, તેની પરનો જવાહરનો પરોક્ષ રીતે કટાક્ષ છે. જવાહરે અમેરિકાની ભૂલ ભરેલી નીતિ પ્રત્યે અંગુલિનિર્દેશ કરવો હતો, તે એમણે આ રીતે કર્યો. એમના આ ભાષણમાં આપણને એમના ગુરુ, ગાંધીજીના શબ્દોના પડઘા જાણે સંભળાતા હોય એવું લાગે છે.

આ ઐતિહાસિક પ્રવચનની પૂર્ણાહુતિ કરતાં જવાહરે કહ્યું :

"હિન્દ એ દુનિયાના રાજકારણમાં ભલે નવું આગન્તુક હશે, ને, બીજા મોટા દેશોની સરખામણીમાં એનું લશ્કરી દળ પણ ભલે નજીવું હશે, પણ અનુભવમાં અને વિચારશકિતમાં તો હિન્દ ઘણું પુરાણું છે. સદીઓથી એણે નવાંનવાં સાહસ ખેડ્યાં છે. એની તમે લાંબી ઇતિહાસગાથા સાંભળશો, તો તમને પ્રતીતિ થશે, કે એણે હમેશાં શાંતિને માટે જ પ્રયત્નો કર્યા છે. હિન્દની દરેક પ્રાર્થનાને અંતે ઇશ્વિર પાસે શાંતિની માગણી જ હોય છે.

"પુરાણી છતાં યૌવનસભર એવી અમારી સંસ્કૃતિમાંથી જ મહાત્મા ગાંધીનો ઉદ્‌ભવ થયો છે. એણે અમને એવું અમોઘશસ્ત્ર આપ્યું કે જે શાંતિ યુકત હોય છતાં અસરકારક હોય, અને એ શસ્ત્રને પરિણામે અમને સ્વાતંત્ર્ય પ્રાપ્ત થયું એટલું જ નહિ પણ, ગઇકાલસુધી અમે જેની સામે મરણિયો જંગ લડતા હતા, તેની સાથે પણ મૈત્રી રાખતાં એ શસ્ત્રે અમને શીખવ્યું. આ અમારા શસ્ત્રનો વિસ્તૃત ક્ષેત્રમાં ઉપયોગ શી રીતે થાય તેની મને ખબર નથી. કારણ કે સંજોગફેરને લીધે, એ શસ્ત્રનો વિનિયોગ જુદી રીતે કરવો ઘટે. છતાં મને તો એની ગળાસુધીની ખાતરી છે, કે અમારી એ કાર્યપદ્ધતિ જ સાચી પદ્ધતિ છે. અને માનવતાના કૂટ પ્રશ્નોના ઉકેલ માટે એ એકજ સાચો ઉપાય છે."

આમ જવાહરે, અહીં પોતાના ગુરુ પ્રત્યે અણખૂટ શ્રદ્ધા, એના શસ્ત્રોની શકિત એ બધામાં હિન્દનો પ્રાણ વ્યકત કર્યો છે. એ જવાહર નહોતો બોલતો. એ તો બાપુનો પ્રાણ બોલતો હતો, જવાહરમાં સજીવન થઇને. એ વાણી જવાહરની હતી, પણ એ વાણીની પ્રેરણા એમના ગુરુની હતી.

જવાહરે પોતાની તટસ્થતાની નીતિ પાછળનો હેતુ સમજાવ્યો, અને હિન્દની નીતિ આક્રમક નથી એ સમજાવ્યું. છતાં, એમણે સાથે સાથે ચેતવણી આપતાં જણાવ્યું :

"જો અમારી આઝાદી ભયમાં આવી પડશે, જો અન્યાય ગુજરશે કે આક્રમણ થશે, તો, જરૂર અમે તટસ્થતાની નીતિનો ત્યાગ કરીશું. અમેરિકા જોડે, શાંતિ, ન્યાય ને સ્વાતંત્ર્યની નીતિની પ્રગતિમાં અમે પૂરો સહકાર સાધીશું."

જવાહરની આ વાણી અમેરિકાની પ્રજાના પ્રતિનિધિઓએ, મંત્રમુગ્ધ બનીને, અવાક્ બનીને સાંભળી. એમને આવી સાફ વાત કહેનાર કોઈ મળ્યો નહોતો. પરદેશથી જે આવતા, તે એમનાં વખાણ કરીને, ખુશામત કરીને, એમને ફૂલણજી બનાવી જતા.' એમને સાચી દૃષ્ટિ આપનાર, એમની મર્યાદા પ્રત્યે એમનું ધ્યાન દોરનાર હજી કોઈ મળ્યું નહોતું. આ એકજ એશિયાનો સપૂત આવ્યો કે જે એના વિલાસવૈભવથી ન અંજાતાં, એમને ચોંકાવી ગયો, એમને કંઈ નવું સંભળાવી ગયો.

જવાહરનું આ ભાષણ પ્રચંડ તાળીઓના ગડગડાટથી વધાવાયું. અનેક જણે જવાહર જોડે હાથ મીલાવ્યા. અમેરિકનોનું જવાહર પ્રત્યે માન વધ્યું, કારણ કે, આ ખુશામતખોર નહોતો, ભીખ માગતો નહોતો. એણે પોતાના દેશની મુસીબતો રજૂ કરીને પણ વાત તો સ્વાશ્રયનીજ કરી હતી. એને આવા મોટા રાષ્ટ્રની ઓથની જરૂર નહોતી. એને એની પરવા નહોતી. એને અમેરિકા જોડે માલિક ને ગુલામનો સંબંધ બાંધવો નહોતો. લેણદાર ને કરજદારનો સંબંધ જોડવો નહોતો. એને તો ખપતો હતો, નિર્મળ, શુદ્ધ મૈત્રીસંબંધ.

જવાહરના આ માહિતીપૂર્ણ ભાષણ પછી, બધા કોંગ્રેસના સભ્યો તરફથી એમને ખાણું અપાયું. બીજે દિવસે, જવાહરે ટ્રુમેન જોડે બે કલાક સુધી મહત્વની રાજકીય મંત્રણાઓ કરી. આ મુલાકાત પછી, ટ્રુમેને અખબારી નિવેદનમાં જણાવ્યું કે: "નેહરુએ મારી ઉપર બહુ પ્રબળ અસર કરી છે. એ માત્ર એક સરસ માણસજ નથી, પણ મહાન જનસેવક છે. એમની હાજરીથી જરૂર અમેરિકા ને હિન્દ વચ્ચે ગાઢમૈત્રીનો સંબંધ અવશ્ય બંધાશે જ."

જવાહર, પછી અમેરિકાની સર્વોચ્ચ અદાલતના વડા ન્યાયાધીશને ત્યાં ચાપાણી પીવા ગયા. અને ત્યાંથી, એમણે કોંગ્રેસનું પુસ્તકાલય તપાસ્યું. સાંજે, એઓ અમેરિકાના વિદેશ વિભાગના એશિયાવિષેના નિષ્ણાતોને મળ્યા. ને, એશિયાના પ્રશ્નો વિષે એમની જોડે ખૂબ લાંબી મંત્રણા કરી. જવાહરે, ચીનનો અસ્વીકાર કરવામાં એમેરિકા જે ભૂલ કરે છે, તે તરફ પણ એ લોકોનું ધ્યાન ખેંચ્યું.

૧૯ મી ઑક્ટોબર એ જવાહરનો વોશીંગ્ટનમાં આખરી દિન હતો. તે દિને, જવાહરે, અમેરિકાની ધારાસભાના જે સભ્યે વોશીંગ્ટનમાં ગાંધીજીની

કાયમી સ્મૃતિ ટકી રહે, એ માટે એમની એક ભવ્ય પ્રતિમા મૂકવાનું બીલ પેશ કર્યું હતું, તેમની જોડે એમણે ગાંધીજી વિષે વાતો કરી. બપોરે થોડા શાંતિવાદીઓ જવાહરને મળ્યા અને સામ્યવાદી અને બીનસામ્યવાદી પ્રદેશો વચ્ચે જે ઠંડી લડાઈ ચાલતી હતી, તેને અટકાવવા માટે, પ્રયાસ કરવા એમને વિનંતિ કરી.

ત્યાંથી જવાહર રાષ્ટ્રીય પ્રેસ કલબમાં ગયા. ત્યાં અમેરિકાના તેમજ દેશવિદેશના અખબારનવેશો ભેગા થયા હતા, જવાહરની ચકાસણી કરવા. એમણે જવાહરને દુનિયાના રાજકારણ વિષે જાતજાતના પ્રશ્નો પૂછ્યા ને એમણે બધાના ખૂબ કુશળતાપૂર્વક અને એમની લાક્ષણિક શૈલિમાં જવાબો આપ્યા. એમણે એ સાફ સાફ જણાવી દીધું કે કોઈપણ સંજોગોમાં જે ઠંડું યુદ્ધ ચાલી રહ્યું છે તેમાં હિન્દ ભાગ લેવાનું નથી. એમણે એ પણ સ્પષ્ટ કર્યું કે, કોઈપણ જાતના વેપારી કે રાજકીય કરારો–પછી પ્રગટ હોય કે અપ્રગટ–કરવા એઓ અમેરિકા આવ્યા નહોતા. ફક્ત એઓ અમેરિકાને સમજવા માટે જ આવ્યા હતા. અને તેથી એમનો ઇરાદો જેટલા બની શકે તેટલા નિરનિરાળા અમેરિકાવાસીઓને મળવાનો હતો. એઓ શા માટે ઉચ્ચ અધિકારીઓ જોડે ખાનગી મંત્રણાઓ કરે છે, એવા પ્રશ્નના ઉત્તરમાં એમણે કહ્યું કે હિન્દ અને અમેરિકા વચ્ચે કેટલીક બન્નેના હિતની એવી મહત્વની રાજકીય બાબતો છે, તેને વિષે એઓ ચર્ચા કરતા હતા. એ ચર્ચા કઈ બાબતો વિષે હતી, એના પ્રશ્નનો ઉત્તર આપવાનો એમણે ઈન્કાર કર્યો હતો.

જવાહરને એક પ્રશ્ન એવો પૂછાયો: "અમેરિકામાં તમને સાંસ્કૃતિક, સામાજિક, કે આધ્યાત્મિક પ્રગતિ લાગે છે ખરી?" એના ઉત્તરમાં એમણે જણાવ્યું: "જ્યાંસુધી, સાંસ્કૃતિક, સામાજિક કે આધ્યાત્મિક પ્રગતિ ન થાય, ત્યાં સુધી માત્ર યાંત્રિક અને ઔદ્યોગિક પ્રગતિથી દેશનુ ભલું ન થાય."

તે દિવસે હિન્દી એલચીખાતાં તરફથી એક મેળાવડો યોજવામાં આવ્યો હતો, જેમાં વિદેશી એલચીઓએ ભાગ લીધો હતો, અને જ્યાં અમેરિકાની અગ્રગણ્ય વ્યક્તિઓ હાજર હતી.

[ ૨૫ ]

# અમેરિકા વિજય : ( ૨ )

જવાહર, આઠ દિવસનું, વોશીંગ્ટનનું ભવ્ય સ્વાગત ને અણમોલી મહેમાનગીરી માણીને, દુનિયાના સૌથી મોટા અને અમેરિકાના શાનદાર એવા ન્યૂયોર્ક શહેરમાં ૨૦ મી ઓકટોબરે ગયા. ન્યૂયોર્ક એ અમેરિકાના પ્રગતિશીલ વિચારકોનું મુખ્ય કેન્દ્ર છે. ને, જવાહરના ખળભળાટ મચાવી મૂકે એવાં ભાષણોને સારામાં સારો સત્કાર ન્યૂયોર્કમાં જ મળ્યો, એમ કહીએ તો તે યથાર્થ જ ગણાય.

ન્યૂયોર્કના હવાઈ મથકે પહોંચ્યા તેવાજ, અમેરિકાના લશ્કરે એમને સલામી આપી. ને હજારો માનવીઓએ એમનું સ્વાગત કર્યું. ન્યૂયોર્કમાં વસતા ઘણા ખરા હિન્દીઓ ત્યાં એમના દર્શન માટે, પોતાના વડા પ્રધાનને સત્કારવા માટે હવાઈમથકે આવ્યા હતા, એમ કહીએ તો ચાલે. હવાઈ મથકે, જવાહરનું સરઘસ મોટરમાં નીકળ્યું. ખુલ્લી ગાડીમાંથી ઊભા ઊભા, રસ્તાની બન્ને બાજુએ ઊભેલા હારબંધ માનવીઓની સલામી ઝીલતા ઝીલતા એ જતા હતા.

ન્યૂયોર્કમાં કોઈપણ રાજકીય પુરુષનાં દર્શન માટે આવી મેદની જામી નહોતી. અમીર ને ફકીર, છુટપોલીસવાળા ને મોટા વેપારીઓ, વૃદ્ધને યુવાન, સઘળાં આ એશિયાના દૂતને જોવાને આવ્યાં હતાં. ન્યૂયોર્કના ભવ્ય રસ્તાઓ, તથા એ રસ્તાની કલાત્મક યોજના વગેરે જોઇને જવાહર રીઝ્યા. રસ્તાની બન્ને બાજુએ વૃક્ષોની હારમાળાએ એમને વિશેષ આલ્હાદ આપ્યો. હિન્દીએલચીખાતાંનાં મકાન આગળ, હિન્દીઓએ હિન્દીરીતે 'જયહિન્દ' નાં સૂત્રોથી ને અક્ષત કુમકુમથી જવાહરને વધાવ્યા.

જવાહરે ત્યાં એક નાનકડું ભાષણ આપતાં જણાવ્યું : "અમેરિકાને ઘણા હિન્દીઓએ પોતાનું વતન બનાવ્યું છે એ જોઇ મને આનંદ ને આશ્ચર્ય થાય છે. હિન્દે મહાસભાના નેતૃત્વ હેઠળ આઝાદી હાંસલ કરી છે, પણ હજી મંઝીલ થોડી દૂર

છે. જો કે આપણે અનેક અગ્નિપરીક્ષામાંથી પસાર થયા છીએ, તો પણ હજી આપણા રાષ્ટ્રપિતાએ આપણને શીખવેલો મા ભૈઃ ।–'અભય'નો, મંત્ર આપણે એક ક્ષણને માટે પણ વીસરવાનો નથી."

ત્યાંના હિંદી યુવાનોને એમણે, નોકરી માટે ફાંફાં ન મારવા માટે, કે પોતાના હિત તરફ જ લક્ષ ન આપતાં, દેશસેવા તરફ વિશેષ લક્ષ આપવા જણાવ્યું. જવાહરે જણાવ્યું કે હિન્દ સ્વાશ્રયમાં જ માને છે, અને હિન્દ ગમે તે ભોગે પોતાના પગ પર જ ઊભું રહેશે, ત્યારે એમને તાળીઓના પ્રચંડ ગડગડાટથી વધાવી લેવામાં આવ્યા. એમણે એ પણ જણાવ્યું કે એઓ, હિન્દ અને અમેરિકા વચ્ચેનો સંબંધ દૃઢ કરવા અમેરિકા આવ્યા છે. છતાં, હિન્દ તો આ મુલાકાત પછી પણ અત્યારસુધી રહ્યું છે તેવું જ રહેશે.

ત્યાંથી, 'ન્યૂયોર્ક હેરલ્ડ' અખબારના તંત્રી તરફથી એમને માટે યોજાયલા ચાપાણીના મેળાવડામાં જવાહર ગયા, ને ત્યાં જોન ગન્થર વગેરે જાણીતા પત્રકારોને મળ્યા.

ત્યારબાદ, ન્યૂયોર્કના હિન્દી એલચી ખાતામાં, કેટલાક જાણીતા નાગરિકોને મળ્યા પછી, જવાહર ત્યાંના જાણીતા છબીઘરમાં ગયા.

બીજે દિવસે સવારે ન્યૂયોર્કથી ૮૦ માઈલ દૂર, અમેરિકાના વિદેહ પ્રમુખ રૂઝવેલ્ટને ઘેર એઓ ગયા. ત્યાં રૂઝવેલ્ટના પત્નીએ એમનું પ્રેમભીનું સ્વાગત કર્યું. શ્રીમતી રૂઝવેલ્ટે કહ્યું: "આજે જો મારા પતિ અહીં જીવતા હોત, તો તમને સ્વાગત આપતાં એમનું હૈયું ભાવથી ભરચક હોત. તમે તમારા લોકોને જે દોરવણી આપી, તમે કરોડો લોકોની ચાહના મેળવી તેથી, મારા પતિને તમારા તરફ ઘણો આદર હતો ને માન હતું."

જવાહરે એમનો આભાર માની પછી રૂઝવેલ્ટની સમાધિ આગળ જઈ એમને પુષ્પાંજલિ આપી. જવાહર ત્યાંથી પાછા ફરતા હતા, ત્યારે રૂઝવેલ્ટના પુસ્તકાલયમંત્રીએ, પુસ્તકાલયમાંથી જવાહરની આત્મકથા એમને બતાવી. અને એ વાંચીને રૂઝવેલ્ટે જે ટીકાઓ કરી હતી, તે પણ દર્શાવી. જવાહરને એ વાંચી ઘણો જ આનંદ થયો. એમણે જણાવ્યું કે એ પુસ્તક એમણે પોતે જ રૂઝવેલ્ટને ભેટ મોકલ્યું હતું. છતાં, આટલી કાળજી ને ઝીણવટથી રૂઝવેલ્ટે એ વાંચ્યું હતું, એ જોઈ એમને આશ્ચર્ય થયું.

ત્યાંથી આવીને, જવાહર, ન્યૂયોર્કના, બસેં જેટલા પ્રકાશકો, લેખકો અને અખબાર નવેશો જેમને હિન્દ તરફ હમદર્દી હતી, તેમને મળ્યા. અને હિન્દના પ્રશ્નો વિષે નિખાલસતાથી એમણે બે કલાક સુધી ચર્ચા કરી.

બીજે દિવસે, જવાહરનું ન્યૂયોર્કની સુધરાઈ તરફથી જાહેર સન્માન થયું. એ સમારંભ ઘણો ભવ્ય હતો. જવાહરના નિવાસ સ્થાનથી, સન્માન સમારંભનાં સ્થળ સુધી એમને દરબારી અદાથી સરઘસમાં ફેરવવામાં આવ્યા. પુષ્પોનો, ઘરની બારીઓમાંથી વરસાદ વર્ષ્યો. બરફ જેવી કાગળની કાપલીઓ પણ એમના માનમાં ઊછાળવામાં આવી. આવું સ્વાગત હજી સુધી, કોઈ મહાપુરુષનું અમેરિકાએ કર્યું નહોતું. આખા ન્યૂયોર્કમાં ઉત્સવનું વાતાવરણ હતું. જેને તેને મોઢે જવાહર સિવાય બીજી વાતો નહોતી, બીજો શબ્દ નહોતો.

ન્યૂયોર્કના મેયરે જવાહરનું ભવ્ય સ્વાગત કરતાં, વાંચેલા માનપત્રમાં, એમને ગાંધીજીના આધ્યાત્મિક વારસ કહ્યા. જવાહરે, ન્યૂયોર્કની જનતાનો લાગણીભર્યા શબ્દોમાં આભાર માનતાં જણાવ્યું કે એ સ્વાગત જવાહરનું નહિ, પણ હિન્દનું હતું. ત્યાંથી ત્યાંના પોલીસદળે એમના માટે યોજેલા સ્વાગત સમારંભમાં એઓ ગયા. ત્યાં એમણે એ પોલીસદળની પ્રવૃત્તિઓનો ઝીણવટથી અભ્યાસ કર્યો.

તેજ રાત્રે 'કોલંબીયા યુનિવર્સિટી' એ જવાહરને, 'ડૉક્ટર ઓફ લૉઝ'ની માનદ ઉપાધિ આપી. યુનિવર્સિટીના પ્રમુખ જનરલ આઈઝનહોવર જોડે ખાણું લઈને, જવાહર ઝભ્ભો પહેરીને, વિધિસર સરઘસમાં પદવીદાન સમારંભનાં ગૃહમાં ગયા.

જવાહરને પદવી આપતાં પહેલાં, ત્યાંના કુલપતિએ જવાહરની તારીફ કરતાં કહ્યું :

"પંડિત જવાહરલાલ નેહરુ, હિન્દનાં સ્વાતંત્ર્યના અરુણના પટ્ટશિષ્ય, હિન્દની જનતાના મહાન નેતા, નવા રાષ્ટ્રની નીતિના ઘડવૈયા, મહાન જાતિની વાંછનાઓના સંદેશવાહક, એમના બુદ્ધિપ્રધાન નેતૃત્વએ, પૂર્વના મહાન વારસા ને પ્રણાલિ જોડે, પશ્ચિમના તલસ્પર્શી જ્ઞાનનો સમન્વય કર્યો છે. જેઓ શોષિત છે, પીડિત છે, જેમના હકો છીનવાયા છે, એવી પ્રજાના એઓ પ્રતિનિધિ છે. વિશ્વશાંતિ માટેના એમના ઉમદા પ્રયત્નોએ એમને આખી માનવતાના માનના ને પ્રેમના અધિકારી બનાવ્યા છે."

એમ કહીને કુલપતિએ એમને 'ડૉક્ટર ઓફ લૉઝ'ની માનદ પદવી એનાયત કરી.

એ વખતે જવાહરે ભાષણ આપતાં, એ બધાનો, પોતાને આપેલા મહાન માન માટે આભાર માન્યો. ને પછી જણાવ્યું :

"હું તમારી સમક્ષ મહાન રાષ્ટ્રના વડા પ્રધાન તરીકે અત્યારે ઊભો નથી, કે મુત્સદ્દી તરીકે પણ અહીં આવ્યો નથી, પણ સત્યના વિનમ્રશોધક તરીકે. અને, આચાર ને વિચાર વચ્ચે મેળ ખવડાવવાનો, એ બેની વચ્ચે સંવાદિતા પ્રગટાવવાનો, ક્યારેક સફળ તો ક્યારેક નિષ્ફળ પ્રયત્ન કરતા માનવી તરીકે આવ્યો છું.

"એ આખી પ્રક્રિયા ઘણી મુસીબતોથી ભરેલી છે. ને આજના કલહપ્રધાન અને ક્ષુદ્ર લાગણીઓના પ્રાધાન્યના યુગમાં તો એ સવિશેષ મુશ્કેલ બની જાય છે. આપણા રાજકીય પુરુષોનું કામ તો તરત દાન ને મહાપુણ્ય જેવું. એમને તાબડતોબ પરિણામ જોઈએ, એટલે સરતાં સાધનો અખત્યાર કરવા એ સાધારણ રીતે લલચાવાના જ.

"બીજી બાજુ, ફિલસૂફો એ અંતિમ ધ્યેયનો વિચાર કરતાં કરતાં તાત્કાલિક ઉપાયો અજમાવે નહિ. ને, તેથી રોજ-બ-રોજના પ્રશ્નો જોડેનો એમનો સંપર્ક તૂટી જાય. એ બેમાંથી એકે ઉપાય ઉચિત નથી.

"આ ધમાલિયા જગતમાં, માનવીને જ્યાં વિચાર કરવાને જ પૂરતો સમય નથી મળતો, ત્યાં ઊંચા આદર્શો ને ધ્યેયોની તો વાત જ શી કરવી? એમ છતાં, આપણે કયે પથે જવું છે એ જાણ્યા સિવાય, કે આપણું ધ્યેય શું છે તે સમજ્યા સિવાય આપણે શી રીતે આગે બઢી શકીએ?"

અહીં આપણને જવાહરની સ્પષ્ટ વિચારસરણી, ચિંતનશીલ માનસ, તથા મૌલિકતા વગેરે દૃષ્ટિએ પડે છે. પછી, યુદ્ધમાટેની પોતાની નફરત અને યુદ્ધનાં ભયાનક પરિણામો વિષે બોલતાં એમણે જણાવ્યું :

"આ પેઢીમાં આપણામાં જે જ્ઞાનનો અભાવ છે, તેની કિંમત બે વિશ્વયુદ્ધો લડીને આપણે આપી. એ કિંમત ઘણી મોંઘી હતી. છતાં એની કરુણતા તો એ હતી, કે, એ કિંમત આપવા છતાં, આપણે સાચી શાન્તિ લાવી શક્યા નથી કે કલહનો અંત આણી શક્યા નથી. ને એના કરતાંય મોટી કરુણતા એ છે કે, માણસજાત, પોતાના પાછલા અનુભવ પરથી કશો ધડો લેતાં પણ શીખી નથી. અને જાણી જોઇને જે પથે એનો વિનાશ છે, તે પંથે એ ચાલી જાય છે.

"આપણે યુદ્ધનો અનુભવ કર્યો અને વિજયનો પણ અનુભવ કર્યો પણ એ વિજય તે કેવો હતો?

"હમેશાં યુદ્ધ કોઈ પણ ધ્યેય સિદ્ધ કરવા લડાતું હોય છે. દુશ્મનનો પરાજય એ કોઈ પણ દિવસ ધ્યેય ન હોઈ શકે. એ તો માત્ર, ધ્યેય પ્રાપ્તિના માર્ગમાં આડે આવતાં તત્વને દૂર ફેંકી દેવાની પ્રક્રિયા છે. એટલે જો વિજયથી ધ્યેય સિદ્ધ ન થાય, તો એ વિજય માત્ર નકારાત્મક શાંતિ અર્પે છે. ને એ દૃષ્ટિએ એ વિજય છેતરામણો છે, જૂઠો છે.

"આપણે જોઇએ છીએ કે યુદ્ધની નેમ માત્ર દુશ્મનને પરાસ્ત કરવાની જ હોય છે. ને તેથી સાચું ધ્યેય તો લગભગ વીસરાઈ જ જવાય છે.

"આથી દુશ્મનને હરાવવાથી જે વિજય મળે છે, તે માત્ર અધકચરો જ હોય છે અને એ સાચા પ્રશ્નનો નિવેડો લાવવાને ફળીભૂત બનતો નથી. ને જો એ તાત્કાલિક પ્રશ્નના ઉકેલમાં ધારો કે થોડા સમય માટે સફળ થતો પણ લાગે પણ સાથેસાથે એ બીજા કેટલાક એવા પ્રશ્નો ઊભા કરે છે, કે, પહેલા જે પ્રશ્નોનો ઉકેલ આપણે શોધતા હોઈએ તેના કરતાં પણ વિશેષ જટિલ ને મૂંઝવણભર્યા હોય. એથી જ આપણા મનમાં સાચા ધ્યેય વિષેની સ્પષ્ટતા હોવી જોઈએ. પણ યુદ્ધનો સમય હોય કે શાંતિનો, એ ધ્યેયને પાર પાડવામાં જ આપણી બધી શક્તિનો વિનિયોગ થવો જોઈએ.

અહીં જવાહર જાણે, અમેરિકાને, શાંતિનો પદાર્થપાઠ શીખવે છે. એઓ ઊંચી કક્ષાથી અણઘડ લોકોને, મુરબ્બીવટથી શિખામણ આપતા હોય, જાણે, પયગંબરી વાણી ઉચ્ચારતા હોય, સાચા જ્ઞાનનો અમેરિકાને ગુરુમંત્ર આપતા હોય એવા લાગે છે. એમની વાણી એ દૃષ્ટાની વાણી છે. એ વસ્તુસ્થિતિને એટલી ઊંચી ભૂમિકાથી જુએ છે; એટલી તટસ્થતાથી જુએ છે, કે, એમને સાચી દૃષ્ટિ લાધે જ.

જવાહરે સાધનસાધ્યની ફિલસૂફી સમજાવતાં કહ્યું :

"હું આજે પણ માનું છું, કે સાધન અને સાધ્ય વચ્ચે ઘનિષ્ઠ સંબંધ રહેલો હોય છે. ભલેને સાધ્ય ઘણું ઉચ્ચતર ને મહાન હોય, પણ જો સાધન અસત્ય હોય, તો સાધન સાધ્યને જરૂર ઊંચે માર્ગે લઈ જવાનું જ. આમ સાધન અને સાધ્ય બન્નેનો અવિભક્ત સંબંધ છે. એ, સૂત્ર તો અમને પરંપરાથી પઢાવવામાં આવતું હોય છે. પણ દુર્ભાગ્યની વાત તો એ છે, કે, આપણે એ સૂત્રને વીસરી જઈએ છીએ."

જાણે વર્ષો પછી વિવેકાનંદ પાછા અમેરિકાને સાચો રાહ દર્શાવે છે, અમેરિકાને એની મર્યાદાનું ભાન કરાવે છે. જાણે મહાત્માજી જ જવાહરને મુખે

અમેરિકન પ્રજાને સંદેશો આપે છે, સાધ્યની ઉજ્જ્વળતાનો.' જાણે એશિયાઈ દેવદૂત અમેરિકાના જડવાદને ખંખેરવા આવ્યો છે. એની મૂડીવાદની મર્યાદા દર્શાવવા આવ્યો છે.

પછી જવાહરે જણાવ્યું :

"આ બધા સિદ્ધાંતો નવા છે, એટલા માટે હું તમને નથી જણાવતો. પણ એ સિદ્ધાંતોએ મારા જીવન ઉપર બહુ પ્રબળ અસર કરી છે, માટે હું તમને જણાવું છું."

તે પછી પોતાના મહાન ગુરુને અંજલિ આપતાં એ ગુરુભક્ત નેતાએ જણાવ્યું :

"મારા દેશના મહાનમાં મહાન નેતા મહાત્મા ગાંધી, કે જેની વાત્સલ્યભરી છાયામાં, ને જેની સતત પ્રેરણા મળતી રહી એવી પરિસ્થિતિમાં હું ઉછર્યો, તેમણે હમેશાં નૈતિક મૂલ્યો પર ભાર મૂક્યો છે, અને સાધનને સાધ્યથી ગૌણ ન બનાવવાનો, કે સાધ્યને માટે સાધન વિષે બેકાળજી ન રાખવાનો, સતત ઉપદેશ આપ્યાં કર્યો છે."

ને પછી પોતાની વિનમ્રતા જણાવતાં જવાહરે કહ્યું :

"અમે બધા એ મહાન પુરુષને લાયક નીવડ્યા નથી. તેમ છતાં અમે અમારી શક્તિ અનુસાર એ મહાન નેતાને અનુસરવાને નાચી જ પ્રયત્ન કરીએ છીએ. એમ છતાં, અમે એમના ઉદ્દેશનો મર્યાદિત અમલ કર્યો હોવા છતાં, એણે અમને વિસ્મયજનક પરિણામો આપ્યાં છે.

"મહાન સામ્રાજ્ય જોડે એક પેઢીની સતત લડાઈ પછી, અમને વિજય મળ્યો. એ વિજયની સૌથી આશ્ચર્યજનક ઘટના એ હતી, કે, લડનારા બન્ને પક્ષો વચ્ચે આટલું શાંતિભર્યું, એકબીજા પ્રત્યેના સહકારથી, ખેલદિલીથી સમાધાન થયું હોય એવું દૃષ્ટાન્ત ઈતિહાસમાં શોધ્યું જડવાનું નથી.

"એ વિશેષ આશ્ચર્યજનક છે, કે, લડનારા એકબીજા પક્ષો વચ્ચેનાં વેરઝેર કેટલી જલદીથી વિલુપ્ત થઈ ગયાં. અને એને સ્થાને આવ્યો સહકાર અને પ્રેમ.

"મારા દેશ કરતાં વધારે અનુભવી એવા રાષ્ટ્રને શિખામણ આપવી એ મારે પક્ષે ધૃષ્ટતા ગણાય. છતાં, હું એમ કહેવાની હિંમત કરું છું કે હિન્દની શાંતિમય ક્રાન્તિમાંથી જે પદાર્થપાઠ શીખવાનો છે, તે એ છે, કે એ રીત જગતના બીજા મહત્વના પ્રશ્નોના ઉકેલમાં પણ કામ લાગી શકે. અમારી

ક્રાન્તિએ એ પૂરવાર કરી આપ્યું, કે, શારીરિક બળ એ કંઈ માનવીનું ધ્યેય નથી. પરન્તુ, જે રીતે તમે યુદ્ધ કરો છો, તેની રીતિ અને યુદ્ધ ખતમ થવાની રીતિ અને તેનાં પરિણામ એ વિશેષ મહત્વનાં છે. અત્યારસુધીના ઇતિહાસમાં આપણે માત્ર, શારીરિક બળનો નતીજો જોયો. પણ, એણે એ પણ દર્શાવ્યું છે કે, એવી કોઈ પણ બળવાન સત્તા નૈતિક સિદ્ધાંતોની અવગણના કરી શકે નહિ. અને જો એ સત્તા એમ કરવા જાય તો એ પોતાનો વિનાશ જ નોતરવાની.

"અત્યારે આ પ્રશ્ન આપણા સર્વે માટે અગત્યનો બની રહે છે. કારણ કે, આપણાં શસ્ત્રો વધારેને વધારે વિનાશક ને સંહારક બનતાં જાય છે. શું આપણે એમ ઇચ્છીએ છીએ કે આ વીસમી સદીમાં આપણે પ્રગતિ કરવાને બદલે પાછા જંગલી અવસ્થાની સમીપ પહોંચી જઇએ? શું માનવ માનવનાં સંહાર માટે નવાં નવાં વિશેષ અને વિશેષ સંહારશકિતવાળાં હથિયારોજ યોજ્યાં કરશે!

"મારા ગુરુ તરફથી મને એ ગુરુમંત્ર મળ્યો છે, કે, આ પરિસ્થિતિને પહોંચી વળવાનો એક બીજો માર્ગ પણ છે જ. એ હું સમજી શકું છું કે જે રાજકીય પુરુષને અને મુત્સદ્દીને વાસ્તવિક પરિસ્થિતિમાં કામ કરવાનું છે, તે નિતાન્ત ને નિર્ભેળ સત્યનો એ હમેશાં આશરો લઈ શકે નહિ. એમ છતાં, સત્ય એ તો સત્ય જ છે. અને એની તરફ મીટ મંડાઈ રહેવી જોઇએ. જો એમ નહિ કરીએ તો આપણે દુષ્ટતાના વમળમાં અટવાયાં જ કરવાના, અને એક અનિષ્ટમાંથી બીજા અનિષ્ટમાં સરકી પડવાનાજ.

"હિન્દ મહાન રાષ્ટ્ર છે. એનો ભૂતકાળ એને ગૌરવ અપાવે એવો છે. પણ એમ છતાં એ નવું રાષ્ટ્ર છે. એની મહેચ્છાઓ હમણાંજ પાંગરી છે. ૧૯૪૭ ની ૧૫ મી ઑગસ્ટે એ પોતાની સ્વતંત્ર પરદેશનીતિ અખત્યાર કરી શકે એવી પરિસ્થિતિમાં મૂકાયો છે. અમારે પણ વાસ્તવિક પરિસ્થિતિનો સામનો કરવાનો છે. એની અમે અવગણના કરી શકીએ નહિ. એમ છતાં અમારા મહાનનેતાએ અમને જે સંદેશ આપ્યો છે, તેની અમે અવગણના કરી શકીએ નહિ. હિન્દ રાષ્ટ્રસંઘમાં નવું આગન્તુક છે, એમ છતાં, એને એથી એક તરફ કેટલા ગેરફાયદા છે, તેમ બીજી તરફ કેટલાય ફાયદાઓ પણ છે. એ પોતાની અસર વધારી શકે એટલી એનામાં તાકાત છે. બીજું, અમારે કંઈ ભૂતકાળનાં બંધન નથી, ઐતિહાસિક દાવા નથી, કે, નથી, અમારે કંઈ,

જૂનાં વેરઝેર. અમારા પુરાણા શાસનકર્તાઓ પ્રત્યે પણ અમારા દિલમાં જરાય કડવાશ નથી.

"અમારી વિદેશનીતિમાં, અમે એક બાજુ રાષ્ટ્રીય હિતનો વિચાર કર્યો, તો, બીજી બાજુ, આદર્શો તરફ દૃષ્ટિ રાખી બનતો સમન્વય સાધવા પ્રયત્ન કર્યો. અમારી પરદેશનીતિના મુખ્ય સિદ્ધાંતો એ છે કે, શાંતિ માટેના પ્રયાસ: પણ તે કોઈ પણ જૂથ જોડે જોડાઈને નહિ, પણ દરેક પ્રશ્નને સ્વતંત્ર રીતે તપાસીને, એની પર ન્યાય્ય વલણ લેવું; બીજું, ગુલામપ્રજાની મુક્તિ; વ્યક્તિગત અને રાષ્ટ્રગત આઝાદીને કાયમ રાખવી; જાતિભેદ કે રંગભેદની નાબૂદી; તે રોગ, અજ્ઞાન ને અછતનો સદંતર વિનાશ.

"મને અહીં ઘણી જગ્યાએ એમ પૂછવામાં આવ્યું છે કે શા માટે હિન્દ એક યા બીજા રાષ્ટ્રજૂથ જોડે જોડાતું નથી. અને, અમે એમ કરતા નથી, તેથી, અમે તકવાદી છીએ, એવા આક્ષેપો પણ થયા છે. આ પ્રશ્ન અને એ પ્રશ્ન વિષેની તેમની ટીકા હું સમજી શકું છું. પણ હિન્દની નીતિ નકારાત્મક કે તટસ્થતાની નીતિ નથી. એ રચનાત્મક અને ક્રિયાત્મક નીતિ છે. એ નીતિ અમારા સત્યાગ્રહોમાંથી અને મહાત્મા ગાંધીજીનાં શિક્ષણમાંથી અમને સાંપડી છે.

"શાંતિની આવશ્યકતા એકલા હિન્દને જ નથી, પણ આખી દુનિયાને પણ છે. એ શાંતિ શી રીતે સ્થપાય? આક્રમણને શરણે થવાથી નહિ, અનિષ્ટ કે અન્યાયને તાબે થવાથી નહિ, ને, યુદ્ધ માટેની તૈયારીઓ કરવાથી પણ નહિ.

"આક્રમણનો સામનો તો કરવો જ જોઇએ, પણ સાથે પાછલાં બે વિશ્વયુદ્ધોનો દાખલો પણ લેવો જ જોઈએ. અને મને સૌથી વિશેષ આશ્ચર્યજનક તો એ લાગે છે કે પાછલાં બે વિશ્વયુદ્ધો લડ્યાં છતાં, આપણે એમાંથી કંઈ પણ શીખવાને બદલે પાછા એના એ જ માર્ગે જઈ રહ્યા છીએ.

"દુનિયાને બે પરસ્પર વિરોધી જૂથમાં વહેંચી નાંખવાથી, જે વાતને આપણે અટકાવવા માંગીએ છીએ તેને કાયમ બનાવીએ છીએ. એ બન્ને જૂથોમાં પરસ્પર ભયની લાગણી કાયમ કરે છે. બીક માનવના મન ઉપર અંધકારનો પડદો નાંખી દે છે, અને એને અવળે માર્ગે દોરે છે. ભયના જેવું વિનાશક અને અનિષ્ટ બીજું કશું નથી. એટલે આપણો પ્રશ્ન તો ભયની ભાવનાને મીટાવી દેવાનો હોવો જોઈએ. અને એ ભાવના કંઈ દુનિયા એક યા બીજા

જૂથમાં જઈને બેસે ને વારેવારે લડાઈની વાતો જ કર્યા કરે એથી નાબૂદ થવાની નથી. આ તમારી નીતિ તો યુદ્ધને નોતરવાની છે."

જવાહરે અહીં અમેરિકાની રાજકીયનીતિ પર જબરો, એ લોકોને આઘાત લાગે એવો, જવાહર તરફથી એમણે આશા પણ નહિ રાખી હોય એવો પ્રહાર કર્યો છે. પોતાના મનની વાત જરાય એ મહાન રાષ્ટ્રની શરમ રાખ્યા વિના, જરાય આડ પડદા વિના એણે કહી છે. એણે मा भैः । નું આચરણ એમના આ ભાષણ દ્વારા કર્યું. અને આચાર ને વિચારની એકતા પોતાની જાતદ્વારા જ સાબિત કરી બતાવી.

જવાહરે અમેરિકાનું જાણે ગુરુપદ ધારણ કર્યું. અમેરિકા જવાહરને શીખવવા માગતું હતું, તેને બદલે જવાહરે જ અમેરિકાને શીખવવા માંડ્યું. એણે, અમેરિકાવાસીઓ, અબૂઝ નિશાળિયા હોય તેમ એમને રાજનીતિના, નીતિના, ને ફિલસૂફીનાં મંત્રો ગોખાવવા માંડ્યા. હિન્દની નીતિ એજ સાચી નીતિ છે, એ સાબિત કરી આપ્યું. અમેરિકાવાસીઓની આંખ ઉઘાડી. જગતના પ્રશ્નોનું સાચું દર્શન, એનો સાચો ઉકેલ, અને તેમની ભૂલ એણે દર્શાવી.

પછી યુદ્ધનાં કારણોનું પૃથક્કરણ કરતાં જવાહરે જણાવ્યું :

"યુદ્ધનું એક મોટામાં મોટું કારણ એક રાષ્ટ્ર બીજા રાષ્ટ્ર ઉપર પ્રભુત્વ મેળવવા ચાહે છે. તેનું માલિક બનવા ચાહે છે, તે છે. એશિયાનો મોટો ભાગ હજી ગઈ કાલ સુધી, પરદેશી અને તેમાંયે વિશેષ કરીને યુરોપનાં રાષ્ટ્રોનાં કબજામાં હતો. અમે જાતે જ બ્રિટીશ સામ્રાજ્યનો એક ભાગ હતા. ફ્રાન્સ, પોર્ટુગલ ને હોલેંડ, એશિયાઈ પ્રદેશો ઉપર હજી કબજો ધરાવીને બેઠા છે. પરન્તુ, સ્વાતંત્ર્ય માટેની પ્રીતિ, અને રાષ્ટ્રવાદની ભાવનાએ એશિયાને જાગૃત કરી દીધો છે. અને, એણે પશ્ચિમી સામ્રાજ્યોને નાબૂદ કરવા માથું ઊંચક્યું છે.

"યુદ્ધનું બીજું કારણ રંગભેદ છે. કેટલીક જાતિ કે રંગનાં લોકોએ જે જ્ઞાનની દિશામાં પ્રગતિ કરી છે, એ જાતિઓએ જે કેટલીક જીત મેળવી છે, તેથી તેમનાં મગજમાં એવો ખોટો પવન ઘૂસી ગયો છે, કે, તેઓ બીજા કરતાં મહાન છે. અને તેથી બીજી જાતિ તરફ, પોતાથી ભિન્ન એવા રંગના માનવી તરફ એ તિરસ્કારને ઘૃણાથી જુએ છે. એનો મોટામાં મોટો દાખલો, જર્મનીમાં, યહૂદીઓને જે રીતે હાંકી કાઢ્યા તે છે. એશિયાને આફ્રિકામાં, જાતિભેદ અને રંગભેદનું પ્રદર્શન આપણને કમકમા ઉપજાવે એવી અન્યાયી રીતે થઈ રહ્યું છે.

"એ બધા એ વાત વીસરી જાય છે, કે, માનવના બધા ધર્મોનું ઉદયસ્થાન એશિયા છે. અને જ્યારે, યુરોપ ને અમેરિકાની કોઈને જાણ સરખી નહોતી, ત્યારે એશિયાની સંસ્કૃતિઓએ અદ્‌ભુત વિકાસ સાધ્યો હતો. યુરોપે ઘણીવાર એશિયાવાસીઓ તરફ ઘૃણાની નજરે જોયું છે એટલું જ નહિ, પણ, તેમને સરખા હકો આપવાનો, અને તેમની સાથે માણસાઈ ભર્યું વર્તન રાખવાની પણ માણસાઈ એમણે દાખવી નથી. અને વર્તમાન જગતનું આ મોટામાં મોટું ભયસ્થાન છે. હવે જ્યારે એશિયા ને આફ્રિકા જાગૃત થયાં છે, ત્યારે આ અનિષ્ટમાંથી યુદ્ધ ઊભું થવાનું જ. દુનિયામાં જ્યાં સુધી અર્ધા માલિક હોય ને અર્ધા ગુલામ હોય, અર્ધા સ્વતંત્ર હોય ને અર્ધા પરતંત્ર હોય, ત્યાંસુધી એમાં અમન કે શાંતિ સ્થપાય એ અસંભવિત છે. આ પ્રશ્ન કંઈ માત્ર ઠરાવો પસાર કરવાથી જ ઉકલી જવાનો નથી. પણ એનો ઉકેલ લાવવા માટે, નિશ્ચિત અને મક્કમ નિર્ણય જોઇએ. જ્યાંસુધી એ નહિ હોય ત્યાંસુધી દુનિયામાં શાંતિ નથી જ નથી.

"વિશ્વયુદ્ધનું ત્રીજું કારણ, લોકોની ગરીબી અને જીવનની જરૂરિયાતોની અછત છે. આ વાત વિશેષે કરીને એશિયા ને આફ્રિકાના પ્રદેશો માટે સાચી છે. પશ્ચિમમાં યુદ્ધ અને વિનાશ છતાંયે સામાન્ય માનવી સારી રીતે જીવી શકે એવી પરિસ્થિતિ છે. એને ખોરાક, કપડાં, આશરો બધું મળી રહે છે. જ્યારે પૂર્વનો મહાન પ્રશ્ન જીવનની આ આવશ્યકતાઓ મેળવવાનો છે. જો એ ન મળે, તો જરૂર એથી ક્રાન્તિ થવાની એ બાબતમાં જરાય શંકા નથી.

"આ રીતે રાજકીય ગુલામી, રંગભેદ, આર્થિક અસમાનતા, અને દુ:ખ–ગરીબી, એ તત્વોને, આપણે જો શાંતિ ચાહતા હોઈએ તો નાબૂદ કરવાં જોઇએ. જો આપણે એ બધાનો ઇલાજ નહિ કરી શકીએ તો તે પછી, બીજાં સૂત્રો અને ઉપાયો તરફ એ લોકો ધસડાવાનાજ.

"અત્યારે માત્ર આર્થિક અને રાજકીય ફેરફારો જ નથી થઈ રહ્યા, પણ લોકોના મનમાં પણ જબરું પરિવર્તન થઈ રહ્યું છે. એશિયા હવે પોતાની જનતાનું આર્થિક ધોરણ ઊંચું કરવા માગે છે. એ મહાનખંડની જાગૃતિ એ માનવના ભવિષ્યમાં બહુ અગત્યનો બનાવ છે. એ બનાવો તરફ ભયની દૃષ્ટિથી જોવાથી કે અળગા રહેવાથી કંઈ વળવાનું નથી. એ માટે મૈત્રી ને સમજૂતી ભરી દૃષ્ટિ જોઇએ, સ્પષ્ટ ધ્યેય જોઈએ અને એ ધ્યેયપ્રાપ્તિ માટે સજાગવૃત્તિ જોઈએ. શસ્ત્રસરંજામ પાછળનો લખલૂટ ખર્ચો કે જે આજની સરકારોની આવકનો મોટો ભાગ છે, તે કંઈ જગતને શાંતિને માર્ગે લઈ

જવાનો નથી. એ ખર્ચો જો બીજી દિશામાં ને બીજી કોઈ સદ્પ્રવૃત્તિમાં વાપર્યો હોય તો તેથી શાંતિની મંઝીલે જલદી પહોંચાય.

"હિન્દનું આ દષ્ટિબિન્દુ, વિચાર કરતા બધા ભાઈબહેનો, માટે છે. આ વાત હું માનવતાની દૃષ્ટિએ તમારી સમક્ષ પેશ કરું છું. આ માત્ર ઉપલકિયા વિચારો જ નથી, પરન્તુ, આજના પ્રશ્નોની સંગીન વિચારણાનું પરિણામ છે."

જવાહરના આ ભાષણમાં અમેરિકાને સખત ઠપકો હતો. યુદ્ધની વાતો કરવા માટે, એશિયાના પ્રશ્નો ન સમજવા માટે, શસ્ત્ર સરંજામનાં ઉત્પાદન માટે, જીતેલા દેશો પ્રત્યેના અમેરિકાના વર્તન માટે, તેમ જ દુનિયા પર વર્ચસ્વ ભોગવવાની એની નેમ માટે, જવાહરે અમેરિકાને કડવો ઘૂંટડો આપ્યો. સાફ સાફ વાતો સુણાવી. હિન્દ તટસ્થતાની વૃત્તિ છોડનાર નથી એ વાત પણ જણાવી. એ અમેરિકા જોડે મૈત્રીભર્યો વ્યવહાર રાખશે, તેની પણ ખાતરી આપી. હિન્દ અમેરિકા પાસે કશી અપેક્ષા રાખતું નથી એ પણ જણાવ્યું. ને ગાંધીજીની ગેરહાજરીમાં, અમેરિકાને ગાંધીજીની જ હોય એવી વાણીનો પણ લાભ આપ્યો. એણે અમનની ને શાંતિની વાતો કરી. ગોરાઓના રંગભેદની, એશિયાઈ દેશોના આર્થિક શોષણની, વાતો કરી. ગોરાઓ માનવતા ખોઈ બેઠા છે, એ વાત પણ ગોરાઓને આઘાત લાગે એવી રીતે સુણાવી

વિવેકાનંદ પછી એ ભૂમિમાં એશિયાઈ દૂત, હિન્દની સંસ્કૃતિનો પયગામ પહોંચાડનાર આ મહાપુરુષ હતો. એને અમેરિકાનો વૈભવ આકર્ષી શકયો નહિ, એટલી તાલીમ એણે એના ગુરુચરણે બેસીને મેળવી હતી. એણે અમેરિકનોને હિન્દની વિશિષ્ટતાની, હિન્દનાં ગૌરવની, હિન્દની મહત્તાની, ઝાંખી કરાવી. આમ, જવાહર એક જ વીર હતો, કે જેણે અમેરિકાની આકરામાં આકરા શબ્દોમાં ખબર લઈ નાખી હોય. જવાહરના ભાષણથી અમેરિકાભરમાં એક સનસનાટી ફેલાઈ ગઈ. કોઈએ એને વંદ્યા તો કોઈએ એને નિંદ્યા. પણ, બધાને એના વિચારોની નોંધ લેવી પડી એ તો ચોક્કસ. જવાહરની રાષ્ટ્રભક્તિ તથા ગુરુભક્તિ પણ આ ભાષણમાં શબ્દેશબ્દે જણાઈ આવે છે. એમણે ગાંધીજીનાં સિદ્ધાંતો કેટલે અંશે આત્મસાત્ કર્યા હતા, ઘૂંટ્યા હતા, તે આ ભાષણ પરથી માલમ પડે છે. જવાહરે અમેરિકાને આ ભાષણથી મુગ્ધ કર્યું. અમેરિકા ઉપર એણે વિજય મેળવ્યો. હિન્દની સાંસ્કૃતિક શ્રેષ્ઠતા એણે સાબિત કરી.

કોલંબીયા યુનિવર્સિટીના પદવીદાનસમારંભ પછી, જવાહર "એક દુનિયા"નાં વિચારને જોરશોરથી રજૂ કરનાર વેંડલ વિલ્કીની પત્નીને મળ્યા.

બીજે દિવસે, ન્યૂયોર્કના અખબારનવેશોને એમણે મુલાકાત આપી. અને જાતજાતના પ્રશ્નોના ઉત્તરો આપ્યા. અમેરિકા હિન્દને શી મદદ કરી શકે એ પ્રશ્નના ઉત્તરમાં જવાહરે જણાવ્યું : "ખોરાક, ખેતીવાડીનાં ઓજારો ને નિષ્ણાતો, પ્રવાસીઓ અને અમેરિકાની મૂડીના રોકાણદ્વારા મદદ કરી શકે." જવાહરે જણાવ્યું કે, આ મદદથી આર્થિક શાહીવાદ ન જન્મે એ જોવાની તાકાત હિન્દ પાસે છે.

ત્રીજે દિવસે, જવાહર, સંયુક્ત રાષ્ટ્રપરિષદના મથક, લેક સકસેસ, જે ન્યૂયોર્કથી વીશ માઈલ દૂર છે, ત્યાં એની કચેરીનું કામ જોવા ગયા. ત્યાં એમનું ભવ્ય સ્વાગત થયું. ને, અમલદારોએ જાતે જવાહર જોડે ફરીને બધું બતાવ્યું. ત્યાંની કચેરીના બધા અમલદારોને જવાહર મળ્યા. ને એ જાણીને એઓ રાજી થયા કે બધા હિન્દી જાણતા હતા. જવાહરે સયુક્ત રાષ્ટ્ર પરિષદમાં હિન્દીને અધિકૃત સ્થાન આપવાની ભલામણ કરી.

સાંજે, ત્યાંના અધિકારીઓએ જવાહરના માનમાં ખાણાંનો મેળાવડો ભર્યો ત્યારે જવાહરે, ત્યાં જમા થયેલા લોકોને, નાનકડું પણ સુંદર ભાષણ આપ્યું. એમણે કહ્યું :

"જે જે સંસ્થાઓએ આ મેળાવડો ભર્યો છે, તે બધાનો હુ અત્યત ઋણી છુ. અમે જ્યારે જેલમાં હતા ત્યારે અહીંના કેટલાક મિત્રોએ, રૂઝવેલ્ટને વચ્ચે પડીને અમને છોડાવાની માગણી કરેલી એ પ્રસગ હું હજી વીસર્યો નથી... આંતરરાષ્ટ્રીય બાબતમાં નિર્ભયતા એ જ ધોરણ અમે તો સ્વીકાર્યું છે. જો શસ્ત્રોની લડાઈ થાય તો અમે જરૂર નબળા છીએ. કારણ કે, અમારી પાસે કંઈ અણુબોંબ નથી કે અમારી પાસે અદ્યતન શસ્ત્રસરંજામ નથી. પણ મહાત્મા ગાંધીએ મા ભૈઃ । નો આપેલો મંત્ર અવશ્ય અમારી પાસે છે. એ જાદુઈ શબ્દોએ અમારા જીવનમાં જબરી ક્રાન્તિ આણી. ગાંધીજીની ત્રીશ વર્ષની નેતાગીરી પછી અમે બાહ્ય આક્રમણથી જરાય બીતાજ નથી. સતત ભય એ રાષ્ટ્રને કમતાકાત બનાવનારું તત્ત્વ છે. એથી અમારી પાસે અણુબોંબ નથી, ને ન હોય તેથી હું તો રાજી છું."

જવાહર તો માત્ર શાંતિ અને પરસ્પરસમજૂતી પેદા થાય તે માટે જ આવ્યા હતા. છતાં, એઓ ઉદ્યોગપતિઓ ને વેપારીઓને મળ્યા, મૂડીવાદીઓને મળ્યા, ઇજનેરો ને યંત્રનિષ્ણાતોને મળ્યા. ને તેથી, હિન્દનો ઔદ્યોગિક વિકાસ શી રીતે થાય તેની ચર્ચા કરી. ત્યાંના ઉદ્યોગપતિઓએ જવાહરને માનપત્ર અને ખાણું આપ્યું, તે વખતે એમણે એમનો આભાર માનતાં જણાવ્યું :

"તમારા દેશપાસે હિન્દને મદદદાયી થઈ પડે એવી ઘણી વસ્તુઓ હોવા છતાં, હું એની માગણી નથી કરતો. કારણ કે, અમે તો સ્વાશ્રયમાંજ માનનારા છીએ. અમારા પ્રયત્નોથી જ અમારો જે વિકાસ થશે, તે સાચો વિકાસ હશે. હું હિન્દ માટે કશાજ લાભ મેળવવા અહીં આવ્યો નથી. એ ભ્રમ હોય તો કાઢી નાંખજો."

લેક સકસેસથી જવાહર બોસ્ટન ગયા અને ત્યાંની ત્રણ મહાન શિક્ષણ સંસ્થાઓને અવલોકી. એ સંસ્થાઓના વડાઓએ જવાહરનું જાહેર સ્વાગત કર્યું. 'મેસેચ્યુસેટ્સ ઇન્સ્ટિટ્યુટ ઑફ્ ટેકનોલોજી,' 'હાવર્ડ યુનિવર્સિટી,' અને 'વેલેસ્લી કન્યાવિદ્યાલય' જોયાં. સાંજે, બોસ્ટનના નાગરિકો તરફથી ત્યાંના નગરપતિએ એમને જાહેર માનપત્ર આપ્યું.

[૨૬]

# અમેરિકા વિજય : (૩)

બોસ્ટનથી ન્યૂયોર્ક આવીને, ત્યાં એક દિવસ રહી, જવાહરે ત્રણ દિવસ કેનેડાના પ્રવાસે જવા ઉપડ્યા. ત્યાંના વડા પ્રધાને જવાહરને ખાસ આમંત્રણ આપ્યું હતું. ન્યૂયોર્કથી બફેલો, હવાઈ જહાજમાં જવા એઓ ઉપડ્યા. રસ્તામાં નાયગરાના વિશ્વ વિખ્યાત જળધોધ જોવા જવાહર ઉતર્યા. એ પ્રાકૃતિક દર્શન અમેરિકાનું સુંદરમાં સુંદર છે અને જગતની એક વિસ્મયતા છે, એમ કહેવાય છે. બફેલોમાં, કેનેડાના વિદેશમંત્રીએ રાજ્ય તરફથી જવાહરનું દરબારી સ્વાગત કર્યું. જવાહરે જળધોધનું કવિની દૃષ્ટિથી અવલોકન કર્યું. જુદે જુદે સ્થળેથી, જુદા જુદા દૃષ્ટિકોણથી જવાહરે એ વિશ્વના મહાન જળધોધને અવલોક્યો.

ત્યાંથી જવાહર ઓટાવા ગયા. ત્યાં એમનું સરકાર તરફથી સ્વાગત થયું. એમને લશ્કરી સલામી અપાઈ. ત્યાંનાં લશ્કરી બેંડે 'જનમનગણ' વગાડ્યું. બીજે દિવસે જવાહરે એક અખબારી મુલાકાત આપી અને તેમાં એમણે ઉલ્લેખ કર્યો કે, રશીયાના કેટલાક અખબારોમાં એવી ટીકા આવી છે કે એમની અમેરિકન મુલાકાતનું પરિણામ એ આવ્યું છે કે હિન્દ અમેરિકન જૂથમાં સામેલ થયું છે. જવાહરે સ્પષ્ટતઃ જણાવ્યું, કે એ બધું સાવ ખોટું છે. હિન્દની નીતિ તટસ્થ છે, અને તટસ્થ જ રહેવાની છે. અને જો સ્ટેલીન એમને મોસ્કો બોલાવે, તો મોસ્કોના પ્રવાસ માટે પણ એઓ એટલાજ તત્પર હતા.

અખબારી મુલાકાત પછી, જવાહરે ત્યાંની પાર્લામેન્ટની ખાસ બોલાવેલી સંયુક્ત બેઠકમાં ભાષણ આપ્યું. એમનો પરિચય કરાવતાં, કેનેડાના વડા પ્રધાને કહ્યું : "હિન્દના વડા પ્રધાને અહીં મુલાકાત આપી આપણને બધાને ઘણા ઉપકૃત કર્યા છે. હિન્દ એ રાષ્ટ્રસંઘનું સભ્ય છે, એટલે, તો હિન્દ ને કેનેડાનો સંબંધ વિશેષ ઘનિષ્ઠ છે. હિન્દ ને કેનેડા વચ્ચે સમજૂતી, શુભ ભાવના ને ખેલદિલી પ્રવર્તે છે."

જવાહરનું કૅનેડાની પાર્લમેન્ટ સમક્ષનું ભાષણ એક ચિરસ્મરણીય ભાષણ હતું. એ ભાષણ, પણ એમની સ્પષ્ટ બોલવાની રીતિ, હિન્દનો શાંતિનો પયગામ, ગાંધીજીનો મંત્ર, યુરોપનાં રાષ્ટ્રોની શાંતિ સ્થાપન માટેની અવળી રીતિ, એ બધા માટે જાણીતું હતું. એમણે શરૂઆતમાં એમનું ભવ્ય સ્વાગત કરવા માટે ને પ્રેમભર્યાં વચનો ઉચ્ચારવા માટે, ને પાર્લમેન્ટનાં બન્ને ગૃહોની સંયુક્ત બેઠક બોલાવવા માટે, સૌનો ઔપચારિક આભાર માન્યો ને પછી પાર્લમેન્ટનાં સભ્યો સમક્ષ એમની લાક્ષણિક શૈલિમાં બોલતાં જણાવ્યું :

"થોડા સમય પૂર્વે, હિન્દની રાષ્ટ્રીયતા બ્રિટીશ શાહીવાદ જોડે ઝઘડતી હતી. અને એ ઝઘડાથી શંકા, ઊંધા મન, કડવાશ, એ બધું આવે જ. છતાં, મહાત્મા ગાંધીજીની દોરવણી ને શિક્ષણને પ્રતાપે, એ તત્ત્વો બીજું કોઈ પરાધીન રાષ્ટ્ર, પરદેશી સત્તા સામે લડે, ને, જેટલા પ્રમાણમાં ઝેરવેર ને કડવાશ હોય તેના પ્રમાણમાં ઓછાં હતાં......આજની દુનિયાની પરિસ્થિતિમાં ન તો તમે, કે ન તો હું, સંકુચિત રાષ્ટ્રવાદમાં, કે એક જ ખંડનો વિચાર કરવાના વમળમાં ફસાઈ શકીએ. જો આપણે એકબીજા જોડે સહકાર સાધીને શાંતિથી નહીં રહીએ, તો આપણે એકબીજાનાં ગળાં કાપનાર બની જઈશું .....થોડાં વર્ષો પૂર્વે જે શાહીવાદ ગઈ સદીમાં, મધ્યાન્હે પ્રકાશતો હતો, એ મોટે ભાગે તો અસ્ત થઈ ગયો છે, અને હવે, કોક કોક સ્થળે જ એ દૃષ્ટિએ પડે છે. ને મને ખાતરી છે, કે, એ જ્યાં રહ્યો છે, ત્યાંથી પણ ખતમ થયા વિના એનો આરો નથી; ને એમાંજ દુનિયાનું ભલું છે.......

"એશિયા તો દુનિયાના બીજા ખંડોની માતા છે, ને ઇતિહાસની મહાનસંસ્કૃતિઓનું ઉદ્‌ભવ સ્થાન છે. અત્યારે એશિયાએ પોતાનો અવાજ ઉઠાવ્યો છે. એણે ગુલામીનો અંચળો ફગાવી દીધો છે. એને માત્ર રાજકીય આઝાદીની જ ભૂખ નથી. એ તો જીવવા માગે છે. એને આર્થિક સ્વાતંત્ર્યની પણ એટલી જ આવશ્યકતા છે. એશિયામાં જે કલહો અને યુદ્ધો થયાં છે, તેનું મુખ્ય કારણ યુરોપની સંસ્થાનોની ભૂખ. એ ભૂખે એશિયાનું સ્વાતંત્ર્ય રૂંધી નાંખ્યું હતું, અને, એને શોષી શોષીને એને ગરીબ બનાવી દીધું હતું. એશિયાને રાજકીય સ્વાતંત્ર્ય મળે, તેમજ આર્થિક સ્વાતંત્ર્ય મળે, એનો ભૂખમરો ટળે, તો જગતશાંતિ માટે એના જેટલું મજબૂત તત્વ બીજું ક્યાંયે નહિ જડે. કારણ કે એશિયાની ફિલસૂફીમાંજ શાંતિની ભાવના રહેલી છે. એશિયાનો ઝઘડો, એ તો પ્રાચીન

સંસ્કૃતિવાળા જનોનો, યુરોપનાં કેટલાંક રાષ્ટ્રોની તુમાખી પર પડકાર છે. છતાંય હજી રાષ્ટ્રસંઘમાં એશિયાનો અવાજ સંભળાતો નથી.

"હિન્દ એશિયામાં સ્વાતંત્ર્યની માગણી કરે કે, આફ્રિકામાં રંગભેદની વિરુદ્ધ પોકાર કરે એ તો અત્યંત સ્વાભાવિક ને સહજ છે. હિન્દને બીજા કોઈ પણ દેશ ઉપર વર્ચસ્વ મેળવવું નથી. પણ જ્યાંસુધી એશિયાના રાષ્ટ્રોનો ઉકેલ નહિ થાય, ત્યાં સુધી દુનિયામાં કોઈ કાળે શાંતિ સ્થપાવાની જ નથી, તેની અમને ખાતરી થઈ ગઈ છે.

"આપણે જે યુગમાં જીવીએ છીએ તે એટમયુગ છે. નવી શક્તિઓનો વિનિયોગ આપણે કરતા જઈએ છીએ. પણ એ શક્તિઓનો ઉપયોગ, સર્જનાત્મક પ્રવૃત્તિને બદલે આપણે વિધ્વંશાત્મક પ્રવૃત્તિમાં જ કરીએ છીએ; અને એ રીતે જે દુનિયામાં આપણે અમન ઇચ્છીએ છીએ એ દુનિયાનો જ વિનાશ આપણે કરીએ છીએ...... અમને તો અમારી સ્વાતંત્ર્યની લડાઈમાં પણ અમારા ગુરુએ શાંતિનો પાઠ ઉદબોધ્યો હતો, અને એ પાઠને અમે દુનિયાના પ્રશ્નોના ઉકેલ માટે અમારી શક્તિ મુજબ વાપરવા ઇચ્છીએ છીએ."

અંગ્રેજીમાં પોતાનું ભાષણ પૂરું કરી, જવાહરે, પોતાના ભાષણનો સાર ફ્રેન્ચમાં કહી સંભળાવ્યો. બીજે દિવસે એમણે બે કલાક કેનેડાના વડા પ્રધાન જોડે મંત્રણા કરી. ને તેમાં એશિયાવાસીઓ પર કેનેડાએ જે પ્રતિબંધ મૂક્યો હતો, તે રદ્દ કરવા એમણે એમને સમજાવ્યા.

કેનેડાની મુલાકાત લઈ જવાહર જ્યારે હવાઈ જહાજમાંથી ચીકાગો ઉતર્યા, ત્યારે, પાણી પણ થીજી જાય એટલી ઠંડી હોવા છતાં, રસ્તાઓ એમના દર્શન માટે, જાણે હિન્દ જ હોય એમ માણસોથી ચીકાર હતા. જવાહરને, ચીકાગોના નગરપતિએ શહેરીઓ તરફથી જાહેર માનપત્ર આપ્યું. માનપત્રના જવાબમાં એમણે, દુનિયામાં એકબીજાને સમજવાની દ્રષ્ટિની અછત પર ભાર મૂકયો, અને, પોતા પર અમેરિકન અખબારનવેશોની ટીકાનો પણ ઉલ્લેખ કર્યો હતો. જે હેતુથી જવાહરનું આવું બાદશાહી સ્વાગત થયું હતું, તે હેતુ, બર આવતો ન જણાયો, એટલે, જવાહર સામ્યવાદીઓની તરફેણ કરે છે, એવો આક્ષેપ પણ એમની સામે મૂકાયો.

બપોરે ચીકાગોના વેપારીમંડળે જવાહરને ખાણું આપ્યું. એ ખાણામાં ચીકાગોના અગ્રગણ્ય વેપારીઓ આવ્યા હતા. એ વખતના ભાષણમાં જવાહરે સ્પષ્ટ જણાવ્યું કે ત્રીજું વિશ્વયુદ્ધ કદિય થવાનું નથી. એ શુદ્ધ સ્પષ્ટ વિચારસરણીથી

જ અટકાવી શકાય. એમાં જવાહરે એ પણ જણાવ્યું કે હિન્દને પોતાનું વ્યક્તિત્વ જાળવી રાખવું છે. અને તેથીજ એ કોઈપણ જૂથમાં જોડાવા માગતું નથી. એમાં પણ સાધ્ય શુદ્ધ હોય એટલુંજ પૂરતું નથી, પણ સાધન પણ શુદ્ધ હોવાં જોઇએ એ મહાત્માજીની વાણી પર એમણે ભાર મૂક્યો. ખરાબ સાધનથી સારી વસ્તુ પ્રાપ્ત કરી શકાય જ નહિ એ હકીકત એમણે સ્પષ્ટતઃ જણાવી. એ અમેરિકા પાસે કોઇપણ પ્રકારની મદદ મેળવવાની આશાએ આવ્યા જ નહોતા, એ વાત એમણે ચોખ્ખી રીતે જણાવી.

જવાહર ચીકાગોમાં ફક્ત બે દિવસ જ રહ્યા. છતાં એમના વિચારોનો ચીકાગોએ સારો સત્કાર કર્યો. અખબારોએ પણ ખૂબ સહાનુભૂતિભર્યા લેખો લખ્યા.

ઘણા અખબાર નવેશોએ એવી સૂચનાઓ કરી કે જવાહરે ખેતરમાં ને કારખાનામાં જઇને શ્રમજીવીઓની જોડે રહી એમનું જીવન જોવું જોઇએ. જવાહરે આ સૂચન સ્વીકારી લીધું. અને, એમના કાર્યક્રમમાં ન હોવા છતાં, એઓ, સ્મીથ નામના ખેડૂતને ત્યાં ગયા. એના ખેતરોમાં ફર્યા, એની જોડે રહ્યા, ખાણું લીધું, એનું રોજ-બ-રોજનું જીવન ને કાર્ય જોયું. ને, ત્યાંથી, એઓ પીટરસેન નામના એક બીજા ખેડૂતને ત્યાં ગયા. ત્યાં ગાયોનો ઉછેર શી રીતે થાય છે, તે જોયું. દૂધની કેવી રીતે વ્યવસ્થા થાય છે તેનું બારીકાઈથી નિરીક્ષણ કર્યું. ત્યાં ખેતરમાં જ ખેડૂતનું જ ખાવાનું, ખેડૂતની રીતે જ એમણે ખાધું. ત્યાંથી ચીકાગો આવીને ત્યાંનું સંગ્રહસ્થાન એમણે જોયું. સંગ્રહસ્થાનમાં કેટલીક વૈજ્ઞાનિક શોધોના નમૂનાઓ એમણે બહુ રસથી જોયા. તે સાંજે ચીકાગો યુનિવર્સિટીમાં "હિન્દનાં રાજકારણમાં ગાંધીયુગ" એ વિષય પર ભાષણ આપ્યું.

વળતે દિવસે અમેરિકાની વિશ્વવિખ્યાત ટેનીસી નદીની નહેરયોજનાનું જવાહરે ખૂબ બારીકીથી નિરીક્ષણ કર્યું. ત્યાંથી ગંધકના પાણીના ઝરા જોવા એ ગયા. ત્યાં અણુબોંબનાં કારખાનાં હતાં, તે જોવાને એમને ખાસ આમંત્રણ હોવા છતાં, એવાં વિનાશકશસ્ત્રોના ઉત્પાદનમાં એમને રસ નથી, પણ નફરત છે, એમ કહી, એમણે આમંત્રણનો ઇન્કાર કરવાની હિંમત દર્શાવી.

ટેનીસીનદીની નહેરયોજના નિરખી જવાહર કેલિફોર્નિયાના જાણીતા શહેર સાન ફ્રાન્સિસકો ગયા. એની ખેતી માટે, એનાં ફળફૂળાદિ માટે, એના મનોરમ સૂર્યપ્રકાશ માટે, એ ભૂમિ જાણીતી છે. ત્યાં, ૧૫૦૦ હિન્દીઓનાં કુટુંબો–શીખો અને પંજાબીઓ–રહીને ખેતી ઉપર પોતાનો ગુજારો કરે છે. તેઓ, હિન્દી પોશાક પહેરે છે, તથા હિન્દનીજ ભાષા બોલે છે. એ બધા ગાંધી ટોપી પહેરીને,

જવાહરનું સ્વાગત કરવા આવ્યા હતા. સત્કાર સમારંભ પછી જવાહરે તેમને હિન્દીમાં ભાષણ આપીને તેમની હિન્દ પ્રત્યેની ફરજો સમજાવી, ને કહ્યું : "અહીંથી મારી જીંદગી સુધી નભે એટલું પ્રશંસાનું ભાથું હું જોડે લઈ જાઉં છું. પણ આજે હું જે કંઈ છું તે મહાત્માજીને લીધે છું. એમણે જ અમારી બુઝાયલી જ્યોતને સજીવન કરી છે. અમારી પ્રેરણા ભૂમિ એ હતા."

તે પછી પશ્ચિમકિનારે વસતા હિન્દુસ્તાનીઓ તરફથી એમને માનપત્ર આપવામાં આવ્યું. એ માનપત્ર હિન્દીમાં હતું અને જવાહરે એનો ઉત્તર પણ હિન્દીમાં આપ્યો.

બાદ, જવાહરે પહેલીવાર સાન ફ્રાન્સિસ્કોમાં જાહેર વ્યાખ્યાન આપ્યું. હજારોની સંખ્યામાં ત્યાં માણસો ભેગાં થયાં હતાં. એ ભાષણ જવાહરનું એક અગત્યનું ભાષણ હતું. એમણે લગભગ પોતાના પ્રવાસનું સરવૈયું એ વ્યાખ્યાનમાં આપ્યું એમ કહીએ તો ચાલે. એમાં એમણે જણાવ્યું : "બહારની દુનિયામાં અમેરિકાવાસી એટલે જડસું, પૈસાધક્ક, કુશળ ને વ્યવહાર દક્ષ વેપારી એવો ખ્યાલ છે, તે તદ્દન ખોટો નથી, એ મને આ પ્રવાસથી જણાયું છે."

એશિયા વિષે જવાહરે કહ્યું : "એશિયામાં રાષ્ટ્રીય આઝાદીની પહેલી જરૂરિયાત છે. અને, એશિયામાં જ્યાં યુરોપનું જરાય વર્ચસ્વ હોય ત્યાંથી એ જવું જ જોઈએ. ત્યાં વિના છૂટકો નથી પરદેશી રાજ્યસત્તાને હવે એક ક્ષણ પણ બરદાસ્ત કરવાને એશિયા તૈયાર નથી. વળી રંગભેદ અને અસમાનતા તત્કાળ નાબૂદ ન થાય, તો, એથી જગતની શાંતિને મોટો અંતરાય છે." પછી, પોતાના દેશની ઉમેદ વિષે મહાત્માજીના જ શબ્દો ટાંકતાં જણાવ્યું : "પ્રત્યેક દેશવાસીનું એકેએક આંસુ લ્હોવાની અમારી મુરાદ છે. માનવની શક્ય તેટલી જરૂરિયાત પૂરી પાડી એના જીવનમાંથી અભાવ દૂર કરવો એ અમારી નેમ છે."

પોતાનું વ્યાખ્યાન સમાપ્ત કરતાં જવાહરે કહ્યું : "અત્યારે આટઆટલી વૈજ્ઞાનિક પ્રગતિઓ થઈ રહી હોવા છતાં, આટ આટલી જ્ઞાનવૃદ્ધિ થઈ હોવા છતાં શાંતિ હજી આવી નથી. કારણ કે, આપણને જો શાંતિની જરૂર હોય, તો શાંતિ માટે આપણે પ્રયાસ કરવો જોઈએ. જ્યારે તમે બધા તો શાંતિની વાતો કરો છો, પણ તૈયારી લડાઈની કરો છો."

આ રીતે અમેરિકાના ખાનપાનના જલસાઓમાં જઈને એમનાં, માનપત્રો ને ભવ્યસ્વાગતો મેળવીને, અમેરિકાને સાફ વાતો સુણાવી એમની કયાં ભૂલ છે તે દર્શાવનાર આ પહેલવહેલોજ વીર હતો. એણે કશોય આડપડદો ન રાખ્યો

કે ન કોઈની ખુશામત કરી. ભાષણ પછી એમનાં દર્શન માટે, હિન્દમાં થાય છે તેવીજ પડાપડી થઈ, ને પોલીસની કિલ્લેબંધી ભાંગીને ટોળાં ઉલટ્યાં. પછી કેલિફોનીયા યુનિવર્સિટી તરફથી જવાહરનું સ્વાગત થયું. જવાહરે ગાંધીજી વિષેનું પુસ્તક એ યુનિવર્સિટીને ભેટ આપ્યું.

ત્યાંથી જવાહર ગયા વાંકુવર. વાંકુવરમાં પણ હિન્દીઓનાં લગભગ ૨૦૦૦ કુટુંબો વસે છે. ત્યાં શીખોની વસતિ સારા પ્રમાણમાં હોવાથી શીખ ગુરુદ્વારાઓ છે. જવાહરનું ત્યાંનાં હિન્દીઓએ 'જય હિન્દ', 'મહાત્મા ગાંધીજીકી જય', 'જવાહરલાલજીકી જય'નાં ગગનભેદી નાદોથી સ્વાગત કર્યું. જવાહર ગુરુદ્વારામાં ગયા. એમના માનમાં હિન્દીઓએ ફટાકડા ફોડ્યા. મીઠાઈઓ વહેંચી. વાંકુવર શહેર તરફથી ત્યાંના નગરપતિએ, એમને વાંકુવરના નાગરિક તરીકે સ્વીકારવાની વિધિ કરી. શહેરની સોનાની ચાવી એમને આપી.

ત્યાંથી જવાહર મેડીસન ગયા અને ત્યાંની યુનિવર્સિટીનું નિરીક્ષણ કર્યું. એમણે અમેરિકાપ્રવાસ દરમ્યાન એ આઠમી યુનિવર્સિટીની મુલાકાત લીધી હતી. ત્યાંથી એઓ પાછા ન્યૂયોર્ક આવ્યા.

આ વખતની ન્યૂયોર્કની મુલાકાત વખતે જવાહરે નક્કી કર્યું હતું, કે, હબસીઓના નેતાઓને મળી, એમનાં દુઃખ જાણવાં. એટલે, એમણે મોટાભાગે હબસીઓને જ મુલાકાત આપી. એમના તરફથી જવાહરને માનપત્ર અપાયું. ને, હબસી અખબારનાં તંત્રીએ એમને માટે ખાણાંનો મેળાવડો યોજ્યો. અને, ત્યાંના હબસીસંઘે, એમને, એમણે રંગીન લોકો પ્રત્યે જે હમદર્દી બતાવી, એમના પ્રશ્નને સહાય કરી તે માટે સુવર્ણચંદ્રક આપ્યો. તે વખતે હબસીઓના નેતા શ્રીમતી વાને જવાહરને કહ્યું: "અમેરિકાના હબસીઓ, એશિયા ને આફ્રિકાની રંગીન પ્રજામાં જે જાગૃતિ આવી છે, તેથી ઘણા ઉત્સાહિત થયા છે. અને એમને માટે તમે કરેલી સેવાના પ્રતીક તરીકે તમને આ સુવર્ણચંદ્રક પ્રદાન કરે છે."

આ સમયે, જવાહર વિશ્વવિખ્યાત વૈજ્ઞાનિક આઈન્સ્ટાઈનને મળ્યા. જવાહરે આઈન્સ્ટાઈનની જોડે બે ત્રણ કલાક સુધી ચર્ચા કરી.

ત્યારબાદ, જવાહરે અમેરિકાના અખબારનવેશોની આખરી મુલાકાત લીધી. આ વખતે, અખબારી પ્રતિનિધિઓ, એટલા ઉત્સાહી ન લાગ્યા. કારણ કે, એમણે જવાહરને એમેરિકાથી અંજાઈ જતો કલ્પેલો પણ જવાહર એવો ન નીકળ્યો. એટલે, આ વખતની મુલાકાતમાં, હિન્દે સામ્યવાદી ચીનના કરેલા સ્વીકાર વિષે જવાહરને વારંવાર પ્રશ્નો પૂછવામાં આવ્યા ને એમણે બધા પ્રશ્નોના હિંમતથી

જવાબો આપ્યા. જવાહરે અમેરિકા સામ્યવાદી ચીનનો સ્વીકાર ન કરી વાસ્તવિક પરિસ્થિતિ તરફ આંખમીચામણા કરે છે, અને, એશિયાઈ પ્રદેશોમાં, અમેરિકાની વિરુદ્ધ લાગણી ફેલાવે છે, તે પ્રત્યે ધ્યાન દોર્યું. ને કહ્યું કે, ચીનમાં સામ્યવાદી સરકાર એ હકીકત છે, એટલે એનો સ્વીકાર કરવામાં જ ડહાપણ છે.

તે પછી બીજે દિવસે જવાહર માદરેવતન જવા ઉપડ્યા. અમેરિકાના બધા રાજકીય પક્ષના નેતાઓ એમને વિદાય આપવા આવ્યા હતા.

આમ જવાહર અમેરિકા ગયા અને એ પ્રદેશને એમણે જીત્યો. શસ્ત્રસરંજામની સરસાઈથી નહિ, પણ પ્રેમથી. અને એ પ્રેમની જીત જ મોટામાં મોટી જીત છે. જવાહરનો વિજય શામાં હતો? એક તો, મહાત્માજીએ આપેલી પ્રેમદીક્ષાનો. અમેરિકા શસ્ત્રોથી અજેય હતું પણ પ્રેમથી સુજેય હતું તે જવાહરે સાબિત કરી બતાવ્યું. એમણે ત્યાં જે એક સનસનાટી ફેલાવી, તેથી, ઘણા અમેરિકનો ને હિન્દીઓ, એક રીતે કહીએ તો, દુનિયાના બુદ્ધિશાળી માનવીઓ હેરત પામી ગયા. એનાં જુદાં જુદાં માણસો જુદાં જુદાં કારણો દર્શાવે છે. કોઈ, એમની અજોડ વ્યક્તિત્વની પ્રતિભા ગણાવે છે, તો, કોઈ, એમની આકર્ષક ને મોહક સુંદરતા એનું કારણ કહે છે. જાણીતા અખબાર 'સાનફ્રાન્સિસ્કો ટ્રીબ્યુન'નો તંત્રી જે જવાહરની પાછળ પાછળ ફરતો હતો, તેને અમેરિકાના જાણીતા હિન્દી નેતા સેને પૂછ્યું : "જવાહરની આટઆટલી લોકપ્રિયતાનું શું કારણ છે?" પેલાએ જવાબ આપ્યો : "એ તો મને ખબર નથી. પણ કદાચ નેહરુની સહૃદયતા ને સરળતા ને દિલની ચોખ્ખાઈ એનું કારણ હોય."

ટેક્ષી ડ્રાઇવરો, રસોઇઆઓ, હબસીઓ, વેપારીઓ, કોલેજના અધ્યાપકો, રાજકીય પુરુષો, ઉદ્યોગપતિઓ, કિસાનો, પત્રકારો, સાહિત્યકારો ને વૈજ્ઞાનિકો, સર્વે જવાહરથી અંજાયા. સર્વેએ એમને માનપત્રો ને ખાણાંઓ આપ્યાં. જવાહરની હાજરીથી અમેરિકા જાણે પાવન થયું હોય એમ વર્ત્યા. હિન્દ વિષેની અમેરિકાની કેટલીક ગેરસમજૂતીઓ એઓ નાબૂદ કરી શકયા. જવાહરે માનવી તરીકે ત્યાં બહુ સરસ છાપ પાડી. એમણે રશીયા સામે કશું કહ્યું નહિ, કે, અમેરિકાને કંઈ રાજી થવાનું કારણ મળે એવું કશું ઉચ્ચારણ ન કર્યું. તેથી કેટલાક મુત્સદ્દીઓ નારાજ થયા હતા. પણ આમજનતા તો રાજી હતી. એ જવાહરની તટસ્થતાને સમજી શકી. એશિયાના પ્રશ્નને સમજી શકી. ને, હિન્દુસ્તાન પ્રત્યે એમના દિલમાં પ્રેમ ને હમદર્દી જાગ્યાં.

જવાહરની કાર્યશક્તિ પર અમેરિકા મુસ્તાક હતું. એ ત્યાં હતા, ત્યારે એ ફક્ત ત્રણ કલાકની જ ઊંઘ લેતા. આજે ગંધકના ઝરાઓ પાસે તો કાલે ટેનીસી

પ્રજાજન વધારી એટલા માટે અને બીજું, એ દિવસે એમની વર્ષગાંઠ હતી. એટલે, હવાઈ મથકથી તે રાજભવનસુધી બાર માઈલને રસ્તે, ટોળેટોળાં, પોતાના લાડીલાનાં દર્શને ઉમટ્યાં હતાં. મુંબઈ આખું ઉત્સવીયું બન્યું હતું. જવાહરનું મુંબઈ વિમાનઘર આગળ, મુંબઈ કોંગ્રેસ સમિતિ તરફથી તેમજ સરકારી અમલદારો, મંત્રીઓ, સર્વે તરફથી સ્વાગત થયું.

જવાહરને તે દિવસે રત્નજડિત અશોકસ્તંભ ને ચક્ર મુંબઈના પ્રજાજન તરફથી ભેટ આપવાનાં હતાં. પણ, એમણે પોતાના જન્મદિનની આવી ઉજવણી માટે, સંચાલકોને સખત ઠપકો આપ્યો, અને એનો સ્વીકાર કરવાનો ઈન્કાર કર્યો. જવાહરની ત્યાગભાવના આટલી ઉચ્ચ હતી. સરદારને આપેલી આવી સુવર્ણરત્નજડિત ભેટો, સરદારે સ્વીકારી હતી. જ્યારે આ ત્યાગમૂર્તિને લક્ષ્મીનો મોહ નહોતો. એને સુવર્ણ ને રત્નોની માયા નહોતી. એને માયા હતી, એના વતનની. એને મહોબત હતી, પોતાની માતૃભૂમિની.

તે દિવસે સાંજે, લાખો માનવીની ગંજાવર મેદની સમક્ષ ભાષણ આપતાં જવાહરે જણાવ્યું : "આ જે માન મને અમેરિકામાં મળ્યું, તે માન, જવાહરનું નહોતું, પણ હિંદુસ્તાનનું હતું. આપણા રાષ્ટ્રપિતાનું હતું. ગાંધીજીને લીધેજ પરદેશમાં આપણું સન્માન થાય છે. હિન્દ આજે આટલો ગૌરવશાળી અને આકર્ષણનું કેન્દ્ર બન્યો છે, અહીં મહાત્માજી જેવા, પયગંબર જન્મ્યા, તેટલા માટે." જવાહરે પોતે અમેરિકા સમક્ષ હિન્દનો ધ્વજ કેવી રીતે ફરકતો રાખ્યો તે જણાવ્યું. હિન્દની વિદેશનીતિની પરદેશો ઉપર કેવી સરસ છાપ પડી છે તે એમણે સવિસ્તર જણાવ્યું.

મુંબઈથી જવાહર દિલ્હી ગયા. ત્યાં પણ, હિન્દના એ લાડીલા વડાપ્રધાનનું શાનદાર સ્વાગત થયું.

જવાહરે આવીને, ૨૭ મી ડીસેમ્બર ૧૯૪૯ ને દિને, ઈન્ડોનેશીયા આઝાદ બન્યું, તેની ઉજવણી કરી. એમણે નવા પ્રજાસત્તાકને સલામી આપી. હિન્દુસ્તાનના લશ્કરી બેન્ડે ઈન્ડોનેશીયાનું રાષ્ટ્રગીત વગાડ્યું. ને એ રીતે, એક મહાન સુસ્લિમ એશિયાઈ રાષ્ટ્ર જોડે ભાઈચારો સ્થાપ્યો.

વર્ધામાં–ગાંધીજીની કર્મભૂમિમાં–વિશ્વશાંતિ પરિષદ ડીસેમ્બરની આખરે ભરાઈ. એ પરિષદમાં દેશેદેશનાં શાંતિચાહકો, મહાન શાંતિવિધાયક મહાત્મા ગાંધીજીની ભૂમિ જોવા આવ્યા હતા. જવાહર પણ એ પરિષદમાં ગયા. એ પરિષદ બાપુના સેવાગ્રામ આશ્રમમાં મળી હતી. યુરોપના, એશિયાના, ઑસ્ટ્રેલિયાના, અમેરિકા ને આફ્રિકાના, એમ ખંડેખંડમાંથી શાંતિચાહકો આવ્યા હતા.

જવાહરે એ શાંતિપરિષદનાં ખુલ્લા અધિવેશનમાં ભાષણ આપતાં, ચીનની મહત્તા અને ચીની પ્રજાની અવગણના ન કરવાનું જણાવ્યું. અને ચીનની સરકાર આપણને રુચે યા ન રુચે, આપણી રસમ અને રાજ્યતંત્ર અનુસરે વા ન અનુસરે, તેના તરફ લક્ષ ન રાખતાં, એ સરકાર ચીનની પ્રજાની પ્રતિનિધિ હતી, અને, એણે ચીનની પ્રજાની ઉન્નતિ કરી છે, એ સાચી હકીકત લક્ષમાં લીધા વગર છૂટકો નથી એ જાહેર કર્યું.

પોતાના દેશવાસીઓ હજી શરીરશ્રમની નહિ, પણ પૈસાની કિંમત કરે છે, એથી એમણે એ પ્રત્યે પોતાનો ખેદ પ્રગટ કર્યો. શરીરશ્રમ કરનાર તરફ આપણે માનની લાગણીથી જોવું જોઈએ એમ જણાવી, એજ બાપુનો સંદેશો હતો, તે તરફ લક્ષ દોર્યું.

જવાહરે જણાવ્યું: "આપણે બીજા દેશો પાસેથી ઘણું શીખવાનું છે. આપણે એકબીજાની નજદીક આવી એક બીજાને સમજવાને માટે સતત પ્રયાસ કરવા જોઈએ."

પછી જવાહરે આગામી ચૂંટણી વિષે કહ્યું: "બાર મહિનામાં તો નવી ચૂંટણી થશે. અને તે વખતે લોકોને પોતાના પ્રતિનિધિઓ ચૂંટવાનો હક મળશે. અને તે વખતે, પ્રજાએ પોતાના પ્રતિનિધિઓની પસંદગીમાં ખૂબ સજાગ ને સાવધ રહેવાની જરૂર છે."

કાળાં બજારિયાઓને ચેતવણી આપતાં જવાહરે જણાવ્યું: "કાળાં બજારવાળાઓ જો પોતાની જનહિતવિરોધી, નફરત ઉપજાવે એવી પ્રવૃત્તિ બંધ નહિ કરે તો તેઓ ખેદાનમેદાન થઈ જશે." અને પછી જનતાને કાળાંબજારમાંથી ન ખરીદવાનો ઉપદેશ એમણે આપ્યો. કાળાંબજારનો કોયડો, સરકાર અને જનતા બન્નેનો, પૂરેપૂરો સહકાર હશે તો જ નાબૂદ થશે, એમ જણાવ્યું.

બીજે દિવસે, નાગપુર યુનિવર્સિટીના પદવીદાનસમારંભમાં, નવા સ્નાતકોને ઉપદેશ આપતાં જવાહરે જણાવ્યું:

"આજે હિન્દમાં અને હિન્દ બહાર પણ જ્યાં જોઉં ત્યાં નિરાશા મને દેખાઈ હતી. પ્રજાનાં મન એક જાતનો કંટાળો, ને, દુનિયા તરફનો નિર્વેદ અનુભવતાં થઈ ગયાં છે.

"પણ જગતનો કોઈ પણ પ્રશ્ન નિરાશ બનવાથી કે ઝાઝો શોરબકોર કરવાથી ઉકલવાનો નથી. એ માટે આપણે શાંતિથી વિચાર કરવો જોઈશે, ભૂતકાળના અનુભવનો લાભ લેવો જોઈશે અને થોડી સાહસવૃત્તિ પણ કેળવવી જોઈશે.

"આ મહિનાની ૨૬ મી તારીખે આપણે હિન્દને, એક 'સ્વતંત્ર સાર્વભૌમ રાષ્ટ્ર' તરીકે જાહેર કરીશું. આપણી વર્ષો જૂની મનીષા કે જેને માટે આપણે આપણું સર્વસ્વ હોડમાં મૂક્યું, જેને માટે શહીદોએ પોતાનાં પ્રાણ પાથર્યાં, તે ૨૬ મીએ ફળશે. આપણી પ્રતિજ્ઞા પૂરી થશે. પણ એ પ્રતિજ્ઞા પાછળનો જે આત્મા છે, તે પણ પૂર્ણ થવો જોઈએ. માત્ર શાબ્દિક પ્રતિજ્ઞાપાલનથી કંઈ વળે નહિ. સાચી આઝાદી તો આમપ્રજાનું ધોરણ ઊંચું આવશે ત્યારે જ આવી ગણાશે. આર્થિક આઝાદી વિના કેવળ રાજકીય આઝાદીનો કશો અર્થ નથી. આપણી પ્રજાને એના જીવનની જરૂરિયાતો મળી રહે, એમને સમાનતા મળે, એમને બધા નાગરિક હક્કો મળે, એ જ સાચી આઝાદી છે.

"મને હિન્દી હોવાનો ગર્વ છે. આજે આપણામાં જે ભેદાભેદ છે, આપસી લડાઈ છે, તે મીટાવી દઈએ તો જ આપણે દુનિયા સમક્ષ ઊંચા આવીશું. આપણે આપણી ફરજો સમજવી જોઈએ. માત્ર સરકારની સાચી કે ખોટી ટીકા કરવાથી જ કંઈ આપણી ફરજ બજી જવાની નથી. આપણે માત્ર સૂત્રો પોકારવાથી, એકબીજાને તોડી પાડવાથી મહાન બનવાના નથી. પણ આપણાં કાર્યો ને સિદ્ધિઓથીજ મહાન બનીશું.

"દિલ્હીમાં ઘડેલું બંધારણજ તમને સ્વતંત્રતા આપવાનું નથી, પણ એની પાછળની ભાવના, અને એની પાછળની જવાબદારીનું ભાન જ આપણને સ્વતંત્ર બનાવી શકે.

"આપણે બીજા કોઈ દેશપર નહિ પણ આપણી પોતાની પરજ આધાર રાખવાનો છે, એટલે તમારામાંથી જેઓ આજે સ્નાતક થયા છે, તેમની સામે, હિન્દનાં હજારો ભૂખ્યાંઓને કોળિયો આપવાની ને નાગાંઓને ઢાંકવાની જવાબદારી છે એ વીસરવું ન જોઈએ. જેઓ જન્મથી નસીબદાર છે ને જેઓ જન્મથી કમનસીબ છે, એ બેની વચ્ચે જે અંતર છે, તે મીટાવવાની પણ દેશના યુવાનની પવિત્ર ફરજ છે. કોઈપણ દેશની પ્રગતિનું માપ માત્ર પાંચ પચીશ ઉપરના માણસો પરથી નહિ, પણ દેશની આમજનતાની સ્થિતિ પરથી જ નક્કી થાય છે. માત્ર એ આમજનતાને આપણે ઊંચી લાવવી જોઇએ. ગાંધીજીની મહત્તા એજ હતી, કે એમણે આમજનતાને જગાડી એમની આગેકૂચ કરાવી."

૨ જી જાન્યુઆરિ ૧૯૫૦ ને દિને, હિન્દની વિજ્ઞાન પરિષદની ૩૭ મી બેઠકમાં ભાષણ આપતાં જવાહરે કહ્યું:

"રાજ્યના તંત્રમાં જો રાજકીય પુરુષો ને વૈજ્ઞાનિકોનો સહકાર થાય, તોજ આમજનતાનું ભલું સાધી શકાય,

"આપણે વિજ્ઞાન સમજીએ વા ન સમજીએ, પણ એટલું તો ચોકકસ છે, કે આજની દુનિયા એ વૈજ્ઞાનિકની દુનિયા છે......અત્યારે આપણા દેશનો મુખ્ય પ્રશ્ન આપણું જીવનધોરણ ઘણું નીચું છે, તે છે. એટલે, વિજ્ઞાન અને રાજકારણ બન્નેનો સમન્વય કરીને, એ જીવન ધોરણ બીજા દેશોની હરોળમાં આવે એવા સતત પ્રયત્નો કરવા જોઇએ. પણ આજે તો બધા દેશો શાંતિની વાતો કરે છે. અને વિજ્ઞાનની સહાયથી લડાઈની તૈયારી કરતા જાય છે. પછી જીવનધોરણ ઊંચું આવે જ ક્યાંથી? પણ આપણે તો શાંતિની વાતો કરીએ છીએ ને શાંતિની જ તૈયારી કરીએ છીએ. અને તેથી આપણી વૈજ્ઞાનિકશક્તિનો વિનિયોગ પણ શાંતિની સ્થાપના માટે જ થવો જોઇએ. હું અહીં ભેગા થયેલા બધા વૈજ્ઞાનિક બંધુઓને, આજે, આપણા પ્રશ્નોના ઉકેલમાં, સક્રિય સહાય કરવા વિનવું છું."

હિન્દ અને પાકીસ્તાન વચ્ચેનો સંબંધ તંગ રહ્યા જ કરતો હતો. પાકીસ્તાન એમ કહ્યાં કરતું હતું, કે હિન્દ આક્રમણની તૈયારીઓ કરી રહ્યું છે, અને તેથી એને અનિચ્છાએ લશ્કરી જમાવટ કરવી પડે છે, શસ્ત્રસરંજામ તૈયાર કરવા પડે છે. આ જૂઠાણાંનો પ્રચાર બંધ કરવા, જવાહરે એકદમ, પાકીસ્તાનને વિનંતિ કરી, કે, પાકીસ્તાન અને હિન્દ બન્ને સંયુક્ત નિવેદન પ્રગટ કરે, કે એમાંથી એકે રાષ્ટ્ર કોઈપણ સંજોગોમાં યુદ્ધ નહિ કરે, અને સલાહ તથા મંત્રણાઓથી જ પોતાના સર્વે પ્રશ્નોનો ઉકેલ કરશે. એ જાતનું નિવેદન તૈયાર કરીને હિન્દે પાકીસ્તાનની મંજૂરી માટે મોકલ્યું. પણ એનો કંઈ ઉત્તર આવ્યો નહિ, કારણ કે, પાકીસ્તાન લડાઈની તૈયારી કરતું હતું. એટલે એને માટે આ જાતનું નિવેદન કરવું શક્ય નહોતું. આમ જવાહરે જ આવું નિવેદન પ્રગટ કરવાની પહેલ કરીને, પાકીસ્તાનના જૂઠાણાંનો મુત્સદ્દીની રીતે જ રદિયો આપ્યો.

જાન્યુઆરિની શરૂઆતમાં કોલંબોમાં, કોમનવેલ્થના મહાપ્રધાનોની પરિષદ હતી ત્યાં જવાહર ગયા. અને લંકાની સરકારે તેમજ લંકાના લોકોએ જવાહરને ખૂબ ભાવથી સત્કાર્યા. ત્યાંનાં, હિન્દીઓએ એમને માટે સ્વાગતસમારંભ યોજ્યો. એમાં હજારો માણસોએ ઉત્સાહપૂર્વક ભાગ લીધો. ત્યાંના હિન્દીઓએ પોતાના નાગરિક હક વિષેની મુસીબતો સમજાવી. ને જવાહરે લંકાની સરકાર જોડે એ વિષે વાટાઘાટ કરવાનું વચન આપ્યું.

લંકાનાં પ્રજાજન તરફથી, ત્યાંનાં અનેક મંડળો અને ત્યાંની સંસ્થાઓ તરફથી જવાહરનાં માનમાં જે સમારંભ થયો, તે ત્યાં ભેગા થયેલા કોમનવેલ્થના બીજા પ્રધાનોમાં ઈર્ષ્યા ઉત્પન્ન કરે એવો હતો. જાણે હિન્દના વડા પ્રધાનને માટે, લંકાવાસીઓ પોતાનું સર્વસ્વ ન્યોછાવર કરતા હતા. જાણે એમના સત્કારમાં કશી કમીના ન રહેવી જોઈએ એમ ઇચ્છતા હતા. જવાહરે એ સમારંભમાં ભાષણ આપતાં જણાવ્યું : "જ્યારે જ્યારે હું આ નિસર્ગસુંદર ટાપુમાં આવ્યો છું, ત્યારે ત્યારે, તમારી ભલાઈથી, તમે મને બગાડવા પ્રયત્ન કર્યો છે. જો કે, આ રીતે બગડવું મને તો ગમે છે. પરન્તુ, આટલો બધો તમે મને બહેકાવી મૂકો એ સારું નહિ."

પછી, એમણે લંકાનાં લોકો અને ત્યાંના હિન્દીઓ વચ્ચે પ્રેમ, ખેલદિલી ને સમજૂતીનું મધુરું વાતાવરણ જામે એવી ઇચ્છા પ્રગટ કરી હતી. અને હિન્દુસ્તાન લંકા ઉપર આક્રમણ કરવા ઇચ્છે છે એવી ગપને એમણે, હિન્દ લંકાને લડાવી મારવાની શાહીવાદી તરકીબ ગણાવી હતી.

૨૬ મી જાન્યુઆરિ પાસે આવતી હતી. તે દિને, હિન્દનાં વર્ષોથી સેવેલાં સ્વપ્નાં સિદ્ધ થવાનાં હતાં. હિન્દનું નવું બંધારણ અમલમાં આવનાર હતું. નવા બંધારણમાં, ગવર્નર–જનરલને સ્થાને પ્રમુખ હતા. પ્રમુખ તરીકે, અનેક દૃષ્ટિએ વિચારતાં રાજેન્દ્રપ્રસાદની વરણી થઈ. રાજગોપાલાચારી ગવર્નર–જનરલ હતા, એટલે નવું બંધારણ આવતાં, એની એજ વ્યક્તિ પ્રમુખ તરીકે આવે, તો લોકોના મનમાં ફેરફાર થયો છે, એવું લાગે નહિ. એથી, એમણે બુઝર્ગ, ગાંધીવાદી નેતા રાજેનબાબુને પસંદગી આપી. વળી, રાજેનબાબુ જ બંધારણ સભાના પ્રથમ પ્રમુખ હતા, એ પણ રાજેનબાબુની વરણીનું એક કારણ હતું.

૨૬ મી જાન્યુઆરિની તૈયારી થવા લાગી. જો કે, ૧૫ મી ઑગસ્ટ ૧૯૪૭ ના જેવી ભવ્ય તૈયારી નહોતી. કારણ કે, રાષ્ટ્રપિતાના મૃત્યુની ઘેરી છાયા હજી દેશભરમાં પથરાયલી હતી. છતાં, હિન્દનું વર્ષોનું સ્વપ્નું સિદ્ધ થયું હતું. ૨૫ મી એ સાંજે, હિન્દના છેલ્લા ગવર્નર–જનરલ શ્રી. રાજગોપાલચારીને વિદાયમાનનો ભવ્ય સમારંભ યોજાયો. એમાં ભાષણ આપતાં જવાહરે કહ્યું :

"હિન્દમાં ગવર્નર–જનરલની પ્રથા ૧૭૭ વર્ષ પૂર્વે શરૂ થઈ. અને વોરન હેસ્ટિંગ્ઝ પહેલો ગવર્નર–જનરલ હતો. વોરન હેસ્ટિંગ્ઝ અને શ્રી. રાજગોપાલાચારીને એક જ હરોળમાં મૂકવા એ બેહૂદું છે. કારણ કે, રાજાજી તો આ હરોળમાં તદ્દન ભિન્ન ભૂમિકામાં આવ્યા છે. હું હમેશાં જ્યારે જ્યારે

મૂંઝાતો, ત્યારે બાપુ પછી રાજાજીની સલાહ લેતો. એમની પાસે આશ્વાસન અર્થે જતો, અને તેથી રાજાજી જતાં, મારા હૃદયને જાણે ખાલી ચઢી ગઈ છે. અને છતાં, આવતી કાલે હિન્દમાં જે ફેરફાર માટે આપણે કુરબાનીઓ કરી તે ફેરફાર આવી રહ્યો છે. હવે, આપણા રાષ્ટ્રીય આંદોલનોના જૂના સાથીઓમાંથી થોડા જ બાકી રહ્યા છે. અને તેથી જ જે થોડા રહ્યા છે તેમણે એક બીજા તરફ આશ્વાસન માટે, સલાહ માટે ને હમદર્દી માટે જોવાનું રહ્યું છે. અને તેથી આ જે વસમી વિદાય આપણે આપીએ છીએ તે ઔપચારિક છે. કારણ કે, જ્યાં સુધી અંતિમ વિદાય આપવાની ન આવે ત્યાં સુધી, આપણે માટે વિદાય છે નહિ, હોઈ શકે નહિ."

ને, ૨૬ મી જાન્યુઆરિનો સૂર્ય સુવર્ણકિરણોથી ઊગ્યો. શહીદોએ જેને માટે કુરબાનીઓ કરી, તે દિન આવ્યો. એ દિન આવ્યો, કે, જ્યારે હિન્દપરથી સંપૂર્ણરીતે ફિરંગીનું રાજ્ય ગયું. જ્યારે હિન્દની ગુલામીનો લેશમાત્ર પણ અંશ રહ્યો નહિ. હિન્દને બ્રિટન તરફ જોવાનું રહ્યું નહિ.

દિલ્હીમાં રાજેનબાબુએ નૂતન રાષ્ટ્રનાં પ્રથમ પ્રમુખ તરીકે શપથ લીધા. જવાહરે વડા પ્રધાન તરીકે શપથ લીધા. પ્રધાન મંડળમાં ફેરફાર ન થયો. હિન્દની 'સ્વતંત્ર સાર્વભૌમ પ્રજાસત્તાક રાજ્યતંત્ર' તરીકે જાહેરાત થઈ. જવાહર ૧૯૩૦ માં કોંગ્રેસનાં પ્રમુખ હતા, ત્યારે, ૨૬ મી જાન્યુઆરિને સ્વાતંત્ર્યદિન માનાવવાનું નક્કી કરેલું. અને ત્યારથી વીશ વર્ષો સુધી, એ દિનની ઉજવણી થતી. એ દિનની ઉજવણી વખતે, સત્યાગ્રહ આંદોલનો દરમ્યાન, કૈંકનાં શોણિત રેડાતાં, કૈંકનાં પ્રાણ જતા. ને, એ રીતે આ વખતે પણ જવાહરના નેતૃત્વ નીચે, સરકાર તરફથી એજ દિને, હિન્દની આઝાદીની ઘોષણા થઈ.

જવાહરે દિલ્હીના લાલ કિલ્લા પર ધ્વજ ચઢાવતાં, તે દિવસના ભાષણમાં કહ્યું : "વીશ વર્ષ પૂર્વે આઝાદીની પ્રતિજ્ઞા દેશે લીધી હતી. આ વીશ વર્ષોમાં યુદ્ધ ને અશાંતિ આપણે અનુભવ્યાં છે. અને પરિણામે, આજે આપણી મકસદ હાંસલ થઈ છે. જેણે આપણે માટે આ દિવસની રચના કરી, ભૂમિકા તૈયાર કરી, તે રાષ્ટ્રપિતા આજે હયાત નથી. પણ એમની મહેનતનાં ફળ આપણે માટે એઓ મૂકી ગયા. એમણે શીખવેલા મહાન સિદ્ધાંતો, ઊંચું ચારિત્ર્ય, સાત્વિકતા, સહિષ્ણુતા ને સહકાર, એ માર્ગે જો આપણે ચાલીશું તોજ આપણી આઝાદી ટકી શકશે. તોજ આપણે આમ જનતાની સાચી સેવા કરી શકીશું."

સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી, થોડા જ સમયમાં, જવાહરને નવાજ પ્રશ્નનો સામનો કરવાનો આવ્યો. કાશ્મીરને બહાને, પાકીસ્તાનમાં હિન્દુઓ ને હિન્દ વિરુદ્ધ ઝેરીલો

પ્રચાર થવા માંડ્યો. જેહાદની વાતો થવામાંડી. પૂર્વ પાકીસ્તાનમાં હિન્દુઓને ગિરફતાર કરવા માંડ્યા. એમના ઉપર અનસારોનાં આક્રમણ થવા માંડ્યાં. પૂર્વ પાકીસ્તાનમાંથી, નિરાશ્રિતોનાં ટોળેટોળાં હિન્દમાં આવવા માંડ્યાં, પોતાનું સર્વસ્વ છોડીને. હિન્દને માટે એ નિરાશ્રિતોને ઠેકાણે પાડવાની વિષમ સમસ્યા ઊભી થઈ. ટ્રેન ભરી ભરીને, નિરાશ્રિતો આવે, રોજના હજારો એમને કયાં ઠેકાણે પાડવા? જવાહરની મૂંઝવણ વધી.

પાકીસ્તાન તો સ્વીકારે જ નહિ, કે, નિરાશ્રિતો ચાલી આવે છે. તેમાં વળી, હિન્દવિરુદ્ધ ભાષણ કરતાં કરાંચીમાં પાકીસ્તાનના વડા પ્રધાને, બાંધેલી મુઠ્ઠી ઉગામીને કહ્યું કે: "અમારો હિન્દને આ જવાબ છે. અમારું રાષ્ટ્રીય ચિન્હ આ છે." આથી સરકાર તરફથી ગુંડાઓને, સમાજ વિરોધીબળોને, હિન્દ વિરુદ્ધ પ્રચાર કરવાનું તેમજ હિન્દુઓ પર અત્યાચાર કરવાનું પ્રોત્સાહન મળ્યું. ને, હિન્દુઓ જાન લઇને નાસવા લાગ્યા. કલકત્તાનાં સ્ટેશનો પર નિરાશ્રિતોનાં ટોળાં રહેવા લાગ્યાં.

જવાહરને લડાઈ કરવી નહોતી. એટલે એમણે મંત્રણા ચલાવી. બે દેશો વચ્ચે તંગદિલી થાય, તેથી બન્નેને અનિષ્ટ થવાનું છે, તે સમજાવ્યું. અને એમની સતત જહેમતને પરિણામે, લીયાકતઅલી મંત્રણા માટે તૈયાર થયા. ને, દિવસો સુધી મંત્રણા ચાલી. અને, આખરે, લીયાકતઅલીને સમજાવી, જવાહરે લીયાકત જોડે કરાર કર્યા.

એ કરારમાં જણાવાયું કે:

"બન્ને દેશની સરકારો ગંભીરતાપૂર્વક જાહેર કરે છે, કે બન્ને સરકારો પોતપોતાના દેશના આખાય પ્રદેશની, લઘુમતીઓને ખાતરી આપે છે, કે દરેક દેશમાં કાયદો અને સદાચારના નિયમોને આધીન રહી, ધર્મના કશા ભેદભાવ વિના, સંપૂર્ણ નાગરિકતાના અધિકારો તથા જિંદગી, સંસ્કૃતિ, મિલકત અને સ્વાભિમાનની સલામતી ભોગવી શકશે. અને, ધંધાનું, વાણીનું તેમજ ધર્મનું સ્વાતંત્ર્ય જાળવી શકશે. તે ઉપરાંત, રાજ્યમાં હોદ્દો ધરાવવાની તક પણ બહુમતીના જેટલી જ તેમને આપવામાં આવશે.

"લઘુમતીઓને હિજરતની સ્વતંત્રતા રહેશે. પ્રવાસમાં રક્ષણ આપવામાં આવશે. સ્થળાંતર કરવાને પોતાની જંગમ મિલકત સાથે લઈ જવાની છૂટ રહેશે. જે પોતાની જોડે ઝવેરાત લઈ જવા ન ઇચ્છે, તેને બેંકમાં રાખી જવાની છૂટ રહેશે. જેને માટે બેંક તરફથી પહોંચ મળશે. એમની સ્થાવર

મિલકત ઉપરના એમના હકો ચાલુ રહેશે, તથા વેચવાની કે અદલો બદલો કરવાની એને જોગવાઈ રહેશે. દરેક પ્રદેશમાં લઘુમતીના રક્ષણ માટે એક ખાસ પ્રધાન નીમવાની જોગવાઈ કરવામાં આવશે."

બન્ને સરકારોએ શાંતિ જોખમાય એવાં કશાં પગલાં ન લેવાનો, તથા, જેમણે ફોજદારી ગુના કર્યા હોય તેમને સજા કરવાનો નિર્ણય કર્યો. ગુનેગારો માટે ખાસ અદાલતો સ્થાપવાનો તથા હરાયલી સ્ત્રીઓને પાછી સોંપવાનો નિર્ણય કર્યો. લૂંટાયલી મિલકત પણ પાછી સોંપવાનો નિર્ણય કર્યો.

જવાહરે લડું લડું કરતા પાકીસ્તાનને નાથ્યું હતું. લીયાકતઅલીને વાસ્તવિકતાની ભૂમિ પર આણી, હિન્દની દૃષ્ટિ સમજતો કર્યો હતો. જવાહરના રાજ્યતંત્રની આ કરાર એક મોટી સિદ્ધિ હતી. લઘુમતીના પ્રશ્નનો ભાર આ કરારથી ઘણે અંશે હળવો થયો. એ કરાર વિષે રાષ્ટ્રજોગું એક નિવેદન પ્રગટ કરતાં જવાહરે જણાવ્યું :

"આપણે, આત્માની કસોટી કરે એવા આકરા સમયમાંથી પસાર થયા છીએ. બંગાળમાં લાખો માણસો ઘરમાંથી ઉખડી ગયાં છે. અને અસહ્ય દુઃખમાં હેલાયાં છે......તમે જાણો છો, કે એક પૂરા અઠવાડિયા સુધી, પાકીસ્તાનના વડા પ્રધાને અને મેં આપણી સામેના ભયંકર પ્રશ્નોની ખરા દિલથી ચર્ચા કરી છે. ને અમે બન્નેએ સંયુક્ત સહીથી કરાર કર્યો છે.

"હવે સવાલ એ છે, કે આ સવાલનું મહત્વ કેટલું ? શું તે બંગાળ, આસામ ને બીજા રમખાણવાળા પ્રદેશોમાં લોકોના દિલમાં આશા અને સલામતીની ભાવના પેદા કરી શકશે? શું એથી આપણી સામે પડેલા પ્રશ્નોનો ઉકેલ આવશે? આ સવાલો પૂછાય એ વાજબી છે.

"પણ પહેલાં તો એક કરાર થવો, એ એક સારી અને આવકાર આપવા જેવી વાત છે. એથી લોકોનાં દિલ વિનાશક માર્ગેથી વળીને રચનાત્મક માર્ગે દોરાય છે.

"બીજું હું પૂરા વિશ્વાસથી ને સચ્ચાઈથી જવાબ આપી શકું છું, કે અમે બન્ને જણાએ જે લાંબી મંત્રણા ચલાવી તેમાં બન્ને શાંતિભર્યો અને સંતોષકારક ઉકેલ શોધવાની અને અંતઃકરણની ઉત્કટ ઈચ્છાથી પ્રેરાયા હતા. પરિસ્થિતિની ગંભીરતા અને બનાવોના દબાણે અમને એમ કરવાની ફરજ પાડી હતી. મને બિલકુલ શક નથી, કે પાકીસ્તાનના વડા પ્રધાન આ કરારના પાલન માટે પોતાની બધી લાગવગનો ઉપયોગ કરશે. તેમના

સાથીઓ અને અમલદારો પોતાની બધી કોશિશ કરશે, જેથી પાકીસ્તાનમાં સુખશાંતિનું વાતાવરણ પેદા થાય અને ત્યાંના હિન્દુઓ નિર્ભયતાથી રહી શકે.

"આ કરાર તમે ઝીણવટથી તપાસો અને તમને કોઇક જગ્યાએ કદાચ ટીકા કરવાનું મન થાય, પરન્તુ, તેમાં ખરી વસ્તુ એની પાછળ રહેલી ભાવના છે. આ ભાવના ન હોય તો કરાર માત્ર કુરકુરિયું જ રહે છે. અને એ ભાવના જીવંત હોય તો, આપણા સવાલોનો ઉકેલ લાવવાની, એક નવી અને ચેતનવાળી દૃષ્ટિ કેળવાય, જે સફળ થયા વિના રહે નહિ.

"આ કરારોને પરિણામે જાદુ થાય એમ હું માનતો નથી. હિજરતીઓની મોટી વણઝાર બંધ પડી જશે, એમ પણ હું ધારતો નથી. જે લોકો ડરના માર્યા ભાગ્યા છે, અને જેઓ ઘરમાંથી ઉખેડાઈ ગયા છે, તેઓ અહીં આવશે જ ને આપણે એમનું સ્વાગત કરીશું. નાના નાના બનાવો એકાએક બંધ પડી જશે, એમ પણ નથી. આવી જાતનો એકાએક ફેર ન થાય, તેથી આપણે ગભરાઈએ નહિ. આપણે આપણા મનની સ્થિરતા ખોઈ બેસીએ નહિ, પરન્તુ, એક વાત જલદી બનશે, અને તે, એ કે, લોકોના દિલપર જે બોજો છે, જે ડર છે, તે ઓછો થશે. અને જ્યાં અંધારું છે, તે ધીરે ધીરે ઓછું થતું જશે, અને પછી વાતાવરણ સાફ થઈ જશે.

"આ કરારને આપણી પ્રજાના મોટાભાગે ટેકો આપ્યો છે, અને પરદેશોએ પણ ટેકો આપ્યો છે. થોડા મિત્રો તે પ્રત્યે ટીકાની દૃષ્ટિએ જુએ છે અને તેના પરિણામ વિષે શંકાશીલ છે. આ ટીકા અને શંકાને હું સમજી શકું છું."

આ પછી બંગાળના મિત્રો ને પ્રજાજનોને, આસામ અને ઉત્તરપ્રદેશના દેશબંધુઓને તથા અખબારોને ઉશ્કેરાઈ ન જવા, જવાહરે વિનંતી કરી.

જવાહરના આ નિવેદનમાં, એમનો સ્વાભાવિક ઉશ્કેરાટ નથી, એમની સહજ એવી ઉગ્રતા કે અસહિષ્ણુતા નથી. પણ, સમજાવટની નીતિ છે, શાંતિ અને સંયમ છે. એમાં સાત્વિક વૃત્તિ છે. જવાહરના આ નિવેદન પરથી લાગે છે, કે એમણે ગાંધીજીનો વારસો દીપાવ્યો છે.

આ કરારના પ્રત્યાઘાતો ધાર્યા એવા સરળ નહિ પણ વિષમ પડ્યા. પ્રથમ તો, જવાહરના પ્રધાનમંડળના બંગાળનાં, બંગાળામાં ખૂબ લોકપ્રિય એવા સભ્યો શ્રી. શ્યામપ્રસાદ મુકરજી અને શ્રી. કેશવચન્દ્ર નિયોગીએ, કરાર અંગે મતભેદ

ચર્તા, રાજીનામાં આપ્યાં, એટલું જ નહિ, પણ, રાજીનામાં અંગે નિવેદનો પ્રગટ કર્યાં. અને, શ્યામપ્રસાદે પાકીસ્તાન પ્રત્યેની હિન્દ સરકારની નીતિની સખત ઝાટકણી નિવેદનો અને ભાષણો દ્વારા કાઢવા માંડી. આથી જવાહરને ખૂબ સહવું પડયું. દેશની સ્થિરતા ઓછી થવા માંડી. બંગાળીઓ આ સમાધાનને ગળે ઉતારી શક્યા નહિ. નિરાશ્રિતોની સંખ્યા ઓછી થઈ નહિ. છતાં કંઈક અંશે, તંગદિલી ઓછી થઈ. અને એકબીજાને દુશ્મન લેખતાં હિન્દ પાકીસ્તાન એકબીજાની વિશેષ નિકટ આવ્યાં.

આજ અરસામાં જાણે જવાહરની ગ્રહદશા બેઠી હોય તેમ નાણાપ્રધાન ડૉ. જોન મથાઈએ, રાજીનામું આપ્યું, એટલું જ નહિ, પણ, ખુલ્લાં નિવેદનોમાં, જવાહરની સામે અને જવાહરની સરકારની સામે ખુલ્લા આક્ષેપો મૂકવા માંડ્યા. પ્રધાનમંડળની આંતરિકવાતો પ્રગટ કરવા માંડી અને એથી જવાહરની મુસીબત વળી ઘણી વધી. મથાઈ તો બેફામ સરકારની નાણાકીય નીતિની ટીકા કર્યે જતા હતા.

આમ છતાં, સચ્ચાઈને જોરે, પોતાની પ્રામાણિકતા ને સાફ નિયતને જોરે જવાહર ટકી રહ્યા. નવા પ્રધાનોની પસંદગીમાં પણ જવાહરે ઉદારનીતિ રાખી, ખેતીવાડી ખાતાના પ્રધાન તરીકે એમણે શ્રી. મુનશીની પસંદગી કરી. શ્રી. નિયોગીને સ્થાને શ્રી. મહેતાબની પસંદગી કરી અને શ્રી. મથાઈની જગ્યાએ એમણે શ્રી. દેશમુખની વરણી કરી. પ્રધાનોની પસંદગીમાં, એમણે પ્રાંતીયભેદ ન રાખ્યા, માત્ર કૉંગ્રેસવાદીઓને જ પસંદ કરવાનો સંકુચિત આગ્રહ ન રાખ્યો. ન તો એમણે, કોઈ પૂર્વગ્રહ રાખ્યો, પણ માણસની લાયકાત ને શક્તિ, એની પ્રતિષ્ઠા, એની પર જ લક્ષ આપ્યું. એથી જ નાણાંખાતાં જેવાં અગત્યનાં ખાતાંને પણ એમણે બીન કૉંગ્રેસીના હાથમાં જ પહેલેથી સોપ્યું.

જવાહરે જે ઉદારનીતિ અખત્યાર કરી હતી; તે એમની ગવર્નરોની પસંદગીમાં પણ દૃષ્ટિએ પડતી હતી. મદ્રાસમાં ભાવનગરના રાજા, મુંબઈમાં જાણીતા લિબરલ નેતા મહારાજસિંહ, ઉત્તરપ્રદેશમાં હોમી મોદી, બિહારમાં બાપુસાહેબ અણે વગેરે નામો, જવાહરની બીનકૉંગ્રેસીઓ તરફ ઉદારતાભરી નીતિનાં સૂચક છે.

[૨૮]

# નાશિક મહાસભામાં જવાહરનું માર્ગદર્શન

કોંગ્રેસનું વાર્ષિક અધિવેશન પાસે આવતું જતું હતું. કોંગ્રેસના અધિવેશન માટે તડામાર તૈયારીઓ નાશિકમાં ચાલતી હતી. કોંગ્રેસના પ્રમુખનો પ્રશ્ન વિશેષ મહત્વનો હતો. સરદાર પટેલને એમ લાગતું હતું કે કોંગ્રેસના પ્રમુખનો પ્રશ્ન ચૂંટણીના પ્રશ્ન જોડે ઘનિષ્ટતાથી સંકળાયલો હતો. વળી, એમને એમ લાગતું હતું, કે, હિન્દમાં મુસ્લિમ વિરોધી વાતાવરણ છે. એટલે દેશના હિન્દુ મતદારોને જેમાં શ્રદ્ધા બેસે એવા કોઈ નેતાની પસંદગી થવી જોઇએ. આથી એમણે ટંડનજીની પસંદગી કરી.

બીજી બાજુ, જવાહરને એમ લાગતું હતું કે દેશની બીનમજહબી નીતિનું સમર્થન કરે, ગાંધીવાદી નીતિને અપનાવે, અને ગાંધીવાદી સિદ્ધાંતો અનુસાર દેશનું સંચાલન કરે એવી કોઈ વ્યકિતની જરૂર છે. આથી જવાહરે આચાર્ય કૃપલાણીની તરફેણ કરી. અને આચાર્ય કૃપલાણીની તરફેણમાં એમનાં કુટુંબીઓ પ્રચાર કરવા લાગ્યા. જો કે, શ્રી. શંકરરાવ દેવ પણ ઉમેદવાર હતા. પરન્તુ, શ્રી. શંકરરાવ દેવનું કદ, જવાહરને કોંગ્રેસના પ્રમુખ થવા જેટલું મોટું ન લાગ્યું. આચાર્ય કૃપલાણીને જવાહર જોડે મતભેદ પડતાં, આચાર્યે કોંગ્રેસના પ્રમુખપદેથી બે વર્ષ પૂર્વે રાજીનામું આપેલું. અને એમની વિરુદ્ધ પ્રચાર પણ કરેલો. છતાં એમને આચાર્ય કૃપલાણી યોગ્ય પુરૂષ લાગ્યા. એટલે એમણે વિના સંકોચે, એમની તરફેણ કરી. એ દર્શાવે છે કે જવાહર પૂર્વગ્રહમુકત છે, અને વ્યકિતગત ગમા અણગમાની દૃષ્ટિથી નહિ પણ સમગ્ર રાષ્ટ્રના હિતની દૃષ્ટિએ વિચાર કરે છે.

પ્રમુખની ચૂંટણીમાં ખૂબ રસાકસી થઈ. ખરું જોતાં, એ રસાકસી માત્ર ટંડનજી અને કૃપલાણી વચ્ચેજ નહોતી, પણ જવાહર અને સરદાર પટેલ વચ્ચે હતી. બન્નેએ ખૂબ મહેનત કરી. જવાહરે, ચૂંટણી સુધી, ટંડનજીની વિરુદ્ધ, કે

આચાર્ય કૃપલાણીની તરફેણ કરતું જાહેરનિવેદન પ્રગટ કર્યું નહોતું. તેવી જ રીતે સરદારે પણ જાહેર નિવેદન કર્યું નહોતું. છતાં, સરદાર અને જવાહર કોની કોની તરફદારી કરે છે, તે તો દેશમાં બધા જ જાણતા હતા.

આખરે ચૂંટણી થઈ. વાતાવરણ ઘણું તંગ બન્યું હતું. આક્ષેપો ને પ્રતિઆક્ષેપો મૂકાતા હતા. ચૂંટણીમાં લગભગ બસો મત શ્રી. ટંડનજીને વધારે મળ્યા અને ટંડનજીને ચૂંટાયલા જાહેર કરવામાં આવ્યા. ટંડનજીની ચૂંટણી પ્રત્યે કેટલીયે કોમવાદી સંસ્થાઓએ હર્ષ ને આનંદ વ્યક્ત કર્યો. આથી જવાહરના હૃદયમાં અત્યારસુધી ધૂંધવાઈ રહેલો અગ્નિ પ્રજ્વળી ઉઠયો. અને જવાહરે પોતાના મનની સાફ સાફ વાત જાહેર કરતું એક નિવેદન પ્રગટ કર્યું કે :

"કોંગ્રેસનાં તેમજ કોંગ્રેસપક્ષની બહારનાં તમામ બળોએ, આ ચૂંટણીનું સામાન્યરીતે જે મહત્વ હોય, તેથી વધારે મહત્વ આપ્યું છે. ચૂંટણીનાં પરિણામથી કોમી અને પ્રત્યાઘાતી બળોએ, ખુલ્લી રીતે, પોતાનો આનંદ વ્યક્ત કર્યો છે. આ રીતે, આ બાબત અંગત યા વ્યક્તિગત નથી. પરન્તુ, કોંગ્રેસ તેમજ રાષ્ટ્ર માટે કંઈક ભારે પરિણામોવાળી છે. તેથી આપણે ચોક્કસ રીતે કયાં ઊભા છીએ, અને આપણી નીતિઓ શી છે, તે વિષે જાહેરાત કરવાનું આવશ્યક બન્યું છે.

"કોંગ્રેસ પ્રમુખપદ માટેની ચૂંટણીએ માત્ર કોંગ્રેસીઓમાં જ નહિ, પરન્તુ બીજાઓમાં રસ અને આવેગ પેદા કર્યો છે. સ્વાભાવિક રીતે મને પણ એમાં રસ હતો. કારણ કે, મારા સક્રિય જીવનનો મોટો ભાગ, કોંગ્રેસ સાથે સંકળાયલો હોવાથી, કોંગ્રેસમાં જે કંઈ બને, તે મારે માટે ખૂબજ મહત્વનું છે. કોંગ્રેસની અંદરનાં અને બહારનાં બળોએ, કોંગ્રેસની હંમેશની ચૂંટણી કરતાં, આ વેળાની ચૂંટણીને ખૂબજ અર્થપૂર્ણ બનાવી છે. ચૂંટણીનાં પરિણામ પ્રત્યે કોમી અને પ્રત્યાઘાતી બળોએ ખુલ્લી રીતે આનંદ વ્યક્ત કર્યો છે.

"આથી, નાશિક ખાતે કોંગ્રેસે, પોતાની આંતરરાષ્ટ્રીય, આર્થિક અને કોમી નીતિ વિષે પૂરતો વિચાર કરીને ચોખવટ કરવાની જરૂર છે.

"જે સંસ્થાઓ અગાઉના વર્ષોમાં, જેનો પ્રચાર કરવાની હિંમત પણ નહોતી કરતી, તેનો આજે જાહેરમાં પ્રચાર કરી રહી છે, એટલું જ નહિ, પણ આપણા બંધારણનાં મૂળભૂત સિદ્ધાંતોને પડકારી રહી છે. વધુ આફતજનક

તો એ છે, કે, કોમવાદ અને સંકુચિત મનોદશાની આ લાગણી, ક્રમશઃ કોંગ્રેસમાં પણ ઘૂસી છે. અને કોઇવાર સરકારી નીતિને પણ અસર કરે છે. કોંગ્રેસ પ્રમુખની ચૂંટણી પરત્વે, કોમી અને સાંકડી દૃષ્ટિ ધરાવતા, અખબારોના જે પ્રત્યાઘાતો છે, તે આ હકીકતનું સમર્થન કરે છે. આ ભયજનક લક્ષણો પ્રત્યે આપણે આંખ આડા કાન ન કરી શકીએ. આ કારણથી, આપણે આપણી નીતિ, આપણા સિદ્ધાંતો એ બધાની ચોખવટ કરવી જરૂરી છે."

જવાહરના આ નિવેદને કોંગ્રેસમાં સખત ખળભળાટ મચાવી મૂક્યો. આમાં, નવા પ્રમુખ જોડે, જ્યાં સુધી, નવા પ્રમુખ પોતે અખત્યાર કરેલી, આર્થિક, આંતરરાષ્ટ્રીય અને બીનમજહબી નીતિનો પૂર્ણતઃ સ્વીકાર ન કરે, ત્યાંસુધી કોઈ પણ જાતનો સહકાર આપવાનો ઇન્કાર હતો. ટંડન સામે આ નિવેદન જાણે પડકાર હતો.

નાશિક કોંગ્રેસનું વાતાવરણ જાણે તંગ બની ગયું. નાશિક કોંગ્રેસમાં, સરદાર વલ્લભભાઈએ જેમને સહાય્ય આપી હતી, અને જેનું સમર્થન કર્યું હતું, તે, ટંડનજી અને જવાહર વચ્ચે, ઝઘડો થવાની, કોંગ્રેસમાં ફાટાફૂટ અને બે પક્ષ પડી જવાની પૂરી શક્યતા હતી. ઘણા આ વાતાવરણને સુરત કોંગ્રેસનાં વાતાવરણ જોડે સરખાવતા હતા. ઘણા કહેતા હતા કે જવાહર પ્રધાનપદેથી રાજીનામું આપશે. જાતજાતની વાતો થતી હતી. જવાહરની પોતાની નીતિ તો સ્પષ્ટ હતી : જો, કોંગ્રેસ, નવા પ્રમુખને જવાહરની નીતિ અનુસાર ચાલવાનો આદેશ કરે, જવાહરની રાજ્યનીતિ અપનાવે, તો જ હોદ્દા પર રહેવું.

ને, એમ કરતાં, નાશિક કોંગ્રેસ આવી પહોંચી. સરદાર ને જવાહર બન્ને, કોંગ્રેસના, અધિવેશનમાં હાજરી આપવા ત્યાં પહોંચી ગયા. નાશિક કોંગ્રેસમાં, જવાહરને લોકો તરફથી જે માન મળ્યું, એ જ્યાં જાય, ત્યાં લોકોનાં ટોળાં એમનાં દર્શન માટે ઉમટતાં, એ જોઈ, સરદારને પણ ભાન થયું, કે જવાહર વિના કોંગ્રેસને ને દેશને ચાલે એમ નથી. ટંડનજીનાં કરતાં, જાણે જવાહરજ કોંગ્રેસ પ્રમુખ ન હોય એવું એમને માન મળતું હતું.

ટંડનજી સમો સમજ્યા અને જવાહરને અનુકૂળ થઈ ગયા. જવાહરે, કોંગ્રેસની પાસે, સ્પષ્ટ આદેશ માગ્યો, કે, કોંગ્રેસ સરકારની વિદેશનીતિ, બીનમજહબી રાષ્ટ્રનીતિ ને આર્થિક નીતિ કોંગ્રેસને મંજૂર છે કે નહિ. જવાહર એક દૃષ્ટિએ કહીએ તો રાજીનામું ખીસામાં રાખીનેજ આવ્યા હતા. કોંગ્રેસ કોમવાદ તરફ ઘસડાય એ એમને પાલવે એમ નહોતું. પરન્તુ, જે અથડામણની જવાહરે અને

કોંગ્રેસનાં મોવડીઓએ આશા રાખી હતી, તે અથડામણ થઈ નહિ. કારણ કે, ટંડનજીએ એમના ભાષણમાં જવાહરની એકેએક નીતિનું ભારપૂર્વક સમર્થન કર્યું.

જવાહરે ભારતની વિદેશનીતિનું સમર્થન કર્યું. કોમવાદ અને ભારત પાકીસ્તાન સંબંધ વિષેની એમની નીતિનું સમર્થન કર્યું. એમણે એક અધ્યાપકની અદાથી, પોતાની વિદેશનીતિના વિવિધદષ્ટિબિન્દુઓની સમીક્ષા કરી. શાંતપણે સૌને પોતાની તરફેણમાં ખેંચ્યા.

કોમવાદ અને ભારત પાકીસ્તાન સંબંધી ઠરાવ રજૂ કરવા માટે જ્યારે કોંગ્રેસપ્રમુખે, પંડિત જવાહરલાલજીને અનુરોધ કર્યો ત્યારે સભાગૃહમાં નિઃસ્તબ્ધતા પ્રસરી ગઈ. બધી વાતચીત અને સ્વયંસેવકોની ધમાલ પળવારમાં શાંત થઈ ગઈ. પાંચેક મિનીટ તો સૌ ભારતના એ લાડીલા તરફ અનિમેષ નયને જોઈ રહ્યા.

અને જાણે કે, અનિચ્છા હોય તેમ, શાંતપણે એમણે ઠરાવ રજૂ કર્યો. એમનું હૃદય પણ કોઈ અણજાણ વ્યથાથી ભરેલું હતું, જાણે કોઈ અજાણ શત્રુની સામે ઝઘડી ન રહ્યા હોય એવા ભાવ એમના ચહેરા પર તરવરી રહ્યા હતા. ગાંધીજી જે માર્ગે જઈ રહ્યા હતા, એ ખાંડાની ધાર જેવા માર્ગનું અનુસરણ કરવાનો એમણે રાષ્ટ્રને અનુરોધ કર્યો હતો. એમની આંખોમાં જે અકળ ગ્લાનિ હતી તે શું એમ તો નહોતી કે સૂચવતી કે, એ તો સૌ ભૂતકાળનાં ભાંગીને ભૂકો ગયેલાં સ્વપ્નાં હતાં.

પરંતુ થોડી જ વારમાં એ બધા સૂર દૂર થયા અને પંડિતજીનો બુલંદ અવાજ રણકી ઉઠયો. એમણે ઠપકો આપવા માંડ્યો : "મારે આ જોઈએ છે, મારે તે જોઇએ છે, આ મતો મને મળશે એમ કોણ કહ્યાં કરે છે ?"

કોંગ્રેસમાં પ્રવર્તતી સ્વાર્થવૃત્તિ ને સિદ્ધાંતની થયેલી અવહેલનાની એમણે સખત ટીકા કરી. કોંગ્રેસવાદીઓ જ કોંગ્રેસની ટીકા કરે છે, તેની પાછીલે કરેલી ટકોરના જવાબમાં જવાહરે ઉગ્રતાથી કહ્યું : "મારું માથું શરમથી ઝૂકી પડે છે, હું કોંગ્રેસી છું એમ કહેવડાવતાં. અહીં શું ચર્ચા કરો છો ? જાઓ જનતામાં જઈને પૂછો કે કોંગ્રેસીની આજે કેટલી ઇજ્જત છે ?"

જવાહરે ગાંધીજીની જ જાણે નીતિ અપનાવી હતી. ગાંધીજી જ્યારે વિચારણીય અને ગંભીર ઠરાવો રજૂ કરતા, ત્યારે સભ્યોનો જો તેઓ ઠરાવની તરફેણમાં ન હોય, તો ઠરાવને નામંજૂર કરવાનું કહેતા. જવાહરે પણ નાશિકમાં તે પ્રમાણે જ કર્યું. ઠરાવ રજૂ કરતી વખતે તેમણે સભાગૃહની સમક્ષ કહ્યું : "તમને આમાં સંપૂર્ણ શ્રદ્ધા ન હોય, તો ઠરાવને ફગાવી દેજો."

આ પછી તેમણે સૌને પૂછ્યું : "આપણે કયા ઝંડાની નીચે કૂચ કરી રહ્યા છીએ ? આપણે તે ઝંડાને નીચો લાવીશું ? ઝંડાને આપણે નીચો પડવા દઇશું ? જેમને આ આદર્શમાં શ્રદ્ધા નથી, તેમને માટે રસ્તો ખુલ્લો છે."

જવાહરે આગળ ચાલતાં જણાવ્યું :

"કોંગ્રેસીઓ ટીકાઓ પ્રત્યે ગુસ્સો કરે છે, એ હકીકતથી જ એ સ્પષ્ટ દેખાય છે, કે, સંસ્થામાં સડો પેઠો છે. અને તે સંભવતઃ દરરોજ વધતો જ જાય છે. કોંગ્રેસીઓ ભલે પોતાની જાતને ધન્યવાદ આપે, પણ ખરું મહત્વનું એ છે કે, બહારના લાખો લોકોનો અભિપ્રાય શો છે ? મંડપના થોડા લોકો શું માને છે એ જરાય મહત્વનું નથી. બહારના લાખો લોકોની જબાન તમે શી રીતે બંધ કરી શકશો ? મહાત્માજીએ જ આપણને શીખવ્યું છે, કે ભૂલ કરતાં આપણે અચકાવું જોઇએ. અને કદાચ ભૂલ થઈ હોય તો તરત જ તેને સુધારી દેવી જોઇએ.

"કોંગ્રેસ સાથે હું છેલ્લાં ૩૫ વર્ષોથી સંકળાયલો છું. મેં તેનાં ભૂતકાળનાં ગૌરવ અને પ્રતિષ્ઠા જોયાં છે. હું એ ગૌરવના દિવસો યાદ કરું છું, અને તે વખતના ઉચ્ચ આદર્શો મારા સ્મરણપટપર આવે છે, એની સરખામણીમાં હું આજની કોંગ્રેસ જોઉં છું, ત્યારે, મારું મસ્તક શરમથી નીચું નમી જાય છે. કારણ કે, દેખીતી રીતેજ જ્યારે કોંગ્રેસ ખોટે માર્ગે વળે છે, ત્યારે મને બેહદ દુઃખ થાય છે. ...... તાજેતરમાં કોંગ્રેસવાદીઓએ કોમવાદ પ્રત્યે જે દષ્ટિબિંદુ ધારણ કર્યું છે, તેથી હું શરમાયો છું. ગમે તે થાય તો પણ હિન્દે તો મહાત્મા ગાંધીએ જે માર્ગ દર્શાવ્યો છે, તેને જ અનુસરવાનું છે. એ માર્ગનો ત્યાગ એટલે નિશ્ચિત વિનાશજ સમજી લેવો.

"લોકશાહીના બૂમરાણોથી તમે મને મારા રાહથી ચલિત નહિ કરી શકો. લોકશાહીને નામે હું ગલતવાત જરાય ચલાવી લેવાનો નથી. એવી લોકશાહી જહન્નમમાં જાય. તમે મને વડાપ્રધાનના પદનો ત્યાગ કરવાનું કહી શકો છો. એ માટે હું તૈયાર પણ છું. તમે મને જેમ આ સ્થાનપર બેસાડ્યો છે, તેમ ઉતારી પણ શકો છો. પરન્તુ, કોંગ્રેસે જે આદર્શો વર્ષોથી સેવ્યા છે, તેનો ત્યાગ કરવાનું તમે મને નહિ કહી શકો ...... લોકોનાં ટોળાંના નિર્ણયને વશ બનવું, એવો જો લોકશાહીનો અર્થ થતો હોય, તો હું એવો લોકશાસનવાદી નથી...... જો કોંગ્રેસ મારાથી ઉલટું વિચારતી હોય તો હું મારું સ્થાન ખાલી કરીશ. અને મારા મુદ્દા માટે હું એકલે હાથે તેનો મુકાબલો કરીશ.

મારું દિલ અને દિમાગ્ આઝાદ છે. એટલે હું એવી ગુલામી કદિ સાંખી શકું નહિ......

"લોકશાહી મને મારું સ્થાન ખાલી કરવાનું કહે તો હું જરૂર તેનો હુકમ માથે ચઢાવીશ. પણ હું બેસી ન રહેતાં, એક વ્યક્તિ તરીકે, એકલે હાથે, લોકશાહીની એ ઇચ્છા સામે ફરી સામનો કરીશ. આગામી ચૂંટણીમાં માત્ર થોડા મતો પ્રાપ્ત કરવા, આદર્શોનો ત્યાગ કરી દેવાનું જો કોંગ્રેસવાદીઓ વિચારશે, તો કોંગ્રેસ પ્રાણહીન, નિર્જીવ બની જશે. મારે એવી નિષ્પ્રાણ કોંગ્રેસની જરૂર નથી."

આ શબ્દોમાં જવાહરનો ઉગ્ર અસંતોષ, પુણ્યપ્રકોપ, તેજ દિમાગ્, સિદ્ધાંતપ્રિયતા, સત્તાના સ્થાનની લાપરવા, સેવાવૃત્તિ, જનતાની નારાજી વહોરી લેવાની તત્પરતા, એ બધા ગુણો: ટૂંકમાં, જવાહરનું સમગ્ર વ્યક્તિત્વ ઉપસી આવે છે. જવાહર સત્તાના લોભી નહોતા, તેની પ્રતીતિ દિલમાંથી નીકળતી એમની આ આહ કરાવશે. એ શબ્દોમાં હૃદયનું બળ છે. અને એથી જ એમની સચ્ચાઈ, નેકદિલી અને પ્રામાણિકતાનો નાશિકમાં વિજય થયો. એમના કોઈપણ સિદ્ધાંતનો ક્યાંય વિરોધ ન થયો. ને, એમના સિદ્ધાંતો તથા એમની નીતિઓ કોંગ્રેસે સાંગોપાંગ અપનાવી.

નાશિક કોંગ્રેસે બતાવી આપ્યું કે ગાંધીજી પછી દેશમાં જવાહરની જ બોલબાલા છે. જવાહરનો પડતો બોલ કોંગ્રેસીઓ ઝીલવા તૈયાર છે. જનતા ઉપર જવાહરનું જ વર્ચસ્વ છે. સરદાર ને ટંડનજી પછીતમાં પડી ગયા. જનતા, કોંગ્રેસ પ્રમુખની કે સરદારની નહોતી, જવાહરની હતી. અને એથી, જવાહર નાશિકથી એક વિજેતાવીર તરીકે આવ્યા. એમણે જઈને પરિસ્થિતિને, કોંગ્રેસને ને જનતાને પોતાના કબજામાં લઈ લીધી. ટંડન જવાહરનો વિરોધ રજમાત્ર પણ નાશિકમાં દેખાયો નહિ.

જવાહરે નવી કોંગ્રેસ કારોબારીમાં આવવાનો ઈન્કાર કર્યો. સરદાર અને ટંડનજી જવાહરને સમજાવી શકયા નહિ. આથી નાશિક કોંગ્રેસમાં, નવી કારોબારીનાં નામની જાહેરાત થઈ શકી નહિ. એમાં મુખ્ય વાંધો કીડવાઈનો હતો. કીડવાઈ વિના જવાહરને કારોબારીમાં જવું નહોતું. અને ટંડનજી કીડવાઈને લેવા ઇચ્છતા નહોતા. નાશિક કોંગ્રેસનાં, વિસર્જન પછી, દિલ્હીમાં દિવસો સુધી મંત્રણા ચાલી. અને, ગમે એમ કરીને જવાહરને કારોબારીમાં આવવા ટંડનજી મનાવી શકયા.

નાશિક કોંગ્રેસ પૂરી થયાં પછી એકાદ મહિના પછી, ૧૯૫૦ ની ડીસેમ્બરની ૧૫ મી તારીખે, નાયબ વડા પ્રધાન સરદાર વલ્લભભાઈનું મુંબઈમાં મૃત્યુ થયું. એથી જવાહરને પ્રબળ આઘાત લાગ્યો. એ બેની વચ્ચે ગમે એટલા મતભેદ હોવા છતાં, બન્ને વચ્ચે પ્રેમની મજબૂત ગાંઠ હતી. આઝાદ હિન્દનાં શિલ્પી તરીકે જેટલો જવાહરનો ફાળો હતો, તેટલો જ સરદારનો હતો. એકે વિદેશનીતિમાં હિન્દની ઇજ્જત વધારી, તો બીજાએ દેશીરાજ્યોનું વિલીનીકરણ કરીને, આઝાદ હિન્દને મજબૂત બનાવ્યું ને એમાં એકતા સાધી. જવાહર, સરદાર જતાં, શૂન્યવત બની ગયા. જવાહર ને સરદાર બન્ને એક જ ગુરુના શિષ્યો હતા અને વર્ષોથી, એકબીજાને બહુ સારી રીતે પિછાનતા. સરદાર અને જવાહરનો સંબંધ ૧૯૧૬ થી હતો, એટલે ૩૪ વર્ષોથી, સાથી તરીકે, જવાહરે સરદાર જોડે કામ કર્યું. જવાહર પ્રમુખ હોય, તો સરદાર કારોબારીના સભ્ય તરીકે, સરદાર પ્રમુખ હોય, ત્યારે જવાહર કારોબારીના સભ્ય તરીકે, બીજા કોઈ પ્રમુખ હોય, ત્યારે બન્નેએ કારોબારી સમિતિના સભ્યો તરીકે, કોંગ્રેસ લડતી હોય, ત્યારે, કોંગ્રેસની લડત આગળ ચલાવવામાં નેતા તરીકે, બંધારણીય પ્રવૃત્તિમાં, પાર્લામેન્ટરી બોર્ડના સભ્યો તરીકે, હોદ્દા સ્વીકાર્યા ત્યારે, જવાહરની પડખોપડખ સરદાર રહ્યા હતા.

બન્ને એક જ સંસ્કારસ્વામીની છાયામાં ઉછર્યા હતા. બન્નેના રાજકીય પિતા એક જ હતા. અને તેથી જ બન્ને સગા ભાઈની જેમ, અંતસુધી રહ્યા. એમની વચ્ચે મતભેદ પડ્યો હોય, પણ જાહેરમાં કદિ એકબીજાની પ્રતિ ગેરસમજૂતી ઊભી થવા દીધી નથી. મતભેદો અંદરોઅંદર સમાવ્યા હતા. આથીજ, ૩૪ વર્ષના પોતાના, રાજકીય સાથીને, ગૂમાવતાં જવાહરને પ્રબળ દુઃખ થાય એ સ્વાભાવિક ને સહજ છે.

સરદારના મૃત્યુથી, જવાહરે, પોતાના નવા રાજ્યનો એક મહાન સ્તંભ ખોયો. હિન્દે એક મહાન મુત્સદ્દી ગુમાવ્યો. હિન્દના રાજકીય નભોમંડળમાંથી એક જ્વલંત તારક સદાને માટે ખરી પડ્યો. હિન્દની આમજનતાએ પોતાનો લાડીલો ને વહાલસોયો નેતા ગુમાવ્યો.

સરદારને લીધેજ, હિન્દનાં અનેક પાકીસ્તાનો બનતાં અટક્યાં. સરદારને લીધેજ, હૈદરાબાદનો વિકટ પ્રશ્ન ઉકલ્યો. સરદાર અને જવાહર ઉભયની જોડલી તૂટી. જવાહર એમના કોંગ્રેસના, સત્યાગ્રહના, અહમદનગરના કારાવાસના, સરકારના અને ગાંધીકુટુંબના પ્રિયતમ સાથીને, છેલ્લી અંજલિ આપવા, મુંબઈ

ઉપજ્યા, અને એ નરકેસરીને ભાવભીની અજલિ આપી. એમણે દિલ્હી રેડિયો પરથી સરદારને ભાવભીની અંજલિ આપતાં કહ્યું :

"આપણી વચ્ચેથી એક નરકેસરી ચાલ્યો ગયો, એ આફત સૌથી મોટી છે, સૌથી વધુ દુઃખદાયી છે. આપણી સ્વાતંત્ર્યની લડતના વીરતા ભર્યા દિવસો દરમ્યાન, સરદાર પ્રિય અને મહામૂલા સાથી હતા. શાણપણ અને નિશ્ચય બળથી ભરેલા ખડક સમાન હતા. ધીરતા ભરી તાકાતના એ ખડક પાસે દોરવણી માટે આપણે સૌ આપોઆપ જતા. પછીથી એઓ સરકારમાં જોડાયા ત્યારે, અનિવાર્ય રીતે, ભારેમાં ભારે બોજો તેઓ પર પડ્યો, અને એ ફરજ એમણે કેવી ઉમદા રીતે બજાવી તેની નોંધ ઇતિહાસ લેશે.

"સરદારનું નામ સ્વાતંત્ર્યની લડતના એક મહાન નેતા તરીકેજ નહિ, પણ નવા હિન્દનાં એક મહાન શિલ્પી તરીકે, તેનું એકીકરણ કરનાર તરીકે તથા તેને સુદૃઢ કરનાર તરીકે, સદા યાદ કરવામાં આવશે. આ ગૌરવ ભરી નામના છે અને તેને માટે તેઓ યોગ્ય હતા. આપણને તેમની શાણપણની તથા તાકાતની ખોટ પડી છે. અને તેમનાં સલાહસૂચન હવે આપણને મળી શકવાનાં નથી."

આ ટૂંકી છતાં, સાચા દિલની અંજલિ છે, પ્રેમભરી અજલિ છે. સરદારના મૃત્યુથી જવાહરના જાહેર કે રાજકીય જીવનમાં એક નવોજ પલટો આવે છે. એ પલટો કેવો હતો? એના જવાહરના રાજકીય તથા સર્વદેશીય જીવન પર કેવા પ્રત્યાઘાતો હતા? એ આપણે તપાસીએ.

[૨૯]

# જવાહર-ટંડન ઘર્ષણ

જવાહર કારોબારીમાં જોડાયા તો ખરા, પણ હજી એમને ટંડનજીની કારોબારીમાં ઇતબાર આવતો નહોતો. એમને એમ નહોતું લાગતું, કે આ, કારોબારી અને કોંગ્રેસપ્રમુખ, કોંગ્રેસના સિદ્ધાંતોને યથોચિત અપનાવશે. વળી, ટંડનજી ચૂંટાયા હતા, સરદારના પીઠબળ અને સદ્ધર ટેકાને લીધે. જવાહરને, એક રીતે કહીએ તો, સરદારને નારાજ કરવાનું ગમતું નહોતું. હવે, જવાહરને એમ લાગવાજ માંડ્યું, કે, એમનો સૈદ્ધાંતિક મેળ નથી ખાતો. તેમાં વળી, ટંડનજીએ અંકુશોની વિરુદ્ધ ભાષણો કરવા માંડ્યાં. સરકારે આખરે તો એક યા બીજા જૂથમાં જોડાવું જ પડશે, પાકીસ્તાન જોડે, સખત હાથે કામ લેવું જ પડશે, એ જાતનાં ભાષણો કરવા માંડ્યાં. એથી જવાહરને ખૂબ અકળામણ થવા લાગી. તેમાં વળી, ચૂંટણીઓ પાસે આવતી હતી, એટલે આમ સરકારની એક નીતિ હોય, ને કોંગ્રેસ પ્રમુખ અન્ય નીતિ ઉપદેશે, તો એથી ચૂંટણીમાં વાંધો આવશે, કોંગ્રેસની હાંસી થશે, અને કોંગ્રેસવિરોધીઓને અવળો પ્રચાર કરવાની તક મળશે, એમ ધારી, જવાહરે પોતાનો વિરોધ ટંડનજીને ખાનગીમાં જણાવ્યો.

ટંડનજીનાં અભિપ્રાયો પણ નિશ્ચિત હતા. એથી, જવાહર અને ટંડનજી વચ્ચે આદર્શો કે વિચારોનો સંઘર્ષ ઊભો થયો. જવાહરને એમ લાગ્યું કે કોંગ્રેસ અજાણ્યે કોમવાદ તરફ ધસડાતી જાય છે. એથી સાવધાન રહેવાની જરૂર છે. કોંગ્રેસ તંત્રને સુધારવાની, એમાં રહેલા સડાને નાબૂદ કરવાની વહેલી તકે જરૂર છે. જવાહરને એમ પણ સ્પષ્ટ રીતે લાગ્યું કે જો આ પરિસ્થિતિ ચાલુ રહે, તો, ટંડનજીને લીધે ને એમની ઓથ હેઠળ, ચૂંટણીમાં, કોંગ્રેસ ટીકીટો, કોમવાદીઓને મળશે અને કોંગ્રેસનો સૈદ્ધાંતિક વિનાશ થશે.

બીજુ બાજુ, કોંગ્રેસમાં પણ અંદરોઅંદર, ફાટફૂટ અને મતભેદો ઉગ્ર બનતા હતા. બંગાળાના ગાંધીવાદી મહાન નેતા અને બંગાળાના એક વખતના વડા

પ્રધાન ડૉ. પ્રફુલ્લચંદ્ર ઘોષ કૉંગ્રેસમાંથી છૂટા થયા હતા. અને એમના અનુયાયીઓએ એક જુદો પક્ષ સ્થાપ્યો હતો. આચાર્ય કૃપાલાણીએ કૉંગ્રેસ લોકશાહી પક્ષની સ્થાપના, કૉંગ્રેસસમાં જ કરી હતી. અને ઉત્તર પ્રદેશના કેટલાક જાણીતા કૉંગ્રેસવાદીઓ એમાં જોડાયા હતા, આંધ્રપ્રાંતીય કૉંગ્રેસસમિતિના પ્રમુખ, આંધ્ર કેસરી તરીકે ઓળખાતા, જાણીતા આંધ્રનેતા ટી. પ્રકાશમ ને કિસાનોના નેતા પ્રો. રંગા, મજૂર નેતા, પ્રો. શીબનલાલ સકસેના વગેરે આચાર્યના પક્ષમાં જોડાયા.

જવાહરના પ્રધાનમંડળનાં બે સભ્યો, શ્રી. અજીતપ્રસાદ જૈન અને રફી અહમદ કીડવાઇ, પણ એ પક્ષમાં શામિલ થયા. કૉંગ્રેસ કારોબારીમાં, કૉંગ્રેસની અંદર નવો પક્ષ રચાય, તે માટે ખૂબ ગરમાગરમ ચર્ચા થઈ, અને વિરોધ ઉઠ્યો, પણ આટલા બધા નેતાઓની સામે, શિસ્ત ભંગનાં પગલાં લઈ, તેમને કૉંગ્રેસમાંથી બરતરફ કરવાનું ટંડનજીને અનુચિત લાગ્યું. જો કે, આચાર્ય કૃપલાણી પાસે આ નવો પક્ષ રચવા માટે ખુલાસો માગવામાં આવ્યો, અને આચાર્યે, કૉંગ્રેસમાં એવા પક્ષો પરાપૂર્વથી ચાલ્યા આવે છે, એ પૂરવાર કરી બતાવ્યું.

આમ કૉંગ્રેસનું ચક્ર શિથિલ થતું હતું. ચૂંટણીનાં પરિણામો કૉંગ્રેસની ઇજ્જત વધારે એવાં નહિ આવે તેની પ્રતીતિ થવા લાગી.

કોંગ્રેસની ચૂંટણી અંગેની નીતિ નક્કી કરવા, અને કૉંગ્રેસમાં બંધારણીય સુધારા કરવા, ફેબ્રુઆરિ ૧૯૫૧ માં, અમદાવાદમાં, અખિલ ભારત મહાસભા સમિતિનું અધિવેશન ભરવામાં આવ્યું. એમાં ટંડનજી પ્રમુખસ્થાને હોવા છતાં, જવાહરનું જ વર્ચસ્વ હતું એમ કહીએ તો ચાલે. જ્યાં જ્યાં જવાહર જાય, ત્યાં ત્યાં લોકો ટોળે વળતા, એમના જયોચ્ચારો કરતા. એમને માટે કલાકો તાપમાં એમનાં દર્શનાર્થે ઊભા રહેતા. ટંડનજી પછીતમાં પડી ગયા. કૉંગ્રેસમાંથી આચાર્ય કૃપલાણી છૂટા થયા હતા. કૉંગ્રેસના પીઢ સેવકો છૂટા થયા હતા.

અખિલ ભારત મહાસભાસમિતિ સમક્ષ મુખ્ય કામ બંધારણીય સુધારાનું હતું. સુધારામાં સૌથી નોંધપાત્ર સુધારો, સભ્ય ફી રાખવી કે ન રાખવી, અને રાખવી તો કેટલી એ હતો. મુંબઈમાં બે વર્ષ પૂર્વે ભરાયલા અધિવેશનમાં બંધારણ ઘડયું, તેમાં સભ્ય ફી કાઢી નાંખી હતી, પણ તે વસ્તુ અનુભવે સુધારવા જેવી લાગી. તેથી કાર્યવાહક સમિતિએ, રૂપિયો એક, સભ્ય ફી રાખવી એવો સુધારો સૂચવ્યો. એની પર કોઇએ, ચાર આના તો કોઇએ આઠ આના સભ્ય ફી રાખવાના સુધારાઓ સૂચવ્યા.

કાર્યવાહક સમિતિ તરફથી જવાહરલાલજીએ એક રૂપિયાની ફીનો કડક શબ્દોમાં મક્કમ રીતે બચાવ કર્યો. એમણે જણાવ્યું કે આજે ભાવ વધ્યા છે,

ત્યારે રૂપિયો વધારે નથી. અને વધારે હોય તો પણ હું એને ઇષ્ટાપત્તિ માનું છું. સભ્ય થનારને માલમ હોવું જોઇએ કે પોતે એક જવાબદાર પગલું ભરે છે. ગમે તેવા ભાવે ચાર આઠ આના ફેંકી દેનાર સભ્યોથી હવે આપણી તાકાત વધી ન શકે. જવાહરે એટલી મક્કમતાથી રૂપિયો સભ્ય ફી રાખવાનું સમર્થન કર્યું, કે અંતે એમની દરખાસ્ત મંજૂર થઈ.

બીજો મહત્વનો ઠરાવ જે જવાહરે પેશ કર્યો તે કોંગ્રેસની આત્મશુદ્ધિ વિષે હતો. એમાં કોંગ્રેસની એકતા માટે વિનંતિ કરવામાં આવી. આત્મશુદ્ધિ અને સેવાની ભાવના કોંગ્રેસમાં પુનઃ પેદા થાય તેની ઉપર ભાર મૂકવામાં આવ્યો. જવાહરે જણાવ્યું કે આપણા વર્ષો જૂનાં સાથીઓનાં મન ઊંચાં થાય અને એ આપણને છોડી જાય, એ હકીકત વિચારવા જેવી છે. એ સ્થિતિને દૂર કરવા એ ઠરાવ પેશ કરવામાં આવે છે, એમ કહ્યું. કોંગ્રેસીઓની આજની મનોદશા ઉપર જવાહરે અત્યંત સખત વેણો ઉચ્ચાર્યાં.

જવાહરે કહ્યું : " ગાંધીજી કોંગ્રેસ બંધ કરી, લોકસેવકસંઘ રચવાનું કહેતા હતા. તે આપણે ન માન્યું, પણ વાત સાચી હતી. કેવળ ચૂંટણીજંગ ખેલવા ઉપર કોંગ્રેસ ન ચાલી શકે. લોકોની અંદર એણે વધારે ને વધારે કામ કરવા લાગવું જોઈએ. અને કામ ઉઘાડું છે. આપણા લોકોમાં જે નૈતિક અને આર્થિક જડતાનો ને સ્વાર્થનો સડો પેસે છે, તે રોકવાનો છે. કોંગ્રેસની તલવારે ગયા જમાનામાં કામ કર્યું; હવે, એને કાટ ચઢે છે કે શું? ગાંધી ટોપી પહેરે માનવી શુદ્ધ બની જતો નથી. પણ એ ટોપી નીચેનું ભેજું કેવું છે, તે જોવાનું છે. તેની પર આધાર રહેલો છે."

જવાહરનો આ ઠરાવ પણ ખૂબ ચર્ચા પછી પસાર થયો.

ત્રીજો ઠરાવ જે ઘણો ચર્ચાસ્પદ હતો, તે પાર્લામેન્ટરી બોર્ડનાં પાંચ સભ્યોની નિમણૂક વિષે હતો. આ કામ સંતોષપૂર્વક ઉકલી શકે એમ લાગ્યું એટલે આવતી સભા પર એ મોકૂફ રાખવામાં આવ્યું.

આ રીતે જવાહરે, પરિસ્થિતિ ઉપર કાબૂ તો મેળવ્યો, તેમ છતાં, એમની અને ટંડનજી વચ્ચે સંઘર્ષણ તો ચાલુ જ રહ્યું. સંઘર્ષણનાં અનેક નાનાંમોટાં કારણો હતાં. એક તો, જવાહર ઇચ્છતા હતા, કે કોંગ્રેસના સડાથી કંટાળી, જે, પીઢ નેતાઓ, કોંગ્રેસ છોડીને છૂટા થયેલા છે, તેઓ, પાછા કોંગ્રેસમાં આવી શકે, એવી પરિસ્થિતિ સર્જાય, અને તે માટે, કોંગ્રેસવાદીઓ અમદાવાદમાં પસાર કરેલા, આત્મશુદ્ધિનાં ઠરાવનું યથોચિત પાલન કરે. બીજું, જવાહરના જ

પ્રધાનમંડળનાં બે સભ્યો, શ્રી. કીડવાઈ અને શ્રી. જૈને, કોંગ્રેસમાંથી રાજીનામું આપ્યું હતું, છતાં, જવાહરે, એમને ગમે એમ સમજાવીને રાખ્યા હતા. તો પ્રશ્ન એ ઊભો થતો હતો, કે, શ્રી. કીડવાઈ ને શ્રી. જૈન, કોંગ્રેસમાંથી નીકળી જાય, તો પછી તેઓ પ્રધાનમંડળનાં સભ્ય કઈ રીતે રહી શકે ? ને, ત્રીજું જવાહરને, ટંડનજીએ, એ બાબતમાં કોંગ્રેસ પ્રમુખ તરીકે પૂછવું જોઇએ. વળી, જવાહરને એમ લાગતું હતું, કે એઓ જે જે ઠરાવ કોંગ્રેસમાં રજૂ કરે છે, તે કોંગ્રેસવાદીઓ પસાર કરે છે. પણ એનો સાચા દિલથી અમલ કરતા નથી. અને તેથી કોંગ્રેસની પ્રતિષ્ઠા રોજ-બ-રોજ ઘટતી જાય છે.

બીજી બાજુ, આચાર્ય કૃપલાણીએ સ્થાપેલા નવા પક્ષ-'કીસાન મજદુર પ્રજાપક્ષ'-ની કારોબારીમાં કીડવાઈનું નામ રજૂ થયું હતું. એટલે કેટલાક મહાસભાસમિતિના સભ્યોએ આ નાજુક પરિસ્થિતિ ઉપર વિચારણા ચલાવવા અખિલ ભારત કોંગ્રેસમિતિને બોલાવવાની માગણી કરી. એમાં વિચિત્ર ઘટના તો એ બની, કે કીડવાઇએ ટંડનજી વિરુદ્ધ એક નિવેદન પ્રગટ કરી એમને કોમવાદી ગણાવ્યા હતા. હવે, કોંગ્રેસનાં જ એક ગઈ કાલના આગેવાન પ્રધાન અને સભ્ય, કોંગ્રેસ પ્રમુખની વિરુદ્ધ જાહેર નિવેદન પ્રગટ કરે, અને છતાં, એ કોંગ્રેસી કહેવાય એવા પ્રધાનમંડળમાં હોય, એ સ્થિતિ દેખીતીજ બેહૂદી હતી. આથી, બેંગલોરમાં અખિલ ભારત કોંગ્રેસસમિતિની બેઠક બહુ તંગ પરિસ્થિતિમાં મળી.

જવાહરે બેંગલોરની મહાસભાસમિતિ જે જૂલાઈમાં મળી, તેની આગળ રજૂ કરવા એક નિવેદન પ્રગટ કર્યું. અને તેમાં, એમણે પોતાના હૃદયની વાત બહુ સ્પષ્ટતાથી અને એખલાસથી જણાવી. એમણે કહ્યું.

"હાલની સરકાર સંપૂર્ણપણે કોંગ્રેસ સરકાર નથી. જો કે, તેમાંના મોટાભાગના સભ્યો કોંગ્રેસીઓ છે. અને તેથી હાલની સરકારને કોંગ્રેસનો ટેકો મેળવવાનું આવશ્યક બન્યું છે. અને તેથી સરકાર અને કોંગ્રેસ વચ્ચે ગાઢ સહકાર હોવો જરૂરી છે. અને સરકારની વિશાળ નીતિઓને કોંગ્રેસની મંજૂરી હોવી જરૂરી છે."

પછી, જવાહરે અંકુશો પોતાને ગમતા નથી છતાં અંકુશોની આવશ્યકતા ઉપર ભાર મૂક્યો હતો. સરકારની જળબંધની યોજના, આયોજનપંચે કરેલું પ્રશસ્તિભરેલું કાર્ય, જમીન સુધારણા અને જમીનદારી નાબૂદી માટે સરકારે ભરેલાં પગલાં એ બધા ઉપર ભાર મૂક્યો હતો. પાકીસ્તાન ગમે તે રીતે વર્તે છતાં, હિન્દ અને કોંગ્રેસે તો શાંતિભર્યો, એખલાસભર્યો માર્ગ ગ્રહણ કરવાનો છે.

અને, પાકીસ્તાનનું અનુકરણ આપણાથી થઈ શકે નહિ, એની ઉપર ખાસ ભાર મૂક્યો હતો. સંતતિનિયમનની આવશ્યકતા સમજાવી હતી. આર્થિક ક્ષેત્રે મિશ્ર અર્થકારણની હિમાયત કરી, સરકારી તંત્ર જે જૂનું હતું અને જે સરકારે એમની એમ રાખી મૂક્યું હતું, તેથી થતા ફાયદા અને ગેરફાયદાનું સરવૈયું કરી, ફાયદા વધારે છે એમ પ્રતિપાદિત કર્યું હતું.

આચાર્ય કૃપલાણીના નવાપક્ષ વિષે બોલતાં જવાહરે જણાવ્યું હતું કે:

"પ્રજાપક્ષ કે જેમાં આપણા ઘણા જૂના સાથીઓનો સમાવેશ થાય છે, તેનો વિચાર કરીએ. પ્રજાપક્ષ કૉંગ્રેસ સાથે કઇ નીતિ અથવા કાર્યક્રમમાં જૂદો પડે છે, તે સ્પષ્ટ નથી. વિચારસરણીમાં જ્યાં સ્પષ્ટ ભેદ દેખાતા નથી, ત્યાં વ્યક્તિગત ઝઘડાઓ જ ઉપસ્થિત થાય છે. આ હકીકત સૌથી વધુ કમનસીબ છે અને તે આપણા ધોરણને નીચું લાવશે. આપણે કોઇપણ હિસાબે આમાંથી ઉગરવું જ જોઇએ, અને તેમ કરવા માટે પ્રજાપક્ષના આપણા ભૂતકાળના સાથીઓને આમંત્રણ આપવું જોઇએ.

"અંતિમ હેતુઓની બાબતમાં પણ સમાજવાદી પક્ષ અને કૉંગ્રેસ વચ્ચે ઝાઝો મતભેદ નથી. પરન્તુ હાલ પૂરતા તાકીદના હેતુઓ અને પદ્ધતિઓની બાબતમાં તે કૉંગ્રેસથી જરૂર જુદા પડે છે. આપણે તેમનાથી સંહમત ન થતા હોઈએ છતાં, તેમની અને આપણી વચ્ચે કોઈ ઝઘડો નથી. વળી, કેટલાક સામાન કાર્યક્રમોની બાબતમાં બન્ને વચ્ચે મહદંશે સમજૂતી થવાની શક્યતા હોવી જોઈએ.

"આમ સમાજવાદી પક્ષ કે પ્રજાપક્ષ કે બીજા કોઈ એવા પક્ષ સંબંધમાં, સમાન કાર્યક્રમને અમલી બનાવવામાં, શક્ય તેટલો સહકાર મેળવવા આપણે મથવું જોઈએ. કૉંગ્રેસે તેના પોતાના કાર્યક્રમો અને પદ્ધતિઓ ઉપર ઊભા રહેવું જોઈએ. અને પોતાની સાથે જે સહમત થતું હોય તેવા સર્વે માટે, પોતાનાં દ્વારો ખુલ્લાં રાખવાં જોઈએ. અંદર રહીને પણ જેઓ સંમત ન થતા હોય અને બીજો માર્ગ અનુસરતા હોય, તેઓને પણ જેની ઉપર આપણે સમાનપણે વિચારતા હોઈએ, તેવા કેટલાક મોટા પ્રશ્નોમાં સહકાર આપવા આમંત્રણ આપવાં જોઈએ.

"એક સંકુચિત પક્ષ કરતાં કૉંગ્રેસ ભૂતકાળમાં કંઈક વધુ હતી. એક રાષ્ટ્રીય મોરચા તરીકે તે કામ કરતી હતી. સ્વાધીનતા પ્રાપ્ત થતાં સહજપણે જ તફાવત પડ્યો. અને આપણે જૂના વખતની જેમ બરાબર વર્તી શકતા

નથી. આમ છતાં, ઘણા સમાન હેતુઓ હાંસલ કરવા, એક પ્લેટફોર્મ રૂપ બનવાનો કોંગ્રેસ માટે ઘણો અવકાશ છે.

"આથી તેણે પોતાનાં દ્વારો ખુલ્લાં રાખવાં જોઈએ. અને, જેઓએ અવિશ્વાસ કે નિરાશાની લાગણીથી પ્રેરાઈ સંસ્થા છોડી હોય, તેવા પોતાના જૂના સભ્યોને પાછા આવકારવા જોઈએ.

"દેશ અને દુનિયાની પરિસ્થિતિ આ વિશાળ દૃષ્ટિ માગી લ્યે છે. કોંગ્રેસે પોતાનામાં પેસી ગયેલી કેટલીક નબળાઈઓ અને અનિષ્ટોને દૂર કરવા પણ ઉપાયો શોધવા જોઇએ. અને ખાસ કરીને તેના કોઈપણ જૂથ કે કોઈપણ શાખાને, કોંગ્રેસ તો જાણે તેની ખાનગી માલિકીની ચીજ હોય એવી લાગણી ધરાવતાં એણે વારવી જોઈએ."

આ રીતે, જવાહર કોંગ્રેસમાંથી જેઓ છૂટા થઈને કોંગ્રેસની સંસ્થાને નબળી બનાવતા હતા, તેમની જોડે તેમનાં થોડાં મનામણાં કરીને, પાછા લાવીને કોંગ્રેસને મજબૂત બનાવવા માગતા હતા. કારણ કે, જવાહરની દૃષ્ટિ આગામી ચૂંટણી પર હતી. કોંગ્રેસમાંથી એક પછી એક પીઢ કાર્યકર્તાઓ ચાલી જાય, તો, એઓ, જરૂર ચૂંટણીમાં કોંગ્રેસને જબરો ધોકો પહોંચાડે.

. જવાહરને લાગતું હતું, કે કોંગ્રેસને સંગઠિત બનાવી શકાય, તોજ ચૂંટણીમાં જયવારો છે. એટલે પછી એમણે ચૂંટણી વિષે જણાવ્યું :

"જેમની નેમ માત્ર ચૂંટણીમાં જીત મેળવવાની છે, એવા સામાન્ય રાજપુરુષો તરીકે આપણે કામ કરવું છે કે જેઓને મન પાર્લમેન્ટ કે ધારાસભાની બેઠકો કરતાં, આપણા સિદ્ધાંતો ને ઉદ્દેશો વધુ મહત્વના છે, તેવા સિદ્ધાંતભકતો તરીકે આપણે કામ કરવું છે? મને આશા છે કે, ઉમેદવારો પસંદ કરવામાં ખૂબ જ સંભાળ લેવાશે. જે આદર્શોની આપણે ઘોષણા કરીએ છીએ, તેમાં પોતે માનનારા અને તે મુજબ વર્તનારા છે, એમ જેના ભૂતકાળ પરથી જણાશે તેવા પ્રામાણિક સ્ત્રી–પુરુષોને ઉમેદવાર તરીકે પસંદ કરાશે.

"શંકાસ્પદ ઉમેદવારોની મદદથી આપણે ચૂંટણી જીતીએ તેના કરતાં જો આપણે આમ કરીએ અને ચૂંટણીમાં હારીએ તો તે આપણા માટે વધુ માનભર્યું હશે. અને આપણે જે આદર્શ સેવીએ છીએ, તેની વધુ સેવા કરી ગણાશે. આપણી પસંદગી એક સાંકડા વર્તુલ કે જૂથો પૂરતી મર્યાદિત રહેવી ન જોઈએ, પણ નક્કી કરેલી લાયકાતો પાર પાડતી હોઈ તેવી હરકોઈ વ્યક્તિ સુધી વિસ્તરવી જોઈએ. ખાસ કરીને આપણે એ ચોક્કસ સંભાળ

લેવાની છે, કે, લઘુમતી કોમો તેમજ મહિલાઓની પૂરતી સંખ્યામાં પ્રતિનિધિઓ તરીકે પસંદગી થાય."

આમ જવાહરનું વલણ ખૂબ મક્કમ હતું. ચૂંટણી વિષે, અંકુશો વિષે, વિદેશનીતિ વિષે, કોંગ્રેસમાંથી નીકળી ગયેલાઓને પાછા બોલાવવા વિષે, સરકારની આર્થિક અને વિદેશનીતિ વિષે, જવાહર અને ટંડનજી વચ્ચે જે મતભેદ પ્રવર્તતો હતો, તેનું પણ પરોક્ષ સૂચન આ નિવેદનમાં જોઇ શકાય છે, અને કોઇ પણ સંજોગોમાં સિદ્ધાંતો વિષે તડજોડ ન કરવાની જવાહરની વૃત્તિ સ્પષ્ટતઃ દૃષ્ટિએ પડે છે. જવાહરની ઉગ્રતા, કોંગ્રેસમાં જે જે બળો પ્રવર્તતાં તે પ્રત્યે અસંતોષ, જૂના સાથીઓને કોંગ્રેસ છોડીને ચાલી જવું પડે, એવી પરિસ્થિતિ, એના દિલનું પારાવાર દુઃખ, એ બધાનું સ્પષ્ટ પ્રતિબિંબ, આ પ્રવચનમાં પડે છે. ચૂંટણી વિષેની એમની ચિન્તા, ચૂંટણીમાં કોંગ્રેસના સિદ્ધાંતોમાં જેને જરાય શ્રદ્ધા ન હોય એવાં માણસો ઘૂસી જાય તેની બીક, એ બધું, જવાહરનું સમગ્ર માનસ, આમાં દૃષ્ટિગોચર થાય છે.

જવાહરે જે શરતો બેંગલોરમાં મૂકી તે મંજૂર થઇ. એમની મુસીબત એ હતી કે કોંગ્રેસમાં એનો કોઇ પણ વિરોધ કરનારું હતું નહિ. એ જે કહે તે બધા સ્વીકારતા. જવાહરને લાગતું કે, આ બધા ખોટી હાજી હા કરે છે. પણ જવાહર બીજું કરી પણ શું શકે? એઓ એમ તો કહી શકે નહિ કે તમે બધા ખોટી હા એ હા કરી રહ્યા છો. જવાહરને અસંતોષ તો બહુ જબરો રહ્યો. પણ, ચૂંટણી વિષે, ઉમેદવારોની પસંદગી વિષે, કોંગ્રેસ છોડી ગયેલા 'સાથીઓને પાછા બોલાવવા વિષે, ઠરાવો થયા. જેઓ પાછા આવશે, તેમને ઉદારતાથી અપનાવવામાં આવશે' એમ જણાવાયું. કોંગ્રેસની એકતા પર ભાર મૂકાયો.

પણ, કીડવાઈ વગેરે જે મિત્રો કોંગ્રેસમાંથી નીકળ્યા હતા, અને જેઓ બેંગલોરમાં કશું નવીન બનશે એવી આશા રાખતા હતા, તેઓ અત્યંત નિરાશ થયા. કારણ કે, બેંગલોરમાં કશું પરિણામ આવ્યું નહિ. એ જૂની રીતરસમજ ચાલુ હતી. જવાહરને પોતાને પણ પ્રબળ અસંતોષ હતો.

કીડવાઈ અને અજીત પ્રસાદ જૈને, રાજીનામાં આપ્યાં. જવાહરે એમને પ્રધાનમંડળમાં રહેવાની વિનંતિ કરી. આથી જવાહર ને ટંડનજી વચ્ચે ઘર્ષણ થયું. ટંડનજી કીડવાઇને પ્રધાનમંડળમાં રાખવાની વિરુદ્ધ હતા. વિશેષે કરીને, કીડવાઇએ કોંગ્રેસમાંથી રાજીનામું આપ્યું હતું. અને તેથી, કોંગ્રેસપ્રધાનમંડળમાં રહીને કીડવાઈ, કોંગ્રેસની વિરુદ્ધ રોજ-બ-રોજ બેફામ નિવેદનો પ્રગટ કર્યે જતા હતા.

જવાહર અને ટંડન વચ્ચેનું ઘર્ષણ વધવા લાગ્યું. જવાહરને સમજાયું નહિ, કે કોંગ્રેસવાદીઓ ટંડનનો પક્ષ કરે છે કે પોતાનો. કોંગ્રેસે ઠરાવો કર્યા છતાં, એ ઠરાવને કોંગ્રેસવાદીઓ ખરા દિલથી અપનાવતા હોય એવું જવાહરને લાગ્યું નહિ.

જવાહર અને ટંડનજી વચ્ચે મતભેદો દિનપ્રતિદિન વધતા ચાલ્યા. પરિણામે, કીડવાઈનું રાજીનામું સ્વીકારાયું. જવાહર સામે તો વિકટ પ્રશ્ન હતો. કાંતો એ નહિ કે કાંતો ટંડન નહિ, એવી કટોકટીની પળ આવી. ને, જવાહરે વખત જોઈને, મોરચો માંડ્યો. બધાં કોંગ્રેસી છાપાંઓએ જવાહરની વિરુદ્ધ ઝુંબેશ માંડી. કીડવાઈને જૈન, ટંડનવિરોધી હોવા છતાં, એમને પ્રધાનમંડળમાં રાખી, જવાહર કોંગ્રેસનો દ્રોહ કરી રહ્યા છે એમ કહેવાવા લાગ્યું. જવાહરે કોંગ્રેસને માટે એક વિમાસણભરી પરિસ્થિતિ પેદા કરી હતી. જવાહરની સ્થિતિ વર્ણવતાં શ્રી. મશરૂવાળાએ કહેલું કે: "શ્રી. જવાહરલાલ નેહરુ અભિષિક્ત પટરાણીને અકારી કરનારા અને અભિષેકની પ્રતિષ્ઠા ન પામેલી નવી રાણીને માનીતી કરનારા, લોકકથાના બે રાણીઓવાળા, રાજા જેવા લાગે છે."

[ ૩૦ ]

# સત્યમેવ જયતે

બેંગલોરના અધિવેશન તરફથી કૉંગ્રેસનું ચૂંટણી અંગેનું જાહેરનામું પ્રગટ થયું. એના ઘડતરમાં જવાહરનો જ મુખ્ય હાથ હતો. એ જાહેરનામું બહુ કાળજીપૂર્વક જવાહરે ઘડ્યું હતું. એમાં સંયમ અને મર્યાદા હતાં. એમાં બહુ મોટાં મોટાં લોકશાહી રાજ્યતંત્રની રીતે, અમલમાં ન મૂકી શકાય એવાં વચનો નહોતાં.

એ જાહેરનામામાં જવાહરે સ્પષ્ટ રીતે કબૂલ કર્યું હતું કે: "કૉંગ્રેસનાં ઉદ્દેશો, જે હિન્દનાં બંધારણમાંયે શમાવી લેવામાં આવ્યા છે, તે હજી મોટે ભાગે સિદ્ધ થયા નથી.....હવે પછી કૉંગ્રેસ એ કાર્ય પ્રત્યે પોતાની શક્તિ એકાગ્ર કરવા ઇચ્છે છે, અને એ કાર્યો દેશની સ્વતંત્રતા અને અખંડિતતા જાળવીને જ કરી શકાય."

જાહેરનામાએ ગામડાંની સ્થિતિ પર તેમજ પ્રગતિ પર વિશેષ ભાર મૂક્યો. ભૂતકાળમાં ગામડાંની ઉપેક્ષા થઇ છે, એ વાત કબૂલ કરીને, ભવિષ્યમાં એ હાનિ દૂર કરવાનું વચન આપ્યું હતું. એ માટે જમીનમાલિકીની પદ્ધતિઓની નાબૂદી, સહકારી ખેતી, રાજ્યની મદદથી ગૃહઉદ્યોગોની ખીલવણી, અંકુશોની આવશ્યકતા, એ બધા પર ભાર મૂક્યો હતો. વસ્તુતઃ જવાહરે, બેંગલોરમાં ભરાયેલી કૉંગ્રેસની મહાસમિતિ વખતે જે નિવેદન પ્રગટ કર્યું હતું, તેને અનુસરીને જ આ ચૂંટણીનું જાહેરનામું ઘડ્યું હતું.

પણ જવાહરને લાગ્યું કે, કૉંગ્રેસના ઠરાવોનું પાલન બરાબર થઈ રહ્યું નથી. ચૂંટણીમાં ઉમેદવારોની પસંદગી અંગે, અમુક માનવીઓની પસંદગી કરાઈ હતી, એવા સમાચાર આવવા લાગ્યા. ચૂંટણીમાં કૉંગ્રેસનું ધ્યેય નીચું પડતું લાગ્યું. કૉંગ્રેસવાદીઓ, યેન કેન પ્રકારેણ । ચૂંટણી જીતવા માગતા હોય એવું લાગ્યું. આથી

જવાહરે ખૂબ પ્રબળ મનોમંથન પછી, કોંગ્રેસ પ્રમુખને, કોંગ્રેસની કારોબારીમાંથી તથા કોંગ્રેસ પાર્લામેન્ટરી બોર્ડના સભ્યપદનું પોતાનું રાજીનામું મોકલી આપ્યું.

આ પછી કોંગ્રેસ ધારાસભાના સભ્યો સમક્ષ, આ રાજીનામાંની વાત ઉપસ્થિત થતાં, જવાહરે પોતાનું દિલ ઠાલવતાં કહ્યું :

"તાજેતરમાં જે કાંઈ બનાવો બન્યા છે, તેના તાત્કાલિક કારણરૂપ મોટે ભાગે હું જ છું. ...... જેને પરિણામે આપણી કોંગ્રેસનાં આંતરિક તંત્રમાં, કટોકટી નિર્માણ થઈ હોવાનું કહેવાઈ રહ્યું છે, તે તાજેતરનો બનાવ, કોંગ્રેસ કારોબારી અને મધ્યસ્થ પાર્લામેન્ટરી બોર્ડમાંથી મેં આપેલું રાજીનામું છે. ......આ વર્ષની શરૂઆતથી તો, કોંગ્રેસ સમક્ષ કેટલાક વિચારો, કેટલાક માર્ગો, અમુક પ્રકારની વિચારસરણી રજૂ કરવાના હું પ્રયાસો કરી રહ્યો છું. કેટલેક અંશે તેમાં મને સફળતા મળી છે, પરન્તુ, મારા પ્રયાસોમાં હું *નિષ્ફળ બનતો જાઉં છું, અને જેને લક્ષમાં રાખીને હું પ્રયાસો કરી રહ્યો છું,* તે વસ્તુ આપણા હાથમાંથી છટકી જતી હોય એવું મને લાગવા માંડ્યું છે.

"કોંગ્રેસની અંદર ખંડનાત્મક સ્વરૂપો. વિવિધ સ્વરૂપે દેખાય છે. મારું પૃથક્કરણ મને એવા નિર્ણયપર દોરી ગયું, કે, જો કોંગ્રેસે તેનો હેતુ–કે જેથી કરીને બહારની જનતા પર એ પોતાનો પૂરો પ્રભાવ જમાવી શકે–પાર પાડવો હોય, તો તેણે પોતાના ઘરને શક્ય તેટલા પ્રમાણમાં વધુ વ્યવસ્થિત કરવું જોઈએ. આ કાર્ય સોએ સો ટકા ્થવું મુશ્કેલ છે. ગમે તેમ પણ કોંગ્રેસે પ્રજાના મનમાં એવી લાગણી ઉત્પન્ન કરવી જોઈએ, કે, તેનું ઘર વધતા ઓછા પ્રમાણમાં વ્યવસ્થિત છે......

"હું એવી પ્રબળ લાગણી અનુભવું છું કે આપણે વિશાળ આમજનતાનો સંપર્ક ગૂમાવી રહ્યા છીએ......આનાં કારણો ગમે તે હોય પણ આ એક હકીકત છે......મારી આ વિચારસરણીને કોઈપણ વ્યક્તિ સાથે કશું લાગતું વળગતું નથી......આથી આ વર્ષની શરૂઆતમાં, અમદાવાદ ખાતે મળેલી મહાસમિતિની બેઠકમાં, મેં એક ઠરાવ રજૂ કર્યો હતો. એ ઠરાવ સર્વાનુમતે સ્વીકારવામાં આવ્યો હતો. આ ઠરાવને એકતાનો ઠરાવ કહેવામાં આવતો હતો......તે પછી બનાવોએ વિચિત્ર રૂપો લેવા માંડ્યાં. તેમાં વ્યક્તિઓ સંડોવાયલી હતી. આ બનાવોને પરિણામે હું એવા દુઃખદ નિર્ણય પર આવ્યો કે, વર્ષ દરમ્યાનના મારા પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા છે, ને, આપણે મૂળ હતા ત્યાં ને ત્યાં જ ઊભા છીએ......આ બધાંથી મને

અત્યંત દુઃખ થયું અને એ બાબતમાં મારે શું કરવું તે સંબંધમાં, મેં અત્યંત કાળજીથી વિચાર કર્યો.

"મને લાગે છે કે મારું વલણ ખોટું હતું. એ વધારે સારું થઈ શક્યું હોત, પણ કેટલેક અંશે બીજાઓની પણ ભૂલ હતી. અને તે એવા અર્થમાં કે બીજા ઘણા આ પ્રયાસોને સફળ બનાવવાને આતુર નહોતા. તેમનામાં ઉત્સાહનો અભાવ હતો. તેમનામાં કલ્પનાનો અને એ પ્રયાસોને સમજવાની શક્તિનો અભાવ હતો. તેમણે વિરુદ્ધમાં કામ કર્યું નહોતું. પણ તેમણે એ પ્રયાસોને અગત્ય આપી નહોતી. બીજા ઘણાક એ પ્રયાસોની સફળતામાં રસ લેતા હોય એમ જણાતું હતું. છતાં, તેમણે એવાં કાર્ય કર્યાં હતાં, કે, જે પ્રયાસોની સફળતામાં સીધા અંતરાયરૂપ થઇ પડ્યા હતા. આથી મને મારી નિષ્ફળતાનું ભાન થયું. એ નિષ્ફળતા કેવળ અંગત હોત તો વાંધો નહોતો, પણ મને રાષ્ટ્રની નિષ્ફળતાનું ભાન થયું. તે ઉપરાંત, જે પરિસ્થિતિનો સામનો કરવાનો હતો, તેનું નિરાકરણ કરવાની મારી શક્તિ ઘટતી જાય છે.

"આવી અશક્તિના ભાન હેઠળ કોઇપણ માણસ સ્વસ્થતા જાળવી શકતો નથી...હું એમ જાણતો હતો, કે દેશમાં હું કેટલીક લાગવગ ધરાવું છું. મારી વડા પ્રધાનની અથવા બીજી કોઈપણ સ્થિતિ સિવાય, પણ હું જનતાની ઘણી મોટી સંખ્યા પર અસર કરી શકું એમ છું. આમ હોવાથી મારે માથે ઘણી મોટી જવાબદારી રહેલી હતી. અંગત રીતે, માણસ ગમે તેવી વિચારસરણીમાંથી છટકી જાય, પણ પ્રજાના વિશ્વાસમાંથી ઉદ્દભવેલી જવાબદારીમાંથી હું છટકી શકું એમ નથી. ને છટકી શકવાનો મારો ઈરાદો પણ નથી. પણ જ્યારે મને એમ લાગ્યું, કે જે બાબતમાં મારા પર વિશ્વાસ રાખવામાં આવ્યો હતો, અને જેને માટે મારી પર અપેક્ષા રાખવામાં આવતી હતી, તેમાં હું અશક્ત થતો જાઉં છું, ત્યારે મારે માટે એ મુશ્કેલ પ્રશ્ન થઈ પડ્યો અને તે ઉપરાંત મને લાગ્યું કે એવો પણ વખત આવે કે જ્યારે હું વધુ અથવા તો છેક જ અશક્ત બની જાઉં, ત્યારે હું કહું કે, એ સ્થિતિ મારે માટે અને દેશને માટે ખરાબ થઈ પડે. કારણ કે, વ્યક્તિ તરીકે પણ હું દેશમાં કેટલાંક બળો, લોકો અને જૂથોને સંગઠિત કરવાની અને જોડવાની કેટલીક શક્તિ ધરાવું છું. લોકો મુશ્કેલીની પરિસ્થિતિમાં મારી પાસે મદદની અપેક્ષા રાખતા હોય, તેવે વખતે હું આ પ્રમાણે ચિત્રમાંથી ધીરેધીરે અદશ્ય થતો જાઉં તે મને રુચ્યું નહિ.

"કોંગ્રેસ કારોબારી સમિતિ અને ચૂંટણીપંચમાંથી રાજીનામું આપવાના દઢ નિર્ણય પર આવ્યો ત્યાં સુધી જે જે વિચારોએ મને હચમચાવી મૂકયો હતો, તે મેં આપને જણાવ્યા છે. હવે મારું મન આ નિર્ણય લીધા પછી એકદમ સ્વચ્છ થઈ ગયું છે. છેલ્લા ઘણા મહિના દરમ્યાન શું કરું ને શું ન કરું એ સંબંધમાં મારા મનમાં અથાગ મૂંઝવણો અને સંકલ્પવિકલ્પો ઊઠતા હતા. પણ કોંગ્રેસકારોબારીમાંથી મેં રાજીનામું આપવાનો નિર્ણય કર્યો, ત્યારથી, મારા મનમાં સહેજ પણ ગૂંચવાડો રહ્યો નથી. મને જે સાચી વસ્તુ લાગી તે કરવાની એક સ્વભાવગત અને મૂલગત પ્રેરણા હતી તે મુજબ મેં કર્યું અને તેજ ક્ષણે મારા મન ઉપરથી એક ભારે બોજો હટી ગયો હોય એમ મને લાગ્યું.

"મેં એમ શા માટે કર્યું? કોઈપણ વ્યક્તિ એમ તો નહીં જ કહી શકે કે, આજે જ્યારે પાકીસ્તાન તરફથી કટોકટી અથવા તો કોંગ્રેસ અથવા તો ચૂંટણી એવી ગંભીર કટોકટી આપણને ઘેરી વળી હોય તે વખતે, મારું આવું પગલું મુશ્કેલીઓ જન્માવશે અથવા તો મારા સાથીઓ અને મિત્રોને આઘાત પહોંચાડશે, એ વસ્તુ ન સમજવા જેટલો હું મૂર્ખો નથી. મને માત્ર ખેદ એટલોજ થાય છે, કે આ પગલું મેં વહેલું, કેમ ન લીધું? કારણ કે એ પગલું જેટલું વહેલું લીધું હોત, તેટલું વહેલું આ પ્રશ્નનું નિરાકરણ આવી ગયું હોત. આ પગલું મેં અત્યારે ન લીધું હોત, તો બે ત્રણ મહિને પણ આ પગલું લેવાની મને ફરજ પડત.

"નાશિક ખાતે મહાસમિતિની બેઠક મળી, ત્યારથી અને ત્યાર પહેલાં, પણ મારા મનમાં થતું હતું, કે, દેશમાં અને કોંગ્રેસમાં ભિન્ન ભિન્ન વિચારસરણીઓનાં જૂથ બંધાઈ જાય છે. એટલા માટે કોંગ્રેસનું શું ધ્યેય છે તેનું સ્પષ્ટીકરણ કરવાનો મેં પ્રયત્ન કર્યો. ને ઠરાવો ઘડ્યા. એ ઠરાવો વિના મુશ્કેલીએ પસાર થયા અને તેમ છતાં મને લાગતું હતું કે એ ઠરાવોનો દેશમાં જેવો થવો જોઈએ તેવો અમલ થતો નથી. અને દરેક વિચારસરણી જુદી જુદી દિશામાં તણાય છે. અને લોકો એવાં કાનકોરણી કરતાં લાગતાં હતાં અને કહેતાં હતાં કે 'આ બધી જવાહરની ધૂનો છે. હમણાં બધાં એનું મન રાખો. આપણે આપણે રસ્તે જઈ શું.'"

"મેં જ્યારે આવું સાંભળ્યું ત્યારે મને ખૂબ દુઃખ થયું, હું માનું છું કે એ બધી ધૂનો આ દેશને માટે અત્યંત મહત્વનાં પરિણામ નીપજાવનારી છે.

કહેવું એક ને કરવું બીજું એના જેવું બૂરું એકે કૃત્ય નથી. મહાજન સંસ્થા માટે તો એ સારું નથી જ.

"ભૂતકાળનો આદર્શ આપણે ગૂમાવ્યો છે. મારા વિચારો બિલકુલ સ્પષ્ટ છે. કોંગ્રેસમાં આજે સહિષ્ણુતા ને ઉદારતા નથી. તત્કાલીન મહત્વની બાબતો પરત્વે ભિન્ન ભિન્ન વિચારો રજૂ કરવા, એ કમનસીબ છે.

"અમદાવાદની મહાસમિતિમાં હું એવા નિર્ણયો પર આવ્યો હતો, કે, કોંગ્રેસ કારોબારીની પુનર્રચના જરૂરી છે. આ બાબત માત્ર ચર્ચામાંજ પૂરી થઈ. ત્યારપછી પણ કોંગ્રેસ કારોબારીની પુનર્રચના મને જરૂરી લાગેલી. એમાં એક માણસને કાઢી બીજા માણસને મૂકવો એ પ્રશ્ન નહોતો, પણ મારા સહકાર્યકરોને, તેની હું ખાતરી કરાવી શકયો નહિ. એથી મને ખાતરી થઈ કે કોંગ્રેસ કારોબારીનો સભ્ય રહીને હું કશું ઉપયોગી કાર્ય કરી શકું નહિ. હું એમાંથી બહાર જાઉં એ ઇચ્છનીય છે. મારા જવાથી, તેથી જે સનસનાટી ને આઘાત પેદા થાય, તે કદાચ દેશને માટે લાભદાયી નીવડે ખરો. એથી કોંગ્રેસ, નિષ્ક્રિયતા, પક્ષાપક્ષી ને વાડાબંધીમાંથી મુક્ત થાય, તો દેશને લાભ થયો ગણાશે. મેં આ પગલું કોંગ્રેસને બળવાન બનાવવા માટે જ ભર્યું છે.

"કારોબારીમાં એક યા બીજી વ્યક્તિને દાખલ કરાવવાનો મને રસ નથી. પરન્તુ, ભારતની આમજનતા પાસે નવા દૃષ્ટિબિંદુથી જવામાં કોંગ્રેસે એક પલટો લીધો છે, એમ ભારતની આમજનતા અનુભવે તેમાં મને રસ છે. બહુમતી કે લઘુમતી સાથે કોઈપણ રીતે તડજોડ કરવામાં મને જરાય રસ નથી. એ મારો માર્ગ નથી. કોંગ્રેસ સાથેના મારા સંબંધોમાં હું કદિય જૂથોનાં રાજકારણમાં રસ લેતો નહોતો. હું કહું છું કે ખુદાની ખાતર પ્રશ્નોપર ઢાંકપિછોડો ન કરશો. આથી કોંગ્રેસે જ નક્કી કરવાનું છે, કે, તે કયે માર્ગે જવા ચાહે છે? તે શાને માટે ઊભી છે?"

જવાહરના આ નિવેદનમાં સ્પષ્ટતા છે, નિખાલસતા છે, પોતાના અંતરમાં શું છે તેનો એકરાર છે. પોતાની હૈયાની મૂંઝવણનો ખુલાસો છે. એમનો પોતાનો પ્રબળ અસંતોષ, કોંગ્રેસ જે માર્ગે જતી હતી, તે પ્રત્યે એ મને થતી અકળામણ, એ અને પોતે એમાં કશું જ કરી શકતા નથી, તેથી એમની ઉગ્ર અધીરાઈ આમાં પ્રગટ થાય છે. કોંગ્રેસ જેવી હતી, તેવીમાં તો એઓ રહી શકે જ નહિ, એ સુનિશ્ચિત હતું. જવાહરના આ નિવેદન પછી, પાર્લામેન્ટનાં કોંગ્રેસપક્ષે નેહરની નેતાગીરીમાં સંપૂર્ણ વિશ્વાસનો ઠરાવ સર્વાનુમતિએ પસાર કર્યો.

આ ઠરાવ પસાર થયો, સાંજ દેશભરમાં એક તોફાન ઊપડયું. મધ્યપ્રદેશના ગૃહખાતાના પ્રધાન શ્રી. દ્વારકાપ્રસાદ મિશ્રે જવાહર સામે જેહાદ શરૂ કરી. જવાહરે દેશને દગો દીધો છે, જવાહર કૉંગ્રેસના અને દેશના સરમુખત્યાર થવા ઇચ્છે છે, એમ કહ્યું. જવાહરની દાદાગીરી સામે બધાએ એક થવું જોઈએ અને કૉંગ્રેસમાં ફાસીવાદી વલણ નાબૂદ કરવું જોઈએ, એમ કહ્યું. જવાહર સામે ટંડનને ઉખાડી નાખવાનું કાવતરું કરવાના ખુલ્લા આક્ષેપો મૂકાયા. એમાં મધ્યપ્રદેશના વડા પ્રધાન શ્રી. રવિશંકર શુકલ પણ થોડે અંશે ભળ્યા. બન્નેએ એમ કહ્યું કે કૉંગ્રેસ ધારાસભ્ય પક્ષે, ટંડન જવાહરના વાદાવાદમાં પડવું ન જોઈએ. નેહરુમાં વિશ્વાસનો ઠરાવ તેમની મર્યાદાની બહાર હતો. શિષ્ટાચારની મર્યાદાનો ભંગ થયો હતો. મિશ્રે તો એવું પણ એક નિવેદન પ્રગટ કર્યું કે નેહરુને અંકુશમાં રાખે એવા ટંડનજી જ છે. અને તેથી જ સરદારે, ટંડનજીને પ્રમુખ તરીકે પસંદ કરેલા, એમ, સરદારે પોતે જ મિશ્રને કહ્યું હતું. રવિશંકર શુકલે જણાવ્યું કે ભલે નેહરુ મહાન હોય, પણ કૉંગ્રેસ નેહરુ કરતાં પણ વિશેષ મહાન છે, અને તેથી, આપણે નેહરુ વિના ચલાવી લેવું જોઈએ.

આમ દિવસો સુધી, નેહરુ અને ટંડનજી વચ્ચે, વાદાવાદી ચાલી. શ્રી. મશરૂવાળાએ પણ એમના 'હરિજન'માં ટંડનવિરોધી લખાણ લખેલું. દેશભરમાં જવાહર અને ટંડનજી વિષયક વાવંટોળ મચી રહ્યો.

બીજી બાજુ, જવાહરનાં પ્રધાનમંડળમાં પણ તરખાટ મચ્યો હતો. બેંગલોર ખાતેની મહાસમિતિ પછી કીડવાઈ પ્રધાનમંડળ છોડીને ગયા હતા. ચૂંટણી પાસે આવતી હોવાથી, કાયદાખાતાના પ્રધાન, શ્રી. આંબેડકરે પણ, પ્રધાનમંડળમાંથી રાજીનામું આપી, સમાજવાદી પક્ષ સાથે જોડાણ કરી, નેહરુનાં પ્રધાનમંડળ વિષે ફરિયાદનામું શરૂ કરી દીધું હતુ, અને જવાહરને ફાસીસ્ટ તરીકે ઓળખાવવા માંડ્યા હતા. શ્રી. રાજગોપાલાચારીને, શ્રી. જવાહર સરદારની ખાલી પડેલી, ગૃહપ્રધાનની જગ્યા માટે આગ્રહપૂર્વક લઈ આવ્યા હતા, તેમણે પણ નિવૃત્ત થવાની પ્રબળ ઇચ્છા દર્શાવી હતી. કાશ્મીરનો આમલો પણ તંગ બનતો જતો હતો. આમ સર્વે બાજુથી જવાહરને માટે મુસીબત અને મુસીબત જ હતી.

કૉંગ્રેસનાં આંતરિક ઝઘડાનો ઉકેલ લાવવા માટે, દિલ્હીમાં કૉંગ્રેસ મહાસમિતિની ઐતિહાસિક બેઠક મળી. અને એમાં તો બે પક્ષો વચ્ચે ખૂબ સાઠમારી થશે એવી અપેક્ષા રાખેલી. પણ એવું કશુંજ બન્યું નહિ. કારણ કે, ટંડનપક્ષે પોતાનો નિર્ણય પહેલેથી લઈ લીધો હતો. એમને લાગતું હતું, કે

જવાહરને કાઢીને ચૂંટણી જીતાય એમ હતું નહિ. એટલે ચૂંટણી જીતવાને માટે જવાહર સિવાય છૂટકો નહોતો. આથી એમણે પીછેહઠનો રસ્તો સ્વીકાર્યો, અને મહાસમિતિની બેઠકમાં, ટંડનજીએ અત્યંત ગૌરવપૂર્ણ રીતે પોતાનું રાજીનામું પેશ કર્યું. અને પોતાને જવાહર પ્રત્યે લેશમાત્ર પણ દ્વેષ, કે કડવાશ નહોતાં, એમ જણાવ્યું. જવાહરે પણ ટંડનજીનાં વખાણ કર્યાં. એમની પ્રત્યેનો પૂજ્યભાવ પ્રગટ કર્યો. અને આખરે, ટંડનજીનાં પક્ષ તરફથી જ જવાહરે પ્રમુખપદ સ્વીકારવું જોઈએ એવો ઠરાવ પેશ થયો. અને વિનાવિરોધે એ ઠરાવ મંજૂર થયો.

આમ, જવાહર જોડે, વિરોધ થવાથી, કોંગ્રેસ પ્રમુખપદનો ત્યાગ કરનાર, ટંડનજી બીજા હતા. પહેલા આચાર્ય કૃપલાણી હતા. જવાહરનું કોંગ્રેસ પર અને જનતા પર કેટલું વર્ચસ્વ હતું, એ પૂરવાર થયું. જવાહરને પોતાની પસંદગીની કારોબારી રચવાનો અને કોંગ્રેસનો સડો દૂર કરવાનો મોકો મળ્યો, છુટ્ટો હાથ મળ્યો. જવાહર આમ પાંચમી વાર કાગ્રેસના પ્રમુખ બન્યા. એટલું માન એ મહાસંસ્થાએ એમના વિના અન્ય કોઈને હજી સુધી આપ્યું નથી.

કોંગ્રેસનું પ્રમુખપદ જવાહરે સંભાળી લીધું. ચૂંટણી માટેની તૈયારીઓ કરવા માંડી. કોંગ્રેસ ઉમેદવારોની પસંદગીમાં, બહુ કડક તેમજ ઉદાર અને વિસ્તૃત ધોરણ જવાહરે અખત્યાર કર્યું. કોંગ્રેસ ઉમેદવાર તરીકે, બીન કોંગ્રેસી સારા માણસની પસંદગી થઈ શકે, એમ એમણે જણાવ્યું. અને કોંગ્રેસ ઉમેદવારોની પસંદગીમાં સ્ત્રીઓ, લઘુમતીઓ અને નવા લોહીને સારા પ્રમાણમાં પસંદગી આપવાનું કહ્યું.

લડત બહુ કપરી હતી. કોંગ્રેસ વિરોધીઓ સંગઠિત થયા હતા. આચાર્ય કૃપલાણી, પ્રકાશમ, પ્રો. રંગા, ડૉ. પ્રફુલ્લ ઘોષ જેવા વર્ષોથી સાથે કાર્ય કરનારા કોંગ્રેસનાં જ પુરાણા સાથીઓ જોડે લડવાનું હતું. બીજી બાજુથી, શ્યામપ્રસાદે 'જનસંઘ' સ્થાપી, જવાહરની કાશ્મીર નીતિ, અને પૂર્વ બંગાળના નિરાશ્રિતો પર કોંગ્રેસ વિરુદ્ધ પ્રચાર કરવા માંડ્યો હતો. નિરાશ્રિતોને, શ્રી. ચોઈથરામ ગીડવાની અને શ્યામપ્રસાદ ઉશ્કેરતા હતા. સામ્યવાદીઓ પણ સંગઠિત બની, લડાઈ લડવા સજ્જ હતા. કોંગ્રેસની સ્થિતિ ડામાડોળ હતી.

વળી, કોંગ્રેસનાં ટંડનપક્ષીઓને તાલ જોવો હતો. જવાહર પ્રમુખ તરીકે આવીને, ચૂંટણીમાં કંઈ ઉકાળતા નથી, એમ એમને બતાવવું હતું. એટલે એઓ પણ કોંગ્રેસની અંદર રહીને પોતાની ચાલબાજી રમતા હતા.

આ રીતે, જવાહરની મુશ્કેલીઓ અનેકવિધ હતી. વાતાવરણ નિરાશાજનક હતું. પણ જવાહરે દેશભરનો પ્રવાસ ખેડ્યો, ચૂંટણીમાં, કોંગ્રેસનો ધ્વજ ફરકતો

રહે એટલા માટે, એણે કન્યાકુમારીથી કાશ્મીર સરહદ પર્યન્ત ને પૂર્વ બંગાળની સરહદથી તે રજપૂતાના ને કચ્છ પર્યન્ત, દેશભરનું પર્યટણ શરૂ કર્યું. એઓ જ્યાં જતા, ત્યાં કોંગ્રેસ સામેનો વિરોધ મટી જતો. એ જ્યાં જતા, ત્યાં જાણે, લોકોના મુખ પર નિરાશામાંથી આશા, શોકમાંથી આનંદ અને હર્ષ છવાઈ જતાં. ચૂંટણી જંગમાં, જવાહરનાં ચિત્રોનો ઉપયોગ થયો. એમનું દર્શન માત્ર લોકોને કોંગ્રેસને મત આપવા પ્રેરતું, અને, એમનો એક અવાજ જ વાતાવરણને પલટી નાંખવા પૂરતો હતો. ચૂંટણી જવાહરની તસ્વીર વડે જ લડાઈ. કોંગ્રેસનાં જાહેરનામામાં, એની ચૂંટણીની અપીલમાં, જવાહરની જ તસ્વીરનો ઉપયોગ થતો.

જવાહરે એ દિવસોમાં નથી થાકની પરવા કરી, નથી ઊંઘની કાળજી રાખી, નથી ખાવાની દરકાર કરી. જાણે યંત્ર હોય તેમ જનમેદની ને સંબોધ્યાં જ કરી અને ચૂંટણીનાં તંત્રમાં બારીકાઈથી, એકેએક ઉમેદવારનું નિરીક્ષણ કર્યું અને, દરેક ઉમેદવાર વિષે, પ્રમુખને ફરિયાદ કરવાની પરવાનગી આપી, એટલું જ નહિ, પણ એ ફરિયાદો વિસ્તારથી સાંભળી. આથી કોંગ્રેસમાં જનતાને શ્રદ્ધા બેઠી. કોંગ્રેસ સિવાય બીજો કોઈ પક્ષ રાજ્ય કરી શકે એમ નથી એવી પ્રતીતિ થતાં, કોંગ્રેસની ડામાડોળ નૌકાને જવાહરે સુકાન સભાળી સ્થિર રાખી.

ચૂંટણી થઈ. અપૂર્વ ઉત્સાહ અને જાગૃતિ વચ્ચે, આજે આ પ્રાંતમાંથી, કાલે પેલા પ્રાંતમાંથી ચૂંટણીના કોંગ્રેસના વિજય સમાચાર આવતા ગયા. જ્યાં કોંગ્રેસ જીતશે એવી આશા જ નહોતી, એવા બંગાળમાંથી ને બિહારમાંથી, ઉત્તરપ્રદેશમાંથી અને પંજાબમાંથી, રાજસ્થાન ને વિંધ્યપ્રદેશમાંથી, કોંગ્રેસની ઝળકતી ફતેહના સમાચાર આવ્યા. આખો દેશ 'જવાહરલાલકી જય'ના નાદથી ગાજી ઊઠ્યો છે. જવાહરે કોંગ્રેસની ઈજ્જત સાચવી.

નવી ચૂંટણીમાં, બધા કોંગ્રેસવિરોધીઓની હાર થઈ. આચાર્ય કૃપલાણી ને આચાર્ય નરેન્દ્ર દેવ, ડૉ. પ્રફુલ્લ ઘોષ ને ડૉ. આંબેડકર, અશોક મ્હેતા ને કમળાદેવી ચટ્ટોપાધ્યાય. શ્રી. કામત ને શ્રી દ્વારકાપ્રસાદ મિશ્ર, બધાને જવાહરે જબરી શિકસ્ત આપી. અને જનતા જવાહરની છે, એવું, દુનિયા સમક્ષ પૂરવાર કરી આપી, કોંગ્રેસે ટંડનજીને સ્થાને જવાહરને પ્રમુખ તરીકે ચૂંટી એનામાં મૂકેલો ઈતિબાર એમણે સાર્થક કરી બતાવ્યો.

[ ૩૧ ]

# તાજના કાંટા

ચૂંટણીજંગમાં જવાહરે અપૂર્વ ને ઐતિહાસિક ફતેહ મેળવી. આખું ભારતવર્ષ 'જવાહરલાલજીકી જય' ના નાદોથી ગાજી ઊઠયું. ચૂંટણીએ ભારત સમક્ષ એ પુરવાર કરી બતાવ્યું કે, હિન્દને, જવાહરની વિદેશનીતિ, કાશ્મીર નીતિ, પંચવર્ષીય યોજના તથા પાકીસ્તાન પ્રત્યેની નીતિમાં પૂરેપૂરો ઇતબાર હતો.

ચૂંટણીમાં જીત્યાં પછી પ્રધાનોની પસંદગીનો બહુ વિકટ પ્રશ્ન હતો. વળી, ગવર્નરોની પણ પસંદગી કરવાની હતી. જવાહરે ખૂબ કુનેહ વાપરી, એમના જૂના પ્રધાનમંડળમાંથી, મૌલાના સાહેબ, કીડવાઈ, રાજકુમારી અમૃત કૌર, કાત્જુ, દેશમુખ જેવાને લીધા અને કેસકર તથા કરમરકર જેઓ જૂના મંત્રીમંડળમાં ઉપ-પ્રધાન હતા તેવા કેટલાકને પ્રધાન બનાવ્યા. એમાં, ઉપયોગિતા અને પ્રાંતના પ્રતિનિધિત્વ બન્નેની દષ્ટિ રાખી, બન્નેનો સુમેળ સાધ્યો. પ્રધાનોની પસંદગીમાં એમણે ઠીક દીર્ઘદષ્ટિ વાપરી અને પ્રધાનમંડળની સૂરત પલટાવી નાંખી, એમ કહીએ તો ચાલે. એમાં એમણે નવું લોહી પણ આણ્યું અને જૂનાં તત્વોને પણ રાખ્યાં. વળી, રાધાકૃષ્ણન જેવા ફિલસૂફને એમણે ઉપ-પ્રમુખપદ આપી, કૉંગ્રેસ બીન કૉંગ્રેસીઓની પણ યોગ્ય કદર કરે છે એ જવાહરે પૂરવાર કર્યું.

ગવર્નરની પસંદગીમાં, કેટલાક પ્રધાનમંડળના નિવૃત્ત થતા સભ્યો જેવા કે શ્રી પ્રકાશ વગેરેને નિયુકત કર્યા અને પટ્ટાભી જેવા જૂના કૉંગ્રેસકાર્યકર્તાઓની પણ પસંદગી કરી. આ પ્રમાણે જવાહરે ન્યાયપુરઃસર વિવેકદષ્ટિ વાપરી, બધી દષ્ટિનો વિચાર કરી, પ્રધાનમંડળ અને ગવર્નરોની પસંદગીમાં એક નવું પ્રસ્થાન કર્યું.

જવાહરને માટે જાતજાતના પ્રશ્નો ઉપસ્થિત થયા હતા. મદ્રાસમાં પ્રજાપક્ષ અને સામ્યવાદીઓએ સંયુકત મોરચો રચ્યો હતો. અને ત્યાં ચૂંટણીમાં કૉંગ્રેસની

બહુમતી નહોતી. જો મદ્રાસ જેવા પ્રાંતમાં સામ્યવાદી સરકાર રચાય તો તો મોટી આફત ઊભી થાય. એટલે ત્યાંની વિકટ પરિસ્થિતિ સંભાળી લે, એવા કોઇ પીઢપુરુષની જરૂર હતી. જવાહરે લાંબી નજર દોડાવી. આ મુશ્કેલ પરિસ્થિતિમાંથી માત્ર રાજાજી જ તારણહાર દેખાયા. અને, એમણે, આ મુસીબતમાંથી ઉગારવા રાજાજીને યાચના કરી. રાજાજી પણ પરિસ્થિતિ સમજી ગયા. અને એમણે, મદ્રાસની રાજકીય નાવના ખેવૈયા થવાનું સ્વીકાર્યું, એટલે, મદ્રાસના ગવર્નરે રાજાજીને ઉપલી ધારાસભામાં નિયુક્ત કર્યા. સામ્યવાદીઓએ એ સામે ખૂબ ઉહાપોહ કર્યો. પણ રાજાજી એ બધાને પહોંચી વળે એમ હતા. એમણે પ્રચંડ વિરોધ છતાં મદ્રાસનું તંત્ર હાથમાં લીધું.

મુંબઈમાં પણ એવીજ મુસીબત હતી. જેમને મુંબઇના વડાપ્રધાન તરીકે પસંદ કરવામાં આવનાર હતા, તે શ્રી. મોરારજી દેસાઈ ચૂંટણીમાં હારી ગયા. એથી વિકટ પરિસ્થિતિ ઊભી થઈ. જવાહરને મુંબઈનું સૂત્ર સંભાળી લે એવી કોઈ યોગ્ય વ્યક્તિ ન લાગતાં, એમણે મોરારજીભાઇને 'વિજેતા પક્ષના વિજેતા નેતા' તરીકે ઓળખાવી, મુંબઈના વડા પ્રધાન તરીકેનું સૂત્ર સંભાળવા જણાવ્યું. અને ફરી ચૂંટણી લડી લેવા કહ્યું. અને બીજીવાર મોરારજીભાઈ ચૂંટણીમાં જીત્યા.

આ રીતે જવાહરે પોતાની મુત્સદ્દીગીરીનો બરાબર પરચો લોકોને બતાવી આપ્યો. લોકોને પોતાની રાજકીય વ્યવહારકુશળતાનો પરિચય કરાવ્યો.

પ્રધાનમંડળની પસંદગી પછી તરતજ લોકસભાની બેઠક મળી. સામ્યવાદીઓનું જોર સારા પ્રમાણમાં હોવાથી એમણે સરકારને હંફાવવા બીજા વિરોધપક્ષોનો સહકાર સાધી સારો એવો પ્રયત્ન કર્યો. સરકારની નીતિ વિષે રાજેન્દ્રબાબુએ વ્યાખ્યાન કર્યું. એને અપનાવવા વિષેનો ઠરાવ રજૂ થતાં, સામ્યવાદીઓ ગર્જ્યા. એમણે સરકારને બીનલોકશાહી અને સરમુત્યારશાહી કહી, શેતાની સરકાર તરીકે ઓળખાવી. જવાહરે પોતાના વ્યાખ્યાનમાં પ્રત્યેક વિરોધપક્ષનો સંપૂર્ણ સહકાર ઇચ્છ્યો. અને જણાવ્યું કે વિરોધપક્ષ સહકારની વાતો કરે છે, પણ ખરેખર સહકાર કરતો નથી. એમણે કોંગ્રેસ લઘુમતીથી ચૂંટાઈ છે એવા સામ્યવાદીઓના આક્ષેપોનો રદિયો આપતાં જણાવ્યું કે કોંગ્રેસને ૪૮ ટકા મતો મળ્યા છે, જ્યારે સામ્યવાદીઓને સાડાચાર ટકા. સાડાચાર અને અડતાળીશમાં મોટો ફરક છે એવું સાદું ગણિત પણ સામ્યવાદીઓને આવડતું નથી, એમ કહી જવાહરે મીઠી મજાક પણ કરી. જવાહરે પ્રત્યેક પક્ષને મળેલા મતોના આંકડા રજૂ કરીને પૂરવાર કરી બતાવ્યું કે કોંગ્રેસને જ વધુમાં વધુ મતો મળ્યા છે.

ચીન અને રશીયાની પ્રગતિ વિષે વિરોધપક્ષના ઉલ્લેખનો જવાબ વાળતાં જવાહરે ત્યાં સરકારને સર્વપક્ષનો પૂરો સહકાર હતો, એ હકીકત પર ધ્યાન ખેંચ્યું હતું. જવાહરે સામ્યવાદીઓને સ્પષ્ટ પ્રશ્ન પૂછ્યો હતો કે: "જ્યારે હિન્દના ભાગલા પડ્યા, ને, હત્યાકાંડ થયો, ત્યારે તમને જનતા માટે આટલું બધું લાગે છે, છતાં તમે કેમ જનતાને મદદ કરવા ધાયા નહિ?"

જવાહરે લાગણીવિવશ વાણીમાં જણાવ્યું કે: "મારા ઘણા પુરાણા સાથીઓને આજે વિરોધપક્ષમાં મારી સામે હું બેઠેલા જોઉં છું, ત્યારે મને ઘણું દુઃખ થાય છે. જેમની જોડે ભૂતકાળમાં ખભેખભા મિલાવી મેં કામ કર્યું છે, તેમની જોડે આજે સહકાર સાધી ન શકાય એ વિચાર જ મારે માટે દુર્ગ્રાહ્ય છે."

જવાહરના આ ભાષણે વિરોધપક્ષે પાસેથી પણ તાળીઓ પડાવી હતી. જવાહરના ભાષણમાં દર્દ હતું, આગ હતી અને અંતરની વ્યથા હતી. એમના ભાષણની વિરોધ પક્ષ ઉપર ધારી અસર થઈ.

મદ્રાસમાં પ્રકાશમ અને સામ્યવાદીઓના સહકારથી આંધ્રપ્રાંતની રચના માટે પ્રચંડ આંદોલન શરૂ થયું. અને જવાહરે મુત્સદ્દીગીરી વાપરી જેમ બને તેમ જલદી આંધ્રપ્રાંત રચવા માટે ખાતરી આપી ને આંદોલનને કુશળતાથી દબાવી દીધું.

જવાહરની નવી નીતિમાં યુદ્ધ વખતથી ઘર ઘાલી બેઠેલા અને પ્રજામાં અત્યંત અળખામણા થઈ પડેલા એવા અંકુશોની ક્રમશઃ નાબૂદી હતી. એ નીતિ અનુસાર ધીમે ધીમે અંકુશો ઊઠતાં પ્રજામાં રાહતની લાગણી ફેલાઈ.

પોતાની વિદેશનીતિ વિષે સ્પષ્ટતા કરતાં જવાહરે લોકસભામાં જણાવ્યું કે: "એક વખત એવો આવશે કે જ્યારે એશિયા અને આફ્રિકાનાં રાજ્યોને એમ લાગશે, કે, સંયુક્ત રાષ્ટ્ર સંસ્થામાં જઈને બેસવાથી કશો અર્થ સરવાનો નથી." એમણે સંયુક્ત રાષ્ટ્ર સંસ્થા પોતાના ધ્યેયમાંથી ચલિત થતી જાય છે તે પ્રત્યે ખેદ વ્યક્ત કર્યો હતો. હિન્દ કોઈપણ સંજોગોમાં પોતાની તટસ્થનીતિ છોડવાનું નથી, એની એમણે અત્યંત સ્પષ્ટ શબ્દોમાં જાહેરાત કરી હતી. વિદેશનીતિ વિષે વિરોધપક્ષના નેતાઓને વારંવાર મળી તેમની સલાહ લેવામાં આવશે, તેની જાહેરાત કરી જવાહરે પોતે સરમુખત્યાર નથી તેની પ્રતીતિ કરાવી આપી હતી.

જવાહરને અકળાવી નાંખે એવો એક બનાવ વિદેશમાં બન્યો, અને તે ટ્યુનીસીયામાં ફ્રેન્ચનો જુલમ. એ સામે એશિયાના દેશોએ સંયુક્ત રાષ્ટ્રપરિષદમાં

જબરદસ્ત વાંધો ઊઠાવ્યો. પરન્તુ, સંયુક્ત રાષ્ટ્રના ગોરાપ્રદેશો ફ્રાન્સને નારાજ કરવા તૈયાર નહોતા. એઓ ટ્યુનીશીયાના પ્રશ્નની ટાળાટાળ કરતા હતા. કોરિયામાં પણ કહેવાતી ચૂંટણીમાં અમેરિકાના હામાં હા ભણનાર સીંગ મેન રી ચૂંટાઇને આવ્યો હતો. અમેરિકન સૈન્ય ઉત્તર કોરિયામાં સખત બોંબમારો કરીને ઉત્તર કોરિયા અને ચીનને શરણે લાવવા ઇચ્છતું હતું. ઇરાન, મીસર વગેરે પૂર્વના દેશોમાં, બ્રિટન ને યુરોપ જોડેના સંબંધો તંગ બનતા જતા હતા.

આ બધા બનાવો જવાહરને ખૂબ અકળાવતા હતા. એમણે સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું કે કોરિયામાં સીંગ મેન રી ની હકૂમતનો સ્વીકાર કરવો એનો અર્થ એ જ કે, સંયુક્ત રાષ્ટ્ર સંસ્થા જે સિદ્ધાંતો માટે સ્થપાઈ છે, તેનો જ ઇન્કાર કરવો એ છે. વળી, આટલાંટિક કરારને બ્હાને યુરોપીય દેશોનાં સંસ્થાનો ટકાવી રાખવા જે હિકમત થતી હતી, તે સામે પણ એમણે પોતાનો સખત અણગમો દર્શાવ્યો. આફ્રિકા ને એશિયાના પ્રદેશોએ ટ્યુનીસીયાના પ્રશ્નને ચર્ચવાનો સતત પ્રયત્ન કરવા છતાં જ્યારે એ પ્રશ્ન ચર્ચાયો નહિ, ત્યારે જવાહરનો પુણ્યપ્રકોપ પ્રજ્વળી ઊઠ્યો, ને એમણે કહ્યું: "જો સમગ્ર એશિયા ને આફ્રિકા ભેગા મળીને સલામતી સમિતિમાં પોતાનો અવાજ ન સંભળાવી શકે, કારણ કે બે ત્રણ રાષ્ટ્રો એ અવાજ સાંભળવા માગતા નથી, તો એના કરતાં તો બહેત્તર છે કે એશિયા ને આફ્રિકા સંયુક્ત રાષ્ટ્રપરિષદમાં હાજરી આપવા કરતાં પોતાના દેશમાં જ બેસી રહે. સંયુક્ત રાષ્ટ્રપરિષદ પોતાના ધ્યેયથી ચલિત થઈ છે અને યુરોપના સામ્રાજ્યવાદી દેશોને થાબડ્યાં કરે છે." જવાહર આમ યુરોપ ને અમેરિકાને સાફ સાફ વાતો સંભળાવતા હતા. હિન્દની તટસ્થવૃત્તિમાં યુરોપ અને એશિયા બન્નેને ઇતબાર હતો.

કાશ્મીરનો પ્રશ્ન પાછો મૂંઝવનારો થઈ પડ્યો હતો. કાશ્મીરનો વડો પ્રધાને, હિન્દમાં કોમવાદ વધતો જાય છે, એવો આક્ષેપ મૂકી, એ તત્વો, કાશ્મીરને હિન્દ જોડે જબરજસ્તીથી જોડવા માગે છે, એમ કહ્યું, ને કાશ્મીર સ્વતંત્ર રહે એ ઇષ્ટ છે, એવાં ચોંકાવનારાં વિધાનો કર્યાં. હિન્દ જોડેનું જોડાણ પણ તારટપાલ ખાતું, પરદેશનીતિ, અને વાહનવ્યવહાર પૂરતું જ મર્યાદિત રાખ્યું. કાશ્મીરનો ધ્વજ અલગ રાખ્યો. અબદુલ્લા જવાહરના મિત્ર એટલે જવાહરની પરિસ્થિતિ વધારે કફોડી બની. શ્યામપ્રસાદ મુકરજી, ડૉ. ખરે, મિ. કુંઝરુ વગેરેએ આ સામે આંદોલન ઊભું કર્યું.

જવાહરે એમના એક બે ભાષણોમાં, એમની સ્થિતિ શેખ અબદુલ્લાએ કફોડી કર્યાનો સ્વીકાર કર્યો. જવાહરે શેખ અબ્દુલ્લા અને કાશ્મીર વિધાનસભાના

પ્રમુખને તાબડતોબ મંત્રણા માટે દિલ્હી બોલાવ્યા. દિવસો સુધી મંત્રણાઓ ચાલી અને જવાહરે શેખ સાહેબને સમજાવ્યા. પરિણામે બન્ને વચ્ચે કરાર થયો. એ કરાર એમણે લોકસભા સમક્ષ રજૂ કરી, કાસ્મીરની સરહદની દૃષ્ટિએ વિશિષ્ટ પરિસ્થિતિ સમજાવી એમણે કરાર લોકસભા પાસે મંજૂર કરાવ્યો. જવાહરે કુનેહથી, મુત્સદ્દીગીરીથી, સમજાવટથી વિરોધીઓને જીતી લીધા. હિન્દ અને કાશ્મીર વચ્ચે ભંગાણુ પડે એમ કેટલાંક પરદેશી રાજ્યો ઇચ્છે છે, અને આપણે એ પરદેશીરાજ્યોને પ્રચાર કરવાનો અવસર મળે, એ માટે હાથા ન બનવું જોઈએ એ વાત પણ એમણે સમજાવી. આ કરારથી પરદેશીરાજ્યોનો અવળો પ્રચાર બંધ પડ્યો, અને થોડા સમય માટે જવાહરને સ્વસ્થતા પ્રાપ્ત થઈ.

જવાહર ને વિરોધપક્ષ વચ્ચે સ્ટેન્ડીંગ કમીટી વિષે જબરજસ્ત મતભેદ જન્મ્યો. જવાહરને લાગ્યું કે એ સમિતિઓ બીનજરૂરી છે, એટલે એની નાબૂદી જાહેર કરી. એથી વિરોધપક્ષે જવાહરને ફાસીવાદી કહ્યા. જવાહર એમના મૂળ સ્વભાવ પ્રમાણે ઉગ્ર બન્યા. એમણે વિરોધપક્ષનામાં બુદ્ધિ નથી, ગૌરવ નથી, સાદી સીધી વાત સમજવાની શક્તિ નથી, વગેરે વાતો કરી. વિરોધપક્ષે એજ આક્ષેપો જવાહર પર સામા મૂક્યા. આખરે, જવાહરે ખેલદિલી બતાવી વિરોધપક્ષ જોડે આ બાબત પર સમાધાન કરી નાંખ્યું.

ભાષાવાર પ્રાંત રચનાની ચર્ચા થતાં, જવાહરે એને માટે હજી સમય પાકયો નથી'એમ જણાવ્યું. અને એથી ઊભા થતા, બીજા અનેક પ્રશ્નોનો ચિતાર આપ્યો. છતાં આંધ્રપ્રાંતની રચના તાત્કાલિક થશે એવી ખાતરી પણ આપી.

લંડનમાં, કૃષ્ણ મેનન હતા. પરન્તુ, એમને એક સ્થળે બેસાડી રાખવા કરતાં, આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે એમની મુત્સદ્દીગીરીની જરૂર હતી, એટલે જવાહરે એમને સ્થાને મુંબઈના માજી વડા પ્રધાન શ્રી. ખેરની નિમણૂક કરી, શ્રી. કૃષ્ણ મેનનને મુક્ત કર્યા. શ્રી. પાણીકર, જેમણે ચીનમાં બહુ સારું કામ કર્યું હતું, તેમને મીસરમાં એલચી તરીકે મૂક્યા. કારણ કે, મધ્યપૂર્વની પરિસ્થિતિ પણ દિનપ્રતિદિન વિકટ બનતી જતી હતી. એટલે, પાણીકર જેવા જ એવી પરિસ્થિતિમાં સારી કામગીરી બજાવી શકે એમ હતું. અમેરિકામાંથી વિજયાલક્ષ્મી આવ્યાં હતાં. તેને સ્થાને કોઇ અર્થશાસ્ત્રીની જરૂર હતી, એટલે ટૅરીફબોર્ડના પ્રમુખ શ્રી. ગગનવિહારી મ્હેતાની ત્યાં નિમણૂક કરી. આ રીતે માણસોની પસંદગીમાં એઓ નિપુણ હતા, તે જવાહરે પૂરવાર કરી બતાવ્યું.

હિન્દ અને ચીન વચ્ચે શુભેચ્છા જળવાઈ રહે એટલા માટે, જવાહરે ચીનમાં હિન્દનું એક પ્રતિનિધિમંડળ મોકલ્યું. એમાં સાહિત્ય, વિજ્ઞાન,

ઇતિહાસ એમ અનેક દૃષ્ટિએ માણસોની વરણી કરી. એમાં સુંદરલાલ જેવા ઇતિહાસકાર, ફ્રેંક મોરૈઇસ જેવા પત્રકાર તથા કુમારપ્પા જેવા અર્થશાસ્ત્રી હતા.

હિન્દની પૂર્વ સરહદે આવેલા નેપાલમાં પણ આંતરવિગ્રહ શરૂ થયો.' એ પણ જવાહરને માટે માથાદુઃખણું હતું. નેપાલના વડા પ્રધાન અને કોંગ્રેસ વચ્ચે ઝઘડો હતો. જવાહરને વિનંતી કરવા છતાં, એમણે આ આંતરકલહમાં દરમ્યાનગીરી કરવાની ના પાડી. કારણ કે, એથી હિન્દ આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ભયમાં મૂકાય. આમ છતાં જવાહરે અગમચેતી વાપરી, નેપાલની સરહદ પર સૈન્ય ગોઠવી દીધું જેથી હિન્દને એના છાંટા ન ઊડે.

હિન્દની ઈશાન સરહદે આવેલી આસામની પર્વતમાળાના આદિવાસીઓ પણ સ્વતંત્ર રાજ્યની માગણી કરી, ત્રાસ વર્તાવતા હતા. પરિસ્થિતિ વધુ વણસે તે પહેલાં જવાહરે ત્યાં જઈ આદિવાસીઓને કોઈના ખોટા પ્રચારથી ન ગભરાતાં ને બેહૂદી માગણીઓ ન કરવા જણાવ્યું. અને હિન્દમાં રહીને તેમને ચાહે એટલી સ્વતંત્રતા મળશે એવી ખાતરી આપી. ત્યાંના આદિવાસીઓ પર જવાહરના વ્યક્તિત્વની એવી પ્રબળ અસર થઈ, કે, જવાહરને એ લોકોએ બધો વિરોધ વીસરી માનપત્રો આપ્યાં, એમના માનમાં ગીત અને નૃત્યો યોજ્યાં અને ખૂબ શાંતિથી જવાહર જોડે મંત્રણાઓ કરી. એ દૃષ્ટિએ વિચારતાં, જવાહરની આસામ સરહદની યાત્રા એ વિજયયાત્રા હતી.

દક્ષિણ આફ્રિકાનો વડો પ્રધાન માલન પણ હિન્દીઓને હેરાન પરેશાન કરતો હતો. એની વિરુદ્ધ દક્ષિણ આફ્રિકાના હિન્દીઓએ સત્યાગ્રહ આદર્યો. અને તેમાં દક્ષિણ આફ્રિકાના આદિવાસી હબસીઓને પણ સાથે લીધા. પરિણામે માલને ન કલ્પ્યું હોય એવું ગોરા વિરુદ્ધ આંદોલન જાગ્યું. દક્ષિણ આફ્રિકા એ 'કૉમનવેલ્થ' માં હોવા છતાં, જવાહરને દક્ષિણ આફ્રિકાના હિન્દીઓની દશા લાચાર બનીને જોયાં કરવી પડતી હતી એ બીના અત્યંત દુઃખદ હતી. દક્ષિણ આફ્રિકાનો પ્રશ્ન સલામતી સમિતિમાં છેડાયો હતો અને એ સસ્થામાં એ વિરુદ્ધ ઠરાવ પણ થયો હતો, છતાં, એ ઠરાવનો અમલ થઈ શકતો નહોતો. જવાહરે બીજા એશિયાઈ દેશોની મદદ લઈને, એ ઠરાવને અમલી બનાવવા પ્રયત્ન કર્યો, ત્યારે દક્ષિણ આફ્રિકાએ સંયુક્ત રાષ્ટ્ર સંસ્થામાથી નીકળી જવાની ધાક ધમકી આપી. આથી એ પ્રશ્ન વધુ વિકટ અને જટિલ બન્યો.

આવો મૂંઝવનારો અન્ય પ્રશ્ન લંકાનો હતો. લકામાં વસતા અનેક હિન્દીઓને નાગરિક હકો આપવામાં આવ્યા નહોતા. આથી ત્યાંની હિન્દી

કોંગ્રેસે એ હક માટે સત્યાગ્રહ આદર્યો. આથી જવાહરની પરિસ્થિતિ વિશેષ કફોડી થઈ. લંકાની સરકારને એમ થયું, કે સત્યાગ્રહીઓને હિન્દસરકારનું પીઠબળ છે. જવાહરે આમાંથી માર્ગ કાઢી, હિન્દી કૉંગ્રેસ અને લંકાની સરકાર બન્ને જોડે વાટાઘાટો કરી સમાધાન આદર્યું.

જ્યારે હિન્દ આઝાદ બન્યું, ત્યારે હિન્દે અંગ્રેજોને પોતાના સૈન્ય માટે ગુરખાઓની ભરતી કરવાની છૂટ આપી હતી. પણ આ છૂટનો અંગ્રેજોએ ગેરલાભ લીધો, અને નેપાલની સરહદ પર, હિન્દમાં એણે સૈન્ય ભરતીનું થાણું સ્થાપ્યું. અને નેપાલમાંથી ગુરખાઓને લાવી ત્યાં સૈન્ય ભરતી કરવા માંડી. આ વાતથી હિન્દ સરકાર સાવ અજાણ હતી. વિરોધપક્ષે જ્યારે આ બાબત પર જવાહરનું લક્ષ ખેંચ્યું એટલે એમણે વિના વિલંબે તપાસ કરાવી. તપાસમાં વિરોધ પક્ષની વાત સાચી ઠરતાં, જવાહરે તાબડતોબ, એ સૈન્ય ભરતીનું થાણું બંધ કરાવ્યું અને એ રીતે પોતાના વિરોધીઓની પણ સાચી વાત એઓ સાંભળે છે, તેની પ્રતીતિ કરાવી આપી.

પ્રાદેશિક કૉંગ્રેસસમિતિઓ અને સરકાર વચ્ચેનું અંતર વધતું જતું હતું. પ્રાદેશિક કૉંગ્રેસ સમિતિઓને એમ લાગતું હતું, કે ધારાસભાસભ્યો અને સરકાર ફક્ત મત મેળવવાને માટે પ્રચાર માટે જ પ્રાદેશિક સમિતિ પાસે જાય છે. અને નવા કરવેરા નાંખે, ત્યારે પ્રાદેશિક સમિતિઓને પૂછતા નથી. મહારાષ્ટ્ર, મુંબઈ અને ગુજરાતની કૉંગ્રેસસમિતિઓએ, નવા કરવેરા નાંખતી વખતે, કે સરકારની નીતિ ઘડવામાં એમની સલાહ લેવાવી જોઈએ એવો આગ્રહ કર્યો. જવાહરને આ વાત સાચી લાગી. જનતાથી કૉંગ્રેસ દૂર ને દૂર જતી હતી, એમ તો જવાહરને ક્યારનું લાગ્યા જ કરતું હતું. આથી એમણે કૉંગ્રેસ કારોબારીની ખાસ બેઠક બોલાવી આ પ્રશ્ન ચર્ચ્યો. અને પ્રાદેશિક કૉંગ્રેસ સમિતિના સભ્યો અને કૉંગ્રેસ ધારાસભાના સભ્યો વચ્ચે મેળ મળે, એવું તંત્ર રચવાનું નક્કી કર્યું. અને એમણે તંત્ર રચ્યું પણ ખરું. એમની યોજના અનુસાર, ધારાસભાના સભ્યો મત આપવાના અધિકાર વિના, પ્રાદેશિક કૉંગ્રેસસમિતિના સભ્ય બને, અને વારેવારે, બન્નેની સંયુક્ત સભા મળી, સરકારની નીતિ વિષે, વિચારોની આપલે કરે. અહીં પરિસ્થિતિને પહોંચી વળવાની જવાહરની વ્યવહારદક્ષતા દૃષ્ટિએ પડે છે.

ઇન્દોરમાં અખિલભારત કૉંગ્રેસસમિતિનું અધિવેશન ભરાયું. એનું સંચાલન જવાહરે એટલી સરસ રીતે કર્યું કે અધિકૃત ઠરાવોનો કોઇએ વિરોધજ કર્યો નહિ. જવાહરે એ સમયે ભાષણ કરતાં જણાવ્યું :

" આમ પ્રજામાં–એટલે કે ખેતરોમાં કામ કરતા કિસાનોમાં અને કારખાનામાં કામ કરતા મજૂરોમાં કૉંગ્રેસનાં ઊંડાં મૂળ છે. આપણને સત્તા એમણે આપી છે, અને એમનો વિશ્વાસ સંપાદિત કરીનેજ આપણે સત્તાને ટકાવી રાખીશું. કૉંગ્રેસની ધારાકીય અને રચનાત્મક એવી બે શાખાઓ છે, એ ભ્રમ છે. એવું છે નહિ. હોઈ શકે નહિ. અત્યારે કૉંગ્રેસનું કાર્ય એની જુદી જુદી પ્રવૃત્તિઓનું એકીકરણ કરવાનું છે. આપણી સત્તા આપણને પ્રજાની સેવામાંથી પ્રાપ્ત થઈ છે. આપણી ચૂંટણીનાં જાહેરનામાં પર આપણને મતો મળ્યા નથી. મળ્યા છે આપણી સેવા પર. પણ જો આપણે સેવાકાર્ય ચાલુ નહિ રાખીએ તો હવે લોકોનો વિશ્વાસ કે ભૂતકાળની સેવા વટાવી શકાશે નહિ......અતિશયોક્તિભર્યાં વચનો આપવાં અને એ વચનો પાળવાની શક્તિ ન હોવી તેના જેવું દુઃખદ બીજું કાંઈ નથી. કૉંગ્રેસ જેવી સંસ્થાએ તો એવા ભયભરેલ માર્ગથી દૂરદૂર ભાગવું જોઈએ. કૉંગ્રેસે તો અમલી બની શકે એવાં વચનો આપવાં જોઈએ. માત્ર વાતો કરવાથી આપણી પ્રગતિ થવાની નથી. પ્રગતિ તો સંગીન કાર્યોથી સધાય છે. આપણે તો કાર્ય કરવાને બદલે અંદરઅંદર ઝઘડીએ છીએ. એ તો સડાની નિશાની છે. એ આપણને વિનાશને માર્ગે લઈ જશે."

આમ જવાહરે કૉંગ્રેસની પ્રાદેશિક સમિતિઓ ને ધારાસભાપક્ષ વચ્ચેના ઝઘડાઓનો ગર્ભિત ઉલ્લેખ કર્યો. અને વિનાવિરોધે ઠરાવો કરાવી એક નવો શિરસ્તો શરૂ કર્યો. આ વખતે, એમનામાં ઉગ્રતા નહિ પણ નરમાશ હતી. ગુસ્સો નહિ પણ સમજાવટ હતી. જવાહરે જાણે પોતાનો સ્વભાવ બદલ્યો હોય, એમ સર્વેને લાગ્યું. કાંચન અનુભવના અગ્નિમાં તવાઈ શુદ્ધ થતું હતું.

[ ૩૨ ]

# ભમતા રામ

ચૂંટણી પૂરી થતાં, જવાહર, પ્રથમ તકે આમજનતાનો પ્રત્યક્ષ સંપર્ક સાધવા, જનતાની વચ્ચે જઇને જનતાનાં સુખદુઃખ જાણવા નીકળી પડે છે. એઓ દિલ્હીથી ઇંદોર મહાસભાસમિતિના અધિવેશનમાં જાય છે. ઇન્દોરનું અધિવેશન ઐતિહાસિક હતું. કારણ કે, એમાં મતભેદ તીવ્રતા ધારણ કરશે, એમાં ભંગાણ પડશે, એમાં કાગારોળ થશે, એમ ઘણા અવળવાણી ભાખતા હતા. પણ બધા ખોટા પડ્યા. કોંગ્રેસનો ધારાસભા પક્ષ અને કોંગ્રેસની વચ્ચે ગજગ્રાહ થશે એમ માનનારા ભોંઠા પડ્યા. કોંગ્રેસનાં બંધારણમાં સૂચવેલા બધા ઠરાવો શાંતિથી અને આસાનીથી પસાર થયા.

રાજ્યપ્રમુખોનું સાલિયાણું અને સનદી નોકરોના પગાર જેવી ઉગ્રમતભેદની બાબતમાં પણ ગરમાગરમ ચર્ચા થઈ નહિ. જવાહરે કુનેહથી અને મુત્સદ્દીગીરીથી કામ લીધું તેનું જ એ પરિણામ હતું. એઓ ઉદારતાથી યોગ્ય સુધારાઓનો સ્વીકાર કરતા, તેથી વિખવાદ, વિસંવાદ, કડવાશ ને બદલે મીઠાશ, સંપ, ને એકતા જણાયાં. કોંગ્રેસનાં બંધારણમાંની ત્રીશ જેટલી કલમોમાંથી ૧૬ જેટલી કલમોમાં અગત્યના સુધારા સૂચવાયા હોવા છતાં, એ ત્રણ કલાક જેટલા ટૂંકા ગાળામાં પતી ગયું, એ સભાસંચાલનની એમની કુશળતા પૂરવાર કરે છે.

અધિવેશન પછી જવાહરે ઇન્દોરની શિવાજી હાઈસ્કુલમાં ભાષણ આપતાં, કેટલીક સ્પષ્ટ વાત વિદ્યાર્થીઓને સંભળાવતાં જણાવ્યું હતું કે: "સૂત્રો ઉચ્ચારવાથી કે બૂમબરાડા પાડવાથી જગતના પ્રશ્નો હલ થવાના નથી. તમારામાં આજકાલ સાચી જ્ઞાન પ્રાપ્તિને બદલે ફક્ત પદવીઓનો મોહ ઘર કરી બેઠો છે, એ કમનસીબી છે. યુનિવર્સિટીએ યોગ્ય રીતે ભલામણ કરી છે કે પદવી જોઈને નહિ પણ લાયકાત જોઈનેજ નોકરીઓ અપાવી જોઈએ...... યુરોપ આગળ

વધ્યો અને એશિયા પાછળ રહ્યો કારણ કે યુરોપમાં કાર્ય અને પ્રગતિ કરવાની બુદ્ધિ બન્ને છે. તેથી તેઓ ધનવાન ને બળવાન બન્ને બન્યાં છે."

જવાહર ઇન્દોરથી ઉજ્જૈન ગયા. ત્યાં વિરાટ જનતાના પ્રત્યેક વર્ગે, લાખોની સંખ્યામાં પોતાના લાડીલા દેશનેતાને વધાવ્યા. ઉજ્જૈનની વિરાટ સભામાં જવાહરે જનતાને દેશના નવવિધાનના કાર્યમાં સક્રિય રસ લેવાનો અનુરોધ કર્યો હતો, અને દેશના કટોકટીના સમયમાં સંગઠિત રહેવાને કહ્યું હતું. એમણે દેશની આર્થિક સ્થિતિ સુધરે ને પ્રત્યેકને જીવનની પૂરી તક મળી રહે એવી પરિસ્થિતિ નિર્માણ કરવા જણાવ્યું હતું. પંચવર્ષીય યોજનાની નહેર યોજનાથી, અનાજ, વીજળી ઉત્પાદન ને કારખાનાં એ સર્વદ્વારા આર્થિક પ્રશ્નોનો ઉકેલ આવશે એમ કહ્યું હતું.

ઉજ્જૈનથી જવાહર માંડવગઢના સુપ્રસિદ્ધ ઐતિહાસિક સ્થળમાં ગયા. ત્યાં ખંડિયેર અવસ્થામાં સુંદર મહેલો છે, અને કનૌજ સામ્રાજ્યના નયનમનોહર અવશેષો છે. ત્યાં રાણી રૂપમતીનો મહેલ જોઈ એ ઇતિહાસકાર જવાહર અતીતમાં પહોંચી ગયા. અને એમણે એમની દૃષ્ટિ સમક્ષ એ આખો ઇતિહાસ ચિત્રપટની જેમ મનઃચક્ષુની આગળ ભજવાતો જોયો. ત્યાં ભીલસુંદરીઓનાં લોકનૃત્યોમાં અંગમરોડ, તાલબદ્ધતા, સંગીત અને નૃત્યનું સુભગ સંમેલન જોઈ એમના ભીતરમાં રહેલો કલાકાર આનંદ પામ્યો.

મધ્યભારતથી દિલ્હી આવી જવાહરે અખબારી તંત્રીપરિષદનું ઉદ્‌ઘાટન કર્યું. એમણે અખબારનવેશોને વિચારની અભિવ્યક્તિને ન દબાવવાનો ને સાથે સાથે વિચારની અભિવ્યક્તિના સ્વાતંત્ર્યનો દુરુપયોગ ન થાય તે સામે લાલબત્તી ધરી અને અખબારી સ્વાતંત્ર્યનાં ઓઠાં હેઠળ હિંસાનો કે ધિક્કારનો પ્રચાર કરી શકાય કે કેમ એનો સીધો પ્રશ્ન પૂછ્યો હતો. અખબારોનાં સાધન દ્વારા ધનિક ગમે તેવો પ્રચાર કરી શકે, એ દુઃખદ સ્થિતિ તરફ એમણે લક્ષ ખેંચ્યું હતું. અને અખબારી આઝાદી ઘણીવાર તંત્રીની નહિ, પણ તંત્રીની વિચારસરણીને ખરીદનાર માલિકની જ હોય છે, એથી અખબારના ધંધાને ખતરામાં મૂકનાર સરકાર નહિ પણ ધનિકો જ છે એ વાત એમણે સમજાવી.

થોડો સમય દિલ્હીમાં ગાળી, જવાહર હૈદરાબાદ જવા ઉપડ્યા. ચૂંટણી પછી પ્રત્યેક રાજ્યમાં જઈ જનસંપર્ક સાધવાના એમના ઇરાદાના પરિપાકરૂપે આ પ્રવાસ હતો. હૈદરાબાદના વહીવટી, કોંગ્રેસના આંતરિક, એમ અનેક પ્રશ્નો હતા, અને જવાહર એ પ્રશ્નોથી વાકેફગાર થવા ત્યાં જતા હતા. એમણે ત્યાં

અનેક ગેરસમજૂતીઓ દૂર કરી. હૈદરાબાદમાં પોલીસપગલું શા માટે લેવાયું તે જણાવ્યું. ઓસ્માનીયા યુનિવર્સિટી મધ્યસ્થ સરકાર ક્યા હેતુથી લેતી હતી, તે સ્પષ્ટ કર્યું. લઘુમતીકોમો જે ધાક ખાઈ ગઈ હતી, તેની સુરક્ષિતાની બાંયધરી આપી. અને, અખબારી પરિષદો, જાહેરસભાઓ અને માનપત્રોના ઉત્તરમાં પોતાને જે સ્પષ્ટતા કરવાની હતી તે કરી.

ઓસ્માનીયા યુનિવર્સિટીને દક્ષિણની હિન્દી વિદ્યાપીઠ બનાવવાના હેતુથી જ સરકાર લેતી હતી, અને હૈદરાબાદ દક્ષિણ હિન્દના પ્રતિનિધિ જેવું શહેર હતું, અને તેથી ત્યાંની વિદ્યાપીઠ દક્ષિણ પર પોતાની અસર આસાનીથી ફેલાવી શકે, એથી મધ્યસ્થ સરકાર એને લેવા માગતી હતી. એમાં હૈદરાબાદને કશું નુકસાન થવાનું નથી. ઉલટું ઓસ્માનીયા વિદ્યાપીઠનું ધોરણ ઊંચું આવશે ને નાણાંકીય સહાય્ય મળશે. વળી, હૈદરાબાદના ભાગલા પાડવાની એઓ વિરુદ્ધ હતા, એની પણ જવાહરે જાહેરાત કરી પ્રજાને શાંત કરી. રાજપ્રમુખ લાંબો કાળ ટકી શકે નહિ એની પણ જાહેરાત કરી અને એ વિષે ઉહાપોહ ન કરવા પ્રજાને વિનંતી કરી.

હૈદરાબાદથી જવાહર મદ્રાસના રાયલસીમાના તેમજ માઇસોર રાજ્યના દુષ્કાળપીડિત વિસ્તારોમાં ગયા, અને ચાર દિવસમાં હજાર માઈલ ખૂંદી વળ્યા, અને દુષ્કાળગ્રસ્ત લોકોનાં આંસુ લૂછ્યાં.

જવાહરની આ દુષ્કાળગ્રસ્ત વિસ્તારોની છાપ ચિરસ્મરણીય હતી. કારણ કે જવાહર જ્યાં જ્યાં ગયા ત્યાં વરસાદ પડ્યો. એટલે એમનું આગમન તો ઇન્દ્રદેવસમું થઈ પડયું. જ્યાં એક બુંદ પણ વરસાદ પડ્યો નહોતો, ત્યાં પાંચપાંચ ઈંચ વરસાદ પડ્યો. રાયલસીમામાં તો બાર ઈંચ જેટલો વરસાદ પડ્યો.

જવાહર તો જનતાના લાડીલા હતા, અને તેથી એઓ પ્રથમ મહત્વ જનતાને આપતા હતા. તાડપત્રી સ્ટેશને એમના સ્વાગત માટે મોટો મંડપ રચાયો હતો. ગિરદી બેસુમાર હતી. જવાહર મંડપમાં જાય તો, થોડા અમલદારો ને કોંગ્રેસી કાર્યકર્તા સિવાય કોઈ એમને જોઈ શકે એમ હતું નહિ. એટલે જવાહર ટ્રેનમાંથી સીધા સ્ટેટ ટ્રાન્સપોર્ટ બસના છાપરા પર ચઢી ગયા, કે જેથી આમજનતા એમને જોઈ શકે. જવાહરની વ્યક્તિવિશેષતા આવા પ્રસંગોમાં જણાઈ આવતી હતી. એમણે લોકોને સ્વાવલંબી થવાને સમજાવ્યું. અને સરકાર એમને માટે બધું જ કરી છૂટવાની હતી, છતાં, સરકાર પર જ નજર રાખી હાથ જોડીને બેસી રહેવાની પરાવલંબી વૃત્તિને એમણે વખોડી કાઢી હતી.

જવાહરે આ પ્રવાસમાં કારમા ને ભીષણ દૃશ્યો પણ જોયા રસ્તામા ઢોરોના મે કડોની સખ્યામા રખડતા શમો જોયાં. જ્યા સરકાર અન્નક્ષેત્ર ચલાવતી હતી, ત્યા એમણે જાતે અન્ન ચાખી જોયુ, અને એથી સતોષ વ્યક્ત કર્યો અને સરકાર લોકોને ભૂખે મરવા નહિ દે તેની બાયધરી આપી

જવાહરનો આ ઉડતો પ્રવાસ એમની કડવીમીઠી વાણી, એમણે આપેલા આશ્વાસનો, વગેરે માટે જાણીતો બન્યો જવાહર, ધણીનાર, એમના રક્ષણ માટે રાખેલી પોલીસની પરવા કર્યા વિના, સભાઓમા ગમે ત્યાં ઘૂસી જઈબાળકોને રમાડવા મંડી જતા, પોતાનુ ફૂલ બાળકોને આપતા અને કાર્યક્રમમા ન હોય છતા, ટોળામા જઈ અચાનક ભાષણ આપવા મડી જતા અને એથી એમના સ્વાગતની સરકારી યોજનાઓમા એઓ ઊથલ પાથલ કરી મૂકતા મદનપલ્લી, ધર્મવરમ ને પીનેરમા વાંસની હદ ટોળાને દૂર રાખવા બાંધી હતી પણ જવાહરેજ લોકોને અદર આવવા જણાવી બધી વ્યવસ્થા ફેરવી નાખી મદનપલ્લીમા જાહેરસભા યોજી હતી, પણ એ કલાવિદ્ તો આવ્યા એવા વરદરાજના મદિરનુ શિલ્પ ને મૂર્તિવિધાન જોવા ઉપડી ગયા અમલદારોએ એ કાર્યક્રમ રાખ્યો જ નહોતો, પણ જવાહરે તો ત્યા જઈ, બધાને મૂઝવી નાખ્યા એ રીતે, જવાહરે સમગ્રપ્રવાસ પોતાની રીતેજ માણ્યો

જવાહરે દક્ષિણના પ્રવાસમા પત્રકારોને ખાસ આમત્રણ આપી બોલાવ્યા હતા, અને કહ્યુ કે કુદરતી સૌંદર્યના આનદના ભાગીદાર થવા એઓ એમને બોલાવતા હતા દક્ષિણનુ પ્રાકૃતિક સૌંદર્ય વર્ણવતા એમણે કહ્યુ "ઉત્તરમા જઈએ તો, ઊંચા ઊંચા પહાડો ને હિમાચ્છાદિત શિખરોની શોભા જોવાની મળે પણ જેમ નીચે આવતા જઈએ તેમ દૃશ્યો બદલાય છે ન ઊંચા ઊંચા પહાડો જોવાના મળે, કે સપાટ માઠનો વિસ્તરતા મેદાનો જોવાના મળે, પણ નાની નાની ટેકરીઓથી ખચિત ઊંચા ઊંચા ચઢાવવાળી ધરતીના દર્શન થાય છે. . દક્ષિણના જે વિરાટ દૃશ્યો અને પ્રકૃતિ જોવા મળે છે, તેમાં ઊંચા નીચા ચઢાણવાળી ધરતી જ નથી, પણ અસાધારણ ટેકરીઓ પણ છે દક્ષિણનુ હૃદયગ્રાહ્ય દૃશ્ય તે ટેકરીઓના ભાતભાતના રગો છે પ્રદેશે પ્રદેશે અને અતરે અતરે ટેકરીઓ જાણે રગ બદલતી હોય એવુ લાગે ક્યારેક ભૂરી લાગે, તો ક્યારેક વળી જાબુડા રગની લાગે આ બધા કુમાશભર્યા રગો એટલા ચિત્તાકર્ષક છે કે બસ જોયાજ કરીએ આ એવો પ્રદેશ છે કે જ્યા ભૂતકાળમા ઉચ્ચ સસ્કૃતિ જન્મ પામી હતી " અહીં જવાહરનો પ્રકૃતિ પ્રેમ તેમજ ઇતિહાસપ્રેમ દૃષ્ટિએ પડે છે જવાહરનો પ્રવાસ એટલે રાજકીય પુરુષનો, ઇતિહાસવિદનો, પ્રકૃતિ-રસિકનો પ્રવાસ છે

મદ્રાસમાં આવી જવાહરે કેટલાક પ્રશ્નોની ચર્ચા કરી. ઉદ્યોગીકરણનો પ્રશ્ન ચર્ચતાં એમણે જણાવ્યું કે, એ પ્રશ્ન મૂળમાંથી જ છણાવો જોઈએ. આર્થિક માળખા અંગે મુખ્ય અવરોધો દૂર કરીને, આપણે ભાવિ પ્રગતિના મજબૂત પાયાનું નિર્માણ કરી શકીએ. રાષ્ટ્રીયકરણ થવાથી ઉત્પાદન વધવું જોઈએ ને નવા પ્રશ્નો ઊભા ન થવા જોઈએ એમ એમણે જણાવ્યું હતું. નાના ઉદ્યોગો ને ગ્રામોદ્યોગ જ બેકારીનો પ્રશ્ન ઉકેલવા સહાયભૂત થઈ શકે એમ એમણે જણાવ્યું હતું. હિન્દીભાષા દ્વારા ઉત્તર હિન્દ દક્ષિણ હિન્દ પર આક્રમણ કરે છે એ પ્રશ્નના ઉત્તરમાં જવાહરે કહ્યું હતું કે દિલ્હીમાં કોઈ આવે અને સરકારી અમલદારોમાં દક્ષિણ હિન્દવાસીઓની બહુમતી જુએ તેને આ ઉહાપોહ ખોટો છે તેની ખાતરી થશે. જવાહરે મદ્રાસનું તંત્ર સુવ્યવસ્થિત રીતે ચલાવવા માટે રાજાજીને ભાવભરી અંજલિ આપી.

આવી રીતે પ્રેમથી દક્ષિણ હિન્દને જીતી, જવાહર દિલ્હી આવ્યા, ને એમણે કોંગ્રેસની કારોબારીનાં નામો જાહેર કર્યાં. એમાં એમણે જાણીતા ગાંધીવાદી અર્થશાસ્ત્રી શ્રીમન્નારાયણ અગ્રવાલને મંત્રી તરીકે પસંદ કરી, પોતાની રાજકીય કુનેહ દર્શાવી. મુંબઈના વડા પ્રધાન શ્રી. મોરારજી દેસાઈને પસંદ કરી એમણે એમની યશસ્વી કામગીરીની કદર કરી, એમને ખજાનચી બનાવ્યા. સરદાર પછી કોઈપણ ગુજરાતીએ જવાહરના હૃદયમાં માનભર્યું સ્થાન લીધું હોય તો તે મોરારજીભાઇએ. એમને જવાહરે ચૂંટણી બોર્ડમાં પણ નીમ્યા. એમની પસંદગી કરી એમની દારૂબંધી વગેરે ચર્ચાસ્પદ નીતિને જવાહરે સંપૂર્ણ ટેકો પરોક્ષ રીતે આપ્યો.

પશ્ચિમ બંગાળાનો પ્રશ્ન મૂંઝવતો હતો. પૂર્વપાકીસ્તાનમાંથી નિરાશ્રિતોનાં ટોળેટોળાં પશ્ચિમ બંગાળમાં આવતાં હતાં, અને પુનર્વસવાટના પ્રશ્નને વિશેષ વિકટ બનાવતા હતા. ચાર મહિનામાં અઢી લાખ માણસો આવ્યાં હતાં. પ્રશ્ન એવો વિકટ હતો, કે, બંગાળાના વડા પ્રધાને જવાહરને મદદે બોલાવ્યા ને જવાહર વહારે ધાયા. બંગાળાથી હિજરતીઓનો ભાર ઉપાડાતો નહોતો. જવાહરે આવતાં વેંત જ સર્વે રાજકીયપક્ષો જોડે મંત્રણા કરી, અને રાજકીય પક્ષોને તથા નેતાઓને પાકીસ્તાન વિષે બેજવાબદાર નિવેદનો કરી પૂર્વ બંગાળામાં હિન્દુઓની સ્થિતિ વિકટ ન બનાવવા વિનંતી કરી. જવાહરે ડૉ. મુખરજી, ડૉ. મેઘનાદ શાહ, શ્રી. જ્યોતિ બસુ વગેરેનો સહકાર સાધી યોજનાઓ ઘડી, ને હિજરતીઓના પ્રશ્નનો સર્વાંગી અભ્યાસ કર્યો ને ભારે દિલે કલકત્તા છોડયું.

કલકત્તેથી જવાહર આસામ ને મણિપુરના પ્રવાસે ગયા. આ બે પ્રદેશો ભારતની પૂર્વસીમા છે. ઉત્તરે તિબેટ અને પૂર્વમાં બ્રહ્મદેશ છે. તેથી એ પ્રદેશોનું

મહત્વ વિશેષ છે. આસામમાં અનેક આદિવાસીઓ હોવાથી અને પાદરીઓ હિન્દવિરુદ્ધ એમને ઉશ્કેરતા હોવાથી, તથા પાદરીઓની ઉશ્કેરણીથી એમણે સ્વતંત્રતાની માગણી કરી, તેથી જવાહર એમને સમજાવવા ત્યાં ગયા.

આસામમાં અમલદારો, કોંગ્રેસીઓ તેમજ આદિવાસી પ્રજાએ પણ જવાહરનું શાનદાર સ્વાગત કર્યું. દૂરદૂરને ગામડેથી આદિવાસીઓ રંગીબેરંગી વસ્ત્રો પહેરીને પોતાનાં સ્વજનોને લઈને સ્વાગતસમારંભમાં આવ્યા હતા. અને જવાહરને માટે બકરાં, જોડા, કપડાં, તમાકુના પાઈપો, ધનુષબાણ, ખંજર, ભાલા એમ જાતજાતની વસ્તુઓ ભેટ તરીકે લાવ્યા હતા. એક જણે તો જવાહરને હિમાલયનું રીંછ ભેટ આપ્યું. જવાહરે એમના એ પ્રેમના પ્રત્યુત્તર તરીકે સૂતર અને વાસણો એમને ભેટ આપ્યાં હતાં.

જવાહરે ત્યાંના આદિવાસીઓને જણાવ્યું કે તેઓ ભારતનાં એક અંગ છે અને તેથી ભારતની પ્રજાને જે અધિકારો છે, તે અધિકારો તેમને પણ છે. વળી, આદિવાસીઓની સર્વદેશીય પ્રગતિ માટે સરકાર પગલાં ભરશે એવી ખાતરી આપી હતી. વળી, જવાહરે કહ્યું હતું કે હિન્દ સરકાર એમની ઇચ્છા વિરુદ્ધ એમની પર કોઈ પણ જાતનો બોજો લાદવા માગતી નથી. આદિવાસીઓની સંસ્કારિતા અને સંસ્કૃતિ જળવાય એ રીતે જ એને સહાય્ય કરવા સરકાર તૈયાર રહેશે. જવાહરે એમને વિશેષમાં કહ્યું હતું કે, ડુંગરાઓની પ્રજાના અરમાન, સંસ્કૃતિ, આશા, એમનો થોડો પ્રદેશ પાકીસ્તાનમાં જવાથી ખોરવાયલું અર્થતંત્ર, એ બધાથી પોતે સુપરિચિત છે. અને એમની મુશ્કેલીઓને આસાન બનાવવી એ એમની નેમ છે. ભારત સરકાર એમને જરા પણ દુઃખ થાય એવું કશું કરનાર નથી.

જવાહરે આસામની વનશ્રી તથા પાર્વત્ય શોભા વિષે જણાવ્યું હતું કે: "હું તો ડુંગરનો બાળ છું એટલે વનશ્રી ને પર્વતોની હારમાળા મને ખૂબ ગમે છે. ઝરણાંનો મંજુલ રવ મને સ્વપ્નભૂમિમાં લઈ જાય છે. આસામની સુંદરતા હિન્દભરમાં અનોખી જ છે. અહીંના બાળકો પાસે હું તો નિસર્ગપ્રેમ શીખવા આવું છું."

જવાહર આસામમાં પાંચથી ૭ હજાર ફીટની ઊંચાઇએ આવેલા પહાડી પ્રદેશોમાં જ ફરતા હતા. દરેક સ્થળે પહાડીઓ તરફથી પીંછાં, બરુની ટોપલીઓ વગેરે જવાહરને બક્ષિસ તરીકે મળતાં.

નાગા પર્વતના વાસીઓએ જવાહરની સમક્ષ આઝાદીની માગણી પેશ કરી. એના ઉત્તરમાં જવાહરે જણાવ્યું કે: "ખોબા જેટલી પ્રજા આઝાદીની

માગણી શી રીતે કરે એજ મને તો સમજાતું નથી. આસામની ઇશાન સરહદ એ તો એશિયાનું પ્રવેશદ્વાર છે. એથી આદિવાસી પ્રજાએ ઘણું સાવધાન રહેવાનું છે. હિન્દ સરકાર નાગાઓને પ્રાંતીય સ્વરાજ્ય આપવા બંધાય છે, પણ સંપૂર્ણ સ્વાતંત્ર્ય તો અક્કલ વિનાની વાતો છે. આ યુગ સહકારનો યુગ છે, અલગપણાનો નહિ. માટે તમને ભરમાવનારને તમે સાફ સાફ સંભળાવજો કે અમારો ને હિન્દનો સંબંધ દૃઢ છે, અને એમાં પારકાએ માથું મારવાની જરૂર નથી."

આસામથી જવાહર મણિપુર ગયા. ત્યાં પણ આદિવાસીઓએ એમનું ભવ્ય સ્વાગત કર્યું. એમને બેરો આપી. બદલામાં જવાહરે એમને મીઠાંની ગૂણો, કાપડ, સાબુ અને દીવાસળીની પેટીઓ આપી. આદિવાસીઓએ જવાહર માટે ખાસ નૃત્ય યોજ્યું હતું. એમાં 'જવાહર ચાચા' ને 'બાપુ ગાંધી' નો ઉલ્લેખ આવ્યો હતો. જવાહરે આદિવાસીઓને ખાતરી આપી કે, સરકાર એમના રીતરિવાજ અને જીવનપ્રણાલિની આડે નહિ આવે એવું શિક્ષણ એમને આપવાનો પ્રબંધ કરશે.

આ રીતે, આસામની તોફાની પ્રજાને પોતાની પાંખમાં લઈ, તેમની જોડે પ્રત્યક્ષ સંપર્ક સાધી એમને પોતાના બનાવવા માટે જવાહરે પાર્વત્યપ્રદેશનો પ્રવાસ ખેડ્યો. આસામની સરહદ રાજકીય દૃષ્ટિએ ખૂબ જ મહત્વની છે. એકબાજુ જગતનું છાપરું તિબેટ છે અને બીજી તરફ બ્રહ્મદેશ છે, એટલે એ પ્રજાને રાજી રાખવાની જરૂરિયાત હતી.

જવાહરે આસામનો પ્રવાસ ખૂબ વિસ્તારથી કર્યો. શિલોંગ, ચેરાપૂંજી, તેજપુર, દીબ્રુગઢ, ચારદૌરા, મણિપુર, ઇમ્ફાલ વગેરે સ્થળોમાં ફરી આમજનતાનો પ્રત્યક્ષ સંપર્ક સાધ્યો અને એમનાં મન જીતી લીધાં.

આસામથી શુભેચ્છાનો મંગળ સંદેશ લઇને જવાહર પુનઃ દિલ્હી આવે છે. આવીને તરત એમણે 'બાળવીર શિક્ષણ પરિષદ'નું ઉદ્દઘાટન કર્યું. અને બાળવીરોને ઊંચનીચના ભેદ મિટાવીને, વિશ્વબંધુત્વ, સેવા ને સદભાવની ભાવનાને વિસ્તારવા સમજાવ્યું.

દિલ્હીમાં થોડો સમય ગાળી, પાછા જવાહર નાગપુર ઉપડ્યા. મધ્યપ્રદેશની સાગર વિદ્યાપીઠ એમને 'ડૉક્ટર ઓફ લેટર્સ'ની પદવી એનાયત કરવાની હતી. એ સાથે બીજાં કેટલાંય કામો હતાં, એટલે જવાહરે એ પ્રવાસ ખેડ્યો.

સાગર વિદ્યાપીઠે જવાહરના પદવીદાન માટે એક વિશિષ્ટ સમારંભ યોજ્યો હતો. એમાં બે હજાર જેટલા આમંત્રિત ગૃહસ્થો હતા. 'જવાહર ને વિદ્યાપીઠની

કારોબારીના સભ્યો સરઘસ આકારે પદવીદાનને સ્થળે ગયા. અને પછી જવાહરને મધ્યપ્રદેશના વડા પ્રધાન શ્રી. રવિશંકર શુક્લે પદવી એનાયત કરી. એ સમયે જવાહરે ભાષણ આપતાં જણાવ્યું કે : " વર્તમાન ક્ષણે સર્જનાત્મક માનસવાળા તરુણોની ઘણી જરૂર છે. એવા તરુણોના ઘડતર માટે વિદ્યાપીઠે અનુકૂળ વાતાવરણ ઘડવું જોઇએ......ભૂતકાળમાં આપણે મહાન નરનારીઓ સર્જ્યાં હતાં. હમણાં તો આપણે ભૂતકાળના વારસાપરજ જીવીએ છીએ. ભૂતકાળનો વારસો અઢળક છે, છતાં એ વારસાપર જ જીવવું એ સૌથી ભયંકર છે. પ્રજા માનસિક અને શારીરિક ચૈતન્યથી આગળ વધે છે. તેથી જ હું ચારિત્ર્યશીલ અને શક્તિશાળી તરુણપેઢીને વાંછી રહ્યો છું ......આપણી સંસ્કૃતિ હમેશાં પ્રગતિશીલ રહી છે, અને વિવિધ સંસ્કૃતિ જોડે સુમેળ સાધતી રહે છે......આજે આપણે ફક્ત આજનો જ નહિ પણ આવતીકાલનો પણ વિચાર કરવાનો છે, એટલે માત્ર ભૂતકાળની મહત્તાનાં ગાણાં ગાયે કશું વળવાનું નથી."

આ ભાષણ જવાહરની ભવિષ્ય તરફ મીટ માંડીને વર્તમાનમાં જીવવાની નીતિને સ્પષ્ટપણે સમજાવે છે. અને તેથીજ હિન્દ પોતાનું આંતરરાષ્ટ્રીય મહત્વ ટકાવી શકે છે અને વધાર્યે જાય છે.

સાગરથી જવાહર નાગપુર આવ્યા, ને ત્યાં કસ્તુરચંદ પાર્કમાં એક વિરાટ-સભામાં ભાષણ આપતાં એમણે પાકીસ્તાન લઘુમતીને રંજાડે છે, તેથી પાકીસ્તાન જોડે યુદ્ધની વાતો કરનારાઓને જણાવ્યું કે : " ઠરેલ વિચારસરણીવાળો દેશ એવી અવળચંડી વિચારસરણી ધરાવી શકે જ નહિ. પાકીસ્તાન જોડે લડાઈ કરવી એ હૈદરાબાદના પોલીસ પગલાં જેવું આસાન કામ નથી. એ લડાઈ તો લાંબી ચાલે ને દેશની ખાનાખરાબી કરી નાંખે. પાકીસ્તાનની આમજનતા તો શાંતિ જ ચાહે છે એ વિષે મને શક નથી. હા, આપણા દેશનું અપમાન આપણે હરગિજ સહન નહિ કરીએ."

બીજે દિવસે હરિજનધારાસભ્યો ને કાર્યકર્તાઓની આઝાદી પછીની પહેલી પરિષદનું જવાહરે ઉદ્દ્ઘાટન કર્યું. તે વખતે જવાહરે જણાવ્યું કે : "હરિજનોએ સાંકડી મનોવૃત્તિમાંથી બહાર નીકળી બેકારી, ગરીબી વગેરે મીટાવવાની દૃષ્ટિએ વિચાર કરી રચનાત્મક દૃષ્ટિ રાખવી જોઈએ. હરિજન ઉદ્ધાર તો ગાંધીજીનો મહત્વનો રચનાત્મક કાર્યક્રમ હતો. એ વખતે આપણી નેમ સ્વરાજ લેવાની હતી. હવે, આપણી નેમ આર્થિક ને સામાજિક ઉન્નતિની હોવી જોઈએ. એ કાર્યસિદ્ધિ માત્ર સૂત્રો ઉચ્ચારવાથી થવાની નથી કે સરકારની

ત્રીજો પક્ષ પૂર્વપાકીસ્તાનમાંથી લઘુમતી કોમની ચાલુ હિજરતને પરિણામે બંગાળની ભૂમિ પર વધતા જતા ભારનો હતો. જવાહરે તરતજ, પશ્ચિમ બંગાળના પ્રધાનોને બોલાવી એક યોજના તૈયાર કરી.

નવેંબરની ૧૪ મી તારીખે જવાહરને ૬૩ મું વર્ષ બેઠું. એમાં દેશ વિદેશથી શુભેચ્છાના સંદેશાઓ આવ્યા. એમાં જાણીતો સંદેશ રશીયાના સરમુખત્યાર સ્ટેલીનનો હતો.

અમેરિકામાં ચૂંટણી થઈ. એમાં અમેરિકાએ પ્રમુખ તરીકે લશ્કરી નેતા આઈઝનહોવરની વરણી કરી હતી. એથી જવાહર જરા ચિંતામાં પડ્યા. અમેરિકા લશ્કરી નેતાને પોતાના વડા તરીકે પસંદ કરે એનો અર્થ સ્પષ્ટ હતો કે એને લડાઈ જોઈએ છે. અને એથી હિન્દને આર્થિક મદદ કરતાં, અમેરિકા હિન્દની પાસે અમુક અપેક્ષાઓ રાખે એ સ્પષ્ટ હતું. આઈઝનહોવરના પક્ષના કેટલાક નેતાઓએ તો જવાહરને છૂપા સામ્યવાદી તરીકે ઓળખાવ્યા હતા. આમ આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં જવાહરને માટે એક નવો કૂટ પ્રશ્ન ઉદ્‌ભવ્યો હતો.

૧૫ મી નવેંબરે, બંગાળામાં રોજ-બ-રોજ વધતી જતી હિજરત વિષે ખૂબ ગરમાગરમ ચર્ચા ચાલી. ડૉ. ખરે એ પાકીસ્તાન જોડે લડાઈ કરવાનું સૂચન કર્યું. બધી ઉશ્કેરાટ ભરી ચર્ચા સાંભળી જવાહરે શાન્તિથી ઉત્તર આપ્યો. કે: "ડૉ. ખરેનું સૂચન વાહિયાત છે. માત્ર લાગણીપ્રધાન બનવાથી પ્રશ્ન ઉકલવાનો નથી. આપણે વિચારશીલ પ્રજા હોવાથી ગંભીરપણે અને શાંતિથી પ્રશ્નનો વિચાર કરીને એનો ઉકેલ શોધવો જોઈએ. આપણે નાટકના તખ્તા પર હોઈએ એવી રીતે ભાષણ કરવાનો કશો અર્થ નથી. ત્યાં જે થાય છે તે ખોટું છે, દુઃખદ છે, પણ તેથી અહીંની લઘુમતીને રંજાડવાની વાતો કરવામાં કાયરતા છે. અહીં આપણે ઉશ્કેરાટ પેદા નહીં કરીએ તેમાં જ પૂર્વબંગાળમાં હિન્દુઓની સલામતી છે. સરકાર એ માટે બીજાં રાજ્યો જોડે વાટાઘાટ કરે છે, અને, હિજરતીઓનો પ્રશ્ન ઉકેલવા એ બધુંજ કરી રહી છે, તેની ખાતરી રાખજો" આમ જવાહરે ઉશ્કેરાટનો શાંતિથી ઉત્તર આપ્યો.

લોકસભામાં, કાશ્મીરનો જુદો ધ્વજ હોય, એની જુદી બંધારણસભા હોય, એનું જુદું રાજચિહ્ન હોય એ વિષે ઘણી ઉશ્કેરાટભરી વાણી સંભળાઈ. એનો પણ જવાહરે, દિમાગ ખોયા વિના, સંતોષકારક જવાબ આપ્યો કે: 'કાશ્મીરનો ધ્વજ ભારતના ધ્વજની છત્રછાયામાં જ ફરકાવવાનો છે. એને કારણે, ભારતના રાષ્ટ્રધ્વજને ઝાંખપ લાગવાની નથી. પણ તેની શાનમાં વધારો

થવાનો છે. કાશ્મીરનો રાજા હવે પ્રજાએ ચૂંટેલો પ્રમુખ બનશે, એથી તો લોકશાહી રસમ વધારે દૃઢ બની છે. એ ફેરફાર પણ ભારતની રજાથી થયો છે."

જવાહરે નહેરોની બોર્ડની રજત જયંતિ ઉજવતાં, ૧૭ મી નવેંબરે ભાષણ આપતાં, આપણે જમીનની પરીક્ષા કરાવવા જમીનના ટૂકડાને પરદેશ મોકલીએ છીએ તે તરફ ચીઢ બતાવી હતી, ને આપણે ત્યાં આટલી બધી પ્રયોગશાળાઓ શા માટે છે એવો પ્રશ્ન પૂછયો હતો. વળી, આપણા વિદ્યાર્થીઓ પરદેશ જઇને જ્ઞાન મેળવે છે, પણ તે આપણા દેશને કામ લાગતું નથી, તે માટે જવાહરે ખેદ દર્શાવ્યો હતો. અને પરદેશ જઇને શિક્ષણ લેવા જેવું છે કે કેમ તે વિષે શંકા દર્શાવી હતી.

કોંગ્રેસમાં પેઠેલા સડા વિષે નિવેદન કરતાં, કોંગ્રેસના સિદ્ધાંતોમાં માનતા ન હોય, શ્રદ્ધા ન હોય, એવા લોકો કોંગ્રેસમાં જોડાઈ સંસ્થાને કલુષિત કરે છે, એ વિષે કોંગ્રેસવાદીઓને ચેતવણી આપી હતી. અને કોંગ્રેસ ચૂંટણીમાં થતાં તોફાનો કોંગ્રેસની માનહાનિ કરે છે, એ વિષે ધ્યાન ખેંચ્યું હતું.

નવેંબરની ચોવીશમીએ, જવાહર, દિલ્હીથી ઉત્તરપ્રદેશની યાત્રાએ ગયા. એમને દૈનંદિન ઉપાધિઓમાંથી મુક્તિ મળી. પોલીસની બહાદુરી માટે ચન્દ્રકપ્રદાન, ઉત્તરપ્રદેશ રાજકીય પરિષદ, એમ જાતજાતના કાર્યક્રમોમાં એમણે હાજરી આપી. દક્ષિણ આફ્રિકાના રંગભેદને પરિણામે આખી દુનિયાને સળગાવી મૂકે એવી અગ્નિજ્વાળા ભભૂકી ઊઠશે એમ જવાહરે જણાવ્યું. અને એશિયાવાસી, યુરોપવાસી ને આફ્રિકનો, હળીમળીને ચાલશે તો જ એ પ્રશ્નનું નિરાકરણ છે એમ જણાવ્યું. ઉત્તરપ્રદેશના કોંગ્રેસવાદીઓની એમણે ખબર લઈ નાંખી. અને, જેઓ આઝાદી મળ્યાં પછી કાંઈ કામ કરવાનું બાકી રહ્યું નથી, એમ માનનારાને કોંગ્રેસ છોડી જવા કહ્યું. એમણે રચનાત્મક કાર્યક્રમ અને શરીરશ્રમ ઉપર ભાર મૂકયો, ને આર્થિક સ્વાવલંબન અને સામાજિક પ્રગતિ સિદ્ધ થાય ત્યારે જ સાચી આઝાદી પ્રાપ્ત થાય એ વાત સાફસાફ શબ્દોમાં કહી.

ઉત્તરપ્રદેશથી દિલ્હી આવી જવાહર સાંચી ગયા. ભગવાન બુદ્ધના બે પરમશિષ્યો સારિપુત્ત અને મહામોગ્ગલ્લાનનાં પવિત્ર સૈકાજૂના અવશેષોની પ્રતિષ્ઠા ખાસ વિહારમાં કરવામાં આવી. એમાં લગભગ પ્રત્યેક એશિયાઈ દેશના પ્રતિનિધિઓ હાજર હતા. ત્યાં ભાષણ આપતાં જવાહરે જણાવ્યું: "આજના ત્રસ્ત અને દુઃખી જગતનાં અનિષ્ટોના નિવારણ માટે બુદ્ધનો સંદેશ ઘણો ઉપયોગી છે. વિશ્વના વ્યક્તિગત અને આંતરરાષ્ટ્રીય પ્રશ્નોનો ઉકેલ, બુદ્ધના પ્રેમ, સહિષ્ણુતા

ને સહાનુભૂતિના સિદ્ધાંતો પર જ થઇ શકે. આજે જગત ભૂલી ગયું છે કે તલવારનો વિજય કાયમી ન હોઈ શકે. જગતે હવે એ નક્કી કરવાનું છે કે તલવારનો માર્ગ પકડી તેનાં વિનાશકારી પરિણામોનો સામનો કરવો કે પછી ભગવાન બુદ્ધ અને ગાંધીજીએ દર્શાવેલા માર્ગને અનુસરવું. શાશ્વત વિજય તલવારથી ને શસ્ત્રોથી નહિ પણ પ્રજાનાં હૃદયો જીતવાથી મળે છે. એ સત્યને ભારત તો વીસરી ન જ શકે."

ત્યારબાદ હિન્દસંબંધી વિવેચન કરતાં જવાહરે જણાવ્યું કે: "આપણા રાષ્ટ્રધ્વજમાં અશોકચક્રની પસંદગી થઈ છે, તેનું કારણ એ ચિહ્ન ભારતની શાંતિ માટેની આકાંક્ષાનું દ્યોતક છે, તે છે. ભારતનો અશોકચક્રવાળો ધ્વજ બધા દેશો માટે પ્રેમ અને મૈત્રીનો શુકનવંતો સંદેશો આપે છે. અને એ દ્વારા પ્રજાને પોતાના ભવ્ય ભૂતકાળની યાદ તાજી થાય છે. એ ધ્વજદ્વારા ગૌતમબુદ્ધ, અશોક, અને ગાંધીજીના ઉપદેશોનું એકીકરણ કરવામાં આવ્યું છે."

જવાહરના આ ભાષણમાં ઇતિહાસવિદ્, રાજપુરુષ અને સાંસ્કૃતિક માનવી ત્રણેયનાં એકસામટાં દર્શન થયાં. અંતમાં એમણે નમ્રતાપૂર્વક જણાવ્યું: "હું કશુંક આપવા માટે નહિ પણ મેળવવા માટે આવ્યો છું. આજના મૂંઝાયલા અને છિન્નભિન્ન બનેલા જગતમાં હું બેચેન બનેલો આદમી છું. હું પ્રકાશ જોવા માટે મથી રહ્યો છું, પણ એમાં ક્યારેક ગોથું ખાઈ જાઉં છું. આ મહાન દેશે પ્રકાશ જોયો છે એટલું જ નહિ પણ અન્ય દેશોના અંધકારમાં એણે વારંવાર પ્રકાશ રેલાવ્યો છે. ભગવાન બુદ્ધે ૨૫૦૦ વર્ષો પહેલાં આપેલો સંદેશો સારા વિશ્વ માટે પ્રકાશવંતો હતો." આ રીતે જવાહરે શિષ્યભાવે જગતના મહાન પયગંબર બુદ્ધને ભાવભીની અંજલિ આપી.

સાંચીથી જવાહર ભીલ્સા ગયા, અને ભીલ્સાથી ગ્વાલિયર ગયા. ગ્વાલિયરમાં એમણે વિરાટ માનવમેદની સમક્ષ ભાષણ આપતાં દેશના આંતરિક અને આંતરરાષ્ટ્રીય પ્રશ્નોની ચર્ચા કરી. ઉત્પાદનની વૃદ્ધિ વગર સંપત્તિની સમાન વહેંચણી થઈ શકે નહિ તે સમજાવ્યું. શિક્ષણપદ્ધતિ જે પદવીધારીઓ પેદા કરવાનાં કારખાનાં બની ગઈ છે તે પ્રત્યે એમણે નફરત દર્શાવી. અને આપણા શિક્ષણક્રમમાં શરીરશ્રમને સ્થાન આપવામાં આવે એવી ઇચ્છા દર્શાવી.

આમ ભોપાલ ને મધ્યભારતનો ટૂંકો પ્રવાસ કરી જવાહર વળી પાછા દિલ્હીમાં આવી લોકસભાની પ્રવૃત્તિમાં પડ્યા. જવાહર આમ લાગણીપ્રધાન તો છે જ, તેથી, કાશ્મીરમાં 'હિન્દુ મહાસભા તથા જનસંઘે જે વલણ લીધું હતું, તેનો વિરોધ કરતાં એમણે એ સંસ્થાઓને તોફાની અને એમની પ્રવૃત્તિને

અનિચ્છનીય તરીકે ઓળખાવી હતી. આથી લોકસભામાં એમની અને શ્રી. શ્યામપ્રસાદ મુકરજી વચ્ચે વાક્‌યુદ્ધ થયું. જવાહર ગુસ્સે થયા, અને એની સામે શ્યામપ્રસાદે વાંધો ઊઠાવ્યો.

એવામાં જવાહરને 'ડફરીન' જહાજના રજતમહોત્સવ અંગે મુંબઈ જવાનું થયું. ત્યાં પારિતોષિકવિતરણ સમારંભમાં એમણે જણાવ્યું કે: "આપણે આપણા ભૂતકાળનો સર્જનશીલ સ્વભાવ ફરી પ્રાપ્ત કરવો જોઈએ. એથી જ હિન્દની દૃષ્ટિ વિશાળ બનશે. ને હિન્દ પ્રગતિને પંથે કૂચ કરી શકશે......સમુદ્ર અને પર્વત પ્રત્યે મને પક્ષપાત છે. ત્યાં રહેનારા માણસોની દૃષ્ટિ જમીન પર રહેનારાં માણસો કરતાં વધુ વિશાળ અને દૂરગામી હોય છે. એમની વચ્ચે પ્રાંતો કે ધર્મના વાડાઓ કે દીવાલ હોતાં નથી...ભૂતકાળમાં આપણાં જહાજો દૂરદૂરના દેશમાં જતાં હતાં. આપણી ખ્યાતિ દૂરદૂર સુધી ફેલાઈ હતી. કહેવાય છે કે, નેપોલિયનના સમયમાં દૂરદૂરના દેશો માટે આપણા દેશમાં જહાજો બનતાં હતાં. નૈઋત્ય એશિયાના બધા દેશો જોડે આપણો પ્રેમસબંધ હતો, પણ હિન્દ ગુલામ બનતાં એ સંબંધ અદૃશ્ય થયો."

ડફરીન જહાજમાંનો સમારંભ પૂરો કરી, જવાહર બાળકલ્યાણને લગતી આંતરરાષ્ટ્રીય પરિષદનું ઉદ્‌ઘાટન કરવા ગયા. તેમાં દેશદેશના પ્રતિનિધિઓ ને નિષ્ણાતો આવ્યા હતા. જવાહરે એ પ્રસંગે જણાવ્યું: "ખોરાક, કપડાં ને વસવાટ પછી કેળવણીનું સ્થાન આવે છે......ભારત શહેરોમાં નથી વસતું. ભારતનાં કરોડો બાળકો ગામડામાં વસે છે. એથી એમને લક્ષમાં રાખીને યોજના કરવી જોઇએ."

કોંગ્રેસ કાર્યકર્તાઓ સમક્ષ વ્યાખ્યાન આપતાં જવાહરે એમને કેટલીક કડવી વાણી સંભળાવી. કોંગ્રેસની આંતરિક કલહવૃત્તિ, જનસંપર્કનો અભાવ, સત્તાની લાલસા, એ બધું અત્યંત શરમજનક છે એ જણાવી એમ પણ કહ્યું કે, કોંગ્રેસજ હિન્દની એકતા સાધવાને સમર્થ છે અને દેશને આબાદ કરવા શક્તિશાળી છે. કોંગ્રેસના પ્રતિનિધિઓની ચૂંટણીની ગેરરીતિ પ્રત્યે ખેદ વ્યકત કર્યો હતો. અને કોંગ્રેસ એટલે વ્યક્તિઓ નહિ પણ આદર્શો એ વિષે એમણે ધ્યાન ખેંચ્યું હતું.

સાંજે ચોપાટી પર લાખોની માનવમેદની સમક્ષ જવાહરે આપણા રાષ્ટ્રીય ને આંતરરાષ્ટ્રીય પ્રશ્નોની કુશળ છણાવટ કરી. અમેરિકાની આર્થિક સહાય્ય માટે એમણે સાફસાફ વાણીમાં જણાવ્યું કે: "કોઈ પણ મોટામાં મોટી તાકાતવાળો

દેશ ભારતને દબાવી શકે નહિ. અમેરિકાની આર્થિક મદદની અસર ભારતની રાજકીય નીતિ પર પડનાર નથી......આપણે કોઈના પૈસાની લાલચથી આપણી નીતિ બદલનારા નથી. એથી એ સહાય્ય બંધ થાય તેની આપણને ચિંતા નથી.....આપણે એશિયાના નેતા બનવાની ખ્વાહેશ નથી." આપણા સામાજિક પ્રશ્નોની ચર્ચા કરતાં જવાહરે કહ્યું: "આપણે ત્યાં એવો ગલત ખ્યાલ છે કે, દફતરમાં બેસવાવાળાની ઈજ્જત વધી જાય છે, અને બહાર રહીને કામ કરવાવાળાની ઈજ્જત ઘટી જાય છે......આવા વિચારોએજ ભારતની પડતી આણી છે." કોંગ્રેસસંસ્થાનાં ભાવિ વિષે એમણે કહ્યું કે: "કોંગ્રેસ સંસ્થા જો ચાલુ રાખવી હોય તો એને આબરૂભેર ચાલુ રાખવી જોઈએ. ખોટા સભ્યો, ચૂંટણીમાં મારામારી, એ બધાં સારાં લક્ષણો નથી." આમ મુંબઈની જનતાને વિધવિધ વાની પીરસી, જવાહર વડોદરે ગયા.

વડોદરામાં મહારાજા સયાજીરાવ વિદ્યાપીઠના સપ્તાહનું ઉદ્‌ઘાટન એમને કરવાનું હતું. એમની વાણીનું અમૃત ઝીલવા બે લાખ માનવીઓ કાગને ડોળે રાહ જોતા હતા. જવાહરને માનપત્ર અપાયું. સરદાર પટેલની પ્રતિમાનું એમણે અનાવરણ કર્યું. પોતાના ચિરકાલીન સાથીને એમણે પ્રેમભર્યા શબ્દોમાં અંજલિ આપી, ને હવે, બેકારીનાબૂદી, કેળવણી વગેરે પ્રશ્નોને ઉકેલવાના છે તે તરફ ધ્યાન ખેંચ્યું. વિરોધીપક્ષોની જે વિધ્વંસાત્મક વૃત્તિ હતી, તે તરફ જવાહરે ખેદ વ્યક્ત કર્યો હતો. વિદ્યાર્થીઓને ચારિત્ર્ય અને શીલપર લક્ષ આપવા જણાવ્યું, ને શરીરશ્રમ કરવા ઉપદેશ્યા.

વડોદરેથી જવાહર દિલ્હી આવ્યા. મુંબઈ અને વડોદરાના લોકોને પોતાની અમૃતભરીવાણીથી એમણે પ્રસન્ન કર્યા ને સાચું માર્ગદર્શન કરાવ્યું.

દિલ્હી આવતાં વેંત, જવાહરે, ૮ મી ડીસેમ્બરે, ભારતની ઐતિહાસિક પંચવર્ષીયયોજનાનો ખરડો રજૂ કર્યો. એમાં ભારતની સર્વતોમુખી વિકાસયોજનાનો નકશો હતો. એમાં વિદેશીસહાય્યનો આધાર ન રાખતાં, ભારતની પોતાની તાકાત કેટલી છે, એનો ચિતાર આપ્યો હતો. દેશમાં પહેલીજ વાર વૈજ્ઞાનિક સિદ્ધાંતો અનુસાર દેશના ભાવિવિકાસ માટે અમલી બને એવો કાર્યક્રમ રજૂ થયો હતો. કલ્યાણ રાજ્યની દિશામાં એ ભારતનું પહેલું મંડાણ કહી શકાય. ખેતી, નહેરયોજના તથા વિદ્યુત પુરવઠાને એમાં પ્રથમ સ્થાન અપાયું છે. જવાહરની દૂરંદેશી, વ્યવસ્થાશક્તિ, નવનિર્માણની દૃષ્ટિ એ સઘળાનો એ યોજના ખ્યાલ આપે છે.

વર્તમાનની બધી વાસ્તવિકતાઓ, દર વર્ષે લગભગ સવા કરોડ ને હિસાબે વધતી જતી વસતિ, પૂર્ણ ઉત્પાદનને આડે આવતી મુશ્કેલીઓ, એ સર્વે, આયોજનપંચે અને જવાહરે લક્ષમાં લઈ યોજના ઘડી હતી. લોકશાહીધોરણે બત્રીશકરોડની વસતિવાળા, આર્થિક દૃષ્ટિએ પછાત અને નીચા જીવન ધોરણવાળા દેશ માટે કલ્યાણરાજ્યની આર્થિક યોજના ઘડવી એ કાંઈ નાનીસૂની વાત નથી. આ યોજના એ આપણા દેશની એક ગૌરવદાયિની સિદ્ધિ છે. યોજનાનાં ફળ આપણને થોડેઅંશે મળવા લાગ્યાં છે. ઉત્પાદન વધ્યું છે. એમાં ૨૨૦૦ કરોડ રૂપિયાનું કૂલ ખર્ચ છે. એમાં ખેતી, ગ્રામવિકાસ, જળબંધો, વિદ્યુત, વાહનવ્યવહારો સંદેશવ્યવહાર, ઉદ્યોગો, પુનર્વસવાટ, સામાજિક સેવાઓ, બેકારી નાબૂદી, એમ અનેક બાબતોનો સમાવેશ થાય છે. આમ આ યોજના સર્વતોભદ્ર છે.

યોજના લોકસભા સમક્ષ રજૂ કરી તેને વળતે દિવસે જવાહર અને વિરોધપક્ષના સભ્યો વચ્ચે સખત બોલાબોલી થઈ. રાણી ઇલિઝાબેથના રાજ્યાભિષેક વખતે જવાહર વફાદારીના સોગંદ લેવાના છે એવા કોઈ જર્મન અખબારે છાપેલા અહેવાલ પરથી લોક સભાના એક સભ્યે સભામોકૂફીની દરખાસ્ત રજૂ કરી, ને દિલ્હીના એક અખબારે એ દરખાસ્ત છાપી, તેને અંગે ઝપાઝપી થઈ. જવાહરે વિરોધપક્ષના નેતાઓને બીનજવાબદાર, અસંયમી અને દિમાગ્ ગૂમાવનારા કહ્યા. એટલે, સામા પક્ષે પણ જવાહરને શીઘ્રકોપી કહ્યા. જવાહરે એ અખબારી અહેવાલને સદંતર જૂઠો ને પાયાવિનાનો કહ્યો.

જમ્મુના પ્રજાપરિષદે ચલાવેલા આંદોલનોને જવાહરે સમાજવિરોધી, પ્રત્યાઘાતી, અને વિધ્વંશાત્મક તરીકે ઓળખાવ્યાં. પરિષદના નેતાઓ પર એમણે હિંસાનો ને શસ્ત્રસંગ્રહનો આક્ષેપ મૂકયો. એ આંદોલનનો પાકીસ્તાન પોતાના અવળા પ્રચાર માટે લાભ ઉઠાવતું હતું એ બાબત તરફ જવાહરે ધ્યાન ખેંચ્યું.

૧૨ મી ડીસેમ્બર ૧૯૫૨ ને દિને અખિલભારત કોંગ્રેસ સમિતિએ જવાહરને છઠ્ઠીવાર કોંગ્રેસના પ્રમુખ તરીકે ચૂંટાયલા જાહેર કર્યા.

[ ૩૪ ]

# प्राणीनाम् आर्तिनाशनम् ।

જવાહર છઠ્ઠીવાર કોંગ્રેસના પ્રમુખ તરીકે ચૂંટાયા, ત્યારે એ પદનો સ્વીકાર કરતાં એમણે જણાવ્યું કે : "વિશ્વભરમાં આજે માનવીનાં મન મૂંઝવણુ અને શંકાભર્યાં બન્યાં છે. ભારતમાં પણુ એજ પરિસ્થિતિ હોવાથી, આપણે દેશના ઉજળા ભાવિ વિષેનો શ્રદ્ધાદીપ જલતો રાખવાનો છે. અનેક મુશ્કેલીઓ ને અંતરાયોનો સામનો કરી આપણે આગેકૂચ કરવાની છે...કોંગ્રેસે ભૂતકાળમાં ઈતિહાસ સર્જ્યો છે, અને હજી પણુ એને ઐતિહાસિક ભાગ ભજવવાનો છે. દેશના કરોડો માનવીની આર્થિક સ્થિતિ એણે સુધારીને જીવન-ધોરણ ઊંચે લાવવાનું છે. એથી આપણે કેવળ વર્તમાન તરફ દૃષ્ટિ ન રાખતાં ભવિષ્યભણી નજર દોડાવવાની છે. નસીબ અને સંજોગોએ કાવતરું કરી, મને આ ઉચ્ચ હોદ્દો અપાવ્યો છે."

જવાહરની આ છઠ્ઠીવારની પ્રમુખ તરીકેની વરણી, એ દર્શાવે છે, કે કોંગ્રેસવાદીઓને જવાહરની રાહબરીમાં પૂર્ણ ઇતિબાર હતો. જવાહરની કાર્યરીતિ કોંગ્રેસને ખૂબ પસંદ હતી, એ એમની પ્રમુખ તરીકેની ચૂંટણીએ સાબિત કર્યું. આ જવાહરને અપાયલું માન અભૂતપૂર્વ હતું. ને ન ભૂતો ન ભવિષ્યતિ કહી શકાય એવું હતું. કોંગ્રેસની અત્યારસુધીની તવારીખમાં, ત્રણુવારથી વિશેષ કોઈ પ્રમુખ તરીકે ચૂંટાયું નથી, એ જવાહરની આપણા નેતાઓમાં જે અનન્યતા છે. તે પૂરવાર કરે છે.

વીશમી ડીસેમ્બરે એશિયાઈ વિદ્યાર્થી પરિષદ સમક્ષ હિન્દના યુદ્ધનીતિવિરોધી વલણનું સમર્થન કરતાં જવાહરે જણાવ્યું કે : "આજે દુનિયામાં યુદ્ધ દ્વારા કોઈ પણુ વસ્તુ સિદ્ધ થઈ શકે નહિ. વિજય મળે તો પણુ જે હેતુથી લડાઈ થઈ હોય તે સિદ્ધ થયો નથી. આ વાત કેવળ નૈતિક દૃષ્ટિએ નહિ, પરન્તુ, વ્યવહારદૃષ્ટિએ પણુ સાચી છે. આજે વૈજ્ઞાનિકો પણુ સ્વીકારે છે, કે અણુબોમ્બનો ઉપયોગ કરવાથી દુનિયાનો વિનાશ જ છે."

મકાનના બાંધકામના નિષ્ણાતોની સભામાં બોલતાં જવાહરે તેમને જણાવ્યું કે : " છાપરાં ને દીવાલો પહેલાં, હવા, પાણી ને ઉજાસનો પ્રબંધ થવો જોઈએ. ઝૂંપડાંમાં વસતા લોકોને માટે સારાં રહેણીનાં ઘર આપી શકીએ તેમાં જ આપણી સાર્થકતા છે. વૈજ્ઞાનિકો અને ઇજનેરો કાગળ પરજ યોજનાઓ ઘડીને જે સંતોષ માને છે એ ખોટું છે. એ યોજનાઓનો વ્યાવહારિક અમલ કરવો જોઈએ. શક્ય તેટલી ઝડપથી મકાનોનું બાંધકામ થવું જોઈએ. ગામડાંમાં નિષ્ણાતોની મદદ વિના, છતાં સગવડભર્યાં જે માટીનાં ઘરો બંધાય છે એ મને પસંદ છે."

લોકસભામાં, શ્રી. પુરુષોત્તમદાસ ટંડને સરકારી અમલદારોમાં કેવી રુશ્વતખોરી છે તેનાં દૃષ્ટાંતો ટાંક્યાં હતાં, તેના જવાબમાં જવાહરે જણાવ્યું હતું કે એઓ એ વિષેની બધી ફાઇલો ટંડનજીને સોંપી દઈ, એ બાબતમાં ટંડનજી જે કાંઈ સૂચના કરે તેની પર ગંભીરપણે વિચાર કરવા તૈયાર છે. વળી, જવાહરે એ પણ બાંયધરી આપી હતી, કે, એમના ધ્યાન પર લાંચરૂશ્વતની કોઈ પણ બાબત લાવવામાં આવશે તો એઓ તત્કાળ એની પૂરતી તપાસ કરી ગુનેગારને યોગ્ય સજા કરશે.

ભાષાવાર પ્રાંતરચનાનો પ્રશ્ન દિનપ્રતિદિન વિશેષ અને વિશેષ ઉગ્ર બનતો જતો હતો. તેલુગુ ભાષી આંધ્રપ્રાંતની રચના માટે જોરશોરથી પ્રચાર કરતા હતા. આંધ્રના જાણીતા નેતા અને એક વખતના ગાંધીજીના આશ્રમવાસી શ્રી. રામલુ, આંધ્રપ્રાંતની રચના માટે ૫૮ દિવસના ઉપવાસ આદરી સ્વર્ગવાસી થયા. આથી જવાહરની સ્થિતિ વિશેષ અને વિશેષ કફોડી થતી ગઈ. એમણે એ બલિદાન પ્રત્યે ઊંડો ખેદ વ્યક્ત કર્યો. અને ખાતરી આપી કે વહેલામાં વહેલી તકે આંધ્રપ્રાંતની રચના કરવામાં આવશે : એમાં મદ્રાસ શહેરને અલગ રખાશે. જવાહરે શ્રી. રામલુના અવસાન નિમિત્તે જે તોફાનો થયાં, તેને આ મુત્સદ્દીગીરી ભરી જાહેરાતથી શાંત પાડી દીધાં.

જવાહર કંટાળ્યા હતા. એમનું શરીર અને મન આરામ આરામ ઝંખતું હતું. એથી એઓ મદ્રાસ તરફ આરામ લેવા ગયા. પણ જવાહર જ્યાં જાય ત્યાં એમની જોડે કામ ધાઈને આવતું. એમણે એરેન્ડ્રપુલમમાં, ભૂસ્તરસંપત્તિના કારખાનાંનું ઉદ્ઘાટન કરતાં જણાવ્યું કે : "આપણી પાસે વિનાશનાં હથિયારો બનાવવા માટે પૈસા પણ નથી તેમજ સરંજામ પણ નથી. આપણે તો દેશને ઉદ્યોગવાન બનાવવા કોશિશ કરીએ છીએ. આપણે વિજ્ઞાનનો ઉપયોગ કરવો છે પણ તે યુદ્ધ માટે નહિ, શાંતિને માટે." જવાહર ત્યાંથી કોટ્ટમ ગયા અને ત્યાં પેરીયાર સરોવરમાં જલવિહાર કર્યો. કોટ્ટમ સમુદ્રની સપાટીથી ૩૫૦૦ ફીટ ઊંચું છે. ત્યાં જઈ, પોતાના જગતની બધી જંજાળ વીસરી જઈને, ત્રણ દિવસો, એમણે

[ ૩૫ ]

# છઠ્ઠીવારની તાજપોષી

હૈદરાબાદ મહાસભા અધિવેશનના બીનહરીફ વરાયલા પ્રમુખ જવાહર દિલ્હીથી હૈદરાબાદ મહાસભાનું પ્રમુખપદ સંભાળવા, ૧૨ મી જાન્યુઆરિએ ઉપડ્યા. રસ્તામાં એઓ અંબરનાથ ઉતર્યા અને ત્યાં 'મશીન ટૂલ પ્રોટોટાઈપ ફેક્ટરી'નું ઉદ્દ્ઘાટન કર્યું. એ સમયે ભાષણ આપતાં એમણે દેશની સ્વાવલંબિતા પર ભાર મૂકયો અને અન્ય દેશો પર ઓછામાં ઓછો આધાર રાખવા જણાવ્યું; પ્રાંતીયવાદનાં અનિષ્ટો તરફ અંગુલિનિર્દેશ કરીને, પોતાના પ્રાંતને બીજા પ્રાંતને ભોગે આગળ ધપાવવાની વૃત્તિને એમણે મૂર્ખતા ને બેવકૂફી ગણી અને આપણી બદીઓ અને કમજોરી દૂર કરવા જણાવ્યું.

જવાહરે ત્યાં ભેગા થયેલા કોંગ્રેસ કાર્યકર્તાઓને જણાવ્યું કે: "આજે કોંગ્રેસ જ એવી સંસ્થા છે, કે જે જનતામાં એકતાની ભાવના પ્રેરી શકે. હું તો વર્ષો સુધી કોંગ્રેસ જોડે સંકળાયલો છું અને કોંગ્રેસદ્વારાજ જનતાની સેવા કરનારો છું."

મુંબઈથી જવાહર હૈદરાબાદ ગયા. ત્યાં ખાસ તૈયાર કરેલા નાનલનગરમાં કોંગ્રેસનું ૫૮ મું અધિવેશન ભરાવાનું હતું. એ અધિવેશન ગોવળકોંડાની ઐતિહાસિક ભૂમિ પર ભરાવાનું હતું અને જાણીતા ઇતિહાસકાર જવાહર એના પ્રમુખ હતા. એ રીતે સોનામાં સુગંધ ભળી હતી. જવાહરનો પણ ઉત્સાહ અદમ્ય હતો, અને લોકોના ઉત્સાહનું તો પૂછવું જ શું?

આ અધિવેશનમાં જવાહર સામે અનેક કૂટ પ્રશ્નો ઊભા થયા હતા. મહાસભામાં ઘૂસેલા તકવાદીઓને દૂર કરવાના હતા. ચૂંટણીઓમાં પેઠેલી ગેરરીતિઓ સામે સખત હાથે કામ લેવાનું હતું. ભાષાવાર પ્રાંતરચનાની ઉગ્રતાને શમાવીને પ્રજાને સંતોષ થાય એવો માર્ગ કાઢવાનો હતો. પંચવર્ષીય યોજનામાં જનતાને ઉત્સાહ પેદા થાય એવી હવા પેદા કરવાની હતી. તટસ્થતા

જાળવી આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ઇજ્જત વધારવાની હતી. દેશમાંથી બેકારી ને ભૂખમરો નાબૂદ કરવાનાં હતાં. નિર્વાસિતો, કાશ્મીર, કોંગ્રેસનાં બંધારણમાં ફેરફાર, એ સર્વે પ્રશ્નો ઉકેલ માગતા હતા. વિનોબાજીએ ભૂદાન અને જમીનના પ્રશ્નનો ગાંધીવાદી ઉકેલ શોધ્યો હતો, તેને સક્રિય સાથ આપવાનો હતો.

કોંગ્રેસમાં લગભગ ૩૦૦૦ પ્રતિનિધિઓ હિન્દને ખૂણેખૂણેથી આવ્યા હતા. આસપાસના કિસાનો પણ હજારોની સંખ્યામાં પોતાના લાડીલા જવાહરના દર્શન માટે ઉભરાતા હતા. હૈદરાબાદે જવાહરનું ભવ્ય સ્વાગત કર્યું. તોરણોથી આચ્છાદિત માર્ગો પરથી સરઘસ કાઢીને એમને ફેરવ્યા. રસ્તામાં એમની પર ઠેરઠેર પુષ્પવૃષ્ટિઓ થઈ, અને હૈદરાબાદની શાનમાં વધારો થાય, એવી ભવ્ય પ્રમુખની સ્વાગત યાત્રા બની.

જવાહરે આવી કોંગ્રેસ અધિવેશન મંડપની સામે ત્રિરંગીધ્વજ ફરકતો મૂક્યો અને જણાવ્યું કે કોંગ્રેસની તાકાત આમ જનતામાંથી પેદા થઈ છે. અને આમ જનતાને જ્યાંસુધી કોંગ્રેસમાં ઇતબાર રહેશે ત્યાંસુધી કોંગ્રેસનું બળ ટકશે એમ જણાવ્યું. રાષ્ટ્રધ્વજનો મહિમા સમજાવ્યો. પ્રાંતીય ભાવના અને રાષ્ટ્રપ્રેમ વિરોધી નથી એ સમજાવ્યું અને ગોવળકોંડાની ઐતિહાસિક મહત્તા જણાવી એનું ગૌરવગાન ગાયું.

૧૫ મી જાન્યુઆરિએ જ્યારે કોંગ્રેસની વિષયવિચારિણી સભા મળી ત્યારે જવાહરે પંચવર્ષીય યોજનાથી દેશને થનારા ફાયદાનો ઉલ્લેખ કરી, એમાં સર્વેને સહકાર આપવા વિનંતી કરી હતી. અને ઠરાવ પસાર કરવા જેટલું જ ઠરાવનો અમલ કરવાનું કામ મહત્વનું છે એ જણાવ્યું હતું. આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે કોંગ્રેસે મેળવેલી ઇજ્જતનો ઉલ્લેખ કરી, જ્યારે અબ્દુલ ગફારખાનની અટકાયત વિષે ઠરાવ થયો ત્યારે જવાહરે ખૂબ કોમળ શબ્દોમાં પોતાના પુરાણા સાથીનો ઉલ્લેખ ભારે હૈયે કર્યો હતો. ભાગલા પછી એ મહાન નેતા જોડે પોતાનો કશો સંપર્ક રહ્યો નથી, એમ ગળગળા સાદે એમણે જણાવ્યું હતું.

બીજો મહત્વનો ઠરાવ હિન્દની વિદેશનીતિ વિષયક હતો. એ ઠરાવના ઘડવૈયા જવાહર જ હતા. એમાં સંસ્થાનવાદનો પ્રબળ વિરોધ કર્યો હતો અને હિન્દની તટસ્થનીતિનો પુરસ્કાર કર્યો હતો. ચીનને સંયુક્તરાષ્ટ્રસંસ્થામાં આસાનીથી પ્રવેશ મળે એવો આગ્રહ રાખ્યો હતો, અને સંસ્થાનવાદનાં અંત જોડે ઠંડાયુદ્ધનો પણ અંત આવશે એમ જણાવ્યું હતું. દક્ષિણ આફ્રિકા વિષે ઠરાવ કરી, ત્યાંના હિન્દીઓ રંગભેદ સામે જે લડત ચલાવી રહ્યા હતા, તેને

નૈતિક ટેકો આપ્યો હતો. એક અન્ય ઠરાવદ્વારા ભૂદાનના કાર્યમાં સહકાર આપવા કોંગ્રેસવાદીઓને જણાવ્યું હતું.

જવાહરનું પ્રમુખ તરીકેનું ભાષણ સમકાલીન પ્રશ્નોના સર્વસંગ્રહ જેવું સર્વસ્પર્શી હતું. એમાં જવાહરે કહ્યું :

"પ્રમુખ તરીકે હું અસ્વસ્થતા અનુભવું છું. એક જ વ્યક્તિ દેશના વડા પ્રધાનપદે અને કોંગ્રેસ પ્રમુખપદે હોય તેની સામે જેમણે વાંધો ઊઠાવેલો તેમની જોડે હું સહમત છું. છતાં, મજબૂરીથી મારે આ પદનો સ્વીકાર કરવો પડ્યો છે.

"આપણી નીતિ, દેશમાં કે વિદેશમાં હિંસાનો સામનો કરવાની છે. વળી અલગતા—પછી એ પ્રાંતીય હોય કે કોમી હોય—નો પણ આપણે વિરોધ કરવાનો છે.

"સામાન્ય ચૂંટણીએ એ સાબિત કરી બતાવ્યું છે, કે આપણી લોકશાહીનાં મૂળ ઊંડાં છે. અને કોંગ્રેસમાં આમજનતાને શ્રદ્ધા છે તે પૂરવાર કરી બતાવ્યું છે.

"આપણી પાસે મહાન લશ્કરી કે આર્થિક બળ નથી, છતાં આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં આપણે માનભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું છે. આપણને આઝાદીનાં પાંચ વર્ષમાં જેટલી પ્રતિષ્ઠા મળી છે તેટલી જગતમાં કોઈ દેશને મળી નથી.

"જગતને યુદ્ધનો ઓછાયો ઘેરી વળ્યો છે. શસ્ત્રોનાં ઉત્પાદનની હરીફાઈ ચાલી રહી છે, રાષ્ટ્રવાદનું ઉત્થાન અને સામ્રાજ્યવાદનું પતન થતું જાય છે. જે સામ્રાજ્યો હજી પુરાણીનીતિને દૃઢતાથી વળગી રહ્યાં છે, તેમણે સમજવું જોઈએ કે સામ્રાજ્યવાદનો યુગ આથમ્યો છે. કોઈ પણ શક્તિ આઝાદીની તમન્નાને રોકી શકશે નહિ અને કોઈ પણ પ્રજાની આઝાદીની લડતમાં આપણો પૂરો સાથ રહેશે.

"આજે શક્તિશાળી દેશો અમેરિકા અને રશીયા છે, પણ વસ્તી અને અંતર્ગત શક્તિએ ચીન અને હિન્દ પણ મહાન છે.

"આપણી વિદેશનીતિ સર્વની જોડે મિત્રાચારીની અને કોઈની આંતરિક બાબતમાં માથું નહિ મારવાની છે, જો કે, એનું પાલન અસંત દુઃખકર બન્યું છે. છતાં એક પાકીસ્તાનના અપવાદ સિવાય બીજા દેશો જોડે આપણા સંબંધો મિત્રાચારી ભર્યા છે. કોઈ પણ સંજોગોમાં ધમકીને તાબે ન થતાં કે આપણા સિદ્ધાંતોનો ભોગ ન આપતાં, આપણે એ દેશ

જોડે મૈત્રી સંબંધ રાખવા પ્રયત્ન કરવાના જ......આપણા દેશના કેટલાક લોકો જ્યારે પ્રાચીન 'ભારતીય સંસ્કૃતિની વાતો કરે છે, ત્યારે આપણા દેશની સહનશીલતાની શકિતને વીસરી જાય છે. ભગવાન બુદ્ધથી ગાંધીજી સુધી સર્વે મહાપુરુષોએ આપણને સાધ્ય જેટલું સાધન પણ ઊચ્ચ હોવું જોઈએ એમ કહ્યું છે. અશોકે પણ આપણને સહિષ્ણુતાનો મંત્ર આપ્યો છે.

"કેટલાક લોકો એક રાષ્ટ્ર, એક સંસ્કૃતિ ને એક ભાષાની વાતો કરે છે, તે મને નાઝીવાદ અને ફાશીવાદનું સ્મરણ કરાવે છે. હિન્દીને રાષ્ટ્રભાષા બનાવવાનો આપણો નિર્ણય સદંતર સાચો છે. એ ભાષાને આપણે સર્વરીતે ઉત્તેજન આપવું જોઇએ. સાથે સાથે સ્થાનિક ભાષાને પણ ઉત્તેજન આપવું જોઇએ.

"ભાષાવાર પ્રાંતરચના માટે લાગણી તીવ્ર છે. પણ એ તીવ્રતા માટે કોઈ કારણ નથી......વળી, માત્ર ભાષાના જ ધોરણે પ્રાંતરચના કરી શકાય નહિ. બીજા કેટલાક મુદ્દાઓનો પણ વિચાર કરવાનો છે.

"આપણો સૌથી મહત્વનો પ્રશ્ન જનસમૂહના આર્થિક વિકાસનો છે. આપણે ગરીબી અને બેકારીનો સામનો કરવાનો છે. એ હેતુથી જ પંચવર્ષીય યોજના ઘડવામાં આવી છે.

"......ચીને દુનિયામાં સત્તાની સમતુલા ફેરવી નાંખી છે. ચીનની ક્રાન્તિ પાછળ ચાળીશ વર્ષોનો ઇતિહાસ રહેલો છે. ચીનની નવી લોકશાહી સરકારને સ્વીકારવાની કેટલાક દેશોની અનિચ્છા એ વર્તમાનયુગની એક મોટી અને પ્રત્યક્ષ હકીકતના ઇન્કારસમાન છે. એના સંપૂર્ણ સ્વીકાર વિના દૂરપૂર્વમાં અંતિમ સમાધાન શકય નથી."

પછી કોરિયન યુદ્ધ, રશીયા, દક્ષિણ અને પૂર્વ આફ્રિકાનાં આંદોલનોની ચર્ચા કરતાં જવાહરે જણાવ્યું હતુ કે: "આપણી સંસ્થામાં કેટલાંક અનિષ્ટો ઘૂસ્યાં છે, અને એ સામે આપણે સાવધ રહેવું પડશે. આમ છતાં, મને ખાતરી છે કે, દેશ ભરમાં એવા કાર્યકર્તાઓ છે કે જેઓ પોતાનું કાર્ય કોઈપણ પ્રકારના બદલાની ખેવના વિના કરી રહ્યા છે. એ લોકો કોંગ્રેસના પ્રાણસમા છે......... આપણે એટલું લક્ષમાં રાખવું જોઇએ કે ભૂતકાળમાં આપણે સુંવાળું જીવન જીવવાને કે સહેલાઈથી બદલો મેળવવાને ટેવાયલા નહોતા......"

જવાહરનું આ ભાષણ, માત્ર રાષ્ટ્રીય દષ્ટિએજ નહિ પણ આંતરરાષ્ટ્રીય દષ્ટિએ અગત્યનું હતું. આ પ્રવચન માત્ર કોંગ્રેસમાં હાજર રહેલાઓએજ સાંભળ્યું એવું નથી, પણ દુનિયાભરના એકેએક મુત્સદ્દીએ ધ્યાનપૂર્વક વાંચ્યું હતું.

આ પ્રવચન જવાહરની સર્વલક્ષી દૃષ્ટિ ને સ્પષ્ટ જીવનદર્શનના પ્રતીકસમું છે. સમકાલીન એશિયાના, હિન્દના અને દુનિયાના બધાજ મુખ્ય પ્રશ્નોની એમાં છણાવટ છે અને પોતાના સિદ્ધાંતોને દૃઢતાથી વળગી રહેવાની ઉત્કટ ભાવના છે. વિશ્વશાંતિનો માર્ગ શી રીતે વ્યવહારુ બની શકે તે એમણે દર્શાવ્યું, કોમવાદ ને પ્રાંતવાદના ઝેર સામે એમણે લાલબત્તી ધરી અને દેશની એકતા પર ભાર મૂકયો. એમણે, હિન્દી અને પ્રાંતભાષાનાં યોગ્ય સ્થાનો દર્શાવ્યાં. આ રીતે જવાહરનું ભાષણ પ્રેરક, મર્મગામી ને પ્રાણવાન હતું.

જવાહરે કહ્યું કે જનતાએ કોંગ્રેસમાં ઈતબાર મૂકયો તો હવે કોંગ્રેસે એ ઈતબારને યોગ્ય બનવું જોઈએ. અને તેથી દેશની આર્થિકવિકાસની યોજનાને ઉપાડી લેવી જોઈએ. હિન્દની સ્વતંત્રતાના રક્ષણ માટે પણ ઝડપી આર્થિક વિકાસ આવશ્યક છે. આપણે સ્વાવલંબી બની શકીશું તોજ તટસ્થતા જાળવી શકીશું.

જવાહરે ત્રણ મહત્ત્વના પ્રશ્નો પર ભાર મૂકયો. ભાષાવાર પ્રાંતરચનાનું આંદોલન ને તે અંગેની કડવાશ ને તે અંગેનું એમનું કડક વલણ. પંચવર્ષીય યોજનાની મહત્તા અને તેથી દેશને થનારા ફાયદાની સમજણ અને કોંગ્રેસના આંતરિક સડાને નિર્મૂળ કરવાની જોશીલી હાકલ. એ ત્રણે પ્રશ્નો અંગે એમણે કોંગ્રેસની નીતિને સ્પષ્ટ કરી.

કોંગ્રેસના અધિવેશનમાં ઠરાવો અને ભાષણો થતાં ગયાં તેમ જવાહર એના પર ટીકાટિપ્પણીઓ પણ કરતા ગયા. આમ સૂત્રસંચાલનની જોડે વ્યાખ્યાનવિવેચનનું કાર્ય પણ જવાહર કરતા ગયા. શ્રી. કૃષ્ણમેનનના હિન્દની વિદેશનીતિના ભાષણ પછી એમણે કહ્યું: "આપણે જાણે બધી બાબતમાં સાચાજ હોઈએ એવી મનોવૃત્તિ મને આ ભાષણમાં દેખાઈ. કાંઈક આત્મપ્રશસ્તિ પણ મેં એમાં જોઈ. પણ આમ જાતને થાબડવાની વૃત્તિ, કે પોતેજ બધી બાબતમાં ખરા છે એમ કહ્યાં કરવાની વૃત્તિ તે કોઈપણ વ્યકિત તેમજ રાષ્ટ્રને માટે ખતરનાક છે. આ જાતની વૃત્તિ સ્વાભાવિક છે તે હું જાણું છું, છતાં એ વૃત્તિ ખૂબ ભયંકર છે ને વિનાશક છે એ પણ લક્ષમાં રાખવું જોઈએ." આ બતાવે છે કે જવાહર પોતાના સ્વજનોની પણ કડક અને કડવી ટીકા કરી શકે છે.

દક્ષિણ આફ્રિકાના રંગભેદને કોંગ્રેસે વખોડ્યો. ત્યાંના સત્યાગ્રહીઓને ટેકો આપ્યો, પીઠબળ અને પ્રોત્સાહન આપ્યાં. ભૂદાન અંગેનો ઠરાવ કરી સત્તાભિમુખ કોંગ્રેસવાદીઓને રચનાત્મક કાર્યક્રમ તરફ વાળ્યા.

આ રીતે હૈદરાબાદની સમગ્ર કાર્યવહીને જો આપણે અવલોકીએ તો કહી શકાય કે દેશના બધાજ પ્રશ્નો વિષે એમાં રાહબરી મળી. અને એમાં પંચવર્ષીય યોજના પર દેશનું ભાવિ અવલંબિત હોવાથી એને મહત્વ આપવામાં આવ્યું.

જવાહરને હૈદરાબાદમાં રાજાજી, પંત, મૌલાના આઝાદ, ડૉ. બિધન રૉય, મોરારજી દેસાઈ, જેવા પીઢ નેતાઓનો ટેકો મળ્યો. એમણે કુનેહથી પ્રશ્નોને ઉકેલ્યા ને વિખવાદને સ્થાને એકતા ને સમજૂતી આણ્યાં. સર્વેને સંતોષી કોંગ્રેસની ઘટતી જતી પ્રતિષ્ઠાને ટકાવી રાખી, કોંગ્રેસનાં ઓસરતાં પૂર અટકાવ્યાં. જવાહર અગાઉ કોંગ્રેસનાં પાંચ વખત પ્રમુખ બની ચૂકયા હતા, પણ આ અધિવેશનમાં એમને વરેલી સિદ્ધિઓ જોતાં આ છઠ્ઠીવારનું પ્રમુખપદ અનેક દષ્ટિએ અગત્યનું હતું. જવાહરે આ અધિવેશનમાં પોતાનો દિમાક પણ બહુ ઓછો ગૂમાવ્યો, ને આત્મસંયમની વૃત્તિ કેળવી. શકય તેટલી સમાધાનવૃત્તિ રાખી, વિરોધીઓને અનુકૂળ થવાનો સાચા દિલથી પ્રયત્ન કર્યો. જવાહરની લાગણીપ્રધાનતા ઉપર એમનામાં રહેલા મુત્સદ્દીએ વિજય મેળવ્યો.·૧૯૪૮ માં જવાહરની સરકારે હૈદરાબાદ ઉપર લશ્કરી વિજય મેળવ્યો, તો આ અધિવેશનમાં જવાહરે હૈદરાબાદને ફરી પાછું નૈતિક દષ્ટિએ જીતી લીધું, સૈન્યના બળથી નહિ પણ પ્રેમના બળથી.

હૈદરાબાદમાં પ્રેમનો વિજય મેળવી જવાહર સીકંદરાબાદ ગયા. ત્યાં એમણે કોંગ્રેસના કાર્યકર્તાઓ સમક્ષ ટૂંકું પ્રવચન કરતાં કહ્યું: "સામ્યવાદીઓનું એકતાનું ધ્યેય, ગરીબ અને શ્રીમંત વચ્ચેના તફાવતને દૂર કરવાની એમની નેમ એ બધું મને ગમે છે, પણ એ ધ્યેયની પ્રાપ્તિ માટે સામ્યવાદીઓ જે હિંસક માર્ગ અખત્યાર કરે છે તે દેશને વિઘાતક છે. સાધન અને સાધ્ય બન્ને એકસરખાંજ શુદ્ધ હોવાં જોઈએ. અશુદ્ધ સાધનો શુદ્ધ મંઝીલે પહોંચાડી શકે જ નહિ."

[ ૩૬ ]

# બહુરૂપી

હૈદરાબાદથી દિલ્હી આવી જવાહરે, ૨૬ મી જાન્યુઆરિએ પ્રજાસત્તાક દિનનો સંદેશ આપી, પાંચ વર્ષમાં હિન્દે કરેલી પ્રગતિનો ચિતાર આપ્યો અને જળસિંચાઈની યોજના, બંધારણનું ઘડતર, રાજ્યોનું વિલીનીકરણ, ચૂંટણી વગેરે સિદ્ધિની સમાલોચના કરી.

૩૦ મી જાન્યુઆરિએ, ગાંધીજીની પાંચમી મૃત્યુતિથિને પ્રસંગે યોજાયલી જાહેરસભામાં જવાહરે જમ્મુની પ્રજાપરિષદની પ્રવૃત્તિને કોમી અને દેશની વિઘાતક કહી વખોડી હતી. અને એથી હિન્દ અને કાશ્મીરના સંબંધો વણસશે એમ જણાવ્યું હતું. ને આંદોલન ચલાવનારાઓને ચેતવણી આપી હતી, કે, એમની પ્રવૃત્તિથી હિન્દના દુશ્મનને ફાયદો થાય છે અને એમને અવળા પ્રચાર માટે સહાયભૂત એવી સામગ્રી સાંપડે છે.

જવાહર લોકશાહી તત્વ પ્રત્યે કેટલા જાગૃત છે અને લોકશાહી ભયમાં ન મૂકાય એની તેઓ કેટલી તકેદારી રાખે છે, તેનું સરસ દૃષ્ટાન્ત એમણે, મુંબઈ સરકારની દારૂબંધીની નીતિ વિષે જાહેરમાં, શ્રી. ચિંતામણ દેશમુખે કરેલા ઉલ્લેખનો વિરોધ કરી પૂરું પાડ્યું હતું. જવાહર પોતે ભલે એમ માનતા હોય કે દારૂબંદી હાલતુરત અમલી ન બનાવવી, પણ તેથી, મુંબઈ સરકારને ઇષ્ટ લાગે તે કરવા તેને સંપૂર્ણ સ્વતંત્રતા હોવી જોઈએ અને કેન્દ્રીય સરકાર એ બાબતમાં ખોટું દબાણ કરી શકે નહિ. એમ કરવાથી લોકશાહી ભયમાં મૂકાય. તેથી એમણે એ વિષે જણાવ્યું કે: "કેન્દ્રના પ્રધાનો કે નાયબપ્રધાનો અવારનવાર રાજ્યોની સરકારને જાહેરમાં સલાહ આપવા બહાર પડે છે, એ સારું નથી. એમણે પોતાની મર્યાદા સમજવી જોઇએ. જ્યાં સલાહ આપવાનું અનિવાર્ય લાગે ત્યાં તેમણે તે કોંગ્રેસના પ્રમુખ દ્વારા અથવા તો મિત્રભાવે

ખાનગીમાં ઉચ્ચારવી જોઇએ." આ શબ્દો જવાહરની લોકશાહી સાચવવાની તકેદારી અને જાગૃતિનાં પ્રતીક છે.

થોડા દિવસ પછી, બ્રિટીશ રાજપુરુષ ઍટલી હિન્દ આવ્યા. એઓ રંગુનમાં સમાજવાદી પરિષદમાં હાજરી આપવા જતા હતા. એમણે હિન્દ અને બ્રિટન વચ્ચે જે મીઠો સંબંધ જળવાઈ રહ્યો છે તે પ્રત્યે સંતોષ વ્યક્ત કર્યો અને આઝાદી પૂર્વે હતા તેના કરતાં હાલ હિન્દમાં વધારે અંગ્રેજો છે, ને બ્રિટનમાં એક લાખ હિન્દીઓ વસે છે, જે બન્ને દેશોના મીઠા પ્રેમસંબંધના પ્રતીકો છે, એમ કહીને જવાહરની મુત્સદ્દીગીરી, પ્રતિભા અને વ્યક્તિત્વ પ્રત્યે આદર વ્યક્ત કર્યો હતો.

જગતનું રાજકારણ ખૂબ ઝડપથી બદલાતું જતું હતું. અમેરિકાના પ્રમુખ આઇઝનહોવરે ત્યાંની કોંગ્રેસ સમક્ષ પોતાની વિદેશ નીતિની જાહેરાત કરી તેમાં ફોર્મોસાની સામુદ્રધુની પરથી સાતમા કાફલાને હઠાવી લેવાની વાત કરી હતી. એમાં ચાંગ-કાઈ-શેકને ચીનની ધરતી પર આક્રમણ કરવા દેવાની અનુકૂળતા હતી. એશિયાવાસીઓને અંદરઅંદરથી લડાવી સામ્યવાદીવિરોધી મોરચો અમેરિકાને તૈયાર કરવો હતો. સામ્યવાદીઓ સામે કોઈ પણ લડવા તૈયાર થાય તો તેને સાથ આપવાની એમાં સ્પષ્ટ વાત હતી.

આના પ્રત્યાઘાત એશિયાના દેશો પર બૂરા પડ્યા. એશિયાના દેશોને સામ્યવાદ ગમતો નથી, તો સીંગ-મેન-રી કે ચાંગ-કાઈ-શેક જેવા અમેરિકાની મૂડી પર નભતા શાહીવાદી તત્વો તરફ પણ એને એટલી જ નફરત છે. અમેરિકાનો સામ્રાજ્યવાદ, ઇન્ડો-ચાઈનામાં ફ્રેન્ચદળોને સહાય્ય એ બધું એશિયાની જાગૃત પ્રજાને હવે આંખમાં કણીની જેમ ખૂંચતું હતું. એશિયાને તો આફ્રિકાના રંગભેદમાં અમેરિકા શું કરવા માગે છે, મલાયામાં બ્રિટીશ કે ઇન્ડો-ચાઇનામાં ફ્રેન્ચની જે હકૂમત છે તે દૂર કરવા અમેરિકા શું કરવા માગે છે તે હિન્દને અને એશિયાના જાગૃત દેશોને જાણવું હતું. એનું કશું સૂચન આઇઝનહોવરના ભાષણમાં નહોતું.

૧૦ મી ફેબ્રુઆરિ ૧૯૫૩ ને દિને જવાહરના પ્રધાનમંડળનાં એક સભ્ય ગોપાળ સ્વામી આયંગરનું અવસાન થયું રાજ્ય તરફથી એમની અંતિમવિધિ થઈ. એમણે હિન્દ આઝાદ થયું ત્યારથી પ્રધાન મંડળમાં મહત્વની કામગીરી બજાવી હતી. કાશ્મીર અંગેની નીતિમાં એમનીજ સલાહ સામાન્યતઃ લેવાતી હતી. જવાહરે એમને ભવ્ય અંજલિ આપી. એમણે એમના અવસાનથી મહત્વનો સાથી અને

શક્તિશીલ કાર્યકર ગૂમાવ્યો. સરદારના અવસાન પછી જવાહરને એક બીજી મહાન ખોટ પડી.

જમ્મુ પ્રજાપરિષદનું આંદોલન ચાલતું હતું. એ પ્રજાપરિષદ હિન્દની હિન્દુ મહાસભા અને જનસંઘની જ એક આવૃત્તિ હતી. એ કાશ્મીર રાજ્ય સામે આંદોલન ચલાવતી હતી. કાશ્મીરને સંપૂર્ણપણે હિન્દ જોડે જોડાવા તોફાન કરતી હતી. જમ્મુને હિન્દ જોડે સંપૂર્ણપણે જોડાવાની સ્વતંત્રતા હોવી જોઈએ એમ કહેતી હતી. આમ બાહ્ય દૃષ્ટિએ એ આંદોલન રાજકીય હોવા છતાં અંદર ખાનેથી કોમી અને હિંસાત્મક હતું. અને કાશ્મીરની સરકારને ઉથલાવી પાડવાનું એની પાછળ કાવતરું હતું. હિન્દુસભાના ને જનસંઘના નેતાઓએ એના સમર્થનમાં ભાષણો આપ્યાં. અને એ આંદોલનને હિન્દમાં ફેલાવાની ધમકીઓ આપી, એ એ આંદોલન પાછળનો હેતુ દર્શાવે છે. એ આંદોલન પદભ્રષ્ટ થયેલી રાજશાહીની ફરી માગણી કરતું હતું. કાશ્મીરની સરકારે જમીનદારી નાબૂદ કરી હતી અને જમીનદારો મોટે ભાગે હિન્દુ હતા, એટલે જમીનદારી નાબૂદીને એમણે હિન્દુઓને તગાડી મૂકવાનો તરીકો ગણ્યો. આ રીતે, મૂડીવાદ, શાહીવાદ વગેરે બધાં પ્રત્યાઘાતી બળો એકઠાં થઈ તોફાન કરતાં હતાં. એથી જવાહરે એ આંદોલનને સખતમાં સખત શબ્દોમાં વખોડી કાઢયું હતું. અને એ આંદોલનને સખત હાથે દાબી દેવાનો પોતાનો નિર્ણય જણાવ્યો.

ગ્રામોદ્ધાર જવાહરને કરવો હતો, પણ ગ્રામવિકાસ અને ગ્રામોદ્ધાર માટે પૂરતાં નાણાં નહોતાં. એવામાં અમેરિકા તરફથી બીનશરતે નાણાં મળ્યાં. અને તેથી જવાહરે, એમાં કોઈ બંધન ન હોવાથી નાણાં સ્વીકારી ગાંધીજીનાં જન્મદિનથી 'કોમ્યુનીટી પ્રોજેકટસ્' ને નામે ગ્રામોદ્ધાર ને ગ્રામવિકાસની યોજનાને અમલમાં મૂકી. જળસિંચાઈ, તળાવ, રસ્તા વગેરેનું બાંધકામ, કૂવા ખોદવા વગેરે કાર્યો, એ યોજના અનુસાર થયાં. અને સરકારી અમલદારો અને પ્રજાના સહકારથી આ કાર્યમાં સારી એવી પ્રગતિ થઈ શકી. પ્રજા પણ સ્વેચ્છાથી શ્રમદાન કરી સુધારણામાં સક્રિય સાથ આપવા લાગી. જવાહરની આ એક સિદ્ધિ કહી શકાય.

હિન્દના વડા સેનાપતિ જનરલ કેરીઆપ્પા, જેમણે, આમ પ્રજા અને સૈન્યની વચ્ચેનું અંતર દૂર કર્યું હતું અને જેમણે સૈનિકોને રાહતના કાર્યમાં ને દેશના રચનાત્મક કાર્યમાં રોકી એક નવો શિરસ્તો દાખલ કર્યો હતો, તેઓ નિવૃત્ત થયા, ત્યારે, જવાહરે મુક્તકંઠે એમની પ્રશંસા કરી, તથા એમને

ઑસ્ટ્રેલિયામાં હિન્દના હાઇ કમીશ્નર તરીકે નીમી, એમની શકિતનો લાભ હિન્દને ચાલુ મળતો રહે, એવી કુશળતા ભરી જોગવાઈ કરી.

હિન્દના પ્રજાસત્તાક દિને, પાકીસ્તાન જે સતત હિન્દવિરોધી અવળચંડો પ્રચાર કરતું હતું, તેના વડા પ્રધાન ખ્વાજા નાઝીમુદ્દીને હિન્દ જોડેની મૈત્રીની ઝંખના વ્યકત કરી. પાકીસ્તાન અને હિન્દ વચ્ચેની સાંસ્કૃતિક એકતાની વાત કરી, આર્થિક સ્વાવલંબ્મત અને ભૌગોલિક નિકટતાની વાત કરી, એણે હિન્દની મૈત્રી વાંછી. આ જવાહરની સચ્ચાઈનો વિજય હતો, કારણ કે, પાકીસ્તાન અને હિન્દ વચ્ચે જાહેર વૈમનસ્ય હતું.

પાકીસ્તાન અને હિન્દ વચ્ચે મુખ્ય વિવાદાસ્પદ પ્રશ્નો ચાર છે : કાશ્મીર, નહેરનાં પાણી, નિરાશ્રિતોની મિલકત અને પૂર્વબંગાળની લઘુમતી. આમાં કાશ્મીર સિવાય અન્ય પ્રશ્નો લવાદથી ઉકલે એવા હતા. કાશ્મીરના પ્રશ્નમાં તો બ્રિટન અને અમેરિકાનું વલણ સ્પષ્ટ રીતે પાકીસ્તાન તરફી હતું, એટલે લવાદ પર ભરોસો રખાય એમ હતું નહિ. બીજા પ્રશ્નો લવાદને સોંપવાની જવાહરે હમેશાં તત્પરતા બતાવી હતી, એટલે પાકીસ્તાનનો લંબાવેલો મૈત્રીનો હાથ જવાહરની નીતિનો વિજય હતો. જો કે, પાકીસ્તાનની અંદરઅંદરની ફાટફૂટ, ખોરવાયલું અર્થતંત્ર, મુસ્લિમદેશોની જૂથરચનામાં એને સાંપડેલી નિષ્ફળતા, ધાન્યની અછત વગેરે અનેક કારણો પણ પાકીસ્તાનના વલણ માટે જવાબદાર હતાં. પણ જવાહરે અપનાવેલા ગાંધીમાર્ગનો પણ આ વિજય ગણી શકાય.

કોંગ્રેસ અધિવેશન પછી જવાહરે પોતાની કારોબારીનાં નામો જાહેર કર્યાં. એમાં મંત્રીઓ તરીકે બળવંતરાય મહેતા અને શ્રીમન્ નારાયણ અગ્રવાલની પસંદગી કરી. ખજાનચી તરીકે શ્રી. મોરારજી દેસાઈની પસંદગી કરી. જવાહરે કેટલાક જૂના સભ્યોને પડતા મૂક્યા અને કેટલાક પીઢ કાર્યકર્તાઓને 'છોડી' નવલોહિયાળ કાર્યકર્તા લીધા. એ પસંદગીમાં જવાહરની કુનેહ, નીડરતા અને વેધકદષ્ટિનો આપણને પરિચય થાય છે. ટંડનજીને એમણે પડતા મૂકીને કોંગ્રેસમાં એકતા લાવવાનો પ્રયત્ન કર્યો. કારણ કે, જવાહર ને ટંડનજી બન્નેની જીવનદષ્ટિ જ ભિન્ન હતી. નવા સભ્યોમાં રાજાજી, ડૉ. બીધન રૉય વગેરેને લઇને કારોબારી ની પસંદગીમાં દીર્ઘદષ્ટિ, વિવેકબુદ્ધિ અને કુનેહ દર્શાવ્યાં અને કારોબારીની સંવાદિતા જાળવવાની કાળજી રાખી.

લોકસભાની બેઠક, ૧૧ મી ફેબ્રુઆરિએ મળી. તેમાં હિન્દની વિદેશનીતિ, આફ્રિકાની રંગભેદની નીતિ પ્રત્યે હિન્દનું વલણ, કાશ્મીર, નહેરનાં પાણી એ બધાંનો

રાજેન્દ્રબાબુએ પોતાના વ્યાખ્યાનમાં સ્પષ્ટ ખુલાસો કર્યો. આઈઝનહોવરના ભાષણથી આંતરરાષ્ટ્રીય ક્ષેત્રોમાં ઊભા થયેલા યુદ્ધના ભય વિષે સૂચન કર્યું. અને આંતરિક પ્રશ્નોમાં પંચવર્ષીય યોજના, કોમ્યુનીટી પ્રોજેક્ટની પ્રગતિ, અખબારી કમીશન, જળસિંચાઈની યોજનાઓ તથા આદિવાસીઓની સંસ્કૃતિ જાળવીને એમને સુધારવા થતા પ્રયત્નો એ બધાંની એમણે સ્પષ્ટ રૂપરેખા દોરી હતી.

રાજેન્દ્રબાબુના એ વ્યાખ્યાનની ચર્ચા દરમ્યાન જવાહર અને જનસંઘના નેતા શ્યામપ્રસાદ મુકરજી વચ્ચે સખત ટપાટપી થઈ ગઈ. શ્યામપ્રસાદે, દિલ્હીમાં, કોંગ્રેસ પેટા ચૂંટણી, પૈસા અને દારૂનો છૂટથી ઉપયોગ કરી જીતાઈ, તેનો ઉલ્લેખ કર્યો, ત્યારે જવાહર સમજ્યા કે સ્ત્રીઓનો પણ કોંગ્રેસે છૂટથી ઉપયોગ કર્યો, એટલે જવાહરે કહ્યું : "શરમજનક"

ડૉ. શ્યામપ્રસાદે કહ્યું : "અત્યંત શરમજનક"

આથી જવાહર ઉકળી પડ્યા. એમણે કહ્યું "ના, હું તમારા બેજવાબદાર, જંગલી, પાયા વગરના આરોપને શરમજનક કહું છું. તમારું ભાષણ તમારા વિકૃત માનસનો ખ્યાલ આપે છે."

શ્યામબાબુએ એજ સૂરમાં સામો ઉત્તર આપ્યો : "આ તમારો ગુસ્સોજ તમારા વિકૃત માનસનો સૌથી સરસ ખ્યાલ આપે છે. એ દર્શાવે છે કે તમે અમારી પર રાજ્ય ચલાવવા નાલાયક છો."

જવાહરે શ્યામબાબુને કાં તો એમના આરોપ સાબિત કરવાનું યા તો પાછા ખેંચી લેવા જણાવ્યું.

શ્યામબાબુએ કહ્યું : "એમાં મિજાજ ગુમાવવાની કાંઈજ જરૂર નથી."

જવાહર કહે : "એ હક તો તમારો હશે ખરું ?"

શ્યામબાબુ કહે : "ના, મિજાજ ગુમાવાનો તો પંડિત જવાહરલાલ નેહરુનો જન્મસિદ્ધ હક છે."

આમ જવાહરે રાજ્યના એક વડા તરીકે આમ મિજાજ ગુમાવ્યો તે યોગ્ય કર્યું નહિ. સામાન્યતઃ એમના જેવી જવાબદાર વ્યક્તિએ પોતાનો મિજાજ કાબૂમાં રાખવો જોઈએ. લોકસભામાં વિરોધપક્ષના નેતાના માનસને વિકૃત કહેવું, એના શબ્દોને જંગલી કહેવા એ અસહિષ્ણુતાની પરાકાષ્ઠા છે. જવાહરના યશસ્વી અને સફળ જીવનની આ એક મર્યાદા છે, નબળાઈ છે. સામાની દલીલને ખેલદિલીથી

સેવાની વૃત્તિ જોઇએ, પોતાનું ગૌરવ જાળવી રાખવાની જે શક્તિ હોવી જોઈએ, તેનો અભાવ જવાહરમાં આ પ્રસંગે સ્પષ્ટતઃ જણાતો હતો. જે ઉદારતા જોઈએ, જે સૌજન્ય જોઇએ, તે ગેરહાજર હતાં.

શ્યામબાબુએ ગુસ્સામાં પણ એક વાત સાચી કહી કે દિમાક્ ગૂમાવવાનો તો જવાહરનોજ જન્મસિદ્ધ હક છે. જવાહરે જીવનમાં કેટલીયવાર દિમાક્ ગૂમાવીને સ્વજનોને દુશ્મન બનાવ્યા છે. આ જાતની નબળાઈ, એમનો વૈભવમાં ઉછેર થયો તેનું સ્વાભાવિક પરિણામ છે. એમાં વેરની ભાવના નથી. સામાને ઉતારી પાડવાની વૃત્તિ નથી, પણ લાગણીવિવશતાની એ અસર છે. વસ્તુસ્થિતિ આ પ્રકારની હોવા છતાં, જવાહર તરતજ સ્વસ્થ બની જાય છે, અને એમની પર જે ટીકા થાય છે, તેનો એઓ સ્વસ્થતાથી, ગંભીરતાથી અને પ્રતીતિકર રીતે જવાબ આપે છે.

શ્યામબાબુ અને બીજા વક્તાઓની ટીકાઓનો જવાબ, જવાહરે ગંભીરતાથી તથા ગૌરવપૂર્ણ રીતે આપ્યો અને સૌને સંતોષ્યા.

જવાહરે કલ્યાણરાજ્યની ભારતની કલ્પનાનો ઉલ્લેખ કરી, એ વિષે કોઈને મતભેદ નહિ હોય એવી આશા વ્યક્ત કરી, અને એ દિશામાં હિન્દે કરેલી પ્રગતિનો વિગતથી ખ્યાલ આપ્યો. ચીનને સંયુક્ત રાષ્ટ્રસંસ્થામાં સ્થાન મળવું જોઈએ એમ ભારપૂર્વક જણાવ્યું. આઇઝનહોવરની નીતિની સખત ઝાટકણી કાઢી, ને કહ્યું: "આપણે કોઈના આજ્ઞાધારી સેવક બનવા માગતા નથી,' પણ એનો અર્થ એવો નથી કે આપણે બીજા રાજ્યોનો સહકાર ઇચ્છતા નથી. પણ બધાંનાં સલાહસૂચનો લઈને આપણને યોગ્ય લાગે તે દિશામાં પ્રસ્થાન કરીએ છીએ."

જવાહરે વધુમાં જણાવ્યું કે: "આપણે સ્વાતંત્ર્યયુદ્ધ લડતા હતા, તે વખતના જેવીજ આપણી પરદેશનીતિ છે......આપણી પાસે ફોજી કે આર્થિક બળ નથી પણ નૈતિક બળ છે, જે બીજા પાસે નથી. આપણી પાસે વિનાશ અટકાવવાની પ્રબળ ઇચ્છા છે અને માનવ પ્રગતિની ઉગ્ર તમન્ના છે. આપણી નીતિએ અનેક દેશોને આપણા સાચા મિત્રો બનાવ્યા છે. આપણે બીજા દેશોને ભાંડતા નથી. કોઇને બેઈજ્જત કરતા નથી. કોઇની સામે બૂમબરાડા પાડી કોઇને ઉતારી પાડવાની કોશિશ કરતા નથી. એથીજ જગત આપણી પ્રત્યે માનથી અને દોસ્તીના નાતાથી જુએ છે." જવાહરે આ નીતિનું અક્ષરશઃ પોતાની વિદેશનીતિમાં પાલન કર્યું છે.

લોકસભામાં આગલે દિવસે એમની ને શ્યામપ્રસાદ વચ્ચે જે વાક્‌યુદ્ધ થયું હતું અને પોતે દિમાગ્ ગૂમાવીને ગુસ્સામાં ગમે એમ બોલ્યા હતા તે માટે તેમણે લોકસભાની અને ખાસ કરીને ડૉ. મુકરજીની જાહેર માફી માગી, પોતાની ખેલદિલી, ઉદારતા અને આત્મનિરીક્ષણની શક્તિની પ્રતીતિ-કરાવી. એમણે નિખાલસતાથી પોતાની ભૂલ કબૂલ કરી, લોકસભાને પોતાની વિરલ માનવતાથી જીતી લીધી.

સંયુક્ત રાષ્ટ્રસંસ્થા પોતાના સિદ્ધાંતોનું યથાર્થતઃ પાલન કરતી નથી એ વાતનો જવાહરે સ્વીકાર કર્યો, અને શાંતિને માટે સ્થપાયલી સંસ્થા, યુદ્ધ અને વિખવાદની હવા પેદા કરતી હતી તે માટે દુઃખ પણ પ્રગટ કર્યું. અને એ પરિસ્થિતિમાં શાંતિસ્થાપના માટે હિન્દે કરેલી કામગીરીની વિગતો આપી, વિરોધીઓને જીતી લીધા.

પાકીસ્તાને હિન્દ ઉપર એવો આક્ષેપ મૂકયો હતો, કે હિન્દ નહેરોનાં પાણી પાકીસ્તાનને પૂરાં પાડતું નથી અને એ રીતે પાકીસ્તાનને ભૂખે મારે છે. પાકીસ્તાનના આ આક્ષેપ પર લંડન ને અમેરિકાના અખબારોમાં અગ્રલેખ લખાયા. એનો રદિયો આપતાં જવાહરે કહ્યું કે: "પાકીસ્તાને આ બાબતમાં હિન્દને એકપણ પત્ર લખ્યો નથી કે વિરોધ નોંધાવ્યો નથી. નહેરમાં પાણી નથી કારણ કે હિન્દમાં વરસાદ ઓછો છે. એટલે, નદીઓમાં પૂરતાં પાણી નહોતાં, તો પાકીસ્તાનને પાણી ક્યાંથી મળે? વળી, પાકીસ્તાનને કેટલું પાણી મળશે તે હિન્દે પાકીસ્તાનને જણાવ્યું હતું ત્યારે પાકીસ્તાને કશો વિરોધ કર્યો નહોતો. અખંડ પંજાબની ૨૬ નહેરોમાંથી પાકીસ્તાનને ભાગે ૧૨ નહેરો આવી હતી. એ નહેરો પર ભારતનો બિલકુલ કાબૂ નથી, છતાં પાકીસ્તાન ભારતને બદનામ કરે છે. ૧૯૪૮ ના કરાર પ્રમાણે હિન્દ પાકીસ્તાનને પાણી આપ્યેજ જાય છે, આમ હિન્દની નીતિ સ્પષ્ટ છે." આ રીતે જવાહરે પોતાના ભાષણમાં હિન્દનું દિલ સાફ હતું, તેની ખાતરી કરાવી આપી અને પાકીસ્તાનનાં જૂઠાણાંને ઉઘાડું પાડયું.

જવાહરે, ફેબ્રુઆરિની ૨૧ મી એ, તીલૈયા બંધ-દામોદર ખીણયોજનાનો પ્રથમપૂર્ણ તબકકો-જેનાથી પૂરો થયો તે, અને બોકરો વિજળીક શક્તિ ઉત્પાદન કેન્દ્ર ખૂલ્લાં મૂક્યાં. આનાથી દેશની પ્રગતિ અને સમૃદ્ધિ ઘણી વધશે એમ એમણે આ પ્રસંગે જણાવ્યું. એમણે કહ્યું: "આ ખીણમાંથી નવું હિન્દ જન્મે છે, જે આપણ સ્વાપ્નનું હિન્દ છે." આ યોજનાઓ માટે હિન્દ પરદેશની મદદનો સ્વીકાર કરે છે તેનો બચાવ કરતાં જવાહરે જણાવ્યું: "લોકો આપણે

પરદેશી મદદ અને નિષ્ણાતો લઈએ છીએ તેની ટીકા કરે છે. આ બંધ અને વિજળી ઉત્પાદન કેન્દ્ર ભલે પરદેશીઓએ બાંધ્યાં હોય પણ એ હિન્દનાં જ છે. એ બંધ જમશેદપૂરનાં લોખંડનાં કારખાનાં, પિત્તળની ધાતુઓની ખાણો, તથા સીમેન્ટનાં કારખાનાંઓને વિજળી પૂરી પાડશે ને એનાથી બેકારી ટળશે, દેશનું ઔદ્યોગિક ઉત્પાદન વધશે અને જીવનધોરણ ઊંચું આવશે."

દિલ્હીમાં, હિન્દમાં રેલ્વેની સ્થાપનાને સો વર્ષ પૂરાં થયાં તે અંગે રેલ્વેશતાબ્દિની ઉજવણી થઈ. અને તેમાં રેલ્વેનો ઉત્ક્રાન્તિક્રમ દર્શાવતું પ્રદર્શન જવાહરે ખૂલ્લું મૂકયું, તે વખતે એમણે કહ્યુ: "આપણા સ્વપ્નાંનું હિન્દ ઘડાઈ રહ્યું છે......આપણે કેટલીક સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે. હું ભાવિમાં ડોકિયું કરું છું અને મને નૂતન હિન્દ આકાર લેતું લાગે છે."

જગતની અંદર મહાન બનાવો બની રહ્યા હતા. રશીયાનો તારણહાર, નૂતન, રશીયાનો જન્મદાતા, મહાન સ્ટેલીન મૃત્યુ પામ્યો. સ્ટેલીનને ભવ્ય અંજલિ આપતાં જવાહરે લોકસભામાં કહ્યું: "એ હમેશાં શાંતિની તરફેણમાં હતા. માર્શલ સ્ટેલિનનો વિચાર કરતાં આપણી નજર આગળથી ૩૫ વર્ષનો ઇતિહાસ ચાલ્યો જાય છે. સ્ટેલિન સિવાય બીજી કોઈ વ્યક્તિ એવી નથી કે જેણે ઇતિહાસને ઘડ્યો હોય કે જેના પર અસર કરી હોય. શાંતિ ને યુદ્ધમાં તેઓ મહાપુરુષ હતા. તે અભુતપૂર્વ વ્યક્તિત્વવાળા હતા......અને જેણે પોતાના પુરૂષાર્થથી યુગનું ભાવિનિર્માણ કર્યું હતું". જવાહરે આમ જગતના એક મહાન પુરુષની યોગ્ય શબ્દોમાં તારીફ કરી.

જવાહરની વિદેશનીતિ પર લોકસભામાં ચર્ચા થઈ. એ બધાનો ઉત્તર વાળતાં એમણે જણાવ્યું: "વિદેશનીતિ કાંઈ કોંગ્રેસપક્ષની નીતિ નથી, કે એ નીતિ કાંઈ મારા દિમાકમાંથી આવી નથી. પરન્તુ, આપણે જે સંજોગોમાં જીવીએ છીએ, તે સંજોગોમાંથી, આપણી ઐતિહાસિક ભૂમિકા અને બનાવોના સંદર્ભમાંથી એ ઉદ્દભવી છે. એ નીતિ અનિવાર્ય છે."

[૩૭]

# નેતાઓ જોડે મંત્રણા

માર્ચ ૧૯૫૩ એ જવાહર માટે ખૂબજ અગત્યનો મહિનો કહી શકાય. એ માસમાં જવાહરે એક મુત્સદ્દીભર્યું, હિંમતભર્યું અને ચોંકાવનારું પગલું ભર્યું. અને તે પ્રજાસમાજવાદી પક્ષના નેતા શ્રી. જયપ્રકાશ નારાયણ જોડે મુલાકાત અને મંત્રણા. એ મુલાકાતમાં રાજ્યતંત્રમાં કોંગ્રેસ અને પ્રજાસમાજવાદી પક્ષના રાજ્યોની સરકાર અને મધ્યસ્થ સરકાર જોડે સહકારની વિચારણા થઈ. એ ચર્ચા માટે એમણે જયપ્રકાશને ભાવભીનું નિમંત્રણ આપ્યું હતું. જવાહરને લાગતું હતું, કે દેશનું હિત, કોંગ્રેસ પ્રજાસમાજવાદી પક્ષના સહકારથી સરકારનું તંત્ર સંભાળે એમાં છે. એટલે, પોતાના પક્ષની વિશાળ બહુમતી છે, એની પરવા કર્યા વિના, એમણે વિરોધીઓ પ્રત્યે પ્રેમનો હાથ લંબાવ્યો.

જવાહર ગાંધીજીના માનસપુત્ર હતા, માટે જ આ પરિસ્થિતિ શક્ય બની. એઓને કેટલાક સરમુખત્યાર કહે છે, પરન્તુ, એમનામાં સમષ્ટિને માટે વ્યક્તિની કુરબાની કરવાની ભાવના છે, તે આ પ્રસંગ પરથી સાબિત થાય છે. જવાહર જ્યારે કોંગ્રેસના પ્રમુખ હતા, ત્યારે એમણે જયપ્રકાશને પોતાની કારોબારીમાં લઈને એમનું બહુમાન કરેલું. પ્રજાસમાજવાદી પક્ષની શક્તિ કેવળ વિરોધમાં વેડફાઈ જાય તેને બદલે એ શક્તિનો વિનિયોગ સરકારી તંત્રને વ્યવસ્થિત કરવામાં થાય, અને પ્રજાહિતનું રચનાત્મક કાર્ય થાય એ હેતુથી આ મુલાકાત એમણે ગોઠવેલી.

આથી પ્રથમ જ્યારે જયપ્રકાશ ફેબ્રુઆરિમાં દિલ્હી આવેલા ત્યારે જવાહરે એમને મૈત્રીભરી વાતચીત માટે બોલાવેલા, અને તે વખતે એમને લાગેલું કે બન્ને પક્ષના સિદ્ધાંતોમાં ઘણી સમાનતા છે. આથી એમણે માર્ચમાં મધ્યસ્થ સરકાર અને રાજ્યોમાં બન્ને પક્ષોના સંયુક્ત પ્રધાન મંડળોની સ્થાપના પર વિચારણા કરવા, સમાજવાદી પક્ષના અધિકૃત પ્રતિનિધિ તરીકે જયપ્રકાશને નિમંત્ર્યા.

જવાહરની આ નીતિ ઘણા કોંગ્રેસવાદીઓને નાપસંદ હતી. અને જયપ્રકાશે જ કહ્યું તેમ: 'નેહરુનું આ પગલું હિંમત ભર્યું, વિશિષ્ટ અને મુત્સદ્દીગીરી ભર્યું હતું. કારણ કે, મધ્યસ્થ સરકારમાં કે રાજ્યોની સરકારમાં સંયુક્ત પ્રધાનમંડળો સ્થાપવાની કોંગ્રેસને જરા જેટલીય આવશ્યકતા નહોતી." આમ છતાં, આચાર્ય નરેન્દ્ર દેવ, જયપ્રકાશ કે કૃપલાણી જેવા નેતા સરકારમાં આવે તેથી એક નવી હવા પેદા થાય. પ્રજાને સરકારમાં ઈતબાર આવે ને પ્રજાહિતનું કાર્ય વેગથી ચાલી શકે એટલા માટે જવાહરે આ સાહસ ખેડયું.

વાટાઘાટો ઘણી મૈત્રીભરી હતી. જયપ્રકાશે ચૌદ શરતો મૂકી, અને એ શરતો જવાહર માન્ય રાખે તો જ પોતાનો પક્ષ એમાં જોડાય એમ એમણે જવાહરને જણાવ્યું. એ શરતો નીચે પ્રમાણે હતી: રાજાઓ અને સરકારી નોકરોને આપેલી બાંયધરી રદ કરવી; ઉપલી ધારાસભાઓની સદંતર નાબૂદી; સત્તાનું વિકેન્દ્રીકરણ; અદાલતોમાં સુધારા અને લાંચરુશ્વત ને કાળાં બજાર માટે તત્કાળ પગલાં લેવાય તે માટે બંધારણમાં જરૂરી ફેરફાર; ભાષાકીય, આર્થિક ને વહીવટી તંત્રને લક્ષમાં રાખી રાજ્યોની પુનર્ઘટના અને તે માટે લોકસભાદ્વારા કમીશનની નિમણૂક; આર્થિક અસમાનતા ને શોષણને અટકાવવા માટે જમીનની પુનઃ વહેંચણી; જમીનના નાના વિભાગીકરણની વિરુદ્ધ કાનૂન; પડતર જમીનની મજૂરોને વહેંચણી; બેંક ને વીમા કંપનીઓનું રાષ્ટ્રીયકરણ; ક્રમશઃ રાજ્યના વેપારની ખીલવણીઃ દરેક ઉદ્યોગોમાં થોડાં કારખાનાંઓ સરકારે ચલાવવાં, કોલસા, લોખંડ વગેરે ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ; નાના ઉદ્યોગો ને મોટા ઉદ્યોગોની સીમાનું નક્કી કરવું; નાના ઉદ્યોગોનું રક્ષણ; અને મોટા સરકારી નોકરોના પગારમાં ઘટાડો, તથા સ્વદેશીની ભાવનાનું સર્વાંગી પાલન ને ઉત્તેજન.

જવાહરને આ મુદ્દાઓ સ્વીકાર્ય લાગ્યા. એમાં મતભેદ નહોતો, છતાં એ ધીમે ધીમે અમલી બનાવાય એમ એઓ માનતા હતા. એમને લાગ્યું કે આવી ક્રાન્તિ જરૂરી હોવા છતાં એને માટે યોગ્ય સમય પાકયો નથી. જવાહર માનતા હતા, કે કેટલાક ઉદ્યોગોમાં ખાનગી માલિકી રહે એથી દેશને કશી જ હાનિ નહોતી. જવાહર જયપ્રકાશની શરતો વ્યક્તિગત રીતે સ્વીકારે એમ હતું, પણ વડાપ્રધાન કે કોંગ્રેસપ્રમુખ તરીકે એઓ જયપ્રકાશે માંગેલી બાંયધરી આપી શકે એમ નહોતું. એટલે મંત્રણાઓ પડી ભાંગી, છતાં, આવી મુલાકાતો વારંવાર થાય, અને કોંગ્રેસ અને સમાજવાદીપક્ષ વચ્ચે સહકાર ચાલુ રહે એવી હાર્દિક ઇચ્છા એમણે જયપ્રકાશ સમક્ષ વ્યક્ત કરી. જયપ્રકાશ માનતા હતા, કે આ શરતો

મંજૂર થાય તો જ દેશમાં નવી હવા પેદા થાય ને પ્રજાનો સહકાર મળે. એટલે એઓ જરા પણ હઠવા તૈયાર નહોતા. એટલે મંત્રણા પડી ભાંગી.

જવાહર માનતા હતા, કે એકવાર પ્રજાસમાજવાદી પક્ષ સહકાર આપવાનું કબૂલે તો પછી વિગતો તો પાછળથી નક્કી થઈ શકે. એટલે આમ બન્ને વચ્ચે મતભેદ બહુ ઓછો હતો. આ મુલાકાતથી જવાહરની તેમજ જયપ્રકાશની સહૃદયતાની, ખેલદિલીની, અને નિખાલસતાની ખાતરી થઈ. જયપ્રકાશે જણાવ્યું કે રચનાત્મક કાર્યક્રમમાં તો કોંગ્રેસને એમના પક્ષનો સહકાર હતો જ, પણ ઈતરક્ષેત્રમાં પણ જ્યાં સમાનદૃષ્ટિ છે, ત્યાં એમના પક્ષનો કોંગ્રેસને સહકાર મળશે. અત્યારે પણ ભૂદાન જેવા કાર્યક્રમમાં બન્ને પક્ષો પૂર્ણ સહકારથી કામ કરે છે. વળી, જયપ્રકાશના કેટલાક મુદ્દાઓ પરત્વે કોંગ્રેસ પગલાં ભરી રહી છે, જેમ કે, ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ, જમીનની પુનઃ વહેંચણી, સ્વદેશીને ઉત્તેજન વગેરે. પણ, દુર્ભાગ્યે બન્ને પક્ષનો સહકાર સક્રિય રૂપ લઈ શક્યો નહિ. ને જવાહરનો આવો મહાન પ્રયત્ન ફળદાયી ન નીવડ્યો.

બ્રહ્મદેશના વડા પ્રધાન યુનુએ નાગાપર્વતના બ્રહ્મદેશની તરફના ને હિન્દની સરહદના વિસ્તારનું અવલોકન કરવા જવાહરને આમંત્ર્યા ને જવાહર સંમત થયા. ને બન્ને દેશના વડા પ્રધાનોએ નાગા પ્રદેશનો સાથે પ્રવાસ કરવો એમ નક્કી થયું. એ અનુસાર જવાહર ઈમ્ફાલ જવા ઉપડ્યા.

જવાહર જેવા ઈમ્ફાલ ગયા કે તરતજ નાગાજાતિના વડાઓએ પોતાના ચિત્રવિચિત્ર પોશાકમાં જવાહરનું સ્વાગત કર્યું. મણિપુરના રાજાએ એમનું શાહી સ્વાગત કર્યું. મહારાજાએ ઈમ્ફાલ નદીના અફાટ જળવિસ્તાર પર હોડીઓની શરતનો કાર્યક્રમ ગોઠવ્યો હતો. એ રંગદર્શી ને રોમાંચક હરીફાઈ દશહજાર જેટલા પ્રેક્ષકોએ નિહાળી. શરતના જળમાર્ગ ઉપર થોડે થોડે અંતરે મણિપુરની રમણીઓ નાની નાની હોડીઓમાં પોતાના ચિત્રવિચિત્ર પોશાકમાં સજ્જ થઈને, લીલીછમ ટેકરીઓની પશ્ચાદભૂમાં આ દૃશ્ય જોતી હતી. આથી વાતાવરણ જાણે ગંધર્વલોક જેવું બની ગયું હતું.

ત્યાંની કૉલેજના વિદ્યાર્થીઓ સમક્ષ ભાષણ આપતાં જવાહરે જણાવ્યું: "આપણી વસ્તી વધારે હોવાને લીધે આપણો દેશ મહાન નથી. મહત્વ સંખ્યાનું નહિ પણ કક્ષાનું છે. સરસ તાલીમ પામેલી, સારું ચારિત્ર્ય ધરાવતી અને શિસ્તનું મહત્વ સમજતી પ્રજા ઉપરજ રાષ્ટ્રના ભાવિનો આધાર છે."

જવાહર યુનુની જોડે જ્યારે લુશાઈ ટેકરીઓમાં ગયા, ત્યારે લુશાઈઓએ પણ બન્ને વડા પ્રધાનોનું સારું સ્વાગત કર્યું. એમને માટે આસોપાલવનાં તોરણો

આંધી એમની પર પુષ્પવૃષ્ટિ કરી. એક ગામડાંમાં તો લુશાઈ છોકરીઓ ફૂલોથી શણગારાયલી એક ખુરશીપર જવાહરને બેસાડી થોડે દૂર લઇ ગઇ હતી.

લુશાઈ ટેકરીઓની એક જંગી સભામાં, કે જેમાં આસપાસના વિકટ ડુંગરાળ પ્રદેશોમાંથી હજારોની સંખ્યામાં શ્રોતાઓ આવ્યા હતા, તેમને જવાહરે જણાવ્યું : "ભારત કોઇની સાથે યુદ્ધમાં ઉતરવા ઇચ્છતું નથી. તેમ એ કોઇની સાથે અથડામણમાં આવવા ઇચ્છતું નથી. હિન્દ તો બધા જોડે શાંતિનો નાતો ઇચ્છે છે."

કોહિમાની સભામાં, જે નાગાઓ સ્વતંત્રતાની માગણી, પરદેશીઓની ભંભેરણીથી કરતા હતા, તેઓ જવાહર જેવા ભાષણ કરવા ઊભા થયા, કે સભાત્યાગ કરીને ચાલી ગયા. તેમની સંખ્યા ત્રણશોની હશે. જવાહરે એમના ભાષણમાં સ્પષ્ટ જણાવ્યું કેઃ "સ્વતંત્રતા માટેની માગણી એ બહારની દોરવણીની અસર છે."

આ રીતે બન્ને દેશના વડા પ્રધાનોએ ત્યાંની પ્રજાપર પોતાના સહસંચારથી એ બન્ને દેશો એકજ છે એવી અસર પાડી.

જવાહર એ પ્રવાસ પૂરો કરી દિલ્હી આવી પહોંચ્યા. દિલ્હી કોંગ્રેસ સમિતિએ જાહેરસભા યોજી હતી તેમાં પ્રવચન આપતાં એમણે દક્ષિણ આફ્રિકાની ગોરીપ્રજાનું દમન વખોડી કાઢ્યું હતું અને ગોરી તથા રંગીન પ્રજાનો વિગ્રહ વિશ્વવ્યાપી ભડકામાં ન પરિણમે તે માટે ચેતવણી આપી હતી.

માઉ માઉની પ્રવૃત્તિ વિષે બોલતાં એમણે કહ્યું હતું કે એ પીડિત આફ્રિકાવાસીઓની ક્રાન્તિ છે, અને ગોરાઓને જણાવ્યું હતું કે એમના અમાનુષી અત્યાચારોથી આફ્રિકાની જાગૃત થયેલી પ્રજા દબાશે નહિ. અને જો આમ ચાલશે તો એ પ્રશ્ન આફ્રિકાનો પ્રશ્ન મટી સમગ્ર હિન્દનો પ્રશ્ન બની જશે.

લોકસભાની ચર્ચામાં સામ્યવાદી સભ્ય શ્રી. હીરેન મુકરજીએ હિન્દ રાષ્ટ્રસમૂહમાં રહે તેની સખત ટીકા કરી હતી, તેનો જવાબ આપતાં જવાહરે કહ્યું હતું કે એથી હિન્દને કોઈપણ બંધન સ્વીકારવું પડતું નથી. આપણે આપણી પોતાની શરતે રાષ્ટ્રસમૂહમાં રહ્યા છીએ. રાષ્ટ્રસમૂહ જોડેનું આપણું જોડાણ બંધારણીય પણ નથી કે કાયદેસરનું પણ નથી. એ માત્ર મૈત્રીભરી સમજૂતીજ છે.

૧૨ મી એપ્રિલે, રૂડકીમાં 'મકાન સંશોધન પ્રયોગશાળા'નું ઉદ્‌ઘાટન કરતાં જવાહરે જણાવ્યું : "હિન્દની પુનર્રચનામાં પ્રયોગશાળાઓ ઘણો મહત્વનો

ફાળો આપી શકે. આપણો દેશ જો અણુશક્તિનો રચનાત્મક ઉપયોગ નહિ કરે તો એ પાછળ રહી જશે. અણુશક્તિ જેટલી વિનાશક છે એટલી સર્જક છે. એથી એ શક્તિનો, ખેતીવાડી, ઉદ્યોગ વગેરેના વિકાસમાં વિનિયોગ થવો જોઈએ....... અત્યારે મુખ્ય પ્રશ્ન ગ્રામોન્નતિનો છે, અને તેથી જ આપણે પંચવર્ષીય યોજના કરી છે. આવાં કારખાનાંઓ ને પ્રયોગશાળાઓ દ્વારા આપણે આમજનતા માટે સુઘડ, સારાં ને સગવડવાળાં ઘરો બાંધવાં જોઇએ." આ રીતે જવાહર પ્રસંગ મળતાં પોતાના રાજકીય, સામાજિક, આર્થિક એમ ભિન્ન ભિન્ન ક્ષેત્રમાં પોતાનાં મંતવ્યો ઉચ્ચારે છે. એમનો વિચાર પ્રવાહ અદ્યતન અને સર્વવ્યાપી છે. અને નદીના પ્રવાહની જેમ, દરેક પ્રદેશની નવીનતા એ અપનાવતો ચાલ્યો જાય છે.

ત્યાં એકાએક સમાચાર આવ્યા. મહારાષ્ટ્રમાં દુષ્કાળના ઓળા ઘેરાતા જાય છે. પ્રજા સીઝાઈ ગઈ છે. આવા સમાચાર મળતાં જવાહર જેવો પ્રજાનાયક દિલ્હીમાં શાંત ચિત્તે બેઠો રહે ? એટલે જવાહર ઉપડ્યા મહારાષ્ટ્રના દુષ્કાળગ્રસ્ત વિસ્તારોના પ્રવાસે.

જવાહરનો મહારાષ્ટ્રનો પ્રવાસ વિજળીક પ્રવાસ હતો. દિવસ આખો એઓ વૈશાખના ધોમધખતા તાપમાં, ખાડા, ટેકરા અને ધૂળવાળા માર્ગ પર થઈને, મોટે ભાગે જીપમાં તો ક્યારેક પગપાળા પ્રવાસ કરતા. રોજ સંખ્યાબંધ ભાષણો કરતા અને સરકારી કામમાં પરોવાયલા રહેતા. રોજના બસો બસો માઈલના પ્રવાસ પછી, એઓ પોતાના દફતરનું કામ સાંભળીને થોડી ઊંઘ લઈ લેતા. એઓ પોતાના દૈનંદિન કાર્ય માટે એટલા જાગરૂક હતા, કે રોજ દિલ્હીથી અગત્યની ફાઇલો લઈ એક માણસ વિમાનમાં જવાહર પાસે આવતો. જવાહર મોડી રાત સુધી એ ફાઇલો જોઈ સવારમાં સૂચનાઓ કરી પાછી મોકલતા.

આ રીતે જવાહરે ૧૨૦૦ માઈલનો પ્રવાસ કર્યો અને એમણે દશ લાખથી વધારે માનવમેદની સમક્ષ ભાષણો કર્યાં. ૭ દિવસમાં ઓછામાં ઓછી પચાસ સભાઓ ગજવી. જવાહરના આ પ્રવાસ વિષે મોરારજીભાઈ જે એમની જોડે હતા તેમણે કહ્યું કે : "એઓ એક ક્ષણ પણ નકામી જવા દેતા નહોતા. જ્યારે અસહ્ય ગરમીથી એઓ થાકતા ત્યારે થોડો સમય સૂઈ જતા. પણ જ્યારે જ્યારે એમને સત્કારવા ગ્રામજનોનાં ટોળાં આવે ત્યારે એમને જગાડવાનું એમણે કહી રાખ્યું હતું." જવાહરે પોતાના આ પ્રવાસ વિષે પત્રકારોને જણાવ્યું હતું કે : "આ ૧૨૦૦ માઈલના પ્રવાસમાં મેં પ્રજામાં જે ઉત્સાહ જોયો તેવો ક્યાંય જોયો નથી. આ ઉત્સાહ પ્રજામાં આવેલી જાગૃતિનું એક આશાભર્યું એંધાણ છે. આ પ્રદેશની પ્રજાના ઉત્સાહથી હું જાણી શક્યો છું કે રાષ્ટ્ર ઘડતર માટે જો લોકોની આ શક્તિનો રચનાત્મક કાર્યમાં ઉપયોગ થાય તો ઘણું થઈ શકે."

જવાહરે પોતાના પ્રવાસથી હતોત્સાહ અને નિરાશાવાદી મહારાષ્ટ્રમાં ઉત્સાહ અને આશા પ્રેર્યાં. એમણે મહારાષ્ટ્રના ૧૨ જીલ્લામાંથી ૮ જીલ્લાનો પ્રવાસ કર્યો. જવાહરે મુંબઈ સરકારને દુષ્કાળ રાહતની કામગીરી માટે અભિનંદન આપ્યાં. એમને મહારાષ્ટ્રના હિન્દુ, મુસ્લિમ, ઇસાઈ સર્વેએ સત્કાર્યા. એમના આગમન સમયે મુસ્લિમો એ કુરાનમાંથી સ્તોત્ર ગાયાં હતાં. ખ્રિસ્તીઓએ દેવળના ઘંટ વગાડી એમનું સ્વાગત કર્યું હતું. જવાહરે આ પ્રવાસ દરમ્યાન, લોકમાન્ય ટિળકનું જન્મસ્થાન, બ્રહ્મીરાજનું કારાગાર, અહમદનગરમાં પોતે જે કારાવાસમાં રહ્યા હતા, તે અહમદનગરનો ઐતિહાસિક કિલ્લો, એમણે ફરીવાર જોયો. અને પોતે ત્યાં સમય શી રીતે પસાર કરતા હતા તે જણાવ્યું. અને એ રીતે મહારાષ્ટ્રમાં પ્રેમની ને શુભેચ્છાની વર્ષા વર્ષાવી જવાહર મુંબઈ આવ્યા.

જવાહર પાછા દિલ્હીમાં આવ્યા ત્યાં તો હિન્દના પડોશી રાજ્ય પાકીસ્તાનમાં ઊથલપાથલ થઈ ગઈ હતી. પાકીસ્તાનના વડા પ્રધાન ખ્વાજા નાઝીમુદ્દીન દેશમાં સુલેહશાંતિ સ્થાપવામાં નિષ્ફળ નીવડ્યા છે એમ કહી એમની બરતરફી કરવામાં આવી. એમને સ્થાને અમેરિકાના પાકીસ્તાની એલચી મહમદઅલી વડા પ્રધાન નીમાયા.

આ પરથી એટલું ફલિત થતું હતું કે આ ખટપટમાં અમેરિકાનો દોરીસંચાર હતો. પાકીસ્તાનને પાંખમાં લઈ, એનાં વિમાનીમથકો લઈ, ત્યાં સોવિયેટવિરોધી મોરચો તૈયાર કરવાનો એમનો હેતુ દેખાતો હતો.

મહમદઅલીએ હોદ્દો સંભાળતાં વેંતજ જવાહરને શુભેચ્છાનો સંદેશો પાઠવ્યો. અને હિન્દ જોડે પોતાને સાચી મૈત્રી રાખવી છે એમ જણાવ્યું. બધા ઝઘડાઓ વાટાઘાટથી પતાવવાની પોતાની ઇચ્છા પ્રગટ કરી. એમણે જવાહરને પોતાના 'મોટાભાઈ' તરીકે ઓળખાવ્યા અને શુભેચ્છાની હવા પેદા કરી.

જવાહરની ગેરહાજરીમાં, લોકસભા અને રાજસભાના હક્કો વિષે, કાયદા મંત્રી શ્રી. બિશ્વાસના કેટલાક ઉદ્‌ગારોથી બન્ને ગૃહોમાં અસંતોષ વધ્યો. બન્નેના હક્કો વિષે ગરમાગરમ ચર્ચા ચાલી. શ્રી. વિશ્વાસે લોકસભા માટે બ્રિટિશ પાર્લામેન્ટની પરિભાષા વાપરી 'નીચલું ગૃહ' એવો શબ્દપ્રયોગ કર્યો. એટલે ગરમી વધી ગઈ. ત્યાં વખતસર જવાહર આવી પહોંચ્યા. એમણે મુત્સદ્દીગીરી વાપરી, ભૂલનો એકરાર કરી, હવે એવી ભૂલ નહિ થાય એમ કહી ભડકો થતાં અટકાવ્યો. એમણે કહ્યું : "... આપણા બંધારણ અનુસાર સંસદ આપણાં બે ગૃહોની બનેલી છે. દરેક ગૃહ બંધારણમાં વહેંચી આપવામાં આવેલા ક્ષેત્ર પ્રમાણે કામ કરે છે. હું ધારું છું કે બ્રિટીશ પાર્લામેન્ટની 'નીચલું ગૃહ' 'ઉપલું ગૃહ'

પરિભાષા આપણા દેશના બંધારણ અનુસાર સાચી નથી. કારણ, આપણે ત્યાં બન્નેનો સમાન મોભ્ભો છે, એટલે એમાં ખેલદિલી હોવી જોઈએ." શ્રી. વિશ્વાસે પણ જવાહરના મતનું સમર્થન કર્યું ને કહ્યું : "ગયા અઠવાડિયાના બનાવ માટે મારા જેટલો ખેદ કોઈને નહિ થયો હોય. મેં મારા શબ્દોથી કોઇને અણજાણતાં માઠું લગાડયું હોય તો તે માટે હું માફી માગું છું." આ રીતે જવાહરે રાજકીય ડહાપણ વાપર્યું.

આ સમયે જવાહર આંતરરાષ્ટ્રીય કાનૂન સંસદના માનદ ઉપ-પ્રમુખ ચૂંટાયા. આ એક મોટામાં મોટું માન હતું. સમાજની જેણે મહાનમાં મહાન સેવા કરી હોય એવા આંતરરાષ્ટ્રીય ખ્યાતિવાળા પુરુષને જ આ પ્રકારનું માન અપાતું હતું. આ સંસદની દુનિયાભરમાં વીશ જેટલી શાખાપ્રશાખા છે.

અમેરિકાના વિદેશમંત્રી જોન ફોસ્ટર ડલેસ જગતનું પરિભ્રમણ કરતાં કરતાં હિન્દ આવી ચઢેલા. એમણે દિલ્હીમાં જવાહર જોડે લાંબી મંત્રણા ચલાવી. આ મંત્રણા ખૂબ આવકારપાત્ર ગણાઈ, કારણ, જગતશાંતિની દિષ્ટિએ બે મહાન દેશો વચ્ચેની મંત્રણા જરૂરી હતી. કોરિયાની શાંતિ માટે ભારતના સૂચનો, યુદ્ધકેદીઓને સાચવવા માટે ભારતની તૈયારી, હિન્દને અમેરિકાની આર્થિક મદદ, ચીન પ્રત્યે ભારતની નીતિ, હિન્દીચીનમાં સામ્યવાદી દળો, હિન્દની તટસ્થતાની નીતિ, એમ અનેક પ્રશ્નો આ મંત્રણામાં નિખાલસતાથી ચર્ચાયા. અને એથી હિન્દવિષેની કેટલીક ગેરસમજૂતીઓ જવાહર દૂર કરી શકયા.

ડલેસને સ્વીકારવું પડયું, કે હિન્દનું સ્થાન જગતના રાજકારણમાં કેન્દ્રસ્થાને છે. એણે એમ પણ જણાવ્યું કે લોકશાહી અને એશિયાનું ભાવિ હિન્દ ઉપર અવલંબે છે. એમણે જણાવ્યું : "મારી હિન્દની મુલાકાતે મને હિન્દને વધારે સારી રીતે સમજતો કર્યો છે. આની અમેરિકાની વિદેશનીતિ પર સારી અસર પડશે. હિન્દ જગતમાં લોકશાહીની ભાવનાનો વિકાસ કરવા પોતાનાથી બનતા બધા પ્રયત્નો કરી રહ્યું છે."

વિલાયત જતાં પૂર્વે કાશ્મીરના પ્રશ્ન અંગે ત્યાં કશી ચર્ચા થાય, તેથી કાશ્મીરની પરિસ્થિતિનો જાતે અભ્યાસ કરવા જવાહર કાશ્મીર ઉપડ્યા. એ વખતે જનસંઘના નેતા શ્યામપ્રસાદ મુકરજી, કાશ્મીરના બંદીખાનામાં હતા. જમ્મુનું પ્રજાપરિષદનું આંદોલન, શેખ અબ્દુલ્લાનું ન સમજાય એવું વલણ, સંયુકત રાષ્ટ્ર સંસ્થાનું હિન્દવિરોધી વલણ, એ બધું મૂંઝવી નાખે એવું હતું. એથી જાતતપાસ કરવા, તાઝગી મેળવવા એઓ ત્યાં ગયા. અને ત્યાં જાતે પરિસ્થિતિનો અભ્યાસ

કરતા હતા, ત્યાં અબદુલ્લાની સ્થિતિ કફોડી થાય કે સંઘર્ષણ ઉત્પન્ન થાય એથી. જવાહર બંદીખાનામાં શ્યામપ્રસાદને મળ્યા નહિ.

કાશ્મીરની પરિસ્થિતિનો અભ્યાસ કરી જવાહર દિલ્હી પાછા ફર્યા. અને તરતજ પોતાના મકાનમાં કોંગ્રેસ કાર્યકર્તાઓની સભા ગોઠવી. એમાં જવાહરે હિન્દની આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે વધેલી પ્રતિષ્ઠા અને એ પ્રતિષ્ઠા જાળવી રાખવા હિન્દે શું કરવું જોઈએ તે જણાવ્યું. પાકીસ્તાનના સંબંધમાં બીજો દેશો દરમ્યાનગીરી ન કરે તો બન્ને દેશો શાંતિથી પોતાના પ્રશ્નો ઉકેલે એમ એમણે જણાવ્યું. પરદેશી ડખલગીરીને લીધે પ્રશ્ન ઉકલવાને બદલે વિશેષ અને વિશેષ ગૂંચવાયો છે તે જણાવી, સમાધાન માટે પ્રસ્તુત સમય વિશેષ અનુકૂળ છે એમ કહ્યું. અને ઇંગ્લેંડથી આવ્યા પછી પોતે કરાંચી જાય અને પાકીસ્તાનના વડા પ્રધાન દિલ્હી આવે એવી ઈચ્છા એમણે વ્યકત કરી હતી.

પોતાના વિલાયત જવા વિષે જે કેટલીક ગેરસમજૂતી પેદા થઈ હતી, તે નિવારતાં જવાહરે જણાવ્યું: "મારા રાજ્યારોહણમાં જવાથી, આપણા દેશની પ્રતિષ્ઠાને કોઈ પણ જાતની આંચ આવવાની નથી. આ તો માત્ર આંતરરાષ્ટ્રીય શિષ્ટાચાર છે. જ્યારે જુનની પંદરમીએ થનારા નૌકાદલના પ્રદર્શનમાં હિન્દે ભાગ લેવાનું નક્કી થયું ત્યારે સામ્યવાદીઓએ એની સામે જોરશોરથી પ્રચાર શરૂ કર્યો. પણ જ્યારે રશીયાએ પણ એમાં ભાગ લેવાની જાહેરાત કરી ત્યારે એઓ ચૂપ થઈ ગયા. આ હું એટલા માટે કહું છું કે કોઈ પણ ગેરસમજૂતીને સ્થાન ન રહે. આ તો માત્ર આંતર રાષ્ટ્રીય વિવેક છે. આવે પ્રસંગે જ્યારે અનેક રાષ્ટ્રો ભેગાં થાય, અને એકબીજા મળે ત્યારે વાતાવરણ હળવું થાય છે."

આ રીતે પોતાના વિલાયતગમન વિષે ફેલાયલી ગેરસમજ દૂર કરીને, જવાહર તા. ૨૯ મીએ રાણી ઇલિઝાબેથના રાજ્યારોહણમાં ભાગ લેવા ઇંગ્લેંડ જવા ઉપડ્યા. આ પ્રયાણ પાછળ જવાહરના ત્રણચાર હેતુ હતા. એક તો રાષ્ટ્રસમૂહના વડાપ્રધાનોની પરિષદમાં હાજરી આપવી, બીજું પાકીસ્તાનના વડાપ્રધાન મહમદઅલી અને સીલોનના વડાપ્રધાન સેનાનાયકને મળી એ દેશ જોડેના ઝઘડા મિટાવવા અનુકૂળ વાતાવરણ પેદા કરવું, રશીયા અને અમેરિકા વચ્ચે જે ઠંડું યુદ્ધ ચાલતું હતું તેને વિષે ચર્ચા કરવી, જનરલ નગીબને મીસરમાં મળી, ત્યાંના પ્રશ્નની પૂરતી માહિતી પ્રાપ્ત કરવી અને એના અને બ્રિટનના ઝઘડાનું સમાધાન કરવા પ્રયત્ન કરવો. આમ અનેક તત્વો ધ્યાનમાં લઈ, જવાહર રાજ્યારોહણવિધિમાં ભાગ લેવા ઇંગ્લેંડ ઉપડ્યા.

[ ૩૮ ]

# રાજ્યારોહણ વિધિમાં

જવાહર અહીંથી ઉપડી સીધા કેરો પહોંચ્યા. કેરોના જાણીતા અખબારોએ હિન્દના વડા પ્રધાનને આવકાર આપતાં જણાવ્યું કે: "અમે ઇચ્છીએ છીએ કે, જવાહર અમારી સાથે રહીને હિન્દે કેવી રીતે આઝાદી હાંસલ કરી તેની વાત અમને કહે. અમારે એમની પાસેથી એ જાણવું છે કે, બ્રિટીશોએ શી રીતે હિન્દ છોડયું? અમારે એ જાણવું છે, કે અત્યંત કંગાલ દેશ હોવા છતાં ને વર્ષો સુધી ગુલામ હોવા છતાં, હિન્દે શી રીતે આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં આટલું મહત્વનું સ્થાન પ્રાપ્ત કર્યું."

મીસરના મહાન નેતા ને રાષ્ટ્રના પિતા નગીબે કહ્યું: "હું નેહરુને મળવા ઘણો ઈંતેજાર છું. પ્રત્યેક મીસરવાસીને નેહરુનું નામ ઘણું પ્રિય છે. અહીં દરેક જણ એમને આદરની દૃષ્ટિથી નિહાળે છે......હિન્દની સંસ્કૃતિ ઘણી પ્રાચીન છે. એને લીધે હિન્દ મહાન છે. મહાત્મા ગાંધીને, પયગંબર અને મહાન આધ્યાત્મિક શક્તિશાળી મહામાનવ તરીકે અને એ માત્ર પૂર્વના નહિ પણ સમગ્ર વિશ્વના છે, એમ અમે માનીયે છીએ. મેં ગાંધીજીની આત્મકથા ત્રણવાર વાંચી છે અને એમની પદ્ધતિ અને જીવનસિદ્ધાંતોએ મને સતત પ્રેરણા આપી છે......આજે હવે એશિયાની પ્રજા જાગૃત થઈ છે, એટલે પશ્ચિમના દેશોએ હવે જાણવું જોઇએ કે, એમની જડવાદી, લોભપ્રધાન ને શાહીવાદી નીતિ પ્રત્યે અમને પૂરી નફરત છે. આધ્યાત્મિક તત્વજ પૂર્વના દેશોને એક બીજા જોડે જોડે છે. અમે હિન્દને અને જવાહરને એશિયાની એ આધ્યાત્મિક શક્તિના પ્રતીક તરીકે લેખીયે છીએ."

જવાહરે જ્યારે કેરોની ભૂમિમાં પ્રવેશ કર્યો, ત્યારે જનરલ નગીબે એમનું ભવ્ય સ્વાગત કર્યું. એઓ એકબીજાના હાથમાં હાથ રાખીને ચાલ્યા અને કેરોની ઉત્સાહી જનતાએ ભવ્ય નાદે એમનો જયોચ્ચાર કર્યો. જનરલ નગીબે

એમની જોડે દોઢ કલાક મંત્રણા કરી મીસરનું દષ્ટિબિંદુ સમજાવ્યું અને સુએઝ નહેર પર મીસરનો હક છે, એ વાત જવાહરના મન પર ઠસાવી. અને એમાં જ જગતની શાંતિ છે તે જણાવ્યું. એમણે એ પણ કહ્યું એ પ્રશ્ન મીસરવાસી માટે જીવન મરણનો છે, એટલે અંગ્રેજો સુએઝ વિસ્તાર છોડી જાય એમાં જ એમનું ને જગતનું કલ્યાણ છે.

જવાહર મીસરથી સીધા લંડન ગયા. જવાહરનું સ્વાગત કરતાં, લંડનના અખબાર 'ન્યૂઝ ક્રોનીકલે' જણાવ્યું :"આધુનિક ઇતિહાસની એક મહત્વની ઘટના હિન્દની વધતી જતી ઇજ્જત છે. આજે હિન્દની જે પ્રતિષ્ઠા વધી છે, તે જોઇને અમે તાજુબ થઇએ છીએ. કારણ કે, ૭ વર્ષ પહેલાં બ્રિટનને હિન્દ છોડી જતાં ડર હતો, કે હિન્દીઓ આઝાદી માટે લાયક નથી ને આંતરવિગ્રહમાં ખપી જશે. પણ ૭ વર્ષના ટૂંકા ગાળામાં હિન્દે પોતાની લાયકાત ઉજ્જવળ રીતે પૂરવાર કરી છે."

જવાહર દોઢ વર્ષ પછી લંડન આવતા હતા. એઓ ઇંગ્લૅંડ પ્રત્યે હિન્દની શુભેચ્છાઓના અને શાંતિના સંદેશવાહક તરીકે આવતા હતા.

રાણી ઇલીઝાબેથે બકીંગહામ રાજમહેલમાં રાષ્ટ્રસમૂહના વડા પ્રધાનોનું સ્વાગત કર્યું ને એમને ખાણું આપ્યું. એમાં પ્રજાસત્તાક એક જ રાજ્ય હતું અને તે હિન્દ. બીજાં બધાં સંસ્થાનો હતાં. રાણીને વફાદાર રાજ્યો હતાં.

૨ જી જુને રાણી ઇલીઝાબેથની તાજપોશીનો સમારંભ વેસ્ટ મીનસ્ટર એબીમાં થયો. કેન્ટરબરીના ધર્માધ્યક્ષે અસંખ્ય લોકોની હાજરીમાં રાણી ઇલીઝાબેથના કાળા ભમ્મર વાળ ઉપર બ્રિટીશ તાજ મૂકયો અને ઇલીઝાબેથ અધિકૃત રીતે બ્રિટીશ સામ્રાજ્યની રાણી બની. અને લોકોએ હર્ષનાદે પોતાની મહારાણીને વધાવી. એક તરફ એમનો ચાર વર્ષનો કુંવર માતાની તાજપોશીને મુગ્ધ નયને નિહાળતો હતો, બીજી તરફ ૭૨ વર્ષનો ઇંગ્લૅંડનો વડો પ્રધાન ચર્ચીલ હતો, તો ત્રીજી તરફ અમીરો, મુત્સદ્દીઓ, સેનાપતિઓ અને દેશવિદેશના મુખ્ય પ્રધાનો અને મહેમાનો હતા. તાજપોશી થતાં દેવળમાં ઘંટનાદો થયા, વાજાં વાગ્યાં, નોબત ગગડી, ડંકાનિશાન ઢબૂકયા ને પ્રજા ઉત્સાહઘેલી બની આનંદના નશામાં આવી ગઈ. આજ દિને એવરેસ્ટ વિજયના સુખદ સમાચાર આવી પહોંચ્યા.

તાજપોશી વખતે, રાણીનું જે સરઘસ વિધિ માટે ગયું તેમાં જવાહર અને એમની પુત્રી ઇન્દિરા બે ઘોડાની ગાડીમાં હતાં. તાજપોશીમાં હિન્દનાં લશ્કરે ભાગ લીધો ન હોતો, તેથી જવાહરની ઘોડાગાડી બધા કરતાં જુદી હતી. એ સરઘસ

અભૂતપૂર્વ હતું. એમાં હિન્દનો ધ્વજ નહોતો, કારણ હિન્દ તો પ્રજાસત્તાક રાજ્ય હતું. ઇલીઝાબેથે જ્યાં તાજ પહેર્યો, એ ભવ્ય સભાગૃહમાં સાત હજારની માનવમેદની હતી. સુવર્ણજડિત ગાલીચા પરથી પસાર થઈને રાણી પોતાના સુવર્ણસિંહાસને જઈ બેઠાં અને ધર્મગુરુએ શપથ લેવડાવ્યા તે એમણે લીધા. રાણીને પછી સુવર્ણજડિત છત્ર નીચે લેપનવિધિ કરવામાં આવ્યો. પછી જરીયાન વસ્ત્રોમાં એ રાજ્યસિંહાસનને વિરાજી, ને તાજ પહેર્યો. એમના માનમાં તોપના ધડાકા થયા. પછી પ્રત્યેક અમીર અને અમલદારે, રાણી પાસે આવી ઘૂંટણીએ પડી એમની કદમબોસી કરી વફાદારીના શપથ લીધા. પછી જરીયાન કપડાં ઉતારી મખમલમાં કપડાં પહેરી શાહીગાડીમાં એઓ સરઘસ જોડે રાજમહેલમાં ગયાં.

આ તાજપોશીમાં જવાહરે હાજરી આપી ને રાજેન્દ્રબાબુએ શુભેચ્છાનો સંદેશો પાઠવ્યો. એ રીતે બ્રિટનની પ્રજાના ઉત્સાહમાં હિન્દે ભાગ લીધો. દરેક પ્રજા પોતાની સ્વતંત્ર ઇચ્છાનુસાર રાજ્યરચના કરે એવો સિદ્ધાંત હિન્દે સ્વીકાર્યો છે એ દૃષ્ટિએ હિન્દ આ ઉત્સવમાં ભાગ લે એ તદ્દન સ્વાભાવિક છે. વળી, બ્રિટન અને હિન્દ રાષ્ટ્રસમૂહનાં સંબંધે પણ બંધાયલાં છે. એ ઉપરાંત બ્રિટનની લોકશાહી પ્રણાલિ ભારતે સ્વીકારી છે, એ દૃષ્ટિએ પણ હિન્દ તાજપોશીની વિધિમાં હાજરી આપે એ ઉચિત છે.

જવાહરે તે પછી લંડનનાં અખબારોને મુલાકાત આપતાં કેટલાક મહત્વના મુદ્દા છણ્યા. એમણે ઇંગ્લેંડ અને મીસરના ઝઘડા વિષે જણાવ્યું કે એ લોકો વચ્ચે ઘણા મુદ્દાઓ અંગે સમજૂતી થઈ ગઈ છે.

સામ્યવાદ ને એશિયા વિષે જવાહરે સ્પષ્ટપણે જણાવ્યું કે એશિયા કે આફ્રિકામાં સામ્યવાદી કે સામ્યવાદવિરોધી એવો પ્રશ્ન ઉદ્ભવતો જ નથી. એ દેશોમાં તો મુખ્ય પ્રશ્ન રાષ્ટ્રવાદ અને આર્થિક ધોરણ ઊંચું કરવા વિષેનો છે. આફ્રિકામાં જે કડવાશ ઊભી થઈ છે તે બહુ અકળાવનારી બીના છે. એને જો રચનાત્મક રૂપ આપી ન શકાય તો એનું પરિણામ ઘણું વિપરીત આવશે.

જવાહરે સ્પષ્ટ રીતે જણાવ્યું કે બ્રિટન અને મીસરની સુએઝનહેરની બાબતમાં એઓ દરમ્યાનગીરી કરવા ઇચ્છતા નથી. સંરક્ષણ કરારો વિષે એમણે જણાવ્યું કે હિન્દને કોઈ પણ દેશ જોડે સંરક્ષણ કરાર કરવાની જરૂર દેખાતી નથી.

રાષ્ટ્રસમૂહના વડાપ્રધાનોની પરિષદ વિષે એમણે કહ્યું કે : "આવી પરિષદો જરૂરની છે. કારણ કે, ભિન્ન ભિન્ન મત ધરાવતા પ્રધાનો મળીને એકબીજાને સારી

રીતે સમજે તેને માટે આ મોકો પૂરો પાડે છે. મૈત્રીભરી વાટાઘાટો, ગેરસમજૂતી નિવારણ અહીંના વાતાવરણમાં સારી રીતે થઈ શકે."

હિન્દ અને ચીનના સંબંધ વિષે એમણે જણાવ્યું કે: "હિન્દને તો ચીનનો પડોશીની દૃષ્ટિએ વિચાર કરવાનો છે. અમેરિકા એ દૃષ્ટિબિંદુ નહીં સમજી શકે. હિન્દને ચીનની જોડે ૨૦૦૦ માઈલની સમાન સરહદ છે."

વિદેશની મદદ જો બીનશરતી હોય તો એશિયાવાસીઓ એ સ્વીકારી શકે એમ એમણે સ્પષ્ટ કહ્યું.

જવાહરની આ વિશાળતાની અસર પાકીસ્તાનના વડા પ્રધાન પર પણ થઈ ને એણે કહ્યું કે હિન્દ પાકીસ્તાન સમજૂતી માટે હવા ખૂબ અનુકૂળ છે. વળી, એણે એમ પણ કહ્યું કે જો સમજૂતી થાય તો ભયનું વાતાવરણ દૂર થાય અને બન્ને દેશો જે લશ્કરી ખર્ચ કરે છે તે ઓછો કરી પૈસો રચનાત્મક કાર્યમાં વાપરી શકાય.

જવાહરને વિદેશ અખબાર સંસ્થા તરફથી ખાણું આપવામાં આવ્યું ત્યારે એમણે જણાવ્યું હતું કે હિન્દની નીતિ એ મહાત્મા ગાંધીજીની નીતિ છે. એમાં કોઈ પ્રત્યે જરા જેટલી પણ કડવાશને સ્થાન નથી.

૩ જી જુને, કેમ્બ્રિજ વિદ્યાપીઠે જવાહરને ડોક્ટર ઓફ લોઝની પદવી એનાયત કરી. જવાહર કેમ્બ્રિજ વિદ્યાપીઠના ભૂતપૂર્વ સ્નાતક હતા. એ વખતે વિદ્યાપીઠના ઉપ-કુલપતિ પ્રો. ગુથેરીએ જવાહરને એશિયાઈ પ્રજાના મહાન નેતા તરીકે ઓળખાવ્યા. એમણે હિન્દ અને બ્રિટનના નવા પ્રેમસંબંધની તારીફ કરી. જવાહરને મુત્સદ્દી ને શાંતિના પ્રણેતા તરીકે સંબોધ્યા અને મિત્ર રાજ્યના વડા તરીકે આવકાર આપ્યો.

વ્યાખ્યાન પૂરું થતાં, ઉપ-કુલપતિએ જવાહરને પોતાના વરદ હસ્તે પદવી એનાયત કરી. એ શાનદાર વિધિ પૂરો થતાં જવાહર પાછા લંડન ગયા. ત્યાં એમણે ટેલીવીઝન પર પહેલું વ્યાખ્યાન આપ્યું. એમાં એમણે કહ્યું : "આઝાદી પછી હિન્દે લોકશાહીનું એક નવું તંત્ર ઊભું કર્યું છે. દેશની એકતાને વધારી છે. દેશી રજવાડાંને નાબૂદ કર્યાં છે અને પુખ્ત વયના મતાધિકારને ધોરણે સામાન્ય ચૂંટણી કરી છે. કોમવાદને અમે સદંતર નાબૂદ કર્યો છે, એની પ્રતીતિ અમેં ગઈ ચૂંટણીમાં કોમવાદી તત્વોને હરાવીને કરાવી આપી છે."

૧૬ મી જુને, નૌકાપ્રદર્શની ભરાઈ. એમાં હિન્દનાં ત્રણ જહાજો, રણજીત, દિલ્હી વગેરેએ ભાગ લીધેલો. સાત માઈલના વિસ્તારમાં એ ત્રણે જહાજો

પથરાયાં હતાં. જવાહરે દિલ્હી જહાજમાંથી નૌકાપ્રદર્શનીનાં દર્શન કર્યાં. રાણીને સલામી આપનાર પહેલું જહાજ રણજીત હતું.

જવાહરની લંડનયાત્રાથી, રાષ્ટ્રસમૂહના અન્ય દેશો અને તાજ પોષીની વિધિમાં ભાગ લેનાર પ્રત્યેક દેશને તેમજ બ્રિટનની પ્રજાને હિન્દનું જે ગૌરવપ્રદ ને સ્વતંત્ર સ્થાન હતું તેની ખાતરી થઈ. હિન્દ બ્રિટનનું સમોવડિયું છે, તે નજરોનજર બ્રિટનની પ્રજાએ જોયું. ને, હિન્દે, જવાહરની હાજરી સિવાય બીજી કોઈ રીતે સરઘસમાં ભાગ ન લીધો તે જોઈ બ્રિટનની પ્રજાએ હિન્દની આઝાદીની કદર કરી. અને હિન્દની પ્રજા પ્રત્યે એને બહુમાન થયું. બ્રિટન ને હિન્દનો નાતો મિત્રનો જ છે, એની પ્રત્યક્ષ પ્રતીતિ થતાં, બ્રિટનની પ્રજા નરમ બની.

આમ વિલાયતમાં હિન્દની શાન વધારી તથા મૈત્રીને દૃઢ કરી જવાહર સ્વિટ્ઝર્લૅન્ડ ગયા. ત્યાં ફિલ્મજગતના મશહૂર હાસ્યકાર ચાર્લી ચેપલીને એમનું સ્વાગત કર્યું. જવાહરે એમની જોડે ખાણું લીધું ને હાસ્યવિનોદમાં કેટલોક કાળ ગાળ્યો.

ત્યાંની જાણીતી શાળાના સંચાલક શ્રીયુત અને શ્રીમતિ પોલ ગીહીબને જવાહર મળ્યા અને શાળાનું નિરીક્ષણ કર્યું. જવાહરના દોહિત્રો–રાજીવ અને સંજીવ–ત્યાં ભણતા હતા. ત્યાં પુત્રી ને દોહિત્રો જોડે એમણે આરામથી ત્રણ દિવસ ગાળ્યા. લંડનના ભરચક કાર્યક્રમના કંટાળા પછી આ આરામ જરૂરી હતો.

બર્નમાં જવાહરે યુરોપમાંના હિન્દના એલચીઓની એક સભા બોલાવી હિન્દની વિદેશનીતિ વિષે એમની જોડે ચર્ચા કરી. અને એમણે એમની મુશ્કેલી જાણવાનો પ્રયત્ન કર્યો. એનો ઉકેલ બતાવ્યો ને માર્ગદર્શન આપ્યું.

જવાહર પછી આલ્પ્સની મોજ માણી કેરો આવ્યા. ત્યાં પાછું જનરલ નગીબનું સ્વાગત માણ્યું ને એક દિવસ એમની જોડે આરામમાં ગાળ્યો. સાથે સાથે પીરામીડનાં દર્શન પણ કરી આવ્યા. કારણ જવાહર જેવા કલારસિક, સંસ્કૃતિપ્રેમી અને ઇતિહાસકાર, પીરામીડનાં દર્શનની તક ગૂમાવે ?

મીસરથી જવાહર ગાદરેવતન આવ્યા અને હિન્દ આવ્યા બાદ પોતાની યુરોપ યાત્રા અનેક દૃષ્ટિએ સફળ થઈ છે એમ સગર્વ જાહેર કર્યું.

[ ૩૯ ]

# કાશ્મીરની સર્જાતી તવારીખ

કાશ્મીરનો પ્રશ્ન દિનપ્રતિદિન વધુ જટિલ બનતો હતો. કાશ્મીરના જમ્મુવિભાગમાં ત્યાંની પ્રજાપરિષદમાં કાશ્મીરસરકાર વિરોધી આંદોલન પ્રતિદિન વિશેષ અને વિશેષ જોર પકડતું હતું. કાશ્મીરની સ્વતંત્ર થવાની વાતોએ, કાશ્મીરની હિન્દુ પ્રજાને અમુક અંશે ભડકાવી મૂકી હતી. એ પ્રજા કાશ્મીરનું હિન્દ જોડે સંપૂર્ણ જોડાણ ઈચ્છતી હતી. આ જાતની માગણી કરવાનો કાશ્મીરની પ્રજાને પૂરો હક હતો. પરન્તુ, એ માગણીની તરફેણમાં હિંસાત્મક ભાષણો થતાં હતાં. અને મુસ્લિમ પ્રજાની વિરુદ્ધ હિન્દુઓને ઉશ્કેરવામાં આવતા હતા. અર્થાત્ આંદોલન, રાજકીય સ્વરૂપને બદલે કોમી સ્વરૂપ પકડતું જતું હતું.

રોજ-બ-રોજ, જમ્મુમાંથી સ્વયંસેવકો, સરકારી અમલદારો અને કચેરીઓ પર હુમલો કરતા હતા, અને જમ્મુને કાશ્મીરથી અલગ પાડવા માટે પ્રચાર કરતા હતા. કાશ્મીર સરકાર એ સામે પગલાં લેતી હતી, અને એથી વાતાવરણ વિશેષ તંગ બનતું જતું હતું. એમાં વિશેષ મૂંઝવનારી બીના તો એ હતી, કે, હિન્દુમહાસભા અને બીજી કોમીસંસ્થાઓ, એ આંદોલનને ખુલ્લી રીતે પ્રોત્સાહન આપતી હતી. એમાં 'જન સંઘ' અને 'હિન્દુ મહાસભા' એ બે મુખ્ય સંસ્થાઓ હતી.

એમાં, કાશ્મીરની સરકારે જમીનદારીની નાબૂદી સામે જે પગલાંઓ ભરવા માંડેલાં તેમાં, સંજોગવશાત્ જમીનદારો મોટા ભાગના હિન્દુઓ હતા અને મુસ્લિમો ખેડૂતો હતા. આથી, જમીનો જતાં, જે પ્રશ્ન આર્થિક હતો, તે ત્યાંના મૂડીવાદીઓએ કોમી બનાવી દીધો. વળી, સરકારે શાહુકારની સંસ્થા નાબૂદ કરી, તેમાં પણ શાહુકારો હિન્દુ હોવાથી, એને પણ કોમી સ્વરૂપ વિરોધીઓએ આપવા માંડ્યું. આથી પણ વાતાવરણ તંગ બન્યું.

બીજી બાજુ, શેખ અબ્દુલ્લા પણ વિશેષ અને વિશેષ વિચિત્ર બનવા લાગ્યો હતો. એ દિલ્હી કરાર પ્રમાણે, કાશ્મીરના ભારત જોડેના મર્યાદિત

જોડાણને અમલી બનાવવામાં ઢીલ કરતો હતો, આનાકાની કરતો હતો. હિન્દમાં કોમી તત્વ જોર કરે છે, એવાં ભાષણો કર્યા કરતો હતો. વળી, રાજ્યની બંધારણ સભાની બેઠકો પણ એ બોલાવતો નહોતો. અને પોતાના પ્રધાન મંડળનાં સભ્યોને વિશ્વાસમાં લીધા સિવાય, કાર્ય કર્યે જતો હતો. કાશ્મીર સ્વતંત્ર રહેવું જોઈએ એવો પોકાર ઊઠાવતો હતો. શેખ અબદુલ્લા રાષ્ટ્રીય પરિષદ કે જેનો એ વડા હતો, તેની સમિતિને બોલાવવાનો પણ ઇન્કાર કરતો હતો. વળી, નવેસરથી ચૂંટણી કરવાની માગણીનો પણ એ અસ્વીકાર કરતો હતો.

આવી પરિસ્થિતિમાં, જનસંઘના નેતા, બંગાળના સિંહ સમા ગણાતા પુરુષ ડૉ. શ્યામપ્રસાદ મુકરજીએ, જમ્મુ અને કાશ્મીર પ્રજાપરિષદના આંદોલનની જાતતપાસ કરવા, મે માસમાં, કાશ્મીર જવાનું નક્કી કર્યું. કાશ્મીર સરકારે એમના કાશ્મીરના પ્રવેશ પર પ્રતિબંધ મૂકયો. ડૉ. મુકરજી કંઈ એવી પ્રવેશબંધીથી ડરે એવા નહોતા. એટલે એમનો કાળ એમને કાશ્મીર ખેંચી ગયો. પરિણામે, કાશ્મીરમાં પ્રવેશતાં જ, એમની ગિરફતારી કરીને, એમને એક ખાસ બંગલામાં અટકાયતમાં રાખવામાં આવ્યા.

શ્યામબાબુનું એ તબક્કે કાશ્મીર જવું ગેરડહાપણ ભર્યું હતું, એવું જવાહરનું મંતવ્ય હતું. જવાહરે એ ન જાય એમ પણ સૂચવેલું. છતાં, શ્યામબાબુ ત્યાં ગયા. જુનમાં, લંડનમાં, રાષ્ટ્રસમૂહના વડાપ્રધાનોની પરિષદ હતી. એમાં કાશ્મીરનો પ્રશ્ન ચર્ચાય એવી વકી હતી. એટલે, જવાહરે શેખ અબદુલ્લાને દિલ્હી આવીને, કાશ્મીરના પ્રશ્નની ખુલ્લા દિલે ચર્ચા કરવા વિનંતી કરી, કે જેથી લંડનમાં વાટાઘાટો થાય તો એમને સુગમ પડે. પણ શેખ અબદુલ્લાનું મન વીફર્યું હતું એટલે એ દિલ્હી ન આવ્યા. આથી ગાંધીજીની રીતિ અનુસાર જવાહર કાશ્મીર ગયા, પણ જવાહરને ત્યાંના પ્રધાનમંડળના અન્યસભ્યો મળ્યા, પણ શેખ અબદુલ્લાએ અતડાપણું રાખ્યું જવાહરે સંભવિત છે, કે શ્યામપ્રસાદ મુકરજીને એમની અટકાયત જ્યાં કરી હતી, ત્યાં મળવાની માગણી કરી હશે. પણ જવાહર એમને મળી શકયા નહિ.

શ્યામપ્રસાદની ગિરફતારી સામે હિન્દભરમાંથી પ્રચંડ વિરોધ ઊઠયો, અને જવાહરની પરિસ્થિતિ વધારે વિકટ બનતી ગઈ. જમ્મુનું આંદોલન વિશેષ અને વિશેષ ઉગ્ર બનતું ચાલ્યું. શ્યામબાબુની ગિરફતારીએ બળતાંમાં ઘી હોમ્યું એમ કહીએ તો ચાલે.

એવામાં શ્યામબાબુની તબિયત એકાએક બગડી. કાશ્મીર સરકારના નિવેદન પ્રમાણે એમને ઉત્તમમાં ઉત્તમ તબીબી મદદ આપવામાં આવી. તબિયત

વિશેષ બગડતાં, કલકત્તાથી ડૉ. બિધન રૉયને બોલાવવામાં આવ્યા. પણ ૭ અઠવાડિયાંના જેલવાસ પછી, શ્યામબાબુનું ત્યાંની જેલમાં કરુણ અવસાન થયું. એ સમયે જવાહર યુરોપ હતા. હિન્દભરમાં શોકની છાયા છવાઈ રહી. હિન્દનો એક મહાન નેતા, લોકસભાને ગજવનારો કેસરી, મૂક બની ગયો.

શ્યામબાબુના મૃત્યુ વિષેની તપાસ માટે ઠેરઠેરથી માગણી થઈ. તટસ્થ તપાસપંચ માટે જોરશોરથી પૂકારો ઊઠયા. હિન્દને ખૂણેખૂણેથી, કાશ્મીર સરકારની દમનનીતિ માટે તપાસની માગણી થઈ. જવાહરની સ્થિતિ અત્યંત વિષમ થઈ પડી. જો એ તપાસની માગણી માન્ય રાખે તો, કાશ્મીરની આંતરિક બાબતમાં ડખલગીરી કે ખોટી દરમ્યાનગીરી કરવાનો એમની સામે આક્ષેપ મૂકી, શેખ અબ્દુલ્લા હિન્દ સામે કાગનો વાઘ બનાવે એમ હતું.

બીજી બાજુ, હિન્દના હૃદયને પ્રચંડ આઘાત પહોંચ્યો હતો. કલકત્તામાં શ્યામબાબુની પ્રચંડ સ્મશાનયાત્રા નીકળી. શ્યામપ્રસાદનાં વૃદ્ધ માતા જોગમાયા મુકરજીએ, જવાહર પર અત્યંત કડક શબ્દોમાં પત્ર લખ્યો. જવાહરે એમને આશ્વાસનનો પત્ર લખી, પોતાના હૃદયની દિલગીરી જાહેર કરી.

શ્યામબાબુ એ મહાનપિતાના મહાન પુત્ર હતા. એઓ કલકત્તાના જાણીતા નેતા સર આસુતોષ મુકરજીના સુપુત્ર હતા. એમના પિતા કલકત્તા હાઇકોર્ટના પ્રતિષ્ઠિત ન્યાયાધીશ હતા અને પ્રથમ પંક્તિના કેળવણીકાર હતા. કલકત્તા યુનિવર્સિટીના ઉપ-કુલપતિ તરીકે એમણે કલકત્તા વિદ્યાપીઠને નવજીવન આપી એમાં પ્રાણ સંચાર કર્યો હતો. શ્યામબાબુએ પણ પિતાને પગલે ચાલી, કલકત્તા યુનિવર્સિટીના ઉપ-કુલપતિ તરીકે, વિદ્યાપીઠની અનેકવિધ પ્રગતિ સાધી હતી.

શ્યામબાબુ, હિન્દુ મહાસભાના અગ્રણી નેતા અને પ્રમુખ હતા. અને બ્રિટીશની ધારાસભામાં વિરોધ પક્ષના અગ્રણી નેતા હતા. હિન્દ સ્વતંત્ર થયાં પછી, એમની કાબેલિયત અને બુદ્ધિ પ્રતિભાને લીધે, જવાહરે એમને પોતાના પ્રધાનમંડળમાં સ્થાન આપ્યું હતું. એ કાર્ય એમણે કુશળતાથી દીપાવ્યું. પણ જ્યારે, બંગાળાની પરિસ્થિતિ નિરાશ્રિતોના ધસારાથી વિશેષ અને વિશેષ તંગ બનતી ગઈ, અને તેનો ઉકેલ લાવવા જવાહર અને લીયાકતઅલીએ ભેગા મળી કરાર કર્યા, ત્યારે એ કરાર જોડે સહમત ન થવાથી, એમાં પાકીસ્તાન પ્રત્યે હિન્દનું વલણ અત્યંત નરમ લાગવાથી એમણે રાજીનામું આપ્યું. અને ત્યારથી એમનું વલણ રાષ્ટ્રવાદ તરફથી કોમવાદ તરફ સવિશેષ ઢળતું ગયું.

શ્યામબાબુએ ત્યારબાદ જનસંઘ નામની સંસ્થા સ્થાપી, અને લોકસભામાં વિરોધપક્ષના નેતા તરીકે સફળ કામગીરી બજાવી. જવાહરે એમને લોકસભામાં

અંજલિ આપતાં એ કબૂલ કર્યું કે એમના જવાથી વિરોધપક્ષ તદ્દન શૂન્ય અને મૂક બની ગયો છે. શ્યામબાબુની માતાને આશ્વાસન અને અંજલિનો ભાવભીનો પત્ર લખતાં જવાહરે એમને લખ્યું : "આપના સુપુત્ર શ્યામબાબુના મૃત્યુથી મને પ્રચંડ આઘાત થયો છે. અમારી વચ્ચે રાજકીય મતભેદો હોવા છતાં મને એની પ્રત્યે પ્રેમ અને આદર હતાં. શ્યામબાબુનુ મૃત્યુ અટકાયતમાં હતા તે દરમ્યાન થયું તેથી મને સવિશેષ ખેદ થાય છે......તેમ છતાં, શ્યામબાબુને કેદમાં નહિ પણ ખાનગી બંગલામાં રાખવામાં આવ્યા હતા. વળી, કાશ્મીરનું અત્યંત રમણીય સ્થળ જે દાલસરોવર તેની વચ્ચોવચ્ચ એમને રાખવામાં આવેલા, પણ કમનસીબે એવી પરિસ્થિતિમાં પણ એમની હાલત સુધરી નહિ, અને તેથી વિશેષ દુઃખ થાય છે. આપની હું કાંઈ પણ સેવા જો કરી શકું તો વિનાસંકોચ મને ફરમાવશો."

જવાહરનું ઉષ્માભર્યું અને લાગણીવિવશ હૃદય આ પત્રમાં યોગ્ય રીતે પ્રતિબિંબિત થયું છે. આમ છતાં જોગમાયા દેવીએ જવાહર પ્રત્યે બેદરકારીના આક્ષેપો મૂક્યા અને તટસ્થ પંચદ્વારા તપાસની માગણી કરી. આ સમયે જવાહર અબદુલ્લાના સંબંધો તંગ તો હતા જ. તેમાં જો આ જાતનું પંચ નીમાય તે રાજકીય દૃષ્ટિએ ડહાપણનું કામ નહોતું. વળી, જવાહરે એ પત્રમાં ઉપસ્થિત કરેલા બીજા મુદ્દાઓનો પણ વિવેકસર, સંતોષકારક અને નમ્રતાપૂર્વક ઉત્તર આપ્યો. જવાહરનો સ્વભાવ લાગણીપ્રધાન હોવા છતાં, એમણે, પત્રનો ઉત્તર આપતાં, ખૂબ સંયમ જાળવ્યો, એ જવાહરની મુત્સદ્દીગીરી અને સંજોગો અનુસાર કામ કરવાની પદ્ધતિ દર્શાવે છે.

શ્યામપ્રસાદના મૃત્યુનું એક પરિણામ એ આવ્યું કે જમ્મુની પ્રજાપરિષદનું મહિનાઓ થયાં ચાલતું આંદોલન પાછું ખેંચી લેવામાં આવ્યું. અને, જવાહર અને પાકીસ્તાનના વડા પ્રધાન મહમદ અલીની મંત્રણા શરૂ થવાની હતી, તેવે શુભપ્રસંગે એ આંદોલન પાછું ખેંચાવાથી મંત્રણા માટે ખૂબ સારું વાતાવરણ પેદા થયું. જવાહરે આગ્રામાં ભરાયલી અખિલ ભારત કોંગ્રેસ સમિતિની બેઠકમાં એ આંદોલન પાછું ખેંચી લેવાની પ્રજાપરિષદને આગ્રહભરી વિનંતી કરી હતી. જવાહરનું વક્તવ્ય એ હતું, કે કાશ્મીરનો પ્રશ્ન એમ ધાકધમકીથી કે તલવારથી ઉકલે એમ નહોતું. એને માટે તો શાંતિ ભર્યાં વાતાવરણની જરૂર હતી.

કાશ્મીરની પરિસ્થિતિ વિશેષ અને વિશેષ ચિંતાજનક બનતી જતી હતી. શેખ અબદુલ્લા એમનાં પ્રધાનમંડળની સલાહ વિના, નિવેદનો પ્રગટ કર્યે જતો હતો. હિન્દ જોડેનો કરાર મંજૂર કરવા લોકસભાની બેઠક બોલાવવાનો ઈન્કાર

કર્યે જતો હતો. એ અખબારી પરિષદ બોલાવે તો તેમાંથી, હિન્દી પત્રકારોને અલગ રાખતો હતો. પોતાના પ્રધાનમંડળમાંનાં સભ્યોને દૂર કરી, હદપારનો હુકમ કરતો હતો.

આમ જે પરિસ્થિતિ ઘણા સમય થયાં ધૂંધવાતી હતી, તેમાંથી, ૮ મી ઑગસ્ટ, ૧૯૫૩ ને દિવસે ભડકો થયો. કાશ્મીરના સદર-એ-રિયાસત અને શેખ અબ્દુલ્લાના પ્રધાનમંડળનાં અન્ય સભ્યોએ એકત્રિત થઈ, શેખ અબ્દુલ્લાને કાશ્મીરના વડા પ્રધાન તરીકે પદભ્રષ્ટ કરી એમને ગિરફતાર કર્યા અને કાશ્મીરના નાયબ પ્રધાન બક્ષી ગુલામ મહમદને વડાપ્રધાન નીમ્યા. કાશ્મીરનો આ પ્રશ્ન એક દષ્ટિએ જવાહરને જે ખૂબ પરેશાન કરતો હતો, તે આપમેળે ઊકલી ગયો.

કાશ્મીરમાં આમ જે રાજકીય ક્રાન્તિ થઈ, તેમાં જવાહરથી તો કાંઈ થઇ શકે એમ હતું જ નહિ. કારણ, કોણ વડો પ્રધાન બને યા ન બને, અથવા રાજ્યની સલામતી માટે કોણ અંતરાયરૂપ છે, એ નક્કી કરવાની સત્તા કાશ્મીરની આંતરિક બાબત હતી. જવાહરે આ વિષે રાજ્યપલટો થતાં જ સ્પષ્ટતા કરી કે : "કાશ્મીરના તાજેતરના બનાવોને અમે આંતરિક બાબત માનીએ છીએ અને એમાં આપણે શક્ય તેટલા ઓછા પ્રમાણમાં દરમ્યાનગીરી કરવી જોઇએ." એમ છતાં જવાહરે કહ્યું કે : "કટોકટીનો સામનો કરી રહેલા, યુવાન સદર–એ–રિયાસત, કાશ્મીરની સરકાર અને કાશ્મીરની જનતાને આપણે સંપૂર્ણ સહાનુભૂતિ પાઠવવી જ જોઇએ." જવાહરે અબ્દુલ્લાની ધરપકડ માટે ખેદ વ્યક્ત કર્યો હતો.

કાશ્મીરના નવા વડાપ્રધાન બક્ષી ગુલામમહમદે શેખઅબ્દુલ્લા સામે, વિદેશી મદદ લઇને, હિન્દવિરુદ્ધ કાવતરું કરવાના, પાકીસ્તાન જોડે ધાલમેલ કરવાના, રાજ્યને બેવફા કહી શકાય એવાં પગલાં લેવાનાં એમ અનેક આક્ષેપો મૂક્યા હતા. આક્ષેપો ઘણા ઉગ્ર અને ગંભીર પ્રકારના હતા. વળી, શેખ અબદુલ્લા છેલ્લા થોડા સમયથી, સ્વતંત્ર કાશ્મીરની, હિન્દપ્રત્યેના જોડાણ પ્રત્યે ટાઢીબોળ એવી વાતો શા કારણે કરતો હતો, શા માટે એ કાશ્મીરની વિધાનસભાની બેઠક બોલાવતો નહોતો, એ સર્વે બાબતો પર બક્ષી ગુલામમહમદે વેધક પ્રકાશ પાડ્યો હતો. ગુલામ મહમદે તો એમ પણ કહ્યું કે શેખ અબદુલ્લાના દેશદ્રોહના પૂરાવા પોતાની પાસે મોજૂદ છે.

કાશ્મીરના આ બનાવોમાં શેખ અબ્દુલ્લાના દેશદ્રોહની વાતને એક સમર્થન એ મળ્યું કે, કાશ્મીરના બનાવોથી પાકીસ્તાનના અખબારો અને પાકીસ્તાનની સરકાર ખળભળી ઊઠયાં. એમને જાણે એમ લાગ્યું કે, પોતાની

બધી બાજી, પોતાના સર્વ કલ્પનામહેલો ઊંધા વળી ગયા. એમણે ભારત ઉપર કાશ્મીરની બાબતમાં ઘાલમેલ કરવાનો આક્ષેપ મૂકયો. કાશ્મીરમાં લોકશાહીને કચડી નાંખવાનો આરોપ મૂકયો, અને શેખ અબદુલ્લા જેને એઓ થોડા જ મહિનાઓ પૂર્વે, દેશદ્રોહી કહેતા હતા, કાશ્મીરની જનતાનો સાચો પ્રતિનિધિ નથી એમ કહેતા, તે હવે મહાન લોકનેતા તરીકે ઓળખાવા લાગ્યો.

શેખ અબદુલ્લાના પતનમાં પોતાની હાર હોય એવું પાકીસ્તાનને લાગ્યું. હિન્દવિરોધી પાકીસ્તાનમાં સરઘસો નીકળ્યાં: હિન્દના જુલમમાંથી કાશ્મીરને બચાવવા માટે ઠેરઠેર પોકારો થવા લાગ્યા. પાકીસ્તાનના એકેએક અગત્યનાં અખબારે કાશ્મીર વિષે સખત શબ્દોમાં ભારત વિરોધી લખાણો લખવા માંડ્યાં. પાકીસ્તાનના વડા પ્રધાને, પણ કાશ્મીરના બનાવને હિન્દે આપેલા લોકમતનાં વચનોનો ભંગ એમાં જોયો, અને તાત્કાલિક કાશ્મીરના પ્રશ્નને અંગે જવાહરને મળવા માટે માગણી કરી. જવાહર પાકીસ્તાની રમતને પામી ગયા હતા, એટલે મળવું પડે એવી કોઈજ પરિસ્થિતિ ઉપસ્થિત થઈ નથી, એમ કહીને એમણે મળવાનું ટાળ્યું.

આ રીતે, જવાહરનું જે એક માથાદુ:ખણું હતું, કાશ્મીરનો પ્રશ્ન અને વિશેષે કરીને એમના પરમમિત્ર શેખ અબદુલ્લાનું વર્તન જે એમને મૂંઝવી રહ્યું હતું, તેમાંથી એઓ ઉગર્યા. જે માર્ગ વિકટ લાગતો હતો, તે સરળ બન્યો. કાશ્મીરની નવી સરકારને પૂરો ટેકો આપવાનું વચન પ્રજા પરિષદે પણ આપ્યું. અને તેથી માર્ગ વિશેષ મોકળો થયો.

પાકીસ્તાને, જોરશોરથી હિન્દવિરુદ્ધ પ્રચાર કરી, શેખ અબદુલ્લાની ગિરફતારીને હિંદનાં ષડ્યંત્ર તરીકે, બક્ષી ગુલામ મહમદને હિન્દના ગુલામ તરીકે ઓળખાવ્યો. પણ ગુલામ મહમદે પાકીસ્તાનની રમત ઉપર સારો એવો પ્રકાશ પાડ્યો હતો. તેથી તેના પ્રચારમાં કોઈને શ્રદ્ધા નહોતી. અને, એથી, હિન્દની ઈજ્જતને લવલેશ પણ હાનિ પહોંચી નહિ. કારણ કે, જવાહરની ઉપર પરદેશોને વિશ્વાસ વિશેષ હતો. કાશ્મીરની મુસીબત થોડે અંશે વિના તકલીફે, ઓછી થઈ એ જવાહરના વિજયપ્રસ્થાનનું એક સીમાચિહ્ન લેખી શકાય.

[૪૦]

# રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય વમળોમાં

રાષ્ટ્રીય વમળોમાં, પ્રથમ તો આગ્રામાં ભરાયલી અખિલ ભારત મહાસભા સમિતિની સભા હતી. એ સભામાં વ્યાખ્યાન આપતાં જવાહરે હિન્દના પ્રશ્નોના આંતરરાષ્ટ્રીય જોડાણની સ્પષ્ટતા કરી હતી. પશ્ચિમ એશિયા, પૂર્વ એશિયા, હિન્દી ચીન, દક્ષિણ અને પૂર્વ આફ્રિકામાં, જે રાજકીય, સામાજિક અને આર્થિક પ્રશ્નો ઉદ્દ્ભવેલા તેની સમીક્ષા કરી. અને ખાસ કરીને સાંસ્થાનિક આધિપત્ય પરત્વે એમણે પોતાનો વિરોધ પ્રગટ કર્યો. વળી, જે દેશો પરદેશી ઝૂંસરી ફગાવી દેવા માગે છે, તે પ્રત્યેની પણ હિન્દની સહાનુભૂતિ જવાહરે દર્શાવી. જવાહરે આફ્રિકાવાસી ગોરાઓને ચેતવણી આપી કે જો એઓ હબસી પ્રત્યેનો આવો વર્તાવ ચાલુ રાખશે, તો, આખા આફ્રિકાખંડમાં દાવાનળ પ્રજ્વળી ઊઠશે. જવાહરે પ્રાંતીયતાવાદની સાંકડી ભૂમિકા છોડી, વિશાળ દૃષ્ટિએ વિચાર કરવાની વિનંતિ કરી, અને સમગ્ર હિન્દની એકતાનું ધ્યેય દૃષ્ટિ સમક્ષ રાખવાનું જણાવ્યું.

આગ્રામાં ભરાયલી એ મહાસભાસમિતિએ કોરિયા અને વિશ્વશાન્તિ, ભારત અને પાકીસ્તાન તથા આફ્રિકા અને મધ્ય પૂર્વને લગતા ઠરાવો, જવાહરની દોરવણી નીચે પસાર કર્યા. આ ઉપરાંત, આપણા સ્વદેશના પ્રશ્નો વિષે, આપણા આર્થિક કાર્યક્રમનો, બેકારી નિવારણનો અને સ્વદેશીને ઉત્તેજન આપતા ઠરાવો પસાર કર્યા.

રાષ્ટ્રીય વમળમાં, બીજું મહત્વનું કલકત્તામાં ટ્રામભાડા અંગેનું આંદોલન હતું. એ આંદોલન દિન પ્રતિદિન વિકરાળ રૂપ લેતું હતું, અને અનેક માનવીઓને ભરખી જતું હતું. જવાહરને એ આંદોલન અશાંત કરતું હતું. કેટલાક ગુંડાતત્વો એનો લાભ ઊઠાવી જતા હતા, પણ આમજનતા તો પાયમાલ થતી હતી. કલકત્તામાં દિવસો સુધી અરાજકતા વ્યાપી હતી. રાજકીય પક્ષો સરકારને

મૂંઝવણ ભરી પરિસ્થિતિમાં મૂકી દેના હતા. વળી, એ પ્રકારનાં આંદોલનોથી હિન્દની આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા ઘટતી હતી. એથી પણ જવાહર ખૂબ મૂંઝાતા હતા. આપણા દેશના લોકો આપણા પોતાના જ પગ ઉપર કુહાડો મારતા હતા.

આ ઉપરાંત, પંચવર્ષીય યોજનાને જોઈએ તેટલા ઉત્સાહથી જનતાએ વધાવી લીધી નહોતી. એની ખંડનાત્મક ટીકાઓ થયાં કરતી હતી. જવાહર, એ યોજનાઓ જ્યાં જ્યાં જતા ત્યાં સમજાવતા. જવાહર એ યોજનાનો હેતુ, એની સફળતાથી થનારી દેશની સર્વદેશીય સમૃદ્ધિ સર્વેનો ખ્યાલ આપતા હતા. અને આપણી બેકારીના ઉકેલનો એ એકમાત્ર રાજમાર્ગ છે, તેનું સ્પષ્ટીકરણ કરતા.

કોંગ્રેસ સરકાર વિષે જે ટીકાઓ થતી હતી, તે પરથી, જવાહરે જણાવ્યું કે, ટીકાઓ આવકાર્ય છે, પણ એ રચનાત્મક દષ્ટિએ થવી જોઇએ, ખંડનાત્મક દષ્ટિએ નહિ. બાકી હિન્દ, રશીયા ચીન બધા દેશો પાસે શીખવા તૈયાર છે. પણ આપણી પાસે પણ અન્ય દેશોએ શીખવા જેવું છે, એ વાત પણ એટલીજ મહત્વની છે.

૧ લી ઑગસ્ટ ૧૯૫૩, એ હિન્દની તવારીખમાં એક મહત્વનો બનાવ હતો. એ દિવસે હિન્દી વિમાની ઉદ્યોગનું રાષ્ટ્રીયકરણ થયું અને સરકારે એ ઉદ્યોગ પોતાને હસ્તક લઈ લીધો. જવાહરે એનું ઉદ્‌ઘાટન કર્યું. દેશના મહત્વના ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરવાનું કોંગ્રેસે પોતાના મતદારોને જે વચન આપેલું તેનું પાલન ક્રમશઃ જવાહર કરતા હતા, તેનું સૂચક આ ઉદ્‌ઘાટન હતું. જવાહરે એ સમયે, ટાટા લાઇનિ તથા ઇન્ડીયન એર લાઈને, જે વાત્સલ્યથી હિન્દી વમાન ઉદ્યોગને પાળ્યો પોષ્યો તે માટે તેમને અંજલિ આપી હતી અને નમ્રતા પૂર્વક જણાવ્યું :

"આજે આપણે કોઈ નવી વસ્તુ કરી રહ્યા નથી, પરન્તુ, આ ઉદ્યોગના પ્રણેતાએ જે કામ આદર્યું હતું, તેને આપણે ચાલુ રાખી રહ્યા છીએ. તેમણે જે ઇમારત ચણી છે તેમાં આપણે વધારો કરી રહ્યા છીએ...ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ એજ સાચી ઉત્ક્રાન્તિ છે. વળી, રેલ્વેનું રાષ્ટ્રીયકરણ થયું તેમ વાહન વ્યવહારના રાષ્ટ્રીયકરણમાં આ એક આગેકદમ છે, એટલુંજ છે, એમાં કાંઈ નવું નથી."

પંચ વર્ષીય યોજનાના પીઠબળ તરીકે, સ્ત્રીઓની બચત યોજનાની શરૂઆત કરતાં જવાહરે જણાવ્યું :

"સ્ત્રીઓ, નાની નાની રકમની બચત કરી, બચાવેલાં નાણાં સરકારની યોજનાલોનમાં રોકે, અને સરકારની યોજનામાં સક્રિય ફાળો આપે એ અત્યંત

જરૂરી છે. લોકોને એથી પોતે પણ નવા હિન્દના ઘડતરમાં મહત્વનો ફાળો આપી રહ્યા છે એમ લાગશે."

૧૫ મી ઑગસ્ટે, હિન્દના છઠ્ઠા સ્વાતંત્ર્યદિને, દશલાખ માનવીની મેદની સમક્ષ જવાહરે હિન્દનું નવજાત સ્વાતંત્ર્ય રક્ષવાની વિનંતિ કરી હતી. કાશ્મીરના લોકોજ કાશ્મીરનું ભાવિ નકકી કરે તેની એમણે ખાતરી આપી હતી. ગાંધીજીને એમણે અંજલિ આપતાં આપણા રાષ્ટ્રપિતાના આદર્શોને અનુસરવાની હિમાયત કરી હતી. આપણી પરદેશનીતિ અત્યંત સંક્ષેપમાં છતાં સ્પષ્ટતાથી સમજાવતાં એમણે કહ્યું: "આપણે આપણી મહામૂલી સ્વતંત્રતાનું રક્ષણ કરવાનું છે. બીજું, આપણે બધા દેશો જોડે મૈત્રીભર્યો સંબંધ રાખીને બધા દેશો આપણી જોડે મૈત્રીભર્યો સંબંધ રાખે તે જોવાનું છે. આપણે આપણા રાષ્ટ્રપિતાએ બતાવેલા શાંતિને માર્ગે ચાલવાનું છે. આપણે બીજા દેશોની આંતરિક બાબતોમાં પડવું નથી. અને બીજા દેશો આપણી આંતરિક બાબતોમાં ડખલગીરી ન કરે તેની તકેદારી રાખવાની છે."

કાશ્મીર વિષે પાકીસ્તાનમાં આવતા અખબારી અહેવાલોનાં હાડોહાડ જૂઠાણાં પ્રત્યે જવાહરે પોતાનું આશ્ચર્ય તથા સખત અણગમો દર્શાવ્યાં હતાં. કાશ્મીરની રાજ્યક્રાન્તિ એ એનો આંતરિક પ્રશ્ન હોઈ એમાં હિન્દથી કોઈ પણ પ્રકારની દરમ્યાનગીરી થઈ શકે જ નહિ.

આંતરરાષ્ટ્રીય વમળો પણ જાતજાતની પરિસ્થિતિ પેદા કરતાં હતાં. લંડનમાં, અર્લ વીન્ટરટને, જવાહર પર સખત શબ્દોમાં ટીકા કરતાં જણાવ્યું કે :

"જવાહરલાલ નેહરુએ કરેલા નિવેદનથી મને ઘણું આશ્ચર્ય થયું છે. જવાહરલાલે કહ્યું છે કે: 'આફ્રિકાના પ્રશ્નનુ જો સમાધાન નહિ થાય તો આખો આફ્રિકા ખંડ પ્રજ્વળી ઊઠશે!' જવાહર આવાં વિવાદાસ્પદ વિધાનો કરે છે, પણ એમણે એ યાદ રાખવું જોઇએ કે એમના દેશમાં જ્યારે સ્વાતંત્ર્ય આવ્યું ત્યારે પચાસ લાખ માણસોનાં ખૂન થયાં કે ઘરબાર વિનાનાં થયાં. એવું તો આફ્રિકામાં કદિય બનવાનું નથી. જ્યાં સુધી નેહરુએ એના દેશનું એ કલંક ધોઈ નાંખ્યું નથી ત્યાંસુધી એમણે બ્રિટીશ સરકારને આફ્રિકામાં તોફાનને શી રીતે અટકાવવું તેની સલાહ આપવી જોઈએ નહિ."

જ્યારે બ્રિટીશ શાહીવાદના સ્તંભરૂપ ચર્ચીલ જેવા, આંતરરાષ્ટ્રીય પ્રશ્નોમાં જવાહરની સલાહ પૂછતા હોય અને માન્ય કરતા હોય, ત્યારે આવા એક પ્રત્યાઘાતી અંગ્રેજ ભાગલા પછીની કમનસીબ પરિસ્થિતિની યાદ આપે, એ

અંગ્રેજોની, વિશેષે કરીને રૂઢીચૂસ્તોની હિન્દને કમને સ્વતંત્રતા આપવી પડી તેની ચીઢ નજરે પડે છે. વળી, અહીં વીન્ટરટનને પૂછી શકાય કે એ રમખાણો અને ખૂનરેજીને ઉત્તેજનાર કોણ હતું ? એ સર્વે હત્યાકાંડની પાછળ પ્રચ્છન્ન હાથ કોનો હતો ? એ આખી કમનસીબ પરિસ્થિતિ બ્રિટીશરોનાં ષડ્યંત્રનું જ પરિણામ હતું એ હવે તો જગજાહેર છે. વળી, એક રાષ્ટ્રસમૂહના સભ્ય તરીકે, રાષ્ટ્રસમૂહના અન્ય સભ્ય જો, અમાનુષી રીતે વર્તતા હોય તો તે તરફ આંગળી ચીંધામણું કરવાનો જવાહરને હક છે. જવાહરનું વક્તવ્ય તો એજ હતું, કે મલાનની નીતિ આફ્રિકાવાસીઓમાં ઉદ્દામ રાષ્ટ્રવાદ જન્માવશે.

આંતરરાષ્ટ્રીય દૃષ્ટિએ, બીજો મહત્વનો બનાવ, તે જવાહર અને મહમદઅલીની કરાંચીમાં મુલાકાત અને મંત્રણા થઈ તે હતો. મહમદઅલીએ જવાહરને પોતાના 'મોટાભાઈ' તરીકે ઓળખાવ્યા હતા. અને હિન્દ અને પાકીસ્તાનના પ્રશ્નોનો આપમેળે ઉકેલ કરવાની ખ્વાહેશ વ્યક્ત કરી હતી. લંડનમાં રાષ્ટ્રસમૂહના પ્રધાનોની પરિષદમાં બન્ને વડાપ્રધાનો મળ્યા, ત્યારેજ, આ મુલાકાત ગોઠવાઈ હતી.

હિન્દ અને પાકીસ્તાન ભૌગોલિક, ભાષાકીય, સાંસ્કૃતિક, રાજકીય, સામાજિક એમ અનેક દૃષ્ટિએ દૃઢતાથી સંકળાયલાં છે. પાકીસ્તાનની રચના પછી ભારત અને હિન્દ વચ્ચેના સંબંધો ઉત્તરોત્તર બગડતાજ ગયા હતા. બન્ને દેશો વચ્ચે અનેક પ્રશ્નો ડોળા ઘૂરકાવતા ઊભા હતા. વિશેષે કરીને, કાશ્મીરનો પ્રશ્ન, નહેરનાં પાણીનો પ્રશ્ન, નિર્વાસિતોની મિલકતનો પ્રશ્ન, પૂર્વ બંગાળનાં લાખો હિન્દુઓ રોજ–બ–રોજ ચીંથરે હાલ ને ભિખારી હાલતમાં હિન્દ ભાગી આવતા હતા, તેમના પુનર્વસવાટનો પ્રશ્ન, હતોજ. તેમાં વળી, જૂનાગઢ અને હૈદરાબાદના મરેલા પ્રશ્નને પાકીસ્તાન સજીવ રાખવા પ્રયત્ન કરતું હતું. સરહદ ઓળંગવા માટે પરવાનાનો, લઘુમતી એમ અનેકાનેક પ્રશ્નો બન્ને દેશોનાં દ્વાર ઠેલતા ઉભા હતા. એટલે મૈત્રીભાવે બન્ને દેશોના વડાપ્રધાનો મળીને એ પ્રશ્નનો સાહજિક ઉકેલ લાવે એ જરૂરી હતું.

જવાહરનું કરાંચીમાં આગમન એ પાકીસ્તાનની તવારીખમાં એક નવું પ્રકરણ હતું. દિલ્હીથી કાશ્મીર ઊપડતાં પૂર્વે જવાહરે જણાવ્યું હતું કે: "કરાંચીમાં સંખ્યાબંધ નાના મુદ્દાઓ ઉપરાંત, મુખ્યત્વે, કાશ્મીર, હિજરતી મિલકત, નહેરનાં પાણી, પૂર્વ બંગાળ તથા પશ્ચિમ બંગાળની સમસ્યાઓ વગેરેની ચર્ચા કરવામાં આવશે." મંત્રણાના ફળ વિષે એમણે જણાવ્યું: "હું તો સદાયનો આશાવાદી છું. મારો આશાવાદ મારી આત્મશ્રદ્ધા પર નિર્ભર છે."

કરાંચીમાં જવાહરનું શાહી સ્વાગત થયું. જવાહર જોડે શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત પણ કરાંચી ગયાં હતાં. વિમાનઘરથી ગવર્નર જનરલનાં બંગલા સુધીનો આઠ માઈલનો રસ્તો માનવમેદનીથી ઉભરાતો હતો. અને જવાહરને લોકોએ પુષ્પવૃષ્ટિ કરી, પાકીસ્તાનની આમજનતાનું દિલ કેવું મઘમઘતું છે તેની પ્રતીતિ કરવી આપી હતી.

જવાહરે, ત્યાં લશ્કરી સલામી લીધી અને મંત્રણાનો આરંભ કર્યો. સાંજે, પાકીસ્તાનના વડા પ્રધાને જવાહરના માનમાં ચાપાણીનો મેળાવડો યોજ્યો તેમાં એક હજાર જેટલા આમંત્રિત પ્રતિનિધિઓ હાજર હતા. જવાહરને એ પ્રસંગે લાહોરનાં સંગ્રહસ્થાનમાં, એમની પોતાની મહાન શિલ્પી છપ્સટીને તૈયાર કરેલી મૂર્તિ ભેટ આપવામાં આવી. જવાહરે ત્યાંના વડા પ્રધાન તથા ગવર્નરજનરલને, હિન્દની ઉત્તમ પાકી કેરીઓ ભેટ આપી.

ત્યાંનાં અખબારો એ કબૂલ કરતાં હતાં, કે, પાકીસ્તાનની રચનાના છ વર્ષ દરમ્યાન/ એક ઈરાનના શાહને બાદ કરતાં કોઈ પણ પરદેશીને જવાહરના જેટલું ભવ્ય સન્માન મળ્યું નહોતું. ત્યાંની પ્રજાનો ઉત્સાહ સ્વયંભૂ અને સ્વયંપ્રેરિત હતો. ત્યાંની હિન્દુ અને મુસ્લિમ જનતાએ જવાહરને વધાવવામાં તથા એમનો ભાવભીનો સત્કાર કરવામાં માઝા મૂકી હતી. જવાહરે શ્રી. ઝીન્ના તથા લીયાકત અલીની કબર પર ફૂલ ચઢાવ્યાં. એમને હિન્દી કમીશ્નર તરફથી મિજબાની આપવામાં આવી, તેમાં પણ હજારોની સંખ્યામાં મહેમાનો હાજર હતા.

જવાહર ત્રણ દિવસ કરાંચીમાં રહ્યા અને તે દરમ્યાન હિન્દ પાકીસ્તાનના પ્રશ્નોની પ્રાથમિક ચર્ચા કરી. જવાહરે ત્યાંની સહેલ દરમ્યાન, ગંભીર મંત્રણાની સાથોસાથ આનંદપ્રમોદ પણ કર્યો. ત્યાંના વડાપ્રધાન જોડે દરિયામાં નૌકાવિહાર કરવા નીકળ્યા. ગવર્નર જનરલના હોજમાં જવાહરે નિરાંતે જલવિહાર કર્યો.

ત્રણ દિવસ સુધી સુખદ અને ખુશનુમા વાતાવરણમાં મંત્રણાઓ ચાલી. જવાહરે કરાંચીમાં પોતાની આ મુલાકાત વિષે પત્રકાર પરિષદમાં જણાવ્યું :

"ભારત અને પાકીસ્તાન વચ્ચે શંકાનું કારણ હળવું બન્યું છે. અને મને પાકીસ્તાનમાં અપાયલા હાર્દિક આવકારથી મારું હૃદય દ્રવી ઊઠ્યું છે, અને મને ખાતરી છે, કે જનાબ મહમદઅલી હિન્દ આવશે, ત્યારે એમનું પણ આવુંજ હાર્દિક સ્વાગત થશે. અત્યારે જેવું સંતોષપ્રદ વાતાવરણ છે તેવું છેલ્લાં પાંચ વર્ષ દરમ્યાન ક્યારેય ન હોતું..... છેલ્લાં પાંચ વર્ષો દરમ્યાન યુ. નો. એ પ્રયત્ન કરવા છતાં, કાશ્મીરના પ્રશ્નનો સંતોષકારક

ઉકેલ આવ્યો નથી. એટલે એ પ્રશ્ન માટે એની પર આધાર ન રાખતાં સીધી વાટાઘાટોથી જ એનો ઉકેલ લાવવો ઇષ્ટ થઈ પડશે.''

કરાંચીમાં જવાહરને 'પાકીસ્તાન હિન્દ એસોસિએશન' તરફથી માનપત્ર આપવામાં આવ્યું તેનો જવાબ એમણે શુદ્ધ ઉર્દૂમાં આપતાં જણાવ્યું :

"ભૌગોલિક, સાંસ્કૃતિક, અને આર્થિક રીતે, હિન્દ અને પાકીસ્તાનમાં જેટલું સામ્ય છે, તેટલું દુનિયાના બીજા કોઈ દેશો વચ્ચે નહિ હોય. એનું કારણ એમનો હજારો વર્ષોના સમાન ઇતિહાસની ભૂમિકા છે."

આ રીતે જવાહર કરાંચીની મૂલ્યવાન મહેમાનગીરી માણી હિન્દ પાછા આવ્યા.

એવામાં, કાશ્મીરમાં શેખ અબ્દુલ્લાનું પતન થયું. પાકીસ્તાનનો બધો ઉત્સાહ ઓસર્યો. ને એણે જવાહર ને હિન્દ ઉપર ગંદા આક્ષેપો મૂકવા માંડ્યા. અને જવાહર પર જેટલો પ્રેમ ઊભરાતો, તેનાથી સોગણી નફરત વર્ષાવી. મહમદઅલીએ પાકીસ્તાનની ચિન્તા વ્યક્ત કરી અને કાશ્મીરના લોકોનો લોકમત હિન્દ નહિ લેવા દે, એવી દહેશત વ્યકત કરી, જવાહરને તાત્કાળિક મળવાની માગણી કરી. પાકીસ્તાનના અખબારોએ હિન્દ સામે કડક પગલાં લેવાની અને સીધી લડતની માગણી કરી.

પાકીસ્તાનના કાશ્મીરવિષયક આંદોલને ત્યાંના વડા પ્રધાન બક્ષી ગુલામ મહમદની સ્થિતિ વધારે મજબૂત બનાવી. અને એમના અબ્દુલ્લા વિષેના આક્ષેપો, પાકીસ્તાનના પ્રત્યાઘાતોથી સાચા પુરવાર ઠર્યા. પાકીસ્તાનના વડા પ્રધાનને, જવાહરે હાલને તબક્કે મળવાની ખાસ જરૂર નથી એમ કહ્યું હોવા છતાં, પાકીસ્તાનના વડા પ્રધાન મહમદઅલી, કાશ્મીરના પ્રશ્નની ચર્ચા કરવા હિન્દ આવ્યા.

મહમદઅલીની જોડે એમનાં પત્ની તથા ઝફરુલ્લાખાન આવ્યા. જવાહરે દિલ્હી વિમાનમથકે જઈ એમનું ભવ્ય સ્વાગત કર્યું. કરાંચીમાં જેવું જવાહરનું સ્વાગત થયું હતું તેવુંજ ભવ્ય સ્વાગત દિલ્હીમાં મહમદઅલીનું થયું. સાંજે મહમદઅલીએ જવાહર જોડે ભોજન લીધું. પ્રથમ દિવસે, જવાહરે મહમદઅલી જોડે બે કલાક ચર્ચા કરી. બીજે દિવસે સાંજે મોગલ બાગમાં હિંદના રાષ્ટ્રપ્રમુખ તરફથી એમનો સત્કારસમારંભ ગોઠવાયો. ત્રીજે દિવસે મહમદઅલી નિર્વાસિતોના રાજેન્દ્રનગરમાં ગયા. ત્યાં વિદ્યાર્થીઓએ એમનું સ્વાગત કર્યું. 'અરબકી સરાઈ'માં તાલીમકેન્દ્રની મુલાકાત લીધી. લજપતનગરમાં કસ્તૂરબા આશ્રમ જોવા ગયા.'

જવાહર અને મહમદઅલીએ જ્યાંથી મંત્રણા અટકી હતી, ત્યાંનો દોર પકડી મંત્રણા ફરી શરૂ કરી. ભારતે પોતાના મુદ્દા સ્પષ્ટ કર્યા, અને જણાવ્યું કે જ્યાંસુધી, લોકમતને અનુકૂળ વાતાવરણ ન થાય ત્યાં સુધી ભારતનું સૈન્ય ખસેડાય નહિ, અને પ્રજાની ઇચ્છા જાણવા માટેની ગોઠવણને સમય લાગશે.

જવાહરે છેલ્લે દિવસે પોતાને નિવાસસ્થાને ભવ્ય ભોજનસમારંભ યોજ્યો હતો. અને તેમાં વિદેશી એલચીઓ, પ્રધાનો, વગેરેને આમંત્ર્યા હતા.

મહમદઅલીએ લાલ કિલ્લો, નેશનલ ફીઝીકલ લેબોરેટરી વગેરેની મુલાકાત લીધી.

દિલ્હીના સ્વાગતથી મહમદઅલીએ અત્યત સંતોષ વ્યક્ત કર્યો, અને ત્રણ દિવસની ભારતની મહેમાનગીરી ભોગવી એમણે વિદાય લીધી.

[ ૪૧ ]

# વિવિધ પ્રવૃત્તિમાં

દિલ્હીનું સ્વાગત ભોગવી મહમદઅલી કરાંચી ગયા, અને ત્યાં એનાં પ્રવચનોએ હિન્દ પાકીસ્તાનનાં શાંતિ ભર્યા સંબંધો પર ટાઢું પાણી રેડ્યું. મહમદઅલીએ કહ્યું : "કાશ્મીરની બાબતમાં હિન્દનો હાથ હોય એવો મને ડર છે. હિન્દે આ દિશામાં અતિ ત્વરાથી પગલું લીધું અને બક્ષી ગુલામ મહમદને કાશ્મીરમાં એક પૂતળાં તરીકે ગોઠવ્યો. વળી, સાથે સાથે, હિન્દે કાશ્મીરની પ્રજાને તેમની મુક્તિ માટે રાહ જોવાની વિનંતી કરીને બળતામાં ઘી હોમ્યું." આ પરથી એ ફલિત થાય છે કે કરાંચી જતાં વેંત જ મહમદઅલી પાકીસ્તાનના પ્રત્યાઘાતી પ્રચારકોની શેહમાં તણાઈ ગયા. વળી, એણે લોકમતના અધિકારી તરીકે અમેરિકાના પ્રતિનિધિ નીમીત્ઝને કાયમ રાખવાનો આગ્રહ રાખી, પાકીસ્તાને હિન્દને અણગમતું એવું પગલું લીધું. ભારત અને પાકીસ્તાનના વડાપ્રધાનોની શાંત અને અનુકૂળ વાતાવરણમાં સસમજૂતી થાય, ત્યારબાદ તરત જ મહમદઅલીનું આ વલણ નિરાશાજનક અને દુઃખદ હતું. દિલ્હીમાં નિરાશાનું વાતાવરણ છવાઈ ગયું. જવાહરની મૂંઝવણ વિશેષ વધી.

એમાં વળી, બર્નપુરના લોખંડના ને પોલાદનાં કામદારોએ ધીમી હડતાલ પાડી હતી, અમે એથી અત્યંત જરૂરી માલનું ઉત્પાદન ઘટતું હતું. અને દેશને આર્થિક નુકશાન થતું હતું. જવાહરે એની સખત શબ્દોમાં ઝાટકણી કાઢી.

એડમિરલ નીમીત્ઝની બાબતમાં એક જબરી આંતરરાષ્ટ્રીય કટોકટી ઊભી કરે એવો પ્રસંગ હતો. અને આગ સળગે એમ હતું. પરન્તુ, હિન્દે પોતાની નિમણૂકની વિરૂદ્ધ વિચારો વ્યક્ત કર્યા છે, એટલે એમનું કાશ્મીરમાં લોકમત અધિકારી તરીકે રહેવું ઇષ્ટ નથી એમ કહી એમણે રાજીનામું આપી, જવાહરને એક ઉપાધિમાંથી મુક્ત કર્યા.

દેશમાં પંચવર્ષીયયોજના છતાં બેકારી વધી રહી હતી. એ પ્રશ્ન વિષે પોતાના વિચારો દર્શાવતાં જવાહરે કહ્યું : "કેટલાક લોકો બેકારોને દાન આપવાની વાત કરે છે, પણ તે બરાબર નથી, કારણ કે, દાન આપે એ પ્રશ્નનો ઉકેલ આવવાનો નથી. એથી તો ઊલટી એ પ્રશ્નના ઉકેલમાં મુશ્કેલીઓ ઉભી થાય છે. એ માટે સાચી રીત તો એ છે કે, એવી યોજના કરવી જોઇએ કે બેકારોને રોજી મળે. ગ્રામોદ્યોગો અને પાયાના ઉદ્યોગોને ઉત્તેજન આપવું જોઇએ. વધુ અને વધુ સંપત્તિ પેદા કરવી જોઇએ, કે જેથી પ્રજાની ખરીદશકિત વધે."

આટઆટલી ઉપાધિમાં પણ આનંદ લૂંટવાનો કીમિયો જવાહરને બહુ સારો આવડે છે. એમણે સપ્ટેમ્બરની ૧૩ મી તારીખે, લોકસભાના સભ્યો વચ્ચે, એક ક્રીકેટ મેચ ગોઠવી, મનોરંજન પોતે મેળવ્યું અને લાખો માનવીને મનોરંજન આપ્યું. વળી, એ બહાને લોકસભાના સભ્યોમાં ખેલદિલી ફેલાય એવું વાતાવરણ પણ એમણે સર્જ્યું. સાથે સાથે, એમાંથી મળનારા પૈસાનો, એમણે, 'આસામ રેલસંકટ રાહત' માટે ઉપયોગ કરી, મનોરંજન જોડે સેવા પણ કરી. જવાહરે ચાર દશકા પછી ક્રિકેટનું બેટ હાથમાં પકડયું હતું, છતાં લોકોનો ઉત્સાહ એમને પ્રેરણાદાઈ નીવડ્યો અને, એમણે સારું કહી શકાય એવું 'બેટીંગ' અને 'બોલીંગ' પણ કર્યું. એમની એ મેચમાં, કોંગ્રેસ, સમાજવાદી, સામ્યવાદી, એમ અનેક પક્ષના માનવીઓ રાજકીય ભેદને ભૂલીને પ્રેમથી રમતા હતા. એ દસ્ય અભૂતપૂર્વ હતું. જવાહરના હરીફ પક્ષના કપ્તાન ઉપ-રાષ્ટ્રપતિ રાધાકૃષ્ણન હતા. જવાહરે રેલરાહત માટે પંદર હજાર રૂપિયા આ મેચદ્વારા એકઠા કર્યા. પછી, ગાંધીજીના આ માનસપુત્રે, એમના પિતાની જેમ, પોતાની સહીવાળાં મેચમાં રમાયલાં બેટ, સોનાનો સિક્કો, સ્કોરબુક એ બધાંનું લિલામ કર્યું અને એક લાખ રૂપિયા જેટલી રકમ રાહતમાં મેળવી.

સપ્ટેમ્બર મહિનો, એક અન્ય આંતરરાષ્ટ્રીય બનાવને લીધે, ભારતના ઇતિહાસમાં નોંધપાત્ર રહેશે. જવાહરનાં બહેન શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત સંયુક્ત રાષ્ટ્રસંસ્થાની આઠમી બેઠકમાં પ્રમુખ ચૂંટાયાં. આ ચૂંટણીને, ઘણાએ જગતે હિન્દને આપેલું ઐતિહાસિક અને અપૂર્વ માન લેખ્યું. કેટલાકે એને હિન્દને મળેલી મહાન બક્ષિસ ગણી. આ ચૂંટણી હિન્દની વિદેશનીતિની વિજયપતાકા રૂપે ગણી શકાય. એક તો, વિજયાલક્ષ્મી આવા ઉચ્ચપદે ચૂંટાનારાં પ્રથમ મહિલા હતાં. જો કે, એમનો એ સંસ્થામાં હિન્દના પ્રતિનિધિ તરીકેનો અનુભવ, અને કોંગ્રેસસંસ્થાની સેવાનો અનુભવ, એ એમને સહાયભૂત

નીવડ્યાં, તેમ છતાં, હિન્દની વિદેશનીતિ પરદેશીઓ સમજતા થયા હતા, તેનો આ સચોટ અને પ્રબળ પૂરાવો હતો.

હિન્દ જગતશાંતિનું ચાહક છે અને જગતશાંતિ માટે ભગીરથ પ્રયાસો કરી રહ્યું છે, તેનું આના કરતાં વધુ સારું પ્રમાણપત્ર બીજું કયું હોય? આ વિજયાલક્ષ્મીના વિજય કરતાં, એ જે દેશનું પ્રતિનિધિત્વ ધરાવતી હતી, તેનો વિજય હતો. એમ છતાં, વિજયાલક્ષ્મીનો પણ મહાન વિજય કેમ નહિ? રાજ્યમાં એજ પહેલાં મહિલાપ્રધાન હતાં, પહેલાં મહિલા રાજદૂત હતાં, સંયુક્ત રાષ્ટ્રપરિષદમાં પ્રતિનિધિમંડળ લઇ જનાર પણ એ પહેલાં મહિલા હતાં. અને સંયુકત રાષ્ટ્રપરિષદનાં પહેલાં મહિલા પ્રમુખ થયાં. આમ સર્વે ઉચ્ચપદોમાં એમનું સ્થાન પ્રથમ હતું. ચૂંટાયાબાદ તરતજ એમણે જણાવ્યું કે ચૂંટણી એ સંયુકત રાષ્ટ્રસંસ્થાના આદર્શો અને શાંતિ માટે હિન્દના પ્રયાસનો વિજય છે. જવાહરને આ મોટામાં મોટી આનંદની ખીના હતી. सत्यमेव जयते । નું હિન્દનું સૂત્રવાકય સાચું પડ્યું હતું.

જવાહરે ખાદી તરફ સવિશેષ લક્ષ આપવા માંડ્યું, કારણ ખાદીનો ઉપાડ નહોતો. એથી વણકરોની બેકારી વધતી જતી હતી. એથી જવાહરે એમના માનસપિતાની એ પ્રિય વસ્તુ તરફ પૂરું લક્ષ આપ્યું. જવાહરે જણાવ્યું: "ખાદીને અપનાવવાથી આપણો બેકારીનો પ્રશ્ન ઘણે અંશે હળવો બની જશે... ખાદી એ અમારે મન સ્વતંત્રતાનું પ્રતીક છે. એ અમારી વચ્ચેનો અને આમજનતા વચ્ચેનો ભેદ મીટાવે છે."

૧૭મી સપ્ટેમ્બરે, લોકસભામાં હિન્દની વિદેશનીતિ વિષે કેટલીક સ્પષ્ટતા કરતાં જવાહરે જણાવ્યું: "કયાંય પણ યુદ્ધ ફાટી નીકળે તો ભારત અહીંના વિદેશી થાણાંઓને યુદ્ધ મથકો બનવા દેશે નહિ." આફ્રિકાની રંગભેદની નીતિ, તથા એશિયા ને આફ્રિકાની પ્રજા ઉપર વર્ચસ્વ ભોગવવાની પશ્ચિમના દેશોની વૃત્તિ ઉપર જવાહરે કટાક્ષ કર્યો હતો. કાશ્મીરના પ્રશ્નમાં હિન્દે શા માટે નિમિત્તનો વાંધો લીધો તેનું સ્પષ્ટીકરણ કર્યું હતું. જવાહરે શેખ અબ્દુલ્લાની વિચિત્રતાનાં દૃષ્ટાન્તો આપ્યાં હતાં. આ રીતે, જવાહરે સ્વતંત્ર, નિષ્પક્ષપાતી, સમતુલા જાળવતી અને ન્યાયપૂર્ણ વિદેશનીતિ અખત્યાર કરી. જવાહરે એશિયાની ને આફ્રિકાની પીડિત અને શોષિત જનતાનો અવાજ હિંમતથી શોષકોને સંભળાવ્યો તેમજ તેમને પરોક્ષ રીતે પડકાર ફેંકયો.

આ અરસામાં કાશ્મીરમાં રાષ્ટ્રીય પરિષદનું અધિવેશન ભરાયું. એ પરિષદે એવું સાબિત કરી આપ્યું કે એ પરિષદ કોઈપણ વ્યક્તિને વરેલી નથી, પણ

કોમવાદ અને શાહીવાદની નાબૂદીને વરેલી છે. એ પંથે જો શેખ અબ્દુલ્લા દોરે તો એનું નેતૃત્વ સ્વીકારવા, ને બક્ષી ગુલામ મહમદ દોરે તો એની રાહબરી એમને મંજૂર છે. નિશ્ચિત ધ્યેયથી દૂર જનાર માનવી એઓને ખપતો નથી. બક્ષી ગુલામ મહમદે સ્પષ્ટ ચેતવણી આપી કે કોઈપણ વિદેશી સત્તાને કાશ્મીરની ધરતી પર પગ મૂકવા કે રાજ્યને આંતરરાષ્ટ્રીય કાવાદાવાઓની શેતરંજ બનાવવા એઓ હરગિજ તૈયાર નહિ થાય.

ઘનશ્યામદાસ બીરલાએ પોતાના માદરેવતન પીલાનીમાં ઇજનેરી કૉલેજ, એકવીસ લાખ રૂપિયાને ખર્ચે ઊભી કરી હતી. એને મધ્યસ્થ સરકારે મદદ કરી. અને જવાહરે એ સંસ્થાની પ્રયોગશાળાના શિલારોપણની વિધિ કરી. એ સમયે જવાહરે જણાવ્યું:

"આપણે સ્વાયત્ત બનવું જોઈએ. હિન્દ અન્ય દેશો પર આધાર રાખીને બેસી રહે એ મને જરાય ગમતું નથી. આપણી જે નાણાંની તંગી છે તે પરદેશની મદદથી મીટવાની નથી. આપણે દેશની સમૃદ્ધિ વધારીએ તો જ ધનવાન થઈ શકીએ. આજની દુનિયા વૈજ્ઞાનિક દુનિયા છે, અને આજે વૈજ્ઞાનિક પ્રગતિથી આપણે આગે કૂચ કરી શકીશું."

જવાહરે ત્યાંના વિદ્યાર્થીઓ સમક્ષ ભાષણ આપતાં કહ્યું:

"વિદ્યાર્થીઓએ ન્યાતજાત, ધર્મ, પ્રાંત વગેરે ભેદોથી પર રહેવું જોઈએ. અત્યારે હિન્દનો મોટામાં મોટો પ્રશ્ન ગરીબીનો છે. આ પ્રશ્નનો ઉકેલ લાવવા માટે આપણે ચીન, રશીયા તથા અમેરિકા પાસેથી ઘણું ઘણું શીખવાનું છે.

"ત્રણસો વર્ષો સુધી એશિયાના પ્રદેશો યુરોપના દેશોની સામ્રાજ્યવાદી ઝૂંસરી હેઠળ રહ્યા. હવે એશિયા ને આફ્રિકાની શોષિત અને પીડિત પ્રજા જાગી છે, અને એ ખંડોની તવારીખમાં નવું પાનું સુવર્ણ અક્ષરે લખાય છે.

"આપણો ઇતિહાસ દર્શાવે છે કે, મહાપુરુષોની અને વીરપુરુષોની હિન્દમાં કદિ કમીના હતીજ નહિ. પરન્તુ આપણી કમનસીબી એ હતી, કે આપણા વીરપુરુષો અને મહાપુરુષો આપસઆપસમાં ઝઘડ્યા અને દેશને નબળો કર્યો."

પીલાનીથી દિલ્હી આવીને જવાહરે રાજાઓને એમને મળતાં સાલિયાણાંમાં સ્વેચ્છાએ કાપ મૂકવાની વિનંતી કરી. જવાહરે પોતાની સરકાર એ દિશામાં વિચારણા ચલાવતી હતી એમ જાહેર કરીને રાજપ્રમુખના હોદ્દાઓ વિષે પણ

પોતે ફેરવિચાર ધારે છે એમ કહ્યું. જો કે, રાજપ્રમુખોને હિન્દ સરકારે તેઓ આજીવન રાજપ્રમુખ રહેશે એવું વચન આપ્યું હતું, છતાં બીજા ગવર્નરોની જેમ એમના ગેરવર્તન માટે એમને દૂર કરી શકાય એવું પણ બંધારણમાં છે તેની યાદ દેવાવી હતી. રાજાઓને, સરદાર પટેલે, એમની સાલિયાણાંની રકમમાં ફેરફાર નહિ કરવામાં આવે એવી બાંયધરી આપી હતી, એટલે જવાહરને એ બાંયધરીઓ માન્ય રાખવી પડેજ. એટલે એમણે રાજાઓએ સ્વેચ્છાપૂર્વક વર્ષાસનની રકમ ઓછી કરવી જોઈએ એમ મુત્સદ્દીની ભાષામાં જણાવ્યું. વર્ષાસનની રકમ હિન્દની સામાન્ય દરિદ્રતા ધ્યાનમાં લેતાં પ્રમાણમાં ઘણી મોટી હતી. આથી એમણે રાજાઓને આ અંગત વિનંતી કરી હતી કારણ કે એમને રાજાઓની ખેલદિલીમાં, ઉદારતામાં, કર્તવ્યભાનમાં તથા સમયને ઓળખવાની શકિતમાં પૂરો વિશ્વાસ હતો.

આ અરસામાં, ભારતીય સૈન્ય કોરિયામાં શાંતિસ્થાપના માટે ગયું. એ ભારતની એક અણધારી ફત્તેહ હતી. ભારતનું સૈન્ય પરદેશમાં યુદ્ધ માટે નહિ પણ શાંતિ સ્થાપના અર્થે જાય એ દુનિયામાં અસાધારણ, અભૂતપૂર્વ અને ભારતનું ગૌરવ વધારનારો બનાવ હતો.

[૪૨]

# આંધ્ર પ્રાંતની રચના

કોંગ્રેસ જ્યારથી શરૂ થઈ ત્યારથી એણે ભારતના જે વિભાગો, બ્રિટીશ રાજ્યે પોતાની વહીવટી સગવડ ખાતર પાડેલા તેનો વિરોધ કરીને, પોતાના આંતર વ્યવહાર માટે, કોંગ્રેસી પ્રાંતો ભાષા અનુસાર પાડેલા. કોંગ્રેસે, એના અનેક ઠરાવોમાં, ભાષાવાર પ્રાંતરચના માટે બ્રિટીશ સરકાર પાસે માગણી કરેલી. અને બ્રિટીશ સરકારે પણ આસામને બંગાળાથી, બિહારને ઓરીસાથી, સિંધને મુંબઇથી, છૂટાં પાડીને, આ સિદ્ધાંત પરોક્ષ રીતે સ્વીકારેલો. કોંગ્રેસ રાજ્ય થયાં પછી, કોંગ્રેસે કરેલા ઠરાવોને અમલમાં મૂકવા માટે, કોંગ્રેસના નેતાઓએ માગણી કરી, જ્યારે એથી હિન્દની એકતા ખંડિત થશે, એમ કેટલાક નેતાઓને લાગ્યું. અને એમાંના જવાહર એક હતા. ભાષાવાર પ્રાંતરચનાના સિદ્ધાંતનો તો જવાહર સ્વીકાર કરતા હતા, પણ, હાલ એ સિદ્ધાંતને અમલી બનાવવાનો મોકો નથી એટલું જ એમનું વકતવ્ય હતુ.

હિન્દે માંડમાંડ ભાગલાને પરિણામે જે દાવાગ્નિ પ્રગટ્યો હતો, તે બૂઝાવ્યો હતો, ત્યાં ભાષાવાર પ્રાંતની માગણી દેશની એકતાને વધુ કચળાવશે, એમ લાગતાં, જવાહરે એ બાબતમાં વિશેષ ઉત્સાહ બતાવ્યો નહિ. ભાષાવાર પ્રાંતરચનાની માગણીમાં બુલંદ અવાજ આંધ્રનો હતો. આંધ્રની સમૃદ્ધિનો લાભ તામીલનાડને મળ્યાં કરે છે, એવી આંધ્રવાસીઓની ફરિયાદ હતી. ચાળીશ વર્ષોથી આંધ્ર માટે સ્વતંત્ર પ્રાંતની માગણી થતી હતી. ૧૯૧૩ થી એ આંદોલન શરૂ થયું હતું. એ માટે શ્રી. રામલ્લુ નામના કોંગ્રેસ કાર્યકરે, પ્રાણાન્ત ઉપવાસ કરીને પોતાનું બલિદાન આપ્યું હતું. એને પરિણામે, જવાહરે, આંધ્રપ્રાંતની રચના પહેલી તકે થશે અને ભાષાવાર પ્રાંતરચનાની કસોટી આંધ્રપ્રાંતની સફળતા યા નિષ્ફળતા પર થશે એ પણ સાથે સાથે જણાવ્યું.

જવાહરે વચન આપ્યાં પ્રમાણે, એમણે આંધ્ર અને તામીલનાડને જુદા પાડવાની પૂર્વ તૈયારી રૂપે, સરહદ, અર્થવ્યવસ્થા, વહીવટ, વગેરે નક્કી કરવા

ન્યાયમૂર્તિ શ્રી. વાંછુના પ્રમુખપણા નીચે એક સમિતિ નિયુક્ત કરી અને એના અહેવાલ અનુસાર, ૧૯૫૩ ની પહેલી ઑક્ટોબરે આંધ્રપ્રાંતની રચના થશે એની જાહેરાત કરી. ને ૧ લી ઑક્ટોબરે આંધ્રપ્રાંત અસ્તિત્વમાં આવ્યો. જવાહરે પ્રાંતરચનાનો વિધિ અત્યંત સાદો રાખ્યો હતો. કુરનુલ આંધ્ર પ્રાંતની કામચલાઉ રાજધાની નિર્ણીત થઈ ચૂકી હતી. એ નવરચનાની વિધિમાં ખૂબ સંયમ રાખવાનું નક્કી કર્યું હતું.

નવા પ્રાંતના રાજ્યપાલ તરીકે શ્રી. ચંદુલાલ ત્રિવેદી, જેને પંજાબના ગવર્નરપદનો અનુભવ હતો, તેમને નીમ્યા. અધિકૃતવિધિ ઉપરાંત, સાંજે વનભોજન રાજ્યપાલે રાખ્યું હતું. તે ઉપરાંત બીજો કશો વિધિ નહોતો. જવાહરે એમના સંદેશામાં, પ્રાંતોની નવરચનાને પરિણામે, હિન્દની એકતા ખંડિત નહિ થાય એવી આશા પ્રગટ કરી હતી. આંધ્રની રચના જવાહરની ઉદારતા, દીર્ઘદૃષ્ટિ ને રાજકીય કુનેહનું પરિણામ હતું. એથી એમણે ભાષાવાર પ્રાંતરચનાની તરફેણવાળાનાં મોઢાં સીવી લીધાં.

જવાહર હૈદરાબાદથી એક ખાસ ટ્રેનમાં નવા પ્રાંતની રચનાનો વિધિ કરવા આવ્યા. અને લાખોની મેદનીએ, નવા પ્રાંતની રચના સરળ કરી આપનાર અને એ માટે જહેમત ઉઠાવનાર નેતાને વિજયનાદે વધાવ્યા. એમનું સ્ટેશને સ્વાગત, ગવર્નર તથા આંધ્રના પ્રધાનમંડળે કર્યું.

આંધ્રવાસીઓને માટે આ સુવર્ણદિન હતો. એમની લગભગ અર્ધીસદીની તપશ્ચર્યા ફળી હતી. આખો આંધ્રપ્રાંત જાણે કુરનુલમાં ઉમટ્યો હતો. દૂરદૂરને ગામડેથી હજારોની સંખ્યામાં લોકો આવ્યા હતા. બધે ઉત્સવીયું વાતાવરણ હતું. ભારતની બે કરોડની વસતિવાળા પ્રદેશનો પોતાની રીતે રાજ ચલાવવાના હકનો સક્રિય સ્વીકાર કરવામાં આવ્યો હતો. ડૉ. રાધાકૃષ્ણન, શ્રી. રાજાજી, ડૉ. કાત્જુ તેમજ હૈદરાબાદના વડા પ્રધાન વગેરે પણ આ નવા પ્રદેશની રચનાની વિધિમાં હાજર હતા.

જવાહરને, સ્ટેશન પરથી રાજભવનમાં ઉઘાડી ગાડીમાં લઈ જવામાં આવ્યા. રસ્તો તોરણોથી શણગારાયલો હતો. જવાહરે રાજભવનમાં જઈ, નવા પ્રધાનોનો સોગંદવિધિ કરાવ્યો. નવા રાજ્યનો સ્થાપનાવિધિ જવાહરે એક લાખ આંધ્રવાસીઓની હાજરીમાં કર્યો. એમણે એ વખતે કહ્યું કે આંધ્રમાં આજે નવી ઉષાનાં અજવાળાં પ્રગટ્યાં છે. એમણે એમને યાદ આપી કે એમનાં ૪૩ વર્ષનાં સ્વપ્નો સિદ્ધ થયાં હતાં. એમ છતાં, આંધ્ર એ હિન્દનોજ એક અંતર્ગત ભાગ છે, એ વાતને હરગિજ વીસારે પાડવી ન જોઈએ. એમણે એમને હિન્દની એકતાને

આગે બઢાવવા તથા આંધ્ર રાજ્યને વિશેષ સમૃદ્ધ બનાવવા વિનંતી કરી હતી. એમણે એમના લાગણીપ્રધાન સૂરમાં પ્રત્યેક આંધ્રવાસીને કહ્યું :

"આજે આપણે સર્વે આ વિશાળ આસમાનની નીચે પ્રતિજ્ઞા લઈએ, કે આપણામાંનો પ્રત્યેક જણ જ્યાંસુધી એના દેહમાં પ્રાણ હશે, ત્યાંસુધી આંધ્રપ્રાંતની નવરચનાને માટે સઘળી કોશિશ કરશે."

જવાહરે વધુમાં જણાવ્યું કે :

"હું કાશ્મીરમાં જન્મ્યો, ઉત્તર પ્રદેશમાં ઉછર્યો અને હવે દિલ્હીવાસી બન્યો છું, એમ છતાં મને લાગે છે, તમારા બધા જેટલો જ આંધ્રવાસી હોવાનો મારો દાવો છે."

જવાહરે પોતાનાં આંધ્રનાં ઇતિહાસ વિષેનાં સંસ્મરણો નોંધતાં, વિજયનગર સામ્રાજ્યનો નકશો આંધ્રવાસીઓની સમક્ષ આલેખ્યો. પ્રાચીન આંધ્રસામ્રાજ્યમાં ને આ આંધ્રરાજ્યની રચનામાં ને ભાવનામાં જે તફાવત હતો તે સ્પષ્ટ કર્યો. અને તુંગભદ્રા જેવી વિશાળ નદીનો અને ખનીજનો નવા આંધ્રની રચનામાં ઉપયોગ કરવા એમને વિનંતી કરી.

જવાહરે આંધ્રપ્રાંતમાં જે ગરીબી હતી તેનું ચિત્ર પણ એમની સમક્ષ રજૂ કર્યું. રાયલસીમા વગેરે વિસ્તારમાં વારેવારે આવતા દુષ્કાળની પણ લોકોને યાદ આપી અને તે દૂર કરવા જણાવ્યું. ભૂતકાલીન ગૌરવની ગુણગાથા ગાયાં કરવાથી આંધ્ર સમૃદ્ધ બનવાનો નથી એ વાત એમણે સાફ સાફ શબ્દોમાં જણાવી. વિનોબાજીએ એમના ભૂદાન માર્ગની શરૂઆત પણ ત્યાંથી કરેલી. અને વિનોબાને માર્ગે ચાલી, આંધ્રને એક આદર્શ રાજ્ય બનાવવા જણાવ્યું.

જવાહરે જાહેર ભાષણ અને આંધ્રપ્રાંતની સ્થાપના પછી, આંધ્રનાં ધારાસભ્યોને ઉદ્દેશીને તેમને અંદરઅંદરના વિખવાદ અને ઝઘડા પતાવવા જણાવ્યું, અને આંધ્રના રાજકીય જીવનમાં એવા ઝઘડાઓથી જે અસંતોષ પ્રગટ્યો હતો, અને આંધ્રનું રાજકીય જીવન કલુષિત બન્યું હતું, તેની યાદ દેવડાવી. એમણે એ પણ જણાવ્યું કે આંધ્રના પ્રશ્નો હિન્દના અન્ય ભાગના પ્રશ્નો કરતાં જરાય ભિન્ન નહોતા. એમણે હિન્દની વિદેશનીતિનો ઉલ્લેખ કરીને જણાવ્યું હતું, કે એની સફળતાનું કારણ એ હતું કે એને હિન્દી પ્રજાનો ને હિન્દનાં બધાં રાજ્યોનો ટેકો ને સહકાર હતો. એમણે સરકાર અને પ્રજાના પ્રત્યક્ષ સંપર્ક ઉપર ભાર મૂકીને પ્રત્યક્ષ સંપર્કને અભાવે જાહેરજીવનમાં જે સડો પેઠો હતો, તે તરફ આંગળી ચીંધી હતી.

આંધ્રપ્રાંતનાં પ્રધાનમંડળ વિષે, જવાહરે કેટલીક સ્પષ્ટતા કરી હતી. એમણે જણાવ્યું હતું, કે એમણે કોંગ્રેસપક્ષને દૃષ્ટિમાં રાખીને નહિ, પણ આંધ્રપ્રાંતનુંજ હિત દૃષ્ટિસમક્ષ રાખીને નવા પ્રધાનમંડળમાં શ્રીયુત્ ટી. પ્રકાશમને લીધા હતા. એમણે પ્રકાશમને સ્વતંત્ર રહીને પણ આંધ્રપ્રાંતના વડા પ્રધાનનું પદ શોભાવવા કહ્યું હતું. પણ જ્યારે, પ્રકાશમે એમને જણાવ્યું કે: "ઘણા મિત્રો ઇચ્છે છે કે હું ફરી પાછો કોંગ્રેસમાં જોડાઉં" ત્યારે જવાહરે એમને સ્પષ્ટ શબ્દોમાં કહ્યું હતું કે: "હું તમને પ્રજાસમાજવાદી પક્ષને છોડાવી પાછો કોંગ્રેસમાં ધકેલી દેવા ઇચ્છતો નથી. છતાં, હું ઇચ્છું છું કે તમે વડાપ્રધાનનું પદ કોઈ વ્યવસ્થિત પક્ષને આશ્રયે કરો તો સારું"

જવાહરને અખબારી પ્રતિનિધિઓએ 'વિશાળઆંધ્ર'ની રચના વિષે પ્રશ્ન પૂછતાં એઓ, એમની લાક્ષણિક રીતે છેડાઈ પડ્યા હતા. અને એવી માગણી એમણે શાહીવાદી માનસના પ્રતીક તરીકે ઓળખાવી હતી. વળી, એમણે હિન્દના પ્રદેશોની નવરચના માટે કમીશનની જાહેરાત કરી હતી અને જણાવ્યું હતું કે એ કમીશન આ પ્રશ્નને જુદી જુદી દૃષ્ટિકોણથી તપાસશે એટલે કોઈપણ વ્યક્તિને તથા પ્રાંતને નિરાશ થવાનું કારણ રહેશે નહિ. એક અખબારી પ્રતિનિધિએ પૂછ્યું હતું કે: "ધારો કે કમીશન વિશાળ આંધ્ર સ્થાપવા માટે સૂચન કરે, તો સરકાર એ સૂચનનો સ્વીકાર કરે કે નહિ?"

એના ઉત્તરમાં જવાહરે જણાવ્યું હતું કે સ્વીકાર અસ્વીકારનો સવાલજ બરાબર નથી. કમીશનની સત્તા ઘણી છે, એટલે અત્યારે આંધ્રને અપાયેલો કેટલોક ભાગ એ પાછો પણ લઈ લે. આંધ્રના ભાગલા પાડવાનું પણ એ સૂચવે. પણ એ કમીશનને વિશાળ આંધ્રની રચનાના પ્રશ્નને વિચારવાની તક મળશે, એ ખરું.

આંધ્રપ્રાંતની રચના કરી જવાહર કુરનુલથી મદ્રાસ આવ્યા. મદ્રાસમાં એક જંગી સભા સમક્ષ જાહેર પ્રવચન કરતાં એમણે ૭ વર્ષમાં હિન્દે જે સિદ્ધિ પ્રાપ્ત કરી હતી તે પ્રત્યે સંતોષ વ્યક્ત કરીને જણાવ્યું હતું કે: "આમ છતાં, સર્વે પ્રશ્નો હલ કરાયાંનો દાવો કરી શકાય એમ નથી. ભારત નાણાંકીય અને લશ્કરી દૃષ્ટિએ નબળું રાષ્ટ્ર છે. એમ છતાં, વિશ્વનાં સંખ્યાબંધ માનવીઓ ભારતને સાંભળે છે, એનું કારણ કે ભારતની નીતિ પ્રામાણિક છે. ભારતના વક્તવ્યમાં સચ્ચાઈ છે. એમાં ભયનો કોઈને ઓછો નથી, અને એનો સૂર કોઈના ભય કે દબાણને લીધે બનતો નથી."

મદ્રાસમાં 'દ્રાવીડ ખાઝગામ' નામની સંસ્થા જે ભારતની એકતા ખંડિત કરી રહી હતી, તેની સખત ઝાટકણી કાઢતાં, જવાહરે એ લોકો આદિવાસી શામાં છે એમ કહ્યું હતું અને એમને વિકૃતમાનસવાળા તરીકે ઓળખાવ્યા હતા.

વિદેશની વાતો કરતાં, ચીનનો સ્વીકાર, 'સંયુક્તરાષ્ટ્ર સંસ્થા' કરતી નથી, તે વિષે જવાહરે જણાવ્યું હતું કે :

"યુરોપ અને અમેરિકા એશિયામાં થયેલા મહાન ફેરફારોને સમજી શક્યા નથી. એશિયામાં કરોડો માનવીઓ જીવે છે અને તેઓ પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવા માગે છે. તેઓ પોતાની રીતે કામ કરવા માગે છે. કોઇના ધક્કાથી તેમને આમ કે તેમ હડસેલી શકાશે નહિ."

તામીલનાડ કોંગ્રેસ સમિતિના કાર્યકર્તાઓ અને વિધાનસભાના સભ્યોને ઉદ્દેશીને જવાહરે કહ્યું હતું કે ભાષાકીય રાજ્ય સબંધનાં બધાં આંદોલનો હવે અટકવાં જ જોઇએ. રાષ્ટ્રની એકતાને નબળી પાડે એવું જનતા કંઈ પણ ન કરે. આંધ્રની રચના વિષે એમણે કહ્યું હતું કે : "ભારતના રાજ્યોની પુનર્રચના માટેનો એક કાર્યપ્રવાહ વહેતો થયો છે. પણ એ પ્રવાહની ગતિને હું ઝડપી બનાવવા માગતો નથી......ને એ પ્રવાહને હું અવરોધવા પણ માગતો નથી. એથી જ ભારત સરકારે રાજ્યપુનર્ઘટના પંચ નીમવાનું નક્કી કર્યું છે." એમણે ગ્રેસવાદીઓને ભાષાવાર પ્રાંતરચનાના આંદોલનથી અલગ રહેવા જણાવ્યું હતું.

જવાહરે કોંગ્રેસવાદીઓને ગામડાંમાં જઇને આમ જનતાનો પ્રત્યક્ષ સંપર્ક સાધવાનો અનુરોધ કર્યો હતો, અને ગાંધીજીના આદર્શો અનુસાર જીવવાની વિનંતી કરી હતી. એમણે કોંગ્રેસવાદીઓને કહ્યું :

"જનતામાં ધ્રતબાર રાખો, અને તમારી જાતને થાબડ્યાં કરવાની વૃત્તિને મૂકી દો. જનતાનો અવાજ સાંભળી, એમના સૂરમાં સૂર પૂરાવો, અને જ્યાં એમની ભૂલ હોય ત્યાં હિંમતથી તે તરફ એમનું ધ્યાન દોરો. જનતા જ્યારે જોશે કે તમે અમુક સિદ્ધાંત માટે જીવો છો, ત્યારે જરૂર એ તમને સન્માનવાની જ. કોંગ્રેસનું રાષ્ટ્રીય આઝાદીનું ધ્યેય હાંસલ થયું છે પણ એટલુંજ પૂરતું નથી. હજી આર્થિક સ્વાતંત્ર્ય હાંસલ કરી ગરીબી ને બેકારી મીટાવવાનાં છે. માત્ર સૂત્રો ઉચ્ચારવાથી એ કાર્ય થવાનું નથી. એમાં તો ખૂબ જહેમત કરવી પડે એમ છે. અને એથી ગાંધીજીનો વારસો આપણે શોભાવવાનો છે, વણસાડવાનો નથી."

જવાહર મદ્રાસથી મદુરાઈ ગયા. ત્યાં જાહેરસભામાં એમણે કહ્યું :

"ઉત્તર હિંદ કરતાં દક્ષિણ હિંદમાં વિશેષ ઉષ્મા છે, એ વાત સાચી. એમની લાગણીમાં પણ એટલીજ વિશેષ ઉષ્મા છે. ૭ દિવસ પૂર્વે હું હિમાલયની ગોદમાં હતો અને ત્યાંથી, નંદાદેવી, ત્રિશુલા વગેરે ગિરિશિખરો જે હિંદનું સંરક્ષણ કરે છે, તેમને આદરથી નિહાળતો હતો. આજે અહીં રહ્યાં રહ્યાં પણ મને હિમાલયના તેમજ અહીંની ભૂમિના લોકોના વિચારો આવે છે. અને આપણને બધાને એક સામાન્ય વારસો મળ્યો છે તેનો વિચાર કરું છું. એ વારસામાં ઉત્તર અને દક્ષિણ હિન્દ બન્નેએ દેશના સ્વાતંત્ર્ય માટે અગ્રગણ્ય ભાગ લીધો છે, અને હવે, આપણે એક સાથેજ ગરીબી ને બેકારીના પ્રશ્નો ઉકેલવાના છે. આજે આપણા દેશના પ્રદેશોને ફક્ત નકશામાંથી ઓળખવાના નથી, પણ દેશનો એકેએક ભાગ મારો છે, હું એનું એક અવિચ્છેદ્ય અંગ છું, એવા ભાવની જરૂર છે. આજે એકેએકનું ભાવિ અન્ય જોડે સંકળાયલું છે. એટલે, વિજય મળે તો સહુનો વિજય છે, નિષ્ફળતા મળે તો તે પણ સર્વેની છે."

જવાહર ત્યાંથી કોઇમ્બતુર ગયા હતા. ત્યાં ભાષણમાં એમણે વિદેશી થાણાંઓ નાબૂદ થવાં જોઈએ એ વાત પર ભાર મૂકીને જણાવ્યું કે :

"વિદેશી થાણાંઓ સામેનો ઉશ્કેરાટ હું સમજી શકું છું. પણ આ પ્રશ્ન મોટાં રાષ્ટ્રો જોડે આંતરિક રીતે સંકળાયલો હોવાથી, એનો શાંતિમય સાધનો દ્વારાજ ઉકેલ થવો જોઈએ."

[૪૩]

# દિલ્હીમાં અને દિલ્હી બહાર

આંધ્ર પ્રાંતની રચના કરી જવાહર દિલ્હી આવ્યા. દિલ્હીમાં 'રાષ્ટ્રીય વિકાસ સમિતિ' સમક્ષ પ્રવચન કરતાં એમણે જણાવ્યું: "કોઈપણ અર્થતંત્રની કસોટી તે કેટલાં પ્રમાણમાં પૂર્ણ રોજગારી આપી શકે છે તેની ઉપર અવલંબે છે...પંચવર્ષીય યોજનાના અમલ વખતે આપણી દૃષ્ટિ ગામડાનાં લોકો તરફ હોવી જોઈએ."

૧૩ મી ઓકટોબરે, જવાહરે 'કોલંબો યોજના'ની સલાહકાર સમિતિની બેઠકનું ઉદ્ઘાટન કરતાં જણાવ્યું કે: "એશિયાઈ પ્રદેશોમાં જે સ્વાતંત્ર્યની તમન્ના જાગી છે, તેને અવગણશો તો તમારા કાર્યમાં મહાન અંતરાયો ઊભા થશે." તે પછી ભારતની અર્થનીતિ સ્પષ્ટ કરતાં એમણે જણાવ્યું કે: "અમે મિશ્ર અર્થશાસ્ત્રનો સિદ્ધાંત સ્વીકાર્યો તો છે, પણ આમ છતાં, સંજોગો અમને ખાનગી સાહસો તરફ નહિ પણ જાહેર માલિકીની તરફ જોરથી ધસડી રહ્યા છે. અમારે એનો ઉકેલ સૈદ્ધાંતિક દૃષ્ટિએ નહિ પણ વ્યાવહારિક દૃષ્ટિએ લાવવો છે...ભૂખ્યા માનવીઓ સમક્ષ જેમ તત્વજ્ઞાનની વાત નકામી છે, તેમ, જ્યાં સુધી એશિયાઈ પ્રજાજનોની પ્રાથમિક જરૂરિયાતો ન સંતોષાય ત્યાં સુધી અન્ય બાબતોને છંછેડવાનો કશો અર્થ નથી.

"આ યોજના સફળ બનાવવા પ્રજાના સહકારની જરૂર છે. એ માટે લોકોને હુકમ કરવાની નહિ, પણ તેમની વચ્ચે જઈને કામ કરવાની જરૂર છે. અને એ રીતે જ પ્રજાનું જીવન ધોરણ ઊંચું લાવવાનું છે.......મને પૂછવામાં આવ્યું ત્યારે મેં કહ્યું હતું કે ભારતમાં ૩૬ કરોડ પ્રશ્નો છે. દરેક વ્યક્તિનો એક પ્રશ્ન છે. નવી જાતની યંત્રપદ્ધતિનો ઉપયોગ કરીને, મોટી સંખ્યાનાં લોકોને બેકાર બનાવીને અમે ઉત્પાદન વધારવા માગતા નથી. આપણે તો વધુમાં વધુ માનવીઓને શી રીતે કામ મળે એ પ્રશ્ન વિચારવાનો છે."

હિન્દની અંદર જે વારંવાર અનાજની તંગી પડે છે, અને દુષ્કાળ વગેરેને પરિણામે દુઃખદ સ્થિતિ ઉદ્‌ભવે છે, તેમાંથી હિન્દને ઉગારવાને અને વિશેષે કરીને, એશિયાઈ દેશોનું જીવન ધોરણ ઊંચું લાવવા, અને ઔદ્યોગિક દૃષ્ટિએ પછાત એવા દેશોને આર્થિક મદદ કરીને, એમની પ્રગતિ સાધવા કોલંબોમાં મળેલી પરિષદે, આર્થિક અને અન્ય પ્રકારની સહાય્ય આપવાનું નક્કી કરેલું. તેથી એ 'કોલંબો યોજના' કહેવાય છે. જવાહરે એમને, એમના ઉપર દર્શાવેલા ભાષણમાં યોગ્ય, સ્પષ્ટ અને નીડર એવું માર્ગદર્શન કરાવ્યું, એ એમની સ્વતંત્રતા અને નિર્ભયતા દર્શાવે છે.

૧૯ મી ઑક્ટોબરે, જવાહરે અલાહાબાદ જીલ્લો, કે જેમણે એમને લોકસભામાં ચૂંટી કાઢ્યા હતા, ત્યાં, ત્રણ સ્થળે, હજારોની માનવમેદની સમક્ષ, વ્યાખ્યાનો આપ્યાં એટલું જ નહિ, પણ એમણે રસ્તામાં ગાડી થોભાવી, ગ્રામજનો જોડે અત્યંત આત્મીયતાથી વાતો કરી તેમના પ્રશ્નો જાણ્યા. એમના દુઃખે દુઃખી થયા, એમની સુખની વાતો સાંભળી આનંદ માણ્યો. અને લોકોને પ્રતીતિ કરાવી આપી કે એઓ એમના સાચા પ્રતિનિધિ છે, અને, તેમણે, એમને ચૂંટી કાઢીને ઘણું શાણપણનું કાર્ય કર્યું છે.

ત્યાં જનતાને ઉદ્‌બોધતાં જવાહરે કહ્યું :

"હિન્દને સમૃદ્ધ અને શક્તિશાળી બનાવવા તમારે બધાએ સંયુક્ત પ્રયત્ન કરવો જોઈએ. કોઈ પણ દેશ એના ભૌગોલિક વિસ્તારથી મહાન બનતો નથી, પરન્તુ, એમાં વસતી પ્રજાની મહત્તાથી મહાન બને છે. પ્રજાએ પોતાના સંયુક્ત પ્રયત્નથી, ગરીબી, જીવનની જરૂરિયાતોનો અભાવ અને બેકારી ટાળવાં જોઈએ. વળી, તમે અલાહાબાદના છો કે શહાબાદના છો, એવી સંકુચિત ભાવના તોડી તમે સમગ્ર હિન્દના છો એવી જ ભાવના કેળવવી જોઇએ.

"જે રીતે તમે સંયુક્ત પ્રયત્નોથી રાજકીય સ્વરાજ્ય મેળવ્યું, તેજ રીતે તમે સંયુક્ત પ્રયત્નથી આસાનીથી આર્થિક સ્વાતંત્ર્ય પણ પ્રાપ્ત કરી શકો. કાંઈ રાતોરાત જાદુઈ લકડીથી પરિવર્તન થઈ જવાનું નથી. એમ છતાં, આઝાદી પછી આપણે ઘણી સારી પ્રગતિ કરી છે, એમ આપણે સગર્વ કહી શકીએ. આપણી વિજળી ઉત્પાદનની યોજનાઓ, રેલ્વે એન્જીન તૈયાર કરવાનાં તથા વિમાન બનાવવાનાં કારખાનાં, ખાતર ઉત્પાદન કારખાનું, રાસાયણિક, પદાર્થવિજ્ઞાન, વગેરેની સંશોધન પ્રયોગશાળાઓ વગેરે આપણી

પ્રવૃત્તિઓ નાની સૂતી નથી. પણ આપણે આગળ તો ત્યારે વધીશું કે જ્યારે, આપણે ખેતરોમાં અને કારખાનાંઓમાં, વિશેષ અને વિશેષ ઉત્પાદન કરી શું. તોજ આપણું જીવન ધોરણ ઊંચું આવશે. વિલાયતમાં કે અમેરિકામાં લોકોની સ્થિતિ આપણા કરતાં ઘણી સારી છે. કારણ કે, એ લોકોએ વિદ્યુત્શકિતને માનવના હિતં માટે વાપરી છે. આપણે વિશેષ રાસાયણિક ખાતર વાપરીએ અને નહેરોનો ઉપયોગ કરીએ તો જ, અહીં આપણે એકર દીઠ વધારે ને વધારે અનાજનું ઉત્પાદન કરી શકીએ.

"મારે તો દ્રવ્યની સમાન વહેંચણી જોઈએ છે. ગરીબને વિશેષ ગરીબ બનાવવા અને ધનવાનને વિશેષ ધનિક બનાવવા એ મારી નીતિ નથી. મારે તો દરેકને જીવનની સમાન તક મળે એવી પરિસ્થિતિ નિર્માણ કરવી છે."

આ રીતે ચૂંટણી બાદ પ્રથમવાર અહીં આવી, લોકોને પોતાનાં મનની વાત કરી, પોતાના હૈયાંને ખાલી કરી, જવાહરે એમને પ્રતીતિ કરાવી આપી કે પોતે ચૂંટણી વખતે જે કહેલું તેની સિદ્ધિ માટે તનતોડ મહેનત કરી રહ્યા છે, અને એઓ લોકોનો અવાજ સાંભળે છે અને સંભળાવી શકે છે.

૨૧ મી ઑક્ટોબરે જવાહર દિલ્હીથી જયપુર ગયા. ત્યાં, રાજસ્થાનમાંથી જાગીરદારી નાબૂદ કરવાની યોજના માટે એમણે ગોવિંદ વલ્લભ પંતની નિમણૂક કરી હતી, તેનો અહેવાલ પ્રસિદ્ધ થયો હતો, તેને બહાલી આપવા એઓ જયપુર ગયા. એમણે રાજસ્થાની સરકાર અને જાગીરદારો વચ્ચેના ઝઘડાના લવાદ પણ પંતજીને નીમ્યા હતા. પંતજીએ બન્ને પક્ષોને સાંભળીને, પોતાનો નિષ્પક્ષપાતી અહેવાલ આપ્યો હતો. પંતજીએ જાગીરદારોને એમની જમીનનું વળતર પૈસામાં આપવાની માગણીને સ્પષ્ટ શબ્દોમાં નકારી કાઢી હતી. જવાહરે પંતજીનો અહેવાલ મંજૂર રાખીને રાજસ્થાની સરકારને એને અમલમાં મૂકવાની વિનંતિ કરી હતી. પરન્તુ, સાથે સાથે એમણે રાજસ્થાન ને સરકાર યોગ્ય લાગે તેવા એ અહેવાલમાં ફેરફાર કરવાની છૂટ પણ અત્યંત ઉદારતાથી આપી.

જવાહર ત્યાંથી મુંબઈમાં ભારતનૌકાદળની ઉજવણી નિમિત્તે આવ્યા. ભારતની તવારીખમાં નૌકાદળનું નિરીક્ષણ અત્યત મહત્વનો પ્રસંગ છે. ભારતના ત્રણહજાર માઇલના વિશાળ સાગર કાંઠાનું રક્ષણ હિન્દના સાગરસૈનિકો કરી રહ્યા છે. એક જમાનો એવો હતો, કે આપણા સાગરસૈનિકો ઈંગ્લેંડ, પોર્ટુગલ, અને હોલેંડ જેવાં રાજ્યોને તોબા પોકરાવતાં હતાં. આપણે દરિયાવાટે નવે ખંડમાં

વિસ્તરતા હતા. પણ ત્યારબાદ, સૃષ્ટિના ક્રમ પ્રમાણે, એમાં ઓટ આવી. ને આપણી મહાન અને ભવ્ય સાગરપ્રણાલિ નષ્ટપ્રાય થઈ ગઇ.

પણ આઝાદી આવ્યાં પછી આપણે જે સર્વાંગીવિકાસ કરવા માંડ્યો છે, તેમાં આપણે સાગરસંરક્ષણ તરફ લક્ષ આપ્યું, ને, નૌરચનાનો આરંભ કર્યો. પરિણામે આપણી પાસે નાનું છતાં સંગીન નૌકાદળ છે. આપણા સાગર સૈનિકો નૌકાદિન ઉજવતા હતા, તે નિમિત્તે, દિલ્હી સરકારના બે મહાન પ્રતિનિધિઓ જવાહર અને રાજેનબાબુ મુંબઈને આંગણે પધાર્યા.

એ દિન તો ભારતની તવારીખમાં મશહૂર રહેશે. અરબીસમુદ્રની શીતલ લહેરોથી સર્જાતા વાતાવરણમાં, હિન્દના પ્રવેશદ્વાર આગળ સાગરના વિશાળ તટ પર ભારતીય નૌકાદળનાં તમામ દરજ્જાનાં જહાજો આકર્ષક શણગાર ધારીને છટાથી ઊભાં હતાં, હિન્દને ગૌરવ અર્પતું ભવ્ય દર્શન કરાવતાં હતાં, અને રંગદર્શી વાતાવરણ પેદા કરતાં હતાં. એમાં તેલવાહી જહાજો, નાની નાની જલનૌકાઓ, તેમ યુદ્ધજહાજો અને વિનાશિકાઓ પણ હતી. જવાહરને આ વિરલ દૃશ્યથી અપૂર્વ આનંદ થયો.

તેજ દિને સાંજે જવાહરે સમાપ્તિનો કાર્યક્રમ અવલોક્યો. એ કાર્યક્રમને 'સૂર્યાસ્ત' કહેવામાં આવે છે. આ કાર્યક્રમ રોમાંચક, મોહક અને મદભર હતો. પૂર્વમાં ટેકરીઓ, પશ્ચિમમાં મુંબઈ નગરીની ગગનચુંબી આલિશાન મહોલાતો, વચમાં ભવ્ય જલરાશિ અને તેમાં રંગબેરંગી નૌકાઓ. એમાં 'સૂર્યાસ્ત' નો ધ્વજ ઉતારાયો. પછી આતશબાજી શરૂ થઈ. એ દિવસે જવાહરે નૌકાદળના સૈનિકોને પ્રેરક સંદેશો આપતાં કહ્યું:

"ભારતની નૌકાસેનામાં જોડાનાર બધા સહબાંધવો છે. એઓમાં સહકારની પરસ્પર સહાય્યની ભાવના વિશેષ છે."

જવાહર મુંબઈથી પાછા દિલ્હી આવ્યા અને વિદ્યુત્ ઉત્પાદન અને નહેર યોજનાની બોર્ડ આગળ એમણે જણાવ્યું કે: "આપણી નહેરની અને વિજળીનાં ઉત્પાદનની યોજના પ્રત્યે આપણા સર્વે ઇજનેરોએ પોતાનું લક્ષ કેન્દ્રિત કરવું જોઈએ." એ યોજનાઓ વહીવટી તંત્રનાં અરણ્યમાં ખોવાઈ ન જાય એમ કહી જવાહરે તેમની ખામીઓનો કટાક્ષયુક્ત ઉલ્લેખ કર્યો હતો. અને મહાન યોજનામાં નિષ્ણાતોની સતત ભરતી ચાલુ રહે તેનો અનુરોધ કર્યો હતો. હિન્દમાં વારે વારે પૂરથી જે નુકસાન થાય છે, તે માટે નદીને બાંધવાની અગત્ય

તેમણે સમજાવી હતી, અને વૈજ્ઞાનિક રીતે જ એ પ્રશ્ન ઉકલી શકે તેનો નિર્દેશ કર્યો હતો. વળી, એમણે એમના લાક્ષણિક કટાક્ષમાં કહ્યું હતું કે: "દિલ્હી એ તો નિષ્ણાતોનું જંગલ બની ગયું છે. અને એ બધા વહીવટી તંત્રમાં ગોથાં ખાધાં કરે છે. આપણે ત્યાં વહીવટી તંત્રમાં તુમારશાહી વધી છે. પણ બુદ્ધિની પ્રગતિ થઈ નથી. અને એથી જ સાચી પ્રગતિ શક્ય બની નથી."

આ રીતે જવાહર પોતાના તંત્રના દોષો પણ જોઈ શકે છે, અને એની પર તટસ્થ પણ સચોટતાથી કટાક્ષ પણ કરી શકે છે.

[ ૪૪ ]

# ગૂંચવાયલું વાતાવરણ

જવાહર ઓક્ટોબરની ત્રીશમી તારીખે મદ્રાસ જવા ઉપડ્યા. ત્યાં મદ્રાસના વડા પ્રધાન રાજગોપાલાચારી સામે વિરોધીઓ જબરજસ્ત આંદોલન ચલાવતા હતા. એમણે જવાહરને રાજાજીની વિરુદ્ધ અરજી કરી હતી. એમને થોડી કડક ભાષાની જરૂર હતી. એથી એઓ જેવા મદ્રાસ પહોંચ્યા તેવા એમણે તરતજ વિરોધીઓની ખબર લઈ નાંખી. એમણે વિરોધીઓને કહ્યું: "તમારે માણસાઈની રીતે વર્તવું જોઈએ. તમારું વર્તન એ તો હિન્દનાં બંધારણનું અપમાન કરવાં બરાબર છે." જવાહરે એમને લોકશાહી રસમ વિષે સમજણ આપી, ને વિરોધીઓએ ઉપસ્થિત કરેલા પ્રત્યેક મુદ્દાનો સવિગત જવાબ આપ્યો. રાજાજી વડા પ્રધાનપદે હતા, તે બંધારણીય જ હતું અને લોકશાહી પદ્ધતિ અનુસાર જ હતું. વળી, રાજાજી તો એ હોદ્દો લેવા માટે તૈયાર જ નહોતા, પણ મદ્રાસની ડામાડોળ અને વિકટ પરિસ્થિતિમાં એમણે વડા પ્રધાનનો સ્વીકાર કરીને, મદ્રાસની ઉપર મહેર કરી હતી, તેનો બદલો, એમને આ પ્રમાણે આપવામાં આવતો હતો, તેથી જવાહરને ખૂબ ગુસ્સો પણ ચઢ્યો ને દુઃખ પણ થયું. આથી એમણે એમને તીખી અને સ્પષ્ટવાણીમાં સંબોધન કર્યું.

મદ્રાસથી જવાહર પટણા ગયા. ત્યાં પટણાની જાહેર સભામાં બે લાખની મેદની સમક્ષ ભાષણ આપતાં એમણે જણાવ્યું: "દેશના મોટા પ્રશ્નો ભૂલીને કોમવાદી, જ્ઞાતિવાદી ને પ્રાંતીયતાવાદી માનસ ધરાવી આપણે દેશને પીછેહઠ કરાવવા તૈયાર થયા છીએ. દેશના પ્રશ્નો વિકટ છે, પણ અમારી પાસે જાદુઈ લકડી નથી કે ક્ષણવારમાં અમે બધા પ્રશ્નો હલ કરી દઇએ. દેશમાંથી બેકારી અને ગરીબી દૂર થાય એટલા માટે ઉત્પાદન વધવું જોઈએ. એથી ઉત્પાદનમાં વૈજ્ઞાનિક પદ્ધતિનો ઉપયોગ કરવો જોઈએ. ખેતીના ઉત્પાદનમાં જાપાનીસ પદ્ધતિએ સફળતા મેળવી છે." ત્યાં, જવાહરે કોશી નદીના પૂરથી જે બરબાદી થઈ હતી તે જાતે નિહાળી અને એ નદીના પાણીનો બંધ બાંધવાની યોજના વિચારી.

પગ્ણાથી જવાહર ભાગલપુર ગયા ત્યા એમણે જાહેર સભામા કોરિયાના પ્રશ્નની છણાવટ કરી અને જણાવ્યુ કે વિદેશી અખબારો ગમે એવી ટીકા કરે તેથી હિન્દ પોતાનુ કોરિયાનુ શાતિકાર્ય છોડવાનું નથી

ભાગલપુરથી જવાહર મોઘીર ગયા અને કોશી નદીના સમગ્રપ્રદેશનુ વિહગાવલોકન કર્યું એમનો વિમાન પ્રવાસ ૨૫૦ માઈલનો હતો ને એમણે, સારના, મુઝફ્ફરપુર, દરભગા ને આરસા જીલ્લાના કોશીપ્રદેશનુ નિરીક્ષણ કર્યું તારાજીને નજરે જોઈ જળવિસ્તારથી ઉજ્જડ થયેલા પ્રદેશો જોઈ જવાહરનું હૃદય દ્રવ્યુ જો કોશીના પાણીના બધો બાધી એ પાણીનો ખેતી માટે ઉપયોગ થાય, તો એ ધરતી સોનાની બને તેની પણ જવાહરને પ્રત્યક્ષ પ્રતીતિ થઈ એમણે ગંગાનદીને કિનારે કોશીપ્રદેશની ભેગી થયેલી જનમેદનીને ખાતરી આપી કે દેશમાથી ગરીબી નાબૂદ કર્યા વિના એઓ જપનાના નથી

બિહારથી એઓ પાછા દિલ્હી આવ્યા. દિલ્હીમા ચારપાચ દિવસ રોકાઈ, એઓ, પજાબની સફરે ઉપડ્યા એઓ પ્રથમ નાંગલ આવ્યા ને ભાખરા નાગલ નહેરયોજનાને તપાસી ત્યા ઇજિનેરોને એમણે જણાવ્યુ કે બીજા દેશોને જે પ્રગતિ સાધતા સેકડો વર્ષ લાગ્યા છે, તે પ્રગતિ આપણે, દશ વર્ષમા મેળવવી છે. જવાહરે જે આરામ ખુરશીએ બેસીને હુકમજ છોડ્યા કરે છે, ને શરીર શ્રમ કરતા નથી તેમની સખત ઝાટકણી કાઢી તેઓ દેશને ભારરૂપ છે, એમ કહ્યુ હતુ એમણે કહ્યુ કે આપણી સમક્ષ મહાન પ્રશ્ન દેશનુ નવસર્જન કરવાનો છે

નાંગલથી એઓ લુધીઆણા ગયા લુધીઆણામા જાહેર સભા સમક્ષ પ્રવચન કરતા, પજાબમાં ખોટુ આદોલન કરનારાઓને જવાહરે કહ્યુ કે "થોડાક શખ્સોની ધાકધમકીથી હુ ડરી જવાનો નથી પજાબમાં કેટલાકની સાંકડી દૃષ્ટિ મને અકળાવી મૂકે છે પજાબી બોલનારાઓ પોતાનો પ્રાત માંગે, કે શીખીસ્તાન માગે એ બેહૂદુ છે સમગ્ર દેશને માટે કલ્યાણકારી હોય તેજ માર્ગ આપણે અનુસરવો જોઇએ પજાબીઓ તો બહાદુર છે તેમણે આવી સકુચિત બાબતમા પોતાની શક્તિઓ વેડફી દેવી જોઇએ નહિ"

લુધીઆણેથી ચદીગઢ જઈ ત્યાં જવાહરે કોમવાદ, જ્ઞાતિવાદ ને પ્રાતવાદને હિન્દના હિતની ખાતર સદતર નાબૂદ કરવા જણાવ્યુ પાકીસ્તાન જોડે હિન્દને તો શાંતિ રાખવી છે, એની જોડે તો વેપાર ને ઉદ્યોગનો સબધ વધારવો છે એમ જણાવી, પાકીસ્તાન જોડે યુદ્ધની બેજવાબદાર વાતો જ એમણે વખોડી

કાઢી હતી. પંજાબ ધારાસભાના સભ્યોને સંબોધતાં એમણે જણાવ્યું હતું, કે, એઓ શિસ્તને બહાને લોકોનો અવાજ દાબી દેવા ઇચ્છતા નહોતા. દરેક જણને પોતાનો અભિપ્રાય અમુક મર્યાદામાં રહીને વ્યકત કરવાની છૂટ છે. એમણે કૉંગ્રેસ ધારાસભા પક્ષમાં પેટાપક્ષો થાય તેની સામે સખત વાંધો લીધો હતો અને એ વૃત્તિ જરા પણ બરદાસ્ત કરવામાં નહિ આવે એવી ચેતવણી આપી હતી. આપણા બંધારણના જે મૂળભૂત સિદ્ધાંતો છે, તેને વીસરવાની એમણે લોકોને વિનંતિ કરી હતી.

ત્યાંથી જવાહર જલંદર ગયા, અને ત્યાં પણ એમણે એજ વાત પંજાબીઓને ભારપૂર્વક જણાવી.

આ રીતે, પંજાબ જઈ, ત્યાં પંજાબી ભાષાઓના સ્વતંત્ર પ્રાંત માટે જે આંદોલન ચાલતું હતું, તેને વિષે જવાહરે લોકોને સાચી પરિસ્તિતિ સમજાવી અને ચેતવણી આપી, અને આ રીતે, આંદોલનની ઉગ્રતાને દાબી દીધી. એથી જ એઓ શીખોના ધર્મસ્થાનોમાં ગયા ને ધર્મગુરુઓને સમજાવ્યા. ને એ રીતે, રાજકીય દીર્ઘદૃષ્ટિ ને મુત્સદ્દીગીરી વાપરી.

ત્યાંથી ફરી પાછા એઓ દિલ્હી આવ્યા. આસામમાં ભરાનારી નઈ તાલીમ પરિષદને સંદેશો આપતાં જવાહરે જણાવ્યું : "અત્યારની શિક્ષણપ્રથા એ સાચા અર્થમાં શિક્ષણ જ નથી. અત્યારની શિક્ષણ પદ્ધતિ જ એવી છે, કે જેમાંથી વિદ્યાર્થીઓ હડતાલ પર ઉતરે છે. અધિકારીઓ જોડે આંદોલન ચલાવવા સમિતિ નીમે છે. અત્યારની આપણી શિક્ષણ સંસ્થાઓમાં જે અંધાધૂંધી પ્રવર્તે છે, તેનાં મૂળ આપણે તપાસવાં જોઈએ. એ જોતાં આપણા શિક્ષણના પાયામાંજ ખામી છે. જો મૂળથી જ, શિક્ષણ ખોટું હોય તો આવાં પરિણામો આવે જ. ત્યાં જ નઈ તાલીમની જરૂર ઊભી થાય છે. એ મૂળને સદ્ધર બનાવે છે, કે જેથી એની ઉપરનું ચણતર સંગીન બને."

૧૪ મી નવેંબરે, જવાહરની ૬૪ મી વર્ષગાંઠ હતી. તે દિવસે, હજારોની સંખ્યામાં બાળકોએ ભેગાં થઈ ચાચા નેહરુને વધાવ્યા ને અભિનંદન આપ્યાં. નેહરુના છોટા ભત્રીજાઓ ચાચાનું મનરંજન કરવા રંગબેરંગી વસ્ત્રો પહેરી આવ્યા હતા. બાળકોએ હવામાં, ૬૪ બલૂનોને ઊડાડી, જવાહર જયંતી ઉજવી. જવાહરને ફૂલથી શણગારેલી મોટરમાં બેસાડી ફેરવ્યા અને, બે પક્ષીઓ જેની પર કોતરેલાં હતાં એવું એક લાકડાનું ચિત્ર એમને ભેટ આપ્યું. જવાહરે એમને ભાવભીના ઉરે સંબોધતાં કહ્યું હતું કે : "હું તમારી આંખોમાં જોઉંછું ને મને

નવભારતનું ભાવિ દેખાય છે. માનવજાત એક જ છે, ને, તેમાં જ્ઞાન, દેશ, પ્રાંત, ધર્મ એવા ભેદભાવો કૃત્રિમ છે ને જૂઠા છે. તમારા શિક્ષણમાં રમતગમતનું અને કાર્યનું પ્રમાણ સરખું હોવું જોઈએ." ભાષણ પછી બાળકોએ જવાહરને લોકનૃત્યો, સંગીત, નૃત્યગીતો, રાજસ્થાની ભીલનૃત્ય અને પક્ષીઓની વાર્તાઓનાં નાટકો વગેરે બતાવ્યાં. ને જવાહર એ જોઈ ખૂબ પ્રસન્ન થયા.

એમની વર્ષગાંઠની જવાહરને બીજી ઘણી ભેટો મળી. એ ભેટોમાં, નિશાળ માટે જમીન ને પૈસા, પુસ્તકાલય માટે પુસ્તકો, વગેરેની ભેટ મળી. કપૂરથલાની એક વ્યકિતએ, જવાહરની વર્ષગાંઠ માટે ખાસ તૈયાર કરાવેલા ૬૪ સોનાના સિક્કા મોકલ્યા.

પરદેશી મહા પુરુષોના જે સંદેશાઓ આવ્યા તેમાં રશીયાના વડા પ્રધાન આલેન્કોવ અને અન્ય દેશના વડાઓના હતા.

૧૫ મી નવેંબરે, જવાહરે એક પત્રકાર પરિષદ બોલાવી ને એમાં અમેરિકાની પાકીસ્તાનને લશ્કરી સહાય્ય મળવાથી, હિન્દ પાકીસ્તાન સંબંધો તંગ બનશે એમ જણાવ્યું. પાકીસ્તાનનું બંધારણ મધ્યયુગની વિચારસરણી પર રચાય છે એવો અભિપ્રાય વ્યક્ત કર્યો ને તે માટે ખેદ દર્શાવ્યો. એથી પાકીસ્તાનમાં રહેલી લઘુમતીની સ્થિતિ વધુ વિષમ બનશે ને તેથી હિન્દ માટે હિજરતી પ્રશ્ન વધુ ગંભીર બનશે એમ જણાવ્યું હતું. અલીગઢમાં તાજેતરમાં ભરાયલા મુસ્લિમ સંમેલન વિષે એમણે જણાવ્યું હતું કે એ સંમેલનનું ધોરણ ઝેરથી ભરેલું હતું.

જવાહરે પાકીસ્તાન અમેરિકન લશ્કરી કરાર સામે સ્પષ્ટતા, દઢતા અને જવાબદારીના પૂરા ભાન સાથે લાલબત્તી ધરી હતી અને એ વિષેના હિન્દના પ્રત્યાઘાતો જાહેરમાં દર્શાવ્યા, તે યોગ્યજ કર્યું હતું. એમણે કટાક્ષમાં કહ્યું હતું કે પાકીસ્તાન સ્વતંત્ર દેશ છે એટલે સ્વતંત્ર રીતે વર્તી શકે છે. એને સ્વતંત્રતા સાચવવાનો તેમજ મળેલી સ્વતંત્રતા ગૂમાવાનો સંપૂર્ણ હક છે. અમેરિકા પાકીસ્તાનમાં પોતાનો પગદંડો જમાવે એ હિન્દના હિતને ભયમાં મૂકાવા બરાબર હતું. કારણ કે, પાકીસ્તાન રણક્ષેત્ર બને, તો હિન્દ પાકીસ્તાન જોડે હજારો માઇલોની સરહદથી સંકળાયલું હોવાને લીધે, હિન્દની સલામતી જોખમાય. જવાહરનું વિશ્વના રાજકારણમાં જે સ્થાન છે તે જોતાં એમની ચેતવણી સમયસર અને જગતને આ કરાર વિષે પોતાના વિચારો બાંધવામાં મદદરૂપ નીવડે એવી હતી.

૧૬ મી નવેંબરે, બ્રિટનના રાષ્ટ્રસમૂહના મંત્રી વાયકાઉન્ટ સ્વીન્ટન હિન્દમાં આવ્યા. એમણે હિન્દે કોરિયામાં જે શાંતિસ્થાપના માટે ભાગ ભજવ્યો તેની તારીફ કરી. અને જે મુસ્કેલીભર્યા વાતાવરણમાં હિન્દનાં શાંતિદૂતો કામ કરતા હતા, તેને માટે યોગ્ય શબ્દો નથી એમ જણાવ્યું હતું. એમણે હિન્દની પંચવર્ષીય યોજનાની પ્રગતિ પ્રત્યે સંતોષ વ્યકત કર્યો. જવાહરે એમના માનમાં ખાણું આપ્યું.

કોરિયાના જે યુદ્ધકેદીઓ પોતાના દેશમાં જવાની ના પાડતા હતા, તેમનું શું કરવું જોઈએ તે સંબંધમાં જવાહરે જણાવ્યું કે એ પ્રશ્ન અમેરિકા ને ચીન પર છોડી દેવો જોઈએ. એથી અમેરિકાના એક રાજકીય પક્ષમાં જવાહર સામે ખૂબ ઉહાપોહ મચ્યો, ને, એમણે કહ્યું કે અમેરિકાએ હિન્દ, બ્રહ્મદેશ ને ઇન્ડોનેશિયાને પડતા મૂકી બીજા એશિયાઈ દેશો જોડે કરાર કરવા જોઇએ. નોલેન્ડ નામના એક સેનેટરે તો જવાહર યુદ્ધ કેદીઓને સતત ગુલામીમાં સબડવા દેવા માગતા હતા એમ કહ્યું. એણે જણાવ્યું કે કોરિયા શાંતિ કરારની ચર્ચામાં હિન્દને ભાગ લેવા દેવો જોઇએ નહિ. વળી, એણે એવી ટીકા પણ કરી કે જવાહર કાંઈ એશિયાના પ્રતિનિધિ નથી. જવાહરે આનો જવાબ આપ્યો, કે, કોરિયાના યુદ્ધને અમેરિકા લંબાવવા માગતું હતું. અને ચીનને સંયુકત રાષ્ટ્રપરિષદમાં સ્થાન ન આપી અમેરિકાજ યુદ્ધને નોતરે છે ને જગતશાંતિને ભયમાં મૂકે છે.

૨૦ મી નવેંબરે, દિલ્હીમાં ગુરુ નાનક જયંતી ઊજવવામાં આવી તે વખતે જવાહરે નાનકે ઉપદેશેલા પ્રેમ, ભ્રાતૃભાવ ને ઉદારતાના સંદેશાને જીવનમાં ઉતારવા જનતાને અનુરોધ કર્યો હતો. એમણે નાનકજયંતી ઉજવવા મળેલી જાહેરસભામાં જણાવ્યું હતું કેઃ "ગુરુ નાનક એ તો મહામાનવ હતા. એમણે સંપ અને સહિષ્ણુતા શીખવ્યાં હતાં. તેઓ માનવી વચ્ચે એકતાનું બળ હતા. આજે ભય, કલહ અને ધિક્કારના ત્રિવિધ તાપમાં જલતા જગતમાં નાનકના ઉપદેશની વધુ જરૂર છે." શીખોએ એ પ્રસંગે જવાહરને એક સુસજ્જિત કીરપાણની ભેટ આપી હતી.

૨૧ મી નવેંબરે, દક્ષિણ ગીઆનાના પદભ્રષ્ટ થયેલા વડા પ્રધાન શ્રી. ચેદી જગન હિંદમાં આવ્યા. એમણે બ્રિટીશ સંસ્થાનવાદ સામે જે લડત ચલાવી હતી અને જે ક્રાન્તિકારી સુધારા જનતાના હિતને ખાતર કર્યા હતા, તેથી એમણે બધી શોષિત પ્રજાની હમદર્દી પ્રાપ્ત કરી હતી. શ્રી. જગન્ જવાહરને મળવા અને હિન્દની હમદર્દી મેળવવા આવ્યા હતા. એમને જવાહર પાસે માર્ગદર્શન

જોઈતું હતું. એમણે કહ્યું: "હિન્દ ગુલામ ને શોષિત પ્રજાનું પથપ્રદર્શક છે. એણે શાહીવાદની લોખંડી જંજીરો તોડી છે, ને અમારે એની પાસે અમારી જંજીરો તોડતાં શીખવું છે."

દિલ્હીમાં એઓ જવાહરને મળ્યા. અને દક્ષિણ ગીઆનાની સ્થિતિ વિગતથી, જવાહરે એમને ખાણાં માટે આમંત્ર્યા ત્યારે સમજાવી.

લોકસભાના સભ્યોની અવિધિસર સભા સમક્ષ બ્રિટીશ ગીઆનાની પરિસ્થિતિ સમજાવતાં શ્રી. ચેદી જગને જણાવ્યું કે, પ્રજાશાસનની સામે જ બ્રિટનને વાંધો છે. સામ્યવાદ વગેરે તો પ્રજારાજ્યને દબાવવાનાં બહાનાં છે. એમણે જણાવ્યું કે શોષિત પ્રજા સામે ગીઆનાના સ્થાપિત હિતોનું આ કાવતરું હતું. શાહીવાદ સામે એમનો વિરોધ શાહીવાદના સંપૂર્ણ વિચ્છેદ વિના શાંત પડવાનો નથી એમ એમણે નિશ્ચયાત્મકતાથી જણાવ્યું હતું.

જવાહરે એમના પ્રમુખપદના ઉપસંહારમાં જણાવ્યું હતું કે શાહીવાદ બધેથી પીછેહઠ કરતો જાય છે. હિન્દે આઝાદી મેળવી છે, પણ હિન્દની લડત તો જગતની ગુલામ પ્રજાની શાહીવાદ સામેના લડતની એક ભાગ હતી, એટલે ગીઆના પ્રત્યે હિન્દને હમદર્દી હોય જ, ને હિન્દનો એને નૈતિક ટેકો હોવાનોજ. જ્યાં જ્યાં સંસ્થાનવાદ હશે ત્યાંથી એ નાબૂદ થાય એમ હિન્દ ઇચ્છે છે, ને, એ માટેની લડતમાં હિન્દને સહાનુભૂતિ છે જ. એ ઉપરાંત, યુરોપનાં રાજ્યોએ પણ હવે જમાનાને ઓળખવો જોઇએ. અને હવે જાગૃત પ્રજાને એ લોકો ગુલામ રાખી શકશે નહિ તેની એમને સમજ પાડવી જોઇએ.

આ રીતે, જવાહરે પરોક્ષ રીતે દર્શાવી આપ્યું કે બ્રિટનનું ગીઆના પ્રત્યેનું વર્તન આપખુદી અને અણછાજતું હતું. એમાં હિન્દીઓની સહાનુભૂતિ ગીઆનાવાસીઓ પ્રત્યે રહેવાની. રાષ્ટ્રસમૂહમાં હોવા છતાં જવાહરની આ રાજ્યનીતિ કેટલી તટસ્થ, અને ન્યાયયુક્ત છે તે દર્શાવે છે.

આસામના આદિવાસીઓ વિષે લોકસભામાં પૂછાયલા પ્રશ્ન વિષે જવાહરે જણાવ્યું કે એમની સરકારની નીતિ, આદિવાસીઓમાં ધાક પ્રસારવાની નથી કે તેમનો વિનાશ કરવાની નથી, પણ ચોકકસ ને દૃઢ નીતિથી તેમનો પ્રેમ જીતી તેમને અપનાવવાની છે.

પાકીસ્તાનના બંધારણ વિષે જવાહરે જે અખબારી પરિષદમાં કહ્યું હતું તેનો પાકીસ્તાને હિન્દ સરકાર સમક્ષ સખત વિરોધ નોંધાવ્યો હતો. જો કે,

જવાહરને એની ચિન્તા નહોતી, કારણ કે એમણે જે કહ્યું હતું તે સ્પષ્ટ હતું. એમાં જરાય દ્વેષ નહોતો. પણ કેવળ સત્ય કથન જ હતું.

દેવનાગરી લિપિસુધારણા પરિષદને સંદેશો આપતાં જવાહરે કહ્યું કે: "હિન્દની પ્રત્યેક ભાષાની લિપિ એકજ હોવી જોઇએ. મને ખાતરી છે કે પ્રજા આ વિચારનો પુરસ્કાર કરશેજ. જો કે, એ ફેરફાર ક્રમશઃ થવો જોઇએ." એમણે તો દેવનાગરીની જોડે રોમન અને અરબી લિપિ રાખવાનો પણ આગ્રહ રાખ્યો હતો, કે જેથી, આંતરરાષ્ટ્રીય સંપર્ક રાખવો આસાન થઈ પડે.

નવેંબર આખરે અમેરિકાના ઉપ-પ્રમુખ નીકસન હિન્દ આવ્યા. એમણે આવતાં વેંત હિન્દ અમેરિકાની મૈત્રીની વાતો કરવા માંડી. હિન્દ અને અમેરિકા વચ્ચે પાકીસ્તાનને લશ્કરી સહાય આપવાની વાતોથી અંતર પડ્યું જતું હતું, તેથી નીકસન મૈત્રીનો સંદેશો લઈને આવ્યા હતા. હિન્દનું દૃષ્ટિબિન્દુ સમજવા આવ્યા હતા.

[ ૬૫ ]

## પાક–અમેરિકન લશ્કરી કરાર

જર્મનીમાં હિન્દના સંયુક્ત રાષ્ટ્રના પ્રતિનિધિ શ્રી. બી. એન. રાવનું અવસાન થયું. તેનો જવાહરે લોકસભામાં અત્યંત દર્દભર્યો ઉલ્લેખ કર્યો. એમણે જણાવ્યું કે, શ્રી. રાવ એ હિન્દના વિધાનના એક પ્રણેતા હતા, એટલું જ નહિ, પણ હિન્દના પ્રતિનિધિ તરીકે એમણે સંયુક્ત રાષ્ટ્ર પરિષદમાં જે કામગીરી બજાવી હતી, તે બેનમૂન હતી. જવાહર જોડે એઓ કેમ્બ્રિજમાં ભણતા હતા, ત્યારનો એમનો એમની જોડેનો સંબંધ ઘનિષ્ટ હતો. જવાહરે એમને સાચા લોકસેવક કહ્યા, અને એમના જવાથી હિન્દને જે ખોટ પડી તે જણાવી એમને ભાવભરી અંજલિ આપી.

અમેરિકાના ઉપ-પ્રમુખ નીકસન પૂર્વએશિયાની મુસાફરીએ ગયા હતા, ત્યાંથી પાછા ફરતાં એમણે હિન્દની મુલાકાત લીધી. અને એમણે પ્રમુખ આઇઝન હોવરનો શુભેચ્છાનો સંદેશો જવાહરને આપ્યો. અને, હિન્દે જવાહરના નેતૃત્વ નીચે આઝાદી પછી જે આશ્ચર્યજનક પ્રગતિ સાધી હતી તે પ્રત્યે પોતાની ખુશી વ્યકત કરી. જવાહરે એમને હિન્દની પરદેશનીતિ સમજાવી, અને સંસ્થાનો પરત્વે હિન્દનો ને એશિયાનો વિરોધ સમજાવ્યો. નીકસને અખબારી પ્રતિનિધિઓને જણાવ્યું કે જવાહરની જોડેની વાતચીતથી એમને ઘણું જાણવાનું મળ્યું છે, ને, એથી અમેરિકા ને હિન્દની મૈત્રી કાયમ રહેશે એમ એમને લાગ્યું છે.

નીકસનનું આગમન એવે સમયે થયું હતું કે જ્યારે હિન્દ અને અમેરિકાના સંબંધો તંગ બનતા જતા હતા. એશિયાઈ દેશો પ્રત્યે અમેરિકાની નીતિ, અને વિશેષે કરીને કોરિયાના યુદ્ધ અંગેની નીતિ હિન્દને ખૂંચતી હતી. અને હિન્દ એનો પ્રત્યક્ષ વિરોધ કરતું હતું. એટલે જ, આઇઝનહોવરે નીકસનને ખાસ પત્ર આપીને મોકલ્યા હતા. આ મુલાકાત પણ આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે હિન્દ

કેટલું આગળ વધ્યું હતું, અને હિન્દને રાજી રાખવા જગતનાં મહાન રાજ્યો કેવી કોશિશ કરતાં હતાં તેનું ઉજ્જવળ દર્શાન છે.

ત્રીજી ડિસેમ્બરે, જવાહરે એક અખબારી મુલાકાત આપી. તેમાં કેટલાક પ્રશ્નો અંગે ચોખવટ કરી. એમણે સ્પષ્ટ કર્યું હતું, કે, ભારત અને અમેરિકા વચ્ચે રાજકીય દૃષ્ટિમાં ભેદ હોવા છતાં, ભારતને અમેરિકા પ્રત્યે દ્વેષભાવ નથી. ચીન પર સામ્યવાદી હકૂમત છે એ સાચી હકીકત છે. એ પ્રત્યે આંખમીંચામણાં કરવાથી કાંઈ વળે એમ નથી. એનો અસ્વીકાર કરીને યોજેલી કોઈ પણ નીતિ ખામીવાળી જ રહેવાની. એમણે અમેરિકાની સંસ્થાન પ્રત્યેની નીતિ એશિયાવાસીઓનો વિરોધ જાગૃત કરે છે એમ કહ્યું હતું. એમણે જણાવ્યું હતું કે આ બધી હકીકત એમણે નીકસનને જણાવી હતી. ભવિષ્યમાં યુદ્ધનો સંભવ નથી, એમ જણાવી, કહ્યું હતું, કે લડનારા પક્ષોને હવે યુદ્ધની ભયાનકતાનો પૂર્ણ ખ્યાલ આવ્યો છે. જવાહરે એ પણ કહ્યું હતું કે પાકીસ્તાનને અમેરિકા શસ્ત્રોની મદદ કરવાનું હતું, તેનો ભારત વિરોધ કરે છે.

છઠ્ઠી ડિસેમ્બરે, કોંગ્રેસકારોબારીની સભા મળી. એણે, હિન્દની વિદેશનીતિ પર એક વિસ્તૃત ઠરાવ કર્યો. કારોબારીએ, જે રશીયા પ્રેરિત શાંતિપરિષદો ચાલતી હતી તેમાં કોંગ્રેસવાદીઓને ભાગ ન લેવા સૂચવ્યું ને જેમણે ભાગ લીધો હતો તેમની પર શિસ્તનાં પગલાં લેવાની વિચારણા કરી. કારોબારીએ સંસ્થાનવાદનો સખત વિરોધ કર્યો અને રંગભેદને વખોડી કાઢ્યો. વિદ્યાર્થીઓમાં પ્રવર્તતી ગેરશિસ્ત અંગે, તથા રાજદ્વારી હેતુઓ માટે ઉપવાસ પર જવાની ચાલબાજી પ્રત્યે નાપસંદગી કરતો ઠરાવ પણ કારોબારીએ ઘડ્યો.

મદ્રાસનો મામલો મુશ્કેલ બનતો જતો હતો. કોંગ્રેસ પ્રમુખ ઉપર મદ્રાસના કોંગ્રેસ ધારાસભાના સભ્યોની સહીથી રાજાજી ઉપર અવિશ્વાસ દર્શાવતો એક પત્ર પાઠવવામાં આવ્યો હતો. જવાહરે આ રીતના પત્રની સખત શબ્દોમાં ઝાટકણી કાઢી અને જણાવ્યું કે, કોંગ્રેસની ધારાસભાસમિતિ રાજાજી જ મદ્રાસના વડા પ્રધાનપદે રહે એમ ઇચ્છે છે. એમણે કોંગ્રેસનાં આંતરિક પ્રશ્નો પરત્વે છાપાંમાં દોડી જવાની વૃત્તિને પણ વખોડી કાઢી હતી. આ રીતે તાત્કાળિક તો જવાહરે મદ્રાસના પ્રશ્નને પોતાના કડક નિવેદનથી પાછો ઠેલ્યો.

જવાહરે, જે રાજાઓને, વાર્ષિક એક લાખ કરતાં વધુ ખાનગી ખર્ચ માટે પૈસા મળતા હતા, તેમને દેશની વિકાસયોજનામાં સહાય કરવા વિનંતી કરી હતી. એની અસર ખૂબ ઝડપી થઈ. અને, વડોદરા, સાવંતવાડી, નિઝામ,

જયપુર મહારાજા વગેરેએ જવાહરને વિકાસયોજનામાં કેટલી ને કેવી સહાય આપવી તે એમના પર છોડી દીધું. આ દર્શાવે છે, કે રાજામહારાજાઓનો જવાહર કેવો વિશ્વાસ સંપાદિત કરતા હતા.

સ્ટેલીનના મૃત્યુ પછી રશીયામાં જે રીતે વિદેશનીતિ પ્રવર્તતી હતી તે પ્રત્યે જવાહરે સંતોષ વ્યક્ત કરીને એથી દુનિયાનું તંગ વાતાવરણ હળવું બનશે એવી આશા વ્યક્ત કરી. દુનિયાના પ્રત્યેક નાના મોટા બનાવોનો જવાહરના મન પર પ્રત્યાઘાત થતો.

અમેરિકા પાકીસ્તાનને લશ્કરી મદદ આપે કે શસ્ત્રો ધીરે તે વિષે જવાહરે સખત વિરોધ દર્શાવેલો, ને એથી હિન્દ ભયમાં મૂકાશે એમ જણાવેલું. તેનો ઉત્તર આપતાં, પાકીસ્તાનના વડા પ્રધાન મહમદઅલીએ જણાવ્યું: "ભારત સહિત અમારા કોઈપણ પડોશી રાષ્ટ્રો સામે અથવા પડોશી ન હોય તેવાં રાષ્ટ્રો સામે પાકીસ્તાન કોઇપણ પ્રકારની આક્રમક યોજનાઓ ધરાવતું નથી. અમેરિકાની સહાય વડે સશક્ત પાકીસ્તાન તો ભારતનું ચોકિયાત બનશે."

જવાહરે. આનો ઉત્તર આપતાં કહ્યું કે અમેરિકાની લશ્કરી સહાયથી જો પાકીસ્તાન સશક્ત બનશે, તો એથી માત્ર ભારત જ નહિ પણ સમગ્ર અશિ-એશિયા ભયમાં મૂકાશે. એથી જે સત્તાની સમતુલા છે તે એક બાજુ ઢળી જશે.

જવાહરના આ નિવેદનના બહુ પ્રબળ પ્રત્યાઘાત થયા. અમેરિકાએ જવાહરના આ વલણને અમૈત્રી ભર્યું ઓળખાવ્યું. જ્યારે પાકીસ્તાને જણાવ્યું કે પાકીસ્તાન મજબૂત થાય, તો ભારતના હાથમાં અત્યારે જે નેતાગીરી છે તે એના હાથમાંથી ચાલી જાય એવો ભય ભારતને લાગે છે માટે ભારત એનો વિરોધ કરે છે.

બારમી ડિસેમ્બરે, જવાહરે દહેરાદૂન લશ્કરી તાલીમકેન્દ્રમાં સલામી લીધી, અને લશ્કરને દેશના સેવક બનવા જણાવ્યું. જવાહરે એમને જણાવ્યું કે: "હિન્દ તો શાંતિનો ચાહક દેશ છે. એને કોઈની સામે આક્રમણ કરવું નથી અને કોઈ એની સામે આક્રમણ કરે તેને એ બરદાસ્ત કરવા પણ તૈયાર નથી." જવાહરે પછી ત્યાં ઈનામો ને ચંદ્રકોનું પ્રદાન કર્યું.

તેરમી ડિસેમ્બરે, જવાહર કલકત્તે ગયા, ને ત્યાં પાંચેક લાખની જંગી મેદની સમક્ષ ભાષણ આપતાં, એમણે હિન્દ કોઈ પણ જૂથમાં ભળવા માગતું નથી તેની જાહેરાત કરી. અને, એ તો દરેક પ્રશ્નની ગુણવત્તા જોઈનિજ પોતાનો મત આપશે એમ જણાવ્યું. એમણે જણાવ્યું કે હિન્દી સૈન્ય વિદેશમાં જશે,

આક્રમણ કરવા નહિ, પણ કોરિયામાં ગયું છે તેમ શાંતિનો સંદેશો લઈને. જવાહરે પાક–અમેરિકન લશ્કરી કરારને વખોડ્યા હતા. દેશની પંચવર્ષીય યોજનામાં સરકારને સહકાર આપી ઉત્પાદન વધારી ગરીબી નાબૂદ કરવાનો જનતાને એમણે અનુરોધ કર્યો.

જવાહરે કલકત્તામાં ગોરા વેપારી મંડળ સમક્ષ ભાષણ આપતાં કહ્યું: "આઝાદી પહેલાંની સરકાર લોકોને પૂછ્યાં વિના ગમે તે નિર્ણયો લઈ શકતી, પણ હાલની સરકાર લોકશાહી ધોરણે ચાલે છે, અને તેથી એને નિર્ણયો લેવા પહેલાં લોકોની સલાહ લેવી પડે છે. અમારે માટે મુખ્ય મહત્વ ભારતની જનતાનું છે. એના અવાજ પર જ બધું નિર્ભર છે. આથી લોકશાહી રાજ્યતંત્રમાં લોકો, સરકાર તથા ઉદ્યોગો વચ્ચે પરસ્પર મંત્રણા થતી જ રહેવાની. કારણ કે દરેકનાં હિતો પરસ્પર સંકળાયલાં છે." ઉદ્યોગીકરણ વિષે બોલતાં એમણે કહ્યું: "અત્યારે દેશના વ્યવસ્થિત ઉદ્યોગોમાં કામ કરે છે તે કરતાં વધુ લોકો હાથ શાળમાં કામ કરે છે. કોઈપણ લોકશાહી સરકાર આ લોકોને ફગાવી દઈ શકે નહિ. ઉદ્યોગીકરણ હમેશાં દેશના હિત માટે હોવું જોઇએ. આપણા અદ્યતન અર્થકારણમાં દેશમાં સંપૂર્ણ રોજગારની વ્યવસ્થા હોવી જોઇએ, પણ એ કાંઈ માત્ર ચમત્કારથી બની શકે નહિ."

કામદારો અંગેની મુશ્કેલીનો ઉલ્લેખ કરતાં જવાહરે કહ્યું હતું કે ઉદ્યોગપતિઓ જ્યારે કામદારો હિંસાનો આશ્રય લે છે, ત્યારે ફરિયાદ કરે છે એ વાજબી છે. પરન્તુ, હકીકતમાં તેમની સાથે ઉદ્યોગપતિઓએ તેમની જોડે માનવને યોગ્ય એવું વર્તન રાખવું જોઇએ. જવાહરે એ પણ જણાવ્યું કે, ખાનગી મૂડીવાદીઓ ને સરકાર વચ્ચે ખરું જોતાં સંઘર્ષ છે જ નહિ. ખાનગી રીતે સાહસ ખેડનારો વર્ગ પોતાની મૂડીનો નફો જેમ બને તેમ જલદી મળે એવી અપેક્ષા સ્વાભાવિક રીતે રાખે છે. પણ સરકારને કોઈ પણ જાતના તાત્કાલિક નફાની આશા રાખ્યાં વગર ભવિ માટે સંગીન પાયો નિર્માણ કરવાનો છે. આ રીતે, જવાહરે ગોરા વેપારીઓને હિન્દની નીતિ સ્પષ્ટ રીતે સમજાવી હતી. અને સાથે સાથે સરકાર તરફથી એમને કોઈ પણ જાતની ભીતિ નથી તેની ખાતરી આપી હતી.

કલકત્તેથી જવાહર પાછા દિલ્હી આવ્યા, અને લોકસભામાં, લોક સભા અને રાજસભામાં આવતા ખરડાઓના નિયમો વિષે મતભેદ થતાં, બન્ને સભાગૃહો વચ્ચે સંપૂર્ણ સહકાર થશે તોજ લોકશાહી અમલી બનશે એમ જણાવ્યું હતું.

પાકીસ્તાનના વડા પ્રધાને કબૂલ કર્યું કે પાકીસ્તાને અમેરિકા પાસેથી લશ્કરી મદદ માગી છે, અને તે વિષેની અવિધિસરની વાટાઘાટો ચાલે છે. એમણે એ પણ જણાવ્યું કે અમેરિકાને કોઈ પણ લશ્કરી મથક પાકીસ્તાનમાં આપવાની વાત થઈ નથી. એ વિષે પાકીસ્તાનની વિધાનસભા કે પ્રજાને કશું જણાવાશે નહિ એમ પણ એમણે જણાવ્યું. એ સહાય્ય માત્ર સંરક્ષણ માટે જ હશે, આક્રમણ માટે નહિ તેની એમણે ખાતરી આપી હતી.

પાકીસ્તાનની આ પ્રવૃત્તિ સામે દિલ્હીમાં સરઘસો નીકળ્યાં, સભાઓ થઈ અને પાકીસ્તાન અમેરિકા કરાર વિરોધી સૂત્રો ઉચ્ચારાયાં. એમાં મોટા ભાગના વિદ્યાર્થીઓ અને કામગારો હતા. આ સરઘસ દિલ્હીપ્રદેશ કોંગ્રેસ સમિતિએ યોજ્યું હતું. દેશભરમાં આ કરારો સામે દેખાવો થયા, ને તેમાં કોંગ્રેસની જોડે બીજા રાજકીય પક્ષો પણ ભળ્યા. આ સામે પાકીસ્તાને વિરોધ નોંધાવ્યો. જવાહરે આથી, કોંગ્રેસ સમિતિઓને સૂચના આપી કે હિન્દની પરદેશનીતિના વિષયમાં કોંગ્રેસે બીજા પક્ષો જોડે ભળીને કોઈ પણ પ્રકારનું આંદોલન ચલાવવું નહિ, કે જેથી કોંગ્રેસની સ્થિતિને કોઈ પણ પ્રકારની હાનિ પહોંચે. કારણ કે, બીજા રાજકીય પક્ષો હિંસા આચરી, પછી એને માટેનું દોષારોપણ કોંગ્રેસ પર કરે, એમ પણ બને. અને કોંગ્રેસ જોડે સહકારનો દેખાવ કરી પોતાના પક્ષને બળવાન કરવા પ્રયત્ન કરે. આથી જવાહરે કુનેહ ને મુત્સદ્દીગીરી વાપરી એ નિવેદન પ્રાદેશિક સમિતિઓને સમયસર મોકલાવ્યું. પાકીસ્તાને એક બીજી યાદી મોકલી અને હિન્દે પાકીસ્તાન વિરુદ્ધ લશ્કરી કરાર અંગેનો માંડેલો પ્રચાર અટકાવવા જણાવ્યું. જો કે, એ કરાર વિષે રશીયાએ પણ ઝુંબેશ શરૂ કરેલી, પણ પાકીસ્તાને એને શો જવાબ આપ્યો તે જણાવ્યું નહોતું.

જવાહરે તો જણાવ્યું કે પાકીસ્તાન અમેરિકાના કરારથી એમની અને મહમદઅલી વચ્ચે થનારી કાશ્મીર સમાધાની અંગેની મંત્રણાની આખી ભૂમિકા જ બદલાઈ જશે. એમણે કહ્યું કે આ તો એશિયાની આઝાદી ને મુક્તિની ઊંધી પ્રક્રિયા છે. એથી તો શાંતિની પ્રક્રિયા ઘટતી જાય છે. જવાહરે એ વિરોધ તીવ્ર શબ્દમાં વ્યક્ત કરી એથી એશિયા અમેરિકાનું વિરોધી બનશે એવી ચેતવણી આપી. એમણે એ પણ કહ્યું કે હિન્દને કોઈ દેશના આગેવાન થવું નથી. એને તો બધાનો સહકાર જોઈએ છે.

આજ સમયે લંડનમાં મૅજર ઍટલીએ જણાવ્યું કે જો લોકશાહીને ટકવું હોય તો એની શક્યતા હિન્દના વલણ પર છે. હિન્દ લોકશાહીને ટકાવી રાખવા માટે સમર્થ રાષ્ટ્ર છે.

જવાહરે હિન્દમાં રાજ્યોની પુનર્ઘટના માટે વચન આપ્યું હતું. રાજ્ય પુનર્ઘટના ભાષાને ધોરણે થવી જોઈએ એમ ચોમેરથી ઉહાપોહ થતો હતો. કર્ણાટક, મહારાષ્ટ્ર, વિદર્ભ વગેરે પોતપોતાનાં રાજ્યો ભાષાકીય ધોરણે માગતા હતા. એ અંગે વાતાવરણ ખૂબ ઉગ્ર બન્યું હતું. પ્રત્યેક પ્રાંતવાસી અન્ય ભાષાકીય જૂથ પર ફિટકાર વર્ષાવતો હતો. એથી જવાહરે, લોકસભામાં રાજ્ય પુનર્ઘટના પંચની નિમણૂકની જાહેરાત કરી. એ પંચ ત્રણ સભ્યોનું બનેલું હતું. ફઝલઅલી, હૃદયનાથ કુંઝરૂ અને સરદાર પાણીકર. ત્રણે એમની તટસ્થતા, વિદ્વત્તા અને ઉદાર દૃષ્ટિબિંદુ માટે વિખ્યાત હતા. આ સીમાપંચને રાજ્યોની અનેક દૃષ્ટિએ વિચારણા કરીને પુનર્રચના અંગે ભલામણો કરવા જણાવવામાં આવ્યું હતું. જવાહરની આ જાહેરાતથી ભાષાકીય ધોરણે પ્રાંતરચના માટેની ઉગ્રતા શમી ગઈ. અને, બધાનું ધ્યાન પંચસમક્ષ અહેવાલ રજૂ કરવા–રચનાત્મક વલણ–તરફ કેન્દ્રિત થયું. ત્રણેની તટસ્થવૃત્તિ અને ન્યાયવૃત્તિમાં ભાષાકીય પ્રાંતરચનાના પક્ષી તેમજ વિરોધી બન્નેને વિશ્વાસ હતો. એથી દેશમાં ફેલાયલી ખોટી આક્ષેપબાજીનો જવાહરની કુનેહભરી મુત્સદ્દીગીરીથી અંત આવ્યો. દેશભરમાંથી જવાહરનાં આ પગલાંને ઉત્સાહભેર આવકાર અપાયો.

જવાહર શાંતિપ્રધાન નીતિ અખત્યાર કરતા હતા. એમને દુનિયાના સર્વદેશો જોડે મૈત્રી રાખવી હતી. એથી એમણે અમેરિકાના ઉપ-પ્રમુખ નીકસન જે હિન્દમાં આવ્યા હતા તેમની જોડે અમેરિકાના પ્રમુખ આઇઝનહોવર પર નીચે પ્રમાણે પત્ર પાઠવ્યો. જવાહરે પત્રમાં જણાવ્યું કે :

> "તમારા ઉપ-પ્રમુખ જ્યારે અહીં આવ્યા હતા ત્યારે તમારો પત્ર લઇને આવ્યા હતા. એ વાંચતાં મને ઘણી ખુશી ઉપજી. નીકસનને મળીને પણ મને ઘણો સંતોષ થયો. અમે પરસ્પર સહાયક નીવડે એવી ઘણી બધી બાબતો વિષે નિખાલસ દિલે ચર્ચા કરી. આવી મુલાકાતોથી બન્ને દેશ વચ્ચે ગેરસમજૂતીઓ દૂર થાય છે અને મીઠો સંબંધ વૃદ્ધિ પામે છે.
>
> "હિન્દ પ્રાચીન દેશ હોવા છતાં, એ નવું રાષ્ટ્ર છે. એ પોતાના પ્રશ્નો હલ કરવા તરફ લક્ષ કેન્દ્રિત કરે છે અને તેમાં એને અમેરિકાની મૈત્રીની ઘણી જરૂર છે.
>
> "હિન્દ અને અમેરિકાએ સહકાર સાધી જગતશાંતિના પ્રયત્નોમાં આગળ વધવું જોઇએ."

આ પત્રની વિદેશમાં ઘણી સારી અસર થઈ, અને, જવાહર રશીયાપક્ષી નથી તેની અમેરિકાને પ્રતીતિ થઈ.

આફ્રિકાના પ્રશ્ને જવાહરને ખૂબ વિમાસણમાં મૂકી દીધા હતા. ત્યાં રંગદ્વેષને પરિણામે જે ક્રાન્તિ જન્મી હતી, તેની ઝાળ સમગ્ર વિશ્વને આવરી લેશે, તથા દશપંદર વર્ષમાં દુનિયાના પ્રશ્નોમાં આફ્રિકા ઘણો અગત્યનો ભાગ ભજવશે એમ એમને લાગતું હતું. આજે જેમ એશિયાનો પ્રશ્ન દુનિયાનું ધ્યાન કેન્દ્રિત કરે છે, તેમ આવતીકાલે આફ્રિકાનો પ્રશ્ન દુનિયાનું લક્ષ કેન્દ્રિત કરવાનો છે એમ એઓ માનતા. છેલ્લાં ત્રણસો વર્ષથી આફ્રિકાની પ્રજા કચડાયલી છે અને યાતના સહન કરતી આવી છે. આફ્રિકાના વિદ્યાર્થીઓને ઉપદેશતાં એમણે હિન્દનું દૃષ્ટાન્ત લઈ પોતાના માનવહકો માટે લડવાનું કહ્યું. અને સાથે સાથે હિંસાથી સિદ્ધિ મળવાની નથી પણ પીછેહઠ થવાની છે એની ખાતરી આપી.

ગુરુ ગોવિંદસિંહના શહીદ પુત્રોને અંજલિ આપવા ફતેહગઢ સાહેબ આગળ, ગુરુદ્વારા સમક્ષ એકઠી થયેલી બે લાખ જેટલી માનવ મેદની સમક્ષ ભાષણ આપવા, જવાહર ગયા, ત્યારે શીખ કોમવાદીઓએ માસ્તર તારાસિંહની સૂચનાથી ધાંધલ મચાવ્યું, તોફાન કર્યું, પથ્થરો ફેંક્યા, અને 'જવાહર પાછા જાવ' નાં સૂત્રો પૂકાર્યાં. અનેકને ઈજા થઈ. ને જવાહરને ભાષણ કર્યા સિવાય પાછા ફરવું પડ્યું. એમણે પંજાબી ભાષાનું રાજ્ય રચવા માટે પોકારો કર્યા. આનો કશો અર્થ નહોતો, કારણ સીમાપંચની નિમણૂક થઈ હતી. જવાહર સામેના આ વર્તાવે આખા હિન્દમાં રોષની લાગણી જન્માવી. ને, પંજાબના શીખપ્રધાનોએ એ બનાવને આકરામાં આકરા શબ્દોમાં વખોડી કાઢ્યો અને એને આત્મહત્યાના માર્ગ તરીકે ઓળખાવ્યો.

[ ૪૬ ]

# અજંપો

જવાહર ઇન્ટુકના છઠ્ઠા અધિવેશનનું ઉદ્દઘાટન કરવા દિલ્હીથી જળગાંવ આવ્યા. જવાહરના મનમાં પાકીસ્તાન અને અમેરિકા વચ્ચેના લશ્કરી કરારોજ મુખ્યતઃ હતા. એટલે, કોઈપણ પ્રવચનમાં પોતાના મનમાં જે વાત આગળ પડતી હોય તે આવી જાય તે સ્વાભાવિક છે. એટલે એ કરારનો ઉલ્લેખ કરતાં જવાહરે કહ્યું કે ભારત કોઈપણ સંજોગોમાં, કોઇપણ બહાના હેઠળ વિદેશી દળોને પોતાની ધરતી પર રહેવા દેશે નહિ. જો આ દળો આક્રમણને રૂપે આવશે તો પૂરતી તાકાત સાથે તેમનો સામનો કરવામાં આવશે. જવાહરે એ પણ સ્પષ્ટરીતે જણાવ્યું કે જો કોઇ મિત્રરાષ્ટ્રો હિન્દને લશ્કરી સહાય્ય આપવા હાથ લંબાવશે તો આપણે સાભાર અને સ્પષ્ટ રીતે એનો ઇન્કારજ કરીશું. કારણ કે, એવી વિદેશી મદદ કોઇપણ દેશને માટે ખતરનાક નીવડે. સૂચિત પાકીસ્તાન અમેરિકા કરારથી એશિયાના રાષ્ટ્રો જે બીનયુદ્ધ વિસ્તાર તરીકે ગણાવા માગે છે, તેમાં પાકીસ્તાન છૂટું પડી જશે. અને એથી ભારતને આંગણે ઠંડું યુદ્ધ આવશે, જેના છાંટા ભારતને ઊડવાના જ.

રાષ્ટ્રીયકરણ વિષે બોલતાં જવાહરે જણાવ્યું, કે રાષ્ટ્રીયકરણ બે રીતે થઇ શકે: વળતર આપીને તથા વળતર આપ્યા વિના. વળતર આપ્યા વિના રાષ્ટ્રીયકરણ કરવાની આપણું બંધારણ મના ફરમાવે છે. વળતર આપીને રાષ્ટ્રીયકરણ કરવા જતાં જે જંગી ખર્ચ થાય તે આપણી આર્થિક સ્થિતિ જોતાં પરવડે એમ નથી. એટલે, ઉતાવળે કાંઈ થઈ શકે જ નહિ. એથી ઉતાવળું રાષ્ટ્રીયકરણ ઉત્પાદનની સપાટી નીચી લાવી દે.

જવાહરનો ટ્રેડ યુનીયન જોડેનો સંબંધ ઘણો જૂનો હતો. અને એઓ એ સંસ્થાના અનેકવાર પ્રમુખ બન્યા હતા. અને તેથી એ સંસ્થા એમને આમંત્રે અને રાષ્ટ્રીયકરણ જેવા પ્રશ્નો પર એઓ પ્રકાશ પાડે એ ઉચિત હતું.

જળગાંવથી જવાહર મુંબઈ આવ્યા. મુંબઈ આવતાંજ જળગાંવનો થાક ઉતારવાને બદલે એઓ વરલી, શાંતાક્રુઝ, ખાર અને ઘાટકોપર ખાતે સરકારી 'હાઉસિંગ બોર્ડ'નાં મકાનોની મુલાકાતે ગયા હતા. આ કાર્યક્રમ કાંઈ અગાઉથી નક્કી કરેલો નહિ, એટલે સરકારી અમલદારો આશ્ચર્ય પામ્યા હતા. વળી, એમની લાક્ષણિકતા મુજબ, એઓ સરકારે નક્કી કરેલા કાર્યક્રમને અનુસરવા કરતાં એઓ તો સીધા જઈને કોઈએક ભાડૂતના મકાનમાં ઘૂસ્યા. ભાડૂતને ઘેર વણમાગ્યા દેવ પધાર્યા જેવું થયું. જવાહરે અંદર જઈ ઘરને બરાબર તપાસ્યું ને એમ ઘણાં ઘરો તપાસ્યાં.

ત્યાંથી જવાહર કોલાબા ખાતે 'અણુશક્તિ સંશોધન કેન્દ્ર'નાં, નવા મકાનનો શિલારોપણ વિધિ કરવા ગયા હતા. જવાહરે એ સમયે કહ્યું: "જેઓ આજે હળવી રીતે યુદ્ધની ને યુદ્ધમાં અણુશક્તિના ઉપયોગની વાતો કરે છે, તેમને માનવજાતના ભાવિની કાંઈજ પડી નથી. તેમને તેઓ શાની વાતો કરે છે તેની પોતાનેજ ખબર હોતી નથી. આપણે જો આપણા પગ પર ઊભા રહેવું હશે તો આપણે પાયાના વિજ્ઞાનના ક્ષેત્રમાં સંશોધન કરવું જ પડશે. જેઓ ક્રાન્તિ રચે છે તેમનું પતન પણ ક્રાન્તિ દ્વારા થાય છે એમ ઇતિહાસ દર્શાવે છે. ક્રાન્તિ પછી પ્રત્યાઘાતો થાય છે ને ક્રાન્તિ સર્જનારા પ્રત્યાઘાતોના ભોગ બની જાય છે."

ત્યાંથી જવાહર 'મુંબઈ પ્રદેશ યુવક કોંગ્રેસ'ને આશ્રયે ભરાયલી ક્રીકેટ ક્લબમાં રેલી જોવા ગયા હતા. એ સમયે એ ભવ્ય સમારંભમાં પંદર હજાર માણસોની હાજરી હતી. જવાહર કાં તો પ્રવાસને કારણે, કે કાં તો આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિની ચિંતાને કારણે, વ્યગ્ર જણાતા હતા, ને કાંઇક ચિન્તામગ્ન હતા. જવાહરે આ પ્રસંગે લગભગ એક કલાક સુધી અસ્ખલિતપ્રવાહે પ્રવચન કર્યું હતું. અને એમાં એમણે યુવકોને કેટલીક કડવી વાતો પણ સંભળાવી હતી. એમણે પોતેજ કબૂલ કર્યું હતું કે: "આવી વાતો સંભળાવતાં મને રંજ થાય છે, છતાં મારે તો નિખાલસતાથી મારું દિલ તમારી સમક્ષ ખોલવું જોઈએ." જવાહરે વિશેષમાં જણાવ્યું, કે:

"ક્રાન્તિની વાતો કરવાથી કે ક્રાન્તિકારક શબ્દોવાળા, ઠરાવો ઘડવાથી કે સૂત્રો પૂકારવાથી ક્રાન્તિ થવાની નથી. ક્રાન્તિ કરવા માટે તો ક્રાન્તિ એ શું તે સમજવું જોઈએ. જમાનો પલટાયો છે. દુનિયા આશ્ચર્યજનક રીતે આગળ વધતી જાય છે, હવે અણુયુગ આવ્યો છે. એ અણુશક્તિ એવી તો પ્રબળ છે કે એનાથી આ દુનિયાનું નવસર્જન થઈ શકશે તેમજ વિનાશ પણ થઈ શકશે.

"પહેલાં તો એક બોંબ ફેંકનાર ક્રાન્તિકારી ગણાતો જ્યારે આજે એ બેવકૂફ ગણાય છે. આજે તો જ્યારે સમાજનું અર્થકારણ અને રાજકારણ ધરમૂળથી હાલી ઊઠે ત્યારેજ ક્રાન્તિ ગણવામાં આવે છે.

"આઝાદી પછી આપણી જવાબદારી વધી છે. બે, ચારપાંચ કે પચીશ માણસો મુંબઈ કે દિલ્હીના સચિવાલયમાં બેસી સરકાર ચલાવી શકે નહિ. એ તો લાખો ને કરોડોના સહકારથી ચાલે છે. અને એથી યુવાનો હકની વાતો કરે તેની જવાબદારી પણ તેમણે સમજવાની જરૂર છે.

"આપણામાં હજી આંતરિક ફાટફૂટ છે. એ ફાટફૂટેજ દેશને ગુલામ બનાવ્યો. સિકંદરને અહીં આમંત્રણ આપનાર આપણો જ એક ભાઈ હતો. અંગ્રેજો ને ફ્રેન્ચોને આપણે જ મજબૂત કર્યા. એટલે આવેલી આઝાદી જો આપણે કાયમી બનાવવી હોય તો ફાટફૂટ છોડી એકતાને માર્ગે વળવું જોઇએ."

– આ ભાષણ આપી જવાહર ચેમ્બુરમાં 'બર્મા શેલ રીફાઈનરીના ઔદ્યોગિક નગર'નો શિલારોપણ વિધિ કરવા ગયા હતા. ત્યાં એમણે મકાનોનો નકશો જોઇ કહ્યું: "ચાર દીવાલો ને એક છતવાળી એકજ ઓરડીમાં આખા પરિવારને ઠાંસી દેવાનો જમાનો હવે વીતી ગયો છે. એકજ કુટુંબને રહેવા માટે ભારતમાં હવે ઓછામાં ઓછા બે ઓરડાનાં મકાનો તો બંધાવાંજ જોઈએ. એક જ ખોલીમાં આખો પરિવાર રહેવાથી એમની કામ કરવાની શકિત ઘટી જાય છે."

મુંબઈમાં બેસતે વર્ષે શુભમુહૂર્તે આવીને બે ત્રણ મહત્વની શિલારોપણ વિધિ કરી, આખા દિવસનો ભરચક કાર્યક્રમ સંભાળી, જવાહર હૈદરાબાદ ગયા. ત્યાં જવાહરે 'વૈજ્ઞાનિક ને ઔદ્યોગિક સંશોધક પ્રયોગશાળા'નું ઉદ્‌ઘાટન કર્યું, ત્યારે આવાં કાર્યો બેવડાય નહિ તેની ખાસ ચેતવણી આપી. આવી પ્રાદેશિક પ્રયોગશાળાઓ તે તે પ્રદેશની વિશેષતાઓ પર સંશોધન કરે એ જરૂરનું છે. પણ સાથે સાથે આસપાસના અન્ય પ્રદેશમાં થતા સંશોધનના સંપર્કમાં પણ એમણે રહેવું જોઈએ. જવાહરે વૈજ્ઞાનિક કાર્યકર્તાઓને પણ શરીરશ્રમ કરવા સમજાવ્યું હતું ને તેની મહત્તા પર ભાર મૂકયો હતો. જવાહરે કહ્યું: "આપણે હિન્દીઓ બોલીએ ઝાઝું ને કરીએ થોડું એ નીમને અનુસરીએ છીએ તે હવે ટાળવું જોઇએ, અને થોડું બોલીને ઝાઝું કરવાની ટેવ પાડવી જોઈએ."

જવાહર ત્યાંની ઓસમાનીયા વિદ્યાપીઠમાં ૪૧ મી 'હિન્દ વિજ્ઞાન પરિષદ'નું ઉદ્‌ઘાટન કરવા ગયા. સમગ્ર દેશમાંથી જાણીતા વૈજ્ઞાનિકો પરિષદમાં આવ્યા

હતા, અને ત્યાંનો ભવ્ય મંડપ કલાત્મક રીતે શણગારાયો હતો. જવાહરનું ત્યાં શાનદાર સ્વાગત થયું. પછી જવાહરે વ્યાખ્યાન આપતાં જણાવ્યું :

"આજનો પ્રશ્ન તો એ છે કે વૈજ્ઞાનિક સંશોધન માનવના કલ્યાણને માટે કે માનવના વિનાશને માટે વપરાવાનું છે, તે છે. વૈજ્ઞાનિક પ્રગતિ જોડે મેળ તો આપણે રાખવો જ પડશે, નહિ તો, પાછળ પડી જઇશું. આપણું કાર્ય જે લોકોને વિજ્ઞાનની અગત્યની ઝાઝી માહિતી નથી તેમને વિજ્ઞાન વિષે વિચારતા કરવાનું છે. વળી, આજે આર્થિક કે બીજા પ્રશ્નોના ઉકેલ માટે જ્યારે આપણે વિચારણા કરીએ છીએ ત્યારે પણ વિજ્ઞાનનોજ આશરો લેવો પડે છે. પણ આજે મોટામાં મોટો વિજ્ઞાનનો ભય એ છે કે એનો ઉપયોગ જનહિતાર્થે નહિ પણ જનવિનાશાર્થે, પ્રલય લાવવા માટે થતો જાય છે. ખરું જોતાં જ્યારે વિજ્ઞાનવેત્તા સંશોધન કરે છે ત્યારે એને ખ્યાલ પણ નથી હોતો કે એનું સંશોધન માનવના સંહાર અર્થે વપરાશે."

જવાહર ત્યાંથી બાળકો માટેનું પુસ્તકાલય, ક્રીડાકેન્દ્ર અને ચિત્રસંગ્રહનું ઉદ્ઘાટન કરવા ગયા. એ વખતે એઓ ખૂબ આનંદી અને મસ્ત હતા. લગભગ ૩૦૦૦ જેટલા શાળાના વિદ્યાર્થીઓ 'ચાચા નેહરુ'નું સ્વાગત કરવા ભેગા થયા હતા. અને એમણે નેહરુને જોતાંજ એવા હર્ષનાદથી વધાવી લીધા કે જવાહર પણ પોતાનો બધો ભારે બોજ ઉતારીને બાળકની જેમ હળવા બની બાળકો જોડે ખેલવા લાગ્યા. જવાહરને હૈદરાબાદમાં જરાય જંપ નહોતો. એક પછી એક ભરચક કાર્યક્રમો હતા. એથી જવાહર વ્યગ્ર હતા. પણ બાળકોને જોતાંજ જે મુખ પર ચિંતાની રેખાઓ હતી તે મુખ પર હાસ્યની છોળો ઉછળવા લાગી. બાળકોએ ગીતો ગાયાં, નૃત્યો કર્યાં, વાદ્યો વગાડ્યાં અને ઢાલતલવારના દાવ દર્શાવ્યા. જવાહરે કહ્યું: "બાળકો માટેનો કોઈપણ સમારંભ મને આનંદિત બનાવી મૂકે છે."

જવાહર ત્યાંથી 'કન્યા વિદ્યાપીઠ'ના મકાનનો શિલારોપણ વિધિ કરવા ગયા. જવાહરે કહ્યું: "હૈદરાબાદ જેવા શહેરમાં માત્ર એકજ કન્યાવિદ્યાપીઠ હોય એ વાતથી મને અચંબો થાય છે. સ્ત્રીઓનું શિક્ષણ એટલું બધું વધવું જોઈએ કે સ્ત્રી અને પુરુષના શિક્ષણની સમતુલા બરાબર જળવાઈ રહે."

જવાહર ત્યાંથી 'ભારતસેવક સમાજ' અને 'કસ્તૂરબા ટ્રસ્ટ'ના કાર્યકરો સમક્ષ પ્રવચન કરવા ગયા. એમણે ત્યાં કહ્યુ: "સારા રચનાત્મક કાર્યકર્તાઓને જનતા તરફથી સહકાર મળીજ રહે છે. કારણ, જનતા સમજે છે કે આવાં કાર્યો

તેમના લાભ માટેજ થતાં હોય છે. એટલે આવા કાર્યકર્તાઓએ કોઇપણ રાજકીય જૂથ જોડે સંબંધ ન રાખતાં નિષ્ઠાથી પોતાના કાર્યમાં પરોવાયલા રહેવું જોઇએ." કસ્તુરબા ટ્રસ્ટના તાલીમકેન્દ્રોમાં તાલીમ લઇને બહેનો કેન્દ્રો સ્થાપે છે એ કાર્યની તેમણે તારીફ કરી હતી. અને જૂનવાણી વિચારસરણીવાળા લોકો વિઘ્નો નાંખે છે, તેમનો સામનો હિંમતપૂર્વક કરવા જણાવ્યું હતું.

હૈદરાબાદથી જવાહર બેંગલોર ગયા. ત્યાં જતાંવેંત એમણે એક જંગીસભા સમક્ષ પ્રવચન કર્યું. અને એમના મનમાં જે વાત તરવર્યાં કરતી હતી તે પાકીસ્તાન અમેરિકાના કરારો વિષે જવાહરે લોકોને જણાવ્યું કે ભારત કાંઈ એથી ગભરાઇ ગયું નથી. છતાં, ભારતે સાવચેત ને સજાગ તો રહેવુંજ પડશે. એમણે એ પણ જણાવ્યું કે મારે શસ્ત્રોની શરતમાં ઉતરવું નથી. ભારતમાં ચાલતાં વિકાસકાર્યો અટકાવી તમામ શક્તિ શસ્ત્રોના ઉત્પાદનમાં ખર્ચવી એ રાષ્ટ્રને છેહ દેવા જેવું છે.

જવાહર ત્યાંથી 'હિન્દુસ્તાન એરક્રેફટરી'ના કામદારોની સભામાં ગયા. ત્યાં એમણે કામદારોને જણાવ્યું: "તમારે તો તમારી જાતને નૂતન હિન્દના ઘડતરમાં ભાગીદારો તરીકે ગણવી જોઇએ. આ તમારું કારખાનું રાષ્ટ્રના સૌથી વધારે અગત્યના સાહસોમાંથી એક છે. એ કારખાનું જ ભારતને હવાઈ વહેવારના નકશા પર મૂકી રહ્યું છે, ને વિશ્વના પ્રગતિશીલ રાષ્ટ્રોની હરોળમાં આપણા રાષ્ટ્રને લાવી રહેલ છે, એટલે તમારામાંનો દરેક જણ માત્ર વેતન કે રોજ કમાનારથી વિશેષ વ્યક્તિ છે. દરેક જણ આ મહાન સાહસનો ભાગીદાર છે. આપણે જૂના ખોળિયામાંથી નીકળીને નવા ખોળિયામાં પ્રવેશવા માગીએ છીએ. આપણા સાધનો મર્યાદિત છે. આમ છતાં, આપણે બધું કરી છૂટવા તૈયાર છીએ, ને આપણે ઘણી ગણનાયોગ્ય પ્રગતિ પણ કરી રહ્યા છીએ. હિન્દને સંપૂર્ણ સ્વાવલંબી બનવાને માટે હજુ થોડાં વર્ષોની જરૂરિયાત છે. પછી આપણે વિશ્વને બતાવી આપીશું કે અમે સ્વાવલંબી છીએ." ત્યાં, કામદારો અને અધિકારીઓ વચ્ચે અથડામણ ઊભી થઈ હતી, તેનું જવાહરે કામદારો અને અધિકારીઓને સમજાવી સમાધાન કરી આપ્યું.

બેંગલોરનું કામ પૂતાવી જવાહર નાગપુર ગયા. ત્યાં આવતાંવેંત એમણે કોંગ્રેસ કાર્યકરોની સભાને સંબોધતાં જણાવ્યું: "કોંગ્રેસ વગર દેશ પ્રગતિ સાધી શકે નહિ. આઝાદી મેળવવાનું ઐતિહાસિક કાર્ય પૂરું કર્યાથી કોંગ્રેસના કાર્યનો અંત આવ્યો છે કે નહિ એ અંગે ઘણી વિચારણા કર્યા પછી હું આ નિર્ણય પર આવ્યો છું. આઝાદી જંગના દિવસોમાં કોંગ્રેસ દેશની તાકાત ને. ઉત્સાહનો

અરીસો હતી. એની પ્રતિષ્ઠા અજોડ હતી. પાછળથી એમાં ખામીઓ અને નબળાઇઓ આવી અને કોંગ્રેસીઓ નજીવી બાબતોમાં મતભેદમાં ઉતરી પડ્યા. આમ છતાં દેશમાં કોંગ્રેસ એ એક જ એકત્રિત બળ છે."

નાગપુરમાં જવાહરે 'પ્રાથમિક શિક્ષકોની અખિલ હિન્દ પરિષદ'નું ઉદ્‌ઘાટન કર્યું. તે વખતે એમણે કહ્યું :

"પ્રાથમિક શિક્ષકોનું જીવનધોરણ ઊંચું બનાવવામાં આવે તો જ, શિક્ષણમાં સુધારો થઇ શકે. બાળકો તો રાષ્ટ્રનું મહામૂલું ધન છે. એથી એમના શિક્ષણ પરત્વે પૂરતું ધ્યાન અપાવું જ જોઇએ. પ્રાથમિક શિક્ષકોની દુર્દશાની મને પૂરી જાણ છે, ને, તેથી એ લોકોની પાસે ઊભા રહેતાં મને શરમ આવે છે. કારણ કે, એ લોકોની સ્થિતિ સુધારણા માટે મારાથી હજી કાંઈ થઈ શક્યું નથી. શિક્ષણની સુધારણા તો શિક્ષક, સરકારી અમલદારો ને માબાપના સંપૂર્ણ સહકારથી જ થઇ શકે. તે વિના નહિ."

નાગપુરથી જવાહર સેવાગ્રામ ગયા. અને ત્યાં 'હિન્દુસ્તાની તાલીમી સંઘનાં આંતરરાષ્ટ્રીય છાત્રાલય'નું ઉદ્‌ઘાટન કર્યું. જવાહર સેવાગ્રામમાં આવતાં વેંત બાપુની કુટિરમાં ગયા અને તરત જ ભૂતકાળનાં ભવ્ય, રોમાંચક અને લોમહર્ષણ સંસ્મરણો જાગૃત થયાં. બાપુ જોડે એ પુનિત કુટિરમાં વીતાવેલા દિનો ને રાત્રિઓ યાદ આવ્યાં. ને લાગણી વિવશ મહાઅમાત્યનું હૈયું દ્રવી ઊઠ્યું. આ વિષે એમણે પોતાની લાગણીઓ વ્યક્ત કરતાં કહ્યું કે :

"સેવાગ્રામ એ અમારે માટે માત્ર યાત્રાનું ધામ જ નથી, પણ લાગણીનો એક અનેરો અનુભવ કરવાની સુવર્ણતક છે. આ સ્થાનની માત્ર ઐતિહાસિક મહત્તા નથી પણ લાગણીની દૃષ્ટિએ પણ મહત્વ છે. આ સ્થાન અનેક રમ્યમધુર સ્મરણોને જાગૃત કરે છે, ને એક મધુરી મહેકમહેક થતી ભૂતકાળની દુનિયામાં લઈ જાય છે, કે જ્યાંથી અત્યારની વાસ્તવિકતાની દુનિયામાં પાછા આવવાનું દિલ થતું નથી. એથી અહીં કાંઇક આત્મશોધને માટે કાંઈક આદરભાવથી હું આવું છું."

સેવાગ્રામમાં જવાહર એમના જૂના સાથીઓ કાકાસાહેબ કાલેલકર, આર્યનાયકમ વગેરેને મળ્યા. પાછા એઓ ગાંધીજીની કુટિરમાં ગયા અને થોડો સમય ધ્યાનમાં ગાળ્યો. આશ્રમવાસીઓએ પ્રાર્થનાના મંત્રો ને ભજનો ગાયાં. ને એ રીતે આધ્યાત્મિક વાતાવરણ ઊભું કર્યું.

આ બધી ઉપાધિઓમાં કોંગ્રેસનું અધિવેશન નજદીક આવતું હતું. અધિવેશન ૨૩મી જાન્યુઆરિએ કલ્યાણીમાં ભરાનાર હતું. કલ્યાણી બંગાળાના નદીયા જીલ્લામાં હતું. જવાહર એ અધિવેશનના વરાયલા પ્રમુખ હતા. એ વખતે જવાહરના ચિત્ત પર હજારો મણનો બોજો હતો. એક તરફ લંકા પરેશાન કરતું હતું. બીજી બાજુ પાકીસ્તાન અને અમેરિકા હિન્દની સલામતી માટે ભયરૂપ હતાં. ત્રીજી તરફ પેપ્સુમાં ત્યાંની સરકાર વિધાનસભામાં હારી જવાથી નવી ચૂંટણી થનાર હતી, તેમાં કોંગ્રેસને વિજય અપાવવાની ભારે જવાબદારી એમને શિરે આવી પડી હતી. ત્રાવણકોર કોચીનનો મામલો પણ મૂંઝવે એવો હતો. એમાં પણ પ્રજાસમાજવાદી સરકાર કોંગ્રેસનાં પીઠબળથી ટકી રહી છતાં, ખોટી સામાં શિંગડાં કરતી હતી. કોંગ્રેસમાં આંતરિક મતભેદો સારી પેઠે હતા. દક્ષિણ આફ્રિકાનો પ્રશ્ન મૂંઝવતો હતો. આમ ચોગરદમ જવાહરને મૂંઝવણો હતી. ક્યાંય જંપ નહોતો. શાંતિ નહોતી. પણ જ્યાં જુઓ ત્યાં અજંપો હતો. એવી સ્થિતિમાં એઓ કલ્યાણી જવા ઉપડ્યા.

[૪૭]

## કલ્યાણી મહાસભાના પ્રમુખપદે

લંકાના વડાપ્રધાન જોડે સમજૂતી કરી જવાહર કોંગ્રેસની ૫૯મી બેઠક જે પશ્ચિમ બંગાળના નદીયા જીલ્લાના ઐતિહાસિક નગર કલ્યાણીમાં મળનાર હતી, તેનું પ્રમુખપદ લેવા ગયા. કલ્યાણી અધિવેશનનું અનેક પ્રકારે મહત્વ હતું. હિન્દ એશિયાના દેશોમાં અગ્રસ્થાન ભોગવતું હતું. હિન્દની આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા કૂદકે ને ભૂસકે વધતી હતી. અને એ બધાં જવાહરનાં રૂડાં વાનાં હતાં. જવાહર કોંગ્રેસ સરકારના વડાપ્રધાન હતા અને કોંગ્રેસના પ્રમુખ હતા. જે કલ્યાણીમાંથી હિન્દના મહામાનવ ચૈતન્યે જગતને પ્રેમનો ને વિશ્વબંધુત્વનો સંદેશો આપ્યો હતો, એજ કલ્યાણીમાંથી આજે બીજો એવો મહામાનવ દુનિયાને શાંતિનો ને પ્રેમનો પયગામ સુણાવવાનો હતો. એક તરફ યુરોપનાં રાજ્યો હજી ય એશિયા પરનું ને આફ્રિકા પરનું પોતાનું વર્ચસ્વ છોડવા તૈયાર નહોતા, એશિયાની ભૂમિ પર જ અમેરિકા ને રશીયા ઠંડા યુદ્ધને માટે તૈયારી કરતાં હતાં, એ વખતે, હિન્દમાં જે પક્ષની હકૂમત હતી, એ પક્ષ શા નિર્ણયો લે છે, તે જાણવાને સમગ્ર દુનિયા ઉત્કંઠ હતી. એથી આ અધિવેશનનું મહત્વ હતું. દુનિયાની આગને બૂઝાવવા માટે આ અધિવેશનની રાહબરીની જરૂર હતી. એથી જવાહરનું અને આ અધિવેશનનું મહત્વ ઘણું વધી ગયું હતું.

હિન્દમાં પણ પંચવર્ષીય યોજનાને ત્રણ વર્ષ પૂરાં થયાં હતાં. એટલે એનું પણ સરવૈયું કાઢવાનું હતું. વળી, પાકીસ્તાન અમેરિકાની સહાય લઈ હિન્દને ડસવવા માંગતું હતું, એટલે એ સમસ્યા પણ વિકટ બનતી હતી. વળી, કોંગ્રેસવાદીઓમાં શિસ્ત ઓછું થતું હતું, એટલે એ વિષે પણ ગંભીરતાથી વિચારણાની જરૂર હતી. અનાજના અંકુશો ઉઠયા હતા અને પરદેશથી અનાજની આયાત બંધ કરવામાં આવી હતી, એટલે એ વિષે પણ નવાં પગલાં લઈ દેશમાં અછતની પરિસ્થિતિ આવી ન પડે એ સંભાળવાનું હતું. પેપ્સુ અને કેરલમાં ફરી ચૂંટણી કરવાની હતી, એટલે એને માટે કોંગ્રેસે ઉભા કરેલા

ચૂંટણી ઉમેદવારો વિષે ખૂબ અસંતોષ વ્યક્ત થયો હતો, એટલે એ વિષે પણ તાત્કાલિક કોઈ સિદ્ધાંત નક્કી કરવાની જરૂર હતી. આ પ્રમાણે કલ્યાણી તરફ સમગ્ર દેશ તેમજ સમગ્ર જગત મીટ માંડી રહ્યું હતું.

જવાહર કલ્યાણી જવા માટે દિલ્હીથી ઉપડ્યા. એઓ રસ્તામાં અલાહાબાદમાં કુંભમેળો ભરાયો હતો, ત્યાંની વ્યવસ્થા જોવા ઉતર્યા. અને વિગતથી બધી તપાસણી કરી. યાત્રાળુઓને મળી તેમની સગવડ પૂછી. પછી કલકત્તે થઈ, કલ્યાણી જવા માટે ઉપડ્યા. કલ્યાણીમાં ખાસ વિમાનઘરની સગવડ હતી, એટલે જવાહર વિમાનઘરે ઉતર્યા ત્યાં એમને સ્વયંસેવકો અને સ્વયંસેવિકાઓએ સલામી આપી. અને સ્વાગત સમિતિએ એમનું શાહી સ્વાગત કર્યું. ત્યાંથી ઝીપ ગાડીમાં ત્રણ માઈલને રસ્તે જવાહર જનતાના હર્ષનાદો ઝીલતા ઝીલતા ગાડીમાં ઊભા ઊભા કલ્યાણી પહોંચ્યા. એમના ઉતારામાં છેલ્લી ઢબની બધી સગવડ હતી. ત્યાં પણ જવાહરનું સ્વાગત થયું.

જવાહર કલ્યાણી આવતાં વેંતજ કામમાં પડી ગયા. એમને શિરેજ એઓ હિન્દના વડાપ્રધાન તેમજ કોંગ્રેસના પ્રમુખ હોવાથી સઘળો ભાર હતો. આવતાં વેંત એમણે કારોબારીની સભા કોંગ્રેસ અધિવેશનમાં આધિકૃત ઠરાવો વિષે વિચારણા કરવા બોલાવી. જવાહર માટે ખાસ તૈયાર કરાવેલા તંબુમાંજ કારોબારીની સભા મળી. આસપાસ નાનકડું મહેકતું ઉદ્યાન બનાવ્યું હતું. એની મઘમઘ થતી મહેક વચ્ચે ખુશનુમા વાતાવરણમાં કારોબારીની બેઠક મળતી હતી. જવાહરે કારોબારી સમિતિમાં, ખાસ કરીને, રાજ્યોની પુનર્ઘટના, કોરિયા, વિદેશનીતિ, સંસ્થાનવાદ, પાકીસ્તાનને અમેરિકી સહાય્ય, વિકાસ યોજનાઓ, ખાન બંધુઓની મુક્તિ માટે એમને મુબારકબાદી : એટલા ઠરાવો વિષે વિચારણા કરી. કારોબારીની બેઠક ૭ કલાકની ચર્ચા કરી મુલતવી રહી.

જવાહર બેઠક પૂરી થતાં, કલ્યાણીમાં મુખ્ય ધ્વજને ફરકાવવા ગયા. એ વખતે મુશળધાર વર્ષાદ વરસતો હતો, છતાં, ત્રણ હજારની માનવ મેદની જવાહરને સાંભળવા આવી હતી. સ્વયંસેવકોએ ધોધમાર વર્ષાદમાં પણ જરાય સંકોચ વિના પોતપોતાને સ્થાને રહી શિસ્ત જાળવી હતી. વંદેમાતરમના મધુર સ્વરે સ્વયંસેવિકાઓએ રાષ્ટ્રીય ગીત ગાયું. જવાહરે ધ્વજ ફરકાવી ધ્વજવંદન કરી ત્યાં હાજર રહેલી માનવમેદનીને જણાવ્યું :

"સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી પણ ધ્વજ એનું અત્યંત વિશિષ્ટ સ્થાન તો ધરાવે છે જ. અને દેશની એકતાને સુદૃઢ કરવાની આજે જરૂર ઊભી થઈ છે ત્યારે તો એનું

મહત્વ સવિશેષ વધી જાય છે. સ્વાધીનતા માટેની આપણી લડતો અને લડતોનું નેતૃત્વ લેનારા આપણા નેતાઓ અને કાર્યકરો આપણી સ્મૃતિમાં છે જ. પણ હવે આપણી સમક્ષ વધારે ભારે જવાબદારીઓ આવી પડી છે, અને તે મહામહેનતે પ્રાપ્ત કરેલી આપણી આઝાદીને સુદૃઢ કરવા સંગઠિત બનીને કાર્ય કરવાની છે. રખે આપણે આઝાદી ભૂલને લીધે ગૂમાવી ન બેસીએ એ માટે આપણે ખૂબ સાવધ રહેવું પડશે. આપણો દેશ વારંવાર તેજ અને તિમિરના વારાફેરામાંથી પસાર થયો છે. પણ આપણે કદાપિ ધ્યેયની નિષ્ઠા અને ધ્યેયને સિદ્ધ કરવાની નિશ્ચલતામાંથી ડગ્યા નથી. આવો ભયંકર વરસાદ વરસી રહ્યો છે, તે છતાં તમે સૌ અહીં હાજર રહ્યા છો તે જોઈને મને એવી શ્રદ્ધા રહે છે કે આપણે સૌ ભવિષ્યમાં આપણી સમક્ષ આવનારા અનેક ઝંઝાવાતોનો સામનો કરી શકીશું. અને તેમાંથી પાર ઉતરી માતૃભૂમિની એકતાને માર્ગે આગેકૂચ કરીશું”

‘જવાહરલાલકી જય’ ના હર્ષનાદોથી એમનું ભાષણ વધાવાયું. જવાહરે ઉપર છત્રી ઓઢાડવામાં આવી પણ એમણે એનો ઈન્કાર કર્યો, અને એ પણ વરસાદમાં સ્વયંસેવકો અને સ્વયંસેવિકાઓ સાથે ભીંજાતા ઊભા રહ્યા.

બપોરે પાછી કારોબારીની બેઠક મળી અને ઠરાવો વિષે વિચારણા ચાલી. ઠરાવોનો મજકૂર નક્કી થયો ને એને ઘડવાનું કામ જવાહરને સોંપી કારોબારી વિખરાઈ. બધું મળીને નવ ઠરાવો ઘડવાના હતા અને તે પણ ખૂબ મુત્સદ્દીગીરીથી, એકએક શબ્દની વિચારણા કરીને ઘડવાના હતા. જવાહરનું કામ ઘણું કપરું હતું. પણ જવાહર આવા કામ માટે તો બાપુ ગયા એટલે ટેવાયલા હતા. જવાહરે રાત્રે અઢી વાગ્યા સુધી જાગીને ઠરાવો ઘડ્યા. તે પછી પોતાના પ્રમુખ તરીકેના ભાષણને મઠારવા બેઠા. અને એ બધું પૂરું કરીને લગભગ ચાર વાગે એઓ સૂતા, ત્યારે એમના દિલમાં નિરાંત હતી. કામ હતું, પણ મહત્વનો બોજો ઠરાવો ઘડ્યા એટલે ઉતરી ગયો હતો.

૨૧ મીએ વિષયવિચારણી સમિતિની બેઠક મળી. એને માટે કલાત્મક સુશોભિત મંડપ રચવામાં આવ્યો હતો. એમાં આખું કલાત્મક કાર્ય, શાંતિનિકેતનના કલાકારોએ કર્યું હતું. કલાની ગોઠવણીમાં કશી મણા નહોતી. જવાહરે એનું પ્રમુખસ્થાન લીધું અને તે વખતે એમના પ્રારંભિક પ્રવચનમાં એમણે જે લોકો કોંગ્રેસને છોડી ગયા છે, તેમને કોંગ્રેસમાં ફરી જોડાવાનું હાર્દિક નિમંત્રણ આપ્યું હતું અને જણાવ્યું હતું કે કોંગ્રેસનાં દ્વારો તેમને માટે હંમેશ ખુલ્લાં છે. એ દ્વાર કદિ બંધ થવાનાં નથી.

જવાહરે વિશેષમાં જણાવ્યું કે :

"આપણે ઘણાં વર્ષો પછી બંગાળમાં મળી રહ્યા છીએ. અત્યારે વાતાવરણ તંગ અને ભારેખમ છે, પરન્તુ, અંધકાર પછી પ્રકાશ આવે છે જ. આવી રીતે આપણી કથા પણ તેજ અને છાયાની છે. કોંગ્રેસ ને દેશની કથા પણ આવીજ છે. કોંગ્રેસ તો આપણા જીવનનો એક અંતર્ગત ભાગ બની ગયો છે, અને આપણા કેટલાકનો તો એ શ્વાસોચ્છ્વાસ બની ગયો છે. દેશની સ્વતંત્રતા, પ્રગતિ અને મુક્તિનો મુદ્રાલેખ એટલે કોંગ્રેસ.

"આપણે નવી પરિસ્થિતિ નિર્માણ કરવાની છે અને ભૂતકાળની કેટલીક ભૂલોને સુધારવાની છે. કોંગ્રેસે આપણા દેશના મહાન ઇતિહાસનો એક ખંડ સર્જ્યો છે. હવે આપણે એક નવા સીમાચિહ્ન પર આવીને ઊભા છીએ કે જ્યાં આપણે આરામ લેવા થોભી શકીએ એમ નથી. અથવા પાછાં પગલાં ભરી શકીએ એમ નથી. આપણી આગેકૂચ એક યાત્રા છે. એ યાત્રાનો કદિયે અંત નથી. એક પછી એક નવાં તીર્થસ્થળોએ આપણે થોભતા અને આગળ વધતા જઈએ છીએ. આપણામાંના કેટલાક યાત્રીઓ થાકી પણ જતા હશે, પણ તેથી કાંઇ આપણે યાત્રાનો ત્યાગ કરી શકીએ નહિ. આપણે તો આપણી સમગ્ર શક્તિ કામે લગાડી આગેકૂચ કરવાની જ છે.

"છેલ્લાં થોડાં વર્ષોમાં જે કાંઈ બન્યું છે તેની જવાબદારી કોંગ્રેસની જ છે. જે કોઇ સત્તા પર હોય તે પોતાની ભૂલો પ્રત્યે આંખ આડા કાન ન જ કરી શકે. તેમ પોતે જે સિદ્ધિઓ મેળવી હોય તેની પણ નોંધ લેવાનો એને એટલો જ હક છે.

"બીજા વિશ્વયુદ્ધ અને સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી, બ્રિટીશ રાજ્યકર્તાઓએ યોજેલા દેશના વિભાજનની ભયંકરતાઓનો આપણે સામનો કરવો પડ્યો, એ બીજા કરતાં પંજાબ તથા બંગાળના લોકો બરાબર જાણે છે.

"પરન્તુ આ બધું છતાં ભારત નવરચનાના ક્ષેત્રમાં ઝડપી આગેકૂચ કરી રહ્યું છે. નદી ખીણ યોજનાઓ, સીંદરીનું ખાતરનું કારખાનું, ચિત્તરંજનનું રેલ્વે એન્જિનો બનાવવાનું કારખાનું, વિશાખાપટ્ટમનો જહાજો બાંધવાનો યાર્ડ, બેંગલોરનું વિમાની કારખાનું : એ કાંઈ નાની સિદ્ધિઓ નથી."

કોંગ્રેસની ગ્રામવિકાસ યોજનાનો ઉલ્લેખ કરતાં જવાહરે કહ્યું :

"આજથી પાંચ દશ વર્ષમાં ગામડાંની સૂરત પલટાઈ જશે. એ એક ક્રાન્તિ હશે. પણ ઓછી સમજના લોકો માને છે તેમ એ હિંસક સાધનો દ્વારા

સર્જાઈ નહિ હોય. પરન્તુ સમગ્ર દેશમાં શાંતિ ભરી પદ્ધતિઓ વડે એ ક્રાન્તિનું સર્જન થયું હશે. પરન્તુ, રાતોરાત એ બધું થઈ ન શકે. આપણે બરોબર કામ કરીએ છીએ કે નહિ તેની પરજ એ બધાનો આધાર છે.

"બીજી બાજુએ જ્યારે આપણે જોઇએ છીએ ત્યારે દુઃખ ઉત્પન્ન થાય છે. એ બધામાં બેકારી સર્વપ્રથમ છે. શાળા અને કોલેજમાંથી બહાર પડતા યુવાનોને કામધંધા મળતા નથી. આ એક ઉપદ્રવ છે, રોગ છે. એને સુધારવા આપણી પાસે યોજના છે.

"આપણે આપણા દેશનું નિર્માણ મજબૂત પાયા પર કરવાનું છે. બૂમાબૂમ કરવાથી કે સૂત્રો પૂકારવાથી સફળતા પ્રાપ્ત થતી નથી. જો નક્કર પગલાં લઈને આપણે આગળ વધીએ તો એક રાષ્ટ્ર શાંતિથી કઈ રીતે આગળ વધી શકે છે તે આપણે દુનિયાને બતાવી આપીશું."

જવાહરના પ્રારંભિક પ્રવચન પછી હિન્દની વિદેશનીતિને મંજૂરી આપતો જવાહરે ઘડેલો ઠરાવ શ્રી. ગોવિંદ વલ્લભ પંતે રજૂ કર્યો હતો. એ સમયે એ ઠરાવ પર જવાહરે પ્રવચન કરી હિન્દની વિદેશનીતિની સ્પષ્ટતા કરી હતી. જવાહરે જણાવ્યું કે :

"હિન્દની વિદેશનીતિ એ રાષ્ટ્રનીતિ છે. એ મારી નથી. એને પ્રજાના સર્વ વિભાગનો પૂર્ણ ટેકો છે. અણુબોંબ ઊડે અગર તો ગમે તે થાય તોપણ આપણે ભારતની આઝાદીને અને સ્વતંત્રતાને વળગી રહીશું. અને ગમે તે ભોગે આપણા રાષ્ટ્રના મહામૂલા વારસાને જાળવી રાખવા પ્રયત્ન કરીશું. હું એવો દાવો કરું છું, કે ગમે તે દૃષ્ટિબિંદુથી, વ્યૂહાત્મક દૃષ્ટિથી, અથવા તો મૂળભૂત દૃષ્ટિએ ભારતની વિદેશનીતિ યોગ્યનીતિ છે. સ્વતંત્રનીતિ એ યોગ્યનીતિ છે એવા નિર્ણય પર આપણે આવીએ છીએ. અને એ નીતિને અનુસરવા માટે શક્ય તેટલે અંશે બીજા દેશોની ટીકા કરવાથી આપણે દૂર રહ્યા છીએ. કારણ કે, જ્યારે માણસનો દિમાક્ સાફ નથી હોતો, ત્યારે એ ટીકાથી ઉશ્કેરાય છે. તેથી શાંતિને બદલે વિસંવાદ વધે છે.

"મહાન અને જોરાવર રાષ્ટ્રોને ભયની દૃષ્ટિથી વાતો કરતા જોઈ મને અચંબો થાય છે. જ્યારે લશ્કરી, નાણાંકીય અથવા તો કોઈપણ બળમાં નિર્બળ એવા આપણને કોઈનો ડર નથી. એ આપણા ગુરુએ આપણને આપેલો બોધ હજી યાદ છે તેનું પરિણામ છે."

આ વખતે જે ઠરાવો થયા તેમાં જવાહરની ખેલદિલી એક ઠરાવમાં પૂર્ણપણે વ્યક્ત થઈ હતી. અત્યારસુધી કોંગ્રેસના બધાં અધિવેશનનોમાં માત્ર જે કોંગ્રેસવાદીઓ મૃત્યુ પામ્યા હોય તેમને વિષેજ શોકનો ઠરાવ પસાર થતો હતો. પરન્તુ, જવાહરે એ ચીલેથી દૂર જઈને પણ જાણીતા દેશનેતા શ્રી. શ્યામપ્રસાદ મુકરજીના મૃત્યુથી દેશને જે આઘાત થયો હતો, તે પ્રત્યે શોક પ્રદર્શિત કરતો ઠરાવ રજૂ કર્યો. એમાં મુત્સદ્દીગીરી હતી. બંગાળમાં કોંગ્રેસનું અધિવેશન ભરાતું હતું, અને બંગાળીઓને જીતવા માટે આ પગલું ઉત્તમ હતું એમ કહી શકાય. કોંગ્રેસ અધિવેશન ફતેહમંદ બને એ હેતુ પણ ખરો. આ રીતે જવાહરે કોંગ્રેસમાં એક નવું તત્વ દાખલ કર્યું.

જ્યારે પાકીસ્તાનને અમેરિકા તરફથી અપાનારી મદદ વિષેનો ઠરાવ રજૂ થયો ને એની ચર્ચા થઈ ત્યારે જવાહરે એ ચર્ચા સમેટતાં કહ્યું :

"આપણે કડક શબ્દો વાપરીને સામાને ગમે એમ સંભળાવવાથી આપણો હેતુ સરવાનો નથી. એમાં કોંગ્રેસની શોભા નથી ને ગૌરવ નથી. આ વિષય અગત્યનો ને ગંભીર છે. એથી આપણે નિશ્ચયાત્મક રીતે છતાં સંયમથી એની ચર્ચા કરવી જોઈએ. જે લોકોને માત્ર ભાષણો કરવાં છે અને પોતાની લાગણી ઠાલવવી છે તેઓ આકરા શબ્દો વાપરે છે. જેઓ સારા કાર્યમાં માને છે તેઓ નહિ. કોંગ્રેસ તો સક્રિયતામાં માને છે."

જ્યારે, રાજ્યોની પુનર્ઘટના માટે સીમાપંચની નિમણૂકની બહાલી આપતો ઠરાવ રજૂ થયો, ત્યારે કેટલાક સુધારાઓ એવા આવ્યા કે રાજ્યોની પુનર્ઘટના દેશમાં પ્રાંતીયતા જગાડે છે, માટે એ પંચને વીખેરી નાંખવું. એટલે જવાહર એકદમ છેડાઈ પડ્યા. ને એમણે, વચ્ચે જ જણાવ્યું કે સીમાપંચની નિમણૂક હિન્દ સરકારે કરી છે અને કોંગ્રેસ એને મંજૂરી આપે કે નહિ, પણ એ કાર્ય કરશે જ. વળી, કોંગ્રેસે હૈદરાબાદ અધિવેશનમાં જ એની માગણી કરી હતી. વળી, રાજ્યોનાં વિલીનીકરણથી નવાં રાજ્યોની રચના કોઈ પણ જાતની વ્યવસ્થા વિના કરવામાં આવી હતી. એથી રાજ્યોની પુનર્ઘટના કરવાની જરૂર તો છે જ. એટલે જેમાં આપણે આગળ ધપ્યા છીએ તેમાં પાછા હઠવાનો સુધારો સ્વીકારી શકાય જ નહિ.

આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિને અંગે હિન્દને માટે જે ભય ઊભો થયો હતો, તેનો ગમે તે ભોગે સામનો કરવાનો અને તે માટે જે કાંઈ ભોગો આપવા પડે તે

આપવાનો દેશની જનતાને અનુરોધ કરતો ઠરાવ જવાહરે પ્રમુખપદેથી રજૂ કર્યો હતો. જવાહરે એ રજૂ કરતાં જણાવ્યું કે :

"યુદ્ધ એ એક જાતનું ગાંડપણ છે. જો યુદ્ધ આવે તો એ એનો માર્ગ લેશે ને એથી આખા જગતનો નકશો ને સૂરત પલટાઈ જશે. મારા દેશની ઉપર ભય આવી પડે કે એને કટોકટીની સ્થિતિમાં મૂકાવું પડે એ મને ગમતું નથી. પણ મારા મનના કોઇક ખૂણામાં મને એ આવકાર્ય લાગે છે. કારણ કે, મને ભય છે કે આપણે બહુ સુંવાળા બની જઇએ છીએ. એક તો આપણી પ્રકૃતિમાં સુંવાળાપણું છે. અને નાની શી તક મળતાં આપણે પાછા સુંવાળે માર્ગે સંચરીએ છીએ. એથી આપણા સુંવાળાપણાને અટકાવનારી કોઈ પણ ચીજ મને ગમે છે. એથી આપણે સદાજાગૃત રહેવું જોઈએ. અને જ્યારે પણ ભય આવે ત્યારે આપણે તૈયાર હોવા જોઇએ. આપણો જનતા જોડેનો સંપર્ક સતત હોવો જોઈએ. કારણ કે આપણું પ્રેરણાસ્થાન અને બળ મેળવવાનું સ્થાન જનતા જ છે. આપણે કટોકટીના સમયમાં જીવીએ છીએ. એટલે માત્ર ઠરાવો પસાર કર્યે કશું જ વળવાનું નથી. પણ એ ઠરાવોના પ્રાણને અનુસરવાનું છે."

વિષયવિચારણી સમિતિએ કારોબારીના જવાહરે ઘડેલા સર્વે ઠરાવો મંજૂર કર્યા અને જવાહરે વિષયવિચારણીના સભ્યોને ઠરાવોને અમલી બનાવવા અનુરોધ કર્યો.

૨૩ મી જાન્યુઆરિએ, કોંગ્રેસનું ખુલ્લું અધિવેશન ભરાયું. જવાહરને સરઘસને આકારે ફેરવતાં ફેરવતાં અને પુષ્પોની વર્ષાથી આચ્છાદિત બનાવીને એક લાખ પ્રેક્ષકો અને બાર હજાર પ્રતિનિધિઓની વચ્ચેથી લોકોના કાનને ફાડી નાંખે એવા હર્ષનાદ વચ્ચે લાવવામાં આવ્યા. જવાહરે પ્રારંભિક પ્રવચનો થયાં પછી પ્રમુખપદ સંભાળ્યું અને એમણે પોતાનું ભાષણ દોઢ કલાક સુધી જોરદાર વાણીમાં કર્યું. એમણે હિન્દની, એશિયાની અને વિશ્વની પરિસ્થિતિની વિશદ, વિદ્વત્તાભરી છણાવટ કરી, ભારતની તટસ્થ અને શાંતિપ્રિય વિદેશનીતિનો બચાવ કર્યો હતો. પાકીસ્તાનને અમેરિકા તરફથી મળનારી લશ્કરી સહાય વિષે એમણે એશિયાના તમામ દેશોને ચેતવણી આપી હતી કે પરદેશોની ગુલામીમાંથી છૂટેલા અને હજી છૂટવા મથતા એશિયાઈ દેશોની પરિસ્થિતિ આ સહાયથી પલટાઈ જશે.

જવાહરે કહ્યું : "ગાંધીજી જે સિદ્ધાંતોમાં માનવાનું આપણને શીખવી ગયા છે એ આપણે માટે આધારસ્થાન છે એજ આપણી આશા ને શ્રદ્ધા છે, ને

એજ આપણને પોષે છે અને બળ આપે છે. આ સાથે તમામ દિશાઓમાંથી ભય, ધિક્કાર ને હિંસાના પ્રબળ ઝંઝાવાતો ફૂંકાય છે અને આપણને આપણા આધારસ્થાનમાંથી ઉખેડી નાંખવા મથે છે. આ પરિસ્થિતિની તીક્ષ્ણ ધાર પર સમતોલપણું અને સ્થિરતા જાળવવાનું કાર્ય અતિ દુષ્કર છે. આપણી પાસે હજી પણ ગાંધીજીએ આપેલી પ્રેરણાનું ભાથું છે. આપણે વારંવાર એમનો ઉપદેશ ભૂલી જતા હોઇએ તોપણ એ જ્યોતિપૂંજ આપણા ચિત્તને અને આપણા અંતરને ઝળહળાવી મૂકે છે." પછી કોરિયામાં હિન્દે શાંતિ સ્થાપવા કેવા વિકટ સંજોગોમાં કેવું ઉમદા કાર્ય કર્યું હતું તેનો ઉલ્લેખ કર્યો હતો, અને કેવી ડરામણી ને સતામણી છતાં, હિન્દે પોતાની જવાબદારીઓ ઉપાડી હતી તે સમજાવ્યું હતું.

વર્તમાન પરિસ્થિતિનો ઉલ્લેખ કરતાં જવાહરે જણાવ્યું કે: "આપણે કટોકટીના સંક્રાન્તિકાળમાંથી પસાર થઈ રહ્યા છીએ. એક કટોકટી આથમે છે ત્યાં બીજી ઊગે છે. જગત સતત અતિતંગ વાતાવરણ વચ્ચે જીવી રહ્યું છે. આશા ને નિરાશા વચ્ચે ઝોલાં ખાઈ રહ્યું છે. વર્તમાન અને નજીકના ભાવિમાં જગતને વિશિષ્ટ મુશ્કેલીઓ ને ભયનો સામનો કરવાનો છે. આજની ઘણી ખરી મુશ્કેલીઓનાં બીજ ધ્યેયની સિદ્ધિ માટેનાં સાધનોની પવિત્રતા વીસરી જવામાં સમાયલાં છે."

દેશની આંતરિક પરિસ્થિતિનો ઉલ્લેખ કરતાં જવાહરે જણાવ્યું: "આપણે આપણા પોતાનાંજ બાવડાંના બળે-સ્વાવલંબનથી-દેશને શક્તિશાળી બનાવવાનો છે. અને મને ખાતરી છે કે આપણે તેમ કરી શકીશું. જ્યારે જ્યારે આપણને પડકાર ફેંકવામાં આવ્યો છે ત્યારે આપણે-આપણા દેશે-તે ગૌરવ અને હિંમતપૂર્વક ઝીલી લીધો છે. આપણા સ્વપ્નાનાં ભારત-અભિનવ ભારત-નાં સર્જન માટે આપણે પાયો નાંખ્યો છે. આપણી સમક્ષના ભયને પહોંચી વળવા અને કાર્યોને પાર પાડવા આપણે વધુ મજબૂત સંગઠન સાધવું જોઇશે. હોદ્દાઓ અને અંગત સ્વાર્થની ઇચ્છાની પકડમાંથી મુક્ત થઈને, આંતરિક ક્ષુલ્લક વિખવાદોને ભૂલી જઇને કાર્ય કરવાનું છે. અત્યાર સુધીમાં આપણે જેટલા સમયમાં જે પ્રગતિ કરી છે, તે બીજા કોઈ પણ દેશ સાથે સરખાવતાં, આપણે જરૂર ગૌરવ લઈ શકીએ."

પાકીસ્તાનને સૂચિત અમેરિકાની લશ્કરી સહાય્યનો ઉલ્લેખ કરી એથી એશિયાનો પ્રશ્ન ગંભીર બન્યો તે જણાવી, એનો ભારત સામે ઉપયોગ થવાની શકયતા એમણે સ્વીકારી હતી. અને એનો સામનો કરવા આંતરિક નબળાઇઓ દૂર કરવા કહ્યું હતું. બેકારી ને ગરીબી દૂર કરવા એમણે પંચવર્ષીય યોજનાને

આગળ ધપાવવા જણાવ્યું હતું. યુદ્ધમાં ન સંડોવાનો હિન્દનો મક્કમ નિરધાર જાહેર કર્યો હતો. ખાન અબ્દુલ ગફારખાનની મુક્તિ માટે એમણે આનંદ વ્યક્ત કર્યો હતો.

જવાહરનું ભાષણ પૂરું થયાં પછી, કોંગ્રેસ અધિવેશન થોડા સમય માટે મુલતવી રહ્યું, ત્યારે જવાહરે વાર્તાઓ કહીને ને રમુજ કરીને પ્રેક્ષકોને કામમાં મશગુલ રાખ્યા હતા. અને પોતાના ખુશમિજાજી સ્વભાવનો પ્રેક્ષકોને પરિચય કરાવ્યો હતો.

પાછું અધિવેશન શરૂ થતાં જવાહરે, સીમાપંચનાં ઠરાવ પર બંગાળ ને બિહારના પ્રતિનિધિઓ ઝઘડી પડતાં તેમણે દિમાક્ ગૂમાવીને એ પ્રતિનિધિઓની ઘણા આકરા શબ્દોમાં ઝાટકણી કાઢી હતી ને જણાવ્યુ કે જે લોકો સંસ્કૃતિ વિષે સમજતા ન હોય તેમણે એ વિષે ન બોલવું.

કલ્યાણી અધિવેશને કોંગ્રેસ કારોબારીના નવ સત્તાવાર ઠરાવો પસાર કર્યા હતા. અને જવાહરના સ્પષ્ટ માર્ગદર્શન અને વંદે માતરમનાં સૂરીલા ગીતના ગુંજનથી અધિવેશન સમાપ્ત થયું હતું. આ રીતે જવાહર કોંગ્રેસના આ સાતમા અધિવેશનના પ્રમુખ હતા. અને એમનું કોંગ્રેસમાં જે એકમેવ અદ્વિતીય સ્થાન હતું તેના પૂરાવારૂપ છે.

[૪૮]

## ચૂંટણીઓનો પ્રચારજંગ

કલ્યાણી અધિવેશનમાં વિજય પ્રાપ્ત કરી, કોંગ્રેસની નીતિ નક્કી કરી, પોતાનાં તમામ કાર્યો પાછળ કોંગ્રેસનું પીઠબળ છે તેની ખાતરી કરી, જવાહર આનંદ ને ઉત્સાહ ભર્યા પાછા દિલ્હીમાં આવી પહોંચે છે. દિલ્હી આવીને એઓ 'નેશનલ કેડેટ કોર્પ્સ' ને હિન્દના રક્ષણ માટે તૈયાર રહેવાનું કહે છે. ને ગરીબી, અજ્ઞાન ને રોગ નાબૂદ કરી દેશનું નવવિધાન કરવામાં ફાળો આપવા આગ્રહ કરે છે.

૩૦ મી જાન્યુઆરિએ, ગાંધીનિર્વાણદિનની છઠ્ઠી સંવત્સરીને દિને જાહેર સભામાં ભાષણ આપતાં જવાહરે જણાવ્યું: "આજે જો ગાંધીજી જીવતા હોત તો દુનિયાના કોઈ પણ લશ્કરી જૂથ પ્રત્યે નહિ ઢળવાની જ એમણે આપણને સલાહ આપી હોત. વળી, ગાંધીજીની શહાદતને દિને માત્ર દિલગીરી વ્યક્ત કરીને બેસી ન રહેતાં, એમના ઉપદેશો ને સિદ્ધાંતો સમજી તે પ્રમાણે આચરીએ એમાંજ એમને સાચી અંજલિ છે. રાજકીય સ્વાતંત્ર્ય જ પૂરતું નથી, આર્થિક સ્વાતંત્ર્ય મળે ત્યારે જ આપણને સાચું સ્વરાજ્ય મળ્યું એમ કહી શકાય."

દુનિયાભરમાં જવાહરની કામગીરીની પ્રશંસા થતી હતી. કેનેડાના વડાપ્રધાને એક અખબારી નિવેદનમાં જણાવ્યું કે એશિયાના અને દુનિયાના રાજકારણમાં આજે નેહરુ કેન્દ્રસ્થાન ભોગવે છે. અને આજે દુનિયાને સૌથી વધારે જરૂર એની સલાહની અને સહાયની છે. જવાહરને આ સાચી અંજલિ હતી. એક બાજુ જ્યારે અમેરિકા જવાહરનો પરોક્ષ રીતે વિરોધ કરતું હતું, ત્યારે, આ અમેરિકાનું પડોશીરાજ્ય જવાહરને અંજલિ આપતું હતું, એ હકીકત સૂચક છે, ને આપણા દેશ માટે ગૌરવપ્રદ છે.

જવાહરે પહેલી ફેબ્રુઆરિએ ગૃહસમિતિની આંતરરાષ્ટ્રીય બેઠકનું ઉદ્દ્ઘાટન કરતાં જણાવ્યું કે ગૃહોની બાંધણીમાં આમજનોની પણ સલાહ લેવાવી જોઈએ.

ગૃહો દેશની આબોહવાને દષ્ટિમાં રાખીને રચાવાં જોઈએ. અને દેશની વિશિષ્ટતા જેમાં પ્રતિબિમ્બિત થાય એ પ્રકારનાં ગૃહો હોવાં જોઇએ. એમાં એકસરખી રચનાથી વિશિષ્ટ સ્થાપત્યકલાની અવગણના થાય છે, એ ઇષ્ટ નથી.

જવાહર કુંભમેળાની મુલાકાતે પાછા જઈ આવ્યા ને કુંભનગરનું પુન: નિરીક્ષણ કર્યું. બાળકોની સુશ્રૂષા માટેની છાવણીની એમણે ખાસ મુલાકાત લીધી હતી. કુંભમેળામાં એક હિન્દની તવારીખમાં અત્યંત કરુણ એવી દુર્ઘટના બની ગઈ. નાગાબાવાઓના સરઘસને જોવા ગયેલા લોકોના ધસારાને લઈને પૂલ તૂટ્યો અને ભીડમાં ૩૫૦ માણુસો કચડાઇ મુઆં અને હજારો ઘાયલ થયાં. આ ખબર મળતાં, જવાહર તરતજ પાછા કુંભ મેળામાં ગયા, અને રાહત માટે લેવાનારાં પગલાંની તપાસ કરવા તથા મરણ પામેલાંઓ માટે હમદર્દી વ્યક્ત કરવા પહોંચી ગયા. જવાહરને આ બનાવથી પ્રબળ આઘાત પહોંચ્યો અને એઓ સુનમૂન બની ગયા. જવાહર તો પ્રજાશરીરનું હૃદય છે. પ્રજામાં આવી ભયંકર તથા વિરાટ આફત આવે ત્યારે જવાહરનું દિલ પણ એમની જોડે રડે એ સ્વાભાવિક છે. જવાહરે એ બાબતની પૂરી તપાસ કરવા સમિતિ નીમવાનું વચન આપ્યું.

કોંગ્રેસપ્રમુખ તરીકે, કેરળની ચૂંટણીમાં કોંગ્રેસ માટે પ્રચાર કરવા, જવાહર અલાહાબાદથી, હિન્દના નૈઋત્ય ખૂણે પહોંચી ગયા. જવાહરના પ્રવાસો આમ વિજળીની ઝડપે હોય છે. ૧૨ વાગે અલાહાબાદમાં હોય તો સાંજે સાત વાગે ત્રાવણકોરમાં સભા ગજવતા હોય. જવાહરનો આ ચૂંટણીપ્રવાસ ૭ દિવસનો હતો. ૭ દિવસના વિદ્યુતવેગી પ્રચારપ્રવાસમાં કોંગ્રેસને ચૂંટણીમાં વિજયી બનાવવાની હતી. જવાહરનો આ પ્રવાસ હોડીમાં તથા મોટરમાં યોજાયો હતો. જવાહરે એમના પ્રવચનનો આરંભ ત્રાવણકોર પહોંચતાં જ શરૂ કર્યો.

એમના પ્રથમ પ્રવચનમાં જવાહરે કહ્યું કે :

"બીજી પંચવર્ષીય યોજનામાં એના પાયા તરીકે ગામડાંને રાખવામાં આવશે. આમ કરવાથી જનતા તરફથી યોગ્ય સહકાર મળી રહેશે, એટલુંજ નહિ પણ એનાં જે ફળો આવશે તેમાં સૌને સમાન હિસ્સો મળી રહેશે. ભારત સરકાર ધીમે ધીમે અતિશય ધનિક અને અતિશય ગરીબ વચ્ચેની અસમાનતા દૂર કરવા માગે છે. જો કે બિલકુલ સમાનતા સ્થાપી શકાવાની નથી અને સ્થાપવી ઇષ્ટ પણ નથી. પણ દરેકને સરખી તક મળવીજ જોઈએ. સરકાર દેશની ગરીબીનો પ્રશ્ન બને તેટલી ત્વરાથી ઉકેલવા માટે આતુર છે."

જવાહર ત્યાંથી ત્રિચુર ગયા. અને ત્યાં એક લાખની માનવ મેદની સમક્ષ પ્રવચન કરતાં એમણે જણાવ્યું કે :

"કોંગ્રેસનું ઐતિહાસિક નિર્માણ રાષ્ટ્રને સ્વાધીનતા મેળવી આપવા માટે થયું હતું. સ્વાધીનતા હવે મળી ગઈ છે. એટલે હવે એજ સંસ્થાનું ઐતિહાસિક કર્તવ્ય દેશને માટે કામ કરવાનું, દેશને સંગઠિત કરવાનું અને દેશને એક કલ્યાણ ભાવનાના સૂત્રથી સાંકળીને આર્થિક પ્રગતિ માટે એને ગતિમાન કરવાનું છે. દેશની ગરીબી કાંઈ સૂત્રો પોકારવાથી ટળવાની નથી. એ તો સતત પરિશ્રમથી ટળશે."

જવાહરે એ સભામાં સ્પષ્ટતઃ જણાવ્યું કે : "હું તમને એમ કહેતો નથી કે કોંગ્રેસને જ મત આપજો, પણ દેશની સમગ્ર પરિસ્થિતિને લક્ષમાં લઈ જેને આપવા યોગ્ય લાગે તે ઉમેદવારને મત આપી ચૂંટજો."

ચિતૂરની એક સભામાં જવાહરે કહ્યું કે :

"આવડા મોટા દેશને સ્પર્શતી વિરાટ સમસ્યાઓ, વિરાટ વસ્તુઓ અને દેશનાં લાખો લોકો જેમાં રોકાયલા હોય, એવી જંગી સાહસ પ્રવૃત્તિઓ ચાલતી હોય, ત્યાં સામાન્ય ચૂંટણી તો મારે મન નજીવી બાબત છે. ચૂંટણીઓ તો આવે છે ને જાય છે પણ ભારતનું કાર્ય ચાલુ રહેવાનું છે. આ ચૂંટણીમાં એવા લોકો છે કે જેમાં અંદર અંદર સંપ નથી ને જેમણે ધિક્કાર ને દ્વેષની નીતિ અપનાવી છે. પણ એ બધા કોંગ્રેસનો વિરોધ કરતી વખતે એક થઇ જાય છે. અને એ વિરોધ માટે એમણે પોતાના સિદ્ધાંતોને પણ પડતા મૂક્યા છે, એટલે એના સંગઠનનું આયુષ્ય ટૂંકું જ હોવાનું. પ્રજા પણ આ સારી રીતે સમજે છે. એનો મને વિશ્વાસ છે. એથી મારે કહેવાની જરૂર નથી કે મત કોને આપવો."

એર્નાકુલમમાં બીજી એક વિરાટસભામાં ભાષણ આપતાં જવાહરે જણાવ્યું: "એશિયા સમસ્તમાં જે વિરાટ પરિવર્તનો થયાં છે, જે જબરજસ્ત ક્રાન્તિઓ થઇ છે અને પરિણામે એશિયાનો જે સમુદ્ભવ થયો છે, તેનું યુરોપ અને અમેરિકાના દેશોને પૂરેપૂરું ભાન થયું લાગતું નથી. એશિયામાં થયેલાં પરિવર્તનો વિશ્વની તવારીખમાં અત્યંત મહાન ઘટના તરીકે અંકિત થવાનાં છે. એશિયા આજે પૂર્ણપણે જાગૃત બની ગયો છે અને મહદ અંશે મુક્ત બન્યો છે. આમ છતાં, યુરોપ અમેરિકા એટલું સમજતાં નથી કે ઓગણીસમી સદી વીતી ગઈ છે અને સંસ્થાનવાદનો યુગ આથમી ગયો છે. અને હજી પરિષદો ભરીને જાણે એશિયાનું ભાવિ પોતાનેજ નક્કી કરવાનું હોય એવો દેખાવ કરે છે. આમ છતાં એશિયા નેતાગીરીનો મોહ રાખતું નથી. આ બધા સંદર્ભનો વિચાર કરીને મત આપજો. માત્ર વિરોધ માટે સંગઠિત થયેલા સંયુક્ત મોરચાથી કોઇનું ભલું થવાનું નથી.

કારણ કે, એની પાછળ કોઈ સિદ્ધાંત નથી. એટલે એ તો એવું વિચિત્ર પ્રાણી છે કે જેને શું નામ આપવું તેજ મને સમજાતું નથી."

જવાહરે આમ ત્રિવેન્દ્રમ, કોટ્ટયમ, ક્વીલોન વગેરે અનેક સ્થળોએ ભાષણો આપ્યાં. એઓ ત્રાવણકોર કોચીનના પ્રકૃતિમનોહર સ્થળોએ ખુલ્લી મોટરમાં પ્રવાસ કરતા અને કુદરતમાંથી પ્રેરણા મેળવી, દશદશ માઇલને અંતરે ભાષણો કરતા. અને ભારતની એકતાને લક્ષમાં લેવાનું કહેતા. દેશના પ્રશ્નોને હલ કરવાને માત્ર કોંગ્રેસ જ તાકાતવાન છે એ પ્રશ્ન પર ભાર મૂકતા. વિરોધીઓમાં ક્યાં નિર્બળતા છે તે જણાવી તેનું પૃથક્કરણ કરતા, છતાં, વિરોધીઓ વિશે ઉદારદિલથી ઉલ્લેખ કરતા. ક્યારેક એમની તારીફ પણ કરતા. સૂત્રોથી અને શબ્દપ્રયોગથી મોહ ન પામતાં વિચાર કરીને કોંગ્રેસને મત આપવા કહેતા. સામ્યવાદીઓના લાલ વાવટાની ટીકા કરતાં જવાહર એને વિદેશી આયાત ગણાવતા. એઓ કહેતા કે સામ્યવાદી અને સામ્યવાદીવિરોધી બન્ને ધાર્મિક ઝનૂનથી આજે દુનિયામાં વર્તે છે. જવાહરે હિન્દની પોતે શોધ કરી જે નવીન દર્શન કર્યું તેનો ઉલ્લેખ કર્યો હતો, એટલું જ નહિ, પણ હિન્દમાં વિવિધતા છતાં એકતા પ્રવર્તે છે તેની ઉપર ભાર મૂક્યો હતો. આપણે બધા હિન્દના ભાગ્યવિધાતાઓ છીએ અને એ ભાગ્ય કેવું છે તેનો નિર્ણય તમારા મતથી થશે. જો હિંસા તમે ચાહતા હો, દ્વેષ ને વેરભાવ ચાહતા હો, તો એનો પ્રચાર કરનારાને મત આપશો તો એથી દેશને તો નુકસાનજ છે. એમાં દેશનું કલ્યાણ નથી. જો પ્રેમ, અહિંસા ને ભ્રાતૃભાવ જોઈતો હોય, હિન્દનું વર્ચસ્વ ને સ્વતંત્ર વ્યક્તિત્વ જાળવી રાખવું હોય તો કોંગ્રેસને મત આપજો.

જવાહરે આ રીતે, એક હજાર માઈલનો વિજળીક પ્રવાસ હોડીમાં ને મોટરમાં કર્યો. અને એમાં કોંગ્રેસને શા માટે મત આપવો જોઇએ તે જણાવી વિરોધપક્ષના માનસનું પૃથક્કરણ કર્યું. જવાહર જ્યાં ગયા, ત્યાં એમનું સ્વાગત થયું, અને લોકોએ દ્રવ્યથી, ફૂલોથી, ભેટોથી એમને વધાવ્યા. વળી, આખું હિન્દ અને પશ્ચિમના દેશો કેરલ પર મીટ માંડી રહ્યા છે એ હકીકત જણાવી. એટલે હિન્દના ભાવિનો આધાર ચૂંટણી પર છે એમ ભારપૂર્વક કહ્યું. પ્રવાસને અંતે જવાહરને પ્રતીતિ થઈ, કે ચૂંટણીમાં કોંગ્રેસનો વિજય એ નિશ્ચિત છે. જવાહરે એ પણ જણાવ્યું કે સામ્યવાદી અથવા સંયુક્ત મોરચાના પક્ષને મત આપવાથી પશ્ચિમી દેશોને એશિયામાં પગપેસારો કરવા દીધા જેવું થશે.

જવાહરે છ દિવસમાં હજાર માઈલનો પ્રવાસ કર્યો. છેલ્લા દિવસે એમણે સમગ્ર દરિયાકાંઠાનો પ્રવાસ ખેડ્યો. એમણે સઘળા મતદાર વિભાગોની મુલાકાત

લીધી હતી. જતાં જતાં એમણે કહ્યું કે : "ભારતના આ સૃષ્ટિસૌંદર્યથી ભરપૂર એવા પ્રદેશની મુલાકાતનાં સંભારણાં હું મારી પોતાની સાથે લઈ જાઉં છું." જવાહરે વિરોધપક્ષના આક્ષેપોનો એકેએક મુદ્દાનો વિસ્તારથી જવાબ આપી કોંગ્રેસની સ્થિતિ બળવાન બનાવી.

જવાહર ત્રાવણકોર કોચીનથી પેપ્સુમાં બે દિવસના કોંગ્રેસ ચૂંટણીના પ્રચારાર્થે ઉપડ્યા. અંબાલા ખાતે જ્યારે એઓ વિમાનઘર પર ઉતર્યા ત્યારે રાજપ્રમુખ તરફથી ને કોંગ્રેસ સમિતિ તરફથી એમનું સ્વાગત થયું. જવાહરે આવતાં વેંતજ જરાપણ આરામ કરવાને બદલે પોતાનો પ્રવાસ શરૂ કર્યો. એઓ બે દિવસ દરમ્યાન ૧૨૫ માઈલનો પ્રવાસ કરવાના હતા. અને રાજપુરા, સરહિન્દ, દોરાહા, ફગવારા ને કપુરથલામાં જંગી સભાઓમાં પ્રવચનો કરવાના હતા.

પેપ્સુની ધારાસભાની બધી ૬૦ બેઠકો માટે કોંગ્રેસે ઉમેદવારો ઊભા કર્યા હતા. જ્યારે એની સામે એક અકાલી પક્ષે ૩૩ ઉમેદવારો ઊભા કર્યા હતા, બીજા અકાલીપક્ષે ૨૨, સામ્યવાદીઓએ ૧૧, જનસંઘના ૧૧ અને બીજા ૧૨૩ ઉમેદવારો હતા. આમ આ જંગ બહુ કરોકટીભર્યો હતો. જવાહરે પતીઆળાથી ચૂંટણી પ્રવચનનો આરંભ કરતાં કહ્યું :

"જે પક્ષની સરકાર સ્થિર રહે તેને તમારો મત આપજો. તો જ તમારા રાજ્યની આબાદી વધશે. કેટલાક લોકો ધર્મને નામે શીખોને ખોટા ઉશ્કેરે છે તેનાથી તમે સાવધ રહેજો. અમે હારીએ કે જીતીએ એ બહુ મહત્વનો પ્રશ્ન નથી, પણ ધર્મ ને રાજકારણનો જે ખોટો મેળ જમાવવા પ્રયત્ન થાય છે ને રાજકીય બાબતમાં ધર્મને ઘુસાડી ધાર્મિક લાગણી ઉશ્કેરી મત મેળવવા પ્રયત્ન થાય છે એ શરમજનક છે. શીખોનું નેતૃત્વ ખોટું છે એ હું ખેદપૂર્વક જણાવું છું. અહીંના શીખોને હું વિનંતી કરું છું કે હિન્દના ભાગલા વખતે તમે જે બહાદુરી દાખવી છે એજ ભવ્ય પ્રણાલિ જાળવી રાખજો...કોંગ્રેસ એજ એવી મજબૂત સંસ્થા છે, કે જેમાં સ્થિરતા છે અને જે ચૂંટણી કરતાં સિદ્ધાંતોને વધુ વહાલા ગણે છે."

પછી કોંગ્રેસે તૈયાર કરેલી પંચવર્ષીય યોજના અને તેથી દેશને થનારા ફાયદા ગણાવ્યા હતા. અને કોંગ્રેસ સત્તાપર આવવાથી પેપ્સુને થનારા ફાયદા વિષે ઉલ્લેખ કર્યો હતો. બીજા પક્ષોએ ઊભા કરેલા ઓછા ઉમેદવારો તરફ લક્ષ દોરીને કોંગ્રેસ જ સરકાર સ્થાપી શકે એવી સ્થિતિમાં છે એ વાત પર ભાર મૂકયો હતો.

પંજાબી ભાષાઓનું રાજ્ય અકાલીઓ ઇચ્છતા હતા. તે વિષે જવાહરે જણાવ્યું કે એમને એનો વિરોધ નથી. એને માટે અકાલીઓ સીમાપંચ સમક્ષ પોતાની દલીલો રજૂ કરી શકે. પણ એને ચૂંટણીજંગનો મુદ્દો બનાવવો એમાં

સ્થાપિત હિતોનો નિતાન્ત સ્વાર્થ રહેલો છે. સામ્યવાદીઓએ જે હિંસાનો માર્ગ અખત્યાર કરી, તથા ખોટો પ્રચાર કરી પેપ્સુના હિતને હાનિ કરી હતી તેનો જવાહરે ચિતાર આપ્યો હતો.

પેપ્સુમાં ચૂંટણીજંગ પૂરો કરીને અને વિજયની આશા લઈને જવાહર પાછા દિલ્હી આવી પહોંચ્યા. દિલ્હી આવતાં સંસ્કૃતપરિષદમાં એમણે ભાષણ આપતાં જણાવ્યું કે સંસ્કૃતનો અભ્યાસ જબરજસ્તીથી લાદવો એ દેશને માટે હિતાવહ નથી. સામુદાયિક રીતે સંસ્કૃતશિક્ષણ પર ભાર મૂકવા કરતાં, સસ્કૃતના તલસ્પર્શી અભ્યાસ તરફ વિશેષ લક્ષ આપવું જોઈએ.

પછી તો લોકસભાની બેઠક મળી. એમાં, રાષ્ટ્રપતિના પ્રવચન પર ચર્ચા થઈ. અને તેમાં વિરોધપક્ષના નેતા શ્રી. હીરેન મુકરજી ને જવાહર વચ્ચે એક સભામોકૂફીની દરખાસ્ત વિષે ગરમાગરમી થઈ ગઈ. એ વિષે હીરેન મુકરજીએ સરકારી વલણ વિષે ચર્ચાનો સમય માગ્યો, ત્યારે જવાહરે કહ્યું કે વિરોધીવલણ વિષે પણ ચર્ચા કરવી જોઈએ. કારણ કે, એમનું વલણ અત્યંત ખરાબ અને શરમજનક હતું. એનો વિરોધ કરતાં હીરેન મુકરજીએ જવાબ આપ્યો કે, અમારે વર્તન વિષે જવાહર પાસેથી ભાષણો સાંભળવાં નથી. જવાહર જાણે એકપક્ષના નહિ પણ આખા ગૃહના વડા હોય એવી તુમાખીથી વાતો કરે છે.

આખરે માવલનકર વચ્ચે પડ્યા, અને એમણે વિરોધીઓની દરખાસ્ત મંજૂર રાખી અને વધુ ગરમાગરમી અટકી પડી.

કાશ્મીરની બંધારણસભાએ હિન્દ જોડેના જોડાણને કાયમને માટે મંજૂર કર્યું હતું તેનો ઉલ્લેખ કરતાં જવાહરે કહ્યું કે કાશ્મીર બંધારણસભાનો ઠરાવ, તદ્દન યોગ્ય છે. અને પાકીસ્તાનના વડા પ્રધાને એ ઠરાવનો અસ્વીકાર કરવાની અને વિનંતી કરી છે તે અનુચિત છે અને ગેરવાજબી છે.

જવાહર અને વિરોધીઓ વચ્ચે આ વખતની લોકસભાની બેઠકમાં સારી ઝપાઝપી થઈ. તે એટલે સુધી કે આચાર્ય કૃપાલાણીના જવાહર વહેમી છે એવા આક્ષેપના ઉત્તરનો જવાહરે જવાબ વાળ્યો હતો, કે : "હું તો ગ્રહોની અસરમાં માનતો નથી. એ તો આચાર્યનો ભ્રમ છે. અને મેં ગંગામાં સ્નાન કર્યું, તે પાપ ધોવા નહિ, પણ અલાહાબાદમાં હું ઉછર્યો હતો, અને તેથી પુણ્યોદક અને પતિતપાવની ભાગીરથી પ્રત્યે મને પ્રેમ અને શ્રદ્ધા હતાં એથી સ્નાન કર્યું હતું. આ હકીકત છે, એ સિવાય બીજું કાંઈ નથી."

[ ૪૯ ]

# નીડર નીતિ

પાકીસ્તાનને મળનારી લશ્કરી સહાયનો પ્રશ્ન દિનપ્રતિદિન વધારે ગૂંચવણ ભર્યો અને અટપટો બનતો જતો હતો. હિન્દને માથે લટકતી તલવાર હતી. જવાહરને માટે એ અત્યંત પ્રબળ માથાદુઃખણું હતું. જવાહરે પોતાના વિચારો તો અવારનવાર દર્શાવ્યા હતા. પણ લોકસભાની બેઠકમાં એમણે એ પ્રશ્ન વિસ્તારથી ચર્ચ્યો. એ વખતે જવાહરે જણાવ્યું કે :

" પાકીસ્તાનને લશ્કરી સહાય આપવાનું અમેરિકાનું પગલું એ ભારત અને પાકીસ્તાનની સમસ્યાઓમાં ડખલગીરીરૂપ છે. અને અગાઉ કરવામાં આવેલી ડખલગીરીનાં પરિણામની અપેક્ષાએ આ દરમ્યાનગીરીનાં પરિણામ અત્યંત દૂરગામી આવવાનો સંભવ છે. ભારત અને એશિયાના દેશો બહારના કોઈપણ રાષ્ટ્રનું કોઈપણ હેતુસર વર્ચસ્વ સહી લેવાને તૈયાર નથી. ને ગંભીર પરિસ્થિતિ ઉદ્ભવી છે તે અવસરે આ સભા ને સમગ્ર રાષ્ટ્ર મને ખાતરી છે કે સંપૂર્ણપણે સંગઠિત બનીને ખડાં રહેશે. ભારત કોઈપણ હેતુસર કોઈપણ જાતનાં દબાણ હેઠળ પોતાની સ્વતંત્રતા અન્ય રાષ્ટ્રને સ્વાધીન કરી દેવાનો કે તેની સાથે તેનો સોદો કરવાનો કોઇપણ જાતનો આશય ધરાવતું નથી. અમેરિકાના પ્રમુખે મને પત્ર લખીને જણાવ્યું છે કે પાકીસ્તાનને આપનારી સહાય ભારત વિરૂદ્ધ વાપરવામાં નહિ આવે તેની ખાતરી આપું છું. એના ઉત્તરમાં મેં એમનો આભાર માન્યો ને જણાવ્યું કે મારી સરકારે પુખ્ત વિચાર પછી પાકીસ્તાનને મળનારી અમેરિકાની સહાય પર પોતાનો મત બાંધ્યો છે. અમે અમારી શાંતિ ને સ્વાધીનતા જાળવી રાખવા ઇચ્છીએ છીએ."

જવાહરનાં આ વકતવ્યનો સ્પષ્ટ અર્થ એ છે કે એમના ઉપર આઇઝનહોવરના પત્રમાં જે ખાતરીઓ આપવામાં આવી હતી તેની કંઈજ અસર જણાતી નથી. કારણ કે, જવાહરને ગળે સુધી ખાતરી હતી, કે પાકીસ્તાન

એ લશ્કરી સહાયનો અવળચંડો ઉપયોગ કરીને ભારતને તંગ કરવાનુ જ. જવાહરે વધુમા એ પણ જણાવ્યુ કે:

"એમ કહેવાય છે કે પાકીસ્તાનને મજબૂત બનાવવા માટે જ લશ્કરી સહાય આપવામાં આવે છે, અને એથી પાકીસ્તાન પર આક્રમણ થાય તો એ એનો સામનો કરી શકે. પણ, આક્રમણનો ભય પાકીસ્તાનને કોઈ પણ ક્યાંયથી દેખાતો નથી. આ વાતોથી ભારતમાં અને પાકીસ્તાનમાં ઉથલપાથલ થઈ રહી છે અને અસલામતીની લાગણી પ્રવર્તે છે, એટલુંજ નહિ, પણ એશિયાના અન્ય દેશોમાં પણ અસ્થિરતાની લાગણી પ્રવર્તે છે. વળી, ભારત છેલ્લાં ત્રણ વર્ષોથી પાકીસ્તાનને યુદ્ધ બંધી અથવા અનાક્રમણ કરાર કરવા જણાવે છે પણ, પાકીસ્તાન એક યા બીજે બહાને એનો અસ્વીકાર કરે છે. એ શું દર્શાવે છે? જો એવા કરારો થયા હોત, તો બન્ને દેશો વચ્ચે અને એશિયાના અન્ય દેશોમાં પણ તંગદિલી ઓછી હોત. વળી, પાકીસ્તાને 'અનાક્રમણ કરાર' અથવા 'યુદ્ધબંધી'ની ભારતની દરખાસ્તનો જે વારવાર અસ્વીકાર કર્યો છે, તેનો, આપણે પાકીસ્તાનને જે અમેરિકા તરફથી લશ્કરી મદદ મળનાર છે તેના સંદર્ભમાં વિચાર કરવાનો છે."

અમેરિકાના પ્રમુખે ખાતરી આપી કે પાકીસ્તાનને મળનારી લશ્કરી સહાયને પરિણામે જો પાકીસ્તાન હિન્દ ઉપર આક્રમણ કરશે તો, અમેરિકા એ આક્રમણને અટકાવવાનુ માથે લેશે. જવાહરે એ વિષે કહ્યુ કે· "આઈઝન હોવરના શુભ આશય વિષે મને શંકા નથી પણ ભૂતકાળનો અનુભવ એવો છે, કે આક્રમણો અટકાવવા કશુ થતુ નથી સાડા છ વર્ષ પૂર્વે, પાકીસ્તાને કાશ્મીર પર આક્રમણ કર્યું. એનાં ખતરનાક પરિણામો આવ્યાં છતાં અમેરિકાએ એ વખોડી નથી કાઢયુ અને આપણને શાંતિને ખાતર એ મુદ્દા પર ભાર ન મૂકવાનુ જણાવવામા આવે છે. એટલે પાકીસ્તાન આક્રમણ કરે તો પણ એ ગુપ્ત રાખે, અને પછી પણ એ આક્રમણ હતુ કે નહિ તે સબંધમાં વર્ષો સુધી દલીલો ચાલ્યા કરે, આથી લશ્કરી મદદથી આક્રમણની સ્થિતિ સર્જાશેજ". વળી, અમેરિકાએ હિન્દને કહ્યુ કે: "હિન્દ તરફથી જો લશ્કરી મદદની માગણી કરવામા આવશે તો અમેરિકા એ તરફ પૂર્ણ સમભાવપૂર્વક વિચાર કરશે" જવાહરે આનો ઉત્તર વાળતાં લોકસભામાં જણાવ્યુ: "આવા વચનો વાપરીને, અમેરિકાએ આપણને તેમજ પોતાની જાતને પણ અન્યાય કર્યો છે. પાકીસ્તાનને મળતી લશ્કરી મદદનો આપણે વિરોધ કરીએ છીએ. અને બીજી તરફથી આપણે એવી લશ્કરી મદદ સ્વીકારીએ તો આપણે દંભી અને સિદ્ધાંત વગરના જ ગણાઈએને?"

આ રીતે જવાહરે કડક શબ્દોમાં અમેરિકાને અને પાકીસ્તાનને હિન્દની મક્કમ વલણની સ્પષ્ટતા કરી. જવાહરનું આ નિવેદન કોઈપણ પક્ષના નેતાનું નહિ, પણ એક રાષ્ટ્રના અગ્રણી નેતાનું હતું. જવાહરે પરોક્ષ રીતે અમેરિકાને સાફ સાફ જણાવ્યું કે ભારત અમુક સિદ્ધાંતોને વરેલું છે. ને એ સિદ્ધાંતોમાંથી ગમે તેટલાં પ્રલોભનો છતાં જરાય ચળશે નહિ. વળી, જવાહરે એ પણ જણાવ્યું કે ભારત આજે કે ભવિષ્યમાં કોઇનું આધિપત્ય સ્વીકારશે નહિ અને ભારતની ચીન જોડેની મૈત્રી જો અમેરિકાને ખૂંચતી હોય, તો એ મૈત્રી તો કાયમ રહેવાની છે. કાશ્મીરની બાબતમાં પણ જવાહરે સ્પષ્ટ રીતે જણાવ્યું કે, કાશ્મીરમાં રાષ્ટ્ર સંસ્થાના જે અમેરિકનો છે, તે હવે તટસ્થ ગણી શકાય નહિ. એમને ત્યાંથી ખસેડવા જોઈએ. આથી અમેરિકા છંછેડાય તેની જવાહરને પરવા નહોતી. કારણ, જવાહર જાણે છે કે સત્યનો પંથ તો ખાંડાની ધાર જેવો છે.

જવાહરના આ નિવેદન પછી એક નિવેદન પાકીસ્તાનના વડાપ્રધાને ઢાકાથી કર્યું અને જણાવ્યું કે પાકીસ્તાનને અપાનારી લશ્કરી સહાયને જવાહરલાલ કાશ્મીરના પ્રશ્નના ઉકેલમાં અવરોધક લેખે છે, તે ખરેખર ખેદજનક છે. આવાં મંતવ્યોથી વિરોધીઓ જ રાજી થશે. એમણે એ પણ જણાવ્યું કે જવાહર જાણે એશિયાના દેશો વતી બોલતા હોય એવો દાવો કરે છે, પણ મને સમજાતું નથી કે એશિયાના કયા દેશો વતી કઈ સત્તાથી તેઓ આમ બોલે છે! જવાહરે એમ કહ્યું હતું કે પાકીસ્તાન પર કોઈપણ પરદેશી આક્રમણનો ભય નથી, તેના ઉત્તરમાં મહમદલીએ જણાવ્યું કે, એનો નિર્ણય કરવાનું પાકીસ્તાન પર છોડી દેવું જોઇએ. વળી, પાકીસ્તાનની સ્વતંત્રતામાં અમેરિકાની સહાય અવરોધક થશે એ વિષે પણ મહમદઅલીએ જણાવ્યું કે એ પાકીસ્તાન પર છોડી દેવું જોઇએ.

જવાહરે વેપારી મહામંડળના વાર્ષિક અધિવેશન સમક્ષ, વ્યાખ્યાન આપતાં ભારત સરકારની આર્થિક નીતિનું એક ચિત્ર રજૂ કર્યું, અને એમાં એમણે જણાવ્યું કે :

"ભારતનો ભાવિ આર્થિક વિકાસ મુખ્યત્વે તેની પોતાની શકિત ઉપર અવલંબિત હોવો જોઇએ. એનો અર્થ એવો નથી કે ભારત દુનિયાથી એકલું પડી જવા માગે છે. એ શકય પણ નથી. બીજાને સહાય આપવી અને બીજાની સહાય લેવી એમાં મૈત્રીભાવના રહી હોવા છતાં, અત્યારના વિષમ આંતરરાષ્ટ્રીય સંબંધો જોતાં, આપણે પોતાના બળ પર જ ઝઝૂમવું જોઇએ. એમાંજ સલામતી છે અને વિકાસની ખાતરી છે. ભારતને મુખ્યત્વે

અમેરિકા તરફથી અને ખાસ કરીને 'કોલંબો યોજના' હેઠળ જે સહાય મળી, તેને માટે ભારત અન્ય દેશોનું ઋણી હોવા છતાં, હિન્દની સ્વતંત્ર, સક્રિય અને તટસ્થ વિદેશનીતિને કારણે એવી સહાય મુશ્કેલ બને તો આપણે તે વિના ચલાવી લેવું જોઈએ.

"મિશ્ર અર્થતંત્રમાં, ખાનગી સાહસને માન ભર્યું ને સલામત સ્થાન હોવુંજ જોઈએ, પરન્તુ, ખાનગી સાહસે દેશના વિકાસને અનુરૂપજ પોતાનો વિકાસ સાધવો પડે છે. અનિયંત્રિત અર્થકારણનો આ યુગ નથી. ને આપણા જેવા, ઓછાં સાધનોવાળા દેશને એ પોષાય પણ નહિ. દેશની વિકાસયોજનાઓની મર્યાદામાં જ ખાનગી સાહસો વિકાસ સાધી શકે, અને વાજબી વળતરનો પ્રશ્ન વિચારતી વખતે, ઉદ્યોગ સાથે સંબંધ ધરાવતા બધા પ્રશ્નોના વાજબી વળતરનો મુદ્દો લક્ષમાં રાખીને જ એ થઈ શકે. ઉદ્યોગપતિ પોતાની મૂડી કે બુદ્ધિ સમાજને માટે તો રોકે ત્યારે ખરા, પણ કેવળ પોતાનો જ નફો લક્ષમાં રાખીને તે મિશ્ર અર્થતંત્રમાં વર્તી શકે નહિ."

જવાહરે ઉદ્યોગપતિઓને અદ્યતન શોધોનો ઉપયોગ કરવા પણ જણાવ્યું. એમણે કહ્યું કે: "ભારત.સરકાર છેલ્લામાં છેલ્લી શોધનો ઉપયોગ ઇચ્છે છે ને ઝડપથી આગળ વધવા ચાહે છે. પરન્તુ, સાથોસાથ આ પ્રશ્નની માનવબાજુ પણ વિચારવી જોઈએ. પ્રગતિ સમગ્ર દેશે કરવાની છે. છત્રીશ કરોડ માણસોનાં વર્તમાન ને ભાવિ જીવનને લક્ષમાં રાખીને ચાલવું જોઈએ. અદ્યતન શોધો અપનાવવાની સાથે બેકારી ન વધે એ તરફ પણ લક્ષ આપવાનું છે."

ઉદ્યોગપતિઓને સાચા છતાં જોરદાર શબ્દોમાં સાફ સાફ વાતો સંભળાવી, ઉદ્યોગ વિષેની સરકારની નીતિ અસ્પષ્ટ છે એવી જે ફરિયાદ આવતી હતી, તેથી એના જવાબરૂપે આ ભાષણમાં, જવાહરે ઉદ્યોગનીતિ વિષે સુસ્પષ્ટતા કરી. અને એમના મનમાં શું છે તે જરાય સંકોચ વિના એમણે ઉદ્યોગપતિઓને જણાવ્યું.

રાજસ્થાન ને મધ્યભારત સરકારના સંયુક્ત પ્રયત્નથી, શરૂ કરાયલી પચાસ કરોડની ચંબલ યોજનાનું મુહૂર્ત કરવા, જવાહર મંદસુર ગયા, ને ત્યાં જઈ ચંબલ નદીની બંધયોજનાનું શિલારોપણ કર્યું. જવાહરે હજારો માણસોનાં "જય ચંબલ" એ ગગનભેદી નાદો વચ્ચે, આ શુભ કાર્ય કર્યું. ચંબલખીણ વિકાસ યોજના હેઠળ બંધાનારા ત્રણ બંધોમાંનો 'ગાંધી સાગર બંધ' સૌથી પ્રથમ છે. એ વખતે એમણે, લોકોને ઉત્પાદન વધારી, દેશનાં કુદરતી સાધનોનો વધુ ને વધુ લાભ ઊઠાવી દેશને આબાદ કરવાનો જનતાને સખત અનુરોધ કર્યો

હતો. એમણે કહ્યું કે હિન્દનો આદર્શ તો કલ્યાણ રાજનો છે. એથી દરેક નાગરિકે આ ધ્યેયને પહોંચી વળવા પોતાનો ફાળો આપવો જોઈએ.

જવાહરે એ સમયની સભામાં જોયું કે પ્રજાજનોનો ધસારો ન થાય તેટલા માટે પ્રજાજનોની બેઠકની આસપાસ તારની વાડો કરી દેવામાં આવી હતી. જવાહર આ જોતાંજ છેડાઈ પડ્યા અને એમણે ત્યાંના વડા પ્રધાનને બધાની વચ્ચેજ આવેશમાં પૂછ્યું: "તમે માનવને આમ હેવાનની જેમ શા માટે ગોંધી રાખ્યા છે. આ માણસાઈ નથી." એમ કહી જવાહરે જાતે એ વાડ તોડી અને પ્રજાના ગગન ભેદી હર્ષનાદ વચ્ચે પ્રજાની વચ્ચે જઈને ઊભા રહ્યા. આમ જ્યાં જાય ત્યાં જવાહરની લાક્ષણિકતા પ્રગટ થયાં વિના રહેતી નથી.

જવાહર ચંબલખીણ યોજનાના ગાંધી સાગરનું ઉદઘાટન કરી ફરી દિલ્હી આવ્યા. રાજ્યોનું તંત્ર વ્યવસ્થિત નહોતું. સરકારી ખાતાંઓ હજી જૂની રીતરસમોને અનુસરતાં હતાં. સરકારી અમલદારોમાં જે વર્ગભેદ હતો, જે ઊંચનીચનો ભાવ હતો, એ દૂર કરવા સત્વર પગલાં લેવા જવાહરે રાજ્યોને જણાવ્યું. જવાહરે જણાવ્યું કે નાના અને મોટા અમલદારો વચ્ચે સહકાર ને સમજૂતી ન હોય, તો તંત્ર સારી રીતે ચાલે જ નહિ. એ માટે સરકારી નોકરોની ભરતી વખતે માત્ર પદવીઓ જોવા કરતાં, એની ચાલાકી, કામની હોશિયારી, વગેરે દૃષ્ટિ રાખવી જોઇએ એમ એમણે સૂચવ્યું. હિન્દની લોકશાહી રસમને હવે જૂના અમલદારોએ અનુસરવું જોઇએ, અને પ્રજાના માલિક નહિ પણ પ્રજાના સેવકની જેમ વર્તવું જોઇએ. આ પરથી જવાહરનું ચિત્ત એકી સાથે કેટલી દિશામાં કામ કરતું હોય છે; અને રાત ને દિવસ એ રાજ્ય કેમ જનતાની સાચા અર્થમાં સેવા કરી શકે, એ તરફ જ દૃષ્ટિ રાખતા હોય છે, તેની પ્રતીતિ થાય છે.

પરદેશમાં કોરિયાના યુદ્ધમાં હિન્દી સંરક્ષક સૈન્યે, યુદ્ધ કેદીઓ પ્રત્યેના વર્તનમાં જે ધીરજ, કાબેલિયત અને મક્કમતા દાખવ્યાં હતાં, એ માટે એમને જવાહરે મુબારકબાદી આપી. એ સૈન્યના અધિકારીઓ જેના સંપર્કમાં આવ્યા તેની પ્રત્યે એમણે માનની ભાવના જન્માવી, અને હિન્દ વિષે એમણે અન્ય દેશોને માનની દૃષ્ટિએ જોતા કર્યા. કેદીઓનો મામલો બહુ વિકટ હતો. કેદીઓ જાતજાતની ધમકીઓ, આપતા હતા. એમના ચિત્ત ઉપર જે અસર અમેરિકા રશીયા તરફથી કરવામાં આવતી હતી, તેનાથી તો એઓ જાણે માનસિક રોગથી પીડાતા હતા. વળી, જુદાં જુદાં રાજ્યો, જે ત્યાં હતાં, તેઓ પક્ષપાતથી પર નહોતાં. આટઆટલી મુશ્કેલીઓ છતાં, હિન્દે બહુ સફળતાથી પોતાની કામગીરી બજાવી.

હોળીને દિવસે જવાહરને ત્યાં કોંગ્રેસના લોકસભાના અનેક સભ્યો ભેગા થયા હતા, ત્યારે જવાહરે વાતવાતમાં એ સભ્યોને ચેતવ્યા, કે લોકોની ઇચ્છા વિરુદ્ધ એમની પર કોઇપણ ભાષા ઠોકી બેસાડવાથી એનાં પરિણામ બૂરાં આવ્યાં છે. એમણે પૂર્વ બંગાળમાં મુસ્લિમ લીગ સરકારે, જનતાની ઇચ્છા વિરુદ્ધ ઉર્દૂ ભાષા ઠોકી બેસાડી તેને પરિણામે, પૂર્વ બંગાળની ચૂંટણીમાં મુસ્લિમ લીગની સરકાર હારી ગઈ, એ દૃષ્ટાન્ત આપ્યું હતું, અને હિન્દી પ્રચારના વેગમાં, ન ઘસડાવાની સભ્યોને વિનંતી કરી હતી. હિન્દી રાજભાષા છે, અને રફતે રફતે સરકારી તંત્રમાં એ દાખલ થશે, એ વિષે શંકા નથી. પણ, એમાં એવી ઉતાવળ ન કરવી, કે જેથી જનતાનો વિશ્વાસ ગૂમાવી બેસીએ. શાંતિથી ને સમજાવટથી હિન્દીનો પ્રચાર કરવો જોઈએ, દબાણ લાવીને નહિ. વળી, હિન્દીના પ્રચારની સાથે પ્રાદેશિક ભાષાઓના વિકાસ પ્રત્યે પણ પૂરતું લક્ષ અપાવું જોઈએ. હિન્દી, પ્રાદેશિક ભાષાઓનું જે દેશના વિકાસમાં સ્થાન છે તેની અવગણના કરનાર નહિ પણ તેની પ્રોત્સાહક હોવી જોઈએ.

દેશવિદેશમાં પણ જવાહરની અસર દિનપ્રતિદિન વધતી જતી હતી. જવાહરના શબ્દો ગંભીરતાથી વિચારાતા હતા. કેનેડાના વડા પ્રધાનને, સંયુક્ત રાષ્ટ્રપરિષદમાં સામ્યવાદી ચીનને શા માટે સ્થાન મળવું જોઈએ એ વિષેની જવાહરની દલીલો એટલી બધી અસરકારક ને સ્વીકાર્ય લાગી, કે એમણે જાહેર નિવેદનમાં જણાવ્યું કે એઓ નેહરુની દલીલને પરિણામે ચીનને સંયુક્ત રાષ્ટ્ર પરિષદમાં સ્થાન મળવું જોઈએ એ વિષે ગંભીર વિચારણા કરી રહ્યા છે. આ જવાહરની આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા ઉત્તરોત્તર વધતી હતી તેનો સચોટ પૂરાવો છે.

જવાહરે વિદેશખાતાના ખર્ચની મંજૂરી માટે માગણી કરતાં જણાવ્યું કે હિન્દનો પરદેશખાતાનો ખર્ચ અન્ય દેશોના પ્રમાણમાં ઘણો ઓછો છે, એટલું જ નહિ, પણ ઘણાખરા એલચીઓ, ખર્ચને પહોંચી વળાતું નથી એવી ફરિયાદો કરે છે. એમણે એ પણ જણાવ્યું કે, બ્રિટનમાં એલચીઓની નિમણૂક માટે જે પદ્ધતિ છે, તે અનુકરણ કરવા જેવી નથી. વળી, વિદેશમાં આપણા એલચીઓએ જે કામગીરી બજાવી હતી, તે માટે પણ જવાહરે એમની તારીફ કરી. જવાહરે કોરિયન યુદ્ધ, સંયુક્ત રાષ્ટ્ર સંસ્થાના સભ્ય માટે ચીનનો અસ્વીકાર, તેને પરિણામે ઊભી થતી મુસીબતો, તિબેટ માટે ચીનની સરકાર જોડેની વાટાઘાટ, ચીનની તહકુબી એમ અનેક વિષયોની ચર્ચા કરી, અને હિન્દની વિદેશનીતિ સાચે માર્ગે છે એવી સૌ કોઈને પ્રતીતિ કરાવી આપી હતી. જવાહરે એ પણ જણાવ્યું કે હિન્દ કોઈપણ દેશ પાસેથી કોઈપણ નાની અથવા મોટી શરતે શસ્ત્રો ખરીદવાનું

નથી. કારણ કે, એથી દેશની જે સ્વતંત્ર વિદેશનીતિ છે એમાં વિક્ષેપ આવે અને આધા ઉત્પન્ન થાય.

જવાહરે લોકસભામાં સ્પષ્ટતા કરી કે હિન્દમાંનું સૈન્ય કોઈપણ દેશ સામે આક્રમણ માટે નહિ, પણ દેશના સંરક્ષણ માટે જ છે. હિન્દનો વિસ્તાર અને હિન્દની જવાબદારી જોતાં હિન્દનો લશ્કર માટેનો ખર્ચ કાંઈ વધારે ન કહેવાય.

જવાહરે બ્રિટન વગેરે દેશો હાઇડ્રોજન બોંબ વગેરેના પ્રયોગો બંધ કરવા જે માગણી કરી રહ્યા હતા, તેને ટેકો આપ્યો. એવા પ્રયોગોથી તો ખરેખર લડાઈ આવે તે પહેલાંજ પારાવાર નુકસાન થાય છે. જવાહરે કહ્યું કે આવા પ્રયોગો વિષે જ્યારે જનતા અખબારમાં વાંચે છે, ત્યારે એનું સાચું રહસ્ય પ્રજા સમજતી નથી, એટલું જ નહિ, પણ આપણે અણુબોંબ યુગમાંથી હાઇડ્રોજન બોંબ યુગમાં સંક્રમણ કરી રહ્યા છીએ ને દિનપ્રતિદિન ભયાનક કાળના પંજામાં જઈ રહ્યા છીએ એનું પ્રજાને ભાન નથી. જ્યાં પ્રયોગ થાય છે, ત્યાંથી હજારો માઇલ એની રાખ ઊડે છે, એની અસર અઠવાડિયાં કે ક્યારેક મહિનાઓ પછી વરતાય છે. એથી અનેક માણસો આંધળા થઈ જાય છે, અનેક અણજાણ એવા રોગો ઉત્પન્ન થાય છે. એવા પ્રયોગો દરિયાના પાણી ઉપર પણ બહુ પ્રબળ અસર કરે છે, અને દરિયાના પ્રાણીઓને પણ મારી નાંખે છે. એને પરિણામે કેટલાક જાપાનીસ માછીમારોને સહન કરવું પડ્યું છે અને એથી આખી જાપાનની પ્રજા માછલાં ખાવાં કે નહિ તેની વિમાસણમાં પડીગઈ છે.

જવાહરે, 'જાહેર રાજ્યવહીવટ સંશોધન કેન્દ્ર'નું ઉદ્‌ઘાટન કર્યું, ત્યારે, જનતાની સેવા એજ પ્રજાકીય રાજ્યસત્તાના અધિકારીઓનું ધ્યેય હોવું જોઇએ એમ એમણે જણાવ્યું. અને એજ દષ્ટિએ સરકારી અમલદારોને પોતાનું કાર્ય કરવા જણાવ્યું.

[ ૫૦ ]

# પડોશના પ્રશ્નો

ભારતીય વિમાની દળની ૨૧ મી વર્ષગાંઠ પહેલી એપ્રિલે હતી. એ દિને એને શુભેચ્છા પાઠવતાં જવાહરે જણાવ્યું: "વિમાની દળે વીતાવેલાં વર્ષો દરમ્યાન તેના અનુભવો અને નિર્ભયતામાં પણ વધારો થયો છે. એવરેસ્ટ શિખર પર આપણા વિમાની દળનું ઉડ્ડયન આ નિર્ભયતા અને પરાક્રમપ્રિયતાનું પ્રતીક છે. આજે આપણને દેશમાં આ નિર્ભયતા અને પરાક્રમપ્રિયતાની ખાસ જરૂર છે. જેથી આપણા દેશ સમક્ષ પડેલાં મહાકર્તવ્યો આપણે અદા કરી શકીએ."

રશીયા, અમેરિકા વગેરે દેશો અણુબોંબ, હાઇડ્રોજન બોંબ વગેરેના અખતરા કર્યા કરતા હતા. એ પ્રયોગોથી એશિયાના દેશોને સહન કરવું પડતું હતું. એ વિષે ચિંતા વ્યકત કરતાં જવાહરે જણાવ્યું કે એવા સામુદાયિક વિનાશ કરનારાં ખતરનાક શસ્ત્રો ઉત્પન્ન કરવાનું અને તેને સંગ્રહવાનું બંધ કરવા માટે વ્યવસ્થા થઈ શકે નહિ, ત્યાં સુધી હાઈડ્રોજન બોંબ ફોડવાના વધુ અખતરાઓ બંધ કરવા જોઈએ. અમેરિકા અને રશીયા એ બન્ને દેશો પાસે આવાં શસ્ત્રો છે. અને એથી ઉત્પન્ન થતા વિનાશમાંથી દૂર રહેવા માનવજાતે અવાજ ઊઠાવવો જોઈએ. જાપાનની પ્રજાને આથી જે વિનાશનો ભય પેદા થયો, અને એણે જે ખતરનાક પરિણામો અનુભવ્યાં, તે પ્રત્યે જવાહરે પોતાની હમદર્દી જાહેર કરી હતી.

જવાહરની ટીકા માત્ર નિષેધાત્મક નહોતી, પણ એ રચનાત્મક પણ હતી. આ પગલાંમાંથી શી રીતે દૂર રહેવાય તે જણાવતાં જવાહરે સૂચનો કર્યાં. તેમાંનાં મુખ્ય નીચે પ્રમાણે છે. આ શસ્ત્રો ઉત્પન્ન કરનાર મુખ્ય દેશો અને સંયુકત રાષ્ટ્રસંસ્થા સંઘે એ શસ્ત્રોની વિનાશાત્મક તાકાત, તેની જાણીતી અસર અને ન જાણી શકાય એવી અસર, એની મોટા પાયા પર જાહેરાત કરવી. એ શસ્ત્રોનાં

ઉત્પાદન જોડે જેને સીધો સંબંધ ન હોય, તેવી વિશ્વની પ્રજાઓ ને રાષ્ટ્રોએ એકત્રિત ને સંગઠિત થઈ, પોતાનો અવાજ સંયુક્ત રાષ્ટ્ર પરિષદમાં પહોંચાડવો જોઈએ.

જવાહરનું આ નિવેદન આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ભારતનું વ્યક્તિત્વ દિન પ્રતિદિન વધારે ને વધારે વજનદાર બનતું જતું હતું, તેની પ્રતીતિ કરાવે છે. જવાહરે સૂચવેલો ઉપાય જ માનવીને સદંતર વિનાશમાંથી બચાવી શકે એમ છે. આ રીતે જવાહરે, સમગ્ર દુનિયાની પ્રજાવતી નિવેદન પ્રગટ કર્યું. કારણ કે, જવાહર અન્ય કરતાં વિશેષ સંવેદનશીલ છે. જાપાનની પ્રજાને અણુશસ્ત્રોના પ્રયોગ અંગે દુઃખ ભોગવવું પડે, એ પોતાની ઉપર જ જાણે દુઃખ આવી પડયું હોય એવી સંવેદના જવાહર અનુભવે છે.

જવાહરે કેટલાક પ્રશ્નોના નિર્ણય કરવા કોંગ્રેસ કારોબારીની તાકીદની સભા બોલાવી. એમાં શિક્ષણના માધ્યમ અંગેની નીતિ સ્પષ્ટ કરવાની હતી. કારોબારીએ બે દિવસની મંત્રણા બાદ નક્કી કર્યું, કે, શિક્ષણનું માધ્યમ માતૃભાષા મોટેભાગે હોવું જોઈએ. હિન્દીના વિકાસના ધ્યેયની જોડે પ્રાદેશિક ભાષાઓને પણ ઉત્તેજન આપવું જોઈએ, એમ કોંગ્રેસ કારોબારીએ સ્વીકાર્યું. વિદ્યાપીઠમાં પણ સ્વભાષા માધ્યમ હોય, અને હિન્દી પણ "માધ્યમ" બની શકે, એવી નીતિ કોંગ્રેસે જાહેર કરી. દારૂબંધી કેટલાંક રાજ્યોમાં પ્રવર્તતી હતી, જ્યારે કેટલાંક રાજ્યોમાં એ પ્રવર્તતી નહોતી. એટલા માટે કોંગ્રેસ કારોબારીએ દારૂબંધીનો અમલ સારામાં સારી રીતે થઈ શકે તેનો અભ્યાસ કરવા આયોજનપંચે એક સમિતિ નીમવી જોઈએ એવું સૂચન કર્યું હતું. અને આ રીતે, આ બે પ્રશ્નો વિષે જે રાજ્યો અને મધ્યસ્થ સરકાર વચ્ચે પ્રબળ મતભેદો પ્રવર્તે છે, એવો જે ઉહાપોહ મચાવવામાં આવ્યો હતો, તેના પ્રત્યુત્તરરૂપે આ કારોબારીના ઠરાવો હતા.

ફ્રેન્ચ થાણાંઓ વિષે હિન્દ સરકાર અને ફ્રાન્સના સત્તાધીશો વચ્ચે જે વાટાઘાટ ચાલતી હતી, તેનો ઉલ્લેખ કરતાં, જવાહરે લોકસભામાં જણાવ્યું કે, : "ફ્રેન્ચ હકૂમતે બંધારણીય અને અન્ય બાબતો વાટાઘાટો પર છોડી દઈને વહીવટી તંત્રની સીધી ફેરબદલીના ધોરણે સમાધાન સાધવું જોઈએ. વિશેષ વાટાઘાટો થતાં સુધી ફ્રાન્સનું સાર્વભૌમત્વ કાયદેસરનું ભલે ચાલુ રહે, અને વહીવટી તંત્ર ભારતના હાથમાં રહે." જવાહરે એ પણ સ્પષ્ટ રીતે જણાવ્યું કે ભારત સરકારને ફ્રેન્ચ કબજા હેઠળના પ્રદેશો એકપક્ષીય રીતે પચાવી પાડવા નથી.

જવાહર દિલ્હીથી અમદાવાદ કાપડઉદ્યોગના સંશોધન મંડળના છત્રીશ લાખ રૂપિયાને ખર્ચે બંધાયલા મકાન 'અતીરા'નું ઉદ્‌ઘાટન કરવા ગયા.

વિમાનઘરથી 'અતીરા' સુધીના સાત માઈલને રસ્તે અમદાવાદના નાગરિકોએ જવાહરનું સ્વાગત ઉત્સાહપૂર્વક કર્યું હતું. જવાહરે એ મકાનનો ઉદ્ઘાટન વિધિ કરતાં કહ્યું: "જ્યારે આપણે વધુ સારા યંત્રોનો પ્રશ્ન વિચારીએ છીએ ત્યારે આપણે એ યાદ રાખવું જોઈએ કે દેશની પ્રજાનું કલ્યાણ અને માનવીનો વિકાસ એજ આપણું અંતિમ ધ્યેય છે. આથી ઉદ્યોગમાં 'રેશનલાઇઝેશન' કરવાનો પ્રશ્ન આ દેશના કલ્યાણની દૃષ્ટિથી વિચારવો જોઈએ. રેશનલાઇઝેશનનો એજ અર્થ થાય કે, આપણે બુદ્ધિપૂર્વક આપણું કામ કરીએ. અને જે કાર્ય કરીએ તે શકય તેટલી શ્રેષ્ઠ રીતે કરીએ. આથી માત્ર યંત્રોનું રેશનલાઇઝેશન કરવાથી કામ સરવાનું નથી. આપણે બધાજ કામને અદ્યતન બનાવવું પડશે."

પછી જવાહરે કામદારો અને માલિકો બન્નેના ઝઘડા અંગે તેમને ચેતવણી આપતાં જણાવ્યું કે: "કામદારો અને માલિકો સંપૂર્ણ રીતે સમજી લે કે લડીને પોતાને જોઇતું મેળવવાના દિવસો હવે આથમી ગયા છે. યંત્રો ને ટેકનોલોજીએ ભારે આશ્ચર્યજનક પ્રગતિ કરી છે, પણ માનવીનું મન જેણે આ યંત્રોનું સર્જન કર્યું તે ટેકનોલોજીના વિકાસ સાથે તાલ મેળવી શક્યું નથી. ને પરિણામે હાઇડ્રોજન બોંબનાં પ્રશ્નો ઉપસ્થિત થયા છે, અને જગતના સંખ્યાબંધ માનવીઓને અનિદ્રાના રોગે જકડી લીધા છે. યંત્રોનો વિકાસ થાય છે, પરન્તુ તેથી માનવી વધુ અને વધુ નકામો બનતો જાય છે. કારણ કે, યંત્રોએ એવા પ્રશ્નો ઉપસ્થિત કર્યા છે કે જે માનવી અંકુશ બહારના છે."

વળી, જવાહરે ઉદ્યોગપતિઓને સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું કે: "અમેરિકાથી અથવા ઈંગ્લેંડથી કેટલાંક નવાં સંત્રો ખરીદી તેને અહીં ઊભાં કરી પોતાને માટે નફો મેળવનારાઓ માટે મને જરા પણ આદર નથી. હું તો ઇચ્છું છું કે તમારે જે યંત્ર અથવા યંત્રોની જરૂર હોય તે બધાં ભારતમાં જ બનાવવાં જોઈએ. જે વૃક્ષોનાં મૂળ અમેરિકા કે જાપાનમાં હોય અને જેની શાખાઓ તથા પાંદડાંઓ ભારતમાં હોય તેવાં વૃક્ષો માટે આપણે ગૌરવ ન જ લઈ શકીએ."

જવાહરે એ સંસ્થાના ઉદ્ઘાટન વખતે આશ્ચર્યજનક ધીરજ દાખવીને વાસ્તુપૂજન કરાવતા પંડિતો પાસે તિલક કરાવ્યું. પંડિતોના મંત્રોચ્ચાર સાંભળ્યા. પણ છેવટે જ્યારે પંડિતે ધાર્મિક વિધિરૂપે જવાહરલાલજીના ખભા પર હાથ મૂકી એમને મકાનની દીવાલને સ્પર્શ કરવાનું કહ્યું ત્યારે એઓ એમના સ્વભાવ પ્રમાણે એકદમ ગુસ્સે થયા ને પેલા પંડિતજી મહારાજને બાજુ પર ખસેડીને બોલી ઊઠ્યા: "બસ, બસ, બહુ થયું. હું હવે આ વધુ વખત સહન કરી શકું એમ નથી." એમ કહી એઓ સીધા મકાનમાં જતા રહ્યા.

જવાહર અમદાવાદથી ભાવનગર ગયા. ત્યાં એમણે ભારત સરકારની 'મધ્યસ્થ મીઠા સંશોધન સંસ્થા'નું ઉદ્ઘાટન કર્યું. એ પ્રસંગે જવાહરે રાષ્ટ્રીય પ્રયોગશાળાઓ ઊભી કરવા પાછળનો હેતુ સમજાવતાં કહ્યું કે આવી સંસ્થાઓ દ્વારા વિજ્ઞાનનું વાતાવરણ સર્જવાનું છે, જે વાતાવરણદ્વારા આપણે રાષ્ટ્રની શક્તિ તમામ રીતે વધારી શકીએ. રાષ્ટ્રીય સંશોધન પ્રયોગશાળાઓની હારમાળાઓની આ બારમી સંસ્થા છે.

જવાહરે વિશેષમાં જણાવ્યું : "એક વખત આપણે વિદેશી શાસન હેઠળ હતા. પરદેશીઓ આપણને ગુલામ કેવી રીતે બનાવી શક્યા તે આપણે શોધી કાઢવું જોઇએ. પશ્ચિમનાં રાષ્ટ્રો વિજ્ઞાનમાં આગળ વધ્યાં છે અને દોલત પેદા કરવાની નવી નવી રીતોનું જ્ઞાન ધરાવે છે. આપણે પણ એવું જ્ઞાન મેળવી દેશને બળવાન બનાવવો જોઇએ, કે જેથી કોઇ આપણને દબાવી શકે નહિ. ને આપણે આપણી પોતાની રીતે આગે કદમ બઢી શકીએ. આવાં સંશોધનકેન્દ્રો રાષ્ટ્રનું ઘડતર કરવાની સેવા કરશે. જે લોકો આ સંસ્થામાં કામ કરે છે, તેમને માત્ર રોટીની દૃષ્ટિથી નહિ, પરન્તુ વિજ્ઞાનદ્વારા એઓ ભારતની સેવા કરી રહ્યા છે, એ દૃષ્ટિએ એમણે કાર્ય કરવું જોઇએ. મંદિરમાં કામ કરતા હોય તેવી મહાન ભાવનાથી એમણે કામગીરી બજાવવી જોઇએ."

જવાહરે મીઠાને ક્રાન્તિકારી પદાર્થ તરીકે ઓળખાવ્યો હતો. ગાંધીજીએ મીઠાપર વેરો નંખાતો હતો, માટે સત્યાગ્રહ કર્યો હતો. ફ્રાન્સ ને અન્યદેશોમાં પણ મીઠા પરના કરને માટે ક્રાન્તિ થઇ હતી.

જવાહરે સાંજે ભાવનગર માટે અપૂર્વ કહેવાય એવી સાડા ત્રણ લાખની વિરાટ મેદની સમક્ષ ભાષણ આપ્યું. એમણે ગરાસદારીની નાબૂદી માટે સૌરાષ્ટ્રને મુબારકબાદી આપી. દેશમાં વિવિધતા છતાં એકતા શી રીતે છે તે સમજાવ્યું. ભાષાવાર પ્રાંતોની પુનર્રચના માટે નીમેલા પંચને સહાય કરીને, એ વિષે ઉગ્ર આંદોલન ન ચલાવવા અનુરોધ કર્યો હતો. વિકાસયોજનાઓથી આમજનતાને થનાર ફાયદાઓનું ચિત્ર આપ્યું હતું. ને દેશની પ્રગતિ માટે સતત પરિશ્રમ કરવા જનતાને અનુરોધ કર્યો હતો. મંડપ સૌરાષ્ટ્રની વિશિષ્ટ કલા ને કારીગીરીથી શણગાર્યો હતો, માટે એની તારીફ કરી હતી.

જવાહર ભાવનગરથી મુંબઈ આવ્યા. મુંબઈ આવી એમણે તરત જ ચોપાટીની વિરાટ સભામાં એક વ્યાખ્યાન આપ્યું. એમાં એમણે પશ્ચિમના દેશોને જણાવ્યું : "હાઇડ્રોજન બોંબની ધમકીઓ આપવાથી કાંઇ શાંતિની સ્થાપના થનાર નથી. એનાથી તો ઉલટું શાંતિ માટેનું વાતાવરણ બગડે છે."

ભારતનો ઉલ્લેખ કરતાં એમણે કહ્યું : "ભારત પાસે હાઇડ્રોજન બૉંબ નથી, કે એ પેદા કરવાની શક્તિ પણ નથી. ભારત પાસે જે શક્તિ છે તે આવાં માનવની હાનિ ને સર્વનાશ કરનારાં વિનાશક શસ્ત્રોમાં નથી, પણ એની એકતામાં અન્તર્ગત રહેલી છે. આપણે દેશની આર્થિક હાલત સુધારીશું એટલે આપોઆપ આપણને શક્તિ મળી રહેશે." હાઇડ્રોજન બૉંબની સર્વનાશી શક્તિથી દુનિયાને માટે જે ભય તોળાઈ રહ્યો છે, તેનું ચિત્ર એમણે આપ્યું હતું. અને દુનિયાના દેશો ભલે એકબીજાથી ડરતા હોય પણ હિન્દની પાસે તો અહિંસકશક્તિ એટલી પ્રબળ છે કે એ કશાથી ડરવાનું નથી, તેની એમણે ખાતરી આપી હતી. એમણે જણાવ્યું કે દુનિયામાં શાંતિ ગાંધીજીએ દર્શાવેલી પ્રેમની ભાવનાથી જ સ્થપાશે.

જવાહર ત્યાંથી બ્રેબોર્ન સ્ટેડીયમમાં, હિન્દની સહકારી પ્રવૃત્તિની રજત જયંતી ઉત્સવમાં ગયા. ત્યાં એમણે જણાવ્યું કે : "આજે મીલ માલેક અને મીલમજૂર, તેમ જ એક રાષ્ટ્ર અને બીજા રાષ્ટ્ર વચ્ચે સહકારની ઘણી જરૂર છે. આજની દુનિયાની મૂંઝવતી પરિસ્થિતિના ઉકેલ માટે સહકાર એ એક જ સલામતીનો માર્ગ છે."

જવાહરે મુંબઈથી દિલ્હી આવી, રાષ્ટ્રીય વિકાસ લોનમાં નાણાં ભરવા જનતાને જાહેર વિનંતી કરી. હિન્દની પોતાનો વિકાસ પોતે સાધવાની કેટલી શક્તિ છે, તેમજ પોતાની કેટલી તાકાત છે, તેનો અંદાજ આ લોનમાં ભરાતાં નાણાંથી આવવાનો હતો. હિન્દે પાકીસ્તાનને અમેરિકા જે લશ્કરી સહાય્ય આપવાનું હતું, તેનો એવો સખત વિરોધ કર્યો હતો કે અમેરિકા તરફથી મળતી નાણાંકીય સહાય ઓછી થશે એમ બધાને લાગતું હતું, એટલે હિન્દને સ્વાવલંબી બન્યા સિવાય છૂટકો નહોતો. એથી જવાહરે હિન્દની જનતાને આ લોનમાં નાણાં ભરી દેવા આગ્રહપૂર્વક વિનંતી કરી.

૧૩ મી એપ્રિલે, જવાહરે, દિલ્હીમાં ગંગારામ હૉસ્પિટલનું ઉદ્ઘાટન કર્યું. એ ઉદ્ઘાટન વખતે પણ એમણે હિન્દે પોતાનું સ્વાતંત્ર્ય જાળવવાની કોશિશ કરવી જોઈએ એમ જણાવ્યું. એમણે અહિંસાની મહત્તા સમજાવી. અન્ય રાષ્ટ્રો જે એકબીજાની સામે લડતાં હતાં, તે પ્રત્યે એમણે સખત નફરત દર્શાવી.

પોર્ટુગલના વડાપ્રધાને એક નિવેદનમાં કહ્યું હતું કે, પોર્ટુગલે જે આટલાંટિક કરારમાં સહી કરી છે, તેમાં અન્તર્ગત રીતે, પોર્ટુગલના હિન્દમાં જે સંસ્થાનો છે, તેના સંરક્ષણનો પણ સમાવેશ થાય છે. જવાહરે આનો ઉત્તર આપતાં જણાવ્યું, કે, હિન્દને એ કરાર જોડે કશું લાગતું વળગતું નથી, એટલું જ નહિ, હિન્દની મધ્યમાં પરદેશી હકૂમતનાં થાણાં હોય એમાં હિન્દ પોતાના

સ્વાતંત્ર્યની અધૂરપ લેખે છે. અને એ સ્થિતિ હિન્દ બરદાસ્ત કરવા તૈયાર નથી. એ પ્રદેશોમાં જો પરદેશી સત્તાઓ કાંઈ હિન્દના હિતવિરોધી કાર્ય કરશે, તો હિન્દ એનો પ્રબળ સામનો કરશે. જવાહરે એ પણ ખાતરી આપી કે ગોવાની જે સાંસ્કૃતિક અને ધાર્મિક પ્રણાલિ છે, તેનું સંરક્ષણ હિન્દ કરશે. જવાહરે પોર્ટુગીઝ સૈન્યને ગોવામાંથી ખસેડી લેવા સરકારને જણાવ્યું. એમણે એ પ્રશ્નનો ઉકેલ એ દર્શાવ્યો, કે સત્તાની ફેરબદલી હાલ તુરત પોર્ટુગીઝ સરકાર કરી હિન્દને એ સોંપી દે, ને પછીથી એ અંગેના કરારો થાય.

દિલ્હીથી જવાહર 'અખિલ ભારત લેખક પરિષદ'માં હાજરી આપવા દક્ષિણમાં ચિદમ્બરમ ગયા. જવાહર એ પરિષદનું ઉદ્ઘાટન કરનાર હતા. જવાહરે એ સમયે ત્યાં હાજર રહેલા લેખકોને જણાવ્યું: "આપણી સમક્ષ આજે હિન્દી, બંગાળી, ઉર્દૂ એવી કોઈ ભારતીય ભાષા ખીલવવાનો પ્રશ્ન જ નથી. પરન્તુ, હિન્દના જુદા જુદા ભાગોને ભાવનાની દૃષ્ટિએ એકબીજાની નજીકમાં આણવાના પ્રયત્નો પણ આપણે કરવાના છે. હિન્દની વિવિધ ભાષાઓએ એકબીજાની નિકટમાં વધુ આવવું જોઈએ. આ નિકટતા કૃત્રિમ ન હોવી જોઈએ. વળી, હિન્દી ભાષાઓમાં હિન્દની સંસ્કૃતિ સાચી અને ઉચિત રીતે ઝળકતી હોવી જોઈએ. રાષ્ટ્રપર સાહિત્યની અસર ઘણી બળવાન હોવી જોઈએ. શાંત વાતાવરણમાં ઝઘડાથી પર રહી લખેલાં લખાણો વિચારપ્રેરક બની રહે છે." ભાષાનું ઝનૂન ટાળવા, લેખકોને વિનંતી કરતાં, જવાહરે એક દૃષ્ટાંત ટાંક્યું હતું કે: "આયર્લૅન્ડની એક ક્રાન્તિકારી વૃદ્ધાએ મારા પર એક પત્ર લખ્યો હતો. તે ગૅલીક ભાષામાં લખ્યો હતો. પરન્તુ, હું એ ભાષા સમજી શકું નહિ એમ લખીને અંગ્રેજીમાં લખ્યો હતો. એ માટે એણે મને લખ્યું હતું કે મારે તમને દુશ્મનની ભાષામાં લખવું પડે છે, એ માટે હું દિલગીર છું."

પછી સ્વાગતાધ્યક્ષે જવાહરનો લેખક તરીકે ઉલ્લેખ કર્યો હતો, તેનો ઉત્તર વાળતાં જવાહરે જણાવ્યું: "હું લેખક હતો: સંજોગવશાત યા આકસ્મિક. અને ભવિષ્યમાં મને લખવાનો પ્રસંગ સાંપડશે કે નહિ તે હું કહી શકું નહિ. પરન્તુ, એટલું તો નિઃશંક છે વાંચન કરતાં લેખનથી મને વધુ લાભ થયો છે."

સ્વાગતાધ્યક્ષ સી. પી. રામસ્વામી આયરે પણ એમના સ્વાગતપ્રવચનમાં જવાહરની ઉમળકાભરી તારીફ કરતાં જણાવ્યું કે: "જવાહરનું સ્વાગત એઓ રાજપુરુષ છે એટલા માટેજ આપણે કરતા નથી. પરન્તુ, એઓ પ્રથમ પંક્તિના સાહિત્યકાર છે એટલા માટે કરીએ છીએ. એમણે જીવનચરિત્રમાંજ નહિ, પણ, આત્મકથા જેવી નાજુક અને મુશ્કેલ સાહિત્યકૃતિને પણ કલાત્મક બનાવી બેહદ

કીર્તિ મેળવી છે. વળી એઓ મહાન ઇતિહાસકાર છે. એમની પાસે સ્વતંત્ર એવી ઇતિહાસવિદની દૃષ્ટિ છે. છેલ્લાં થોડાં વર્ષોનો ઇતિહાસ, એટલે ગાંધીજી ને જવાહરની આત્મકથાઓ. વળી, ઇન્દિરાને પત્રો જેવી કૃતિમાં એ હળવી શૈલિમાં પણ લખી શકે છે તેનું આપણને ભાન કરાવે છે."

જવાહર ત્યાંથી અન્નામલઇ નગરમાં ગયા અને ત્યાં હિન્દનાં વિદેશી થાણાંઓ નાબૂદ થવાં જોઇએ એવો જોરદાર ઉલ્લેખ કર્યો.

ચિદંબરમથી જવાહર દિલ્હી ગયા. અમેરિકાના વિદેશમંત્રી ડલેસ અને વિલાયતના વડાપ્રધાન ઇડને, એક નિવેદન પ્રગટ કરી, જવાહરે જે અગ્નિએશિયા સંરક્ષણ કરારો વિરુદ્ધ નિવેદન કર્યું હતું, તેનો વિરોધ કરી, એમની નીતિ આક્રમક નથી પણ સંરક્ષણાત્મક છે એમ જણાવ્યું હતું. જવાહરે તરતજ એનો વળતો જવાબ આપ્યો કે, એ નિવેદનથી હિન્દની નીતિમાં કશો ફરક પડતો નથી, અને એવાં નિવેદનોથી પડનાર પણ નથી. ભારત સરકારની નીતિ મંત્રણાઓ ને સમજૂતીની છે. ધાકધમકીની નથી.

જવાહર ત્યાંથી સર્વોદયપુરી ખાતે સર્વોદય સંમેલનમાં ગયા. ત્યાં વિનોબાજીની પ્રાર્થનાસભાને એમણે સંબોધતાં જણાવ્યું: "આ અણુબોંબનો જમાનો છે. ભારત પાસે નથી અણુબોંબ કે નથી હાઈડ્રોજન બોંબ. ને એ ભારતને મેળવવા પણ નથી."

દક્ષિણ હિન્દના લોકોને એવી દહેશત હતી કે એમની પર જબરદસ્તીથી હિન્દી ઠોકી બેસાડવામાં આવે છે; જવાહરે તે દહેશત ઉત્તર ભારતવાસીઓને દૂર કરવા જણાવ્યું.

જમીનના પ્રશ્ન અંગે જવાહરે કહ્યું કે, જમીનનો પ્રશ્ન ન ઉકલે તો બીજા પ્રશ્નો સહેલાઈથી નહિ ઉકલી શકે, કારણ કે, એ પ્રશ્ન સૌથી વધુ અગત્યનો પ્રશ્ન છે. એમણે એ પણ જણાવ્યું કે એ પ્રશ્નનો ઉકેલ એકલા વિનોબાજી પર છોડી દેવો ઇષ્ટ નથી. ભૂદાનની પ્રવૃત્તિ સરકાર ઉપાડે તો એ પ્રવૃત્તિને લાભ કરતાં હાનિ વિશેષ થશે એમ જવાહરે જણાવ્યું. એમણે પ્રાંતવાદ અને જ્ઞાતિવાદને સખત શબ્દોમાં વખોડી કાઢ્યા. ભૂદાનને ક્રાન્તિકારી આંદોલન તરીકે ઓળખાવ્યું. વિશ્વનો પ્રશ્ન કેવળ અહિંસાથી જ ઉકલી શકે એમ કહ્યું. વર્તમાન કેળવણી પ્રથામાં કાંતણને ફરજિયાત વિષય બનાવવો જોઈએ એવા આચાર્ય ભાવેના વક્તવ્યને એમણે સમર્થન આપ્યું. આમ સર્વોદયપુરીમાં, જ્યાં હિન્દના બધા ગાંધીવાદી રચનાત્મક કાર્યકરોએ ભાગ લીધો હતો, તેમાં, જવાહરે, પોતાના

વિચારો રજૂ કરી, રચનાત્મક કાર્યકર્તાઓને પોતાના દિલની વાત કહી ને તેમના દિલની વાત સાંભળી.

સર્વોદયપુરીથી દિલ્હી આવીને, ફીલીપાઈન્સના પાટનગર મનીલા રમવા જતા હિન્દી ખેલાડીઓને જવાહરે પોતાને ત્યાં પાર્ટી આપી. અને તે સમયે એમણે જણાવ્યું કે : "તમે તો ભારતના એલચીઓ–પ્રતિનિધિઓ–છો. ફીલીપાઈન્સની પ્રજા ઉપર તમારી ને તમારા દેશની સારી છાપ પાડજો."

ફ્રેન્ચ સરકારની ભારતમાં જે વસાહતો હતી, તે સંબંધી, ભારત ને ફ્રાન્સ વચ્ચે વાટાઘાટ ચાલતી હતી. અને ભારતે ફ્રેન્ચ હકૂમતને, એ વસાહતોની ભારતને તત્કાળ સત્તાસોંપણી કરી, કાયદેસર વ્યવસ્થા પછીથી કરવા જણાવ્યું હતું. અને લોકમત બીનજરૂરી છે, એવું મંતવ્ય પ્રગટ કર્યું હતું. વસાહતોમાં હિન્દ જોડે ભળવા જે પ્રજાકીય આંદોલન ચાલતું હતું, તેને કચડી ન નાંખવા હિન્દે ફ્રાન્સને અનુરોધ કર્યો હતો.

પાકીસ્તાન પણ પાછું, યુદ્ધની ભાષા વાપરતું થયું હતું. ને પાકીસ્તાનના વિદેશપ્રધાન ઝફરુલ્લાખાને જો જરૂર પડશે, તો હિન્દ સામે કાશ્મીર માટે યુદ્ધ કરવા પૂકાર કર્યો. પાકીસ્તાનના બીજા એક નેતા અબ્દુલ રબનીસ્તારે પણ એવીજ ઉગ્ર ભાષા હિન્દ માટે વાપરી લડાઇનો પડકાર કર્યો.

લોકસભામાં જમીનદારી નાબૂદીનું બીલ રજૂ કરતાં પહેલાં કોંગ્રેસપક્ષના સભ્યોને જવાહરે જણાવ્યું કે જમીનધારામાં ફેરફાર કરવાની તાત્કાલિક જરૂરિયાત હોવા છતાં, એવું કશું ન થવું જોઇએ કે જેથી જમીનના ઉત્પાદનને હાનિ પહોંચે. જમીનના પ્રશ્નને આર્થિક ને સામાજિક દૃષ્ટિએ નિહાળવા એમણે સભ્યોને વિનંતી કરી.

હિન્દી ચીનના પ્રશ્નને અંગે જીનીવામાં મળનારી પરિષદ વિષે જવાહરે લોકસભામાં નિવેદન કર્યું કે જે પક્ષોને લાગેવળગે છે, તેમણે જ અંદરોઅંદર વાટાઘાટ કરીને, મુખ્ય મુદ્દાઓ વિષે સમજૂતી કરવી જોઇએ. બીજી કોઈ મોટી સત્તાઓએ વચ્ચે પડવાથી પ્રશ્ન ઉકલવાને બદલે ગૂંચવાઈ જાય છે. વળી, જવાહરે એ પણ સૂચવ્યું કે ફ્રાન્સે હિન્દી ચીનને મુકમ્મિલ આઝાદી આપવી જોઇએ. તો જ એ પ્રશ્ન ઉકલે.

હિન્દી ચીનના પ્રશ્ન અંગે નિવેદન કરી, જવાહર એશિયાના વડાપ્રધાનોની સભામાં હાજરી આપવા લંકા ગયા. જવાહરને લંકામાં અસાધારણ સ્વાગત મળ્યું. લંકાનાં પ્રજાજનો પડોશી રાજ્યના વડાપ્રધાનને જોવા પડાપડી કરતા

હતા જવાહરે કોનબો પહોચતા વે ત જ નિવેદન કર્યું, કે "એ જૂથો જે આજે વિશ્વના રાજકારણમા પ્રવર્તે છે, તેનાથી અનગ રહેવાનો એશિયાના દેશોનો નિર્ણય, એશિયાના દેશોના સ્વાતત્ર્યના હિતમાં છે અમે એક પણ જૂથ જોડે સહકાર સાધીએ એટલે સ્વાતત્ર્યનું આવી બન્યુ એથી અમારી સાંસ્કૃતિક વિશિષ્ટતા પણ ભરખાઈ જવાની" આ બાબતમા ગાધીજીના શબ્દો ટાકતા એમણે જણાવ્યુ 'મારા દેશમા ચારે બાજુએથી પવનો આવે ને વહે એ મને ગમે, પણ એ પવનો મને ઉડાડે એ મને ન ગમે" જવાહરે એમ પણ જણાવ્યુ, કે, પ્રત્યેક એશિયાઈ દેશ પૂરેપૂરી રાજકીય સ્વતત્રતા ભોગવે, અને, એમા બીજાની જરાય ડખલગીરી ન થાય એમણે એ પણ જણાવ્યુ કે જો સમય હશે ને બીજી અનુકૂળતા હશે તો એઓ પાકીસ્તાનના વડાપ્રધાન જોડે કાશ્મીરના પ્રશ્નની ચર્ચા કરશે કોલબો પરિષદને સફળતા મળશે જ એવી શ્રદ્ધા જવાહરે પ્રગટ કરી

વિધિસરની સભામા પાકીસ્તાનના વડાપ્રધાન મહમદઅલીએ અમેરિકાને પાકીસ્તાનના લશ્કરી સહાયના કરાર વિષે હિન્દના આંદોલનનો ઉલ્લેખ કર્યો હતો કાશ્મીરના ઝઘડાનો પ્રશ્ન ફરી રજૂ કર્યો હતો જવાહરે એનો સચોટ રદિયો આપતા કહ્યુ "એ કરારથી અમેરિકાએ બે એશિયાઈ દેશોની આંતરિક બાબતમાં દરમ્યાનગીરી કરી છે એશિયાની નજદિક હુ યુદ્ધ આવી રહ્યુ છે એથી એશિયાની શાતિ અને સલામતી ભયમા મૂકાયા છે"

જવાહરે હિન્દી ચીનમા તહકુમી થાય એ માટેની રચનાત્મક દરખાસ્તો રજૂ કરી હતી, જેથી દુનિયાનુ તગ વાતાવરણ હળવુ બને હાઇડ્રોજન બોબ જેવા સર્વનાશી હથિયારોના કસોટી અખતરા બધ કરવા જવાહર એશિયાઈ પ્રધાનોને સમજાવી શકયા એમણે જીનીવા પરિષદને સફળતા ઈચ્છી હિન્દ કોઈની પર આક્રમણ કરવા માંગતુ નથી, તેમજ કોઈનુ આક્રમણ બરદાશ્ત નહિ કરે હિન્દની ખ્વાહેશ તો મહામહેનતે મેળવેલી શાતિને ટકાવી રાખવાની છે એમ જણાવ્યુ વળી, જવાહર એ પરિષદમા સામ્યવાદી ચીનને સયુકત રાષ્ટ્રપરિષદમા સ્થાન મળવુ જોઈએ, એ બાબત પર બધા પ્રધાનોને એકમત કરી, એ વિષે ઠરાવ પસાર કરી શકયા એ એમની એક મહાન સિદ્ધિ ગણી શકાય

પાકીસ્તાન અને સીલોન સામ્યવાદના આક્રમણને વખોડી નાખવાનો ઠરાવ લાવ્યા હતા એનો હિન્દ અને ઈન્ડોનેશિયા વિરોધ કરતા હતા અને એઓ સસ્થાનવાદ સામે પડકાર કરતા હતા એમનું કહેવુ એમ હતુ કે સસ્થાનવાદ તો નિશ્ચિત સર્વસ્વીકૃત અનિષ્ટ તો છે જ પરન્તુ, સામ્યવાદ તો એક વિચારધારા છે એટને એનો વિરોધ ન કરી શકાય વળી, જો સામ્યવાદનો વિરોધ થાય તો

એનો અર્થ એ થાય કે એશિયાના દેશો બેમાંથી એક જૂથ જોડે ભળ્યા છે. પાકીસ્તાન ને સીલોન, જો હિન્દ અને ઇન્ડોનેશિયા સામ્યવાદનો વિરોધ કરે, તો જ સંસ્થાનવાદના વિરોધમાં સંમતિ આપવા તૈયાર હતા. જવાહર હિન્દી ચીનમાં પણ કોઈ ત્રીજા રાજ્યની દરમ્યાનગીરી ન જોઈએ એ બાબતમાં મક્કમ હતા.

આખરે મંત્રણાઓ ચાલી. પરિષદ નિષ્ફળ જવાની અણી પર હતી. એટલે જવાહરે મુત્સદ્દીગીરી વાપરી સામ્યવાદનો વિરોધનો ઠરાવ થોડા સુધારા વધારા સાથે સ્વીકારી લીધો, એટલું જ નહિ, પણ ટ્યુનીસીયા ને મોરોક્કો જેવી વસાહતોની જનતાને આઝાદી આપવાની માગણી એ પરિષદે કરી. એ પરિષદે રશીયાની સામ્યવાદી હકૂમત તેમજ અમેરિકા ને યુરોપનાં સંસ્થાનવાદને પડકાર કરી એશિયાથી દૂર રહેવા માગણી કરી. ને એ બન્નેનો વિરોધ કર્યો. હિન્દી ચીનમાં તાત્કાલિક યુદ્ધ બંધ કરવાની માગણી કરી.

આ રીતે પરિષદનું કામકાજ અણધારી સફળતાથી પાર પડ્યું. એમાં જવાહરની મુત્સદ્દીગીરીએ સારો ભાગ ભજવ્યો. એશિયામાં હાથ ન ઘાલવાનો, સંસ્થાનવાદનો તેમજ સામ્યવાદનો પડકાર કરી, એશિયા કોઈ પણ જૂથમાં સામેલ નથી એનો પૂરાવો આપ્યો. ને હિન્દની તટસ્થ નીતિને સમર્થન મળ્યું.

જવાહરે આ પરિષદને સફળ પરિષદ તરીકે ઓળખાવી. એશિયાનાં નવાં રાષ્ટ્રોને શિરે આવી પડેલી નવી જવાબદારીઓનો એમણે ઉલ્લેખ કર્યો. અને એ જવાબદારી અદા કરવાની એશિયાઈ પ્રદેશોની તત્પરતા છે એમ એમણે કહ્યું. એશિયાની શાંતિ માટેની ખ્વાહેશ કેવી પ્રબળ છે તે પણ આ પરિષદે વિશ્વને બતાવી આપ્યું. હિન્દી ચીનના પ્રશ્નનો ઉકેલ બતાવી એણે મહાન સિદ્ધિ મેળવી એમ જવાહરે જણાવ્યું. એશિયાઈ પ્રદેશોમાં વિદેશી રાજ્યો હરગિજ માથું ન મારે, એવી એશિયાની પ્રબળ ઇચ્છાને પરિષદે વેગ આપ્યો. એશિયાઈ રાષ્ટ્રો પોતાની નવપ્રાપ્ત આઝાદી ઇચ્છે છે અને એમાં બીજાની ડખલ એ હરગિજ ચલાવી શકે નહિ, એવો એમણે પડકાર કર્યો.

કોલંબોમાં આમ સમજૂતી ને સમાધાનીનો સફળ માર્ગ લઈ જવાહર કેન્ડી પહોંચ્યા. કેન્ડીના મેયરે જવાહરને માનપત્ર આપ્યું, અને એ ભવ્ય સમારંભમાં હજારોની સંખ્યામાં જનમેદની હતી. જવાહરે એનો જવાબ વાળતાં કેન્ડીના પ્રકૃતિસૌન્દર્ય પર પોતે મુગ્ધ થયા હતા, તે દર્શાવી, એમણે એશિયાઈ પ્રજા એકસાથે સૂર કાઢી શકે છે, તે દર્શાવી, એશિયા કોઈની પણ દરમ્યાનગીરી સહી શકશે નહિ, એમ જણાવી, એશિયાની પ્રજાની એકતા પ્રત્યે હર્ષ વ્યક્ત કર્યો,

અને એની જાગૃતિ એ વિશ્વની શાંતિ માટે શુભ ચિન્હ છે તે જણાવ્યું. હિન્દી ચીનના પ્રશ્નનો જલદી ઉકેલ આવે, તે માટે એશિયાઈ પ્રધાનોની પરિષદે વિચારેલાં પગલાં સમજાવ્યાં. જવાહરે એ પણ જણાવ્યું, કે પશ્ચિમના દેશોનો એકબીજા માટેનો ધિક્કાર આપણા દેશોમાં આયાત કરી આપણે ઝઘડી મરવું નથી. એશિયા નવ નિર્માણનાં સ્વપ્નો સેવે છે. તેની જોડે યુદ્ધખોરીનો મેળ ખાય નહિ. એ લડવા જાય તો એની સારીયે બાજી ઊંધી વળી જાય.

જવાહર કેન્ડીમાં હતા, ત્યારેજ હિન્દ અને ચીન વચ્ચે તિબેટના પ્રવાસ અને વેપાર અંગે મૈત્રીભર્યા વાતાવરણમાં કરાર થયા. બન્ને દેશના પ્રવાસીઓ આસાનીથી પ્રવાસ કરી શકે, એ અંગે આઠ વર્ષના કરારો થયા.

બીજું, આફ્રિકામાં નાઇરોબીમાં હિન્દના હાઈકમીશ્નરની કચેરીમાં ત્યાંની સરકારના લશ્કરી અમલદારો ઘુસી આવ્યા. અને ત્યાં ક્રાંતિકારીઓ છૂપાયા છે એમ કહી કચેરીની જડતી લીધી. એ માટે હિન્દ સરકારે, જવાહરની સૂચનાથી, આફ્રિકાની સરકાર સામે સખત વિરોધ નોંધાવી, એ પગલું શાંતિને માટે ભયરૂપ હતુ એમ જણાવ્યું.

[૫૨]

# ગૂંચ અને ઉકેલ

કોલંબોથી દિલ્હી પાછા ફરતાં જવાહર એક કલાક મદ્રાસ રોકાયા. ને ફ્રેન્ચ સંસ્થાનો વિષે જાણવાજોગ હકીકત મેળવી. એમણે અખબારી પ્રતિનિધિઓને જણાવ્યું કે ફ્રેન્ચ સંસ્થાનોના ભાવિ વિષે વિચારણા કરવા, દિલ્હીમાં હિન્દ અને ફ્રાન્સની સરકારના પ્રતિનિધિઓ મળશે. જવાહરે કોલંબો પરિષદને, એશિયાઈ દેશોના એક મહાન વિજય તરીકે ઓળખાવી. એમણે એ પણ જણાવ્યું, કે કોલંબો પરિષદના નિર્ણયોની અસર જીનીવા પરિષદ પર અવશ્ય થવાની જ. એશિયાઈ પ્રજાનો અવાજ, એમ અવગણી શકાય નહિ એટલો બુલંદ થયો છે.

કોલંબોથી પાછા ફરેલા પાકીસ્તાનના વડાપ્રધાને કરાંચી પહોંચતાં જ કાશ્મીરનો પ્રશ્ન સમજૂતીથી ઉકેલાવાનો નથી એવા નિરાશાભર્યા સૂર કાઢી, એ પ્રશ્ન પાછો સંયુક્ત રાષ્ટ્રપરિષદમાં લઈ જવો પડશે, એવી બીક પણ સાથોસાથ બતાવી. એમણે કહ્યું, કે એ પ્રશ્ન સમજૂતીથી પતશે એવો એમનો ભ્રમ દૂર થયો છે.

કોલંબો પરિષદ વિષે અખબારી અહેવાલો-વિશેષે કરીને પાકીસ્તાન અને અમેરિકાના અખબારો-એ જે હાડોહાડ જૂઠાણાં ફેલાવ્યાં હતાં, તે વિષે જવાહરે લોકસભામાં સચોટ રદિયો આપ્યો. અમેરિકાના અખબારે જવાહર વિષે જૂઠાણાં ફેલાવ્યાં હતાં. પાકીસ્તાન રેડિયોએ મહમદઅલીને જ કોલંબો પરિષદનો જયકલશ ચઢાવ્યો હતો. જવાહરે મોરોક્કો વગેરેના પ્રશ્નોનો વિરોધ ઉઠાવ્યો, એવા સમાચારો પણ વહેતા મૂકાયા હતા. જવાહરે એ બધું હાડોહાડ જૂઠાણું છે એમ કહી, એ જૂઠાણાંને સુધારી શકાય એમ નથી એમ જણાવ્યું હતું. વળી, એમણે કહ્યું કે, પરિષદની બધી ચર્ચા જાહેર ન હોય, એટલે છાપાં ગમે તેવા અહેવાલો આપે તેનો જવાબ આપવાનું શક્ય નથી. એથી સમજુ માણસોએ તો ફક્ત અધિકૃત અહેવાલ પરજ ધ્યાન આપવું જોઇએ. પરિષદમાં બધાએ નિખાલસ દિલથી ચર્ચા કરી હતી. એટલે એમાં અમુક પ્રશ્ન અમુકે

ઉપાઓ ને અમુક એનો વિરોધ કર્યો એવું કશું નથી. કારણ કે, પરિષદને અંગે જે નિવેદન છે તેના પર બધાની સહી છે ને એ નિર્ણયો સર્વાનુમતીથી લેવાયા છે.

હિન્દ અને નેપાલના સંયુક્ત પ્રશ્નો વિષે ચર્ચા કરવા માટે નેપાલના વિદેશખાતાના પ્રધાન હિન્દ આવ્યા ને એમણે જવાહર જોડે સર્વલક્ષી મંત્રણા કરી. કોશી નદી બિહાર ને નેપાલ બન્ને પ્રદેશોને સ્પર્શે છે, એટલે, કોશીનદી બંધની સંયુક્ત યોજના વિચારાઈ. એથી બન્ને દેશોને સારા પ્રમાણમાં લાભ થનાર હતો. હિન્દ અને નેપાલ વચ્ચે સારો રસ્તો બાંધવા માટે પણ બન્ને દેશો વચ્ચે વિચારણા થઈ. ને બન્ને વચ્ચે સમજૂતી થઈ. નેપાલને, કેટલીક વિદ્યુત યોજના માટે તથા વિમાનવ્યવહારની શરૂઆત કરવા આર્થિક સહાયની જરૂર હતી, એ વિષે પણ વાટાઘાટ થઇ.

જવાહરે લોકસભાના કોંગ્રેસ સભ્યોની એક બેઠકમાં હિન્દી વિષે પોતાના વિચારો રજૂ કર્યા. જવાહરે કહ્યું કે હિન્દી બે પ્રકારની છે. એક પ્રાદેશિક હિન્દી જે ઉત્તરપ્રદેશમાં બોલાય છે તે અને બીજી હિન્દની રાષ્ટ્રભાષા. રાષ્ટ્રભાષા તો સર્વજન સમજી શકે એવી સરળ હોવી જોઈએ. એનો તો ક્રમિક વિકાસ થવો જોઈએ.

અણુશસ્ત્રો પરના અંકુશને લગતી અમેરિકાના પ્રમુખ આઇઝન હોવરે દરખાસ્ત રજૂ કરી હતી. તે વિષે પહેલા પ્રત્યાઘાત જવાહરના જાણવા મળ્યા. જવાહરે એ સૂચના આવકાર્ય હોવા છતાં, એને અવ્યવહારુ તરીકે આલેખી હતી. વળી, અણુશસ્ત્રના ભંડારનો અંકુશ રાખવા આંતરરાષ્ટ્રીય તંત્રની એમણે કરેલી સૂચનામાં ભારત જેવા અણુવિકસિત દેશોને માટે કાંઇજ સ્થાન નહોતું. જવાહરે એ પણ જણાવ્યું કે અણુશક્તિ અણુવિકસિત દેશોને તો ઘણી ઉપયોગી ને પ્રગતિસાધક થઈ પડશે. હાઇડ્રોજન બોંબ જેવા શસ્ત્રોના પ્રતિબંધ વિષે જવાહરે કહ્યું કે એમાં પ્રતિબંધ મૂકાવવા બધા ઇચ્છતા હોય પણ પહેલ કોણ કરે ! એ તો બિલાડીને ગળે ઘંટ બાંધવા જેવું છે. જ્યાં સુધી વિવાદ પરના બે પક્ષોમાંથી એકને એવી ખાતરી ન મળે, કે સામો પક્ષ અણુશક્તિ પર અંકુશ મૂકશે, ત્યાંસુધી તે પોતાનાં શસ્ત્રો પર અંકુશ મૂકનાર નથી. કોઈ પક્ષને કશી જ ખાતરી નથી.

જવાહરે પણ અણુશક્તિનો સર્જનાત્મક ઉપયોગ થઇ શકે એની પર વધુ ભાર મૂક્યો હતો. અને કોલસા વગેરેનું ઉત્પાદન ઘટતું જાય છે, ત્યારે દેશની આર્થિક પ્રગતિમાં અણુશક્તિ ખૂબ મહત્વનો ફાળો આપી શકે, તે માટે વિજ્ઞાનશાસ્ત્રીઓને વિચારણા કરવા એમણે જણાવ્યું હતું.

દક્ષિણ આફ્રિકાના વડા પ્રધાન મલાને એવું નિવેદન કરેલું કે નેહરુની દૃષ્ટિ દક્ષિણ આફ્રિકા તરફ છે, તેને જવાહરે તદ્દન વાહિયાત અને ગેરમાર્ગે દોરનારા આક્ષેપ તરીકે વર્ણવ્યું. એમણે એવો આક્ષેપ કર્યો કે દક્ષિણ આફ્રિકાના વડા પ્રધાન સારાસાર વિવેકને વીસરી ગયા હોવાથી એ બાબતમાં કશું કહેવું નકામું છે. એના નિવેદનને મહત્વ આપવુંજ જરૂરી નથી. દક્ષિણ આફ્રિકાના ગોરાઓ લઘુતાગ્રન્થિથી ને રોગિષ્ટ મનોદશાથી પીડાય છે.

હિન્દના ફ્રેન્ચ સંસ્થાનો વિષે ફ્રેન્ચ સરકાર સમજૂતી પર આવી હતી. ફ્રાન્સના અખબારો હિન્દની મૈત્રી ઇચ્છતા હતા, તેથી હિન્દને ફ્રેન્ચ સંસ્થાનો સોંપી દેવાની એઓ જોરદાર માગણી કરી રહ્યાં હતાં. અને એ અંગે વાટાઘાટ કરવા ફ્રેન્ચ સરકારે હિન્દ સરકારના પ્રતિનિધિઓને પેરિસ બોલાવ્યા હતા. એટલે વિદેશખાતાં તરફથી શ્રી. આર. કે. નેહરુને જવાહરે ફ્રેન્ચ સંસ્થાનોની સત્તાસોંપણી અંગે વાટાઘાટ કરવા ફ્રાન્સ મોકલ્યા. જવાહરની શાંતિની નીતિથી, દુશ્મનોના હૃદયમાં પણ કેવો પલટો થતો હતો, તેનું આ સૂચક દૃષ્ટાન્ત છે.

ફ્રેન્ચ સરકાર પરિસ્થિતિ સમજ્યું હતું. એણે આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે હિન્દનું સ્થાન ઘણું ઉચ્ચ છે, તેનો સ્વીકાર કર્યો. જવાહરે એ મંત્રણાનું સંતોષકારક પરિણામ આવશે એવી આશા પ્રગટ કરી. અને ફ્રેન્ચ સંસ્થાનોમાં, પરવાના, પેટ્રોલ પુરવઠો, પારસલોની રવાનગી વિષે જે અંકુશો મૂકાયા હતા, તે હળવા બનાવવા હિન્દ સરકારે હુકમ છોડ્યા, જેથી વાટાઘાટ માટે શુભ વાતાવરણ જામે.

જવાહરે આંતરરાષ્ટ્રીય પ્રશ્નોની ચર્ચા કરતાં તિબેટ અંગે થયેલા ભારત-ચીન કરારનો પુરસ્કાર કર્યો. અગ્નિએશિયા સંરક્ષક કરાર, યુદ્ધની પૂર્વ તૈયારી રૂપે ગણાવી જવાહરે એ શાંતિનો ભંગ કરનાર છે એમ જણાવ્યું હતું. એશિયાની કરુણ પરિસ્થિતિનો ઉલ્લેખ કરતાં જવાહરે કહ્યું : "છેલ્લી કેટલીક સદીઓ દરમ્યાન એને સાંસ્થાનિક શાસન હેઠળ જ રહેવું પડ્યું છે, એટલું જ નહિ પણ વારંવાર બીજાઓ માટે અને બીજાઓ દ્વારા યુદ્ધની રણભૂમિ બનવું પડ્યું છે. એટલે આપણે એશિયામાં હવે યુદ્ધનું કાર્ય જો બંધ પડે અને ખાસ કરીને એશિયામાં પોતાના હેતુઓ માટે બીજા જે યુદ્ધો ચલાવી રહ્યા છે તે બંધ પડે એમ ઇચ્છીએ તો એ ગેરકાનૂની નહિ ગણાય. વળી, તાજાં જ મુક્ત થયેલાં એશિયાનાં રાષ્ટ્રોની શાંતિ એ કેવળ પવિત્ર આશા નહિ, પણ તાકીદની જરૂરિયાત રૂપ છે."

જાપાનના યુદ્ધ કેદીઓની દયાની અરજીઓ અંગેની સુનાવણી સાંભળતી અદાલત પરથી ભારતને દૂર રાખવામાં અને બ્રિટીશ હિન્દના વારસદાર રાષ્ટ્ર તરીકે પાકીસ્તાનને લેવામાં બ્રિટને જે ટેકો આપ્યો છે, તેને જવાહરે ભાગલા પછી

ઇંગ્લેંડ સામે કરારના પાયામાં જ સુરંગ ચાંપવાનો પ્રયાસ તરીકે ઓળખાવ્યો. એમણે કહ્યું : "મોટા દેશો આ પ્રમાણે વર્તે, અને આંતરરાષ્ટ્રીય જવાબદારીઓ પ્રત્યે આવું બેજવાબદારીભર્યું ને હળવું વલણ રાખે એ ચિંતાની બાબત છે."

જવાહર આ રીતે ભલે ભારત રાષ્ટ્રસમૂહમાં હોય છતાં પણ રાષ્ટ્રસમૂહનું કોઈ પણ રાજ્ય ગેરવર્તાવ કરે તો એની ખબર લઈ નાંખતા. એ કોઈની પરવા રાખતા નહિ.

રાષ્ટ્રપતિ રાજેન્દ્રપ્રસાદે, એક ખાસ હુકમ બહાર પાડીને, જમ્મુ ને કાશ્મીરના જોડાણનો સ્વીકાર કરી, એને હિન્દના અંતર્ગત ભાગ તરીકે સ્વીકાર્યો ને જોડાણ સંપૂર્ણ બન્યું: એમ છતાં કાશ્મીરનો ખાસ દરજ્જો જળવાઈ રહ્યો. કાશ્મીરની વિધાનસભાએ, આ જોડાણ મંજૂર કર્યું હતું, એટલે હવે એને ભારત સરકાર તરફથી મંજૂરી મળી, એટલે એ જોડાણ હવે કાયદેસરનું થયું. આથી કાશ્મીરનો પ્રજામત કઈ તરફ છે, એ વિષે સ્પષ્ટતા થઈ. અને કાશ્મીર પાકીસ્તાન જોડે જોડાવા ઇચ્છતું નથી તેની જગતમાં જાહેરાત થઈ.

જવાહર કોંગ્રેસના પ્રમુખ થયા, તેને અંગે સ્પષ્ટતા કરતાં એક નિવેદનમાં એમણે જણાવ્યું : "મેં એ પદ સ્વીકાર્યું–કામનો ઘણો બોજો હોવા છતાં–કારણ કે એ સિવાય બીજો માર્ગ નહોતો. હમણાં કોંગ્રેસમાં અનેક નિર્બળતાઓ, અલગતાપણું, ઝઘડાઓ, નાના મતભેદો અને આક્ષેપો વધી ગયા છે. સાથે સાથે મને એમ પણ લાગ્યું કે જો કોંગ્રેસને જીવતી નહિ રખાય, તો દેશ બરબાદ થઈ જશે. હું જાણું છું કે જવાબદારી સ્વીકારીને દેશને આગળ ધપાવવાની તાકાત ધરાવનાર આજે દેશમાં બીજો કોઈ પક્ષ કે જૂથ નથી. મને ખાતરી છે, કે, નબળાઈઓ હોવા છતાં, કોંગ્રેસ એજ એવો પક્ષ છે, કે જે છેલ્લાં સાત કટોકટી ભર્યાં અને ભયાનક વર્ષો દરમ્યાન ભારતને એક રાખવા જવાબદાર છે. કોંગ્રેસના આ બળ વગર ભારત છિન્નભિન્ન થઈ ગયું હોત......એટલા માટેજ મેં કોંગ્રેસને મજબૂત બનાવવાની અને દોરવણી આપવાની જવાબદારી લીધી. ને પ્રમુખપદ સ્વીકાર્યું."

આફ્રિકામાં પાછું જવાહર વિરોધી વાતાવરણ ઉગ્ર બનતું જતું હતું. મલાને નેહરુને ગોરાઓના દુશ્મન તરીકે ઓળખાવ્યા. ત્યાંના અખબારોએ નેહરુ વિરોધી પ્રચાર કરવા માંડ્યો. એમની સામે ખોટા આક્ષેપો મૂકયા.

જવાહરે લોકસભામાં ખ્રિસ્તી પાદરીઓ સામે કેટલાંક પગલાં લેવામાં આવ્યાં હતાં, તેની સામે કોઇ ધાર્મિક મુદ્દો નહોતો, પણ, રાજકીય કારણો હતાં,

એમ જણાવી, હિન્દમાં તો દરેક ધર્મ પ્રત્યે સહિષ્ણુતાની ભાવના છે એની ખાતરી આપી. જવાહરે એમ પણ જણાવ્યું કે હિન્દમાં જે ખ્રિસ્તી ધાર્મિક સંસ્થાઓ છે, તેમણે પરદેશ ઉપર ઝાઝો આધાર રાખવો જોઇએ નહિ. પછી એમણે દૃષ્ટાંત આપતાં કહ્યું કે હિન્દને ઇશાનખૂણે પરદેશી પાદરીઓએ રાજકારણમાં અગ્ર ભાગ લીધો હતો, એટલું જ નહિ, પણ એમણે આદિવાસીઓને હિન્દની વિરુદ્ધ બળવો કરવા ઉશ્કેર્યાં હતા, તેના પૂરાવા હિન્દ પાસે છે. એ જો કે બ્રિટીશ શાસકોનો વારસો હતો, છતાં, આજે એ વારસો કાયમ રહ્યો છે એ દુર્ભાગ્યની વાત છે. વળી, પાદરીઓ હિન્દ અને હિન્દની સંસ્કૃતિને ઉતારી પાડે છે, એવા પૂરાવા પણ મળ્યા છે. એટલે આ ત્રિવિધ દૃષ્ટિથી પાદરીઓના પ્રશ્નને હિન્દ વિચારે છે. એ પાછળ અન્ય કોઇ ઉદ્દેશ નથી. જે માનવતાનાં કાર્યો કરે છે તેવા પાદરીઓ પ્રત્યે હિન્દ સરકારને આદર છે. અને સરકાર એમની કૃતજ્ઞ છે. માત્ર અનવળચંડા રાજકીય પ્રચારનો જ હિન્દ સરકાર વિરોધ કરે છે. અને તે સામે એ ચળવળ ભયાનક રૂપ ન પકડે માટે વળતાં પગલાં લે છે.

જવાહર લોકસભાની બેઠક ખતમ થતાં એવા તો થાકી ગયા હતા, કે હવાફેર માટે થોડા દિવસ સીમલા ગયા. જવાહર પર કોંગ્રેસના પ્રમુખ તરીકે, વડાપ્રધાન તરીકે, વિદેશમંત્રી તરીકે એમ ત્રિવિધ કામનો બોજો એટલો બધો રહેતો હતો, કે એમને આરામની જરૂર હતી. એટલે એઓ ઉપડ્યા. એમને થોડા દિવસના આરામ પછી કાર્યમાં દ્વિગુણિત ઉત્સાહ જન્મે છે. જવાહર એક અઠવાડિયા માટે જ સીમલા ગયા હતા.

સીમલામાં પણ એમને પૂરતો આરામ ક્યાંથી મળે? જવાહરઘેલા માનવીઓ, જવાહરને જ્યાં ત્યાં ઘેરાઈ વળતા. જવાહરે ત્યાં એક ભાષણ આપતાં જણાવ્યું કે: "હિન્દીચીનમાં જો યુદ્ધ નહિ અટકે તો એ વધુ ફેલાવાનું જ છે. અને તેમાં જગતનાં કેટલાં રાષ્ટ્રો સંડોવાશે તે કહી શકાય નહિ. અને એ યુદ્ધ જો જગતનાં અન્ય ભાગોમાં પણ ફેલાશે તો એ ભયજનક ગણાશે. ભારત તો કોઈ પણ યુદ્ધમાં સંડોવાશે નહિ. સિવાય કે તેની ઉપર આક્રમણ કરવામાં આવે." જવાહરે ત્યાં લોકોને લોનમાં નાણાં ભરી રાષ્ટ્રવિકાસમાં સક્રિય સહાય્ય કરવા વિનંતી કરી.

[ ૫૨ ]

# કોંગ્રેસના પ્રશ્નો

જવાહર પહેલી જુને દિલ્હીથી ભોપાળ ગયા. ભોપાળ જઇ, ત્યાંથી ૨૫ માઇલ દૂર આવેલા શીહોરમાં એમણે એક જંગી સભા સમક્ષ પ્રવચન કર્યું, અને એમાં ગરીબી અને બેકારી સામે રાષ્ટ્રની તમામ શકિતઓ કેન્દ્રિત કરવા જણાવ્યું. એમણે રાષ્ટ્રની પ્રગતિ સ્વાવલંબિતા પર જ થઈ શકે એમ જણાવ્યું. એમણે એ પણ કહ્યું કે પોતે જ્યાં જ્યાં હિન્દમાં ફર્યા, ત્યાં માનવીનો વિકાસ કઈ રીતે થઇ રહ્યો છે, એનું જ એઓ સંશોધન કરતા હતા. બાંધકામ કરતાં માનવીના વ્યક્તિત્વનો વિકાસ વિશેષ મહત્વનો છે. એમણે એ પણ જણાવ્યું કે ગામડાંઓ દેશની કરોડજ્જુ છે. તેથી, આપણી કોઈપણ યોજનામાં ગ્રામવિકાસની દૃષ્ટિ સર્વપ્રથમ હોવી જોઇએ.

જવાહરે તે રાત્રે એમના માનમાં યોજાયલો પોલીસનો વિવિધરંજનાત્મક કાર્યક્રમ જોયો. એમાં લોકનૃત્યો, ગીતો, નાટ્યો વગેરેનો કાર્યક્રમ હતો. જવાહર એ જોઈ ઘણા પ્રસન્ન થયા, એમણે એની ઘણી તારીફ કરી, અને પોલીસદળની નીરસ પ્રવૃત્તિમાં આવો સાંસ્કૃતિક રસ હોય એ પ્રશસ્ય છે એમ એમણે જણાવ્યું.

બીજે દિવસે સાંજે, ભોપાળની ક્ષયરોગની ઇસ્પિતાલનું ઉદ્‌ઘાટન કરતાં જવાહરે કહ્યું કે અંગત રીતે, એઓ મોટાં શહેરોમાં મોટી ઇસ્પિતાલો બંધાય તેની વિરુદ્ધ હતા. એમની ઇચ્છા તો દૂરદૂરના ખૂણામાં પણ જલદી તબીબી રાહત મળે એવી વ્યવસ્થા થવી જોઇએ એ હતી. મોટાં શહેરોમાં મોટી મોટી ઇસ્પિતાલો બાંધવા પાછળ નાણાં ને શકિત ખર્ચવાથી, દૂરદૂરનાં ગામડાં તરફ લક્ષ નહિ આપી શકાય, એટલે શહેરમાં એક મોટી ઇસ્પિતાલ હોય, નાનાં શહેરોમાં ને કસબાઓમાં નાની નાની ઇસ્પિતાલો હોય, ને ગામડાંમાં ફરતાં દવાખાનાં હોય, એથી દરેકને એનો લાભ મળી શકે.

રાત્રે, ભોપાળ રાજ્યની હિન્દી સંઘ જોડેના જોડાણની પાંચમી જયંતીની ઉજવણીમાં ભરાયલી વિરાટસભામાં જવાહરે, એશિયાના પ્રશ્નો ઉકેલવાને જીનીવામાં ભરાયલી પરિષદનો ઉલ્લેખ કરતાં જણાવ્યું, કે, એશિયાના પ્રશ્નો ઉકેલવાને, યુરોપના એક ખૂણામાં પરિષદ ભરાય એ જરા વિચિત્ર લાગે છે, અને બીન એશિયાઈ દેશો એશિયાનું ભાવિ નક્કી કરે એ પણ એટલું જ બેહૂદું છે. પરન્તુ, કેટલાક દેશોને આખી દુનિયાના કાઝી થવાની આદત પડી ગઈ છે. અને જગત પર આધિપત્ય મેળવવાની મોટા દેશોની હરીફાઈને પરિણામે જ જગતમાં અશાંતિ એનાં મૂળ ઘાલતી જાય છે.

અમેરિકાની સરકારે, ત્યાંની જનતાને હિન્દ વિષે સાચી માહિતી પ્રાપ્ત થાય એટલા માટે, ૧૨ પાનાંની હિન્દની માહિતી આપતી પુસ્તિકા પ્રગટ કરી. એમાં હિન્દના ઔદ્યોગિક, રાજકીય, આર્થિક, સાંસ્કૃતિક વગેરે જીવનનો પરિચય આપવામાં આવ્યો હતો. અને એમાં અમેરિકાએ જે મદદ હિન્દને આપી તેનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો. એમાં જવાહરને ગાંધીજીના રાજકીય વારસદાર તરીકે ઓળખાવી કહ્યું હતું કે :

"છેલ્લાં ત્રીશ વર્ષોથી જવાહરલાલ એ હિન્દની સર્વદેશીય પ્રગતિ પાછળનું પ્રેરણાબળ છે. આઝાદી માટે એમણે જિંદગીનાં કેટલાંયે મહામૂલાં વર્ષો બંદીખાનામાં વીતાવ્યાં છે. હિન્દમાં ઘણા રાજકીય પક્ષો છે. ઘણા ધર્મસંપ્રદાયો છે. પણ, એક બાબતમાં તો બધા સંમત થાય છે, કે હિન્દની જે અભિલાષાઓ અને એષણાઓ છે તે નેહરુ દ્વારા જ યોગ્ય રીતે અભિવ્યક્ત થાય છે."

હિન્દની વિદેશનીતિ વિષે એણે કહ્યું કે :

"હિન્દ ઇચ્છે છે કે, પ્રત્યેક પ્રજાને ન્યાય, સ્વાતંત્ર્ય ને પોતાની રીતે જીવન જીવવાની તક મળે એ જરૂરનું છે. એ એમ પણ માને છે કે જગતની શાંતિ કોઈ પણ સત્તા જૂથો જોડે જોડાવાથી નહિ પણ એનાથી અળગા રહેવાથી વધારે સારી રીતે મેળવી શકાય. એ બધા દેશો જોડે મૈત્રીનો સંબંધ રાખવા ઇચ્છે છે, અને પ્રત્યેક ઉપસ્થિત થતા મુદ્દાને સ્વતંત્ર દૃષ્ટિથી તપાસે છે.

"હિન્દને સામ્રાજ્યવાદ પ્રત્યે નફરત છે. એથી પ્રત્યેક પશ્ચિમની હિલચાલને એ શંકાની દૃષ્ટિએ નિહાળે છે. એશિયાને સામ્રાજ્યવાદનો અત્યંત કડવો અનુભવ થયો છે એ સારી વાત છે. એથી ઘણા એશિયાઈ દેશો ઇચ્છે છે કે પશ્ચિમ પોતાની નેક દાનતની એમને પ્રતીતિ કરાવે."

આ પ્રકાશન, હિન્દને સમજવા એનાથી નારાજ હોય એવા પ્રદેશો પણ કરતા હતા, અને હિન્દને પોતાની તરફ જીતવાની કોશિશ કરતા હતા, તેની પ્રતીતિ કરાવે છે. હિન્દ જવાહરની સરદારી નીચે કેવું બળવાન બનતું જતું હતું, તે આનાથી જણાશે.

હિન્દના પ્રતિનિધિઓ ફ્રાન્સનાં હિન્દમાં જે સંસ્થાનો હતાં તે વિષે વાટાઘાટ કરવા ફ્રાન્સ ગયા હતા. એ વાટાઘાટનું પરિણામ કાંઈ આવ્યું નહિ. બન્ને દેશોની દૃષ્ટિ વિષે એટલો બધો મતભેદ હતો, કે બન્નેનો મેળ બેસાડવાનું શક્ય બન્યું નહિ. હિન્દ, આ ફ્રેન્ચ થાણાંઓ પરનું સાર્વભૌમત્વ ફ્રાન્સ હિન્દને તત્કાળ સોંપે એમ ઇચ્છતું હતું, જ્યારે ફ્રાન્સ હજી લોકમત લેવાની વાતો કરતું હતું. એથી મંત્રણાઓ લંબાઈ અને વંધ્ય નીવડી. હિન્દે ન્યાય, પોલીસ અને નાણાંખાતું તત્કાળ સોંપી બીજી સત્તસોંપણીનો વિધિ પાછળથી થાય એમ જણાવ્યું હતું. પણ ફ્રાન્સ તો પ્રજાને પૂછવાની તરફેણ કરતું હતું. આ રીતે જે મંત્રણા પ્રત્યે આતુરતાથી રાહ જોવાતી હતી, તે નિષ્ફળ નીવડવાથી હિન્દમાં એક પ્રકારની નિરાશા જન્મી.

જવાહરે કોંગ્રેસમાં જે આંતરિક નબળાઈઓ પ્રવેશેલી હતી, તે વિષે ખૂબ વિચારણા કર્યા પછી પ્રાદેશિક કોંગ્રેસ સમિતિઓના પ્રમુખોને કાગળ લખી જણાવ્યું. એમણે લોકોના સતત સંપર્કમાં રહીને લોકમતને ઘડવો જોઈએ, અને લોકોના મત જાણી તેને અનુકૂળ વર્તવું જોઈએ. કોંગ્રેસ પક્ષની ગમે તેટલી ઊણપો હોય, તેમ છતાં, એ ગર્વ લઈ શકે એવી એની કામગીરી છે, અને એથીજ કોંગ્રેસની જવાબદારી સવિશેષ વધી જાય છે. આજે કોંગ્રેસની સરકાર જનતાના પીઠબળથી કામ કરી રહી છે, એટલે, જે જનતાના પીઠબળ પર કોંગ્રેસ આવી મોટી જવાબદારી ઉપાડે છે તે જનતાને કોંગ્રેસે વફાદાર રહેવું જોઈએ. તેની અવહેલના કરવી એ પાપ છે. એથી કોંગ્રેસે આંતરિક ઝઘડા મૂકી દઈને, દેશના મોટા પ્રશ્નો પર લક્ષ કેન્દ્રિત કરવું જોઈએ. આ માટે કોંગ્રેસમાં શિસ્તની જરૂર છે. એમ જવાહરે જણાવ્યું.

જવાહરની કામગીરીથી એમના વિરોધીઓને પણ સંતોષ થતો હતો. આચાર્ય કૃપલાણીએ ઇન્દોરમાં એક ભાષણ આપતાં જવાહરની વિદેશનીતિ પ્રત્યે સંતોષ વ્યક્ત કર્યો હતો. તટસ્થતાની નીતિની એમણે તારીફ કરી.

માઇસોરમાં કોંગ્રેસના પ્રધાનમંડળ અને પ્રાદેશિક કોંગ્રેસના સત્તાધારીઓ વચ્ચે જબરું ભંગાણ પડ્યું. અને મામલો ગંભીર બન્યો હતો. એથી જવાહરે

એની તપાસ કરવા કોંગ્રેસના મંત્રી શ્રીમન્નારાયણ અગ્રવાલને માઇસોર મોકલ્યા. અગ્રવાલે ત્યાં જઈ તપાસ કરીને, શિસ્તભંગ કરનાર સામે કડક હાથે કામ લેવાશે એવી પ્રમુખ નેહરુ તરફથી માઇસોર કોંગ્રેસના સર્વે સભ્યોને ચેતવણી આપી. કોંગ્રેસ પ્રમુખની આવા ઝઘડાને પરિણામે થયેલી નારાજી અને એમનું દુઃખ રજૂ કરી, આવી વૃત્તિઓને દાબી દેવા જવાહર કટિબદ્ધ છે એમ જણાવ્યું.

ઑસ્ટ્રેલિયાના વિદેશમંત્રી કેસી, જવાહરની જોડે અગત્યની રાજકીય મંત્રણા કરવા દિલ્હી આવ્યા અને એશિયાના પ્રશ્નો વિષે જવાહરના વિચારોથી પરિચિત થયા. કેસીએ પત્રકાર પરિષદમાં જણાવ્યું કે કોઈપણ સમાધાન એશિયાને અનુરૂપ હોવું જોઈએ. એશિયામાં સૌથી મહત્વનો અવાજ ભારતનો છે, એથી એશિયા અંગેના કોઈપણ નિરાકરણમાં ભારતે જ અગત્યનો ભાગ ભજવવાનો છે. એથીજ જવાહરે હિન્દી ચીનના નિરાકરણ માટે ૭ મુદ્દાનો કાર્યક્રમ રજૂ કર્યો હતો. કેસીએ જવાહર જોડે દોઢ કલાક મંત્રણા કર્યા પછી જણાવ્યું કે ભારતના વિચારો જાણવા એઓ ખાસ દિલ્હી આવ્યા હતા. આ દર્શાવે છે, જવાહર આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં કેવું મહત્વનું સ્થાન ધરાવતા હતા.

જવાહર દિલ્હીથી બાર માઇલ દૂર આવેલા મખમલપુર નામના આદર્શ ગ્રામમાં ગયા અને ત્યાં એઓ ગ્રામ રચના જોઈને, ત્યાંની સુઘડ વ્યવસ્થા જોઇને પ્રસન્ન થયા. ને ત્યાં ભાષણ આપતાં એમણે ગામડાંની અગત્ય પર ભાર મૂકતાં જણાવ્યું: "હિન્દની વસ્તીનો મોટો ભાગ ગામડાંમાં રહે છે. એમને અજ્ઞાન, આળસ ને પછાતપણાની જંજાળમાંથી ઉગારવા માટે આપણે સર્વદેશીય યત્નો કરવાના છે. કારણ કે, જો ગામડાંઓ પછાત રહેશે અને એમનો વિકાસ નહિ થાય, તો સારોય દેશ પછાત રહેશે એમાં કાંઈ શંકા નથી."

ત્યાંથી જવાહર ચાંદપુર ગયા. ત્યાં લોકોએ પોતાની મહેનતથી અને અવેતન મહેનત કરીને ચાર માઈલ જેટલો લાંબો રસ્તો બાંધ્યો હતો. તેમને જવાહરે મુબારકબાદી આપી અને જાતમહેનતથી હિન્દને સમૃદ્ધ બનાવવા તેમને વિનંતી કરી. એમણે એ પણ જણાવ્યું કે પરદેશી સહાય્યથી હિન્દ કદાપિ સમૃદ્ધ બનનાર નથી. એ તો પોતાનીજ જાતમહેનતથી સમૃદ્ધ બનશે. પરાવલંબી બનવાનું હિન્દને પરવડે એમ નથી. જવાહરે આંતરિક કલહોના વિષમાં ન પડવાનો અને પોતાના વિરોધીઓ પ્રત્યે પણ ઉદાર બનવાનો એમને અનુરોધ કર્યો. એમના આસપાસના ઝઘડા પંચાયત નીમી તેની દ્વારા પતાવવા તેમને જણાવ્યું.

કોંગ્રેસમાં આપસી ઝઘડા વધ્યે જતા હતા. શિસ્ત પ્રત્યે લાપરવાહી જ્યાં જોઈએ ત્યાં હતી. દિલ્હીમાં જ કોંગ્રેસવાદીઓ વચ્ચે ઉગ્ર ઝઘડા ચાલતા હતા.

જવાહરે જણાવ્યું કે મુખ્ય પ્રધાન એ તો રાજ્યના વિશ્વાસનું પ્રતીક છે. એ દૃષ્ટિએ મુખ્ય પ્રધાનને એને ઉચિત એવાં માન ને આદર અપાવાં જોઈએ. એમણે જણાવ્યું કે કોંગ્રેસીઓ સાદામાં સાદા નિયમો પાળતા નથી અને સુજન માણસ જેવો વર્તાવ રાખતા નથી. એથી એઓ ઘણા બેચેન હતા. કોંગ્રેસ પ્રધાનોમાં પણ એકતા નહોતી. દિલ્હી રાજ્યના મુખ્ય પ્રધાન એમના સાથીઓની, ને સાથીઓ મુખ્ય પ્રધાનની ખણખોદ કરતા હતા, અને એકબીજાની વિરુદ્ધ હતા. કોઈ પ્રધાન બીજા પ્રધાનનો જાહેરમાં પ્રત્યક્ષ કે પરોક્ષ વિરોધ કરે એ પરિસ્થિતિ અસહ્ય છે એમ જવાહરે જણાવ્યું. સરકારના પ્રધાનોમાં સંગઠન, એકતા અને એકબીજાના સહારાની ભાવના હોવી જ જોઈએ.

જવાહર લોકશાહીમાં માનતા હતા. એટલે દિલ્હી કોંગ્રેસ ધારાસભાના સભ્યોનો અભિપ્રાય જાણવા એમણે પક્ષનો નેતા ચૂંટવા માટે ગુપ્ત મતદાનની વ્યવસ્થા કરી. એમણે પક્ષના સભ્યોને જણાવ્યું કે મતદાનનું પરિણામ એઓ સભ્યોને જણાવશે નહિ. કારણ કે, એ મતદાન એમની પોતાની અંગત માહિતી માટે હતું. દિલ્હી ધારાસભાના ૩૮ સભ્યોમાંથી ૩૪ એમાં હાજર રહ્યા હતા. જવાહરે બધાને સહકારથી અને ભાઈચારાથી કામ કરવા સમજાવ્યું. અને દેશની સમક્ષ મહાન પ્રશ્નો પડેલા હોય ત્યાં નાના અંગત પ્રશ્નો આગળ કરી ઝઘડા કરવા એમાં કેવી નાનમ છે તે સમજાવ્યું. જવાહરે લોકશાહી ભાવના પૂર્ણપણે અપનાવવા કહ્યું.

જવાહરે આમ ગુપ્ત મતદાન દ્વારા દિલ્હીના ધારાસભા પક્ષની બહુમતી કોની તરફ છે તે જાણી લીધું. એ એમનો એક નવો લોકશાહીનો પ્રયોગ હતો. જવાહર પ્રયોગો કર્યે જતા હતા, તેનું આ જ્વલંત દૃષ્ટાંત છે. જવાહર એટલે મૂર્તિમન્ત લોકશાહી.

[ ૫૩ ]

## ચાઉ-એન-લાઇનું હિન્દમાં આગમન

એશિયામાં બળવાન રાજ્યો બે છે : ભારત અને ચીન. વસ્તીની સંખ્યા જોઇએ, પ્રાદેશિક વિસ્તાર જોઇએ અને પોતાની એવી રાષ્ટ્ર તરીકે તાકાત જોઈએ, તો આ બે દેશોનું જ એશિયાના રાજ્યોમાં વિશેષ વર્ચસ્વ છે. અને સારીય દુનિયાની મીટ આ બે દેશો શું ધારશે એની પરજ મંડાય છે.

જીનીવામાં, એશિયાઈ પ્રશ્નોનું નિરાકરણ કરવા અને સમજૂતી પર આવવા, એક પરિષદ ભરાઈ હતી. અને એમાં સામ્યવાદી ચીનને આમંત્રણ હતું, તેથી સામ્યવાદી ચીનના વડાપ્રધાન ચાઉ-એન-લાઈ જીનીવા ગયા હતા. જવાહરને લાગ્યું કે એશિયાનો અવાજ સંગઠિત બનવો જોઈએ. એશિયાની પ્રજામાં એકરાગ છે, એમને પોતાના પ્રશ્નો સમજવાની અને ઉકેલવાની સમજ છે, એશિયાની પ્રજા જાગૃત છે અને પોતાની નવી પ્રાપ્ત કરેલી સ્વતંત્રતા જાળવી રાખવા માગે છે, એવી ભાવના પેદા કરવા, તથા એશિયાઈ પ્રશ્નો વિષે મુક્તમને વિચારણા કરવા જવાહરે ચીનના વડા પ્રધાન ચાઉ-એન-લાઇ ને, શ્રીકૃષ્ણ મેનન મારફત, જીનીવાથી પાછાં ફરતાં હિન્દ આવવાનું આમંત્રણ આપ્યું. એ આમંત્રણ ચાઉએ સહર્ષ અને સગર્વ સ્વીકાર્યું અને ત્રણ દિવસ દિલ્હીમાં રોકાવાનો એમણે કાર્યક્રમ યોજ્યો.

ચીન અને હિન્દનો સંબંધ અત્યંત મીઠો હતો, એટલુંજ નહિ, પણ સામ્યવાદી ચીનનો હિન્દે પહેલવહેલો સ્વીકાર કરેલો. અને હિન્દજ વારંવાર એમ કહેતું કે સંયુક્ત રાષ્ટ્રસંસ્થામાં સામ્યવાદી ચીનને સ્થાન મળવું જોઇએ, એટલુંજ નહિ, પણ એનો વિરોધ કરનાર જગતશાંતિને પીછેહઠ તરફ દોરી જાય છે, એમ પણ જવાહર કહેતા હતા. જવાહર તો પાછા ઇતિહાસના અભ્યાસી હતા, એટલે ચીનનો અને હિન્દનો જે સાંસ્કૃતિક સંબંધ હતો તેનાથી પણ પરિચિત હતા. માત્ર હિન્દમાં બ્રિટીશ અમલ રહ્યો તે દરમ્યાન એ સંબંધ

હિન્દ અને એશિયાઈ પ્રદેશો વચ્ચે ઓરવાઈ ગયો હતો અને એશિયાઈ પ્રદેશો વચ્ચે ખાસ સંબંધ રહ્યો નહોતો. જવાહરે ચીનની જોડેનો જૂનો સંબંધ તાજો કર્યો હતો, અને એ રીતે, હિન્દ અને ચીનનો સંબંધ ફરીથી દઢ કરી, હિન્દે એશિયાની એકતાનો પાયો નાંખ્યો હતો. જવાહર એ પાયાને વિશેષ દઢ કરવા ઇચ્છતા હતા. આથી ચાઉ–એન–લાઈએ જવાહરના નિમંત્રણનો સ્વીકાર કર્યો, કે તરતજ દિલ્હીમાં એના સ્વાગતની ભવ્ય તૈયારીઓ થવા માંડી.

ચાઉ–એન–લાઇએ પશ્ચિમમાં શિક્ષણ લીધું હતું અને એઓ ફ્રેન્ચ તથા અંગ્રેજી ઘણું સારું જાણતા હતા, છતાં, એઓ રાજકીય મંત્રણા કરતી વખતે ચીનની ભાષાજ વાપરતા. એમનામાં અજબ આત્મ શ્રદ્ધા છે. જવાહરે મુખ્યતઃ તો હિન્દીચીનના વિકટ પ્રશ્નના ઉકેલ માટે એમને આમંત્રણ આપ્યું હતું. અને એ બહાને એમનો વિચાર સમગ્ર આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિનો ખુલ્લે દિલે ચર્ચા કરવાનો હતો. જવાહર અને ચાઉની, એશિયાના મહાન દેશોના વડાની આ પહેલી જ મુલાકાત હતી. થોડા સમય પૂર્વેજ, બ્રહ્મદેશ, ઇન્ડોનેશિયા, સીલોન, પાકીસ્તાન અને હિન્દના વડાપ્રધાનો કોલંબોમાં મળ્યા હતા. એ મંત્રણા વખતે, ચાઉ–એન–લાઈને આમંત્રવામાં આવ્યા નહોતા, તે માટે, એમની સલાહ મળી નહોતી, એથી આ મુલાકાતથી એમના વિચારો જાણી, એશિયાના સર્વે દેશોના સંગઠન માટે ભૂમિકા તૈયાર કરવાની જવાહરની મહત્વાકાંક્ષા હતી. વળી, જે અવસરે અમેરિકાના પ્રમુખ આઇઝનહોવર અને બ્રિટનના વડાપ્રધાન ચર્ચીલ વચ્ચે અગ્નિએશિયાના પ્રદેશો સાથે લશ્કરી કરાર કરવાની વિચારણા માટે મુલાકાત થવાની હતી, તેજ અવસરે એશિયાના આ બે મહારાજ્યોના વડાઓ, એશિયાઈ પ્રશ્નો વિષે વિચારણા કરવા મળતા હતા એ બહુ સૂચક હતું.

ચાઉ–એન–લાઈને તેડવા જવાહરે એર ઇન્ડીયાનું એક ખાસ વિમાન જીનીવા ખાતે મોકલ્યું હતું. ચાઉ–એન–લાઇને વિમાની મથક પર વધાવવા અસાધારણ જનમેદની ઉમટશે એવી ધારણા હતી. કારણ કે, પડોશી રાષ્ટ્રના નવવિધાનની વાતો તો હિન્દમાં ઠેરઠેર પ્રચાર પામી હતી. અને એવા પડોશી વીરપુરુષનાં દર્શને હિન્દની શૌર્યઘેલી જનતા ઉમટે એમાં શાનું આશ્ચર્ય હોય? ચાઉનું સ્વાગત કરવા જવાહર જાતે જવાના હતા.

ચાઉની આ મુલાકાતથી આખું વિશ્વ આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયું હતું અને જાતજાતના વિતર્કો કરતું થઈ ગયું હતું. જવાહરે એમને માટે ભોજનસમારંભ યોજ્યો હતો અને રાજેન બાબુએ સત્કાર સમારંભ યોજ્યો હતો. વિશેષે કરીને, એશિયાના રાજકારણને આવરી લેતા બધા જ પ્રશ્નોની અંગત

ચર્ચા બન્ને કરશે, અને આ પ્રથમ અંગત પરિચય બન્ને દેશોને અને વિશ્વશાંતિને લાભદાયી થશે અને જગતનું તંગ વાતાવરણ હળવું કરવા મદદગાર થઈ પડશે એવી માન્યતા સર્વત્ર પ્રવર્તતી હતી. વળી, જવાહરની જેમ ચાઉ-એન-લાઈ વડા પ્રધાન તેમ વિદેશમંત્રી હોઈ બન્ને વચ્ચે મંત્રણા માટે સારી એવી ભૂમિકા જન્મી હતી. જવાહરે ચાઉ જોડેની મંત્રણાથી બ્રહ્મદેશ, ઈન્ડોનેશિયા અને સીલોનને વાકેફ રાખવાની જાહેરાત કરી, કે, જેથી કોઈને કશી ખોટી શંકા ઉત્પન્ન ન થાય, તથા બ્રહ્મદેશ, સીલોન, ઈન્ડોનેશિયા, હિન્દ અને ચીન વચ્ચે અનાક્રમણના કરાર થાય એવી ઈચ્છા પણ દર્શાવી. ચીનના વડાની મુલાકાત એ હિન્દ માટે એક ઐતિહાસિક અને ચિરંજીવ પ્રસંગ હતો.

ચાઉ, ૨૫ મી જુને, દિલ્હીના વિમાનઘર પર હિન્દે એમને તેડવા મોકલેલા ખાસ વિમાનમાં આવી પહોંચ્યા. પાંચ હજારની માનવમેદની એમના સ્વાગત માટે વિમાનીમથક પર ગઈ હતી. એમનો આવતાં વેંતજ જવાહરે સત્કાર કર્યો અને જ્યારે બન્ને વડા પ્રધાનોએ હાથ મીલાવ્યા ત્યારે મેદનીએ 'ચાઉ-એન-લાઈ ઝીન્દાબાદ' તથા 'ભારત-ચીન બિરાદરી ઝીન્દાબાદ'ના પોકારોથી એમને વધાવ્યા હતા. અને 'હિન્દી-ચીની ભાઈભાઈ' નાં સૂત્રોથી વાતાવરણ ગુંજી ઊઠયું હતું. સત્કાર સલામી, લોકસભા તથા રાજ્યસભાના સભ્યોનો પરિચયવિધિ, રાજપુરુષો તથા પ્રધાનોની ઓળખ વગેરે પૂરું થયાં પછી, ચાઉએ એક ટૂંકું નિવેદન કરતાં કહ્યું : "હિન્દની ઐતિહાસિક ભૂમિ પર પ્રથમ વાર પગ મૂકતાં હું ખૂબજ માન અને આનંદની લાગણી અનુભવું છું. અને ચીનની સરકાર તેમજ પ્રજાવતી, હું ભારતની સરકાર તેમજ પ્રજાનું અભિવાદન કરું છું. ચીનની સરકાર અને પ્રજા ભારતની સરકાર અને પ્રજાની મૈત્રીને ખૂબજ મહત્વ આપે છે. ચીન અને ભારતના ૯૬ કરોડ લોકોની મૈત્રી અને શાંતિ એશિયા અને વિશ્વની શાંતિની જાળવણીમાં એક મહત્વની બાબત છે. ચીન અને ભારતની મૈત્રી વધે, એશિયાના દેશો ઉત્તરોત્તર એકબીજાની વધુ અને વધુ નજદીક આવે ને વિશ્વશાંતિની સ્થાપનામાં સહાયભૂત થાય એમ હું ઈચ્છું છું." ચાઉએ આ નિવેદન ચીની ભાષામાં કર્યું હતું, જેનો પ્રથમ તરજૂમો હિન્દીમાં અને પછી અંગ્રેજીમાં કરવામાં આવ્યો હતો.

ભારતના લશ્કરી દળે ચાઉને સલામી આપી ત્યારે ચીનનું રાષ્ટ્રગીત બેંડમાં વગાડાયું હતું. એ સમયે અનેક દેશોના એલચીઓએ પણ સ્વાગતમાં ભાગ લીધો હતો. વિધિ પૂરો થયાં પછી જવાહર ચાઉને જનતાનાં ટોળાં પાસે લઈ ગયા હતા, ત્યારે લોકોએ તેમની પર ગુલાબની પાંદડીઓનો વર્ષાદ વરસાવી તેમનું

ભાવભીનું સ્વાગત કર્યું હતું, પછી તેઓ રાષ્ટ્રપતિ ભવન તરફ હંકારી ગયા હતા. ચાઉ-એન-લાઇએ આવીને પછી તરત રાજઘાટ પર જઈ રાષ્ટ્રપિતા ગાંધીજીની સમાધિ પર પુષ્પહાર અર્પણ કર્યો હતો. અને એ પ્રસંગે એઓ ખુલ્લે પગે સમાધિ પર ગયા હતા. ચીનના વડા પ્રધાન માટે ફળ ફૂલાદિથી માંડીને ચિત્રપટોની વ્યવસ્થા ઉપરાંત, રમતગમતો, તરવાના, ઘોડેસવારીના વગેરે અનેક કાર્યક્રમો રચાયા હતા. આમ છતાં બન્ને વડા પ્રધાનો છૂટથી વાટાઘાટો કરી શકે એટલા માટે પૂરતો સમય રાખીનેજ કાર્યક્રમો ઘડવામાં આવ્યા હતા. વળી, આ બન્ને વડા પ્રધાનોની મુલાકાત દરમ્યાન, ઈન્ડોનેશિયા, સીલોન તથા બ્રહ્મદેશના એલચીઓને પણ હાજર રાખવાનો પ્રબંધ કરવામાં આવ્યો.

રાજઘાટની મુલાકાત પછી ચાઉ-નેહરુ મંત્રણા શરૂ થઈ. મુલાકાત દરમ્યાન ચાઉએ એમ જણાવ્યું કે એશિયાના રાષ્ટ્રોને એક થવાનો સમય આવી પહોંચ્યો છે અને એશિયાઈ દેશોના પ્રજાના હિતની જાળવણી અર્થે સંગઠન અનિવાર્ય છે. વળી, એશિયાઈ પ્રદેશોએ એક બીજાની પડખે ઊભા રહી, અનાક્રમણ કરાર જેવાં સંગઠનને મૂર્તસ્વરૂપ આપવું જોઇએ. જવાહરની મુલાકાત પછી, ચાઉ, હિન્દના ઉપ-રાષ્ટ્રપતિ ડૉ. રાધાકૃષ્ણનને મળ્યા હતા અને મંત્રણા ચલાવી હતી.

બીજે દિવસે, જવાહર ને ચાઉ વચ્ચે ત્રણ કલાક મંત્રણા ચાલી પછી તેઓ પાછા ખાણાના ટેબલ પર મળ્યા હતા. અને મધરાત સુધી જગતના રાજકારણની ચર્ચા કરી. બન્ને વડાપ્રધાનોએ પોતપોતાના દેશની વિદેશનીતિની લંબાણથી છણાવટ કરી. હિન્દી ચીન ને એશિયાઈ સંગઠન વિષે વિચારણા કરી જોઈ. મંત્રણા વખતે જવાહરે ચીની ચા પીધી અને મંત્રણા પછી ચાઉએ હિન્દી ખાણું હિન્દી ઢબે ખાધું. નેહરુ અને ચાઉએ એશિયાઈ દેશોનું સંગઠન થાય, પરસ્પર સહકાર સધાય, તે માટે રાષ્ટ્રસમૂહનો વિચાર કર્યો અને એ રાષ્ટ્રસમૂહમાં કોઈપણ સત્તાજૂથ ઊભું કરવાનો વિચાર નહોતો એમ સ્પષ્ટ જણાવ્યું. ચાઉએ જવાહરને જણાવ્યું કે ભવિષ્યમાં જ્યારે એશિયાના પ્રશ્નો ચર્ચાય, ત્યારે એમાં એશિયાના દેશોને પૂરતું પ્રતિનિધિત્વ નહિ હોય તો એમનો દેશ એવી ચર્ચામાં ભાગ લેશે નહિ.

સાંજે, રાષ્ટ્રપતિએ ચીનના મહેમાનના માનમાં શાનદાર સમારંભ યોજ્યો હતો. એ વખતે ઉત્સવનું મનોરમ વાતાવરણ જામ્યું હતું.

અમેરિકાના અખબારો નેહરુ અને ચાઉની મંત્રણામાં ખૂબ રસ લઈ રહ્યાં હતાં. કારણ કે, એમને હતું કે સામ્યવાદી રશીયાથી સ્વતંત્ર રહીને ચીન પોતાના

રાજકીય સંબંધો બાંધે છે. એઓ એ મુલાકાત વિષે બહુ શ્રદ્ધાવાન નહોતા, કારણ કે સામ્યવાદી કોઈપણ રાજ્ય જરાપણ બળવાન બને તે એમને પોષાય એમ હતું જ નહિ.

ચાઉએ જણાવ્યું કે એમની જવાહર જોડેની મુલાકાતની નેમ એશિયામાં વધુ શાંતિ ફેલાવવા માટે હતી. દિલ્હી આવતાં પૂર્વે, ચાઉ ફ્રાન્સના વડા પ્રધાન મેનેડીઝ ફ્રાન્સને મળ્યા હતા. એથી હિન્દી ચીન વિષેનું ફ્રાન્સનું વલણ એ જાણતા હતા. એથી એ મંત્રણામાં એમને વિશેષ સુગમતા મળી. નેહરુ અને ચાઉની ત્રીજી મુલાકાત ત્રણ કલાક ચાલી. એમાં ચાઉ, નેહરુ અને દુભાષિયો એમ ત્રણ જણજ હાજર હતા. નેહરુ અંગ્રેજીમાં બોલતા હતા. ચાઉ ચીની ભાષામાં બોલતા હતા અને દુભાષિયો તરજૂમા કર્યે જતો હતો.

આ મુલાકાત ચાલતી હતી તે દરમ્યાન હિન્દ અને ચીન વચ્ચે વ્યાપારી કરાર વિષે મંત્રણા શરૂ થઈ. એવી મંત્રણા માટે વાતાવરણ સાનુકૂળ હતું. ચાઉની જોડે એમના જે વ્યાપારમંત્રીઓ આવ્યા હતા, તે હિન્દના ઉદ્યોગખાતાના અધિકારીઓ જોડે ચર્ચા કરતા હતા.

ચાઉ અને નેહરૂ બન્ને એમ માનતા હતા કે અમેરિકા તથા યુરોપના દેશો એશિયાના અમુક દેશો જોડે જે લશ્કરી સહાયના કરારો વગેરે કરે છે, તે એશિયાની એકતાને વિઘાતક છે. એશિયાના રાજ્યોને પૂરતી સ્વતંત્રતા તેમજ પોતાની નીતિ ઘડવાની અનુકૂળતા હોવી જોઇએ. બહારનું દબાણ એશિયાના વિકાસનો માર્ગ રૂંધે છે. એ પરિસ્થિતિનો સામનો કરવાની બન્ને મહારથીઓએ વિચારણા કરી હતી.

જવાહર ચાઉ જોડે જે જે મંત્રણાઓ કરતા તેની પૂરી વિગતથી, બ્રહ્મદેશ, સીલોન ને ઇન્ડોનેશિયાને પરિચિત રાખતા હતા. ચાઉ એમ માનતા હતા કે એશિયાઇ શાંતિના હિતમાં એશિયાના દેશોએ વારંવાર મળીને પોતાના પ્રશ્નો બહારની ડખલ સિવાય અન્યોન્ય સહકારથી ને ખેલદિલીથી વિચારવા જોઈએ. એશિયાના પ્રદેશોના અન્યોન્ય વ્યવહાર માટે કેટલાક સિદ્ધાંતોની વિચારણા આ ઐતિહાસિક મંત્રણાદ્વારા થઇ હતી. એમાં બધા દેશોની સાર્વભૌમત્વનો સ્વીકાર; એક બીજા પર આક્રમણ ન કરવાની બાંયધરી; એકબીજાની આંતરિક બાબતોમાં બીનદરમ્યાનગીરી અને શાંતિભર્યું સહઅસ્તિત્વ; આ સિદ્ધાંતો જો એશિયાઈ દેશો એકબીજા પ્રત્યે સ્વીકારે તો, પરસ્પર સુખચેનથી અને વિશ્વાસથી રહી શકે. જવાહર અને ચાઉએ, પ્રત્યેક દિન જેટલી લંબાણથી

વાતચીત ચલાવી એ દર્શાવે છે, કે એમની વાતોનું ક્ષેત્ર અત્યંત વિસ્તૃત હશે અને પરસ્પર સમજૂતી પણ સારી પેઠે થઈ હશે.

ચીનના વડા પ્રધાનના માનમાં ખાણાંનો મેળાવડો થયો, ત્યારે જવાહરે ચાઉનું સ્વાગત કરતાં જણાવ્યું : "હિન્દ અને ચીન બન્ને સારા પડોશીઓ છે અને છેલ્લાં બે હજાર વર્ષોમાં બન્ને પ્રજા વચ્ચે કોઈપણ જાતનું સંઘર્ષણ થયું જ નથી. પંદર વર્ષ પહેલાં હું જ્યારે ચીન ગયો, ત્યારે મને ચાઉ-એન-લાઈ ને મળવાની જબરી ખ્વાહેશ હતી, પરન્તુ, કમનસીબે મારી એ ખ્વાહેશ તે વખતે ફળી નહિ. પરન્તુ, આજે મને એમને મળવાનો ને પિછાણવાનો સુઅવસર સાંપડ્યો છે. અમે મિત્રો તરીકે અને રાજ્યના વડા તરીકે એમ બન્ને રીતે એક-બીજાને મળ્યા છીએ. આ રાજ્યો એકબીજા જોડે કેવી રીતે વર્તે છે, કેવો સહકાર સાધે છે, એમાં માત્ર એશિયાને જ નહિ પણ આખી દુનિયાને રસ છે. એવા સહકારને પરિણામે જ જગતની શાંતિ સ્થપાશે."

ચાઉએ જવાબ આપતાં હિન્દના આતિથ્યની મુક્ત મને પ્રશંસા કરી. અને ચીનની પ્રજા વતી ખાતરી આપી કે સહકાર અને ખેલદિલીની ઝંખના જેટલી હિન્દની છે તેટલી જ ચીનની અને ચીનની પ્રજાની છે. હિન્દે કોરિયાના યુદ્ધમાં અને હિન્દી ચીનની લડાઈમાં શાંતિ સ્થાપવા જે પ્રયાસો કર્યા તેની ચાઉએ મુક્તકંઠે પ્રશંસા કરી.

ચાઉ ત્રીજે દિવસે દિલ્હીમાં ફરવા નીકળ્યા. એઓ કુતુબમિનાર, લાલ કિલ્લો તથા જુમા મસ્જિદ જોઈ આવ્યા. અને પછી નિરાશ્રિતોની છાવણી જોવા ગયા. નિરાશ્રિતોની છાવણી જોવાની એમણે પોતે ઇચ્છા દર્શાવી હતી, કારણ કે, સરકાર નિરાશ્રિતોના પુનર્વસવાટ માટે કેવાં પગલાં લે છે તે એમને જાણવું હતું. ચાઉ દિલ્હીમાં નીકળ્યા, ત્યારે પડોશી રાજ્યના વડા પ્રત્યે લોકોનો પ્રેમ એટલો બધો વર્ષ્યો કે, ચાઉની ઉપર પુષ્પોનો વર્ષાદ ઠેકઠેકાણેથી વર્ષ્યો, અને ચાઉ જ્યાં જ્યાં ગયા ત્યાંથી 'હિન્દી–ચીની–ભાઈ–ભાઈ' અને 'ચાઉ–એન–લાઈ ઝીન્દાબાદ' નાં સૂત્રો પોકારાયાં.

ત્રીજે દિવસે, પુનઃ જવાહર અને ચાઉની મંત્રણા ચાલુ રહી અને ચાર કલાક સુધી બન્નેની મંત્રણાનો આખરી તબક્કો ચાલ્યો. એ બન્નેની કુલ મંત્રણા બાર કલાક સુધી ચાલી. એમણે જગતના રાજકારણના લગભગ બધાજ પ્રશ્નોની ચર્ચા કરી અને બન્નેની સમાન ભૂમિકા ગોતી કાઢી. મંત્રણા પૂરી થયા પછી ચાઉએ પત્રકારોને મુલાકાત આપતા જણાવ્યું કે: "મારી અને હિન્દના વડા

પ્રધાન નેહરુની મંત્રણા એશિયા અને વિશ્વમાં શાંતિને મજબૂત બનાવવામાં સહાયભૂત નીવડી છે." એમણે સો જેટલા પ્રશ્નોમાંથી પાંચ પ્રશ્નો પસંદ કરીને, એના જવાબ આપતાં શાંતિપ્રિય રાષ્ટ્રોને વિશ્વની તંગદિલી ઘટાડવાના પ્રયાસો ચાલુ રાખવાનો, યુદ્ધનો વિરોધ કરવાનો, શાંતિનું રક્ષણ કરવાનો અને કેટલાક લોકોની અવરોધક પ્રવૃત્તિઓ અટકાવવાનો અનુરોધ કર્યો હતો. એમણે કહ્યું કે ચીનના તિબેટના પ્રદેશ અને ભારત વચ્ચેના વેપાર વિનિમય અંગે આ વર્ષના એપ્રિલ માસમાં ભારત અને ચીન વચ્ચે થયેલા કરારના મુખ્ય ભાગમાંના પાંચ સિદ્ધાંતો ચીન અને ભારતના સંબંધની ચાવીરૂપ બની રહેશે. આ સિદ્ધાંતો :

૧. એક બીજાની પ્રાદેશિક અખંડિતતા અને સાર્વભૌમત્વ પ્રત્યે માન.

૨. પરસ્પર બીન આક્રમણ.

૩. એકબીજાની આંતરિક બાબતોમાં બીનદરમ્યાનગીરી.

૪. સમાનતા.

૫. પરસ્પર લાભ અને સહઅસ્તિત્વ.

આ પાંચ સિદ્ધાંતો, માત્ર આ દેશ માટે જ નહિ, પરન્તુ, એશિયાના બીજા દેશો તેમજ વિશ્વના દેશો માટે પણ સારા છે. આ સિદ્ધાંતો એશિયામાં વિસ્તૃત રીતે લાગુ પડશે, તો યુદ્ધનો ભય ટળશે અને એશિયાઈ રાજ્યોમાં સહકારની શક્યતાનો વધારો થશે. જગતનાં કેટલાંક રાષ્ટ્રો, બીજાં રાષ્ટ્રોમાં દરમ્યાનગીરી કરી, તેઓની પોતાની રીતે જીવવાની તૈયારીમાં અવરોધ નાંખતા હતા, તેની ચાઉએ ટીકા કરી હતી એટલું જ નહિ પણ એ પ્રકારની પ્રવૃત્તિઓને વખોડી કાઢી હતી.

ચાઉ આગ્રા ફરી આવ્યા ને જગતની અજાયબીઓમાંના એક એવા ભવ્ય અને ઐતિહાસિક તાજમહાલને જોઇ આવ્યા. ત્યાં એમને તાજમહાલની નાની આકૃતિ ભેટ આપવામાં આવી. તે રાત્રે આકાશવાણીના દિલ્હી કેન્દ્રથી, પ્રવચન કરતાં ચાઉએ જણાવ્યું કે :

"મને શ્રદ્ધા છે કે ચીન અને ભારતનો સમાન પુરુષાર્થ એશિયામાં તેમજ જગતભરમાં શાંતિ સ્થાપવા ખરેખર મહાન પથપ્રદર્શક બની રહેશે. મૈત્રીમાંથી હમેશાં બળ પ્રગટે છે, અને અત્યારે જ્યારે એશિયાની શાંતિ પર બહારનો ભય ઝઝૂમી રહ્યો છે, તે વખતે ચીન અને ભારતની ૯૬ કરોડની પ્રજાની મૈત્રીથી એશિયામાં તેમજ જગતભરમાં શાંતિ જાળવવા માટે પ્રચંડ બળ નિર્માણ થશે. સૈકેસૈકાના ઇતિહાસે, આ બે મહાન દેશો વચ્ચે શાંતિપૂર્વક થયેલા સાંસ્કૃતિક

અને આર્થિક વિનિમયની નોંધ લીધી છે. પણ એ મહાન દેશો વચ્ચે કયારેય દુશ્મનાવટ થઈ જાણ્યામાં નથી. હજી થોડાં વર્ષો પૂર્વે આ બન્ને દેશોએ વિદેશી સંસ્થાનોનાં દમન અને યાતના સહ્યાં હતાં અને બન્નેએ સ્વાધીનતા માટેની લડત આદરી હતી. અને એકજ ધ્યેય માટે લડતાં રહીને, બન્ને રાષ્ટ્રોએ અન્યોન્ય માટેની સહાનુભૂતિ અને પારસ્પરિક સમજણને ઊંડી બનાવી છે. વળી, લોકપ્રજાસત્તાક ચીન અને પ્રજાસત્તાક ભારતની સ્થાપના થઈ તે પછીથી બન્ને રાષ્ટ્રો વચ્ચેની પરંપરાગત મિત્રાચારી પણ ગાઢ અને સુદૃઢ થઈ છે."

ચાર દિવસની મંત્રણા બાદ, જવાહર અને ચાઉએ મંત્રણા વિષે સંયુક્ત નિવેદન પ્રગટ કર્યું. એમાં જણાવ્યું કે : "હિન્દી ચીનમાંના રાજદ્વારી સમાધાનનો ઉદ્દેશ મુક્ત લોકશાહી, અખંડ અને સ્વતંત્ર રાજ્યોની રચના હોવી જોઈએ. અને આ રાજ્યોનો ઉપયોગ આક્રમક હેતુઓ અને વિદેશોની દરમ્યાનગીરી માટે ન થવો જોઈએ. તિબેટ અંગેના ભારત અને ચીનના કરારમાં જે મુદ્દાઓ હતા, તે પાંચ મુદ્દાઓ—પંચશીલા–વિશ્વની તંગદિલી દૂર કરવા સહાયભૂત થશે. એ સિદ્ધાંતો અમલી બને, તો તંગદિલી ઓછી થાય."

આ ઐતિહાસિક મુલાકાતમાં, વર્તમાન રાજકારણમાં અસાધારણ એવો 'પંચશીલા' નો મહત્વનો સિદ્ધાંત સ્વીકારાયો. એ સિદ્ધાંતની વિશેષતા એ હતી, કે એ સર્વસ્વીકાર્ય બને એવો હતો. એમાં કોઈપણ વિરોધ લઈ શકે એમ નહોતું. અને સાથેસાથ દુનિયાની તંગદિલી એ હળવી કરી શકે એવી શકયતા એમાં હતી. દુનિયાને માટે આ કરાર એક શાંતિના માર્ગનું દર્શન કરાવતો હતો.

આમ શાંતિનું માર્ગદર્શન કરીને, ચાઉએ હિન્દની વિદાય લીધી. વિમાની મથકે એમને ભવ્ય વિદાય અપાઈ. અને ચાઉએ નેહરુને ચીન આવવા ભાવભર્યું અને ઉષ્માભર્યું આમંત્રણ આપ્યું. જવાહર અને ચાઉ ગાઢ મિત્રો બન્યા હતા. ચિની હિન્દી પ્રજા ભાઈ બની હતી અને બન્ને એ ખભેખભાં મિલાવીને કામ કરવા કમ્મર કસી હતી. જવાહર–ચાઉ મંત્રણા એ એશિયાના ઇતિહાસમાં તથા એશિયાના રાજકારણમાં એક અભૂતપૂર્વ ઐતિહાસિક ઘટના હતી. ૯૬ કરોડ પ્રજા એક બીજાની નજદીક આવી હતી. આ મિલન એશિયાની સર્વદેશીય પ્રગતિનું સૂચક હતું. પૂર્વ માટે આમાં ભવિષ્યની જ્વલંત આગાહી હતી. જગતની મીટ હવેથી પશ્ચિમને બદલે પૂર્વ તરફ મંડાઈ હતી. જવાહરની એશિયાની એકતાની નીતિને વિજય સાંપડ્યો હતો. અને ખરેખર એશિયાની જાગૃત પ્રજામાં જવાહરનો અને હિન્દનો ડંકો વાગતો હતો.

જવાહરે દિલ્હી આવી એક અખબારી પરિષદમાં અનેક પ્રશ્નોના ઉત્તર આપતાં અમેરિકાની સહાય વિષે જણાવ્યું, કે, જો અમેરિકા હિન્દને આર્થિક સહાય આપવાની ના પાડે, તો તેનું હિન્દને જરાય દુઃખ નથી. પણ એ સહાયની સાથે પ્રગટ કે પ્રછન્ન શરતો લાદવામાં આવે કે જેથી રાષ્ટ્રની સ્વતંત્રતાને હાનિ પહોંચે તેનો વિરોધ છે. આપણે હમેશાં સારું જ ઈચ્છવું પણ બૂરાનો સામનો કરવા પૂરતી તૈયારી રાખવી. જવાહરે એ પણ જણાવ્યું કે : "હું સામ્યવાદી ફિલસૂફીમાં માનતો નથી. જો કે, મને એનો સમાનતાનો સિદ્ધાંત ગમે છે અને અકિંચનોના જીવનને ઊંચે લાવવાના પ્રયત્નો ગમે છે. તેવીજ રીતે અમેરિકાની ઘણીય નીતિ મને ગમતી નથી. એમ છતાં, એ પ્રશ્ન જુદો છે ને એમની જોડે મૈત્રીનો નાતો એ જુદો પ્રશ્ન છે.....ભૂતકાળમાં એશિયાના પ્રશ્નો એશિયાની બહાર ચર્ચાતા અને હજી એ વૃત્તિ કાયમ છે. પણ હવે એ જમાનો ગયો છે, અને એશિયાના મતની અવગણના કર્યે હવે પશ્ચિમના દેશોને પાલવવાનું નથી. આથીજ મારું ને ચાઉનું નિવેદન ચોમેરથી સારા પ્રમાણમાં સત્કાર પામ્યું છે."

૮ મી જુલાઇએ, જવાહરે ભારતની પંચવર્ષીય યોજનાનું એક મહાન લક્ષ્ય, ભાકરાનાંગલ બંધના એક ભાગ સમા નાંગલ હાઇડેલ અને ભાકરા નહેરોનાં બાંધકામ પર, એનું ઉદ્ઘાટન કરી કળશ ચઢાવ્યો હતો. ને, એમણે ખાસ તૈયાર કરેલા મંચ પરથી જેવું વિજળીનું બટન દાબ્યું તેવુંજ સતલજ નદીનું ધૂધવતું પાણી ભાકરા નેહરોમાં ધસમસતું વહેવા માંડયું હતું. જવાહરે એ વખતે એ યોજનાને રાષ્ટ્રમાં થઈ રહેલી ભગીરથ ક્રાન્તિની યોજના તરીકે ઓળખાવી હતી અને એ ક્રાન્તિ રચનાત્મક કાર્યક્રમ કરતાં પણ વધારે અગત્યની છે એમ જણાવ્યું હતું. આવી યોજનાઓથી રાષ્ટ્રની પ્રછન્ન શકિત પ્રગટ થાય છે. ભાંકરા નાંગલ જે થોડાં વર્ષ પહેલાં એક ગામડું હતું તેનું નામ આ યોજનાથી દુનિયામાં ગાજતું થયું છે ને એ રાષ્ટ્રના ભવ્ય પુરુષાર્થનું ક્ષેત્ર બની રહ્યું છે. એ પુરુષાર્થથી ભાગલા બાદ પંજાબની જે દુર્દશા થઈ રહી છે તેનો અંત આવશે. એ યોજના રાજસ્થાન, પંજાબ અને પેપ્સુની સૂરત પલટાવી નાંખનારી અને સદીઓ જૂની રણવિસ્તાર અને અર્ધરણવિસ્તારને જળસિંચનથી લીલુંછમ બનાવનારી વિરાટ્ યોજના છે.

જવાહરે એ મહાન યોજનાનું ઉદ્ઘાટન કર્યું ત્યારે વાતાવરણ ઉત્સવપૂર્ણ હતું. ધ્વજાઓ ફરકતી હતી. ફટાકડા ફૂટતા હતા. તોરણોથી સમગ્ર માર્ગ સુશોભિત બનાવાયો હતો. જવાહરે જેવું બટન દાબ્યું કે નહેરના દરવાજા ખૂલ્યા ને પાણી ધસ્યું કે લોકોએ ગગન ભેદી જય ઘોષ કર્યો. જવાહરે એ બંધનુ ઉદ્ઘાટન કરતાં

જણાવ્યું કે, પાકીસ્તાને જે વિલંબ કર્યો અને નહેરનાં પાણી વિષે ખોટો ઝઘડો કર્યો ને વિશ્વબેંક સમક્ષ એ પ્રશ્ન ગયો, એટલે ભારતે વિશ્વબેંકને જણાવ્યું કે એ ઝઘડો પતે નહિ ત્યાંસુધી કાંઈ ભારતની વિકાસયોજના અટકાવી શકાય નહિ. એથી ભારતે ઉતાવળ કરી. જવાહરે વધુમાં જણાવ્યું કે હિન્દ પાકીસ્તાનને કોઈ પણ પ્રકારનું નુકસાન કરવા માગતું નથી, અને નુકસાન થાય એમ ઇચ્છતું પણ નથી. હિન્દ એવું માનવતા વિહીન નથી અને એ હિન્દની સંસ્કૃતિમાં નથી. ઊલટું, પાકીસ્તાનનો પાણીનો પૂરવઠો વધે એ માટે ભારત એને મદદ કરવા તૈયાર છે. જવાહરે આ પ્રસંગે પાકીસ્તાનને સીધું સંભળાવ્યું કે હિન્દના લોકો કામ કરવાની ભાવનાથી કામ કરે છે, જ્યારે પાકીસ્તાનના લોકોની શક્તિ તોફાનો કરવામાં અને તેના પડોશીઓ પ્રત્યે ગાળાગાળી કરવામાંજ વેડફાઈ રહી છે. પાકીસ્તાનમાં દેશના ઘડતર માટેના ઉત્સાહનો અભાવ છે. સતલજનું પાણી ન લેવાનો પાકીસ્તાનનો હિન્દને આગ્રહ ખોટો છે. કારણ કે, હિન્દ વર્ષો સુધી ભૂખે મરે અને પોતાનો વિકાસ ન સાધે એવી માગણી બેહૂદી છે.

આ બંધ વિષે જવાહરે જણાવ્યું કે એનાથી સાત વર્ષમાં તો સારાય ગ્રામવિસ્તારમાં રૂપરંગ સદંતર પલટાઈ જશે. આવાં કાર્યો હું જોઉં છું ત્યારે હું વધારે ધાર્મિક બનું છું. આ યોજના એ ભારતની વધતી જતી શક્તિ અને રાષ્ટ્રની આગેકદમની કૃતનિશ્ચયતાના જીવતા શાહેદ સમાન છે.

ઉદ્ઘાટન કરી, જવાહરે નાંગલમાં મળેલી એક વિરાટ સભામાં ભારતના સામ્યવાદીઓ હિન્દ હજી સ્વતંત્ર નથી એમ કહેતા હતા, તેમની સખત ઝાટકણી કરતાં જણાવ્યું કે : "એઓ ગમે એવી સારી વાતો કરે છતાં પણ તેમનું મન વિદેશી વિચારસરણીએ કબજે લીધું છે. અને તેને પરિણામે વિદેશી અસરે તેમના હાથપગ જકડી લીધા છે." જવાહરે જણાવ્યું કે, આજે સંપૂર્ણ સ્વતંત્ર હોય તેવા થોડા દેશોમાં ભારતનું સ્થાન છે. કોઈપણ પ્રકારની ધાકધમકી કે લાલચને વશ હિન્દ થવાનું નથી, એજ હિન્દની સાચી સ્વતંત્રતાની કસોટી છે.'

પંજાબના વડા પ્રધાને આ બંધને જવાહરબંધ નામ આપવાનું સૂચવતાં જવાહર છેડાઈ પડ્યા હતા અને જણાવ્યું કે દેશની યોજના સાથે વ્યક્તિનું નામ જોડવું એ બેહૂદું છે. આ યોજના લોકકલ્યાણ માટે છે, વ્યક્તિની યાદગીરી માટે નહિ. આ પ્રસંગ જવાહર પોતાનું વ્યક્તિત્વ દેશહિતમાં સમાવતા હતા, અને, જે નિરભિમાનીતાથી દેશસેવા કરતા હતા તેનું જ્વલંત પ્રતીક છે.

જવાહરની જગતશાંતિ માટેની કામગીરીની દુનિયામાં કેવી પ્રબળ અસર પડતી હતી, તેનું દૃષ્ટાન્ત મીસરના વડા પ્રધાન નાસરે જવાહરલાલ પર એક

સંદેશો મોકલ્યો તેનાથી પ્રતીત થાય છે. એમણે જણાવ્યું કે એઓ જવાહરલાલના એશિયાઈ દેશોની પ્રજા તરફના અને જગતશાંતિ માટેના મહાન પ્રયાસો સાથે સંપૂર્ણપણે સહમત થાય છે. અને તાજેતરમાંજ મુકત થયેલા એશિયાઈ દેશોની શાંતિમય, સામાજિક અને આર્થિક પુનર્રચનાના મહાન કાર્યમાં સામ્યવાદીઓ કે બીન સામ્યવાદીઓની ડખલ ન થાય, તે માટેના જવાહરના પ્રયત્નોમાં એઓ સહમત છે. આ સંદેશો, નાસરે, જીનીવા મજૂર પરિષદમાં ગયેલા, ભારતના પ્રતિનિધિને સ્વદેશ પાછા ફરતાં, તેમને ખાસ મીસર બોલાવીને આપ્યો હતો. એ એમની જવાહર પ્રત્યેની સહૃદયતા દર્શાવે છે.

પાકીસ્તાને ભાકરાનાંગલ નહેરના ઉદ્ઘાટન સામે સખત વિરોધ દર્શાવ્યો, અને હિન્દે આંતરરાષ્ટ્રીય સમજૂતીનો ભંગ કર્યો છે એવો હિન્દ ઉપર આક્ષેપ મૂકયો. અને આ નહેરને અંગે, પાકીસ્તાનના પૂરવઠામાં જે નુકસાન થશે, તે માટે નુકસાની માગવાનો પોતાનો અધિકાર છે એમ જણાવ્યું. પાકીસ્તાનના વડા પ્રધાને એ નહેરના ઉદ્ઘાટનથી જગતની શાંતિ ભયમાં મૂકાઈ છે એવી ઘોષણા કરી અને પાકીસ્તાનને માટે એ જીવનમરણનો સવાલ છે એમ જણાવ્યું. આ રીતે ભારત સામે ઝેર ફેલાવી, ભારતને હલકું પાડવાની એક પણ તક પાકીસ્તાન જતું કરતું નહોતું, અને ઘર આંગણેની પોતાની નબળાઈ માટે એ ભારતનેજ ભાંડવામાં પોતાનું ઇતિકર્તવ્ય માનતું હતું.

બીજી તરફથી, રાજ્યપુનર્ઘટના માટે, દેશભરમાં ચાલી રહેલું આંદોલન ઉગ્ર સ્વરૂપ લેતું હતું. આથી જવાહરને અત્યંત દુઃખ થતું હતું. દરેક પ્રદેશને પોતાના પ્રદેશવિસ્તારની જન્મેલી ઝંખના દેશને હાનિકર્તા છે તે તરફ એમણે કોંગ્રેસ કાર્યકર્તાઓનું લક્ષ ખેંચ્યું. અને એવી વિઘાતક અસરથી લોકોને ચેતાવવાની તેમની ફરજ છે એમ જણાવ્યું. જો આમ પડોશી પ્રદેશો એકબીજા જોડે ઝઘડશે તો કેન્દ્ર બધી સત્તા પોતાના હાથમાં બંધારણ અનુસાર લઈ લેશે એવી ચેતવણી પણ જવાહરે આપી.

જવાહર અલાહાબાદ ગયા. ને ત્યાં એમણે એક પ્રવચનમાં, અન્નનો મુશ્કેલ પ્રશ્ન અન્નમંત્રી રફી અહમદ કીડવાઈએ જે રીતે આસાન બનાવ્યો, ને, અંકુશો નાબૂદ કરી પ્રજાની મોટામાં મોટી સેવા કરી. તે માટે તેમને અભિનંદન આપ્યાં અને તેમની સફળ કામગીરીની તેમજ વિરાટ શકિતની તારીફ કરી.

ઇન્ડો ચાઈનામાં શાંતિ સ્થપાઈ ને સમાધાન થયું, ને હિન્દના પ્રયત્નોને કામયાબી મળી તે માટે જવાહરે સંતોષ વ્યકત કર્યો. અને એથી એશિયામાં

તંગદિલી ઓછી થશે, એવી ઇચ્છા પ્રગટ કરી. ને ફ્રાન્સના નવા વડાપ્રધાન જે શાંતિચાહક હતા અને સમાધાન માટે કારણભૂત હતા, તેઓ પોતાનું વચન પાળશે એવી આશા વ્યક્ત કરી.

અલાહાબાદથી ચુનાર જઇ, સરકારે અઢી કરોડ રૂપિયાને ખર્ચે, બાંધેલી ચુનાર-રોબર્ટગંજ રેલ્વેનું જવાહરે ઉદ્‌ઘાટન કર્યું. આ નવી રેલ્વે, ટેકરીવાળા હરિયાળા નૈસર્ગિક સૌન્દર્યથી ભરપૂર પ્રદેશમાંથી જતી હતી અને બંધ તથા સિમેંટના કારખાનાંને મદદરૂપ નીવડે એ હેતુથી બાંધવામાં આવી હતી.

સાંજે અલાહાબાદની વિરાટ સભામાં ભાષણ આપતાં જવાહરે પ્રજા સમાજવાદી પક્ષની વિઘાતક પ્રવૃત્તિ પર ટીકા કરતાં કહ્યું કે એ પક્ષ ફક્ત ખોટી ટીકાઓ જ કર્યા કરે છે, એ એમનું વિચારનું ને કાર્યપદ્ધતિનું દેવાળું સૂચવે છે. બસો અઢીસો પ્રજા સમાજવાદી પક્ષના સભ્યો આનંદભવનમાં જઈ સૂત્રો ઉચ્ચારતા હતા, તેની ટીકા કરતાં જવાહરે જણાવ્યું કે: "જો એમના ચારપાંચ પ્રતિનિધિઓ કોઇપણ ચોક્કસ મુદ્દા પર ચર્ચા કરવા મળ્યા હોત તો હું જરૂર એમની જોડે વાટાઘાટ કરત. પણ આવી અર્થહીન ધાંધલનો કશો અર્થ નહોતો. એ પક્ષના સિદ્ધાંતો અને કાર્યપદ્ધતિ મને સમજાતાંજ નથી. કોંગ્રેસ પછી એમને જે પક્ષ તરફ આદર છે તે પ્રજાસમાજવાદી પક્ષ છે પણ આજે નથી એની પાસે ધ્યેય, નથી કોઈ નીતિ, કે નથી કોઈ દૃષ્ટિ."

એ જ સભામાં આપણી શિક્ષણ પદ્ધતિને પણ જવાહરે વખોડી કાઢી હતી, અને એને તદ્દન નકામી તરીકે ઓળખાવી હતી. જવાહરે જણાવ્યું કે: "પ્રાથમિક ને માધ્યમિક શિક્ષણમાં પાયાની કેળવણી અપનાવીશું તોજ શિક્ષણમાં સાચી ક્રાન્તિ આવશે. મારા અભિપ્રાય પ્રમાણે પ્રાથમિકથી યુનિવર્સીટી સુધીનું શિક્ષણ મફત હોવું જોઈએ. પણ આજની આર્થિક પરિસ્થિતિમાં એ શક્ય નથી." વિદ્યાપીઠના શિક્ષણમાં જે ગેરશિસ્ત પ્રવર્તતી હતી, તેની ટીકા કરતાં એમણે અને વખોડી કાઢી હતી. તોફાનો ન્યાયને માટે, સિદ્ધાંતો માટે, આદર્શો માટે હોવાં જોઇએ. ગંભીર પ્રશ્નો પરત્વે હોવાં જોઇએ, નહિ કે ક્ષુલ્લક, અર્થહીન અને નજીવાં કારણો માટે.

અલાહાબાદથી જવાહર મીર્ઝાપુર ગયા અને ત્યાં એક લાખની જંગી સભા સમક્ષ આંતરરાષ્ટ્રીય પ્રવાહોની સમીક્ષા કરતાં આંતરરાષ્ટ્રીય ઝઘડાના કારણોમાં ચીનની ઉપેક્ષા અને સલામતી સમિતિમાં ચીનનો અસ્વીકાર એમણે ઓળખાવ્યાં. ચીનનો અસ્વીકાર એટલે વાસ્તવિક પરિસ્થિતિ તરફ આંખ

મીંચામણા. હિન્દની પરિસ્થિતિ અવલોકતાં એમણે અંકુશોની જે કુશળતાથી નાબૂદી શકય બની, અને જનતાની પારાવાર હાડમારી દૂર થઈ શકી તે માટે અન્નમંત્રીની ઠીક ઠીક પ્રશંસા કરી હતી.

જવાહર એ જેવા રાજકીય પુરુષ છે તેવાજ એઓ સાહિત્યકાર છે. તેથી, એમણે, વાલ્મિકી રામાયણના એક પ્રકાશન પર પ્રસ્તાવના લખી, તેમાં જણાવ્યું: "હું કાંઈ સાહિત્યકાર નથી, ને મારું સંસ્કૃતનું જ્ઞાન ઘણુંજ ઓછું છે. પણ આપણી સંસ્કૃતિના પ્રતિબિમ્બ સમા એ મહાકાવ્યનું રસપાન કરવા માટે સંસ્કૃતના ઘેરા જ્ઞાનની જરૂર નથી. એણે હજારો વર્ષો થયાં આપણી ભાવનાઓ, મનીષાઓ ને સંસ્કારના ઘડતરનું કામ કર્યું છે. ખેતરમાં કામ કરતા ખેડૂતથી કે કારખાનામાં કામ કરતા મજૂરથી માંડીને મહાલયોમાં મહાલતા ધનિકો સુધી સર્વેનાં રામ ને સીતા એ આત્મીય સ્વજન બની ગયાં છે. આપણા ઉત્સવોમાં–વિશેષે કરીને ઉત્તરપ્રદેશમાં–રામજન્મોત્સવ એ અતિ ઉત્સાહવર્ધક હોય છે. વાલ્મિકીએ મહાકાવ્ય લખ્યું ને પછી તુલસીદાસજીએ માનવના જીવન જોડે, એને દૈનંદિન ભાષામાં મૂકીને વણી નાંખ્યું. એ કાવ્ય આજે ભારતીય સંસ્કૃતિનું પ્રેરણાઝરણ છે અને જગતસાહિત્યમાં અનન્ય સ્થાન ધરાવે છે. હું બાળક હતો ત્યારેજ આ આપણા ભારતે મને મુગ્ધ બનાવ્યો છે. ઘણીવાર એ જાણે જાદુઈ દેશ હોય એમ મને લાગે છે. અને જેમ જેમ હું એને વધારે જોઉં છું તેમ તેમ મારો રસ વિશેષ અને વિશેષ ઘેરો બનતો જાય છે. મારું જીવન એટલે હિન્દની ખોજ. હિન્દમાં વૈવિધ્ય છતાં એકતા છે. આવા દેશનું દર્શન કર્યા વિના એની મહત્તાનો ખ્યાલ આવવો મુશ્કેલ છે. એની પર ગમે એટલું આક્રમણ થવા છતાં એણે પોતાનું વ્યક્તિત્વ, સાંસ્કારિક વૈશિષ્ટ્ય જાળવી રાખ્યું છે. આપણે આવા ગ્રન્થો દ્વારા ભૂતકાળનો જીવંત સંપર્ક સાધી શકીએ છીએ અને ભૂતકાળના ગૌરવ અને મહત્તામાંથી સતત પ્રેરણા લઈ શકીએ છીએ." આ દર્શાવે છે, કે, જવાહર રાજકારણમાં ગળાસુધી ડૂબેલા હોવા છતાં, એમને સાહિત્યમાં ને કલામાં પણ એટલો જ રસ છે. એ જ્ઞાની છે, ચિંતક છે, દ્રષ્ટા છે, તેથી તો રાજકારણમાં પણ એમને સફળતા મળે છે. એમનોઆત્મા સૌન્દર્ય શોધકનો છે.

જવાહરની કોંગ્રેસના પ્રમુખ તરીકેની મુદત પૂરી થવા આવી હતી, પરન્તુ, એમના માર્ગદર્શનની હિન્દને અને કોંગ્રેસને ઘણી જરૂર હતી, કારણ કે, એક તો ચૂંટણી પાસે આવતી હતી, અને એથી કોઈ પ્રબળ માનવી કોંગ્રેસના સૂત્રસંચાલક તરીકે હોય તોજ, કોંગ્રેસને બહુ મોટી બહુમતીએ વિજય મળે એમ હતું.

૧૮ મી જુલાઇએ જવાહરે કોંગ્રેસ કારોબારીની સભા બોલાવી અને મહત્વના રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય પ્રશ્નો વિષે ચર્ચા કરી.' હિન્દી ચીનની તહકુબી અંગે, ચાઉની જોડેની પોતાની વાતો અંગે સભ્યોને માહિતી આપી અને અવિધિસર ઠરાવોની ચર્ચા કરી. જવાહરે જણાવ્યું કે પોતે જો હિન્દી ચીનનું સમાધાન થશે તો ઑક્ટોબરમાં ચીન જશે. કારોબારીએ ગ્રામ પંચાયત પેટા સમિતિના અહેવાલની વિચારણા કરી. મિલકત અંગેના વળતરને વિષે તથા અશ્લીલ ચિત્રો ને પીળાં પત્રકારત્વ વિષે આવતી મુશ્કેલીઓનો નિકાલ કરવા બંધારણમાં ફેરફાર કરવા વિચારાયું.

જીનીવામાં એશિયાઈ પ્રશ્નો વિષે જે વાટાઘાટો ચાલતી હતી તેનું સફળ પરિણામ આવ્યું તેથી જવાહર સંતુષ્ટ થયા. અને આવી સમજૂતીની ભાવના એશિયાના પ્રશ્નોના ઉકેલમાં સહાયભૂત થશે એમ જણાવ્યું. એમણે કહ્યું કે યુદ્ધ પછીના યુગની એ સમાધાની એ નોંધપાત્ર સિદ્ધિ છે. ફ્રાન્સ, બ્રિટન, રશીયાના વિદેશમંત્રી ને વિએટ નીમ વચ્ચે થયેલી સમજૂતી પર ચારે જણે સહી કરી. એથી સમગ્ર પ્રદેશમાં યુદ્ધ બંધ કરવાની જાહેરાત થઈ. અને હિન્દી ચીન અંગેની પરિષદમાં હાજર રહેલી નવ સત્તાઓએ એ સંધિને મંજૂરી આપી. એશિયાની શાંતિને મૂંઝવતા પ્રશ્નનો આમ શાંતિભર્યો ઉકેલ આવ્યો, તેથી સમગ્ર વિશ્વમાં આનંદનું વાતાવરણ છાઈ રહ્યું, અને ફ્રાન્સના વડાપ્રધાનના સમાધાનીકારક વલણથી, જગતે રાહતનો શ્વાસ લીધો અને વિશ્વશાંતિની દિશામાં જગતે એક આગેકદમ ભર્યું.

આ સમાધાન થતાં વેંત જવાહર તરત અખિલ ભારત કોંગ્રેસ સમિતિની બેઠકનું પ્રમુખસ્થાન સંભાળવા અજમેર ગયા. હિન્દીચીનની તહકુબીમાં નીરીક્ષણ પંચનું પ્રમુખપદ હિન્દને આપવામાં આવે તો એ લેશે કે કેમ એવા પ્રશ્નનો ગર્ભિત રીતે જવાહરે જવાબ આપ્યો કે, એના બધા મુદ્દાઓ જાણ્યા પછી ચોક્કસ જવાબ આપી શકાય. પણ મોટે ભાગે તો હિન્દ એ સ્વીકારશે એમ જણાવ્યું, કારણ કે વિશ્વમાં શાંતિની જાળવણી કરવા હિન્દ હંમેશ તત્પર હોય છે એમ જવાહરે કહ્યું.'

'અજમેરમાં કારોબારીએ અધિકૃત રીતે જે ઠરાવો ઘડ્યા, તેમાં, ફ્રાન્સની હિન્દમાંની વસાહતો વિષે સમજૂતીથી સમાધાન થાય એવી શ્રદ્ધા વ્યક્ત કરતો, હિન્દનાં ફીરંગી થાણાં વિષે પોર્ટુગલની દમનનીતિ પ્રત્યે ખેદ દર્શાવતો, હિન્દના ઔદ્યોગિક વિકાસ માટે બીજી પંચવર્ષીય યોજનામાં ઉદ્યોગના વિકાસની જોગવાઇ માટે આગ્રહ કરતો, સંપૂર્ણ રોજગારી તથા સામાજિક અને આર્થિક ન્યાયની માગણી કરતો, ઉદ્યોગોમાં ખાનગી ક્ષેત્રોના વિકાસ માટે પૂર્ણ શક્યતાની જાહેરાત

કરતો, ખેડે તેની જમીન નો જમીન સુધારણાનો અગત્યનો સિદ્ધાંત રજૂ કરતો અને હિન્દીચીનતી સમાધાની અંગે સંતોષ વ્યકત કરતો : એમ અનેક અગત્યના ઠરાવો જવાહરની પ્રેરણા, માર્ગદર્શન અને સૂચના અનુસાર અજમેરમાં પસાર થયા.

૨૫મી જુલાઇએ જ્યારે મહાસમિતિની બેઠક મળી ત્યારે શરૂઆતમાં જવાહરે હિન્દે જગતના મહાદેશોનો વિશ્વાસ મેળવ્યો છે, ને હિન્દી ચીન તહકુબી પંચનું પ્રમુખપદ હિન્દે સ્વીકાર્યું છે એવી જાહેરાત કરી હતી. ને ફ્રાન્સના વડાપ્રધાને એ સમાધાનમાં જે સુતરદીગીરી, દીર્ઘદૃષ્ટિ ને ઉદારતા દાખવી તે માટે તેની તારીફ કરી હતી. જવાહરે દેશની આંતરિક સ્થિતિ ચર્ચતાં રચનાત્મક કાર્ય ઉપર ભાર મૂકયો હતો અને રચનાત્મક કાર્ય વિના દેશનું માળખું ટકી નહિ શકે એવી ચિંતા વ્યકત કરી હતી. હિન્દની બેરોજગારી ટાળવાને માટે સત્વર પગલાં લેવાવાં જોઈએ એમ જણાવ્યું હતું. પરોક્ષ રીતે સામ્યવાદીઓ અને પ્રજા સમાજવાદીઓ પર ટીકા કરતાં કહ્યું કે, સરઘસ કાઢવાથી કે પથ્થરો ને રોડાં ફેંકવાથી કાંઇ ક્રાન્તિ સર્જાતી નથી. એ તો નરી મૂર્ખાઈ ને ગાંડપણ છે. સામાજિક વ્યવસ્થાનું માળખું આમૂલાગ્ર પલટવું એમાં જ ખરી ક્રાન્તિ રહેલી છે, અને એ ક્રાન્તિ શાંતિમય અને અહિંસાપ્રધાન હોવી જોઇએ.

જવાહરે ચીન પ્રત્યે વાસ્તવિક દૃષ્ટિબિન્દુ અપનાવવા વિનંતી કરી. વળી, વિદેશી થાણાંઓનો પ્રશ્ન પણ મૈત્રીભરી રીતે ઉકેલાઇ જશે એવી શ્રધ્ધા વ્યકત કરી હતી. આજ ઐતિહાસિક સંમેલનમાં જવાહરે રાષ્ટ્રમાં આજે લોકપ્રિય બનેલું એવું "આરામ હરામ હૈ" નું સૂત્ર આપ્યું. એમણે કહ્યું : "સદીઓ સુધી આપણે હિન્દીઓ બીજાનાં પૂતળાં અને રમકડાં જેવાં રહ્યા હતા. પણ આજે આપણે જગતના તખ્તા પર ભાગ લઇ રહ્યા છીએ ને આપણી સાર્વત્રિક સ્થિતિ સુધારવા માટે ભગીરથ પ્રયાસો કરીએ છીએ. ને સાથે સાથે દુનિયામાં બીજાઓનું ભાવિ સુધારવા પણ પ્રયત્ન કરીએ છીએ. આજે આખું જગત રસપૂર્વક હિન્દ તરફ મીટ માંડી રહ્યું છે, તેનું કારણ એ છે કે હિન્દ જે કાંઈ કરે છે યા નથી કરતું તેની અસર જગત પર થાય છે."

આ રીતે અજમેરમાં મહાસમિતિની બેઠક એ જવાહરના કોંગ્રેસ પરના પૂર્ણ વર્ચસ્વનું પ્રતીક હતું. કારણ કે, લગભગ બધાજ ઠરાવો, સરળતાથી વિના વિરોધે પસાર થયા હતા. અને કયાંય વિરોધી સૂર સંભળાયો નહોતો.

મહાસમિતિની બેઠક પૂરી થતાં, જવાહરે હરિજન સંમેલનનું ઉદ્દઘાટન કર્યું. અને તેમાં નાતજાતના ભેદો નાબૂદ કરવા અનુરોધ કર્યો, અને જણાવ્યું કે :

"ભારત એ દુનિયાનું પ્રાચીન રાષ્ટ્ર છે. પ્રાચીન વારસામાં કેટલીક ચીજો સારી પણ છે અને કેટલીક ખરાબ પણ છે. કેટલીક ખરાબ ચીજો મોટા રૂપે રહેલી છે. સર્વને ન્યાય મળે માટે ધારો ઘડાવો જોઈએ, પણ સાથે સાથે માનવીનાં મનનાં જાળાં પણ નાબૂદ થવાં જોઈએ. આપણે તો એવી સમાજરચના ઘડવી જોઈએ કે જેમાં બધાંને સમાન તક સાંપડી રહે."

અજમેર અધિવેશનની સફળ પૂર્ણાહુતિ થતાં જવાહરે દિલ્હી આવીને પ્રાદેશિક કોંગ્રેસ સમિતિના પ્રમુખોને પરિપત્ર પાઠવી જણાવ્યું કે: "કોંગ્રેસવાદીઓને રચનાત્મક કાર્ય તરફ જરા પણ દુર્લક્ષ કરવું પાલવે એમ નથી. આપણું કાર્ય લોકસભા કે વિધાનસભાની ચૂંટણીમાં જીતવાનું છે એવો ભ્રમ સેવવો જોઈએ નહિ. અજમેર અધિવેશને એક આગેકદમ ભર્યું છે અને હવે આપણે એ દિશામાં કૂચ કર્યે જવાની છે." જવાહરે એ પણ જણાવ્યું કે: "આપણા અધિવેશનમાં, હજારોની સંખ્યામાં જે સંખ્યાબંધ માણસો હાજર રહે છે, તેમની હાજરીમાં આપણે ખુલ્લે દિલે ચર્ચા કરી શકતા નથી, અને સંકોચ અનુભવીએ છીએ. એટલે આપણે ભવિષ્યમાં ખુલ્લે દિલે અને મુક્ત મને ચર્ચા કરી શકીએ તેથી, આપણી આગામી બેઠકો વિષે આપણને નવી દષ્ટિએ વિચારણા કરવી પડશે."

[૫૫]

# ગીરીનું રાજીનામું

હિન્દીચીન અંગે, જે મહારાજ્યો વચ્ચે સમાધાન થયું હતું, તેમાં તહકુબી નિરીક્ષણ પંચમાં હિન્દ, કેનેડા ને પોલેંડ હતાં. એ ત્રણે દેશના પ્રતિનિધિઓ પ્રાથમિક ચર્ચા માટે દિલ્હીમાં મળ્યા. એ વખતે એમને સંબોધતાં જવાહરે જણાવ્યું કે: "જીનીવામાં જે સમાધાન થયું તે એટલું દર્શાવે છે કે પ્રત્યેક રાષ્ટ્ર શાંતિ ચાહે છે. સમાધાનની કલમોમાં શાંતિપંચને એટલી બધી કામગીરી સોંપી છે કે આપણા અવિધિસરના પ્રતિનિધિઓ ત્યાં જઈ કાર્યની મોજણી કરે એ વધારે જરૂરનું છે." જવાહરે પંચના સભ્યો સર્વાનુમતીથી અને પૂર્ણ સહકારથી વર્તે એમ ઈચ્છયું હતું. અને તેટલા માટેજ પ્રાથમિક બેઠક બોલાવી હતી એમ જણાવ્યું.

દિલ્હીની પ્રાદેશિક કોંગ્રેસસમિતિમાં બે જૂથો પડી ગયાં હતાં. એઓ હમેશાં એકબીજાની જોડે ઝઘડા કરતાં હતાં. સમિતિના પ્રમુખ અને પ્રધાનો ઝઘડતા, એક બીજાનું વાંકું બોલતા અને પૂર્વગ્રહોથી કામ કરતા. જવાહરે સ્થિતિ વણસતાં વચ્ચે પડીને બન્ને પક્ષોને કેટલાંક કડવાં વચનો કહ્યાં. એમણે જણાવ્યું કે પ્રધાનો જેવા જવાબદાર હોદ્દા પર કામ કરતી વ્યક્તિઓએ હમેશાં યાદ રાખવું જોઈએ કે લોકશાહી સંસ્થાની કામગીરીમાં બાંધછોડની ખૂબ જરૂર હોય છે, એટલે તેમણે વધુ પડતાં કડક ને મિજાજી વલણો અખત્યાર ન કરવાં જોઈએ. એમણે ભારતની પ્રજાની પ્રશંસા કરતાં કહ્યું કે: "ભારતની પ્રજાનો યોગ્ય રીતે અને શ્રદ્ધાથી સંપર્ક સાધવામાં આવે તો એઓ મૈત્રી અને વિશ્વાસથી એનો પ્રત્યુત્તર વાળે છે. એથી કોંગ્રેસવાદીઓએ સતત જનતાના ગાઢ સંપર્કમાં રહેવું જોઈએ. દિલ્હી રાજ્યમાં ત્રણ પ્રધાનો ને બે ઉપ-પ્રધાનો હતા. એનો વાંધો લેતાં જવાહરે જણાવ્યું કે દિલ્હી જેવાં નાનાં રાજ્ય માટે એ ખર્ચ ઘણો ભારે છે. એટલે ત્રણ પ્રધાનો પૂરતા છે." જવાહરે જાતતપાસ કરી, કોંગ્રેસ ધારાસભા

પક્ષની વારંવાર બેઠકો મેળવવાની ને ઝઘડા પતાવવાની અગત્ય સમજાવી હતી. પરિણામે, દિલ્હીના બે ઉપ-પ્રધાનોએ રાજીનામાં આપ્યાં. મુશ્કેલીનો અંત આવ્યો ને સુખદ સમાધાન થઈ શક્યું.

જવાહર દિલ્હીથી ચંબા ગયા અને ત્યાં ભાષણ કરતાં ગરીબી નાબૂદ કરી નવા હિન્દની રચના કરવાની ધાર્મિક પ્રતિજ્ઞા લેવા લોકોને કહ્યું. જવાહરે જણાવ્યું કે આઝાદી પ્રાપ્તિ એ યાત્રાનો એક તબક્કો હતો, નવરચના એ યાત્રાનો બીજો તબક્કો છે. એ માટે વધુ અનાજનું અને બીજી વસ્તુઓનું ઉત્પાદન કરવાનું એમણે જણાવ્યું. નાતજાતના પૂર્વગ્રહો નાબૂદ કરવા કટિબદ્ધ થવા ઉપદેશ આપ્યો ને ગાંધીજી તથા ટિળકે જેને રચી હતી એવી કોંગ્રેસને પીઠબળ આપવા વિનંતી કરી.

દક્ષિણ આફ્રિકાના વડાપ્રધાન મલાને દક્ષિણ આફ્રિકાને હિન્દના આક્રમણનો ભય છે એમ એક અખબારી પ્રતિનિધિની મુલાકાતમાં કહ્યું કે, નેહરુ આરબ રાજ્યોના પણ નેતા થઈ બેઠા છે, એટલું જ નહિ, પણ બધા બીનયુરોપીય દેશો એના કાબુમાં હોય એમ એ વર્તે છે. નેહરુની વિદેશનીતિ તો આફ્રિકામાંથી યુરોપીયનોને હાંકી કાઢવાની છે અને એવી પ્રવૃત્તિઓને એ આડકતરી રીતે મદદ પણ કરે છે. એમણે દુનિયાનું ભાવિ ચાર દેશો નક્કી કરી શકે એમ કહી હિન્દ, ચીન, રશીયા ને અમેરિકાનાં નામો ગણાવ્યાં. મલાન પોતાની રંગભેદની નીતિનો બચાવ કરવા જવાહર સામે ખોટા આક્ષેપો કરી દુનિયાની આંખમાં ધૂળ નાંખવા માગતો હતો. ખરું જોતાં એની નીતિ હિન્દવિરોધી હતી. તેનો બચાવ એ હિન્દની નીતિ આફ્રિકાવિરોધી છે એમ કહી કરતો હતો. જવાહરે પોતાની નેમ કોઈની પર આક્રમણ કરવાની નથી, એ લગભગ રોજ-બ-રોજ જણાવ્યું હતું. પણ જવાહરની વાતને વિકૃત રીતે રજૂ કરવામાં જ મલાનનો સ્વાર્થ હતો, પણ એથી જગતની આંખમાં કાંઈ ધૂળ નાંખી શકાવાની નહોતી.

જવાહર ચંબાથી ડેલ્હાઉસિ ગયા અને ત્યાં હિન્દીઓને જૂની ઘરેડમાંથી નીસરી નવી દૃષ્ટિએ વિચાર કરવા જણાવ્યું. જમીન, ઉદ્યોગ વગેરેમાં ક્ષણે ક્ષણે ઝડપથી બદલાતી દુનિયામાં જૂની ઘરેડથી વિચાર કર્યે નહિ ચાલે, એમ એમણે ખુલ્લી વાણી ઉચ્ચારી. વળી, નવહિન્દના માનસ વિષે સ્પષ્ટીકરણ કરતાં, શિક્ષિતોના ને શહેરીઓના માનસ પર પ્રહાર કરતાં એમણે કહ્યું: "નવા હિન્દમાં કોટ નેકટાઈ માનસ હવે ચાલવા દેવામાં નહિ આવે. એમનું હવે અહીં સ્થાન નથી. સ્ત્રીઓ ફેશનમાંથી ઊંચી આવતી નથી ને એશઆરામમાં જીવે છે. દ્રવ્યનું ક્ષુલ્લક પ્રદર્શન એ માણસાઈની નિશાની નથી. એ તો અભિમાનિતા ને આછકલાપણાનું

ચિહ્ન છે જે અનિષ્ટ છે. આજે તો જે માનવી ગરીબની જોડે પોતાનું તાદાત્મ્ય સાધે કે જે મહેનત કરે તેની બોલબાલા છે."

જવાહરે પંજાબીઓની સખત કામ કરવાની શક્તિને વખાણી, ને ભાગલાથી પંજાબમાં થયેલો સર્વનાશ, પંજાબીઓના પુરુષાર્થથી સર્વોદયમાં પરિણામશે એવી શ્રદ્ધા એમણે દર્શાવી.

જવાહરે ગાંધીજીને પોતાના ગુરુ તરીકે ઓળખાવી જણાવ્યું કે: "ગાંધીજીને ચરણે બેસી હું ત્રીશ વરસ પાઠો ભણ્યો છું. એ જેટલા પ્રેમાળ હતા તેટલાજ કામ કરાવવામાં અત્યંત કડક અને ક્રૂર હતા. એમણે અમને સખત કામ કરતાં શીખવ્યું. જેલમાં જવાની કઠિનાઈ નહોતી, કારણ ત્યાં તો આરામ મળતો. પણ બહાર જ સખત કામ કરવાની એમણે અમને તાલીમ આપી, ને રાતદિવસ અમારી પાસે કામ લીધું. જ્યારે આજનો યુવક તો, સૂત્રો ઉચ્ચારવામાં જ શૂરો છે." જવાહરે યુવાનો, ડૅાક્ટરો, ઇજનેરો ને બીજા નિષ્ણાતોની શહેરમાં ભરાઈ રહેવાની વૃત્તિને પણ વખોડી કાઢી હતી અને તેમને ગામડામાં જઈ જનસેવા કરવાને જણાવ્યું હતું.

ડેલ્હાઉસિથી જવાહર પઠાણકોટ ગયા. ત્યાં એક વિરાટ સભાને ઉદ્દેશતાં એમણે, હિન્દની જનતા અને કાશ્મીરની જનતા વચ્ચે એકદિલ હોવું જોઈએ એમ કહી, હિન્દને કાશ્મીરનો સંબંધ દિનપ્રતિદિન વધુ ને વધુ ગાઢ બનતો જતો હતો એમ જણાવ્યું હતું. અને રાજ્યોનાં સંબંધ કરતાં હૃદયનું જોડાણ એજ સાચું જોડાણ છે એમ કહ્યું હતું. પઠાણકોટમાં કેટલાક કોમવાદીઓ લોકોમાં ખોટું ઝેર ફેલાવતા હતા, તેનો સામનો કરવા એમણે પડકાર કર્યો ને સરકાર એવી કોમી પ્રવૃત્તિઓને સખત હાથે દાબી દેશે એમ નિશ્ચયાત્મક શબ્દોમાં ફૂંફાડો કર્યો.

અમદાવાદમાં કોઈ વિદ્યાર્થીએ પ્રજાસમાજવાદી નેતા આચાર્ય કૃપલાની ને પ્રશ્ન પૂછ્યો કે: "તમને નેહરુની ઇર્ષા આવે છે?" સ્વાભાવિક રીતે થોડા જ દિવસો પૂર્વે પ્રજાસમાજવાદી પક્ષ વિષે જવાહરે જે અત્યંત કડક ને ક્રૂર શબ્દાવલિ વાપરી હતી, તે જોતાં આચાર્ય સાહેબ આ પ્રશ્નના જવાબમાં જવાહર વિરુદ્ધ કાંઈ કહેશે એવી અપેક્ષા રાખી શકાય. પણ આચાર્યે એમની વિનોદ પ્રધાનશૈલિમાં, જવાહરની મુક્તકંઠે તારીફ કરતાં કહ્યું: "મારા દિલમાં ઇર્ષા છે કે નહિ એ તો કોઈ માનસચિકિત્સક કહી શકે. પણ મારી પાસે જે ફાજલ સમય છે, જે આરામ ને સુખચેન છે, જે શાંતિ છે, જે મનમાં ફાવ્યું તે

બોલવાની છૂટ છે, જે સ્વતંત્રતા છે, તેથી, મને નેહરુની નહિ પણ નેહરુને મારી ઈર્ષા તો ચોક્કસ આવતી હશે. મને નેહરુની જે સર્વશક્તિમત્તા છે, કે, જે ગાંધીજીએ ચીંધેલા માર્ગ તરફ વળી રહી છે તેની ઈર્ષા જરૂર આવે છે."

જવાહરની સામે મલાને જે આક્ષેપો મૂકેલા તેનો રદિયો જોહાનિસબર્ગના વોલ્ટર સીસેલુએ આપતાં જણાવ્યું કે એ આક્ષેપો નેહરુ ગોરા નથી એટલે જ મૂકાયા છે. જવાહરનો ગુનો એટલોજ કે એઓ રંગભેદનો વિરોધ કરે છે. વોલ્ટરે વધુમાં જણાવ્યું કે મલાનનો અભિપ્રાય દક્ષિણ આફ્રિકાની સમગ્ર ગોરી પ્રજાનો નથી પણ એનો અંગત છે.

પ્રાદેશિક કોંગ્રેસના પ્રમુખોને એક બીજો પરિપત્ર પાઠવી, જવાહરે, નાતજાતના ભેદો ને કોમવાદને ઉખેડી નાંખવાની પ્રવૃત્તિ હાથ ધરવા જણાવ્યું. ને ખ્રિસ્તી પાદરીઓ, હિન્દ વિરુદ્ધ પ્રચાર આદિવાસીઓમાં કરતા હતા, તેથી હિન્દે તેમની સામે પગલાં લીધાં છે, તેઓ ખ્રિસ્તી છે એટલા માટે નહિ એ વાત જનતાને સમજાવવા જણાવ્યું. જવાહર દેશના વડાપ્રધાન અને કોંગ્રેસના પ્રમુખ એ બે જવાબદારીઓ સંભાળતા હોવા છતાં, બન્ને પ્રવૃત્તિઓ કેટલી કુશળતાથી, ચપળતાથી ને સંપૂર્ણતાથી કરતા તેનું આ દૃષ્ટાન્ત છે. એમનું મન સવ્યસાચી હતુ. ગમે ત્યારે ગમે તે દિશામાં કામ કરી શકતું. એમણે ભાષાવાર પ્રાંતરચના માટે થતા ઉહાપોહ ને અવળા પ્રચાર માટે પણ ચેતવણી આપી, કે, જ્યાં સુધી રાજ્યપુનર્ઘટના પંચનો અહેવાલ પ્રગટ ન થાય ત્યાંસુધી જાહેરમાં ઉગ્ર પ્રચાર કરવો એ ગેરડહાપણભર્યું હતું, દેશની એકતાને ખંડિત કરનારું પગલું હતું. ન્યાય મેળવવા પણ ખોટું પગલું લેવાય નહિ એની એમણે કોંગ્રેસવાદીઓને જાણ કરી. ધ્યેય અને ધ્યેયશુદ્ધિ માટે શુદ્ધ માર્ગની અગત્ય સમજાવી.

અખબારના તંત્રીની પરિષદ સમક્ષ ભાષણ આપતાં, હિન્દની સંવેદનાની એકતા લાવવા અખબારો શો ફાળો આપી શકે તેનું એમણે વેધક ચિત્ર દોર્યું હતુ, ને સમાજ પરિવર્તન તેમના દ્વારા વધુ ત્વરિત ગતિથી થાય છે એમ જાહેર કર્યું હતું. અખબારના તંત્રીઓને કોમવાદ, નાતવાદ વગેરે અનિષ્ટો સામે જોરશોરથી પ્રચાર કરવા એમણે વિનંતી કરી દેશની પ્રગતિ સાધવામાં મદદ કરવા સમજાવ્યું હતું.

ગોવા અંગેની ભારતની નીતિ વિષે ઉલ્લેખ કરતાં જવાહરે તંત્રી પરિષદમાં જણાવ્યું કે: "સામાન્યતઃ બીનગોવાવાસીઓ ગોવામાં ન જાય એમ હું ઇચ્છું છું. પણ એ સાથે ગોવાવાસીઓની પ્રવૃત્તિઓને હું રોકવાનો નથી. અને એમને અહિંસાની નીતિને વળગી રહેવાનો હું આગ્રહ કરું છું." ગોવાની સશસ્ત્ર

તૈયારીઓથી હિન્દ ડરતું નથી એમ જણાવી એમણે ઉમેર્યું કે: "હિન્દ ધારે તો ક્ષણવારમાં ગોવાનો કબજો લઈ શકે એમ છે. પણ અમે એમ કરવા માગતા નથી, એમ કર્યું નથી ને કરનાના પણ નથી."

પંદરમી ઑગસ્ટે આઝાદ હિન્દને સાત વર્ષ થયાં, એટલામાં તો આવા કાબેલ મહાપુરુષના વિરલ નેતૃત્વ નીચે, હિમાલય જેવડી મહાન મુશ્કેલીઓ અને અવરોધો વચ્ચે, હિન્દે કેટકેટલાં વિજય પ્રસ્થાન કર્યાં! ભાખરા નાંગલ જેવી નહેરો, જળસિંચાઈ યોજનાઓ, વિજ્ઞાન સંશોધનકેન્દ્રો, અન્ન સ્વાવલંબન, આર્થિક સ્થિરતા, પંચવર્ષીયયોજનાનો વિકાસ, હિન્દીચીનમાં શાંતિ સ્થાપવાના પ્રયાસોમાં મળેલી અસાધારણ સફળતા, ચાઉ જોડેની ઐતિહાસિક મુલાકાતમાંથી જન્મેલી પંચશીલાદ્વારા જગતશાંતિની ભવ્ય ભાવના, ઔદ્યોગિક વિકાસ, આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ભારતની ઉત્તરોત્તર વધતી જતી પ્રતિષ્ઠા, એમ કેટકેટલી આગેકૂચ હિન્દે કરી હતી? જવાહરે આ સિદ્ધિઓની સમીક્ષા કરતાં, સ્વાતંત્ર્યદિન ઉત્સવના પ્રવચનમાં જણાવ્યું કે, હિન્દ વિદેશીથાણાંનું અસ્તિત્વ બરદાસ્ત કરનાર નથી અને એની મુક્તિ માટે શાંતિભર્યો માર્ગ લેશેજ. પાકીસ્તાન જોડે પણ હિન્દ મૈત્રી ઇચ્છે છે એમ જાહેર કર્યું ને હિન્દ પોતાના બળ પર ઝઝૂમવા માગે છે એમ કહી, પરોક્ષ રીતે, પાકીસ્તાનને મળનારી અમેરિકાની મદદ પર કટાક્ષ કર્યો. ભારતનો માર્ગ એ ગાંધીજીનો ચીંધેલો મંગળમાર્ગ છે. એની યાત્રા મંગળયાત્રા છે. એની દૃષ્ટિ સર્વેને ન્યાય મળે એવી છે, તે સ્પષ્ટ કર્યું હતું. ભારતની એકતા પર ભાર મૂકી એ એકતામાં અવરોધો ઉભા કરનાર પ્રત્યેક તત્વનો જવાહરે સામનો કરવા તત્પર રહી નવું ભારત રચવા તૈયાર થવા કહ્યું, ને 'આરામ હરામ હૈ'નું સૂત્ર પુનઃ ઉચ્ચાર્યું.

હિન્દનાં ભિન્ન ભિન્ન ક્ષેત્રો જેવાં કે રાજકીય, વૈજ્ઞાનિક, સાંસ્કૃતિક, સાહિત્યિક, કલાવિષયક, શૈક્ષણિક તથા સામાજિક ક્ષેત્રોમાં નામ કાઢનાર, બુદ્ધિશાળી અને પ્રતિભાશાળી વ્યક્તિઓને, તેઓની સેવાની કદરદાનીના પ્રતીક તરીકે, ભારત સરકારે, સ્વાતંત્ર્યદિને, 'ભારત રત્ન' તથા 'પદ્મવિભૂષણ' ના ખિતાબો અર્પ્યા. હિન્દમાં 'ભારત રત્ન' નો મહામૂલો ઇલ્કાબ મેળવનારાઓમાં શ્રી. રાજગોપાલાચારી, ડૉ. રાધાકૃષ્ણન અને ડૉ. રામણ પ્રથમ હતા. વર્તમાન હિન્દમાં 'ભારત રત્ન' નો ઇલ્કાબ એ મોટામાં મોટો ઇલ્કાબ છે અને એ ઇલ્કાબ લોકોત્તર વ્યક્તિઓને આપવામાં આવે છે. 'પદ્મવિભૂષણ'નો ખિતાબ સામાન્યતઃ કેળવણીકારો, સામાજિક કાર્યકરો, કલાકારો, શિક્ષણ શાસ્ત્રીઓ, રચનાત્મક કાર્યકરો, ઇજનેરો તથા ડૉક્ટરોને તેઓની સેવા બદલ આપવામાં આવે છે. બ્રિટીશ

શાસન કાળમાં 'નાઇટહૂડ' તથા માનચાંદની જે પદ્ધતિ પ્રચલિત હતી તેને સ્થાને જવાહરે આપણા દેશને અનુરૂપ આ નવી પ્રથા દાખલ કરી. અને યોગ્ય વ્યક્તિઓની યોગ્ય રીતે કદર કરવાની જવાહરની આ અભિનવ પદ્ધતિ એ એમની વિશાળ અને સર્વવ્યાપી દૃષ્ટિ સૂચવે છે. આ પ્રથામાં વ્યક્તિની માનવતાની, બુદ્ધિ પ્રતિભાની, સર્જકશક્તિની તથા ત્યાગ ભાવનાની કદર થાય છે, નહિ કે તેની અઢળક સંપત્તિની કે તેની જાહોજલાલીની. આ પ્રથા દાખલ કરી જવાહરે હિન્દીઓનાં હૈયાં હરી લીધાં. આ પ્રથાનો અમલ પ્રતિવર્ષ થાય છે અને ભારત સરકાર પ્રતિવર્ષ પોતાનાં પનોતાં પુત્રો અને પુત્રીઓની કદર કરે છે, એ આનંદ અને ગર્વની વાત છે.

જવાહરે પોર્ટુગિઝ થાણાં હિન્દમાં જોડાઈ જાય એવી જે માગણી કરી હતી, તેને ઠેરઠેરથી ટેકો મળ્યો. કેનેડા, ફ્રાન્સ, બ્રિટન, રશીયા વગેરે દેશોએ એ માગણી યોગ્ય છે એમ જણાવ્યું ને જવાહરે પોર્ટુગીઝ સંસ્કૃતિમાં હસ્તક્ષેપ કરવામાં નહિ આવે એવી જે બાંયધરી આપી તેથી બધાને વિશેષ સંતોષ થયો. એમણે ત્યાંનાં બધાં ધર્મસ્થળો, સાંસ્કૃતિક મંદિરો તથા ધર્મગુરુઓની તેમજ સેંટ ઝેવીયર્સની કબર સુરક્ષિત ને માનભેર જાળવવામાં આવશે એવી ખાતરી આપી તેથી તો જવાહરની વિદેશમાં તારીફ થઈ અને પોર્ટુગલના જીદ્દીપણાની, દુરાગ્રહની અને અવળચંડી નીતિની વિદેશીઓને પ્રતીતિ થઈ. પોર્ટુગલે લોકમત લેવાની માગણી કરી તો હિન્દે તે પણ સ્વીકારી અને તે અંગે વાટાઘાટ કરવાની પોતાની તૈયારી જણાવી. પણ લોકમત તો બહાનું હતું. પોર્ટુગલને તો હિન્દને બદનામ કરવું હતું, પણ એની ચાલબાજીને ભારતની ઉદારતાએ ઉઘાડી પાડી દીધી. પોર્ટુગલ તેના નિતાન્ત નગ્ન સ્વરૂપમાં જગતની સુધરેલી પ્રજામાં ખુલ્લું થઈ ગયું.

ભારત સરકારે, સ્વાતંત્ર્યદિને, જે ખિતાબોની નવાજેશ કરી હતી, તે સંબંધે લોકસભામાં સવાલો થયા. પ્રશ્નો ઊઠતાં જવાહરે જણાવ્યું કે ખિતાબો આપવામાં બંધારણ વિરુદ્ધ કર્યું નથી, એટલું જ નહિ, પણ એ ઇલ્કાબ કાંઈ આપણે ધનિકોને જ કે રાજકીય પુરુષોનેજ આપતા નથી, પણ વિજ્ઞાન, સાહિત્ય, કળા, સમાજ સેવા એવા કોઈ પણ ક્ષેત્રમાં, દેશની સેવા કરનારની કદરદાનીના નમ્ર પ્રતીક તરીકે આપીએ છીએ. વળી, એવા ઇલ્કાબો રશીયામાં પણ અપાય છે તે તરફ જવાહરે ટીકાખોરોનું ધ્યાન ખેંચ્યું હતુ.

સરકારે બેંક કામદારો વિષે નીમેલા પંચની કેટલીક ભલામણો સ્વીકારી ને કેટલીકનો અસ્વીકાર કર્યો, તેથી દેશભરમાં ઉગ્ર ચર્ચા થઈ. ને સરકાર ધનિકની છે,

મૂડીવાદીઓની છે એવા આક્ષેપો થયા. જવાહરે એનો બચાવ કરતાં જણાવ્યું કે, એ પંચની ભલામણો સ્વીકારવાથી બેંકો બંધ થશે ને એનાથી ગામડાં ને જે બેંકદ્વારા ઉધારનાણાં મળે છે તે બંધ થશે. અને આપણી પંચવર્ષીય યોજનાના અમલમાં મુશ્કેલી ઊભી થશે. વળી, જવાહરે એ પણ જણાવ્યું કે, એથી કાંઈ બેંક કામદારોનાં મહેનતાણાં અંગે કશો મોટો ફેરફાર થવાનો નથી.

પોર્ટુગીઝો પોતાનો હેતુ પાર પાડવા માટે લોકોની ધાર્મિક લાગણી ઉશ્કેરતા હતા, તે પ્રત્યે જવાહરે લોકસભામાં ખેદ વ્યક્ત કર્યો. એ પ્રશ્નના શાંતિમય ઉકેલને માટે પોર્ટુગલને આહ્વાન આપ્યું, ને પોર્ટુગલના ભારત સામેના ગમે તેવા ગંદા પ્રચારથી દુનિયા ગેરમાર્ગે દોરાવાની નથી ને દુનિયાની આંખમાં ધૂળ નાંખી શકવાની નથી તેની જવાહરને પૂરી ખાતરી હતી. ગોવાની પરિસ્થિતિને એની સહેજ કરુણ બાજુ સિવાય જવાહરે હાસ્યરસના પ્રહસન જેવી વર્ણવી હતી.

જવાહરે લોકસભાને પંચશીલાનું મહત્વ સમજાવી, સહઅસ્તિત્વનો એક માર્ગ અને બીજો માર્ગ યુદ્ધનો છે એમ જણાવી ત્રીજો કોઇ માર્ગ જ નથી એમ સ્પષ્ટ કર્યું હતું. અને ચાઉ જોડે, જગતશાંતિની વિચારણાને પરિણામે જ પંચશીલાનું નવનીત પોતાને પ્રાપ્ત થયું છે એ વાત જણાવી હતી. એથી એશિયાના પ્રશ્નોનો ઉકેલ આવશે, નાનાં રાજ્યોને ડરવાનું નહિ રહે, આંતરિક બાબતોમાં વણમાગી દરમ્યાનગીરી નહિ થાય ને વિશ્વશાંતિનું મધુર વાતાવરણ સર્જાશે એવું સ્વપ્ન એમણે આલેખ્યું.

લોકસભાએ જવાહરની વિદેશનીતિને મંજૂરી આપી ને હિન્દની તટસ્થ વિદેશનીતિની બધા પક્ષોએ તારીફ કરી.

આ સમયમાં એક ઘણોજ કમનસીબ બનાવ બન્યો. તે એ કે, મજૂર પ્રધાન શ્રી. ગીરીએ બેંકકામગાર પંચના અહેવાલમાં સરકારે જે ફેરફાર કર્યો તેના વિરોધમાં જવાહર ને નાણાંપ્રધાન દેશમુખ જોડે સમાધાન ન થઈ શકવાથી રાજીનામું આપ્યું. શ્રી. ગીરી આ ફેરફારની વિરુદ્ધ હતા અને ઇચ્છતા હતા કે કામદારોના સંતોષ તરફ સરકારે પહેલું લક્ષ આપવું જોઈએ. જવાહરને માટે એ ઘણો દુઃખદ પ્રસંગ હતો. પંચવર્ષીય યોજનામાં એ પંચના નિર્ણયો અમલી બનાવવામાં અવરોધ નડે એવું હતું, એટલે જવાહરે અત્યંત દુઃખી હૃદયે પોતાના મિત્ર ગીરીને વિદાય આપી.

[ ૫૬ ]

# એશિયાનો અવાજ

બેંકના ચુકાદા અંગે મતભેદ થવાથી જવાહરના પ્રધાનમંડળમાંથી શ્રી. ગીરીએ રાજીનામું આપ્યું હતું. ગીરી ખૂબ કાબેલ અને બાહોશ નેતા હતા, એટલે જવાહરે એમને પ્રધાનમંડળમાં રહેવા આગ્રહ કર્યો. આમ તો જવાહર વિષે કહેવાતું હતું કે એઓ બહુ આપખુદ છે અને પોતાનોજ કક્કો ખરો કરાવે છે, પણ વસ્તુતઃ એ વાત સાચી નથી. જવાહરે ગીરીને ઘણા સમજાવ્યા પણ ગીરી એકના બે થયા નહિ. એટલે જવાહરે વધુ પ્રયત્નો કરવાનું માંડી વાળ્યું, અને ગીરીનું રાજીનામું સ્વીકાર્યું.

બેંકના ચુકાદા અંગે બન્ને ધારાગૃહોમાં ઘણી ચર્ચા ચાલી, અને સંસદના સભ્યોને આશ્વાસન આપતાં જવાહરે ખેલદિલીથી જણાવ્યું કે જરૂર જણાતાં સરકાર બેંકના પ્રશ્નોની તપાસ કરવા માટે નવું પંચ નીમશે. જવાહરે બેંકના કર્મચારીઓને ખાતરી આપી કે એમને માટે વાજબી ન હોય એવું કશું જ એમની સરકાર સ્વીકારવાની નથી. સરકાર કામદારોના પ્રશ્ન પરત્વે બેદરકાર છે એવો જો જરા જેટલો પણ અંદેશો લોકોને હોય તો એ સરકાર માટે અત્યંત ગંભીર બાબત છે. જવાહરે જણાવ્યું કે સરકારે બેંકપંચના ચુકાદામાં જે ફેરફાર કરેલો તે એટલા માટે કે સરકારને થયું કે ધીરધારનું સમગ્ર ધોરણ ઊંધું વળી જશે અને સમગ્ર યોજના ખોરવાઈ જશે. જવાહરે પંચવર્ષીય યોજનાનું મહત્વ સમજાવી સરકારના માનસનું વિગતથી સંતોષકારક રીતે સ્પષ્ટીકરણ કર્યું હતું અને સરકારની નેકનિયતની લોકસભાને પ્રતીતિ કરાવી આપી હતી.

ઉત્તર પ્રદેશના પૂર્વ ભાગમાં, બિહાર અને આસામમાં નદીઓમાં પ્રચંડ પૂર આવ્યાં હતાં અને કુદરતનો કારમો પુણ્યપ્રકોપ એ વિભાગ પર ઉતર્યો હતો અને એ ધરતીમાં વ્યાપક અને સજીવ કરુણતા પ્રગટી હતી. એ ભૂમિ જાણે શાપિત ભૂમિ જેવી બની હતી. જવાહરે એથી પૂરગ્રસ્ત વિસ્તારોનું વિહંગાવલોકન

કરી, જાત તપાસ કરવાનું નક્કી કર્યું અને દિલ્હીથી એઓ પ્રવાસે ઉપડ્યા. ઉત્તરપ્રદેશના પૂર્વ ભાગમાં અને બિહારમાં, બાગમતી ને કોશી નદીઓના પ્રલયગ્રસ્ત વિસ્તારનું વિમાનમાંથી એમણે વિહંગાવલોકન કર્યું: અને એમણે નરી આંખે તારાજી જોઈ. એ જોઈ એઓ ગદગદિત થયા. એમણે જોયું કે બિહારની બધી નદીઓ ભેગી થઈને સાગરમાં ફેરવાઈ ગઈ છે. જમીન દૂર દૂર સુધી દેખાતીજ નથી. બધું જળબંબાકાર હતું. પટણામાં એમણે જણાવ્યું કે આ પ્રશ્ન ઉતાવળથી ઉકલે એવો નથી. એની સર્વાંગી અને ઊંડી વિચારણા કરવી પડશે. આ નદીઓને નાથીને એનાં પાણીને રોકવાં પડશે ને એ પાણીનો રચનાત્મક કાર્યોમાં ઉપયોગ કરવાની સંગીન યોજના ઘડવી પડશે. આ દિશામાં ચીને જે ભગીરથ કાર્ય કર્યું હતું તે પ્રત્યે જવાહરે જનતાનું લક્ષ દોર્યું ને કહ્યું કે પાણીને નાથવાની કોઈપણ યોજના બિહાર, ઉત્તર પ્રદેશ ને નેપાલ એ ત્રણેના સંયુક્ત સહકારથીજ થઈ શકે. જવાહરે ચીનનો દાખલો આપી જણાવ્યું કે નદીનો સો માઈલનો બંધ ત્યાંની જનતાના સંયુક્ત પ્રયત્નથી ફક્ત ૮૦ દિવસમાં બંધાયો હતો. એ રીતે સરકારી તંત્ર કરતાં જનતાનો સહકારી પ્રયત્નજ એ દિશામાં પ્રબળ અને ચિરંજીવ કાર્ય કરી શકે. એ પ્રકારનો પ્રયત્ન જો ભારતમાં આચરવામાં આવે તો ગમે તેવી મુશ્કેલી આસાન બની જાય. જવાહરે લોકોની સહનશીલતા, ધીરજ ને હિંમત માટે એમને મુબારકબાદી આપી હતી.

જવાહરે એક અખબારી મુલાકાતમાં જણાવ્યું કે હિન્દની પાસે આટલી બધી માનવશક્તિ છે તેનો ઉપયોગ નદીના બંધ બાંધવામાં કરવો જોઈએ. યંત્રોથી એ કાર્ય થઈ શકે, પણ આવા કાર્યમાં માનવશક્તિનો જ વિનિયોગ કરવો હિતાવહ છે. જવાહરે એ પણ જણાવ્યું કે પૂરતો વિચાર કરીને જ સરકાર વિરાટ યોજનાઓ ઘડે છે છતાં એ યોજનાને સંજોગવશાત અથવા કેટલાંક અણધાર્યાં કારણોને લઈને સહેલાઈથી પહોંચી વળાતું નથી. ઘણીવાર એમ પણ બને કે યોજના ઘડતી વખતે એ યોજનાને અમલી બનાવવાની મુશ્કેલીઓનો જરા જેટલો પણ ખ્યાલ આવતો નથી. પરિણામે યોજનાઓને અમલી બનાવવામાં વિલંબ થાય છે અને એ વિલંબ કેટલીક વાર ધાર્યા કરતાં ઘણો મોંઘો પડી જાય છે.

જવાહરે વિમાનમાંથી જોયું તો પ્રદેશો જળભરપૂર હતા. બધો વ્યવહાર ખોરવાઈ ગયો હતો. સમુદ્ર જાણે તાંડવે ચઢ્યો હતો. વહાણમાં, ખોરાક એ સ્થળોમાં પહોંચાડાતો હતો. ત્રણલાખ માનવીઓની વસ્તીને આવરી લેતો ૨૫૦ ગામડાંનો પ્રદેશ જળમાં ઘેરાયલો હતો. જવાહરે કહ્યું કે મધ્યસ્થ સરકાર

બિહારને ઘણાસારા પ્રમાણમાં ઘઉં રાહત માટે આપશે. જવાહરની જોડે લોકસભાના ૨૨ સભ્યો હતા. એઓ જવાહરની સાથે મુઝફ્ફરપુર, સારસા, દરભંગા ને મોંઘીર જીલ્લાના પૂરવિસ્તારમાં ફર્યા.

બિહારથી જવાહર કૂચબિહાર ગયા અને ત્યાંના રેલસંકટગ્રસ્ત વિસ્તારોમાં ફર્યા. અને ત્યાં એક અખબારી પરિષદ સમક્ષ જનતાના સંયુક્ત પ્રયત્નથી પૂરનો સામનો કરી શકાય એમ જણાવ્યું. વળી, માનવશકિત જ યંત્રો કરતાં આ બાબતમાં ઘણી પ્રગતિ કરી શકે એમ જણાવ્યું.

કૂચબિહારથી જવાહર એમના લોકસભાના ૨૨ સાથીઓ જોડે, બ્રહ્મપુત્રાના જળના આક્રમણથી ભયભીત દશામાં મૂકાયલા દીબ્રુગઢમાં ગયા. દીબ્રુગઢના લોકો બહાદુરીથી બ્રહ્મપુત્રાનો સામનો કરતા હતા. ચોતરફથી બ્રહ્મપુત્રાએ દીબ્રુગઢને ઘેર્યું હતું. બચવાનો કોઈ આરો નહોતો. ક્ષણે ક્ષણે પૂર વધ્યે જતાં હતાં. છતાં બંધ બાંધીને જળના પૂરને અટકાવવા નાગરિકો કોશિશ કરતા હતા. જવાહરે દીબ્રુગઢની પરિસ્થિતિ અવલોકીને કહ્યું કે હજી બાજી હાથથી ગઈ નથી. એમણે અખબારો અતિશયોકિત ભર્યા અર્ધસત્ય અહેવાલોથી જે ગભરાટ ફેલાવી રહ્યા હતા, તેને વખોડી કાઢ્યા હતા. અને નિરાશ થવાનું કારણ નથી એવો પોતાનો અનુભવ જણાવ્યો હતો. પરિસ્થિતિ વિકટ હતી. ઘણાં ઘરો પડી ગયાં હતાં. ઘણાં પડવાની તૈયારી કરતાં હતાં, છતાં સર્વતોમુખી વિનાશની સ્થિતિ નહોતી તેની એમને ખાતરી હતી. જવાહરે પ્રજાને હિંમત ન હારવાની વિનંતી કરી હતી. અને વિનાશના કેવળ પ્રેક્ષક થવાને બદલે, બને તેટલી ચીજોને બચાવવાનો યત્ન કરવા અનુરોધ કર્યો હતો. "બ્રહ્મપુત્રાની આવી વિનાશકશકિત જોયાં પછી પણ એઓ બ્રહ્મપુત્રાને ચાહે છે કેમ કેમ' એ પ્રશ્નના ઉત્તરમાં જવાહરે કહ્યું કે: "જે કાંઇ શકિતશાળી હોય તેને હું ચાહું છું." કુદરત વિજ્ઞાન કરતાં યે શકિતમાં વધી જાય છે એમ કહી, હિમાલયે અને બ્રહ્મપુત્રાએ ઘણું નુકસાન કર્યું હોવા છતાં તે ભારતના ને આસામના મિત્રો છે એમ એમણે જાહેર કર્યું હતું.

પૂર્વ હિન્દનો પ્રવાસ પૂરો કરી જવાહર દિલ્હી પાછા ફર્યા. દિલ્હી આવીને તરત જ એમણે લોકસભાના 'હિન્દી સંઘ'માં ભાષણ આપતાં, હિન્દીના અતિ ઉત્સાહી અને ઝનૂની વીરોજ હિન્દીના દુશ્મનો છે એમ બેધડક જણાવ્યું. તેઓ હિન્દી પ્રચારના અવરોધકો છે એ પણ સાથે સાથે જણાવ્યું: ને આ દિશામાં અતિઉત્સાહી ડૉ. રઘુવીરની પ્રવૃત્તિને હિન્દીની પ્રગતિમાં બાધારૂપ વર્ણવી. જવાહરે જણાવ્યું કે હિન્દીના અતિઉત્સાહી ભાઇઓ, એમની લડાયકવૃત્તિને દૂર કરશે ને

મનની ગાંઠ છોડશે, તોજ હિન્દીની સાચી સેવા કરી શકશે. હાથમાં દંડો રાખવાથી અને ધાકધમકીથી હિન્દીની કુસેવાજ થાય છે. હિન્દીઉર્દૂનો ઝઘડો, સામાન્ય માનવી ન સમજે એવી સંસ્કૃતભાષાનો દુરાગ્રહ, ઉર્દૂ કે ફારસી શબ્દો માટે નફરત, એ બધાં અનિષ્ટોથી બચીશું તોજ ઉકલશે અને તેમ થશે તોજ હિન્દીમાં પ્રગતિ થઈ શકશે એમ જવાહરે મક્કમતાથી જણાવ્યું. ડૉ. રઘુવીર જે પારિભાષક શબ્દોમાં નિષ્ણાત છે, તેમણે હિન્દી વિષે કેટલીક વાતો કહી એથી જવાહરનો પિત્તો ઉછળ્યો ને એમણે રઘુવીરની ઝાટકણી કાઢી. રઘુવીરે પરોક્ષ રીતે જવાહર જ્યારેત્યારે હિન્દીઓ સમક્ષ પણ અંગ્રેજીમાં જ ભાષણો કર્યા કરે છે તેનો વાંધો લીધો. જવાહરે હિન્દીઓ સમક્ષ પોતાને અંગ્રેજીમાં બોલવું પડે છે એ શરમજનક પરિસ્થિતિ છે એમ કબૂલ્યું હતું અને હિન્દીની પ્રગતિ થઈ શકી નથી તે માટે રઘુવીર જેવા અતિઉત્સાહીને એમણે જવાબદાર લેખ્યા હતા. જવાહરે પોતે શા માટે હિન્દીમાં નથી બોલતા તેનો ખુલાસો આપતાં જણાવ્યું કે લોકસભાના એક તૃતીયાંશ જેટલા સભ્યો હિન્દી જાણતા નથી, એટલે હિન્દીમાં બોલવાથી એઓ આપણા વિરોધી થઈ જાય માટે એવી પરિસ્થિતિ ન ઉત્પન્ન થાય તેથી એઓ અંગ્રેજી બોલતા હતા. કાંઈ શોખને ખાતર નહિ.

જવાહરે ગીરીને સ્થાને અમદાવાદના મજૂર મહાજનમાં વર્ષોથી નિષ્કામ ભાવે સેવા આપતા, જાણીતા મજૂર નેતા, શ્રી. ખંડુભાઈ દેસાઈને નીમ્યા. ખંડુભાઈની પસંદગી તત્કાલીન સંજોગોમાં અનેક રીતે યોગ્ય હતી. એઓ હિન્દી રાષ્ટ્રીય મજૂર સંઘના પ્રમુખ હતા અને ૩૫ વર્ષોથી મજદુર પ્રવૃત્તિ જોડે ઘનિષ્ઠ રીતે સંકળાયલા હતા.

દિલ્હીના અખબારી સંઘે જવાહરના માનમાં ભોજન સમારંભ યોજ્યો હતો. એ વખતે જવાહરે એમની સમક્ષ મનીલા ખાતે જેની પર સહીઓ થઈ હતી એવા અગ્નિએશિયા સલામતી કરાર પર કટાક્ષ કરતાં જણાવ્યું હતું કે એથી તો ઊલટી સલામતી વધવાને બદલે ઘટી છે. એમણે યુદ્ધની ભાષામાં થતી શાંતિની વાતોને વખોડી કાઢી હતી. અને રાષ્ટ્રો સંયુક્ત રાષ્ટ્ર પરિષદનું નામ લઈ સંયુક્ત રાષ્ટ્ર પરિષદના મૂળભૂત ધ્યેય ને સિદ્ધાંતોને પ્રતિકૂળ એવી પ્રવૃત્તિ આદરી રહ્યા હતા, તે પ્રત્યે ખેદ વ્યક્ત કરી, એમાં અખબારોએ કેવો ફાળો આપ્યો છે ને કેવો ફાળો આપવો જોઈએ તે વિષે વિચારણા કરવી જોઈએ, એમ ઉપદેશ આપ્યો હતો.

આંતરરાષ્ટ્રીય પ્રવાહોનું કુશળ અને સર્વસ્પર્શી પૃથક્કરણ કરતાં જવાહરે જણાવ્યું કે, એશિયા ને આફ્રિકામાં સંસ્થાનવાદ સામે ચાલતી ઝુંબેશમાં જાણી

જોઈને અંતરાયો ઊભા કરવામાં આવતા હતા. અને એ અંતરાયો માત્ર સંસ્થાનો ધરાવતા દેશોજ નહિ પણ એ દેશોને ટેકો આપનારા દેશો પણ કરતા હતા. જવાહરને એ વિચિત્ર લાગતું હતું કે, યુદ્ધની ભયાનકતા સમજતા હોવા છતાં, લોકો શા માટે યુદ્ધ તરફ દોરી જાય એવું આચરણ કરતા હશે? એક તરફ રાષ્ટ્રો શાંતિની બાંગ પુકારે છે ને બીજી તરફ યુદ્ધની, કાલ્પનિક યુદ્ધની જંગી તૈયારી કરે છે. જ્યાંસુધી આચાર વિચારનો આ વિસંવાદ અટકશે નહિ ત્યાંસુધી શાંતિની બધી વાતો વાહિયાત છે. અટલાંટિક કરાર વિષે કટાક્ષ કરતાં જવાહરે કહ્યું: "જે દેશને અટલાંટિક જૂથ જોડે કશું લાગતું વળગતું નથી, જેઓ અટલાંટિકની ઉત્તરે કે દક્ષિણે હજારો માઇલ દૂર છે, તેઓ અટલાંટિક કરારમાં જોડાય એ કેટલું બેહૂદું અને તર્કવિરુદ્ધ છે!" અગ્નિએશિયા કરારનો ઉલ્લેખ કરતાં જવાહરે કહ્યું કે: "એશિયાઈ પ્રશ્નોનો ઉકેલ, એશિયાની સલામતી, અને એશિયાની શાંતિ માટે પગલાં લેવાય છે, અગ્નિએશિયા સંરક્ષણકરાર દ્વારા, પણ એમાં સહી તો મોટે ભાગે બીન એશિયાઈ દેશોજ કરે છે એ કેટલું વિચિત્ર છે! વળી, વિચિત્ર તો એ છે કે જે દેશોને સંરક્ષણ જોઇતું નથી, જેઓ સંરક્ષણ માગતા નથી, તેમની પર જબરજસ્તીથી સંરક્ષણ લાદવામાં આવે છે, ને કહેવામાં આવે છે ના તમને તો સંરક્ષણ મળવું જ જોઈએ એ કેટલું વિચિત્ર છે!"

આ રીતે આંતરરાષ્ટ્રીય પ્રવાહોનું અવલોકન કરીને અખબારો તંગ વાતાવરણને હળવું બનાવવામાં કેવી અને કેટલી મદદ કરી શકે તે જવાહરે દર્શાવ્યું હતું.

જવાહરે રજીસ્ટર્ડ લગ્ન વિષે જે ખરડો લોકસભામાં રજૂ થયો હતો તે વિષે ચર્ચા કરતાં એ ધારાને આપણા સામાજિક રિવાજોમાં કાંઈક એકતા આણવાના પ્રથમ પ્રયાસ તરીકે વર્ણવ્યો હતો. એ ધારાને જવાહર સામાજિક સુધારાની દૃષ્ટિએ જોતા હતા, માત્ર કાનૂની દૃષ્ટિએ નહિ. આપણા સમાજને આજની બદલાયલી પરિસ્થિતિને અનુકૂળ બનાવવાની એ કોશિશ હતી. હિન્દુ કાયદો કદિય જંગમ હતો નહિ. એ તો પરિસ્થિતિ પ્રમાણે બદલાયાં કરતો હતો. એ તો અંગ્રેજો હિન્દમાં આવ્યા પછી જ અપરિવર્તનશીલ બન્યો. અંગ્રેજોએ પંડિતોની સલાહ લીધી અને એમણે બદલાયલા સંજોગોને ધ્યાનમાં ન લેતાં, હજારો વર્ષ પૂર્વે જે શાસ્ત્રમાં લખાયું હતું તેજ માન્ય રાખ્યું. એથી જે જડતા આવી તે ફક્ત કાનૂનથીજ ફેરવાય એમ છે, અન્ય રીતે નહિ. જવાહરને વ્યક્તિગત કાનૂન પર જે ભાર મૂકવામાં આવતો હતો, તેની સામે સખત વિરોધ હતો. હિન્દુ સમાજ ટકી રહ્યો છે, તે એની પરિવર્તનશીલતાને લીધે, એટલે

હિન્દના સમાજમાં એક જાતની એકતા લાવવાનું આ પ્રથમ પગલું છે એમ જવાહરે જણાવ્યું. આ રીતે જવાહરની દષ્ટિ સર્વસ્પર્શી ને સર્વગામી હતી. હિન્દુ સમાજને એઓ સુધારવા માગતા હતા, અને વિવિધ કાનૂનને બદલે એકપ્રકારનો કાનૂન સમગ્ર દેશમાં પ્રવર્તતો હોય એને માટે એઓ પ્રયત્નશીલ હતા.

કેનીયાની સરકાર હિન્દ વિશે ને હિન્દના વડા પ્રધાન વિશે ખોટો પ્રચાર કરતી હતી. એ બાબત માટે હિન્દે ઈંગ્લેંડને ફરિયાદ કરી અને એમાં વચ્ચે પડવા જણાવ્યું. જવાહરે એ પણ જણાવ્યું કે બ્રિટનની સરકાર આ જાતના પ્રચારની વિરુદ્ધ છે. આનો હેતુ, હિન્દીઓ અને આફ્રિકાના હબસીઓ વચ્ચે વિક્ષેપ પડાવવાનો અને હિન્દની સરકારને બદનામ કરવાનો હતો. જવાહરે એ પણ જણાવ્યું કે હિન્દ કોઈ પણ સ્વરૂપમાં સંસ્થાનવાદ હોય તેનો હમેશાં વિરોધ કરતું રહ્યું છે. અને તેથી કેનિયા સરકાર હિન્દવિરોધી વલણ અખત્યાર કરે છે.

લોકસભામાં જ્યારે હિન્દુ લગ્ન ખરડા પર ચર્ચા ચાલતી હતી ત્યારે જવાહરે પરસ્પર સંમતિથી છૂટા છેડાના કાયદાને બહાલી આપી જણાવ્યું કે: "લગ્નજીવનને જો વાસ્તવિક અને કુદરતી બનાવવું હોય તો એ એકજ સાચો માર્ગ છે. જો બન્ને પતિપત્નીને એમ લાગે કે એઓ સલાહસંપથી અને શાંતિથી રહી શકે એમ નથી તો એમને જબરજસ્તીથી સાથે રાખવા એ કૃત્રિમતા છે, જબરજસ્તી છે, અત્યાચાર છે. પરન્તુ, પતિપત્ની છૂટા થવા માટે અરજી કરે, પછી એક વર્ષનો સમય એમને આપવો કે જેથી ગુસ્સો શમ્યાં પછી, સમાધાન માટે પૂરતી તક મળ્યાં પછી એમનું માનસિક વલણ કયી દિશામાં છે તે જાણ્યાં બાદ છૂટા છેડા લેવા હોય તો લઈ શકાય એવી સગવડ હોવી જોઇએ. લગ્નનો પ્રશ્ન જવાહરને મન કેવળ જાતિય પ્રશ્ન નથી. દાંપત્યનો પ્રશ્ન એ કેવળ જાતીય પ્રશ્ન નથી, પણ અત્યંત નાજુક અને જટિલ સંબંધ છે. લગ્ન એટલે સહચાર, સહયોગિતા ને સહજીવન. જેઓ લગ્નમાં માત્ર જાતીયસંબંધજ જુએ છે, તેઓનું મન મને સમજાતું નથી." આ રીતે હિન્દુ લગ્ન ખરડાની ચર્ચા કરતાં જવાહરે પોતાની લગ્ન ભાવનાનું વિસદ રીતે પૃથક્કરણ કર્યું અને એને સર્વાંગીદષ્ટિથી તપાસી, એમણે જણાવ્યું કે છૂટાછેડા એ હાનિકર્તા નથી. એ તો ઘણી વખત આશીર્વાદરૂપ છે. યાતનામાંથી છૂટકારો છે.

જવાહર દિલ્હીથી સહરાનપુર ગયા. ત્યાં જમના નદીની નહેરને શ્રમદાન દ્વારા ગ્રામજનોએ પહોળી બનાવવાનું કાર્ય એક સપ્તાહમાં પૂર્ણ કર્યું હતું. જવાહરે એનું નિરીક્ષણ કરી સંતોષ વ્યક્ત કર્યો ને કહ્યું કે: "હવે આઝાદ ભારતમાં આપણને બાબુઓની જરૂર નથી, પણ શ્રમદાનથી ભારતનું નિર્માણ

કરનારા શ્રમદાનીઓની જરૂર છે. શ્રમદાનથી હજારો માનવીઓનું લક્ષ્ય એક ધ્યેય પર કેન્દ્રિત થાય છે, ને સ્વૈચ્છિક શ્રમથી ગામડાંની સુધારણામાં એ સહાય્યભૂત થાય છે. વળી, શાળા ને કૉલેજોના અભ્યાસક્રમમાં શ્રમદાનને દાખલ કરવું જોઇએ. એથી વિદ્યાર્થીઓનું સ્વાસ્થ્ય જળવાઈ રહેશે. આઝાદ ભારતને પરિશ્રમ કરનારાઓની જરૂર છે. બેદાબેઠ ખાનારા માનવીઓની નહિ."

ભારતના પ્રતિનિધિ શ્રીમતિ વિજ્યાલક્ષ્મી પંડિત સંયુક્ત રાષ્ટ્ર પરિષદની સામાન્ય સમિતિના પ્રમુખપદેથી નિવૃત્ત થતાં હતાં. તેમણે, એ વખતે, ટેલીવીઝન સમક્ષ ભાષણ આપતાં હિન્દની વિદેશનીતિ વિષે કેટલુંક સ્પષ્ટીકરણ કર્યું ને જણાવ્યું કે : "સામ્યવાદી અને બીનસામ્યવાદી દેશોએ સહઅસ્તિત્વનો સિદ્ધાંત સમજીને રહેવું જોઇએ. નહિ તો એ બન્ને પોતપોતાનો વિનાશ કરશે. આ સહઅસ્તિત્વ જો શક્ય નહિ બને તો દુનિયા માટે બહુ ભૂંડું ભાવિ છે. સામ્યવાદીઓ સમાધાન માટે તૈયારજ નથી અને એમનું વલણ હમેશાં ખંડનાત્મક છે એ વિચાર ખોટો છે." ને જીનીવા ખાતે ચીને જે વલણ બતાવી તેની કદર કરી શાંતિ માટેની સામ્યવાદીની ઝંખના સાચી હતી તેનું દૃષ્ટાન્ત એમણે આપ્યું હતું. મનીલામાં અગ્નિએશિયા કરારની ટીકા કરતાં વિજયાલક્ષ્મીએ કહ્યું કે અગ્નિએશિયાના એ કરારમાં અગ્નિએશિયાના દેશોનુંજ અસ્તિત્વ નહોતું. હિન્દે એમાં ભાગ ન લીધો કારણ કે એવા કરારનોજ હિન્દ વિરોધ કરે છે. ફ્રોર્મોસાની ચર્ચા કરતાં, એમણે જણાવ્યું કે અમેરિકા ફ્રોર્મોસાના પ્રશ્નથી દૂર રહે એજ એશિયાની શાંતિ માટે ઇષ્ટ છે. સામ્યવાદી ચીનને સંયુક્ત રાષ્ટ્રપરિષદમાં સ્થાન મળતું નહોતું, તેની પણ એમણે સખત ટીકા કરી. એવી અકુદરતી ને કૃત્રિમ પરિસ્થિતિથી જ એશિયાના પ્રશ્નો ગૂંચવાય છે એમ જણાવ્યું.

'વિશ્વસ્વાસ્થ્ય સંસ્થા' નું સાતમું અધિવેશન દિલ્હીમાં ભરાયું હતું. તેનું ઉદ્‌ઘાટન કરતાં જવાહરે બાળકોના સ્વાસ્થ્ય તરફ પ્રથમ લક્ષ આપવા સ્વાસ્થ્ય નિષ્ણાતોને જણાવ્યું. વિશ્વસ્વાસ્થ્ય સસ્થાનું મહત્વ સમજાવતાં જવાહરે જણાવ્યું કે, દુનિયાના દેશોના મુશ્કેલ પ્રશ્નો વિષે માર્ગદર્શન આપવામાં એ સંસ્થા ઘણોજ મહત્વનો ભાગ ભજવે છે. જવાહરે જણાવ્યું કે સ્વાસ્થ્યનો વિચાર કરતાં માનવીનો કોઈપણ એક જૂથ તરીકે નહિ પણ માનવ તરીકે જ વિચાર કરવો જોઈએ. બીજું, માત્ર શારીરિક સ્વાસ્થ્ય તરફજ લક્ષ ન આપવું જોઇએ. પણ માનવની સમગ્ર સ્વસ્થતાનો વિચાર કરવો જોઈએ. માત્ર, એકાંગી દૃષ્ટિથી નહિ. ત્રીજું, માનસિક સ્વાસ્થ્ય પણ શારીરિક સ્વાસ્થ્ય જેટલું જ મહત્વનું છે. આમ આ ત્રિવિધ દૃષ્ટિએ જો કાર્ય થાય તોજ કાર્યમાં કામયાબી મળે. જવાહરે

દુનિયાની વધતી જતી વસ્તીનો ઉલ્લેખ કરીને એને અટકાવવા શાં પગલાં લેવાવાં જોઈએ તેની વિચારણા કરવા પણ સ્વાસ્થ્ય નિષ્ણાતોને જણાવ્યું.

ઈન્ડોનેશિયાના વડા પ્રધાન એમની પત્ની જોડે દિલ્હી આવ્યા ને એમણે, જવાહર જોડે મંત્રણાઓ શરૂ કરી. જવાહર ને ચાઉની મંત્રણાને લીધે એશિયાને નવું માર્ગદર્શન મળ્યું છે એમ ઈન્ડોનેશિયાના વડા પ્રધાને જણાવ્યું. આવતાં વેંત એમણે જણાવ્યું કે એમનો હેતુ શાંતિના વિસ્તારનેવધુ વ્યાપક બનાવવાનો છે. એઓ હિન્દમાં ચાર દિવસ રહેવાના હતા. મંત્રણા થોડા કલાક ચાલ્યા પછી સાંજે રાષ્ટ્રપતિએ એમને ખાણાં માટે આમંત્રણ આપ્યું ત્યારે, ભારત અને ઈન્ડોનેશિયા વચ્ચે એમણે સંપૂર્ણ સહકારની આશા વ્યક્ત કરી હતી, અને પંચશીલા એજ એશિયાના પ્રશ્નનો ઉકેલ છે એમ જણાવ્યું હતું. ગરીબીની નાબૂદી વગેરે પ્રશ્નો હિન્દને ઈન્ડોનેશિયા વચ્ચે સમાન હતા, તેનો ઉલ્લેખ કરી, જવાહર એના ઉકેલ માટે બધા દેશો જોડે ભગીરથ પ્રયત્નો કરી રહ્યા છે એમ એમણે બેધડક જણાવ્યું હતું. ઈન્ડોનેશિયાના વડા પ્રધાન અલી શાસ્ત્રોમીનજોયોએ પંચશીલાનો સ્વીકાર કરી, વિશ્વરાજકારણનું કેન્દ્ર યુરોપ મટી એશિયા થતું જાય છે તે પ્રત્યે લોકોનું ધ્યાન ખેંચ્યું હતું. અને તેથી યુરોપની યુદ્ધખોરી તરફથી વિશ્વરાજકારણ એશિયાની શાંતિપ્રિયતા તરફ વળવું જોઈએ એવી ખ્વાહેશ વ્યક્ત કરી હતી.

જવાહરની ને ઇન્ડોનેશિયાના વડા પ્રધાનની મંત્રણા ચાર દિવસ ચાલી. અને એ મંત્રણામાં લશ્કરી કરાર કે મદદથી શાંતિનું ધ્યેય હાંસલ થવાનું નથી એમ નક્કી કરી, અગ્નિએશિયા કરારનો વિરોધ કર્યો અને એશિયાના પ્રશ્નો એશિયાજ ઉકેલી શકે એવી જાહેરાત કરી. આ મુલાકાત ને નિવેદનો, અગ્નિએશિયા લશ્કરી કરારને પડકારરૂપ હતાં અને એશિયાના પ્રશ્નોમાં પશ્ચિમની ડખલગીરી સહન થશે નહિ, એવો પડકાર હતો. એશિયા ને આફ્રિકાના દેશોની પરિષદ ભરવાનું પણ નક્કી થયું ને તે અંગેની ભૂમિકાની આ બે વડાપ્રધાનોએ ચર્ચા કરી. એશિયા નવપ્રાપ્ત આઝાદીને ટકાવી રાખવા ઈચ્છે છે એવી બન્ને જણે જાહેરાત કરી ને દુનિયાની શાંતિ માટે એશિયાનો અવાજ સંભળાવો જોઈએ એમ જણાવ્યું. ને આફ્રિકામાં તેમજ એશિયામાં કોઈપણ જાતની બહારની ડખલગીરી ન હોવી જોઈએ એમ જણાવી, એ દેશોના સંગઠન માટે એશિયા આફ્રિકા પરિષદની વિચારણા માટે પરિષદ ભરવાનું નક્કી કર્યું. આ બતાવે છે કે ભારત અને ઈન્ડોનેશિયાની વિદેશનીતિમાં કેવો એકરાગ છે ને બન્નેની દૃષ્ટિમાં કેટલું સામ્ય છે. બ્રહ્મદેશને ચીનની નીતિમાં ને ભારતની નીતિમાં એકતા છે તે

તો પંચશીલા દ્વારા વ્યક્ત થયું. આમ ભારત ઉત્તરોત્તર સમગ્ર એશિયાનો અવાજ બનતું હતું.

કોંગ્રેસ કારોબારીની એક બેઠક ૨૫મી સપ્ટેમ્બરે દિલ્હીમાં મળી ને તેમાં ઉત્તરપ્રદેશ અને હૈદરાબાદમાં કોમી તોફાન થયું હતું તેની પર ગંભીર વિચારણા કરવામાં આવી. ભારતના બંધારણમાં કરવામાં આવનાર ફેરફારો વિષે ચર્ચા થઈ, ને, મદ્રાસ પાસે અવાડીમાં કોંગ્રેસનું વાર્ષિક અધિવેશન ભરવાનું નક્કી થયું. જવાહરે ચીનની મુખ્ય ભૂમિ ઉપર, રાષ્ટ્રવાદી દળે જે બોંબમારો કર્યો, તેને વખોડી કાઢ્યો હતો અને એથી જગતશાંતિ ભયમાં મૂકાઈ છે એમ જાહેર કર્યું હતું.

જવાહરે વિદેશી અખબારના પ્રતિનિધિઓને એક મુલાકાત આપતાં જણાવ્યું કે લોકશાહીનો મૂળભૂત સિદ્ધાંત સહનશીલતા છે. જવાહરે પોતાનો અનુભવ જણાવતાં કહ્યું કે અમેરિકાથી કોઈ કાશી આવે, તો એ ઘણો નિરાશ થાય, ત્યાંનો ગંદવાડ જોઈને હબકી જાય. ને પોતે ત્યાં જાય તો ત્યાંની ૨૫૦૦ વર્ષોની જૂનજૂની શૈવ–વૈષ્ણવ સંસ્કૃતિનાં ભવ્ય ચિત્રો એમની દૃષ્ટિસમક્ષ ચિત્રપટની જેમ એક પછી એક પસાર થાય. એઓ ત્યાં બુદ્ધ ભગવાનને પ્રથમ ઉપદેશ આપતા જુએ અને હિન્દના બધા મહાપુરુષો અને જ્યોતિર્ધરોની જ્વલંત હારમાળા એમને દેખાય. એટલે દૃષ્ટિ ને દૃષ્ટિમાં ફેર છે. ગંદવાડ એમને પોતાનો ન દેખાય એમ નહિ, પણ એનું સ્થાન એમને મન ગૌણ હોય. હિન્દ એવો વિશાળ પ્રદેશ છે કે એમાં તમે ગંદવાડ શોધો તો એ પણ મળે ને એની મનોહારી અને સાંસ્કૃતિક વિશેષતા જુઓ તો તે પણ પૂરતા પ્રમાણમાં મળે.

જવાહરે 'સીટો' ને 'નાટો'ની વૃત્તિને વખોડી કાઢી હતી, અને એથી, વિશ્વશાંતિ નજીક આવવાને બદલે દૂર ને દૂર ધકેલાતી જાય છે એમ જણાવ્યું હતું. સહિષ્ણુતા એજ હિન્દની વિશિષ્ટ સંસ્કૃતિનો ગુણ છે એમ કહી એની વિશેષ જરૂરિયાત પર ભાર મૂક્યો હતો. ને એમણે અમેરિકા વગેરેને સહિષ્ણુતા દાખવી, ચીનને સંયુક્ત રાષ્ટ્રપરિષદમાં સ્થાન આપવા વિનંતિ કરી હતી, કે, જેથી, એશિયા ને જગતના મોટા પ્રશ્નોનો સહેલાઈથી ઉકેલ આવે.

પ્રગટ થયો. એમાં ભારતે પાકીસ્તાન સરકારને કાશ્મીરના ઝઘડામાં તેનું યુદ્ધ જેવું વલણ છોડી દેવા ફરી એકવાર અનુરોધ કર્યો હતો. અને એ વલણના ચિન્હ તરીકે અમેરિકા સાથેના પાકીસ્તાનના લશ્કરી કરાર તરફ જવાહરે મહમદઅલીનું લક્ષ દોર્યું હતું. વળી, જવાહરે, પોતાની અને ચાઉ-એન-લાઈ વચ્ચેના કરારમાં મૂર્ત થયેલા પાંચ રાજકીય સિદ્ધાંતો તરફ ધ્યાન ખેંચી એમાં અનાક્રમણની નીતિનો પુરસ્કાર કરીને શાંતિમય મંત્રણાઓ માટે જરૂરી વાતાવરણ ઊભું કરવા પાકીસ્તાનને જણાવ્યું હતું. પરન્તુ, પાકીસ્તાને એની સ્વાભાવિક એવી તુમાખી ભરી રીતે એનો અસ્વીકાર કર્યો હતો અને ભારતને લવાદને ફરજિયાતપણે સ્વીકારવા અનુરોધ કર્યો હતો. જવાહરે, ૧૯૪૧ માં, પાકીસ્તાને જે ક્રૂરતા ભર્યું આક્રમણ કાશ્મીર પર કર્યું હતું, તેની પાકીસ્તાનને યાદ આપી. એવું જોખમ ભારત હવે કોઈ પણ રીતે ખેડવા તૈયાર નથી એમ અમેરિકન લશ્કરી સહાયનો ઉલ્લેખ કરી જણાવ્યું હતું.

આ પત્રોનો નિષ્કર્ષ એ હતો, કે, બન્ને દેશો વચ્ચે હવે સીધી મંત્રણા શક્ય નથી અને સલામતી સમિતિ પાસેજ ન્યાય માગવા જવું. યુદ્ધ નહિ એવી જવાહરની માગણીનો પણ પાકીસ્તાને અસ્વીકાર કર્યો હતો. વળી, નહેરના ઝઘડામાં, ૧૯૪૮ માં હિન્દ અને પાકીસ્તાન વચ્ચે જે કરાર થયો હતો, તે ઉપર પણ, પાકીસ્તાન પાસે જબરજસ્તીથી સહી લેવામાં આવી હતી, એવું બહાનું કાઢી, પાકીસ્તાને એનો પણ ઇન્કાર કર્યો હતો. એટલે, બે દેશો વચ્ચેનું વાતાવરણ નિરાશામય અને તંગ બન્યું. પત્રવ્યવહારથી એ દેશો રજમાત્ર પણ પાસે આવ્યા નહિ. અને મહમદઅલી વડાપ્રધાન થયા ત્યારે જવાહર કરાંચી ગયા, ને મહમદઅલી દિલ્હી આવ્યા, તે વખતના મૈત્રીના વાતાવરણમાં ભંગાણ પડ્યું. અને આખી હવાજ જાણે બદલાઈ ગઈ. મૈત્રીને સ્થાને દુશ્મનાવટ આવી. વિશ્વાસને સ્થાને શંકા જન્મી. સમજૂતીને સ્થાને ગેરસમજૂતી પેદા થઈ અને પડોશીરાષ્ટ્ર જોડેનો સંબંધ વણસ્યો.

એનાકુંલમથી, ‘ દિલ્હી ’ જહાજમાં, જવાહર મુંબઈ આવ્યા, ત્યારે જહાજમાંના જહાજી અફસરોને સંબોધતાં એમણે કહ્યું: “ હિન્દી નૌકાદળમાં, જુદા જુદા પ્રાંતના લોકો હોવા છતાં, જે એકતા ને ભાઈચારો છે તે પ્રશસ્ય છે.”

મુંબઈ આવીને, મુંબઈ સુધરાઇએ મુંબઇની પ્રજાને પડતી પાણીની હાડમારીને અટકાવવા, વૈતરણા યોજના કરી હતી, તેમાં, વૈતરણામાંથી તાનસામાં પાણી વહેવડાવવાની વિધિ જવાહરે કરી. તે વખતે, મુંબઈના અનેક પ્રતિષ્ઠિત નાગરિકોની

હાજરી હતી. એ ભવ્ય સમારંભમાં જવાહરે શહેરના ગંદા નિવાસસ્થાનમાં રહેતા કંગાલ માનવીઓ પ્રત્યે હમદર્દી દર્શાવી હતી. અને એવાં ગંદાં નિવાસસ્થાનો ધરાવનાર માલિકોને કોઈ પણ જાતનો બદલો અપાવો ન જોઈએ, એવું વિધાન કર્યું હતું. અને આ બદલાની વાત આપણા બંધારણમાં હોવાથી, એ આપણી પ્રગતિના માર્ગમાં અંતરાયરૂપ થઈ પડે છે, એવી લાગણી પણ વ્યક્ત કરી હતી. જવાહર બંધારણની કેટલીક જોગવાઈઓ સામે ઉગ્રતાથી બોલ્યા હતા અને એ જોગવાઈઓને જંજીર કે ગળાના ફાંસા તરીકે એમણે ઓળખાવી હતી.

મુંબઈમાં જવાહરનો બીજો કાર્યક્રમ શિવાજી પાર્ક ખાતે હતો. ત્યાં જવાહરે બાળમેળાનું ઉદ્‌ઘાટન કર્યું હતું. એમને ત્યાં નાનાં બાળકોએ 'ચાચા નેહરુ ઝીંદાબાદ' નાં સૂત્રોએ હર્ષભેર વધાવ્યા હતા. જવાહરે તેમને દેશની ભાવિ આશા અને આવતી કાલની પેઢી તરીકે ઓળખાવ્યા હતા. પ્રાદેશિક સંસ્કૃતિ, ભાષાવાદ, અલગ રાજ્યો વગેરે અનિષ્ટોથી દૂર રહેવા તેમને સમજાવ્યું હતું. એમાં ગરબાનૃત્ય, લોકનૃત્ય એમ ભિન્ન ભિન્ન કાર્યક્રમ યોજાયો હતો. જવાહર એમનો લેઝીમનો કાર્યક્રમ જોવા બેઠક પરથી ઊભા થઈ ગયા હતા. એમણે પછી, હિન્દનો ભૌગોલિક ઇતિહાસ, બાળકોને સમજાવ્યો હતો, અને જણાવ્યું હતું કે, ઘણીઘણી ભાષાઓ બોલતા અને જુદા જુદા રીતરિવાજો પાળતા લોકો, આપણા વિશાળ દેશમાં હિમાલયથી કન્યાકુમારી સુધી ને પંજાબથી આસામ સુધી રહેતા બધા લોકો ભારતીય છે, એમ કહીને, એમણે આપણું રાષ્ટ્રગીત બાળકોને સમજાવ્યું હતું.

ત્યારબાદ કુર્લા ખાતે, 'રાષ્ટ્રીય શ્રમ વિજ્ઞાન કેન્દ્ર' નાં નવા મકાનનું ઉદ્‌ઘાટન કરતાં, જવાહરે આપણા દેશને ઊંચો આણવો હશે તો શ્રમની ઈજ્જત વધારવી પડશે, એમ ભારપૂર્વક કહ્યું હતું. અને એમણે પોતાને મજદૂર તરીકે ઓળખાવ્યા હતા. વળી, એમણે કટાક્ષમાં જણાવ્યું હતું કે દુનિયા ભાષણો કરવાથી નહિ પણ કેવળ શ્રમથીજ ચાલે છે. વળી, પરદેશની નકલ ન કરવાનો એમણે અનુરોધ કર્યો હતો.

ચેમ્બુરમાં 'ટાટા સમાજવાદી વિજ્ઞાન' નાં કેન્દ્રના નવા મકાનનું ઉદઘાટન કરતાં જવાહરે જણાવ્યું, કે, આપણા સમાજવિજ્ઞાને માનવતાની અને સમજૂતીની દષ્ટિએ પ્રશ્નોનો ઉકેલ કરવો જોઈએ. જવાહરે વિદ્યાર્થીઓને પણ જણાવ્યું કે લોકોનો અભ્યાસ કરો. એમની પાસે કાંઈક શીખવાના ઇરાદાથી જાઓ. એમના મુરબ્બી બનીને એમને સુધારવાની દૃષ્ટિથી એમની પાસે જશો માં.

સાંજે, 'રાજ્ય વીમા યોજના' નું ઉદઘાટન કરતાં, એ યોજના સામેનો વિરોધ ખોટો અને સમજણ વિનાનો છે તે જણાવી એ વીમાની યોજના બ્રિટન વગેરે દેશોમાં કેવી ફાયદારૂપ છે, તે સમજાવીને, એના હિતની લોકોને સમજણ આપી હતી. અને આપણા દેશને માટે શું હિતાવહ છે તેનું સ્પષ્ટીકરણ કર્યું હતું.

ત્યારબાદ, જવાહરે, રેસકોર્સ ખાતે યોજાયલા 'હિન્દ અરબ સોસાયટી'નું ઉદઘાટન કરતાં, એક ઇતિહાસકારની અદાથી હિન્દ અને અરબસ્તાન વચ્ચેનો પ્રાચીન સંબંધ આલેખ્યો હતો. અને વિશ્વમાં જ્યાં યુદ્ધની શકયતા હોય ત્યાં તેનો સામનો કરવા જણાવ્યું હતું. અને પાકીસ્તાન હિન્દવિરોધી પ્રચાર મુસ્લિમ રાષ્ટ્રોમાં કરે છે, ત્યારે આવી સંસ્થાઓની ખૂબ જરૂર છે, એ વાત પર એમણે ભાર મૂકયો હતો.

મુંબઈના વસવાટ દરમ્યાન આઠમું કાર્ય જવાહરે સીને તારક તારિકાઓએ રેલરાહત ફંડમાં એક લાખ રૂપિયા આપ્યા તે સમયે એમણે હિન્દી ચિત્રો ઘણાં લાંબાં હોય છે, તેનો ઉલ્લેખ કરી, ચિત્રો જીવન શિક્ષણમાં કેવો મહત્વનો ભાગ ભજવે છે તે તરફ ધ્યાન ખેંચ્યું હતું.

આ રીતે, જવાહરે મુંબઇની એ દિવસની મુલાકાતમાં તો આખું મુંબઈ ઉથલપાથલ કરી નાંખ્યું, એમ કહીએ તો ચાલે. મુંબઈમાં જાતજાતની સંસ્થાઓ, યોજનાઓ એ બધાંનું ઉદ્‌ઘાટન કરતાં, જવાહરના શિરપર જે સતત બોજ રહે છે, તેની છાયા તો સર્વત્ર વરતાતી હતી.

[ ૫૮ ]

# ધડાકો

જવાહરને મુંબઈથી દિલ્હી આવતાં જ લંકાનો પ્રશ્ન ઉકેલવાનો હતો. ત્યાંના હિન્દીઓના નાગરિક હકો પર ત્યાંની સરકારે જે પ્રતિબંધો મૂક્યા હતા, અને એ સંબંધી જે કેટલાંક નિવેદનો પ્રગટ થયાં હતાં, તેથી હિન્દ લંકા સંબંધ જરા તંગ બન્યો હતો. સીલોનથી ત્યાંના વડા પ્રધાન એમના પ્રતિનિધિમંડળને લઈને મંત્રણા માટે આવ્યા હતા.

જવાહરને પ્રવાસથી તાઝગી મળી હતી, એટલે આ મહત્વની મંત્રણા માટે અનેક દૃષ્ટિએ સાનુકૂળ કહી શકાય એવું વાતાવરણ હતું. બન્ને વડા પ્રધાનો વચ્ચે ૧૦ મી ઑક્ટોબરે મંત્રણા શરૂ થઈ. અને મંત્રણાનું ઇચ્છનીય પરિણામ આવ્યું. જવાહરની દીર્ઘદૃષ્ટિ, કુનેહ, મુત્સદ્દીગીરી વગેરે સફળ નીવડ્યાં. અને બન્ને પડોશી રાષ્ટ્રો વચ્ચે મૈત્રીનો શિથિલ થતો લાગતો તંતુ પુનરપિ દઢ થયો. એ સમજૂતી અનુસાર, લંકામાં, જેઓ હિન્દના કે લંકાના બેમાંથી એકે રાજ્યના નાગરિક નહોતા, તેમનું સ્થાન હતું તેવું જ રહ્યું. અને નવ લાખ જે હિન્દીઓ હતા, તેઓ કાં તો હિન્દી નાગરિક તરીકે અથવા તો લંકાના નાગરિક તરીકે, પોતાની નોંધણી કરાવી શકે એવો કરાર થયો.

આ પ્રશ્ન બન્ને દેશો વચ્ચે ગંભીર વૈમનસ્યનું રૂપ પકડે એટલો ઉગ્ર બન્યો હતો. લંકાના સત્તાધારીઓ એમ માનતા હતા કે ભારત પોતાના સંખ્યાના બળે અને શકિત તેમજ વિશાળતાના બળે લંકાને દબાવવા માગે છે. જ્યારે હિન્દ એમ ધારતું હતું કે એની શાંતિપ્રિય નીતિનો લંકા ગેરલાભ ઊઠાવે છે. આ સ્થિતિમાં લંકાવાસી હિન્દીઓની હાલત અત્યંત કરુણ હતી. પરિણામે એવા કરારની જરૂર હતી, કે જેથી તંગદિલી ઓછી થાય. પાકીસ્તાન જોડે તંગદિલી હતી જ તેમાં લંકા જોડે તંગદિલીથી આંતરરાષ્ટ્રીય સંબંધો વણસે એમ હતું. પરન્તુ, આ સમાધાનથી ભારત પોતાના પડોશીઓ સાથે મિત્રભાવે

અને શાંતિથી રહેવા માગે છે, એની પાકીસ્તાન વગેરે રાષ્ટ્રોને પ્રતીતિ થાય એવી હવા પેદા થઈ.

આ કરારથી સીલોનના હિન્દીઓનો પ્રશ્ન હળવો બન્યો. લંકાના વડા પ્રધાને મંત્રણાને અંતે જણાવ્યું કે એમાં લંકાવાસીને હિન્દીઓ ગમે છે કે નહિ એ પ્રશ્ન ઉદ્‌ભવતો નથી. પરન્તુ, આ તો લંકાવાસીઓને માટે આર્થિક પ્રશ્ન છે. એટલે એમાં દ્વેષને સ્થાનજ નથી.

આ રીતે, જવાહરની મુત્સદ્દીગીરીનું વિજય પ્રસ્થાન એક તરફ થતું હતું, અને, લંકા હિન્દ વચ્ચેના સમાધાનનો આનંદ સર્વે માણતા હતા, ત્યાં ૧૨ મી ઑક્ટોબરે, જવાહરે સમસ્ત દેશને વિજળીનો આંચકો આપ્યો અને બધાને દિગ્મૂઢ અને અવાક્ બનાવી દીધા. જવાહરે પ્રાદેશિક કોંગ્રેસ સમિતિના પ્રમુખો પર એક પરિપત્ર પાઠવ્યો હતો, અને એમાં એમણે જણાવ્યું હતું, કે, પોતાને માનસિક અને શારીરિક થાક કામના અત્યંત બોજાને લીધે લાગે છે, અને પોતે ઘણાં વર્ષો સુધી દેશકાર્ય કરવા માગે છે. અને તે માટે એમની શારીરિક અને માનસિક તંદુરસ્તી જળવાઈ રહે એમ ઇચ્છે છે. પોતાના કામના બોજાને લીધે, એઓ એમની સર્જકતાનો લાભ આપી શકતા નથી. એથી રોજીંદું કાર્ય છોડી દેવાનો એઓ અત્યંત ગંભીરતાથી વિચાર કરે છે. એમાં એમણે સ્પષ્ટ કર્યું હતું, કે પોતાનો એ નિર્ણય કંઈ કાર્યમાંથી નાસી છૂટવા માટેની છટકબારી નહોતી. જવાહરે એમાં, સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછીની સાત વર્ષની પોતાની કામગીરીથી સંતોષ વ્યકત કર્યો હતો. અને, પોતે દેશ પ્રતિની પોતાની ફરજ યોગ્યતઃ અદા કરી છે, એવી પોતાની માન્યતા એમાં વ્યકત કરી હતી.

જવાહરે એ પરિપત્રમાં જણાવ્યું હતું કે :

"હું દેશને માટે સતત પરિશ્રમ કરવા માગું છું, પણ સાથે સાથેજ હું વાંચવા અને વિચારવા માટે પણ થોડો સમય માગું છું......આથી મને વિચાર આવ્યો, કે થોડા સમય માટે મારે વડા પ્રધાન તરીકેની ફરજોમાંથી મુકત થવું. લોકો પૂછે છે, અને મને પણ વારેવારે એક પ્રશ્ન અકળાવી મૂકે છે કે : 'નેહરુ પછી શું ?', 'નેહરુનો વારસદાર કોણ ?', આ પ્રશ્ન મારે માટે અને દેશને માટે પડકાર સમાન છે. ભારત જેવા વિશાળ દેશને એકાદ બે વ્યક્તિઓ પર આધાર રાખવો પડે, એ વિચારજ ધૃણાજનક, વાહિયાત છે. આ પ્રશ્ન પરત્વેનો મારો પ્રત્યાઘાત એ છે કે, મારે એ પડકાર ઝીલી લેવો......મારે એ કહેવાની જરૂર નથી, કે હું વડાપ્રધાનપદે ન હોઉં તો તેથી પણ સરકારની

વિકાસલક્ષી અને તેવીજ બીજી પ્રવૃત્તિઓ સાથેના મારા સંબંધનો અંત આવી જશે એમ માનવાનું નથી. કોંગ્રેસના પ્રમુખપદ માટેની ચૂંટણીમાં મારે ફરી ઊભા રહેવું નથી. આ વિચાર મારા મનમાં સંપૂર્ણપણે સ્પષ્ટ છે.”

જવાહરનો આ પરિપત્ર અખબારમાં પ્રગટ થયો, ને દેશ વિદેશ સઘળે એક મહાન ખળભળાટ શરૂ થયો. કોઈ કે એમ માન્યું કે આ પગલાંથી જવાહર દેશનેતાઓની બીજી હરોળ તૈયાર કરવા માગે છે. જવાહરને જરૂર થાક લાગ્યો હતો, પણ સામાન્ય માનવી જેવો થાક નહિ. મોટી જવાબદારી ઊઠાવતાં એઓ ડરતા નથી. પણ એમનો થાક નવી ચેતના, નવી દૃષ્ટિ પ્રાપ્ત કરવાની ઝંખના, નવતાપ્રેમ, ક્રાન્તિ, એ બધી ભાવનામાંથી જન્મ્યો હતો.

જવાહર પ્રકૃતિએજ એવા છે, કે એમને, એકની એક પરિસ્થિતિ ઝાઝો સમય અકળાવી મૂકે. એમને પરિવર્તન જોઇએ જ. વડાપ્રધાનના હોદ્દાનું એકધારું જીવન એમને મૂંઝવી નાંખે એ સમજી શકાય એવું છે. પણ સાથે સાથે એ પણ કબૂલ કરવું જોઇએ, કે જવાહરની પ્રસિદ્ધિની એષણા પણ કેટલેક અંશે એમની આ થાક અને કંટાળાની લાગણી માટે જવાબદાર છે. રોજ, ચારપાંચ ભાષણો જુદે જુદે પ્રસંગને અનુલક્ષીને આપવાનાં હોય, ઓછામાં ઓછી એકાદ ઉદ્‌ઘાટન ક્રિયા કરવાની હોય, અને, આ બધું પાછું, એમની દૈનંદિન પ્રવૃત્તિ ઉપરાંત. પછી સાજા સમા માણસને પણ થાક લાગે એ સમજી શકાય છે.

આ ધડાકા પાછળ જવાહરનું લોકશાસનવાદી માનસ પણ ડોકિયાં કરે છે. જવાહર એટલે માત્ર રાજ્યના વડા એટલુ જ નથી, પણ જવાહર એટલે હિન્દના એકમાત્ર રાજવી. રાજયના નાના મોટા બધા નિર્ણયો જવાહર જ લે. નવા રાષ્ટ્રના ઘડવૈયા એ. પંચવર્ષીય યોજના એમણે તૈયાર કરવાની એને અમલમાં મૂકવા પ્રયત્ન એમણે કરવાનો. કોંગ્રેસના નાના મોટા પ્રશ્નોનો ઉકેલ એમણે લાવવાનો.

જો કે જવાહરનો જાહેરાતનો શોખ પણ કંઈક અંશે આ ધડાકા માટે જવાબદાર હોય. રાજકીય નિવૃત્તિ, તો રાજાજી જેવા ઘણાયે લીધી, પણ કોઈ આવો ધડાકો કરતા નથી. જવાહર એવી ફરિયાદ કરે કે એમને વાંચવા લખવાનો તથા વિચારવાનો સમય મળતો નથી, પણ ચર્ચીલ ત્રણ વર્ષ સુધી ઈંગ્લેંડના વડા પ્રધાન હતા, છતાં, એમણે ‘બીજા વિશ્વયુદ્ધનાં સંસ્મરણો’ નાં છેલ્લા બે ગ્રન્થો એ વર્ષોમાં પૂરા કર્યા. પણ એ જવાહરની જેમ દેશને એક છેડેથી બીજે છેડે

દોડાદોડ કરતા નથી, કે, ઉદ્‌ઘાટન ક્રિયા કરવામાં સમય વ્યતીત કરતા નથી. જ્યારે જવાહર બીનઉપયોગી અને ક્ષુલ્લક ગણાય એવા સમારંભોમાં પણ હાજરી આપે, લાંબાં લાંબાં ભાષણો ટપકારે, પછી તો એને થાક લાગે જ ને ? પછી એમને સમય પણ ક્યાંથી મળે ? માઓત્સે-તુંગ જેવા નેતાઓ પણ બધા સમારંભોમાં હાજરી આપતા નથી. જવાહરે પણ એવી જ રીતે શક્તિસંચય કરવો જોઈએ.

બીજું, ગાંધીજીએ પોતાની હયાતીમાં, તાલીમ આપી આપીને, દેશના એકેએક ભાગમાં નેતાઓ તૈયાર કર્યા, ત્યારે જવાહરે એવું કશું કર્યું નહિ. જવાહરે પોતાનો ભાર થોડે અંશે બીજા પર નાંખીને નેતા તૈયાર કર્યા હોત, અને પ્રત્યેક પ્રાંતમાં એકએક નેતા પણ તૈયાર કર્યો હોત, તો આવો વિમાસવાનો વખત ન આવત. ગાંધીજીની માફક જવાહરે જો બીજી હરોળના નેતાઓ તૈયાર કર્યા હોત, તો, આજે જવાહર જે ચિંતાભારે દબાઈ રહ્યા છે, તે પરિસ્થિતિ ન હોત.

જવાહરને ગાંધીજીએ ખૂબ લાડ લડાવ્યા, હિન્દે લાડ લડાવ્યા, તેનું આ પરિણામ છે. જવાહરને પિતૃદત્ત મહત્તા હતી, એટલે જોઈએ તે કરતાં વહેલી પ્રસિદ્ધિ મળી. સત્તાનો, લોકપ્રિયતાનો નશો એમના માનસને આવરતો જ હોય છે.

જવાહરના આ નિવેદનમાં એમની જાગૃત વિવેક બુદ્ધિ કામ કરી રહી છે. આ પરિપત્ર જવાહરે ચીનની ઐતિહાસિક યાત્રા શરૂ કરતાં પૂર્વે લખેલો છે. અંગત રીતે એઓ પોતાના વિકાસને સ્થગિત થવા દેવા માગતા નથી. દેશની દૃષ્ટિએ આપણી પ્રજા પરાવલંબી બની કેવળ એકાદ બે વ્યક્તિઓ ઉપર જ આધાર રાખતી થઈ જાય, વળી, દેશના પ્રત્યક્ષ વા પરોક્ષ રીતે, એક હથ્થુ સત્તાનો પગદંડો ન જામે, એ બધી બાબતો આ પત્રને માટે જવાબદાર છે એમ કહી શકાય. જવાહરનો રાષ્ટ્રને પડકાર છે તે આ દૃષ્ટિએ છે,

નહેરયોજનાના સંયોગીકરણની બોર્ડનું ઉદ્‌ઘાટન કરતાં જવાહરે, ઇજનેરો અને નિષ્ણાતોને, માત્ર પોતાના ધંધાદારી કાર્યમાં જ ન રોકાઈ જતાં, હિન્દના ૩૬ કરોડ માનવીઓનું હિત હરહંમેશ લક્ષમાં રાખવાનો અનુરોધ કર્યો હતો. અને જેમ બને તેમ ઝડપી રાષ્ટ્રનો વિકાસ સધાય તે માટેના સતત પ્રયત્નો કરવા જણાવ્યું હતું. જવાહરે જણાવ્યું કે આપણે જ્યારે નહેરયોજનાઓ કરીએ છીએ, જ્યારે મોટા પૂલો બાંધીએ છીએ, કે રસ્તાનું બાંધકામ કરીએ છીએ ત્યારે આપણી સામે કયું ધ્યેય હોય છે ? આ ધ્યેય માનવનું હિત હોય છે. પણ આપણા કાર્યમાં જો આપણે સંકુચિત બની બેસીએ તો આપણે આપણું ધ્યેય

વીસરવા માંડીએ છીએ. માત્ર ઉત્પાદનના આંકડા વધે એટલે માનવનું હિત સધાતું નથી. જો માનવના હિતની જોડે એનો સંબંધ ન હોય તો બમણું કે ત્રણ ગણું લોખંડ ઉત્પાદન કરવાનો શો અર્થ છે ? ને આપણે આ સંબંધ મોટે ભાગે વીસરી જતા હોઈએ છીએ. એટલે આપણે તો એકજ ધ્યેય તરફ લક્ષ રાખવાનું છે, અને તે ૩૬ કરોડનું હિત.

જવાહર આમ ધડાકો કરીને, ચીનના ઐતિહાસિક પ્રવાસે ઉપડ્યા. એમની ગેરહાજરીથી દેશભરમાં એમના ધડાકાની અસર જોઈ શકાય, તથા દેશને જરા. નિરાંત જીવે એની પર વિચારવાનો સમય મળે. આમ આવા ધૂંધળા વાતાવરણમાં જવાહર ચીન જાય એ ઇચ્છનીય હતું. કારણ, એથી જવાહરને જે વિચાર-કરવાની, જે તાઝગીની જરૂર હતી, તે મળી શકે.

[૫૯]

# જવાહરની ચીનની શોધ

૧૯૪૨ માં જવાહર જ્યારે અહમદનગર જેલની દીવાલ પાછળ હતા, ત્યારે એમણે પોતાના પ્રવાસના અનુભવોમાંથી સાચા હિન્દને પિછાન્યું અને એ પોતાના હિન્દદર્શનને અક્ષરદેહ આપ્યો. એ અમેરિકા ગયા, અને અમેરિકાને સાચા સ્વરૂપમાં પિછાન્યું. જવાહર, એશિયાઈ પ્રદેશોમાં વારંવાર ગયા હતા. પરન્તુ, આખા પ્રદેશને વાસ્તવિક રૂપમાં અવલોકાય, એનું સમગ્રતયા દર્શન થાય, એવો પ્રવાસ હજી સુધી કોઈ પણ એશિયાઈ પ્રદેશોમાં એમણે કર્યો નહોતો.

એવામાં જીનીવા પરિષદમાંથી પાછા વળતાં, ચીનના વડા પ્રધાન ચાઉ-એન-લાઇએ જવાહરના નિમંત્રણને માન આપી, હિન્દનું આમંત્રણ સ્વીકાર્યું. ચાઉ-એન-લાઈ જોડે, મંત્રણાઓ કર્યા પછી, ચાઉ-એન-લાઇએ જવાહરને ચીન આવવાનું હાર્દિક આમંત્રણ આપ્યું હતું, જે જવાહરે સહર્ષ સ્વીકાર્યું હતું. પણ તે વખતે જવાહર અનેક કાર્યોમાં રોકાયલા હોવાથી ચીન જવાની એમણે કોઈ ચોક્કસ તારીખ આપી નહોતી. પરન્તુ, ઑકટોબર ૧૯૫૪ માં કોઈ અનુકૂળ સમયે એઓ ચીન આવી પહોંચશે એમ જણાવ્યું હતું.

તારીખ નક્કી થયાં પછી, પેકીંગ સરકારને જવાહરે પોતાની પાસે કેટલો સમય ફાજલ છે, અને, ચીનમાં ક્યાં ક્યાં ફરવાની પોતાની ઇચ્છા છે તે જણાવ્યું. અને નક્કી કર્યાં પછી ઑકટોબરની ૧૭ મી તારીખે, દિલ્હીથી નીકળી કલકત્તા થઈને ૧૯ મીએ જવાહર પેકીંગ પહોંચ્યા. જવાહરની જોડે એમની પુત્રી ઇન્દિરા અને વિદેશખાતાંના મહામંત્રી મિ. પિલ્લાઈ હતા.

જવાહર ચીન સાંસ્કૃતિક દૂત તરીકે જતા હતા. બ્રિટીશ અમલ દરમ્યાન હિન્દ અને ચીન વિખૂટા પડી ગયા હતા, બાકી તો પૂર્વે હજારો વર્ષોથી ચીન અને ભારત વચ્ચેનો સાંસ્કૃતિક વ્યવહાર ચાલ્યાં કરતો હતો. જવાહરને ચીન પ્રત્યે આદર અને મમતા છે. ચીન એ એક મહાન, ગણનાપાત્ર અને આઝાદી

હાંસલ કરનાર મહાન પ્રદેશ તો છેજ. પરન્તુ, હિન્દ અને ચીનની મૈત્રી ઘણી જૂની છે. હિન્દ અને ચીન બન્નેની સંસ્કૃતિ હજારો વર્ષ જેટલી જૂની હોવા છતાં, અને બન્ને પડોશી રાષ્ટ્રો હોવા છતાં, બન્ને વચ્ચે શાંતિનો અને મૈત્રીનોજ વ્યવહાર હમેશાં રહ્યો છે.

જવાહર નથી સામ્યવાદી, કે નથી સામ્રાજ્યવાદી. એથીજ એઓ અમેરિકા જેવા ડોલરનું સામ્રાજ્ય સ્થાપિત કરનારા દેશ જોડે પણ આત્મીયતા રાખી શકે છે. તેમજ ચીન જેવા સામ્યવાદી દેશ જોડે પણ મીઠાશભર્યો સ્નેહસંબંધ રાખી શકે છે. વળી, જવાહર એમ પણ માને છે, કે સામ્યવાદી અને બીન સામ્યવાદી દેશો એકબીજાની સાથે અવશ્ય રહી શકે. એટલે સામ્યવાદી દેશની શાંતિ ઝંખના કેવી છે, તે જોવા અને જાણવા જવાહર ચીન ગયા. જવાહર નૂતન ચીનની આકાંક્ષાઓ અને શક્તિ સમજે છે. અને તેથીજ પશ્ચિમની સત્તાઓ પૂર્વના પ્રશ્નોને યોગ્ય રીતે સમજી નથી, એવી જવાહરની ફરિયાદ છે. કારણ કે, પશ્ચિમની પ્રજાઓ ચાંગ-કાઈ-શેક, બાઓ-દાઈ, સીગમેન રી, જેવાં પ્રત્યાઘાતી તત્વોને પોષે છે અને ખોટું પ્રોત્સાહન આપે છે.

જવાહરને ચીનની પ્રજા સારી રીતે જાણે છે. એટલે જવાહરનું સ્વાગત કરવા, વિમાની મથકે ૨૦ હજાર માનવીઓની મેદની ભેગી થઈ હતી. વિમાનમાંથી ઉતરતાંવેંત જ જવાહરઘેલી ચીની જનતાએ હિન્દ અને ચીનની મૈત્રીનાં સૂત્રોથી જવાહરને વધાવ્યા. સરકારના વડા પ્રધાન ચાઉ-એન-લાઈએ તથા શ્રીમતી સૂન-યાત-સેને જવાહરની મંડળીનું ફૂલહારથી સ્વાગત કર્યું.

વિમાનીમથકથી જવાહરનો ઉતારો બાર માઈલ દૂર હતો. એ બાર માઈલને રસ્તે, વ્યવસ્થિત અને શિસ્તબદ્ધ દશ લાખ માનવની મેદની કતારમાં ઊભી રહી હતી. એ મેદની માત્ર કુતૂહલ દૃષ્ટિથી ત્યાં ભેગી થઈ નહોતી, પણ સાચા દિલથી ભેગી થઇ હતી. અને જવાહરનાં દર્શન થતાં એ ઉત્સવમાં આવી ગઈ હતી. જવાહર એ એમને મન માત્ર ચીનનો મિત્ર જ ન હોતો, પણ, વિશ્વશાંતિનો પ્રણેતા હતો. હિન્દ અને ચીનની, જગતની બે મહાપ્રજાઓની, શાંતિનો અને મૈત્રીનો સન્દેશો લાવનાર પ્રેમદૂત હતો. એટલે એ બાર માઈલ સુધી લોકોને દર્શન થઈ શકે તેથી બન્ને પ્રધાનો ઊભા ઊભા, ખુલ્લી ગાડીમાં ફર્યા. એમની પર પુષ્પની વૃષ્ટિ થઈ. હર્ષનાદથી વાતાવરણ ગુંજતું રહ્યું.

જવાહરે વિશિષ્ટ હિન્દીપદ્ધતિએ એમને નમસ્કાર કર્યા, અને પોતાની ઘણા લાંબા સમયથી ચીન આવવાની ખ્વાહેશ હતી, તે જણાવ્યું. અને

ખ્વાહેશ ફળી છે તેથી પોતાને થતો અમૂલ્ય આનંદ વ્યકત કર્યો, અને પોતાની ચીનની મુલાકાતથી બન્ને દેશો વચ્ચેનો સંબંધ ખૂબ દૃઢ થશે, અને જગતશાંતિની સ્થાપનામાં બન્ને એક બીજાના સહકારથી પ્રયત્ન કરશે એવી આશા વ્યકત કરી હતી. હિન્દના અને ચીનના મૈત્રીભર્યા સંબંધોની એશિયા પર અને આખી દુનિયા પર અસર થવાની જ હતી, એવી એમણે ખાતરી આપી હતી.

દશલાખની મેદનીનું સ્વાગત પૂરું થયાં પછી જવાહરે ઉતારામાં વ્યવસ્થિત થઈ નૂતન ચીનના ઘડવૈયા માઓ–ત્સે–તુંગની મુલાકાત લીધી.

બીજે દિવસે જવાહરના માનમાં ત્યાંની સરકારે ભોજનસમારંભ યોજ્યો હતો. જવાહરે એ સમયે કહ્યું :

"દિલ્હીથી હું પેકીંગ આવતો હતો ત્યારે મારી દૃષ્ટિ સમક્ષ ભૂત કાળના અને તાજેતરના ઇતિહાસનું આખું ચિત્રપટ પસાર થતું હું જોઈ રહ્યો હતો. બે હજાર કરતાંય વધુ વર્ષો પૂર્વે, ચીન અને હિન્દે એકબીજાને સાચી રીતે ઓળખવાનો અને મૈત્રી બાંધવાનો પ્રયત્ન કર્યો હતો......અને પછી યાત્રાળુઓ અને પ્રવાસીઓની એક લાંબી હારમાળા, શુભેચ્છાઓનો સન્દેશો લઇને અને સંસ્કૃતિ અને વેપારના વિચારનો વિનિમય કરતા, એકથી બીજા દેશમાં ગઈ હતી. તવારીખમાં હિન્દ અને ચીનની અથડામણનો એક પણ પ્રસંગ નોંધાયો નથી. તવારીખ તો ફકત મૈત્રી, સંસ્કૃતિ અને વેપારનો વિનિમય જ નોંધે છે. બે મહાન પડોશી રાષ્ટ્રો વચ્ચેનો એ ગૌરવપ્રદ વારસો છે. પછી, સંજોગવશાત આપણો સંબંધ ટકી રહ્યો નહિ, છતાં મૂળભૂત રીતે આપણા બે દેશો વચ્ચે મૈત્રીની અને શુભેચ્છાની લાગણી રહી છે, એ હકીકતમાં ફેર પડતો નથી.

"ચીન અને ભારત બન્ને વિશાળ દેશો છે; બન્ને પ્રજા શાંતિને વરેલી છે. બન્નેમાં જુદી જુદી જાતનાં લોકો રહે છે. અમે આ વિવિધતાનો સ્વીકાર કરીએ છીએ અને જાળવી રાખવા માગીએ છીએ, કારણ કે તેનાથી રાષ્ટ્ર અને પ્રજાનો વિકાસ સાધી શકાય એમ છે. અમે અમારી મૂળભૂત એકતાને મજબૂત બનાવવા માગીએ છીએ......અમે એક રાષ્ટ્રના બીજા રાષ્ટ્રના વર્ચસ્વનો વિરોધ કરીએ છીએ. અને તેથી જ રાજકીય, સામાજિક પ્રથાઓ અને માળખાંઓમાં વિવિધતા હોવા છતાં, રાષ્ટ્રો અને રાષ્ટ્રો વચ્ચે સહઅસ્તિત્વ શકય છે એનો સ્વીકાર કરીએ છીએ.

"અમારા મહાન નેતા ને અમારા રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીએ અમને ઉદ્‌બોધ્યા પ્રમાણે, અમે જગતશાંતિ માટે અમારી શકિત અનુસાર પ્રયત્નો કર્યા છે. શાંતિ એટલે યુદ્ધનો અભાવ એટલો જ એનો અર્થ નથી. પણ એ વધુ રચનાત્મક અને સક્રિય કાર્યપદ્ધતિ છે.

"અહીંની પ્રજાએ જે મારું ભાવભીનું સ્વાગત કર્યું છે, તે માટે આભાર વ્યકત કરવા મારી પાસે પૂરતા શબ્દો નથી. યાત્રાની શરૂઆતમાં જ તમે મને ઉમળકે વધાવ્યો છે, તેથી મારું હૃદય હર્ષથી પુલકિત બને છે."

જવાહરે બીજે દિવસે પત્રકાર પરિષદમાં, માઓ–ત્સે–તુંગની વ્યવસ્થાશક્તિ, નૂતન ચીનનાં શિસ્ત, સંગઠન અને વ્યવસ્થાશકિત એ સર્વેની તારીફ કરી.

ત્રીજે દિવસે જવાહર પેકીંગનાં જોવા જેવાં સ્થળો નિરખવા ગયા. એમણે ત્યાંની રાષ્ટ્રીય લઘુમતીશાળા જોઈ, મંચુ શહેનશાહોના નિવાસસ્થાન ગ્રીષ્મમહેલમાં એઓ ગયા. શહેરની અન્ય પ્રાચીન ઈમારતો જોઈ.

ચોથો દિન રાજકીય મુલાકાતોનો હતો. જવાહરે ત્રણ કલાક સુધી વડા પ્રધાન જોડે મહત્વની રાજકીય મંત્રણા કરી, અને એમાં પરસ્પર હિતના અનેક મુદ્દાઓ, અનેક દૃષ્ટિબિંદુઓથી ચર્ચ્યા.

પાંચમે દિવસે, હિન્દના રાજદૂત રાઘવને જવાહરના માનમાં ભોજન સમારંભ ગોઠવ્યો હતો. તેમાં અત્યારસુધીનો રાજકીય શિરસ્તો તોડી, ચીનના પ્રજાસત્તાકના પ્રમુખ માઓ–ત્સે–તુંગે હાજરી આપી. વિદેશના રાજદૂતોએ કોઇને પણ આપેલા સન્માન સમારંભમાં, માઓએ હાજરી આપી હોય તેવો આ પહેલોજ પ્રસંગ હતો. અને એ રીતે પ્રણાલિકાભંગ કરી માઓ જવાહરના સત્કારસમારંભમાં હાજર રહે એ હિન્દ અને જવાહર બન્નેને માટે અત્યંત ગૌરવભરી મૈત્રીની સિદ્ધિ ગણી શકાય. એ સમારંભમાં, માઓ–ત્સે–તુંગે ભાષણ કરતાં હિન્દ અને ચીન જગતશાંતિ માટે સંયુકત પ્રયત્ન સતત કર્યાં કરશેજ એ વિષેની ખાતરી આપી.

તે દિવસે જવાહરે, ચીનના વિશ્વવિખ્યાત દિવ્યશાંતિ મંદિરની મુલાકાત લીધી. ત્યાં જવાહરે ૯૦ ફૂટ ઊંચા, સુખડના કાષ્ટમાં કોતરેલી, બુદ્ધ ભગવાનની ભવ્ય પ્રતિમા જોઈ. એ પ્રતિમાને પહેરાવવા માટે ૧૫૦૦ વાર તો કપડું જોઇએ છે. એ પ્રતિમાની ભવ્યતા, એની મૂર્તિવિધાનની ચારુતા અને મનોહારિતા જોઇને, એમાં અવયવોની સપ્રમાણતા, આકારસૌષ્ટવ, નાનામાં નાની વિગત પ્રત્યે પણ શિલ્પીએ આપેલું લક્ષ એ સર્વેએ જવાહરની કલાભાવનાને સંતોષ આપ્યો.

જવાહરે પેકીંગનો રાજમહેલ જોયો. પૂર્વે એ રાજમહેલમાં પ્રવેશવાનો પ્રતિબંધ હતો. હવે તો એ સર્વેને માટે ખુલ્લો મૂકાયો છે. દોઢ હજાર વર્ષો પૂર્વેની ઈમારતો જોઈ, ઐતિહાસિક સ્થળોની સ્મૃતિ જાળવી રાખનાર ખંડિયેરો જોયાં.

ત્યાંથી જવાહર તુજહુંગ ગુફાઓ જોવા ગયા. એ ગુફાનાં ભીંતચિત્રોમાં, અજંતાના ચિત્રો જોડેનું સામ્ય જવાહરે જોયું અને અનુભવ્યું. એમાંના ચિત્રોની આકૃતિઓમાં સપ્રમાણતા, રંગોની મિલાવટ, દશ્યોની પસંદગી, એ સર્વે જવાહરે ધ્યાનપૂર્વક નિરખ્યું. ત્યાંથી જવાહર ત્યાંના પ્રાણીસંગ્રહાલયમાં ગયા. અને ત્યાં ચીનનાં બાળકોને એમણે જે હાથિણી ભેટ આપેલી તે આશા હાથિણીની ખબર કાઢી, અને એની પિછાન તાજી કરી.

સાંજે પત્રકારોને જવાહરે જણાવ્યું કે પેકીંગનું હવામાન એમને ખૂબજ અનુકૂળ આવ્યું છે. અને ત્યાંનો ખોરાક પણ એમને સર્વ રીતે અનુકૂળ આવે એવો છે. જવાહરે ચીનના પોતાના આટલા દિવસોના સહવાસમાં એ નોંધ્યું કે પેકીંગના રસ્તા પર એમણે એકપણ ભિખારી જોયો નહોતો. એ પ્રશ્નનો ચીને જે રીતે ઉકેલ આણ્યો હતો, એ માટે જવાહરે એમની પ્રશંસા કરી. વળી, જવાહરે એ પણ જોયું કે 'પતિતા'નો પ્રશ્ન પણ ચીને આશ્ચર્યજનક રીતે ઉકેલ્યો છે.' ત્યાંનાં પ્રજાજનોમાં શિસ્તની ભાવના, વ્યવસ્થાપ્રેમ, કસરત કરી શરીરને સ્ફૂર્તિદાયક રાખવાની આદત પણ એમને ઘણાં ગમ્યાં અને હિન્દ પણ એ સર્વેનું અનુકરણ કરે એવી ઈચ્છા વ્યક્ત કરી.

પછી જવાહરે ચાઉ-એન-લાઈ જોડે રાજકીય મંત્રણાઓ કરી. એમની આ અહીં આવ્યા પછી ત્રીજી મસલત હતી.

રાત્રે જવાહરના માનમાં ભોજનસમારંભ યોજાયો હતો, ત્યારે ભાષણ આપતાં એમણે એકાએક હિન્દીમાં બોલવાનું શરૂ કરી સર્વેને આશ્ચર્યમાં ગરકાવ કરી નાંખ્યા. અને થોડીવાર હિન્દીમાં બોલ્યા પછી પોતે જે હિન્દીમાં બોલ્યા તેનું પોતેજ અંગ્રેજીમાં ભાષાંતર કર્યું. જવાહરે એ ભાષણમાં જણાવ્યું કે પોતાની ચીનની યાત્રા ઐતિહાસિક હતી. વ્યક્તિઓ રાજપુરુષો કરતાં વિશેષ મહાન છે અને તેથી, "આપણા જીવનમાર્ગો ભલે ગમે એટલા ભિન્ન હોય છતાં, આપણે બન્ને પ્રજાઓને સાથોસાથ જીવન જીવવાનો અધિકાર છે. અને આપણી બે પ્રજાઓનો સહકાર હશે તો જરૂર વિશ્વશાંતિ સ્થપાશે એ વિષે શક નથી."

જવાહર અને ચાઉએ મુખ્યતઃ એશિયાના પ્રશ્નો ચર્ચ્યા. જાપાન, કોરિયા, હિન્દી ચીન, ફોર્મોસા, અગ્નિ એશિયા કરાર, તથા ચીન અને રશીયાએ

જાપાનમાં પોતાના રાજદૂતો મોકલીને એ દેશ જોડે રાજકીય સંબંધો ફરી સ્થાપ્યા તે માટે એમણે સંતોષ અને આનંદ વ્યકત કર્યો. જવાહરે એ પણ જણાવ્યું કે આજની દુનિયાના રાજ્યો ભયગ્રન્થિથી પીડાય છે. એથી જેટલે અંશે આપણે શાંતિના પ્રદેશો વિસ્તારીને આ ભયગ્રન્થિ નાબૂદ કરવામાં એક બીજાને મદદ કરીશું તેટલે અંશે શાંતિને સ્થાપી શકીશું.

બાવીસમી ઑકટોબરે, જવાહર ચીનપ્રજાસત્તાકના ઉપ–પ્રમુખ જનરલ ચુત્તેહને ત્યાં ચાપાણીના સમારંભમાં ગયા હતા. એ પ્રસંગે માઓ–ત્સે–તુંગ, જનરલ ચુત્તેહ, અને ચાઉ–એન–લાઈ હાજર હતા. એમણે મુખ્યત્વે એશિયાઇ પ્રશ્નો ચર્ચ્યા. એમાં જેમાં જરાપણ મતભેદને અવકાશ હોય એવો પ્રશ્ન ચર્ચ્યો નહોતો. એ ચર્ચા પરત્વે જવાહરે સંપૂર્ણ સંતોષ વ્યકત કર્યો હતો. અને પશ્ચિમ, ચીનને શી રીતે સ્વીકારે તે માટેના એઓ ઉપાયો શોધતા હતા. એ માટેના ચીન પણ પશ્ચિમના દેશોનું માનસ સમજે એ માટેની એમની કોશિશો આ મંત્રણાઓ દ્વારા હતી.

ચીનના દુનિયા જોડેના અને વિશેષે કરીને, બીનસામ્યવાદી દેશો જોડેના સંબંધો સુધરે, એ માટે ચીનને પશ્ચિમના રાજ્યોનું માનસ જવાહર સમજાવતા હતા, અને સાથે સાથે ચીનને સમજી લેતા હતા. આમ છતાં, જવાહરની ચીનની યાત્રા ચમત્કારો સર્જાવશે એવી આશા રાખવી વ્યર્થ હતી. કારણ કે, જવાહર કાંઈ ચીનમાં રાજકીય જાદુગર તરીકે ગયા નહોતા. ફકત, એ તો હિન્દ તરફથી પ્રેમનો સંદેશો આપવા અને ચીન પાસેથી પ્રેમનો સંદેશો લેવા ગયા હતા.

જવાહરની અને ચીનની વચ્ચે વિશ્વાસ અને શાંતિપ્રિયતાની લેણદેણ હતી, આર્થિક કે રાજકીય નહિ. જવાહરે એ પણ જોયું કે ચીનના નેતાઓ પણ દુનિયાથી અલગ રહેવા ઇચ્છતા નહોતા, પણ અન્ય દેશો જોડે વિશેષ અને વિશેષ સહકારથી અને મૈત્રીભરી રીતે વર્તવા માગતા હતા. એથી ચીને અન્ય દેશોને પોતે આક્રમક નીતિમાં માનતું નથી, પણ 'જીવો ને જીવાડો' નાં સિદ્ધાંતમાં માને છે, તેની હિન્દને, બ્રહ્મદેશને, ઇન્ડોનેશીયાને વગેરે દેશોને પ્રતીતિ કરાવી આપી હતી.

પાંચમે દિને, જવાહરે ચીનની આમજનતાને એક વિરાટ સભામાં ઉદ્બોધી. જવાહરે ચીનની જનતાને એ ભાષણમાં કહ્યું :

"હું અહીં શાંતિ અને શુભેચ્છાના દૂત તરીકે આવ્યો છું. અને આ દેશમાં પણ શાંતિ માટેની તમન્ના છે, ઝંખના છે, અને એ પોતે જીવવા માગે છે,

અને બીજા પણ સ્વતંત્ર રીતે જીવે એમ ઇચ્છે છે તેની મને ખાતરી થઈ છે. અત્યારે દુનિયામાં પૂર્વનાં રાષ્ટ્રો અને પશ્ચિમનાં રાષ્ટ્રો એવો મતભેદ પ્રવર્તે છે. પણ આ ભેદ ભવિષ્યમાં ટકી શકવાનો નથી. ભવિષ્યનું જગત સમગ્ર દુનિયાને અખંડ રૂપે જોશે."

"ચીન અને હિન્દ બન્ને મુક્ત અને સાર્વભૌમ રાષ્ટ્રો છે. આપણા બન્ને દેશોએ પ્રાપ્ત કરેલું સાર્વભૌમત્વ તેમજ એશિયાના બીજાં રાષ્ટ્રોને સાંપડેલી મુક્તિએ આપણા આ પ્રાચીન ખંડની સૂરત પલટી નાંખી છે. એશિયા પરના વર્ચસ્વમાં જ પરિણમતી જગતનાં જુદાં જુદાં બળોની સમતુલા હવે ચાલી ગઈ છે, અને દુઃખ તેમજ યાતનામાંથી એક નવી સમતુલા ઉદ્‌ભવી છે. રાજકીય, આર્થિક અને સામાજિક ક્ષેત્રોમાં આ મહાન પરિવર્તન થઈ રહ્યું છે, ત્યારે બીજી બાજુ એક જબરજસ્ત ક્રાન્તિ આવી રહી છે. અણુશક્તિમાંથી મુક્ત થતાં પ્રચંડ બળો ઉપર પોતાનું આધિપત્ય જમાવે એવા એક નવયુગના ઉંબર પર આપણે ઊભા છીએ. આ મહાનબળો માનવજાતનો નાશ કરી શકે અને માનવજાતને અકલ્પ્ય રીતે આગળ પણ વધારી શકે એમ છે.

"જગતે આજે કાંતો શાંતિપૂર્ણ પ્રગતિ યાતો યુદ્ધ એ બેમાંથી એકની પસંદગી કરવાની છે. હવે જે યુદ્ધ થશે તે અત્યંત વિનાશક યુદ્ધ હશે. માનવ સંસ્કૃતિનો વિનાશ કરીને માનવને પશુમાં ફેરવી નાંખનારું યુદ્ધ હશે. એટલે યુદ્ધ ટાળવું તો છે જ, પણ જે પરિસ્થિતિ અને સંજોગો યુદ્ધને જન્માવે છે, તે પરિસ્થિતિ અને સંજોગોનો નાશ કરવો જોઇએ. તો જ શાંતિનું વાતાવરણ પ્રગટે અને ખીલે. એ માટે ભારતે અને ચીને જે શાંતિનાં પાંચ સિદ્ધાંતો સ્વીકાર્યા છે, તે સર્વે સ્વીકારે તો જ શાંતિ માટેની આબોહવા પ્રગટે. આજની અણુયુગની હવામાં, યુદ્ધની અવેજીમાં, દરેક રાજ્ય એક બીજાની એકી સાથે હયાતીનો સ્વીકાર કરે, એકબીજાનો સહકાર સાધે, અને દરેક દેશને પોતાની રીતે જીવન ઘડવાનો અધિકાર છે એટલું સ્વીકારે તો એ પર્યાપ્ત છે."

ચીનમાં આવાં જાહેર ભાષણો ગોઠવવાં એ અસામાન્ય અને અપવાદરૂપ હતું. ચીનના સામ્યવાદી પ્રજાસત્તાકનાં પાંચ વર્ષોમાં આ એ પ્રકારનો પહેલવહેલોજ બનાવ હતો. એ ચીનની પ્રજા જવાહરને શાંતિના પ્રતીક તરીકે માન આપતી હતી તેનું શુભ ચિહ્ન હતું.

ચીનમાં જવાહરે ખૂબ કુનેહથી, રાજકીય મુત્સદ્દીગીરીથી અને સાવચેતીથી ભાષણો આપ્યાં. એમણે પેકીંગમાં જે ભાષણ કર્યું, એ જ ભાષણ લંડન કે વોશીંગ્ટનમાં સહેલાઈથી થઈ શકે એવાં સામાન્ય મુદ્દા ચર્ચનારાં તેમજ વ્યકિતગત ઉલ્લેખ વિનાનાં ભાષણો હતાં. એમાં જવાહરે પોતાના સિદ્ધાંતો જોડે જરા પણ બાંધછોડ કરી નથી. એ જવાહરમાં આદર્શ અને વ્યવહાર કુશળતા બન્નેનો સુભગ સમન્વય થયો હતો, તે દર્શાવે છે.

પેકીંગમાં ૭ દિવસ રોકાઈ, ત્યાંના વિધવિધ સ્થળોની, ત્યાંના પ્રકૃતિ સૌંદર્યના ધામો તેમજ માનવકળાની વિશેષતાનાં પ્રતીકોની મુલાકાત લઈ, રાજકીય મંત્રણાઓ કરી જવાહર મંચુરિયા જવા ઉપડ્યા. એમનું વિમાન જગતની સાત અજાયબીઓમાંની એક અજાયબી એવી ચીનની ભવ્ય દીવાલ પરથી ઊડ્યું. જે દીવાલનું જવાહરે એમના 'જગતના ઇતિહાસનું રેખા દર્શન', એ પુસ્તકમાં પુષ્કળ વિસ્તારથી વર્ણન કર્યું હતું, તે દીવાલને પ્રત્યક્ષ જોઈ જવાહરે અત્યંત આનંદ વ્યકત કર્યો.

મંચુરિયા એ ચીનના ઉદ્યોગોનું કેન્દ્ર છે. નૂતન ચીને પોતાના મહાન ઉદ્યોગો મંચુરિયામાં જ સ્થાપ્યા છે. મંચુરિયા જઈ જવાહરે રશીયાના નિષ્ણાતોની મદદથી ઊભું કરેલું વિરાટ લોખંડનું કારખાનું ઓશનમાં જેયું.

ઓશન એ વિરાટ નગર છે. એમાં ચાળીસ તો કારખાનાંઓ છે. નૂતન ચીને જે ઔદ્યોગીકરણ કર્યું છે તેનું એ ગૌરવધામ છે. એ કારખાનામાં મોટે ભાગે સ્ત્રીઓજ યંત્રો ચલાવે છે. સ્ત્રીઓને સોવીએટ નિષ્ણાતોએ તાલીમ આપેલી છે. એ ભવ્ય કારખાનામાં જવાહરે બધા વિભાગોનું અવલોકન કર્યું. ત્યાં જાતજાતના પ્રશ્નો પૂછી બધું જાણી લીધું.

ત્યાંથી જવાહર દેરિનના જહાજ બાંધવાના કારખાનામાં ગયા. બીજાં વિશ્વયુદ્ધ પછી પરદેશી તરીકે જહાજનું આ મહાન કારખાનું જેનાર જવાહર પ્રથમજ છે. આ કારખાનું અને શહેર જાપાનીઓએ બાંધ્યું હતું. ચીનનું એ એક અદ્યતન અને મહાન નગર છે. એની વસતિ દશ લાખની છે. એના બાગબગીચા, વિશાળ રાજમાર્ગો, ભવ્ય ઇમારતો, એ બધું કોઈ પશ્ચિમના દેશની રાજધાનીની યાદ આપે એવું હતું. આજે ત્યાં રશીયાની મદદથી વહાણવટાનો ઉદ્યોગ જંગી પાયાપર ચાલે છે. જવાહરે એ ઉદ્યોગના એકેએક ભાગનું બારીકાઈથી નિરીક્ષણ કર્યું.

ત્યાંથી જવાહર મુકદન ગયા. ત્યાં એમણે યંત્રો અને ઓજારો બનાવવાનું કારખાનું જેયું. જવાહરે ત્યાં વીજળીનાં કારખાનાં જેયાં, કાચ બનાવવાનું જંગી

કારખાનું જોયું અને સાથે સાથે ઔદ્યોગિક પ્રદર્શન પણ જોયું. ત્યાં સહકારી ધોરણે થતી ખેતી એમણે જોઈ. ત્યાં થોડો સમય ગાળી, જવાહર ઐતિહાસિક ચાંગચુન રેલ્વેમાં મુકદન, ઓશન અને દેઇરન ફર્યા અને વિમાનમાં પુનઃ પેકીંગ આવી પહોંચ્યા.

પેકીંગમાં જવાહરે પત્રકારોને મુલાકાત આપતાં જણાવ્યું :

"અમારી વચ્ચે કેટલાક પ્રશ્નો પરત્વે દષ્ટિભેદ ભલે હોય· તેમ છતાં અમારી વાતચીતમાં જરાય દષ્ટિભેદ હતો નહિ. મારી ચીનની યાત્રાથી આપણા બે દેશો એક બીજાની નજદીક આવશે એટલું જ નહિ, એથી વિશ્વશાંતિના રાહમાં પણ આગેકૂચ કરી શકાશે.

"ચીનની મહેમાનગીરીના અત્યંત મીઠાં સંસ્મરણોનું ભાથું હું હિન્દ લઇ જાઉંછું. અહીંના પ્રવાસની મારી ઉપર જે છાપ પડી છે તે એ છે કે ચીન પણ હિન્દની જેમ શાંતિને ચાહનારું છે."

હિન્દના પ્રશ્નોની ચર્ચા કરતાં જવાહરે જણાવ્યું :

"અમારી સમક્ષ ઉદ્યોગીકરણનો ને ભૂમિનો એમ બે મુખ્ય પ્રશ્નો છે. આજે ચીન કરતાં અમારું ઉદ્યોગીકરણ વિશેષ પ્રમાણમાં થયું છે અને હજી અમે ઔદ્યોગિક વિકાસ કરવા ઇચ્છીએ છીએ. જમીનના પ્રશ્નના ઉકેલમાં ચીન કરતાં અમે પાછળ છીએ. અમે મોટા જમીનદારોને નાબૂદ કર્યા છે, પણ એથી અમે હજી આગળ વધ્યા નથી."

રાત્રે જવાહરે પેકીંગના આકાશવાણીને મથકેથી વાયુપ્રવચન કરતાં જણાવ્યું:

"૨૦ વર્ષો પૂર્વે, ચીનમાં એક મહાન કૂચ થઈ હતી. તેના અહેવાલો હું ખૂબ રસથી અખબારોમાં વાંચતો. મને સ્મરે છે ત્યાં સુધી આ કૂચ વિશ્વની લશ્કરી તવારીખમાં શક્તિ અને સહિષ્ણુતા માટે બેનમૂન હતી. મારી દષ્ટિએ ચીનની એ કૂચ ચીનની રાષ્ટ્રની અને પ્રજાની સર્વક્ષેત્રોમાં આગેકૂચની પ્રતીકસમી હતી.

"અત્યારસુધી ચીન અને હિન્દ પોતપોતાની આઝાદી કૂચમાં રોકાયલા હતા. હવે બન્ને દેશોએ આઝાદીનો પ્રથમ શ્વાસ લેવા માંડ્યો છે.

"આ મારા પ્રવાસમાં મને નૂતન ચીનનું મધુર અને આશ્ચર્યકારક દર્શન થયું છે, તેનાં રમ્યમધુર સ્મરણો હું સાથે લઈ જઇશ.

"આપણે આઝાદી હાંસલ કરી, પણ તેમાંજ આપણી ઇતિકર્તવ્યતા આવી જતી નથી. હજી મંઝિલ ઘણી લાંબી છે. હજી આપણે આપણને જેનો હક્ક છે એવી સમૃદ્ધિ અને સુખની સપાટી પર પહોંચવાનું તો બાકી છે.

"હું માનું છું કે આપણાં બન્નેનાં રાષ્ટ્રો એક બીજા પાસેથી કાંઈક શીખી શકે એમ છે. અને એક બીજાનો ઘણે અંશે સહકાર સાધી શકે એમ છે. આપણા બન્નેનાં રાષ્ટ્રો પાસે સહનશીલતાની અને બંધુત્વની ભાવના છે અને એ જ્યાં છે ત્યાં ઘણી સિદ્ધિઓ થઈ શકે."

પેકીંગમાં જવાહર માટે વિદાયસમારંભ યોજાયો. તે સમયે, જવાહરે માઓને મહાન ઐતિહાસિક વ્યક્તિ તરીકે અને મહાન સિદ્ધિઓ પ્રાપ્ત કરનાર મહાપુરુષ તરીકે સંબોધ્યા.

માઓ–ત્સે–તુંગને ત્યાં બધા ભેગા મળ્યા ત્યારે માઓએ જવાહરને ચીનની યાત્રા સુખદ બને એમ ઇચ્છી બે હજાર વર્ષ જૂની ચીનના મહાકવિ ખુયુને લખેલી કાવ્યપંક્તિઓ ઉચ્ચારતાં કહ્યું: "વિદાયના જેવી બીજી કોઈ મહાન શોકની પળ નથી, અને નવી પિછાનના જેવો બીજો કોઈ મહાન આનંદ નથી."

પેકીંગના નગરપતિએ જવાહરના માનમાં વિદાય સમારંભ યોજ્યો ત્યારે જવાહરે માઓ વિષે કહ્યું:

"એ મહાન ઐતિહાસિક પુરુષ છે. એઓ મહાન સૈનિક હતા, મહાન ક્રાન્તિકાર હતા, અને મહાન રાષ્ટ્રવિધાયક છે. હવે એઓ મહાન શાંતિપ્રણેતા બને એમ હું ઇચ્છું છું."

આ વિદાયસમારંભમાં હજાર માણસો હતાં. એમાં, હિન્દના તબીબી મીશનમાં ચીન ગયેલા પ્રતિનિધિ ડૉ. કોટનીસ જેઓ માર્યા ગયા હતા, તેમની ચીની વિધવા અને તેમનો દશ વર્ષનો છોકરો પણ હતાં. ડૉ. કોટનીસ ચીનની આઝાદી માટે શહીદ થનાર પ્રથમ હિન્દી હતા.

ભારે હૈયે જવાહરે પેકીંગની વિદાય લીધી અને ત્યાંથી એઓ શાંઘાઈ ગયા. શાંઘાઈના નગરજનોએ જવાહરનું ભવ્ય સ્વાગત ઉત્સાહપૂર્ણતાથી કર્યું. વિમાન મથકે, ૨૦ હજારનો માનવ સમુદાય પડોશી રાષ્ટ્રના વડાને વધાવવા આવ્યો હતો. બાળકોએ "હિન્દી–ચીની ભાઈ ભાઈ"નાં સૂત્રોથી જવાહરને વધાવ્યા હતા. આખું વાતાવરણ ઉત્સવઘેલું બની ગયું હતું.

પેકીંગથી શાંઘાઈ આવતાં, જવાહર હુઈ અને યાંગસે નદીનાં પૂરે જે, વિનાશ કર્યો હતો તે જોયો. કહેવાય છે કે, એક સદીથી એવાં વિનાશકારી પૂર આવ્યાં નહોતાં.

શાંઘાઇના નગરપતિએ જવાહરના માનમાં ભોજન સમારંભ યોજ્યો, ત્યારે જવાહરે કહ્યું:

"હું જ્યાં ગયો છું ત્યાં મને એકસરખે ઉમળકે વધાવાયો છે. ચીનની સંસ્કૃતિ અને તવારીખમાં મને જીવંત રસ છે. અને નૂતન ચીનમાં તો મને વિશેષ રસ છે. નૂતન ચીનમાં મેં પારાવાર શકિત, ઉત્સાહનાં પૂર અને દેશના નૂતન ઘડતર માટે શ્રમ કરવાની ધગશ જોઈ. આ શાંઘાઈ એ પૂર્વે પરદેશની ચૂસણનીતિનો ભોગ બનવા માટે મશહૂર હતું. અહીં પરદેશીઓએ રાજ્ય કર્યું અને શોષણ કર્યું, અને એઓ એનાથી માતબર થયા."

શાંઘાઈમાં જવાહર સૂન-યાટ-સેનને ત્યાં ગયા. ત્યાં જવાહરે બાળમંદિર જોયું એટલું જ નહિ, પણ પૂર્વેની પરદેશી માલિકીનાં મકાનો, જેવાં કે ટર્ફ ક્લબ, શાંઘાઇ ક્લબ વગેરે જોયાં. આજે એ મકાનો ચીનનાં સંસ્કૃતિ ધામો બની ગયાં છે, તે ઝડપી પરિવર્તન પણ જવાહરે કુતૂહલતાથી નિરખ્યું. ત્યાં જવાહરે ચીનનો મોટામાં મોટો 'સ્ટોર' જોયો. જવાહર શાંઘાઇના નાટ્યગૃહમાં ગયા અને નાટક જોયું. જવાહરને જોઈ સમક્ષ પ્રેક્ષક વર્ગ ઊભો થયો, અને તાળીઓના ગડગડાટથી એમનું સ્વાગત કર્યું.

શાંઘાઇથી જવાહર હેંગચો ગયા. હેંગચોને ચીનાઓ પૃથ્વીપરનું સ્વર્ગ તરીકે ઓળખે છે. ત્યાં, દોઢ હજાર વર્ષ જૂનાં બૌદ્ધમઠો એમણે જોયા, અને ત્યાંના સરોવરનું અને બગીચાનું સૌન્દર્ય નિરખી એમને કાશ્મીર સાંભર્યું. ચાર કલાકમાં જવાહર સઘળાં રમણીય ધામોમાં ઘૂમી વળ્યા. ત્યાંના સરોવરની પાર્વત્ય પશ્ચાદભૂ જવાહરને કાશ્મીરના દાલસરોવરની સ્મૃતિ જગાડતી હતી. એજ જળની નિર્મળતા, કમળોની મનોહારિતા અને પ્રકૃતિની સાર્વદેશિક રમ્યતા.

ત્યાંથી જવાહર કેન્ટોન ગયા. અહીં પણ એમનું ભવ્ય સ્વાગત થયું. એમના સ્વાગતસમારંભમાં જવાહરે જણાવ્યું :

"ચીનની આ બાર દિવસની યાત્રા એ મારા જીવનનું અત્યંત મહત્વનું પ્રકરણ છે. મેં આ પુરાણા દેશને નવા લેબાશમાં જોયો. એની શકિત, એની કાર્યતત્પરતા, એનો આનંદ તથા એના યુવાનોની તાઝગી, ગુલાબી ચહેરા અને અદમ્ય ઉત્સાહ તથા અપરિમિત આશાવાદ જોયાં, ને મને ખાતરી થઈ કે જગતશાંતિ માટે આપણા બન્ને દેશોનો સહકાર અત્યંત આવશ્યક છે એટલું જ નહિ પણ અનિવાર્ય છે."

પોતાના આ ઐતિહાસિક પ્રવાસમાં જવાહરે જોયું કે ચીન પાસે અખૂટ ફોજી શક્તિ હોવા છતાં, ત્યાં યુદ્ધની ઝંખના નથી. જવાહરને એ પણ પ્રતીતિ થઈ, કે, ચીન સામ્યવાદી હોવા છતાં, ત્યાંના રાજ્યકર્તાઓમાં સામ્યવાદી સંકુચિત

દૃષ્ટિ નથી, પણ જનહિતની ગાંધીવાદી દૃષ્ટિ છે. ત્રીશ વર્ષનાં સતત યુદ્ધ છતાં પ્રજાના ચિત્તમાં સ્થિરતા અને વાસ્તવિકતાની દૃષ્ટિ છે. ચીનના આધુનિક ચાર નેતાઓના હાથમાં, ચીનનાં રાષ્ટ્રની તથા ચીનની પ્રજાની સંપૂર્ણ સલામતી છે.

ચીનના નેતાઓને ને ચીનની પ્રજાને, પશ્ચિમના રાજ્યોને અંકુશમાં રાખનાર, અને એશિયાની પ્રજાની આકાંક્ષાઓ અને મહેચ્છાઓનો, તથા જાગૃતિનો અને સ્વપ્નનો જવાહર સાચો પ્રતિનિધિ લાગ્યો. જવાહરે ચીનના નેતાઓને ફોર્મોસાની બાબતમાં કટોકટી ન કરવાની સલાહ આપી તો, એ સલાહ તેમણે સહર્ષ સ્વીકારી. આ રીતે, જવાહરે ચીનની પ્રજા અને રાજ્યકર્તાઓમાં ઇતબાર પ્રેર્યો.

આ બાર દિવસ દરમ્યાન જવાહર ચીનની રાજકીય, સામાજિક, આર્થિક, ઔદ્યોગિક, અને શૈક્ષણિક સંસ્થાઓ સંપૂર્ણતઃ જોઇ શકયા નહિ. કારણ કે, આટલા ટૂંકા ગાળામાં એ બધું જોવું અસંભવિત હતું. તેમ છતાં, એ દિવસોનો એમણે શકય તેટલે અંશે સંપૂર્ણ લાભ લીધો. અને તેથી ચીન કલ્યાણને માર્ગે છે એની દૃઢ પ્રતીતિ એમને થઈ. ચીનની પ્રજાની શિસ્તે, એની વ્યવસ્થા શક્તિએ, જવાહર પર ઊંડી અસર કરી.″

જવાહરનો આ ચીનનો પ્રવાસ એટલે પ્રેમનો સંપૂર્ણ વિજય. બુદ્ધ ભગવાનના ભિખ્ખુઓએ જેમ પ્રેમથી ચીનને જીત્યો, તેમ જવાહરે પણ ચીન ઉપર પ્રેમવિજય કર્યો.

ચીનથી જવાહર કેમ્બોડીયાના પાટનગર નોમપેન્હ આવ્યા. ત્યાં, જવાહરે ત્યાંના સીમરીંગ ખાતેનાં પ્રાચીન અવશેષો જોયાં. અને એ અવશેષોમાં ભારતીય સંસ્કૃતિની અસરને પિછાણી. ત્યાંના રાજા અને વડા પ્રધાને એમને માન આપ્યું. ત્યાંના હિન્દી સૈનિકો સમક્ષ ભાષણ આપતાં જવાહરે કહ્યું :

"મને શાંતિ જોઇએ છે. આથી જ છેલ્લા બે મહિનામાં મેં સીલોન, બ્રહ્મદેશ, ચીન અને હિન્દી ચીનનો પ્રવાસ આદર્યો."

ત્યાંથી જવાહર રંગુન ગયા. ત્યાં પત્રકારોને એમણે જણાવ્યું, કે, એઓ ચીન પાસે કોઇ પણ જાતની ખાતરી માગવા ગયા નહોતા. એમની એ મુસાફરીથી એમણે એશિયાની પલટાતી સૂરત જોઇ અને એશિયાના ઉજમાળા ભાવિની એમણે આગાહી કરી.

રંગુનથી પાછા માદરેવતનની ભૂમિમાં આવી, કલકત્તામાં દશ લાખની માનવમેદની સમક્ષ પોતાના ચીનનાં પ્રવાસનાં સંસ્મરણો વિષે જવાહરે કહ્યું :

"આપણે ચીન પાસે હજી ઘણું શીખવાનું છે. એક તો શિસ્ત, ચીનની તાકાદ એની શિસ્તમાં રહેલી છે. બીજી એની પાસેથી એકતાની ભાવના શીખવાની છે."

જવાહરે વિશેષમાં જણાવ્યું :

"ચીનની પ્રજાએ જે મારો ભવ્ય અને અસાધારણ સત્કાર કર્યો તે મારો અંગત તેમજ વ્યક્તિગત સત્કાર નહોતો, પણ મારા ભવ્ય સ્વાગતદ્વારા એ ઐતિહાસિક રાષ્ટ્રે પોતાનાં જેટલાંજ મહાન અને પુરાણા પડોશી રાષ્ટ્ર ભારતનું સ્વાગત કર્યું. છેલ્લાં બે હજાર વર્ષો થયાં આપણો ચીન જોડે સાંસ્કૃતિક સંબંધ છે. એકબીજા પર આપણે આક્રમણ કર્યું નથી. દિગ્વિજયની ભાવના સેવી નથી. થોડાં વર્ષો પૂર્વે હિન્દનું પુનર્દર્શન કરવા દેશના એક છેડાથી બીજા છેડા સુધી હું ઘૂમતો રહ્યો હતો. લાખો માનવીઓના નિકટના સંપર્કમાં આવ્યો હતો. તેવીજ રીતે, આ મારો પ્રવાસ એ ચીનની શોધ, ચીનનું દર્શન છે. કારણ કે, એ દેશની પણ આપણા દેશ જેવીજ પ્રાચીન સંસ્કૃતિ છે. હું ચીનને જોવા નહિ પણ સમજવા ગયો હતો. અને મને એ યાત્રાથી ખાતરી થઈ છે કે અરસપરસ અને અન્યોન્ય સમજૂતી તથા સાવચેતીથી ભાવિ યુદ્ધને ટાળી શકાય."

આ રીતે ૧૯ મી સપ્ટેમ્બરે જવાહરે આરંભેલો ચીનનો યુગપ્રવર્તક, ઐતિહાસિક અને અનેક શોધખોળોથી ભરપૂર પ્રવાસ ઑક્ટોબરની ૩ જી તારીખે પૂર્ણ થયો.

[ ૬૦ ]

# શાંતિનો વિજય

૧૯૪૭ થી, ફ્રેન્ચ હિન્દી વસાહતોમાં જે સ્વાતંત્ર્ય આંદોલન ચાલતું હતું, તેનો, પહેલી નવેંબરે વિજયી અંત આવ્યો. ને એમાં જવાહરની શાંતિની નીતિનો, પણ વિજય થયો. હિન્દમાંની વિદેશી હકૂમતો ગમે તેટલી તંગ કરે છતાં, યુદ્ધ કે હિંસાનો માર્ગ ન લેતાં, શાંતિ ને સમજૂતીનો માર્ગ અખત્યાર કરવાની હિન્દની જે ગાંધીદીધી નીતિ હતી, તેનો સંપૂર્ણ વિજય થયો. ને, ૧૯૪૭ માં જેમ એ નીતિને પરિણામે, બ્રિટીશરો હિન્દ છોડીને સલાહસંપથી ચાલ્યા ગયા, તેવીજ રીતે ૧૯૫૪ ની પહેલી નવેંબરે, ફ્રેન્ચસત્તાધીશો, હિન્દી સંઘને, ફ્રેન્ચ સંસ્થાનોની સોંપણી કરીને, ગૌરવભરે વિદાય થયા. ફ્રેન્ચસંસ્થાનોનું વિલીનીકરણ એ આપણી નેતાગીરી સવળે માર્ગે છે, તેનું ઉજ્જવળ દૃષ્ટાન્ત હતું. ને, એમાં આપણી વિદેશનીતિ કેવી સફળ નીવડે છે, તેનું જગતને દૃષ્ટાન્ત મળતું હતું. એક અન્ય દૃષ્ટિએ વિચારતાં જવાહરની વિદેશનીતિને પરિણામે પ્રેમનો વિજય થયો. અને જગતના કૂટ પ્રશ્નો આવી નીતિ અખત્યાર કરવાથી જ ઉકલશે, તેનું જગતને માટે ઉજ્જવળ દૃષ્ટાંત સાંપડયું. જેવી રીતે સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી દેશી રાજ્યોનું વિલીનીકરણ એ એક સિદ્ધિ હતી, તેવીજ બીજી મહાન સિદ્ધિ આ ફ્રેન્ચસંસ્થાનોનું હિન્દ જોડે જોડાણ હતું.

જવાહર આ વખતે ચીનમાં હતા. ત્યાંથી એમણે એ પ્રસંગે સંદેશો મોકલ્યો કે : "હું હિન્દથી દૂરદૂર હોવા છતાં, મારું દિલ તો અત્યારે પોંડીચેરીમાં જ્યાં એક ભવ્ય બનાવ બની રહ્યો છે ત્યાં છે. આજે માથી વિખૂટું પડેલું બાળક માની ગોદમાં લપાય છે. એ માટે ફ્રેન્ચ સત્તાધીશોની ખેલદિલી ને દીર્ઘદૃષ્ટિ ઘણે અંશે જવાબદાર છે. 'આજે ફ્રાન્સ અને હિન્દ આ વિકટ પ્રશ્નનો ઉકેલ શાંતિથી ને સમજૂતીથી આણી શક્યાં છે તે અત્યંત સંતોષનો વિષય છે. જો આંજ નીતિ દુનિયાના બીજા દેશો પોતાના

ઝઘડાની પતાવટ માટે વાપરે તો દુનિયાના ઘણા કૂટ પ્રશ્નો આપોઆપ ઉકલી જાય. હું ફ્રેન્ચ હિન્દની પ્રજાને, હિન્દી સંઘના નાગરિક તરીકે હાર્દિક આવકાર આપું છું. હું ખાતરી આપું છું કે પોંડીચેરી ફ્રેન્ચ ભાષા અને ફ્રેન્ચ સંસ્કૃતિનું કેન્દ્ર રહેશે." તાત્કાલિક ફ્રેન્ચ સંસ્થાનો માટે હિન્દે, એક કમીશનરની નિમણૂક કરી, અને એને સત્તાની સોંપણી કરવામાં આવી.

બીજી નવેંબરે, જવાહર એમની મહાન ચીન યાત્રાથી કલકત્તે આવ્યા. હજારોની સંખ્યામાં જનતા એમનું સ્વાગત કરવા વિમાન ઘર પર પહોંચી ગઈ. સાંજે દશલાખ માનવની મેદની સમક્ષ એમણે હિન્દ અને ચીન સંબંધ વિષે કહ્યું: "હિન્દ અને ચીન પોતાના વિકાસ તરફજ પોતાનું સમગ્ર લક્ષ કેન્દ્રિત કરે છે. અને જ્યાંસુધી એમની પર કોઈ આક્રમણ નહિ કરે ત્યાં સુધી એ યુદ્ધમાં ઉતરવાનાં નથી. કારણ કે બહારના કોઈપણ દેશ જોડેનો સંઘર્ષ અમારી વિકાસયોજનામાં વિઘ્નરૂપ થઈ પડે." જવાહરે ચીનમાં જે શિસ્ત જોઈ જે વ્યવસ્થા શકિત જોઈ તેની એમણે ખૂબ પ્રશંસા કરી. જવાહરે જણાવ્યું કે: "ચીન શાંતિ માટે ઝંખે છે, કારણ કે એને પોતાની આર્થિક વ્યવસ્થા સ્થિર કરવી છે ને અર્થતંત્ર વિકસાવવાનું છે." જવાહરે વિશેષમાં જણાવ્યું કે ચીનમાં અખબારોને હિન્દ જેટલી આઝાદી નથી. ત્યાં કોઈ અખબાર સરકારની ટીકા કરી શકતું નથી. જવાહરે ચીન જે રીતે પોતાનું નવું તંત્ર ઊભું કરી શક્યું તે માટે એની પ્રશંસા કરી હતી.

જવાહરે કલકત્તામાં બાળલકવાની હોસ્પિટલનું ઉદ્‌ઘાટન કર્યું, ને તે વખતે ભવિષ્યના નાગરિક એવા બાળકો તરફ આપણે સૌથી વધારે લક્ષ આપવું જોઈએ એમ જણાવ્યું. જવાહરે કલકત્તાથી છત્રીશ માઈલ હારિન ઘાટા આગળ 'બીરલા કૃષિ વિદ્યાલય'નું ઉદ્‌ઘાટન કર્યું, અને ત્યાં, ભાષણ આપતાં, ગૌહત્યા પ્રતિબંધને બહાને, જે પક્ષો રાજકીય આંદોલન ચલાવતા હતા, તેની સખત ઝાટકણી કાઢી; અને રાજકીય હેતુથી, કોઈ પણ સામાજિક કાર્ય કરવા જતાં એ બગડે છે, એમ જણાવ્યું. એમણે જણાવ્યું કે: "જે દેશમાં ગૌપૂજા થતી નથી, ત્યાં આપણા કરતાં પશુધન વધારે બળવાન ને પુષ્ટ છે, એ આપણે માટે શરમની વાત છે."

જવાહર કલકત્તેથી દાર્જીલીંગ ગયા. ત્યાં એમણે 'પર્વતારોહણ કૉલેજ'નું ઉદ્‌ઘાટન કર્યું. એ વખતે વિદ્યાર્થીઓને એમણે આપણા દેશને હિમાલય જેવો મહાન બનાવવાનો આદેશ આપ્યો. એમણે કહ્યું: "જે હિમાલયના ઉત્તુંગ શિખરો, ... ભૂતકાલીન ગૌરવ નિરખતાં હતાં, એ આજે હિન્દનું વર્તમાન ગૌરવ

નિહાળતાં ઊભાં છે. મારાજ એક દેશબાંધવે એવરેસ્ટપર વિજય મેળવ્યો એથી મારું હૃદય ગર્વ અનુભવે છે. હિમાલય પર ચઢનારા કાંઈ હિમાલયનો અનાદર કરતા નથી પણ હિમાલયને પોતાના આત્મીય સ્વજનની જેમ ચાહે છે."

સાંજે દાર્જીલીંગની એક જાહેરસભામાં પ્રવચન કરતાં જવાહરે હિન્દની મહત્તા અન્ય દેશોમાં સ્વીકારાતી હતી તે જણાવ્યું. જવાહરે હિન્દી ચીન એ શબ્દજ હિન્દની સંસ્કૃતિની એ દેશપર કેટલી પ્રબળ અસર હતી તે સૂચવે છે. આપણે કોઈ પણ દિવસ પડોશી પર આક્રમણ કર્યું નથી. આપણે શસ્ત્રો લઈને નહિ, પણ આપણી સંસ્કૃતિ ને આપણો પ્રેમ લઈને, એ દેશો પાસે ગયા છીએ. એથીજ આપણી પ્રત્યે એમને આદર છે. આજે આપણે ફરી આપણાં પડોશી રાષ્ટ્રો પાસે પ્રેમ સન્દેશ લઇને જઇએ છીએ ને આપણું ગૌરવ ભર્યું સ્થાન ફરી પ્રાપ્ત કરીએ છીએ."

જવાહરે તે રાત્રે, કોંગ્રેસ કાર્યકરો સમક્ષ પ્રવચન કરતાં કોંગ્રેસ પ્રમુખના હોદ્દાપરથી રાજીનામું આપવાની પોતાની ઇચ્છા પ્રગટ કરી અને જણાવ્યું, કે એઓ પ્રમુખપદનું રાજીનામું આપે તોપણ કોંગ્રેસ કારોબારીના સભ્ય તો એઓ હશેજ, અને એમની સલાહ ને એમનું માર્ગદર્શન તો હમેશાં કોંગ્રેસને મળતું રહેશેજ.

દાર્જીલીંગથી જવાહર દિલ્હી આવ્યા. દિલ્હી વીમાનઘર પર ચીનનો દશહજાર માઈલનો પ્રવાસ કરીને આવેલા પોતાના લાડીલા નેતાને વધાવવા દિલ્હીવાસીઓ ઉભરાતા હતા. વિમાનમાંથી ઉતરતાં જ એમને 'જવાહર ઝીન્દાબાદ' 'હિન્દી-ચીની ભાઈ ભાઈ' એ સૂત્રોથી વધાવી લીધા. એમણે વિમાનઘર પર આવેલા અખબારનવેશોને જણાવ્યું, કે, ચીનની મુલાકાતથી એઓ દુનિયાના પ્રશ્નો વધારે સરળતાથી સમજી શકશે. એમણે કહ્યું કે ચીન અને હિન્દ એ દુનિયાના બે મહાન દેશો છે. આ બન્ને દેશોમાં કરોડો માનવીઓને અસર કરનારી આર્થિક યોજનાઓ શરૂ કરવામાં આવી છે. પેકીંગ વાટાઘાટો બદલ એમણે સંતોષ વ્યક્ત કર્યો. એઓ હજી નિવૃત્ત થવાનો વિચાર કરતા હતા કે કેમ એવા એક પ્રશ્નના ઉત્તરમાં જવાહરે જણાવ્યું કે: "હું નિવૃત્ત થઇ રહ્યો છું એવું મેં કદિ કહ્યું નથી. થોડા વખત માટે મેં વડાપ્રધાનપદ છોડવાનો ખ્યાલ કર્યો હતો, પણ એ કાંઈ નિવૃત્તિ નથી."

જવાહરને હિન્દ પાછાં આવતાં વેંત એક નવું માથાદુઃખણું ઊભું થયું. આંધ્રમાં દારૂબંધીના પ્રશ્ન પર પ્રકાશમના પ્રધાનમંડળનો ત્યાંની વિધાનસભામાં

પરાજય થયો. એમની સામે એકજ વધુમત હતો. આથી આંધ્રનો પ્રશ્ન પાછો મૂંઝવણ ભર્યો થઈ પડ્યો. ત્યાં ફરી ચૂંટણી કરવી પડશે એમ લાગતું હતું.

જવાહરે એ અને બીજા પ્રશ્નોની વિચારણા કરવા કોંગ્રેસ કારોબારીની એકસભા બોલાવી. એમાં શરૂઆતમાં તો જવાહરના દિલોજાન દોસ્ત, એમના પ્રધાનમંડળના એક અત્યંત કાર્યશીલ ને કાબેલ સભ્ય ને કોંગ્રેસના એક પ્રથમ પંક્તિના જૂના સેવક શ્રી. કીડવાઇને અંજલિ આપતો ઠરાવ કર્યો. રફીસાહેબે દેશના સ્વાતંત્ર્યયજ્ઞમાં તેમજ દેશના નવવિધાનમાં જે ચિરસ્મરણીય ફાળો આપ્યો હતો, તેની ગદગદકંઠે જવાહરે નોંધ લીધી, અને તે મુજબનો શોક ઠરાવ કર્યો. એમણે ત્રીશ વર્ષથી એકધારી કોંગ્રેસની સેવા કરી હતી તે માટેની કૃતજ્ઞતા એ ઠરાવમાં વ્યક્ત કરવામાં આવી, અને અન્નપ્રશ્ન એમણે જે કાબેલિયતથી હલ કર્યો તે માટે દેશની ગુણજ્ઞતા દર્શાવવામાં આવી.

જવાહરે, પોતે વડા પ્રધાનનો ને કોંગ્રેસના પ્રમુખપદનો એમ બન્ને બોજા ઉપાડી શકતા નથી અને હવે કોંગ્રેસમાં નવલોહીને સ્થાન આપવું જોઈએ, અને કાબેલિયતવાળા, નવા માનવીને આગળ કરવા જોઈએ એ આદેશથી, કોંગ્રેસનું પ્રમુખપદ સૌરાષ્ટ્રના વડા પ્રધાન શ્રી. ઉછરંગરાય ઢેબર સ્વીકારે, એવી ઇચ્છા દર્શાવી. સૌરાષ્ટ્રમાં જે નિષ્ઠાથી, જે કાબેલિયતથી, ને જે પ્રામાણિકતાથી, એમણે શૂન્યમાંથી નવું રાજ્યતંત્ર ઊભું કર્યું હતું, તેથી જવાહર એમની પર પ્રસન્ન હતા. અને કોંગ્રેસ પ્રમુખપદ સંભાળી એઓ કોંગ્રેસને વધુ સમય આપી એનું તંત્ર સુધારે એવી એમની ઇચ્છા હતી. એમને તો કોંગ્રેસના કર્ણધાર તરીકે એવો માનવી જોઇતો હતો, કે, જે પોતાનો સમગ્ર સમય કોંગ્રેસનેજ આપી શકે. જવાહરે આ હેતુથી, કોંગ્રેસ કારોબારીની આ અગત્યની બેઠકમાં શ્રી. ઢેબરને સૌરાષ્ટ્રથી ખાસ દિલ્હી બોલાવ્યા હતા. ઢેબરભાઈ જવાહરના આમંત્રણને માન આપી, રાજકોટથી મુંબઈ આવ્યા, અને મુંબઈથી મોરારજીભાઈ સાથે દિલ્હી જઇ પહોંચ્યા. જવાહરે પોતે શા માટે કોંગ્રેસ પ્રમુખપદ છોડવા માગે છે તે સમજાવ્યું, અને, કોંગ્રેસ કારોબારીને પોતાને એ પદેથી મુક્ત કરવા જણાવ્યું. અને ઢેબરભાઈનું નામ પોતે શા માટે પસંદ કર્યું તેનાં કારણો જણાવ્યાં. ને કોંગ્રેસ કારોબારીએ જવાહરની ઇચ્છાને માન્ય રાખી કોંગ્રેસ પ્રતિનિધિઓને ઢેબરનું નામ પ્રમુખપદ માટે સૂચવવા જણાવ્યું.

આ રીતે કોંગ્રેસ કારોબારીએ આ સભામાં અત્યંત મહત્વના એવા નિર્ણયો લીધા. જવાહરને કોંગ્રેસના પ્રમુખપદેથી નિવૃત્ત થવાની રજા આપી, તે

જવાહર સરમુખત્યાર નથી, સત્તાલોભી નથી તે દર્શાવે છે. જવાહર પોતાના હાથમાંજ બધી સત્તા રાખી મૂકવા માગે છે એવા આક્ષેપોનો આ નિર્ણય સચોટ રદિયો હતો.

જવાહરે તેજ દિવસે રાષ્ટ્રવિકાસ સમિતિ સમક્ષ ભાવિ હિન્દનું પોતાનું મનશ્ચિત્ર આલેખતાં જણાવ્યું: "મારા મનના ફલક ઉપર ભારતનું જે ચિત્ર અંકિત થયું છે તે નિઃશંક અને નિશેષ રીતે સમાજવાદી સમાજનું જ ચિત્ર છે, જેમાં ઉત્પાદનનાં સાધનોની માલિકી સમાજનીજ હોય અને સમાજ સમસ્તના લાભાર્થે સમાજનોજ એના પર અંકુશ હોય. વ્યકિતઓની સંઘરાખોરી ઉપર જે પદ્ધતિ રચાઈ હોય, તે નીતિ વિરોધી અને પુરાણી છે, એટલે વર્તમાનમાં એ ઊભી શકે એમ છેજ નહિ. પણ એનો અર્થ એવો હરગિજ નથી કે આપણે ખાનગી સાહસને અવકાશજ આપવાના નથી. સમાજવાદી સમાજના મેં કલ્પેલા ચિત્રમાં ખાનગી સાહસ માટે પૂરતો અવકાશ છે." આ રીતે જવાહર સમાજવાદી રચના તરફ વળતા હતા, તે એક તરફ એમનું માનસ કઈ દિશા તરફ જઈ રહ્યું હતું તે દર્શાવે છે, તો બીજી તરફ એમાં જવાહરની મુત્સદ્દીગીરીનાં ને કાબેલિયત ભરી નેતાગીરીનાં સુભગ દર્શન થાય છે. જવાહરે એક તરફ ચીન જોડે દોસ્તી બાંધી ને પંચશીલાનો સિદ્ધાંત રચી, હિન્દના સામ્યવાદીઓને આઘાત પહોંચાડ્યો, ન હવે સમાજવાદી સમાજરચનાની વાત વહેતી મૂકી એમણે પ્રજાસમાજવાદી પક્ષને કઢંગી સ્થિતિમાં મૂકવાનો પ્રયત્ન કર્યો. ને એ રીતે, આ બે વિરોધીપક્ષ સામે સફળ વ્યૂહ રચના કરી, જવાહરે શાંતિમય માર્ગે પોતે સમાજવાદી રચના લાવવા માગે છે એમ જણાવ્યું.

જવાહરે એમના રાજીનામાંની કે એમની નિવૃત્તિની વાતોથી નારાજ થતાં, લોકસભાના કોંગ્રેસપક્ષના સભ્યોને કહ્યું કે, એઓ નિવૃત્ત થાય છે એનો અર્થ એઓ ક્ષેત્રસંન્યાસ લે છે એવો હરગિજ કરવાનો નથી. એમનું જીવનજ પ્રવૃત્તિશીલ છે, એટલે એમને જીવનમાં પ્રવૃત્તિ સિવાય નિરાંત નથી. એ કારણથી એઓ પ્રવૃત્તિશીલ રહેવાનાજ. જવાહરે એ પણ જણાવ્યું કે એમણે દુનિયાનો ઘણો પ્રવાસ ખેડ્યો છે, પણ એમને દુનિયામાં કયાંય હિન્દીવાસીઓના પ્રેમસમું મળ્યું નથી.

જવાહરની ૬૫મી વર્ષગાંઠ આવી, ને દેશવિદેશમાંથી ને હિન્દને ખૂણેખૂણેથી અભિનંદનોનો વર્ષાદ વર્ષ્યો. ને દિલ્હીના ઉત્સાહી બાળકોએ, હંમેશની માફક, "ચાચા નેહરુ"ની વર્ષગાંઠ ઉત્સાહ અને હર્ષભેર ઉજવી. પાકીસ્તાનના ગવર્નર-જનરલે જવાહરને શુભેચ્છા પાઠવતાં, હિન્દ પાકીસ્તાનના ઝઘડા

વાટાઘાટથી પતે એવી શુભેચ્છા વ્યક્ત કરી અને નેહરુને પ્રથમ તકે મળવાની ઈંતેજારી દર્શાવી. જવાહરને રશીયાના વડા પ્રધાન માલેન્કોવ, ચીનના વડા પ્રધાન ચાઉ–એન–લાઈ, ને બર્માના વડા પ્રધાન સુનુ તરફથી પ્રેરક શુભેચ્છાસંદેશા મળ્યા. એક લાખ બાળકોએ 'નેહરુ ચાચા'ને દિલ્હીના નેશનલ સ્ટેડીયમમાં એક ખાસ સત્કારસમારંભ યોજી, સત્કાર્યા.

લોકસભાની શિયાળાની પ્રથમ બેઠક મળી, ત્યારે, નેહરુ પ્રધાન મંડળના આગેવાન સભ્ય અને નેહરુના અંગત મિત્ર શ્રી. રફી અહમદ કીડવાઇના મૃત્યુનો શોક ઠરાવ જવાહરે પસાર કર્યો. એ સમયે, જવાહરે પોતાના પ્યારા મિત્રને અંજલિ આપતાં ગદગદકંઠે પોતાનું હૈયું ખાલી કરતાં કહ્યું : "એમની ખોટ કદિ પૂરાવાની નથી. એ એમના મિત્રોને માટે નહિ, પણ સમગ્ર દેશ માટે એક જબરજસ્ત આઘાત છે. એમનું મૃત્યુ તો આપણે સર્વેને ઇર્ષા આવે એવા સંજોગોમાં થયું હતું. એ મહાન કાર્યકર અને પ્રબળ વ્યવસ્થાશક્તિવાળા હતા. હિન્દમાંના કોઇપણ માનવી કરતાં એઓ વધુમાં વધુ માનવીને પિછાનતા. એ હમેશાં દુઃખિયાના બેલી હતા. એને ઘેરથી કોઇ પણ માગણ પાછો જતો નહિ. એ એવા ઉદાર હતા, કે, પોતાના ગજા ઉપરાંત બીજાને મદદ કરતા, પણ પોતાનું ઘર તો ભાંગ્યુંતૂટ્યું રહેતું. એમના ઘરનું છાપરું પણ તૂટી ગયું હતું, પણ એ સમરાવવાનો એમની પાસે સમય પણ નહોતો અને પૈસા પણ નહોતા. ૩૫ વર્ષ પૂર્વે એમણે જ્યારે રાષ્ટ્રીય આંદોલનમાં ઝંપલાવ્યું ત્યારથી એમણે દેશસેવા સિવાય બીજા કશાનો વિચાર કર્યો નથી. એમણે પોતાના તન મન અને ધન દેશનેજ અર્પણ કરી દીધેલાં. એમના સ્વર્ગવાસથી દેશને વર્ષો સુધી ન પૂરાય એવી ખોટ પડી છે." લોકસભાના અન્ય સભ્યોએ જવાહરની આ અંજલિમાં સાદમાં સાદ પૂરાવ્યો. જવાહર તે પછી પોતાના મિત્રના ઉચિત સ્મારક માટે, જેને એમાં રસ હોય તેવા બધા માનવીઓને બોલાવી કીડવાઈ સ્મારકની યોજના ઘડી.

જવાહરને હવે કીડવાઈ જતાં કોઈ બળવાન માનવીની એમના પ્રધાન મંડળમાં જરૂર હતી. કીડવાઈ જેવી, જેની લોકપ્રિયતા હોય અને વ્યવસ્થા શક્તિ હોય એવો કાબેલ માનવી એમને જોઇતો હતો. એથી જવાહરની જેમના પર નજર હતી એવા ઉત્તર પ્રદેશના વડા પ્રધાન ગોવિંદ વલ્લભપંતને એમણે આગ્રહ કર્યો, અને પંતજી આ વખતે જવાહરની વિનંતીનો ઇન્કાર કરી શક્યા નહિ, અને પંતજીને જવાહરે ગૃહખાતું સોંપવાનું નક્કી કર્યું.

[ ૬૧ ]

# માર્શલ ટીટો પંચશીલાને સ્વીકારે છે

અમેરિકાના હિન્દમાંના એલચી જ્યોર્જ એલને એમના હોદ્દાપરથી નિવૃત્ત થતાં, હિન્દને અને હિન્દના નેતા જવાહરને સ્મરણીય અને ભાવભીની અંજલિ આપી. નેહરુની નેતાગીરી નીચે હિન્દ લોકશાહી રીતે પ્રગતિ કરશે, એવી આગાહી કરી, અને જણાવ્યું કે નેહરુ એ તો સાચો લોકશાહીનો સંચાલક છે. કોઈપણ જાતની એક હથ્થુ સત્તાથી એ સદંતર વિરુદ્ધ છે, એટલું જ નહિ, પણ, લોકશાહી વિરુદ્ધનાં બળોનો એઓ બહુ હિંમતથી સામનો કરી રહ્યા છે. એમણે વધુમાં જણાવ્યું કે એઓ વતન પાછા ફરતી વખતે એક મહાન અને અત્યંત શક્તિશાળી રાષ્ટ્રની તસ્વીર પોતાના દિલમાં અંકિત કરીને જાય છે.

એક તરફ આમ હિન્દને એક મહાન રાષ્ટ્રનો પ્રતિનિધિ, ભવ્ય અંજલિ આપતો હતો, ત્યારે બીજી તરફ નાનકડું પોર્ટુગલ હિન્દને દબડાવતું હતું. એના વડાપ્રધાન ઘોષણા કરતા હતા, કે ગોવાના રક્ષણ માટે જરૂર પડશે, તો પોર્ટુગલ સશસ્ત્ર યુદ્ધ માટે તત્પર છે. એમણે કહ્યું કે હિન્દની નીતિ આક્રમક ને આપખુદીની છે, જે પોર્ટુગીઝ સરકાર હરગિજ બરદાસ્ત નહિ કરે. ગોવા તો કાનૂની દૃષ્ટિએ પોર્ટુગલનો એક ભાગ છે, એટલે ગોવા પર હિન્દનો કોઈ હક નથી. એથી અમારા પ્રદેશનું સંરક્ષણ કરવા અમે યુદ્ધ છેવટ સુધી લડીશું. આ અવાજ માત્ર એક નાનકડા રાજ્યના વડા પ્રધાનનોજ નહોતો, પરન્તુ, જેને મહાન રાજ્યોનું પ્રત્યક્ષ વા પરોક્ષ પીઠબળ હોય એવા રાષ્ટ્રનો અવાજ છે. એ અવાજ ક્ષીણ પામતા શાહીવાદનો હતો. એમાં નેહરુની શાંતિયોજનામાં જે અંતરાયો હતા, એનો પરિચય કરાવે છે. સાલઝારે તો ચોર કોટવાલને દંડે તેના જેવું કર્યું. સંસ્થાનવાદ પોતાને પસંદ નથી એમ કહેનારાં પશ્ચિમનાં રાષ્ટ્રો આવા બખાળાને બરદાસ્ત કરતાં હતાં, એટલુંજ નહિ, પણ પરોક્ષ રીતે ટેકો આપતાં હતાં, એ કેટલું વિચિત્ર હતું.

દેશના હિતને માટે જવાહરે દેશી રાજ્યોના રાજાઓને તેમની સાલિયાણાની રકમમાં મરજિયાત કાપ મૂકવાની જે સૂચના કરેલી, તેનો, ૬૭ ટકા જેટલા રાજવીઓએ હકારમાં જવાબ આપી, તેમની દેશપ્રત્યેની પ્રીતિ દર્શાવી. એથી સરકારને ૬૦ થી ૭૦ લાખની બચત થાય એમ હતું. પણ જવાહરને મન બચતનો આંકડો મહત્વનો ન હોતો, પણ એથી પ્રજા ઉપર ને સમગ્ર દેશ ઉપર જે માનસિક અસર થાય તે મહત્વનું હતું.

લોકસભાના કોંગ્રેસપક્ષની એક બેઠક બંધબારણે મળી. તેમાં જવાહરે પોતાના મનના વિચારો કઈ દિશામાં પ્રગતિ કરતા હતા, તેની ઝાંખી કરાવતાં જણાવ્યું કે સમાજવાદના સિદ્ધાંતો પર રચાયલી સમાજ રચનાનું ધ્યેય ભારતનું હશે. ભારત જેવા અવિકસિત દેશનું ધ્યેય સમાજવાદના સિદ્ધાંતો પર નિર્ભર એવા સમાજની રચના કરવાનુંજ હોઈ શકે. એમ છતાં, હાલના ચાલુ ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરવામાં નહિ આવે એ વાત પણ એમણે મક્કમપણે જણાવી હતી. વળી, હિન્દના સામ્યવાદીઓની, હિન્દની વિશિષ્ટ પરિસ્થિતિ ન જાણતાં, જડતાથી રશીયાનું આંધળું અનુકરણ કરવાની નીતિને એમણે વિઘાતક જણાવી હતી.

જવાહરનું મન કેટકેટલું વિવિધ દિશામાં કામ કરતું હતું તેનું દૃષ્ટાંત એમણે દેશના કાનૂનોને આધુનિક, અદ્યતન અને સમધોરણવાળા બનાવવા, અને હિન્દના કાનૂનોની સમગ્ર દૃષ્ટિએ સુધારણા કરવા એક કાનૂન પંચ નીમવાની જાહેરાત કરી. જવાહરે જણાવ્યું કે આપણો દેશ સ્વતંત્ર થયા પછી આપણા પુરાણા કાયદાઓ અસ્થાને છે, એટલે દેશની નવી પરિસ્થિતિને અનુરૂપ આપણા કાયદા ઘડાવા જોઈએ તે માટેનો આ કાયદાપંચની નિમણૂક એ પ્રધાન પ્રયત્ન કહી શકાય. જવાહરની વાત સાચી હતી. કારણકે, આપણા કાયદાઓ અંગ્રેજોએ ઘડેલા હતા. એ લોકોની દૃષ્ટિ હિન્દ ઉપર પોતાનું શાસન સદાકાળ જળવાઈ રહે એ પ્રકારની હતી તથા હિન્દને સારા તેમજ વ્યવહારુ કાયદાઓ આપવાની નહોતી. હવે હિન્દ સંપૂર્ણ સ્વતંત્ર થતાં, સરકારનું ધ્યેય બદલાયું, એટલે, કાયદાનું નવનિર્માણ કરવું પડે એવી પરિસ્થિતિ ઉત્પન્ન થઈ. એટલે જવાહરે યોગ્ય સમયે આ દિશામાં દીર્ઘદૃષ્ટિ વાપરી પગલું ભર્યું અને કાનૂનીપંચના સભ્યોની નામાવલિ ટૂંક સમયમાં પ્રસિદ્ધ થશે એની લોકસભામાં ખાતરી આપી.

જવાહરની વિદેશનીતિમાં એમને સલાહ આપનાર, હિન્દના વિદેશખાતાંમાં મહત્વનો હોદ્દો ધરાવનાર, મુંબઈના રાજપાલ શ્રી. બાજપાઈનું મુંબઈમાં અવસાન થયું. જવાહરે એમને અંજલિ આપતાં એમને એક સાચા સેવક તરીકે

ઓળખાવ્યા. હિન્દની વિદેશખાતાની ગૂંચવણોનો ઉકેલ એમની પાસે તરત જડતો, અને, એમની કાબેલિયત, કુશાગ્રબુદ્ધિ, કાર્યશકિત તથા રાજ્યને વફાદાર રહેવાની નીતિની તારીફ કરી. અને જાહેર જનતાના સેવક તરીકે એમનું સ્થાન મહત્વનું હતું, તેની ખોટ પૂરાય એમ નથી એમ જણાવી, જવાહરે એમની સહૃદયતા તથા શાણપણને ભવ્ય અંજલિ આપી.

જવાહર દિલ્હીથી કટક ગયા. ત્યાં એમણે એક જાહેર ભાષણમાં જે દેશવાસીઓ દેશનું હિત લક્ષમાં રાખ્યા વિના, હિન્દ તેમનું માદરેવતન હોવા છતાં, હિન્દની વિરુદ્ધ પ્રચાર કરતા હતા, તેમની સખત ઝાટકણી કાઢી હતી. ને એવા દેશદ્રોહીઓનું આપણા દેશમાં સ્થાન નથી એમ જણાવ્યું હતું. જવાહર ઓરીસામાં, બે વર્ષ પછી આવતા હતા, એટલે, ત્યાંની જનતા એમને મળવાને અધીરી હોય એ સમજી શકાય એવું છે. જવાહરે અણુ શકિતનો રચનાત્મક ઉપયોગ કરવા અનુરોધ કર્યો હતો અને આવી મહાન શકિતઓનો વિનાશની દૃષ્ટિએ વિચાર કરવો એ પાપ છે એમ જણાવ્યું હતું. હિન્દના ઉજ્જવળ ભાવિનું સુરેખ ચિત્ર એમણે દોર્યું હતું અને આટઆટલી મુસીબતો છતાં, દેશને માટે રૂડાંવાનાં છે એવી આશાસ્પદ વાણી ઉચ્ચારી હતી.

સામ્યવાદીઓ તથા પ્રજાસમાજવાદીઓએ બેંકના કર્મચારીઓને હડતાલ પર જવા પ્રેર્યા. સરકારવિરોધી તત્વો આવી તકનો લાભ લેવાનું કેમ ચૂકે! એમણે સરકાર વિરુદ્ધ પ્રચાર કરવા માંડ્યો ને હડતાલની હાકલ પાડી. જવાહરે એમના લાક્ષણિક સ્વભાવ અનુસાર એ હાકલ સામે પડકાર કર્યો ને જણાવ્યું કે હડતાલ પાડવી એ દેશદ્રોહનું કાર્ય છે. જવાહરે બેંકચુકાદા વિષે સરકારની નીતિ સ્પષ્ટ કરી અને બેંક કામદારોને અન્યાય નહિ થાય તેની સરકાર તરફથી ખાતરી આપી. આથી વિરોધીઓના પગ ઢીલા થઈ ગયા.

લખનૌમાં 'આંતરવિદ્યાપીઠ યુવક કોંગ્રેસ સમેલન' ને સંબોધતાં, જવાહરે વિદ્યાર્થીઓને શિસ્ત જાળવવા અનુરોધ કર્યો હતો. એ શિસ્ત શારીરિક, માનસિક અને નૈતિક હોવો જોઇએ એમ જણાવ્યું હતું. એમણે આપણા દેશમાં તાલીમ પામેલા નિષ્ણાતોની તંગી છે તે પ્રત્યે ધ્યાન ખેંચતાં હુન્નરી તાલીમ લેવા વિદ્યાર્થીઓને વિનંતિ કરી હતી. શિસ્તની મહત્તા સમજાવતાં એમણે જણાવ્યું કે દેશને આઝાદી શિસ્તબદ્ધ કાર્યથી મળી છે. વળી, ધાર્મિક વલણ વ્યકિતગત રહે ને રાષ્ટ્રીય બાબતોમાં એ અવરોધક ન બનવું જોઇએ એ વિષે પણ એમણે લક્ષ ખેંચ્યું હતું. અણુશકિતનો યોગ્ય વિનિયોગ કરવામાં આવે તો એમાં વિશ્વકલ્યાણની શકિત છે એમ એમણે જણાવ્યું હતું. ઉત્તરપ્રદેશની

કોંગ્રેસ ધારાસભા પક્ષની બેઠકમાં પણ જવાહરે જણાવ્યું કે હિન્દ સમાજવાદી રાજ્ય બનવા માગે છે, પણ તે કોઈ પણ જાતની જબરજસ્તી વિના કે કોઈપણ પ્રકારના ખોટા દબાણ વિના. જવાહરે એનું પણ પુનરુચ્ચારણ કર્યું કે હિન્દ કોઈપણ અન્ય દેશનું અનુકરણ કરવા ઇચ્છતું નથી, પણ પોતાની રીતે સમાજવાદી સમાજરચના સર્જવા માગે છે.

લખનૌથી જવાહર કીડવાઈની માતૃભૂમિ મસોલી ગયા અને ત્યાં કીડવાઈના સ્થાને એમના કુટુંબીઓને આશ્વાસન આપ્યું. કીડવાઈની કબર પાસે ગયા ને ત્યાં પાંચ મિનીટ ઊભા રહી એ મહાન પુરુષને મૂક અંજલિ આપી. ને કીડવાઈના સ્મારકરૂપે 'ગ્રામ વૈજ્ઞાનિક પ્રયોગશાળા'નો શિલારોપણ વિધિ કર્યો.

પાકીસ્તાનના વડા પ્રધાન મહમદઅલીએ હિન્દ પાકીસ્તાનના ઝઘડાની સમજૂતી માટે, વાટાઘાટ કરવા, જવાહરને કરાંચી આવવા આમંત્રણ આપ્યું. જવાહરે સીધી વાટાઘાટનો પાકીસ્તાનની નીતિનો સ્વીકાર કર્યો. અને અનુકૂળ સમયે એઓ પાકીસ્તાનના વડા પ્રધાનને મળશે એમ જણાવ્યું. હિન્દ તો હમેશાં વાટાઘાટો માટે તત્પર હતું. એટલે હિન્દની નીતિ તો સ્પષ્ટજ હતી. હિન્દને તો ઝઘડો કરવો નહોતો.

હિન્દનું આંતરરાષ્ટ્રીય ગૌરવ વધતું જતું હતું. વિદેશના રાજનીતિજ્ઞો અને મહાપુરુષો સ્વતંત્ર હિન્દમાં આવવા આતુર હતા. આઠ વર્ષોમાં, જવાહરના નેતૃત્વ નીચે, આઝાદ હિન્દે, જીવનના વિધવિધ ક્ષેત્રોમાં જે અસાધારણ પ્રગતિ કરી હતી તે પ્રત્યક્ષ નિહાળવા દેશવિદેશના રાજકીય પુરુષોએ ઇચ્છા, વ્યક્ત કરી અને જવાહરે ભારત સરકાર તરફથી એ સર્વે વિદેશી મહેમાનોને હિન્દ આવવા ઉષ્મા ભર્યું આમંત્રણ આપ્યું. આમ બબ્બે સદીથી ગુલામી દશા ભોગવતું હિન્દ, જવાહરના વિરલ નેતૃત્વ નીચે, જગતના મહા પુરુષોનું તીર્થધામ થઈ પડ્યું. જે હિન્દની જગતનાં રાષ્ટ્રોમાં ગણના નહોતી, જેના અસ્તિત્વનું જગતની પ્રજાને ભાન સરખુંય નહોતું, તે ભારતે સાત આઠ વર્ષમાં જગત નકશા પર પોતાનું મહત્વનું સ્થાન મેળવી લીધું એટલુંજ નહિ પણ વિશ્વરાજકારણનું કેન્દ્રસ્થળ થઈ પડયું, અને એશિયાઈ રાજ્યોનું પથપ્રદર્શક થઈ પડ્યું. હિન્દ આમ સમગ્ર એશિયાનો અવાજ હતો, એટલે જ, યુરોપના યુગોસ્લેવિયાના ઘડવૈયા ને સરમુખત્યાર માર્શલ ટીટો હિન્દ આવતા હતા, ભારત ભૂમિનાં દર્શને. હિન્દની છત્રીશ કરોડ પ્રજા બ્રિટીશોની ગુલામીમાંથી શી રીતે ઊંચી આવી હતી તે સગી આંખે જોવા. માર્શલ ટીટો એક પ્રતિભાશાળી અને દૃઢ નિશ્ચયી રાજનીતિજ્ઞ છે. એમણે પોતાના પુરુષાર્થના

બળે યુગોસ્લેવિયાને યુરોપનાં રાષ્ટ્રોમાં ગૌરવ ભર્યું સ્થાન અપાવ્યું છે. એમણે રશિયા સામે એકવાર સફળ રીતે બાથ ભીડી હતી અને આજે યુરોપના શક્તિશાળી પુરુષોમાં એમની ગણના થાય છે. એમને હિન્દનો સહકાર જોઈતો હતો. હિન્દની મૈત્રી એઓ ઇચ્છતા હતા. પોતાના આત્મબળને પ્રતાપે ટીટો પોતાના ભાગ્યશાળી જીવનના ભવ્ય શિલ્પી બન્યા હતા. એક સામાન્ય હોટેલના નોકરમાંથી એ યુગોસ્લેવિયાના ભાગ્યવિધાતા બન્યા હતા અને પોતાના દેશના સરમુખત્યાર પદે પહોંચ્યા હતા. અગિયાર વર્ષ સુધી જુદા જુદા પ્રયોગો કરી એમણે પોતાના દેશનું રાજ્યતંત્ર ઘડયું હતું ને હજી બીજા દેશોનાં વહીવટી તંત્ર જોઈને પોતાના તંત્રને સુધારવાની એમની ખ્વાહેશ હતી. એમણે યુગોસ્લેવિયાને સાચું કામદાર કિસાન રાજ્ય બનાવ્યું હતું. ઉત્પાદનની બધી જવાબદારી કામદારો પર નાંખી હતી. હિન્દની જેમ યુગોસ્લેવિયા પણ તટસ્થ વિદેશનીતિ ધરાવતું હતું. એ કોઈપણ સત્તાજૂથમાં સામેલ નહોતું. ટીટોએ હિન્દ આવતાં પહેલાં હિન્દ વિષે અનેક ગ્રન્થો વાંચ્યા, ને, હિન્દ આવવા ઉપડ્યા ત્યારે જહાજમાં હિન્દ વિષેનું સાહિત્યજ વાંચ્યાં કર્યું.

૧૬ મી ડિસેમ્બરે માર્શલ ટીટો મુંબઈ આવી પહોંચ્યા. હિન્દે યુરોપના આ શાહી મહેમાનનું શાનદાર સ્વાગત કર્યું. ઠેકઠેકાણે ફૂલનાં તોરણો અને કમાનો રચાઈ. એમને નૌકાદળ, હવાઈદળ અને લશ્કરે સલામી આપી. એમના માનમાં ભવ્ય રોશની થઈ અને મુંબઈના મુખ્ય પ્રધાન શ્રી. મોરારજી દેસાઇએ એમને બોમ્બે સેન્ટ્રલ પર ભાવભીની વિદાય આપી. માર્શલ ટીટોએ મુંબઈથી દિલ્હીની મુસાફરી ટ્રેનમાં કરી. મુંબઈથી એઓ દિલ્હી ગયા. માર્ગે મુખ્ય મુખ્ય સ્ટેશનો પર એમનો ભવ્ય સત્કાર થયો અને દિલ્હીના સ્ટેશનના પ્લેટફોર્મ પર એમની ટ્રેન આવી કે તરત જ એમને એકવીસ તોપોની સલામી અપાઈ. દિલ્હી સ્ટેશન પર એમના સત્કાર માટે લાલ જાજમ પાથરવામાં આવી અને એક રાજવંશીને છાજે એવું ભવ્ય સન્માન એમનું આઝાદ હિન્દ તરફથી થયું. જવાહરે અને રાધાકૃષ્ણને એમનું દિલ્હી સ્ટેશન પર ભવ્ય સ્વાગત કર્યું. જવાહરે એમની બધા વિદેશી એલચીઓ, સંસદના આગેવાન સભ્યો, પ્રધાન મંડળના પ્રધાનો, ઉચ્ચ લશ્કરી અધિકારીઓ અને દિલ્હી શહેરના પ્રતિષ્ઠિત નાગરિકો જોડે ઓળખાણ કરાવી. પરિચયવિધિ પૂરી થતાં માર્શલ ટીટોએ ત્યાં એકત્ર થયેલા પત્રકારોને જણાવ્યું કે: "આવી રીતે અંગત સંબંધો બંધાવાથી વિશ્વશાંતિમાં એ ખૂબ મદદદાયી નીવડે છે. આ સુંદર અને મૈત્રીભરી હિન્દની મુલાકાતથી જગતશાંતિના માર્ગે આપણે આગેકૂચ કરી શકીશું અને જગતની

તંગદિલી હળવી કાંઇક અંશે કરી શકીશું." માર્શલ ટીટોએ જવાહરની તટસ્થ વિદેશનીતિ, અને શાંતિના માર્ગની ઠીકઠીક પ્રશંસા કરી અને જવાહરે આદરેલી વિદેશ નીતિ જ જગતશાંતિનો માર્ગ છે એમ પ્રતિપાદિત કર્યું. બબ્બે વિશ્વ યુદ્ધોથી થાકેલાં જગતને જવાહરની તટસ્થ અને શાંતિપ્રધાન વિદેશનીતિ જ શાતા આપશે એમ એમણે નિશ્ચયપૂર્વક જણાવ્યું અને જવાહરની પ્રતિભા, કાર્યશકિત, અદમ્ય ઉત્સાહ અને અપરિમિત આશાવાદની પણ મુક્તકંઠે તારીફ કરી.

બીજે દિવસે ભારતના રાષ્ટ્રપતિ બાબુ રાજેન્દ્રપ્રસાદે માર્શલ ટીટોના માનમાં એક ભવ્ય ભોજન સામારંભ યોજ્યો. એમાં દિલ્હીના પ્રતિષ્ઠિત શહેરીઓને આમંત્રણ હતું. એ સમારંભ ઘણો જ શાનદાર હતો. આ પ્રસંગે રાજેન બાબુએ જણાવ્યું કે ભૌગોલિક અંતર ગમે તેટલું હોવા છતાં, હિન્દ અને યુગોસ્લેવિયા એક બીજા જોડે મૈત્રીના સંબંધથી ગાઢ રીતે સંકળાયલાં છે. ૧૮મીએ જવાહર ટીટોને બે વખત મળ્યા. એમની મુલાકાત અઢી કલાક ચાલી. બન્ને એ આંતરરાષ્ટ્રીય પ્રશ્નો વિષે ખુલ્લા દિલથી ચર્ચા કરી ને, દરેકે પોતાના દેશનું જે સ્થાન હતું તેનું સ્પષ્ટીકરણ કર્યું. ટીટોએ યુરોપના પ્રવાહો વિષે નેહરુને પરિચિત કર્યા. જવાહરે એશિયાના દેશોની વલણથી ટીટોને પરિચિત કર્યા. ટીટોએ ખાસ રાજઘાટ જઈ હિન્દના રાષ્ટ્રપિતા ગાંધીજીને અંજલિ આપી. ને દિલ્હી આકાશવાણીથી પ્રવચન કરતાં એમણે સહઅસ્તિત્વના સિદ્ધાંતનું સમર્થન કર્યું અને સહઅસ્તિત્વના સિદ્ધાંતનો સ્વીકાર કરવામાં જ જગતની શાંતિ અને સલામતી છે એવું એમણે પ્રતિપાદિત કર્યું. એમણે યુગોસ્લેવિયાનો માર્ગ ભારતનો શાંતિનો જ માર્ગ છે એમ પ્રતિપાદિત કરી, બન્નેની તટસ્થનીતિની જાહેરાત કરી. એમણે દિલ્હીના નગરપાલે આપેલા માનપત્રના ઉત્તરમાં કહ્યું કે, દિલ્હીમાં રાષ્ટ્રના ઇતિહાસનું પ્રતિબિમ્બ જોવા મળે છે. એમણે સંસદના સભ્યો સમક્ષ પ્રવચન કરતાં જણાવ્યું કે: "જગતમાં હવે ત્રીજું સત્તાજૂથ રચવું નથી. અમારે તો શાંતિ કાયમ રાખવા ઇચ્છિતા રાષ્ટ્રોની સંખ્યા વધારવી છે. જગતમાંની તંગદિલી દૂર કરવા હિન્દ જે પ્રયાસ કરી રહ્યું છે તે માટે મને ખૂબ માન છે, અને ત્રીજા વિશ્વયુદ્ધને નિવારવા અમારા પ્રયત્નો કામયાબ થશે એવી મને ખાતરી છે."

લાંબી મંત્રણાઓ પછી જવાહર તથા ટીટોએ, એક સંયુક્ત નિવેદન પ્રગટ કર્યું. અને તેમાં જણાવ્યું કે, જગતના વિકાસની આશા અને સંસ્કૃતિની હયાતી માટે શાંતિમય સહઅસ્તિત્વનો સિદ્ધાંત માત્ર એક વિકલ્પ તરીકે નહિ પણ એક અનિવાર્ય હકીકત તરીકે સ્વીકારવાનું જરૂરી બનાવે છે. એ નિવેદનમાં શાંતિના

વિસ્તારને વિસ્તૃત બનાવવાનું અને યુદ્ધની ત્રાસદાયકતાઓ ઓછી કરવાનું પણ સ્વીકારવામાં આવ્યું હતું. વળી, બન્નેએ હિન્દની તથા યુગોસ્લેવિયાની તટસ્થનીતિનો અંગીકાર કર્યો હતો અને એજ સાચો શાંતિમાર્ગ છે એમ પ્રતિપાદિત કર્યું હતું. વળી, બન્નેએ પંચશીલાનો સિદ્ધાંત સ્વીકાર્યો, એ જવાહરની મુત્સદ્દીગીરીની આંતરરાષ્ટ્રીય મહત્તાનો વિજય હતો. જવાહર દુનિયામાં અગ્રગણ્ય સ્થાન ભોગવતા હતા, ને, યુરોપને પણ પોતા તરફ આકર્ષતા હતા. આમ આ નિવેદનમાં શાંતિ ને મૈત્રીનો સંકલ્પ જગતને માટે એક નવું માર્ગદર્શન કરતો હતો.

જવાહરે પોતાનો સમાજવાદી રાજ્યનો આદર્શ લોકસભા પાસે મંજૂર કરાવ્યો, ને ઉદ્યોગોના રાષ્ટ્રીયકરણને બહાલી અપાવી. વળી, જવાહરે આર્થિક નીતિનું ઘડતર એ રીતે કરવાનું નક્કી કર્યું કે દ્રવ્યની સમાનવહેંચણી થાય. આ પણ ધ્યેયદષ્ટિએ એક નવું પ્રસ્થાન હતું. વર્ગવિહીન, જાતિવિહીન સમાજની રચના એ દેશનું ધ્યેય બન્યું, ને એ રીતે જવાહરે ગાંધીવાદથી નવી દિશામાં પ્રગતિ કરી.

લોકસભામાં વિરોધપક્ષે એક નવી રીતિ અખત્યાર કરી. અને તે લોકસભાના પ્રમુખ સામે ઠપકાની દરખાસ્તની રજૂઆત. જવાહર, આ દરખાસ્તથી ખૂબ ગુસ્સે થયા, અને એમણે જણાવ્યું કે: "આ એક દુઃખદ પ્રકરણ છે. લોકસભાની તવારીખમાં આ એક કાળું ધાબું છે. આ માત્ર પ્રમુખના અપમાનનો પ્રશ્ન નથી પણ સારી લોકસભાનું અપમાન છે, જે હરગિજ બરદાસ્ત નહિ થઈ શકે. એમના નિર્ણયને પડકાર કરવો એ બીન લોકશાહી છે, ને અરાજકતાનું ચિન્હ છે. એથી આપણે દુનિયા સમક્ષ આપણી પામરતા, આપણી કલહવૃત્તિ જાહેર કરીએ છીએ. અંગત ટીકાઓ કરવી એ અનુચિત છે એટલુંજ નહિ પણ શરમજનક છે. આ રીતભાત આદિમાનવની છે, સંસ્કારી લોકોના ચૂંટાયલા પ્રતિનિધિઓની નહિ." આમ જવાહરે ખૂબ કડક શબ્દોમાં આ વલણને વખોડી કાઢ્યું, ને એમણે એટલી બધી વાક્ધારા જ્વલંત શબ્દોમાં વહેવડાવી કે એ દરખાસ્ત ઊડી ગઈ.

# બોગોર પરિષદની ફળશ્રુતિ

જવાહર જ્યારે ચાઉ–એન–લાઇને મળ્યા, અને જ્યારે કોલંબો પરિષદ ભરાઈ, ત્યારેજ, એશિયાના દેશો સંગઠિત થાય, અને યુરોપ તથા એશિયા વચ્ચે સમતુલા જળવાય, તેથી એશિયાના પ્રદેશો અને આફ્રિકા પ્રદેશોની પરિષદ ભરાય, ને સમાન પ્રશ્નોની વિચારણા થાય એ આવશ્યક મનાતું હતું. એશિયાના પ્રશ્નમાં યુરોપના દેશો જે નિરર્થક માથું મારતા હતા, અને ડખલગીરી કરતા હતા, તેની તરફ લગભગ પ્રત્યેક એશિયાઈ દેશનો વિરોધ હતો. એટલે, એશિયા તથા આફ્રિકાનો એકત્રિત અવાજ વિશ્વશાંતિને ઘણે દૂર લઈ જશે એમ લાગવાથી એશિયા–આફ્રિકા પરિષદ ઈન્ડોનેશિયાએ બોલાવવાનું માથે લીધું. અને તે વિષે પ્રાથમિક ચર્ચા કરવા ઈન્ડોનેશિયાના પ્રમુખે તથા વડા પ્રધાને જવાહરને આમંત્રણ આપ્યું. ને, જવાહરે તો આ બાબતમાં પહેલ કરી હતી એટલે એમણે તરત આમંત્રણ સ્વીકાર્યું, ને એઓ ઈન્ડોનેશિયાના પાટનગર જાકાર્તા જવા ઉપડ્યા.

જાકાર્તા જતાં પહેલાં જવાહર શાંતિનિકેતન ગયા. ત્યાં એશિયા–આફ્રિકા પરિષદની ચર્ચા કરતાં એમણે કહ્યું કે : –"આખરે બીનએશિયાઈ દેશોમાં થતા ફેરફારો અને તેને પરિણામે સ્વતંત્ર થતા દેશો અને એશિયા તથા યુરોપ વચ્ચે ઊભી થયેલી નવી સમતુલા સમજવાની અમે શરૂઆત કરી છે. એશિયાના દેશોએ માત્ર સામાન્ય દૃષ્ટિએજ નહિ, પણ સંજોગોના દબાણને વશ થઈને પણ શાંતિનો માર્ગ સ્વીકાર્યો છે. કારણ કે તેમનું ભવિષ્ય અને તેમનો વિકાસ શાંતિ ચાલુ રહેવા પરજ આધારીત છે." જવાહરે વધુમાં જણાવ્યું કે : "એ વાત હવે સ્પષ્ટ થતી જાય છે, કે એશિયાના સવાલો બીન એશિયાઈ દેશો મારફત, એશિયાઈ દેશોના સહકાર સિવાય ઉકલે એમ નથી. શાંતિ એ ફક્ત એશિયાની ઝંખનાજ નથી પણ જરૂરિયાત છે. મારું જાકાર્તા પ્રયાણ એ શાંતિના બળોને

વધુ બળવાન બનાવવા માટે છે. સૂચિત એશિયા–આફ્રિકા પરિષદ પરસ્પર સહકારની ને શાંતિ જાળવવામાં સહાયની શકયતા વિચારવાનો છે. કોઈપણ જૂથની સામે યા તરફેણમાં એકત્રિત થવાનો નથી.”

શાંતિનિકેતનના વિદ્યાર્થીઓને ઉદ્દેશીને જવાહરે જણાવ્યું કે : “હિન્દે પોતાની શકિત અને વિશિષ્ટતા અનુસાર પ્રગતિ કરવાની છે. કોઈપણ રાષ્ટ્ર બીજાનું અનુકરણ કરવાથી પ્રગતિ સાધી શકે નહિ. પ્રત્યેક દેશને પોતાના પ્રશ્નો પોતાની રીતે ઉકેલવાનો હક છે. અને એ ઉકેલ બીજાને માટે નિરર્થક પણ નીવડે. શાંતિનિકેતન હિન્દી સંસ્કૃતિનું જ્ઞાન આપે છે, અને એના જેવું વાતાવરણ દેશના બીજા કોઈપણ ભાગમાં કે દેશની કોઈપણ સંસ્થામાં નહિ જડે. ગુરુદેવ ઇચ્છતા હતા, કે આપણે આપણો ભૂતકાલીન વારસો ન વીસરીએ, એથીજ એમણે આ સંસ્થાની સ્થાપના કરી, કે જ્યાં બીજી વિદ્યાપીઠોની જેમ માત્ર પુસ્તકિયા જ્ઞાનજ ન આપવામાં આવતું હોય. ગુરુદેવના આદર્શો હજી અપૂર્ણ રહ્યા છે ને તેને પૂર્ણ કરવાની જવાબદારી આપણી છે. ને એ પરિપૂર્ણ કરવાની જવાબદારી આપણી–એમના વારસદારોની—છે.”

જવાહર શાંતિનિકેતનથી જાકાર્તા ગયા. વચ્ચે થોડો સમય બેંકોક ઉતર્યા. કલકત્તેથી પાકીસ્તાનના વડા પ્રધાન મહમદઅલી, રંગુનથી બ્રહ્મદેશના વડા પ્રધાન યુનુ વગેરે એમની જોડે થયા. જવાહર અચકન ને ચુડીદાર પાયજામામાં સસ્મિત ચહેરે જેવા વિમાનમાંથી ઇન્ડોનેશિયાના વિમાની મથકે ઉતર્યા, એટલે હજારોની સંખ્યામાં ભારતના નેતાના દર્શનાર્થે ઉમટેલાં ટોળાંએ એમને હર્ષનાદથી વધાવી લીધા. એમને જવાહરમાં એશિયાનો ઉદ્ધારક દૃષ્ટિએ પડ્યો. ઇન્ડોનેશિયાના નાવિક અને હવાઈ દળે એમને સલામી આપી. ઇન્ડોનેશિયાના વડા પ્રધાને એમનો ભવ્ય સત્કાર કર્યો એટલુંજ નહિ પણ વિમાની મથકે એકત્રિત થયેલા પ્રતિષ્ઠિત નાગરિકો, રાજકીય પુરુષો, વિદેશી એલચીઓ તથા પ્રધાનમંડળનાં સભ્યો જોડે જવાહરની ઓળખાણ કરાવી, એમને પત્રકારો સમક્ષ લઈ ગયા. પત્રકારો જવાહરને વીંટળાઈ વળ્યા અને જાતજાતના પ્રશ્નો પૂછ્યા. જવાહરે પત્રકારોને જણાવ્યું કે એઓ વિગતવાર નિવેદન કરનાર નથી, અને હસીને કહ્યું કે : “હું શાંતિની શોધમાં છું. વિશ્વમાં શાંતિ સ્થપાય, વિશ્વના રાષ્ટ્રોમાં તંગદિલી ઓછી થાય, પરસ્પર સમજૂતીથી કામ થાય અને યુદ્ધનો ભય ઓછો થાય એ માટે અમારા પ્રયાસો છે. હું અહીં આવ્યો છું તે ગંભીરપણે કામ કરવા, ‘સ્ટંટ’ કરવા નહિ.”

ત્યારબાદ જવાહર ઇન્ડોનેશિયાના વડા પ્રધાન સાથે ખુલ્લી મોટરમાં બેસી ઇન્ડોનેશિયાના ઉદ્યાનનગર બોગોર તરફ હંકારી ગયા હતા. માર્ગમાં ઠેરઠેર 'સંસ્થાનવાદ નાબૂદ કરો' 'એશિયાઈ દેશોની આઝાદી કાયમ રહો' એવાં સૂત્રો રાખવામાં આવ્યાં હતાં. જવાહર જેવા બોગોર પહોંચ્યા કે તરતજ, બ્રહ્મદેશ, પાકીસ્તાન, સીલોન અને ઇન્ડોનેશિયાનો વડા પ્રધાનો જોડે મંત્રણામાં ગૂંથાઈ ગયા. જવાહર એવા મતના હતા, કે શાંતિની સ્થાપનામાં મદદરૂપ થઈ પડે એવા દેશોને જ આમંત્રણ આપવાં. એટલા માટે આમંત્રણ મર્યાદિત સંખ્યામાં આપવાં. ઇન્ડોનેશિયાના વડા પ્રધાન માનતા હતા, કે શક્ય તેટલા વધુ દેશોને આમંત્રણ આપવાં.

વિધિસરની આ એશિયાઈ દેશોના પાંચ વડા પ્રધાનોની બેઠક બંધબારણે મળી. એમાં એપ્રિલ માસમાં એશિયા–આફ્રિકા પરિષદ ભરવાનો નિર્ણય સર્વાનુમતિએ લેવામાં આવ્યો હતો. પરિષદના સ્થળ અને સમયની ચર્ચા બાદ, કયા કયા દેશોને આમંત્રણ આપવું એ વિષે લંબાણથી ચર્ચા થઈ હતી. એમાં જવાહરના પ્રયત્નથી એમ નક્કી કરવામાં આવ્યું કે એશિયા તથા આફ્રિકાના બધા સ્વતંત્ર દેશોને એમાં આમંત્રણ આપવું. આગામી પરિષદના સ્થળ માટે, બોગોરથી ૧૦૦ માઈલ દૂર, પર્વતનગરી બાન્ડુંગની પસંદગી થઈ હતી. પહેલે દિવસે અઢી કલાક મંત્રણા ચાલી હતી. સંસ્થાનવાદ સામે આ દેશોએ મોરચો માંડવાનું નક્કી કર્યું હતું. વળી, વિશ્વશાંતિ સ્થાપવા તથા જાળવવા, એશિયા અને આફ્રિકાના દેશો કેટલે અંશે ફાળો આપી શકે તેની પર પણ વિચારણા થઈ હતી.

બીજે દિવસે પણ લાંબી મંત્રણા બંધ બારણે ચાલી હતી. અને એશિયા–આફ્રિકાના ૨૫ દેશોને એપ્રિલમાં મળનારી એશિયા–આફ્રિકા પરિષદમાં ભાગ લેવાનું આમંત્રણ આપવાનું નક્કી થયું હતું. એમાં પાંચ કોલંબો પરિષદનાં રાષ્ટ્રો ઉપરાંત, ચીન, જાપાન, અફઘાનિસ્તાન, હિન્દી ચીનના ચાર રાજ્યો, વીએટ નામ, કોમ્બોડિયા, ગોલ્ડ કોસ્ટ, લાઈબીરીયા, ઇથિયોપીયા, લીબીયા, ઈરાક, ઈરાન, સીરિયા, લેબેનોન, જોર્ડન તથા સાઉદી એરેબિયા વગેરેનો સમાવેશ થતો હતો. જવાહર, મહમદઅલી તથા કોટેલાવાલાને ચીનને આ પરિષદમાં આમંત્રણ આપવાનું સમજાવી શકયા, એ આ પરિષદની એક મહત્વની સિદ્ધિ ગણી શકાય. ઉત્તર, દક્ષિણ કોરિયા ને ઇઝરાઈલને બકાત રાખવામાં આવ્યાં હતાં. આ પ્રકારનો નિર્ણય લેવામાં પાકીસ્તાનનાં વડા પ્રધાનને સમજાવવા પડ્યા હતા, કારણ કે, પાકીસ્તાન અને સીલોન અમેરિકા જોડે સંકળાયલાં હોઈ, એઓ ચીનને આમંત્રણ આપવાનો વિરોધ કરે એ સ્વાભાવિક છે. એઓ

સામ્યવાદને સંસ્થાનવાદથી પણ ભયાનક અનિષ્ટ લેખતા હતા. પણ જવાહરે એમને સમજાવીને, ચીનને આમંત્રણ આપવામાં એમની સંમતિ મેળવી, એશિયાઈ એકતાનો પાયો નાંખ્યો, ને પશ્ચિમના દેશોને બતાવી આપ્યું કે એશિયાના દેશો પોતાના પ્રશ્નો પોતાની રીતે ઉકેલી શકે છે એટલુંજ નહિ પણ એશિયાનાં રાષ્ટ્રો પોતાની નવપ્રાપ્ત આઝાદીને પ્રાણાન્તે પણ ટકાવી રાખવા તૈયાર છે તથા એઓ પોતાનાં બાહ્ય તથા આંતર વ્યવહારમાં યુરોપ અમેરિકાની દરમ્યાનગીરી તથા દાદાગીરી બરદાસ્ત કરવા તૈયાર નથી. આ પરિષદે એ પણ પૂરવાર કર્યું કે એશિયાઈ પ્રજાના પ્રશ્નોની ચર્ચામાં, એશિયાના દેશો એકમેક જોડે ખભેખભા મિલાવીને કામ કરી શકે છે, વિચારોની આપલે કરી શકે છે, અને શાંતિપૂર્વક પોતાના ઝઘડાઓનો ઉકેલ આણી શકે છે. બાન્દુંગ ખાતેની ઐતિહાસિક પરિષદનો, એશિયાનાં આ પાંચ મહાનરાષ્ટ્રોએ, સઘળો ખર્ચો આપવાની ઉદારતા તથા ખેલદિલી બતાવી. આ પરિષદથી એશિયાનાં રાષ્ટ્રો એકબીજાના ગાઢ પરિચયમાં આવ્યાં. એ પરિષદના હેતુઓ સ્પષ્ટ કરતાં જવાહરે જણાવ્યું કે: "બાંગોર ખાતે મળેલી ઐતિહાસિક પરિષદનો પ્રધાન હેતુ વાડાબંધીનો નહિ, પણ શુભેચ્છા, તથા સહકારને વેગ આપવાનો, મિત્રતા બાંધવાનો અને પડોશીઓ તરીકે સારા સંબંધ બાંધવાનો છે."

આ રીતે બાંગોર પરિષદ એ હિન્દની શાંતિપ્રવૃત્તિનો, એશિયાઇ એકતાની પ્રવૃત્તિનો વિજય હતો અને યુરોપ તથા અમેરિકાને મહત્વનો અને ગંભીર પડકાર હતો.

[ ૬૩ ]

# ૧૯૫૫ ને આરંભે

કોલંબો સત્તાઓની બોગોરમાં પરિષદ મળી ત્યાંથી પાછા ફરતાં જવાહરે સીંગાપોરમાં વિશ્વશાન્તિની આશા વ્યક્ત કરી હતી. અને સામ્યવાદ ભયરૂપ છે એમ જણાવીને એમણે સામ્યવાદના કારણુ તરીકે, સંસ્થાનવાદને જવાબદાર લેખ્યો હતો. સંસ્થાનવાદ એ સામ્યવાદની જન્મભૂમિ છે, એમ એમણે જણાવ્યું હતું. જવાહરે સમાજવાદી સમાજની રચાપનાથી આપણાં બધાં દુઃખો દૂર થશે એવી આશા વ્યક્ત કરી હતી.

કલકત્તે આવી જવાહરે, આગામી એશિયન આફ્રિકન પરિષદ શાંતિ સ્થાપનામાં શી રીતે સહાયભૂત થશે, તે જણાવ્યું હતું અને દક્ષિણ આફ્રિકા, ન્યૂઝીલેન્ડ અને ઑસ્ટ્રેલિયા, નક્કી કરાયલા વિસ્તારની બહાર હોવાથી એમને આમંત્રણ અપાયું નહોતું એમ જણાવ્યું હતું. કોરિયાને ત્યાં જવાબદારીનો પ્રશ્ન મૂંઝવે એવો હતો તેથી આમંત્રણ અપાયું નહોતું. પરિષદ સર્વાનુમતિએ કામ કરવા માગતી હોવાથી ઇઝરાયલને આમંત્રણ આપવામાં આવ્યું નહોતું. અને અમેરિકા પાકીસ્તાનને જે લશ્કરી સહાય આપવાનું હતું તે પ્રત્યે પોતાનો અણગમો વ્યક્ત કર્યો હતો. અગિયાર અમેરિકન વિમાનીઓને ચીને કેદ કર્યા હતા, તે પ્રશ્નને અંગે, સંયુક્ત રાષ્ટ્રપરિષદે એકપક્ષી નિર્ણય લીધો તે માટે એમણે ખેદ જાહેર કર્યો હતો.

૩ જી જાન્યુઆરિએ, યુનોના મહામંત્રી ડૉ. દાગ. હેમરશીલ્ડ, અમેરિકાના કેદમાં રાખેલા વિમાનીઓ વિષે ચીન જોડે વાટાઘાટ કરવા જતા હતા, ત્યાં જવાહરને દિલ્હીમાં મળ્યા. અને જવાહરની એ બાબતમાં સલાહ લીધી. એ પ્રસંગ જવાહરનું આંતરરાષ્ટ્રીય મહત્વ કેટલું વધ્યું હતું તે દર્શાવે છે.

જાન્યુઆરિની ૪ થી તારીખે, જવાહર નવી દિલ્હીથી, ભારત વિજ્ઞાન પરિષદના ૪૨ મા અધિવેશનના ઉદ્‌ઘાટન માટે વડોદરે ગયા. એ પ્રસંગના એમના

ભાષણમાં એમણે પોતાને પ્રિય એવા સહઅસ્તિત્વના સિદ્ધાંત પર ભાર મૂકયો અને દેશની પંચવર્ષીય યોજનામાં ફાળો આપવા વૈજ્ઞાનિકોને વિનવ્યા. એમણે એ પણ જણાવ્યું કે આ યુગ એ જાહેરખબરનો યુગ છે, એટલું જ નહિ, પણ એમણે એ પણ સ્પષ્ટપણે જણાવ્યું કે વૈજ્ઞાનિકોએ પોતાની જાહેરખબર કરવાના પ્રલોભનમાંથી પર રહેવું જોઇએ. એમણે, હિન્દને અત્યારે નાણાં કરતાં તાલીમ પામેલાં માણસોની જરૂર છે, એ હકીકત પર ભાર મૂકયો, અને તાલીમ પામેલાં માણસો બેકાર છે એ જણાવી આપણા સામાજિક માળખામાં કશુંક ખોટું છે, એનો એકરાર કર્યો હતો. વૈજ્ઞાનિક કાર્યકરોની સ્થિતિ સુધરવી જોઇએ એ વાત સાચી છે એમ જણાવી એમણે કહ્યું હતું, કે, જો સમાજની દરેક વ્યક્તિ પોતપોતાની સ્થિતિ સુધારવાની વાત કરે તો દેશ સમગ્ર રીતે કદાપિ આગેકૂચ કરી શકે નહિ.

વડોદરામાં સાંજે લગભગ એક લાખની માનવમેદની આગળ જવાહરે પ્રવચન કરતાં સમાજવાદી તંત્ર તરફ દેશને લઇ જવો જોઈએ એમ જણાવી કહ્યું હતું, કે, ભૂતકાળમાં કુસંપને લીધે આપણે ગુલામ બન્યા એ યાદ રાખવું જોઈએ. પછી આપણે નૂતન હિન્દના સર્જન માટે શું શું કર્યું તેનો ચિતાર જવાહરે જનતાને આપ્યો હતો. અને જનતાએ પણ 'પંચશીલાના પ્રણેતા ઝીન્દાબાદ!' કહીને જવાહરની વિદેશનીતિને બુલંદ અવાજે વધાવી હતી.

વિજ્ઞાનપરિષદના અનુસંધાનમાં ભરાયલું વિજ્ઞાન પ્રદર્શન ખુલ્લું મૂકતાં જવાહરે આપણા ઉદ્યોગપતિઓને મીઠો ઠપકો આપતાં કહ્યું કે, અમદાવાદ અને મુંબઈમાં છેલ્લાં નેવુ વર્ષોથી યંત્રો ગોઠવાયાં છે છતાં કોઇપણ મીલમાલેકે અહીં યંત્રોત્પાદનનો વિચાર કર્યો નથી, એ શરમજનક હકીકત છે. આજ હકીકત ખાનગી માલિકોના હાથમાં કેવી પરિસ્થિતિ પ્રવર્તે છે તે દર્શાવે છે. હવે આપણે યંત્રોની આયાત બંધ કરવી જોઈએ એવો અવસર આવ્યો છે. આપણા ઉદ્યોગપતિઓ કેવળ નફો શી રીતે વધુ મળે એ દૃષ્ટિએ જ વિચાર કર્યા કરે છે, પણ ઉત્પાદનના ક્ષેત્રમાં કોઈ નવી દૃષ્ટિ રાખતા નથી. આપણે રાષ્ટ્રીય વિકાસયોજનાને યોજીએ તેમાં જો યંત્રોત્પાદનને મહત્વનું સ્થાન ન આપીએ તો એનો કશો અર્થ નથી.

વડોદરેથી જવાહર અમદાવાદ ગયા. અમદાવાદમાં કાંકરિયા તળાવ પરના મનોહર પ્રકૃતિરમ્ય વાતાવરણમાં લગભગ બે લાખ શ્રોતાઓની મેદની સમક્ષ ભાષણ કરતાં, જવાહરે સામ્યવાદીઓ અને કોમવાદીઓ દેશને છિન્નભિન્ન કરી

દેશમાં કુસંપ પેદા કરનારાં તત્વો છે એમ કહ્યું હતું. સામ્યવાદીઓ હિન્દના પ્રશ્નો સમજતા નથી અને પરદેશથી ઉછીના લીધેલા સિદ્ધાંતો અનુસાર હિન્દના પ્રશ્નો ઉકેલવાનો પ્રયત્ન કરી એઓ માનસિક ગુલામી અનુભવી રહ્યા છે. વળી, માત્ર પરદેશથી સિદ્ધાંતો કે સૂત્રોની જ આયાત કરતા નથી, પણ સાથે સાથે પરદેશી ધ્વજો પણ લાવે છે.

કોમવાદીઓ વિષે એમણે ચેતવણી આપી હતી કે જો દેશ કોમવાદને માર્ગે, પોતાની નીતિ ઘડશે, તો એક રાષ્ટ્ર તરીકે, પૃથ્વીના નકશામાંથી આપણે ભૂંસાઈ જઈશું એટલું જ નહિ પણ આપણે વિનાશને નોતરીશું. એ સાથે આપણે ત્યાં જ્ઞાતિના જે અનિષ્ટો છે તેની ભયાનકતા વિષે એમણે લક્ષ દોર્યું હતું. આર્થિક ધોરણે કે સામાજિક ધોરણે, કોઈ પણ વર્ગને, આપણે ચઢતો કે ઉતરતો ગણીએ તો તે લોકશાહી વિરુદ્ધ છે. હિન્દની પરદેશનીતિએ નવી તવારીખ ઘડવા માંડી છે એમ એમણે સગર્વ ઉચ્ચાર્યું હતું.

ગુજરાત વિદ્યાપીઠનું 'ગાંધીભવન પુસ્તકાલય'નું ઉદ્‌ઘાટન જવાહરે દબદબાભેર કર્યું હતું. એ સમયે દેશના કેટલાક સળગતા પ્રશ્નોનો એમણે ઉલ્લેખ કર્યો હતો. હિન્દી અને ઉર્દૂ વચ્ચે, તથા હિન્દી અને ગુરુમુખી વચ્ચે જે ઉત્તરપ્રદેશ અને પંજાબમાં સાઠમારી ચાલતી હતી તેનો ઉલ્લેખ કરતાં જવાહરે એ આંદોલનને તમાસા તરીકે વર્ણવ્યું હતું. એનું રમુજી દષ્ટાન્ત આપતાં જવાહરે જણાવ્યું હતું કે, પંજાબમાં ગુરુમુખી કે હિન્દી પ્રાંતભાષા બને એની જોશભરી દલીલો અને ચર્ચા ઉર્દૂ ભાષામાં–કે જે એ ચર્ચાવાળી ભાષાઓથી ભિન્ન હતી–થતી હતી. એમણે કહ્યું, કે ઉર્દૂ તો હિન્દની પેદાશ છે. વળી, એ કાંઈ મુસ્લિમની જ કે પાકીસ્તાનની ભાષા નથી. દિલ્હીમાં જ હિન્દુ મહાસભાવાદીઓ ઉર્દૂ અખબારો ચલાવે છે અને એ અખબારોનો ફેલાવો હિન્દી અખબારો કરતાં ચાર ગણો છે. એ હકીકત જ આ ચર્ચા કેવી હાસ્યાસ્પદ છે તે સૂચવે છે.

જવાહરે, અમદાવાદમાં એમના માનમાં યોજાયલા બાળમેળામાં હાજરી આપી હતી. અને લગભગ ૩૦૦૦ બાળકોએ એમના લાડીલા નેહરુચાચાને હર્ષને ઉમંગભેર વધાવ્યા હતા. ગાંધીજીના કોચરબ આશ્રમની પણ જવાહરે મુલાકાત લીધી હતી. જવાહરે મીલમાલેકોની સભાને ઉદ્દેશીને કહ્યું હતું કે તેમણે સમાજવાદી રાષ્ટ્રની રચનામાં ફાળો આપવો જોઈએ. ખાનગી માલિકી જોડે સરકારને નફરત' નથી, પણ આર્થિક અસમાનતા એવી પ્રબળ છે કે જે સમાજવાદી રચના વિના દૂર થઈ શકે નહિ.

જવાહર અમદાવાદથી દિલ્હી આવ્યા. ઘણા સમયથી એમને, પોતાના પ્રધાનમંડળમાં થોડાક ફેરફાર કરવાની જરૂર લાગતી હતી. એમની પોતાની પાસે પરદેશ ઉપરાંત સંરક્ષણ ખાતું પણ હતું. સંરક્ષણનો બોજો વિશેષ હતો. વળી, ગૃહખાતાં માટે પણ કોઈ પ્રબળ માનવીની જરૂર હતી. એ ખાતાં માટે જવાહરે ઉત્તરપ્રદેશના બાહોશ મુખ્ય પ્રધાન શ્રી. ગોવિંદ વલ્લભ પંતની પસંદગી કરી હતી. અને ડૉ. કાત્જુ જે ગૃહપ્રધાન હતા, તેમને એમણે સંરક્ષણખાતું આપીને પોતાનો ભાર હળવો કરવા ઇચ્છયું. ૯ મી જાન્યુઆરિએ પંતજી ઉત્તરપ્રદેશમાંથી છૂટા થતાં એ શકય બન્યું. જવાહરે સંરક્ષણખાતું છોડતાં, સૈનિકદળોને ખાતરી આપી કે પોતે સૈનિકોમાં પહેલાં જેટલો જ જવલંત રસ લેશે.

૧૨ મી જાન્યુઆરિએ જવાહર દક્ષિણ હિન્દની યાત્રાએ ઉપડયા. અવાડીમાં કોંગ્રેસનું ઐતિહાસિક અધિવેશન ભરાવાનું હતું. વર્ષો પછી જવાહર કોંગ્રેસના પ્રમુખપદેથી ફારેગ થઈ, એમની જ પસંદગીના યોગ્ય પાત્રને શિરે કોંગ્રેસ પ્રમુખપદનો મુગટ પહેરાવવાના હતા. કોંગ્રેસના ધ્યેયમાં ક્રાન્તિકારી ફેરફારો થવાના હતા. જવાહર એ ઐતિહાસિક પ્રવાસે ઉપાડ્યા. જતાં જતાં એમણે અવાડી કોંગ્રેસ વિષે કહ્યું: "અવાડી એ કોંગ્રેસની તવારીખમાં નહિ પણ દેશની તવારીખમાં અત્યંત મહત્વનો યુગ પ્રગટાવશે. એ એવું માર્ગદર્શન કરશે કે જેથી દેશની અંદર શક્તિ સંચાર થશે અને નવહિન્દના ઘડતરમાં નવો તબક્કો બનશે." આ રીતે અવાડી વિષે જવાહર ખૂબ આશાવાદી ને ઉત્સાહપૂર્ણ હતા.

જવાહરે અવાડી જતાં પૂર્વે, આંધ્રમાં જે સામાન્ય ચૂંટણી હતી, ત્યાં કોંગ્રેસપ્રમુખ તરીકે એમણે ચૂંટણીજંગની શરૂઆત કરી. વિશાખાપટ્ટમમાં જનતાને કોંગ્રેસનેજ મત આપવા અનુરોધ કરતા ભાષણમાં એમણે જણાવ્યું: "આપણી પાસે આંતરરાષ્ટ્રીય અને રાષ્ટ્રીય જે પ્રશ્નો મોજૂદ છે, એ બધાને એકજ દૃષ્ટિથી આપણે જોવાના છે, અને તે સર્વોદય સમાજની સ્થાપના. આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં આપણુ ધ્યેય શાંતિ સ્થાપવાનું છે અને રાષ્ટ્રીય ક્ષેત્રમાં સર્વોદય રાજ્યની સ્થાપનાનું છે." પછી સર્વોદય રાજ્યનાં મૂળભૂત સિદ્ધાંતો પ્રતિપાદિત કરતાં જવાહરે જણાવ્યું કે: "એમાં પ્રત્યેકને સરખી તકો મળશે. ગરીબ અને તવંગરના ભેદો નહિ હોય, અને જીવનનું ધોરણ ઊંચું હશે. આ બધું કાર્ય જો પ્રજા ખંતથી કરે, હમણાં થોડું કષ્ટ ભોગવે, તો દશ વર્ષના ગાળામાં આસાનીથી સિદ્ધ થાય."

રાજમહેન્દ્રીમાં ભાષણ આપતાં, દેશના સામ્યવાદીઓ જે પ્રત્યાઘાતી અને દેશવિરોધી પ્રવૃત્તિ આચરતા હતા, તેની જવાહરે સખત શબ્દોમાં ઝાટકણી કાઢી

હતી, અને દેશને દારિદ્રયમાંથી મુક્તિ અપાવવા એમણે વચન આપ્યું હતું. બીજી એક સભામાં ભાષણ આપતાં જવાહરે જણાવ્યું હતું : "સેંકડો ધારાસભામાં અને સંસદમાં જાય એ મને ગમે છે, પણ મને વધારે રસ તો ૩૬ કરોડની પ્રજાને આર્થિક આઝાદીને પંથે લઈ જવામાં છે."

વિજયવાડામાં બે લાખની વિરાટમેદની સમક્ષ ભાષણ આપતાં જવાહરે જણાવ્યું કે : "તમે જો કૉંગ્રેસને તમારા મતો આપશો ને વિજયી બનાવશો તો દશ વર્ષના ગાળામાં બેકારી નાબૂદ કરવાનું અને સર્વોદય રાષ્ટ્રની સ્થાપનાનું હું તમને વચન આપું છું......મને સામ્યવાદના સિદ્ધાંત સામે વિરોધ નથી. સામ્યવાદી ફિલસૂફીના સારા વિચારોને અપનાવવા હું હમેશાં તત્પર જ હોઉં છું. પણ સામ્યવાદીઓ જે પચીસત્રીસ વર્ષના જૂના સિદ્ધાંતોને વળગી રહ્યા છે અને જગત બદલાઈ ગયું છે એનું જેને ભાન નથી તેની સામે મને વિરોધ છે."

જવાહર આ રીતે ત્રણ દિવસમાં આંધ્રને ચૂંટણી મોરચે ઘૂમી વળે છે, અને આંધ્રમાં કૉંગ્રેસના પક્ષને સબળ બનાવી અવાડી તરફ પ્રયાણ કરે છે.

[ ૬૪ ]

# અવાડી કોંગ્રેસ

અવાડી જવા માટે જવાહર ૧૫ મી જાન્યુઆરિએ મદ્રાસ આવ્યા. મદ્રાસમાં પત્રકારોને મુલાકાત આપતાં જવાહરે જણાવ્યું કે: "કોંગ્રેસનું ધ્યેય દરેકને જીવન જીવવાની અને સંપૂર્ણ જીવનવિકાસની પૂરેપૂરી તક મળે તે છે. આ ધ્યેયને બીજા શબ્દોમાં રજૂ કરીએ તો એ સમાજવાદી રાષ્ટ્રની સ્થાપનાનું ધ્યેય છે."

૧૯૨૭ પછી મદ્રાસમાં ઘણે વર્ષે કોંગ્રેસનું વાર્ષિક અધિવેશન ભરાતું હતું, તેનો ઉલ્લેખ કરી જવાહરે ૧૯૨૭ ની કોંગ્રેસે જે મહત્વના નિર્ણયો લીધેલા તેમ અવાડીમાં પણ ઐતિહાસિક અને કોંગ્રેસના સમગ્ર વહેણને પલટી નાંખે એવા નિર્ણયો લેવાશે એમ જણાવ્યું. એ અધિવેશનના નિર્ણયથી, કોંગ્રેસ દેશને આગે કદમ લઈ જશે એમ પણ એમણે જણાવ્યું હતું.

જવાહરે જણાવ્યું હતું કે, કોંગ્રેસ ભલે સમાજવાદ એ શબ્દનો ઉપયોગ ન કરતી હોય છતાં ૧૯૨૭ થી માંડીને કોંગ્રેસનું દષ્ટિબિન્દુ તો સમાજવાદીજ રહ્યું છે, એ વિષે કોઈ શક નથી.

રાષ્ટ્રસંઘ વિષેના સંબંધ બાબતે જવાહરે કહ્યું હતું કે, એ સંઘનાં સર્વે રાજ્યો સ્વતંત્ર છે. એમની રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય નીતિ ભિન્ન ભિન્ન છે. વળી, હિન્દ તો સાર્વભૌમ સ્વતંત્ર રાષ્ટ્ર છે, એટલે એ માટે તો એક અલાયદું સ્થાન રાખવામાં આવ્યું છે. વળી, રાષ્ટ્રસંઘ જોડેના સંબંધથી હિન્દને નુકસાન થયું નથી પણ ફાયદોજ થયો છે એ હકીકતની એમણે ભારપૂર્વક સ્પષ્ટતા કરી હતી. આ રીતે, જવાહરે અવાડી કોંગ્રેસનું મહત્વ જણાવ્યું. સમાજવાદી તંત્ર એ કોંગ્રેસનું પુરાણું ધ્યેય હતું, એમાં કાંઇ નવી વાત નહોતી એ સ્પષ્ટ કર્યું. રાષ્ટ્રસંઘજોડેનું જોડાણ હિન્દને લાભદાયી હતું એ વાત કરી, અને નવા હિન્દનો નકશો આપ્યો.

જવાહર મદ્રાસથી પોંડીચેરી ગયા. ફ્રેન્ચ હિન્દના ભાગોનું હિન્દમાં વિલીનીકરણ થયું પછી પહેલવહેલાજ જવાહર ત્યાં જતા હતા. એટલે જવાહરનું એક દૃષ્ટિએ પોંડીચેરીમાં પ્રથમજ આગમન હતું, એમ કહીએ તો ચાલે. ત્યાંના નાગરિકોએ જવાહરનું બાદશાહી સ્વાગત કર્યું. જવાહરે એમને આપવામાં આવેલા સન્માનનો જવાબ વાળતાં જણાવ્યું કે: "ફ્રેન્ચ હિન્દના પ્રશ્નોનો જે રીતે નિવેડો આવ્યો છે તે બતાવી આપે છે કે આંતરરાષ્ટ્રીય પ્રશ્નો પણ પરસ્પરની સમજૂતી અને મંત્રણાદ્વારા ઉકલી શકે છે." જવાહરે એ સ્પષ્ટ કર્યું કે ભારત કોઇની ઉપર વર્ચસ્વ જમાવવા ઇચ્છતું નથી, તેમ અન્ય કોઈ સંસ્થાનનું અસ્તિત્વ ચલાવી લેવા પણ તૈયાર નથી." જવાહરે ફ્રાન્સે જે રીતે હિન્દ જોડે આ સંસ્થાનો સંબંધી સમાધાન કર્યું, તે માટે ફ્રાન્સને મુબારક બાદી આપી હતી. જવાહરે ફ્રેન્ચ સંસ્કૃતિના જે અવશેષો હશે તે જાળવી રાખવાની ખાતરી આપી હતી, અને જણાવ્યું હતું, કે, હિન્દની સંસ્કૃતિએ તો વિદેશીઓ પાસેથી ઘણું ગ્રહ્યું છે, અને ગ્રહણ કરવાની ઉદારતા એનામાં છે.

પોંડીચેરીમાં જવાહર પૂજ્ય માતાજીને શ્રી. અરવિંદ આશ્રમમાં મળ્યા. અને એમણે આશ્રમની પ્રવૃત્તિઓ જોઈ અને એ પ્રત્યે સંપૂર્ણ સંતોષ વ્યક્ત કર્યો.

પોંડીચેરીથી જવાહર મદ્રાસ પાછા આવ્યા. અને ત્યાં ૧૭ મી એ સવારે, એમણે વિશ્વશાંતિના પ્રતીકરૂપ સોનેરી રંગની 'ઓલીવ' પાંખડી લઈ જતાં કબૂતરને ઊડતું મૂક્યું, ત્યારે મદ્રાસ સુધરાઈના ૩૫,૦૦૦ બાળકોએ એમને ગગનભેદી હર્ષનાદોથી વધાવ્યા. જવાહરે બાળકોને ભારતનાં બાગનાં મધુર પુષ્પો કહી એમની પ્રશસ્તિ કરી હતી. અને ગોળ સ્ટેડિયમની ફરતા ખુલ્લી ગાડીમાં ફર્યા, ત્યારે ચારે તરફથી બાળકોએ એમની પર પુષ્પવૃષ્ટિ કરી હતી.

મદ્રાસથી જવાહર અવાડી પહોંચ્યા. અવાડીમાં કોંગ્રેસના ફારેગ થતા પ્રમુખનું ભવ્ય અને શાહી સ્વાગત થયું.

ત્યાં અખિલ ભારત કોંગ્રેસ સમિતિની સભામાં જવાહરે પ્રમુખપદનો હોદ્દો છોડીને, નવા પ્રમુખને, કોંગ્રેસ પ્રમુખપદનો હોદ્દો સોંપતાં જણાવ્યું કે: "કોંગ્રેસને, હવે ઔદ્યોગિક અને સામાજિક ક્રાન્તિના પ્રણેતા બનવાનું છે. એ ક્રાંતિ શાંતિમય રીતે લાવવાની છે." કોંગ્રેસમાં નૈતિક શૈથિલ્ય આવ્યું છે તે માટે એમણે ખેદ વ્યક્ત કરીને, વ્યવહારમાં ઉચ્ચ નૈતિક ધોરણો લાવવાની હિમાયત કરી હતી. અને કોંગ્રેસવાદીઓજ કોંગ્રેસની પ્રતિષ્ઠાને હાનિ થાય એવું વર્તન કરતા

હતા, તે પ્રત્યે પોતાનું આંતરિક દુઃખ વ્યક્ત કર્યું હતું. અને પ્રત્યેક કોંગ્રેસવાદીને પોતાના હૃદયમાં ખોજ કરવા જણાવ્યું હતું.

પછી પોતાના અનુગામી શ્રી. ઢેબરભાઇનો પરિચય આપી, એમની પ્રબળ કાર્યશકિતની તારીફ કરી, એમની સિદ્ધિઓ જણાવી, પોતે યોગ્ય માનવીની જ આ ભાર ઉપાડવાને પસંદગી કરી છે તે જણાવ્યું. એમણે કોંગ્રેસ જોડેનો પોતાનો ૪૨ વર્ષનો સંબંધ જણાવી, એનો સંક્ષિપ્ત ઇતિહાસ આપી અને રાષ્ટ્રની આઝાદી બાદ, આપણા દેશે જે પ્રગતિ કરી, નિર્વાસિતોના, ગરીબી ને બેકારીના, રિયાસતોનાં વિલીનીકરણના, વગેરે, પ્રશ્નો આપણે જે શાંતિમય રીતે હલ કર્યા, તે જણાવ્યું હતું. ગાંધીજીની સાધ્ય અને સાધનની શુદ્ધતા સમજાવી હતી અને વિદેશનીતિમાં હિન્દ એ સિદ્ધાંતને શી રીતે અનુસરે છે તે જણાવ્યું હતું. હિન્દની અનાક્રમક નીતિ અને બીજાનું આક્રમણ બરદાસ્ત ન કરવાની દૃઢતાનું એમણે પુનરુચ્ચારણ કર્યું હતુ. વળી, દેશના ઔદ્યોગીકરણ વિના આપણે સ્વતંત્રતા જાળવી શકવાના નથી, એની જાહેરાત એમણે કરી હતી. કલ્યાણરાજ્ય અને સમાજવાદી અર્થકારણ, રાષ્ટ્રીય આવકમાં ગણનાપાત્ર વધારો કર્યા વિના, માલનું વધારે ઉત્પાદન કર્યા વિના અને સંપૂર્ણ રોજગારીની પરિસ્થિતિ નિર્માણ કર્યા વિના શકય નથી એ વાત પણ એમણે સાફસાફ કહી. સમાજવાદી અર્થકારણમાં ઉત્પાદન અને વહેંચણી પર સમાજનો અંકુશ રહેશે એમ એમણે સ્પષ્ટપણે જણાવ્યું હતું.

કોંગ્રેસને શિરે દેશ અને દુનિયાના સવાલો અંગે કેટલી મોટી જવાબદારી છે તેનો ખ્યાલ જવાહરે સ્પષ્ટ રીતે આપ્યો હતો. દેશની એકતા, સ્વતંત્રતા અને આર્થિક પ્રગતિ માટે કોંગ્રેસ સિવાય બીજા કોઈ પણ પક્ષ કે પક્ષસમૂહ ઉપર આધાર રાખી શકાય એમ નથી, તેની પ્રતીતિ એમણે અગત્યના સર્વે પક્ષોનું પૃથક્કરણ કરીને કરાવી આપી હતી. અને જો કોંગ્રેસ નિર્બળ બને તો દેશ નિર્બળ બની જાય એવી હાલત હમણાં પ્રવર્તે છે એમ જણાવી કહ્યું કે દેશના કોમવાદી પક્ષો મધ્યયુગમાં જીવે છે, સમાજવાદી પક્ષો કલ્પનાની દુનિયામાં વિહરે છે અને સામ્યવાદી પક્ષોની વફાદારી અન્ય રાષ્ટ્રો પ્રત્યે છે. અને એ ત્રણે પક્ષોમાં જે થોડું ઘણું શુભતત્વ છે તે કોંગ્રેસે સ્વીકારેલું જ છે. આથી સમગ્ર રાષ્ટ્રનું પ્રતિનિધિત્વ ધરાવવાની તેની લાયકાત સિદ્ધ થઈ છે. જવાહરે ઢેબરભાઈને કોંગ્રેસનું પ્રમુખપદ સોંપતાં જણાવ્યું કે દેશની વર્તમાન મુશ્કેલ પરિસ્થિતિ વચ્ચે દેશમાં કોંગ્રેસનું કામ સંભાળી લેવા આપણી પાસે ઢેબરભાઈ જેવી લાયકાત

અને શક્તિ ધરાવતી વ્યક્તિ છે તેથી હું જે સુખ અનુભવી રહ્યો છું તે શબ્દોદ્વારા વ્યક્ત થઈ શકે એમ નથી.

કોંગ્રેસના અધિવેશનમાં, ઘણા ખરા ઠરાવોનું ઘડતર જવાહરે જ કર્યું હતું. અને કોંગ્રેસનું ધ્યેય સમાજવાદીતંત્રની સ્થાપના છે, એ ક્રાન્તિકારી ફેરફાર જવાહરને લીધે જ થયો. એ ઠરાવથી કોંગ્રેસે, પ્રજાસમાજવાદી પક્ષને સખત ફટકો માર્યો. એ ઠરાવમાં જવાહરની મુત્સદ્દીગીરી વ્યક્ત થતી હતી.

જવાહરના પ્રયત્નથી કોંગ્રેસના એ અધિવેશનમાં કોંગ્રેસે પોતાનામાં જે સડો ઘુસી ગયો હતો, તેનો એકરાર કરી, શુદ્ધિ વિષે, એક ઠરાવ રજૂ કર્યો. એ ઠરાવ શ્રી. મોરારજી દેસાઈએ રજૂ કર્યો અને જવાહરે એ ઠરાવને અનુમોદન આપતાં કહ્યું : "હું જાહેર રીતે કહું છું કે કોંગ્રેસનું વાતાવરણ સ્વચ્છ અને શુદ્ધ નથી. કોંગ્રેસ પ્રમુખ તરીકેના મારા અંગત અનુભવથી હું કહું છું કે કોંગ્રેસમાં ભારોભાર સડો છે અને કેટલાક જાણીતા કોંગ્રેસવાદીઓ એ સડામાં સંડોવાયલા છે. કોંગ્રેસે સત્તા હાથમાં લીધાં પછી ઘણા નવા માણસો કોંગ્રેસમાં જોડાયા. એમને સિદ્ધાંતો જોડે લેવાદેવા નહોતી. અને એમણે સાચા કોંગ્રેસવાદીઓને પછીતમાં પાડી દીધા. આ ગંભીર પરિસ્થિતિનો આપણે સામનો કરવાનો છે."

જવાહરે આર્થિકનીતિ અંગેનો ઠરાવ મહાસભા સમિતિ સમક્ષ રજૂ કર્યો હતો. એમાં જવાહરે ભારતના ૩૭ કરોડની પ્રજાના ઉત્કર્ષ માટે ખાનગી તેમજ સરકારી એ બન્ને પ્રકારના વિભાગોને આવરી લેતી એક રાષ્ટ્રીયક્ષેત્ર યોજના રજૂ કરી હતી. જવાહરે કહ્યું હતું કે આજની સાચી વસ્તુ એ છે કે, સમગ્ર ભારત આપણા અર્થતંત્રમાં ખાનગી તેમજ સરકારી એ બન્ને વિભાગોને આવરી લેતું એક રાષ્ટ્રીયક્ષેત્ર બને. તેમણે કહ્યું હતું કે ખાનગી તેમજ સરકારી સાહસ વિભાગો ભિન્નભિન્ન દિશામાં ખેંચતાણ કરી રહે એવો ખ્યાલજ ખોટો છે. રાજ્યના સંપૂર્ણ માર્ગદર્શન હેઠળ તેમણે એકબીજામાં ઓતપ્રોત થઈ કામ કરવું જોઇએ. જવાહરે રાષ્ટ્રીયકરણના સિદ્ધાંતમાં જડતા ન હોવી જોઇએ એમ જણાવી, જે દેશમાં ખૂબ ઉદ્યોગો હોય ત્યાં એ ઠીક છે, પણ ભારત જેવા પછાત દેશમાં રાષ્ટ્રીયકરણ જુદાજ દષ્ટિકોણથી જોવું જોઇએ એમ જણાવ્યું હતું.

ત્યારબાદ જવાહરે સમાજવાદી સમાજના ધ્યેયની સિદ્ધિની આડે આવતા તમામ પ્રકારના અવરોધો દૂર કરાશે એવી ચેતવણી દ્રઢતાપૂર્વક આપી હતી. પછી પોતાની આર્થિક યોજના અંગે 'સર્વોદય' શબ્દને બદલે 'સમાજવાદ' શબ્દ શા માટે મૂકવો તેનું સ્પષ્ટીકરણ કરતાં જણાવ્યું, કે, સર્વોદયની દિશામાં

આચાર્ય વિનોબા ભાવે કામ કરી રહ્યા છે. અને તેનું સંપૂર્ણ મહત્વ એજ ક્ષેત્રમાં ગણાય. જો આર્થિક નીતિને અંગેના ઠરાવમાં એને મૂકવામાં આવે તો આજે ઉપસ્થિત થતી હકીકતોને સંતાડવા જેવું થાય.

પછી, જવાહરે સમાજવાદી પક્ષ ઉપર પરોક્ષ રીતે કટાક્ષ કરતાં જણાવ્યું હતું કે: "સમાજવાદ શબ્દ મૂકવાથી સમાજવાદ આવી જવાનો છે એમ માનશો નહિ. આપણે જો એમ કરીશું તો,આજ સુધી જે લોકો સમાજવાદની વાતો કર્યા કરે છે તેમના વર્ગમાં આપણે આપણી જાતને મૂકી દઈશું, અને એ આપણી પીછેહઠ હશે." ઠરાવના મહત્વ વિષે એમણે કહ્યું હતું કે: "ઠરાવ ખૂબ જ અગત્યનો છે. એનું કારણ એ છે કે, માત્ર કોંગ્રેસને જ નહિ, માત્ર સરકારને જ નહિ, પરન્તુ દેશને એ માર્ગદર્શન આપે છે. આ આપણી વિચારસરણીમાં એક પલટો છે. અને એ પલટો ખૂબ જ મહત્વનો ને સાચી દિશામાં છે." જવાહરે એ પણ સ્પષ્ટતા કરી હતી, કે, સમાજવાદી સમાજની રચનાને માટે આપણે અમેરિકા કે સોવિયેટ રશિયાનું અનુકરણ કરવાના નથી.

ખુલ્લા અધિવેશનમાં ઠરાવ રજૂ કરતાં જવાહરે જણાવ્યું કે: "આપણી ભવિષ્યની યોજનાઓ સમાજવાદી સમાજને દષ્ટિ સમક્ષ રાખીને ઘડાવી જોઇએ. પણ, જો આપણે એની સ્થાપના માટે, યુરોપની વર્ગવિગ્રહની ભાવનાને અનુસરીશું તો એ,મૂર્ખાઈજ ગણાશે." ચાર લાખ માનવીઓની વિરાટ મેદની જોઈ, પોતાનું હૃદય લાગણીથી દ્રવતું હતું એમ જવાહરે જણાવ્યું હતું. અને કોંગ્રેસનો ક્રમશઃ શી રીતે વિકાસ થયો તેની ટૂંક રૂપરેખા આપી હતી.

૧૯૨૭ માં મદ્રાસમાં ભરાયલી કોંગ્રેસમાં પૂર્ણ સ્વરાજ્યનો ઠરાવ ઘડાયો હતો, અને એ એક નવું પ્રસ્થાન હતું. હવે સમાજવાદનું ધ્યેય પણ મદ્રાસની ઐતિહાસિક કોંગ્રેસમાં ઘડાય છે, અને નવું પ્રસ્થાન કરે છે, એ પ્રત્યે પોતે સંતોષ વ્યકત કર્યો હતો. અને પંચવર્ષીય યોજના, ભૂદાન, રચનાત્મક કાર્યક્રમ વગેરેનુ અવલોકન કરી,રચનાત્મક કાર્યક્રમ પ્રત્યેની આપણી ઉપેક્ષા તરફ એમણે આંગળી ચીંધી હતી. સરકારને જો આપણી સંસ્થા મજબૂત હોય તોજ પીઠબળ આપી શકે એમ જણાવી જવાહરે કહ્યું હતું, કે, એ પીઠબળ, કે સંસ્થાની મજબૂતી રચનાત્મક કાર્યક્રમથીજ આવવાની છે. જવાહરે એ પણ કહ્યું હતું કે આપણે ત્યાં સમાજવાદનો આકાર હિન્દના વિશિષ્ટ વ્યકિતત્વવાળો હશે. જવાહરે એ ઠરાવ રજૂ કરતાં અંતમાં કહ્યું કે: "આ ઠરાવ પ્રજાની આશાઓ ને ઉમેદો ને વ્યકત કરે છે, માટે હું પેશ કરું છું. આ ઠરાવદ્વારા હું પ્રતિજ્ઞા લઉં છું અને લેવડાવું છું કે આપણે સમાજવાદની રચના સ્થાપીને જંપીશું."

જવાહરે ખુલ્લા અધિવેશનમાં સમાજવાદી સમાજરચનાનો ઠરાવ પસાર થતાં કહ્યું હતું કે આ ઠરાવ પ્રત્યેકનાં આંસુ લૂછશે.

જવાહરે અવાડીમાં જુદી જુદી પ્રદેશસમિતિના પ્રમુખો તથા મંત્રીઓને, માત્ર કોંગ્રેસસભ્યોની આંધળિયાં કરીને સંખ્યા વધારવાનું જોખમ સમજાવ્યું હતું. અને જણાવ્યું હતું, કે, સભ્યો કોંગ્રેસના સિદ્ધાંતો માને છે અને પાળે છે તેની ખાતરી થવી જોઈએ. એમ ન થાય તો કોંગ્રેસની પ્રતિષ્ઠા જોખમાય છે. કોંગ્રેસીઓએ કોઈપણ માનવી માત્ર કોંગ્રેસનાં પ્રતિજ્ઞાપત્ર પર સહી કરવાને તૈયાર છે તેથીજ એને કોંગ્રેસના ઉમેદવાર તરીકે લેવાને તૈયાર થવું જોઈએ નહિ. આ જાતની શિથિલતા જ કોંગ્રેસની ઈજ્જતને હાનિ કરે છે અને સંસ્થાને નીચે પાડે છે.

જવાહરે જણાવ્યું હતું કે બીજી પંચવર્ષીય યોજના, આર્થિક જરૂરિયાત કરતાં પ્રજાની શારીરિક જરૂરિયાતો તરફ વધારે લક્ષ આપશે. અને ખાસ કરીને બેકારીનિવારણ પર એમણે ભાર મૂકયો હતો.

કોંગ્રેસ અધિવેશનમાં જવાહરની વિદેશનીતિનું સમર્થન કરતો ઠરાવ શ્રી. મોરારજી દેસાઈએ પેશ કર્યો હતો અને રાજાજીએ એનું સમર્થન કર્યું હતું. કોઈપણ સત્તા જૂથથી અલગ રહ્યા છતાં, બધા જોડેનો મિત્રાચારી ભર્યો સંબંધ, જગતશાંતિના પ્રયત્નો, ચીનને સંયુક્તરાષ્ટ્રપરિષદમાં સ્થાન અપાવવાના પ્રયત્નો, પંચશીલા, વગેરેનું એ ઠરાવોમાં સમર્થન કરવામાં આવ્યું હતું. પંચશીલા એ તો દુનિયામાં વિગ્રહ પ્રત્યે હિન્દની અભિલાષાઓ કયા પ્રકારની છે તેનું પ્રતીક છે.

રાજાજીએ એનું સમર્થન કરતાં જણાવ્યું હતું, કે, અમેરિકા અને રશીયા જ્યાં સુધી અણુબોંબનો જથો ભેગો કર્યા કરશે ત્યાંસુધી વિશ્વશાંતિની આશા ફોગટ છે. જવાહરનાં વખાણ કરતાં એમણે જણાવ્યું કે, જવાહરની સરકાર જેવી સરકાર જો દુનિયામાં હસ્તી ધરાવતી હશે તોજ, જગતમાં શાંતિસ્થાપનાની આશા શકય બનશે. આજે જવાહરને લીધે હિન્દની વિશ્વમાં એટલી બધી પ્રતિષ્ઠા છે, કે દરેક દેશ હિન્દની સલાહ ઈચ્છે છે એટલું જ નહિ, પણ જો કાંઈ પણ બનાવ બને તો એને વિષે હિન્દના પ્રત્યાઘાતો શા છે, તે જાણવા ઈંતેજાર હોય છે.

અવાડી કોંગ્રેસની આખરી બેઠકમાં જવાહરે જણાવ્યું, કે, અવાડીએ હિન્દને જે નવું માર્ગદર્શન આપ્યું છે, તેને માટે, અને અહીંથી અમારા દિલમાં અમે જે આગ લઈને જઈએ છીએ તેને માટે, આ અધિવેશન અમારા

સ્મૃતિપટમાં ચિરસ્મરણીય રહેશે. આ નવા માર્ગના રાહબર જવાહર જ હતા. કોંગ્રેસનું પ્રેરણાતંત્ર એઓ હતા. જવાહર એટલા બધા ઉત્સાહમાં આવી ગયા હતા અને લાગણીવિવશ બન્યા હતા, કે, ઢેબરભાઈ બોલતા હતા, ત્યાં, વચ્ચેથીજ માઈક આગળ આવીને જવાહરે ભાષણ આપવા માંડ્યું. જવાહરે ઉત્સાહમાં, પોતાની શક્તિની વાત કરતાં પોતાની ઉમરના કોઈપણ માણસને તરવામાં, દોડવામાં, ઘોડેસવારીમાં કે કૂદવામાં, પોતાની હરીફાઇ કરવા જણાવ્યું હતું.

જવાહરે કોંગ્રેસ પ્રમુખનાં વખાણ કર્યાં હતાં, અને જે રીતે, એમણે કોંગ્રેસનાં અધિવેશનનું સંચાલન કર્યું હતું, તે પ્રત્યે પોતાની ખુશાલી વ્યક્ત કરી હતી. એમનામાં નમ્રતા ને શિસ્ત બન્નેનો સમન્વય છે એમ કહ્યું હતું.

જવાહરે જનતાને આઝાદીની મશાલ જલતી રાખવાને જણાવ્યું હતું અને એ મશાલ હમેશાં યુવાનોના જ હાથમાં રહે એવી આશા વ્યકત કરી હતી. અને ઉત્સાહભર્યા, ખુશનુમા વાતાવરણમાં સર્વે એક મહાન સિદ્ધિ પ્રાપ્ત કરી વિખેરાયા હતા.

[ ૬૫ ]

# વિલાયતમાં અગત્યની મંત્રણાઓ

આવાડી કોંગ્રેસમાં જવાહરે રાષ્ટ્રને સમાજવાદી સમાજરચનાનું ધ્યેય આપી, હિન્દને પ્રેરક સન્દેશ આપી, સમાજવાદી પક્ષને એ સમાજવાદી ધ્યેયના ઠરાવથી એમણે પ્રબળ આઘાત પહોંચાડ્યો, અને કોંગ્રેસને માટે આગામી ચૂંટણીમાં નિશ્ચિત વિજયની ભૂમિકા તૈયાર કરી. એટલું જ નહિ, પણ જવાહરે કોંગ્રેસપ્રમુખપદેથી નિવૃત્ત થઈ, પોતાની જવાબદારી મર્યાદિત કરી, જેથી એઓ પોતાની વડાપ્રધાન તરીકેની તથા વિદેશ મંત્રી તરીકેની કામગીરી સારી રીતે બજાવી શકે. આવાડી કોંગ્રેસની ઝળકતી કારકિર્દી ખતમ થતાં, જવાહરને, રાષ્ટ્રસંઘના વડાપ્રધાનોની પરિષદમાં હાજરી આપવા લંડન જવાનું હતું. રાષ્ટ્રસંઘ સમક્ષ અનેક એશિયાના કૂટ પ્રશ્નો હતા. વિશેષે કરીને, બોગોર પરિષદ પછી આ પરિષદ મળતી હતી, એટલે રાષ્ટ્રસંઘનાં હિન્દ, સીલોન ને પાકીસ્તાન એકમત હતા. એથી લંડનની આ પરિષદને વિશેષ મહત્વ મળતું હતું.

જવાહર જ્યારે દિલ્હીથી ઉપડ્યા, ત્યાર પહેલાં પાકીસ્તાનના ગવર્નર-જનરલ એમને મળવા આવ્યા હતા. અને એમની જોડે હિન્દપાકીસ્તાન ઝઘડા વિષે કેટલીક ચર્ચાઓ કરી, એટલું જ નહિ, પણ પાકીસ્તાનના પ્રતિનિધિઓને એમણે મંત્રણા માટે દિલ્હી આવવા ભાવભીનું આમંત્રણ આપ્યું. દિલ્હીથી નીકળ્યા તે પૂર્વે, ચીનના હિન્દખાતેના એલચી એમની જોડે મંત્રણા કરવા આવ્યા હતા, તે પરથી એવા ગપગોળા ઊડેલા કે ચીનના વડા પ્રધાન ચાઉ-એન-લાઈએ જવાહરને એક ખાસ પત્ર પાઠવ્યો હતો. જવાહરે વિમાનીમથક પર આપેલા એક અખબારી નિવેદનમાં એ વાત વજૂદ વિનાની હતી એમ જણાવ્યું હતું. અમેરિકાએ, ચીનમાં જે સંરક્ષક સૈન્ય મૂકેલું તે ખસેડી લેવાની અમેરિકાની જાહેરાત અને ફોર્મોસાની ચીન પર આક્રમણ કરવાની તૈયારીને લીધે જગતશાંતિને માટે ભય ઊભો થયો હતો, અને ચીન ફોર્મોસા ઉપર આક્રમણ કરે,

તો, સમગ્ર એશિયામાં લડાઈ ફાટી નીકળે એવો સંભવ હતો. આથી આ ગંભીર પરિસ્થિતિ લંડનની રાષ્ટ્ર સંઘ પરિષદમાં ચર્ચવાનો જવાહરે નિર્ણય કર્યો હતો. એ દષ્ટિએ વિશ્વશાંતિની વિચારણા કરવા રાષ્ટ્રસંઘની પરિષદ વધારે અગત્યની હતી. આ રીતે, રાષ્ટ્રસંઘની પરિષદમાં જવાહર શાંતિના દૂતસમા જતા હતા. ચીન જોડે ઘનિષ્ઠ સંબંધ ભારતનો હતો, ને અમેરિકા સાથે ઘનિષ્ઠ સંબંધ બ્રિટનનો હતો. એટલે જવાહરને ચર્ચીલની મુલાકાત શાંતિ સ્થાપવામાં સહાયભૂત થશે એમ માનવામાં આવતું હતું.

વિમાનમાર્ગે, જવાહર કેરોમાં થોડો સમય રોકાયા. ત્યાં અખબારી મુલાકાતમાં એમણે જણાવ્યું કે એમને ખાતરી હતી કે ફોર્મોસાને પરિણામે વિશ્વયુદ્ધ થનાર નથી. એમણે એ પણ જણાવ્યું કે, અમેરિકન સેનાપતિ જનરલ મેકઆર્થર જણાવે છે, કે, અર્વાચીન યુદ્ધ એટલે બન્ને પક્ષોનો સદંતર વિનાશ. એટલે યુદ્ધની પરિસ્થિતિ એઓ વધારે તંગ બનવા નહિ દે. સયુકત રાષ્ટ્ર સંઘની બહાર જે લશ્કરી કે સંરક્ષણાત્મક કરારો થતા હતા, એ યુદ્ધની પરિસ્થિતિ ટાળવાને બદલે યુદ્ધની પરિસ્થિતિ સર્જે છે એવું પણ એમણે પ્રતિપાદિત કર્યું હતું.

કેરોથી જવાહર લંડન પહોંચ્યા. ત્યાં વીમાની મથકે એમનું ભવ્ય સ્વાગત લંડન ખાતેના હિન્દના હાઈ કમીશનર એમનાં બહેન શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતે ને બ્રિટનના વડા પ્રધાન સર એન્થની ઇડને કર્યું. લંડન આવતાં વેંતજ, એમણે અખબારી પ્રતિનિધિઓને જણાવ્યું કે હિન્દ જો બીજા દેશોની ઇચ્છા હોય તો મધ્યસ્થી કરવા તૈયાર છે. પણ જબરજસ્તીથી કોઇની પર પોતાની જાતને લાદવા માગતું નહોતું. એમણે વિશેષમાં કહ્યું હતું, કે ફોર્મોસાના પ્રશ્નની સર્વદષ્ટિએ વિચારણા એઓ વડાપ્રધાનોની પરિષદમાં કરવાના હોઇ એ વિષે અખબારી પ્રતિનિધિઓની સમક્ષ એઓ કોઈ પણ પ્રકારનો વધુ પ્રકાશ પાડી શકે નહિ.

આ સમયે બ્રિટનના જાણીતા લેખક અને જગતના એક મહાન વિચારક શ્રી. બર્ટ્રાન્ડ રસેલે, ફોર્મોસાના પ્રશ્નનું નિરાકરણ કરવા જગતના બે શાણા પુરુષો શ્રી. ચર્ચીલ અને પંડિત જવાહરલાલને વિનંતી કરી હતી. એ પ્રશ્ન માનવજાતના અસ્તિત્વને ભયમાં મૂકનારો છે એમ એમણે જણાવ્યું હતું.

જવાહર રાષ્ટ્રસમૂહના વડાપ્રધાનોને મળ્યા. બ્રિટનના વડાપ્રધાન ચર્ચીલને મળ્યા. વિદેશખાતાના પ્રધાન સર એન્થની ઇડનને મળ્યા; ને એન્થની ઈડને ફોર્મોસાના ઉકેલ માટે એક સૂચના મૂકી હતી, પણ તે બધાને અસ્વીકાર્ય નીવડી.

એટલે હવે બધાની મીટ હિન્દ પર મંડાઈ. કારણ કે ઇડનની સૂચના રશિયા તેમજ ચીનને સ્વીકાર્ય નહોતી. એટલે આ બન્ને મહારાષ્ટ્રોને સ્વીકાર્ય બને એવી સૂચના જવાહર તરફથી જ આવી શકે, કારણ કે, જવાહર ચીનના માનસથી પૂર્ણપણે પરિચિત છે એ બધા જાણતા હતા. એટલે બધાની ઇચ્છા એવી હતી કે રાષ્ટ્રસમૂહના દેશો તરફથી જવાહર ફોર્મોસા પ્રશ્ન પર તહકુબી માટે ચાઉ-એન-લાઈ અને ચાંગ-કાઇ-શેક બન્ને વચ્ચે સમજૂતી કરાવી આપે. અને અમેરિકા, ફોર્મોસા ચીન ઉપર જે બોંબમારો કરતું હતું તેને તાત્કાલિક અટકાવે. સામાન્યતઃ એમ મનાતું હતું કે ફોર્મોસા ચીન ઉપર જે બોંબમારો કરે છે, તેનાથીજ વાતાવરણ વિશેષ તંગ બન્યું છે, અને એ બંધ થાય તો ચાઉ-એન-લાઈ વાટાઘાટ માટે તૈયાર થાય. ક્યુમોય અને માત્સુ જે ટાપુઓ પર સામ્યવાદી ચીનની સરકારે આક્રમણ કર્યું હતું તે ઉપર અમેરિકા બોંબમારો ન કરે તો પરિસ્થિતિ સુધરે એમ હતું. ચીનની મુખ્યભૂમિ પર જો આક્રમણ થવાની શક્યતા ટળે તો શાંતિ સ્થાપના સુગમ પડે એમ બધા માનતા હતા.

જવાહર સ્પષ્ટ વકતા હતા. જ્યારે રાષ્ટ્રસમૂહના વડાપ્રધાનોની બેઠક મળી, ત્યારે પ્રથમ બેઠકમાં તો જવાહરે ફોર્મોસાનો પ્રશ્ન વિશદતાથી ચર્ચી, એમાં શાંતિ શી રીતે સ્થપાય તેની વિચારણા કરી પણ સાથે સાથે એ પણ સંભળાવી દીધું કે રાષ્ટ્રસમૂહના રાષ્ટ્રોએ અમેરિકાની ચઢવણીથી, અગ્નિએશિયા સંરક્ષણ કરારો યાતો ઉત્તર અટલાંટિક સંરક્ષણ કરારોમાં સહી કરી છે. તેમણે જગતશાંતિ તરફ પગલું ભરવાને બદલે જગતશાંતિને દૂર હડસેલી જગતની તંગદિલી વધારવામાં કારણભૂત થયા છે. એમણે એ પણ જણાવ્યું કે આવા કરારો એશિયામાં જે યુરોપીય સંસ્થાનો હજી કાયમ છે તેમને ટેકો ને પીઠબળ આપવામાં મદદ કરે છે. જવાહરે એ પણ સાફ સાફ સંભળાવી દીધું કે એક તરફ શાંતિ એ આપણું ધ્યેય છે એમ આપણે કહીએ છીએ ને બીજી તરફ સંરક્ષણને બહાને લશ્કરી કરારો કરીને આપણે યુદ્ધ માટેની તૈયારીઓ કરીએ છીએ, તે આપણને જરાય શોભતું નથી. એ પરથી તો એ ફલિત થાય છે કે શાંતિની વાતો તો નર્યો દંભ છે. આપણને શાંતિ ખપતી નથી. આપણા માનસને પરિણામે ફોર્મોસા જેવા પ્રશ્નો ઉપસ્થિત થાય છે ને જગતને યુદ્ધ તરફ દોરી જાય છે. સંયુકતરાષ્ટ્ર પરિષદની બહાર જગતની અશાંતિને દૂર કરવા માટે જીનીવા પરિષદને ધોરણે વિચારણા થાય તેની એક સૂચના જવાહરે વડાપ્રધાનોની પરિષદમાં રજૂ કરી.

જવાહરે લંડનમાંના ચીનના એલચીને મળ્યા, અને પોતાની શાંતિ માટેની યોજનાની એની જોડે વિચારણા કરી. અને પછી એમણે કેનેડાના વડા પ્રધાન તથા બ્રિટનના વિદેશખાતાંના પ્રધાન જોડે મંત્રણા કરી, સમગ્ર પરિસ્થિતિ વિવેકબુદ્ધિથી સમજાવી. જવાહરની સૂચના મુજબ, રાષ્ટ્રસમૂહના દેશોએ, પૂર્વ અને પશ્ચિમની શાંતિપરિષદ બોલાવવી જોઈએ અને તે પરિષદ સંયુક્ત રાષ્ટ્ર પરિષદની બહાર હોવી જોઈએ. આ પરિષદે, જગતની અશાંતિ વધારનારાં સર્વે બળોને સમજાવી, શાંતિ માટે યોગ્ય વાતાવરણ સર્જાવવું જોઈએ. ને રાષ્ટ્રસમૂહના દેશોએ ઠંડા યુદ્ધમાં કોઈ પણ પક્ષ તરફ તણાયા વિના તટસ્થતા જાળવવી જોઈએ. જવાહરની આ સૂચનાઓ રાષ્ટ્રસમૂહના દેશો પાસે સ્વીકાર કરાવવાનું કાર્ય અત્યંત વિકટ હતું. કારણ કે, ઠંડા યુદ્ધમાં, રાષ્ટ્રસમૂહના મોટા ભાગના દેશો અમેરિકાને પક્ષે હતા અને સામ્યવાદવિરોધી હતા ને સંરક્ષણ કરારોમાં સહી કરનારા હતા. જવાહરે આંતરરાષ્ટ્રીય પ્રશ્નોનો ઉકેલ પંચશીલાના સિદ્ધાંતોના ધોરણે થઈ શકે એ સમજાવ્યું. ને સહઅસ્તિત્વના સિદ્ધાંતમાં જ શાંતિ છે એ પણ પ્રતિપાદિત કર્યું.

બીજી તરફ સંયુક્ત રાષ્ટ્ર પરિષદમાં પણ આ પ્રશ્ન ચર્ચાતો હતો. ને એમાં સમાધાનીનો માર્ગ શોધાતો હતો. ન્યૂઝીલેંડના ઠરાવ અનુસાર, આ પ્રશ્નના ઉકેલ માટે, ચર્ચામાં સામ્યવાદી ચીનને આમંત્રણ આપવામાં આવ્યું. પરન્તુ, જ્યાંસુધી રાષ્ટ્રવાદી ચીનનો પ્રતિનિધિ ત્યાં બેઠો હોય, ત્યાંસુધી સામ્યવાદી ચીને એવી કોઈપણ વાટાઘાટમાં ભાગ લેવાનો ઈન્કાર કર્યો.

જવાહરે લંડનમાં હિન્દી વિદ્યાર્થીઓની સભામાં જણાવ્યું કે ચીનની પરિસ્થિતિ અત્યંત નાજુક છે, અને હિન્દ બધા દેશો જોડે શાંતિથી રહેવા ઇચ્છતું હોવાથી હિન્દની સ્થિતિ પણ આવા કલહના વાતાવરણમાં બહુ કફોડી બની જાય છે. જવાહરે એ પણ જણાવ્યું કે આજે દુનિયાના પ્રશ્નોમાં હિન્દનું ઘણું મૂલ્ય છે, કારણ કે, હિન્દના વિચારો નિષ્પક્ષપાતી અને કોઈપણ સત્તાજૂથની અસરથી પર છે. હિન્દ ખરેખર શાંતિવાંછુ છે તેની જગતને પ્રતીતિ થઈ ગઈ છે.

કેનેડાના વડાપ્રધાને અને જવાહરે, બ્રિટનના વિદેશમંત્રી એન્થની ઇડન જોડે મંત્રણા આરંભી, ને આ દુનિયાની શાંતિને જોખમમાં મૂકનારી પરિસ્થિતિના કાંઈક શાંતિભર્યા ઉકેલ માટે ગંભીર મંત્રણા ચલાવી. પછી વડાપ્રધાનોની જે પરિષદ મળી, તેણે, આ પ્રશ્નની ગંભીર ચર્ચા ચલાવી.

આ સમયે જ, સોવિયેટ રશિયાના રાજ્યતંત્રમાં એક જબરજસ્ત ફેરફાર થયો. રશિયાના વડાપ્રધાન માલેન્કોવ નિવૃત્ત થયા હતા, ને એમને સ્થાને માર્શલ

બુલ્ગેનીન વડાપ્રધાન તરીકે આવ્યા હતા. સોવીયેટ સામ્યવાદી પક્ષના મંત્રી ક્રુશ્ચેવે બુલ્ગેનીનની નિમણૂક કરી અને માલેન્કોવ પોતે માતૃભૂમિના હિતાર્થે વડાપ્રધાન સ્વેચ્છાપૂર્વક રાજીનામું આપે છે એમ જણાવ્યું, અને પોતાની નેતાગીરી બીનઅનુભવી હતી એમ મુક્તમને કબૂલ્યું. રશિયાના આંતર રાજકારણમાં માર્શલ સ્ટેલીનના સ્વર્ગવાસ બાદ, રશિયાનો આ બીજો બનાવ આખી દુનિયાને આશ્ચર્યમાં ગરકાવ કરી નાંખનાર હતો. બુલ્ગેનીન સ્ટેલીનનો પરમ મિત્ર હતો. સોવિયેટ પાર્લામેન્ટની આ બેઠક ફક્ત ચાર મિનિટ ચાલી. આ પરિવર્તનથી સારા જગતમાં એક સનસનાટી પેસી ગઈ. માલેન્કોવનું નિવેદન એ તો બધાને જબરજસ્તીથી કરાવેલું નિવેદન લાગતું હતું. એની પાછળ શી ઘટના હતી તેનાથી સર્વે અપરિચિત હતા. એની પર તો કાયમ હતો તેવો લોખંડી પડદો જ હતો. હવે દેશવિદેશે સોવિયેટ સંઘની વિદેશનીતિ કેવી હશે તેની સૌ અટકળો કરવા લાગ્યા. કશુંય નિશ્ચિત નહોતું. કાંઈ કળી શકાતું નહોતું. પશ્ચિમ યુરોપનાં રાજ્યો તરફ હવે કડક નીતિ અખત્યાર કરવામાં આવશે એમ મનાતું હતું. રશિયાની વિદેશનીતિમાં પલટો આવશે એમ તો બધા માનતા હતા, પણ એ પલટો કઈ જાતનો હશે એ વિષે માત્ર અટકળોજ ચાલતી હતી.

આ સમયે રાષ્ટ્રસમૂહના પ્રધાનમંત્રીઓની પરિષદ તો ચાલુજ હતી. એ વખતે જવાહરે જણાવ્યું કે રશિયામાં વડાપ્રધાનની ફેરબદલીને પરિણામે રશિયાની વિદેશનીતિમાં કોઈપણ પ્રકારનો ફેરફાર થવાનો નથી. અને રશિયા વિષે કોઈ પણ જાતની અટકળો બાંધવી એ હાલને તબક્કે અનુચિત છે. જવાહરે, અમેરિકા ને સંયુક્ત રાષ્ટ્રની વલણ પર ટીકા કરતાં જણાવ્યું કે : "સંયુક્ત રાષ્ટ્રપરિષદમાં, સામ્યવાદી ચીનના પ્રતિનિધિ ને બદલે હજી રાષ્ટ્રવાદી ચીનનો પ્રતિનિધિ બેસે છે એ ઘણુંજ બેહૂદુ છે. એથી ચીન જેવા મહાન રાષ્ટ્રનું પ્રતિનિધિત્વજ આ મહાન સંસ્થામાં નથી. અને તેથીજ ઘણી વિકટ સમસ્યા ઉપસ્થિત થાય છે."

જવાહરને ત્યાં 'ઇન્ડીયા લીગ' તરફથી જાહેર માનપત્ર આપવામાં આવ્યું. એમાં હજારોની સંખ્યામાં સ્ત્રીપુરુષોની હાજરી હતી. લોર્ડ પેથિક લોરેન્સ, રેજીનોલ્ડ સોરેનસન વગેરેએ, જવાહરે આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં જે મહાન કામગીરી બજાવી જગતની શાંતિ સ્થાપવામાં જે ભગીરથ પ્રયત્નો કર્યા હતા, તેમાંના એમના સક્રિય ફાળાની તારીફ કરી હતી. એનો ઉત્તર આપતાં જવાહરે જણાવ્યું કે : "જો તમારે શાંતિ જોઇતી હોય તો એ કાંઈ લડાઈની તૈયારી કરવાથી પ્રાપ્ત

થાય નહિ. શાંતિ જોઈતી હોય તો આપણું વલણ પણ આપણે એ માર્ગ તરફ વાળવું જોઇએ." જવાહરે જણાવ્યું કે હિન્દનો શાંતિમાર્ગ રચનાત્મક છે, સક્રિય છે, નકારાત્મક ને નિષ્ક્રિય નથી. હિન્દની ક્રાન્તિ ફક્ત રાજકીયજ નથી પરન્તુ આર્થિક ને સામાજિક પણ છે. હિન્દ કેટલીક બાબતોમાં તો યુરોપના દેશો કરતાં રાજકીય દૃષ્ટિએ ઘણું પ્રગતિશીલ છે. હિન્દને રાજકીય દૃષ્ટિ એના સ્વાતંત્ર્ય સંગ્રામમાંથી પ્રાપ્ત થઈ છે.

જવાહરને મળવા પશ્ચિમ જર્મનીના વડા પ્રધાન આવ્યા હતા, ને એમણે જવાહરને જર્મનીના એકતાના પ્રશ્ન વિષે દરમ્યાનગીરી કરીને, જર્મનીમાં ચૂંટણી વિષે રશિયાની યોજના વિષે સ્પષ્ટતા કરવા જણાવ્યું. જવાહરે એમને વચન આપ્યું કે એક પખવાડિયામાં, જર્મનીના પ્રશ્ન વિષે રશિયાની નીતિની સ્પષ્ટતા એઓ મેળવી શકશે.

લંડનથી જવાહર એક દિવસ માટે કેમ્બ્રિજ ગયા. ત્યાં 'કેમ્બ્રિજ યુનિયન સોસાઇટી'ના એમને માનનીય સભ્ય બનાવવામાં આવ્યા. જવાહર ત્યાં, અન્ડર ગ્રેજ્યુએટ તરીકે જે કૉલેજમાં ભણ્યા હતા, તે ટ્રિનિટિ કૉલેજમાં ગયા. અને ત્યાં ચાર દાયકાઓ પૂર્વેની કેટલીક રમ્યમધુર અને પ્રસન્ન ગંભીર સ્મૃતિઓ એમને તાજી થઈ. એમના યુરોપજીવનનાં કેટલાંક સર્વોત્કૃષ્ઠ વર્ષો ઇંગ્લેંડની આ પુરાણી છતાં ઐતિહાસિક વિદ્યાપીઠમાં પસાર થયાં હતાં તેનાં સંસ્મરણો તાજા થયાં અને એઓ ટ્રિનિટિ કૉલેજની શેરીઓમાં ફરી આવ્યા. ત્યાં એમને માનપત્ર અપાયું. આ માનપત્રનો હિન્દીમાં ઉત્તર આપતાં જવાહરે સગર્વ જણાવ્યું કે એઓ હિન્દના વડા પ્રધાન તરીકે નહિ પણ ટ્રિનિટિ કૉલેજના એક ભૂતપૂર્વ વિદ્યાર્થી તરીકે ત્યાં આવ્યા હતા.

કેમ્બ્રિજથી જવાહર પાછા લંડન આવ્યા. ત્યાં એક અખબારી મુલાકાત આપતાં એમણે જણાવ્યું, કે, લંડનમાં એમણે કાશ્મીરનો પ્રશ્ન કે લંકાનો પ્રશ્ન પણ ચર્ચ્યો નહોતો. પાકીસ્તાનના વડા પ્રધાન સાથે એઓ માર્ચમાં મુલાકાત વખતે એ ચર્ચા કરનાર છે. એશિયાના પ્રશ્નોની ચર્ચા કરતાં જવાહરે જણાવ્યું કે યુરોપ એશિયાના દિલને જીતી શક્યું નથી. તોપથી કે ભયાનક શસ્ત્રોથી લોકોના મનને ડરાવી શકાય, પણ એમનાં દિલ જીતી શકાય નહિ. યુરોપે એશિયાનું મન કઈ દિશામાં કાર્ય કરે છે તે સમજવા પ્રયત્ન કર્યોજ નથી. જગતના પ્રશ્નની ચર્ચા કરતાં એમણે જણાવ્યું કે, આજે જગતમાં મોટામાં મોટો રોગ બીકનો છે. બીકનું કારણ શું છે તેનો આજે લોકો વિચારજ કરતા નથી, અથવા એમને વિચાર કરવાનો સમય મળતો નથી તે છે. લોકો એક ઉશ્કેરાટમાંથી બીજા

ઉશ્કેરાટમાં પ્રવેશે છે, એક ભયમાંથી બીજા ભયમાં પ્રવેશે છે, અને આ બધી ધાંધલધમાલમાંથી વિચાર કરવાનો સમય મેળવતા નથી. ચીન વિષે એમણે પોતાના વિચારોનું પુનરુચ્ચારણ કરતાં કહ્યું કે, આજે સંયુક્ત રાષ્ટ્ર સંસ્થા બહુ વિચિત્ર પદ્ધતિએ કાર્ય કરે છે. એ ચીનની હાજરી વિના ચીનના પ્રશ્નની ચર્ચા કરે છે.

ઇંગ્લેંડની રાણી ઇલિઝાબેથે જવાહર માટે ભોજનસમારંભ યોજ્યો, અને લંડન ખાતેના હિન્દી હાઇ કમીશનર શ્રીમતિ વિજ્યાલક્ષ્મી પંડિતે પણ હિન્દના વડાપ્રધાન માટે ઇન્ડીયા હાઉસમાં એક શાનદાર ભોજન સમારંભ યોજ્યો હતો. એ સમારંભમાં, ઘણી સારી સંખ્યામાં દેશવિદેશના એલચીઓએ તથા રાજપુરુષોએ હાજરી આપી હતી. જવાહર પાછા બ્રિટનના વિદેશમંત્રી ઇડનને મળ્યા અને તેમની સાથે મહત્વની વાટાઘાટો ચલાવી. ને પછી એઓ એક દિવસ હિન્દના ભૂતપૂર્વ વાઇસરૉય લોર્ડ માઉન્ટબેટનના ગ્રામનિવાસમાં સમય વ્યતીત કરવા ગયા.

લંડનની અગત્યની મંત્રણાઓમાં, જવાહરે, બ્રિટનને એનું ફોર્મોસા પ્રત્યેનું વલણ બદલવાનું સમજાવવા સફળ પ્રયત્ન કર્યો હતો. અને એ જવાહરની વિલાયતની મુલાકાતની એક મહત્વની સિદ્ધિ લેખી શકાય. જવાહરે એક અખબારના પ્રતિનિધિની મુલાકાતમાં જણાવ્યું કે બ્રિટનની એમની મુલાકાતથી એમને વિશ્વાસ ઉત્પન્ન થયો હતો, કે એઓ યુદ્ધ ટાળી શકશે. એમણે એ પણ જણાવ્યું હતું કે આજે જગતને યુદ્ધની ભયાનકતાનું પૂરેપૂરું ભાન થયું હતું અને લોકો યુદ્ધથી ડરતા હતા. જવાહરે એ પણ જણાવ્યું કે ફોર્મોસાના પ્રશ્નની વિચારણા કરવા તાત્કાલિક પરિષદ બોલાવવાથી કાંઈ નહિ નીપજે. એને માટે ઘણી પૂર્વ તૈયારીઓ કરવી પડશે. અને લાગતાં વળગતાં રાષ્ટ્રોમાં વાટાઘાટ માટે વાતાવરણ તૈયાર કરવું પડશે. આ પરિષદ સંયુક્ત રાષ્ટ્રસંસ્થાના આશ્રયે નહિ મળી શકે, કારણ કે, એ સંસ્થા આજે એટલી બળવાન નથી એટલુંજ નહિ પણ દુનિયાના ચોથા ભાગનું એમાં પ્રતિનિધિત્વ નથી.

આમ બ્રિટનમાં સિદ્ધિ મેળવીને જવાહર લંડનથી પાછા હિન્દ આવવા ઉપડ્યા. રસ્તામાં એઓ પેરિસ ઉતર્યા, અને ત્યાં ફ્રાન્સના વડાપ્રધાન તથા વિદેશપ્રધાન જોડે દોઢ કલાક ચર્ચા કરી. એમાં ફ્રાન્સે હિન્દને સોંપેલાં, ફ્રાન્સના હિન્દમાંના સંસ્થાનોનો વિષય પણ હતો, અને તે ઉપરાંત આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિની ચર્ચા પણ હતી. પેરિસથી જવાહર મીસર ગયા, અને કેરોમાં બે દિવસ રોકાયા. એ દરમ્યાન એમણે મીસરના વડાપ્રધાન કર્નલ નાસર જોડે મંત્રણા ચલાવી. એ મંત્રણા, બન્ને મુત્સદ્દીઓ નાઇલ નદીમાં એકલા નૌકાવિહાર કરવા ગયા ત્યારે થઈ હતી. એમાં મુખ્યતઃ તો તાજેતરમાં ભરાનારી એશિયા

આફ્રિકા પરિષદ વિષે ચર્ચા થઈ હતી. જવાહરે નાસરને બોગોર પરિષદની ચર્ચાથી પરિચિત કર્યા, અને મીસરના બ્રિટન જોડેના ઝઘડાથી એઓ વાકેફ થયા. બન્નેએ એક સંયુક્ત નિવેદન પ્રગટ કરી, આંતરરાષ્ટ્રીય પ્રશ્નો વિષે મીસર અને હિન્દ વચ્ચે સંપૂર્ણ સહમતિ છે એમ જણાવ્યું. યુદ્ધ એટલે માનવજાતનો સર્વનાશ એમ પણ એ યાદીમાં જણાવવામાં આવ્યું હતું. ને યુદ્ધથી દુનિયાનો કોઈ પણ પ્રશ્ન ઉકેલાવાનો નથી એમ પણ જણાવાયું.

જવાહરે અમેરિકાના ટેલીવીઝન સમક્ષ એક મુલાકાત આપતાં જણાવ્યું કે અમેરિકા એ સમજી શક્યું નથી કે એશિયાને જીતવા માટે એશિયાની દૃષ્ટિ સમજવી જોઈએ અને એશિયાઈ પ્રજાના સહકારથી કામ લેવું જોઇએ.

કેરોમાં જવાહર મીસરના પ્રધાનમંડળમાં સભ્યોને અનૌપચારિક રીતે એક સુંદર બાગમાં મળ્યા અને કલાકો સુધી રાજકીય વાતો કરી.

મીસરનું પ્રેમભર્યું આતિથ્ય માણી જવાહર પાછા દિલ્હી આવી પહોંચ્યા. ને એમણે તરતજ કોંગ્રેસ ધારાસભા સમક્ષ પ્રવચન કરતાં જણાવ્યું કે ફોર્મોસાની સ્થિતિ હજી ચિંતાજનક છે. પરન્તુ હાલતુરત એકદમ ભડકો સળગે એમ લાગતું નથી. જવાહરે એમને રાષ્ટ્રસમૂહના વડા પ્રધાનોની પરિષદની ચર્ચાથી સર્વેને પરિચિત કર્યા. એમણે અવાડી કોંગ્રેસના સમાજવાદી ઠરાવનો બચાવ કરતાં જણાવ્યું કે એ કાંઈ માત્ર મત મેળવવા માટેની ચાલબાજી નથી પણ કોંગ્રેસની મનીષાનું પ્રતીક છે.

આ સમયે હિન્દમાં-જાણીતી, ૭૪ વર્ષની આંધળી, બહેરી ને મૂગી, વીસમી સદીની અજાયબી એવી જગતની ચમત્કારિક સ્ત્રી, કુમારી હેલન કેલર આવી. એમનું હિન્દે ભવ્ય સ્વાગત કર્યું. એમનો હેતુ હિન્દમાં આંધળાં, બહેરાં અને મૂગાં માનવીઓ માટે જે સંસ્થાઓ ચાલતી હતી તેનો અભ્યાસ કરવાનો હતો. એમણે આવતાં વેંત એક મુલાકાત આપતાં અણુબૉમ્બ એ જગતને માટે ખતરનાક શસ્ત્ર છે એમ જણાવી જગત એ મૂર્ખતા ફરી પ્રદર્શિત નહિ કરે એની આશા પ્રગટ કરી હતી. મિસ. કેલરને સાંભળવાની, જોવાની ને બોલવાની, એ ત્રણે ઇન્દ્રિયો નિષ્ક્રિય હોવા છતાં, એમને જગતનો જાણે એ ત્રણે ઇન્દ્રિયો સક્રિય હોય એટલો પરિચય હતો. અને ઇન્દ્રિયોની નિષ્ફળતા હોવા છતાં ફક્ત આત્માની શક્તિ ઇન્દ્રિયો પર કેવો વિજય મેળવે છે તે એમણે પોતાના દૃષ્ટાંતથી સાબિત કરી આપ્યું હતું. મિસ કેલરે જગતના સાહિત્યનો, કલાનો, સંસ્કૃતિનો તથા રાજકારણનો ઠીક ઠીક અભ્યાસ કર્યો હતો. એઓ હિન્દ આવી હિન્દના

વયપ્રધાન જવાહરલાલને મળ્યાં ને જવાહરના શરીરનો સ્પર્શ કરી જવાહરને જાણે પોતે પ્રસક્ષ નિહાળ્યા હોય એવી રીતનું એમનું વર્ણન કર્યું. એમને જ્યારે એવરેસ્ટનું નાનું પુસ્તક બતાવવામાં આવ્યું ત્યારે, જાણે હિમાલય એમણે નજરે જોયો હોય તેવી માહિતી એ પ્રતીકનો સ્પર્શ કરીને એમણે આપી: જવાહર વિષેનો પોતાનો અંગત અભિપ્રાય આપતાં એમણે જણાવ્યું કે: "એ માનવની આશ્ચર્યજનક મહત્તાનો મને પરિચય થયો. એના સ્પર્શથી મને એમની ખાનદાનીનો, સાદાઇનો, ખેલદિલીનો ને વિનયી પ્રતિભાનો ખ્યાલ આવ્યો. હિન્દની એ ખુશનસીબી છે કે એને આવો બાહોશ કર્ણધાર છે."

જવાહરે લોકસભામાં ચર્ચા કરતાં હાઇડ્રોજન બોંબને ને યુદ્ધની વિચારણાને એક પ્રકારની મૂર્ખતાના પ્રતીક-તરીકે ઓળખાવ્યું હતું. ફોર્મોસા પ્રત્યેની સંયુક્ત રાષ્ટ્ર પરિષદની નીતિની એમણે સખત ટીકા કરી અને સામ્યવાદી ચીનને સંયુક્ત રાષ્ટ્ર પરિષદમાં સ્થાન આપવામાં આવ્યું નથી તેથી જ આવા કટોકટીના પ્રશ્નો ઊભા થાય છે એમ જણાવ્યું. અમેરિકા ને પશ્ચિમનાં રાષ્ટ્રો એશિયાને સમજવા જ પ્રયત્ન કરતા નથી એવી ફરિયાદ કરી. અને એશિયાનું જાણે સ્વતંત્ર વ્યક્તિત્વ જ ન હોય એ રીતે વર્તીને ન હોય ત્યાંથી પ્રશ્નો ઊભા કરે છે એમ જણાવ્યું. અને કોંગ્રેસે સમાજવાદી સમાજરચનાને ધ્યેય તરીકે સ્વીકારી દેશની પ્રગતિમાં મહત્વનો ફાળો આપ્યો છે એમ સગર્વ જણાવ્યું.

જવાહરે દિલ્હીમાં ફિલ્મઉદ્યોગપર ચર્ચા કરતાં 'ફિલ્મ સેમીનાર' માં જણાવ્યું કે, લલિતકળા પર રાજ્ય તરફથી જેટલી ઓછામાં ઓછી ડખલગીરી હશે તેટલે અંશે રાજ્યનો વિકાસ થઈ શકશે. પણ એ કળાઓ સમાજને માટે ભયરૂપ થઈ પડે ત્યારે રાજ્યે એની જોડે સખતમાં સખત હાથે કામ લેવું જોઇએ. રાજ્ય સમાજને માટે ભયજનક પ્રવૃત્તિઓને હરગિજ બરદાસ્ત ન કરી શકે. જવાહરે જણાવ્યું કે હિન્દમાં સીનેમાની અસર પુસ્તકો અને છાપાંઓની સંયુક્ત અસર કરતાં વિશેષ છે. એમણે કહ્યું કે ફિલ્મ યુદ્ધોનાં દશ્યો બતાવ્યાં કરતી હોય અને એ રીતે લોકોમાં યુદ્ધ માનસ જાગૃત કરતી હોય તો સરકારે એ પ્રકારનાં ચિત્રો સામે સખત હાથે કામ લેવું જોઇએ. એવાં ચિત્રો વ્યક્તિસ્વાતંત્ર્યનો દાવો કરી શકે નહિ. હિન્દમાં સામાન્યતઃ યુદ્ધનો પ્રચાર કોઇપણ સંજોગોમાં હું હરગિજ ચલાવી લઉં નહિ. ફિલ્મો પર વધુ પ્રતિબંધો ન હોવા જોઇએ. પણ પ્રતિબંધો વિનાની ફિલ્મથી સમાજને હાનિ થાય તે દષ્ટિ પણ અવગણવા જેવી નથી. મારા દોહિત્રને એક બીવડાવે, ભય ઉત્પન્ન કરે, એવી હાસ્યફિલ્મ ભેટ મળેલી તે જોઇને હું તો હેબતાઈજ ગયો. એ ચિત્ર કૃત્રિમ, ઢંગધડા વિનાનું, અવાસ્તવિક અને

અતિશયોક્તિથી છલોછલ ભરેલું હતું. આ પ્રકારની ફિલ્મો, આવાં ચિત્રો કેવળ અનિષ્ટજ છે. એનાથી નથી સમાજને લાભ થતો, નથી રાષ્ટ્રને લાભ થતો. આ પ્રકારનાં ચિત્રો બાળમાનસને વિકૃત કરે છે, કલુષિત કરે છે અને નીતિનાશને માર્ગે ધીમે ધીમે દોરી જાય છે. આવાં ચિત્રોને તો જડમૂળથીજ દાબવાં જોઇએ. એ પ્રકારની ફિલ્મોને છુટ્ટો હાથ ન અપાય. એની ઉપર બંધનો તથા નિયંત્રણ રાખ્યેજ છૂટકો. આમ છતાં, સરકારે નીતિદૃષ્ટિએ લોકોના ન્યાયાધીશ બનવાની જરૂર નથી. લોકરુચિને પણ ધ્યાનમાં લેવી જોઇએ. અને કોઈપણ સંજોગોમાં, લોકશાહીમાં સરકારે પોતાના વિચારો તો ઠોકી બેસાડવા ન જ જોઈએ.

આ સભામાં હિન્દના જાણીતા અભિનેતાઓ અને અભિનેત્રીઓ હાજર હતાં.

[ ૬૬ ]

# જવાહર પર હુમલો

મુંબઈના ગવર્નર શ્રી. બાજપાઈનું મૃત્યુ થતાં એમની જગ્યાએ એ જવાબદાર હોદ્દો સંભાળી શકે એવી કોઈ વ્યક્તિની જરૂર હતી. જવાહરે એમના પ્રધાનમંડળમાં એકવાર જેમણે કામ કર્યું હતું એવા પુરાણા કોંગ્રેસવાદી અને કોંગ્રેસની કારોબારીમાં વર્ષો સુધી જેમને સ્થાન મળ્યું હતું એવા શ્રી. હરિકૃષ્ણ મહેતાબની પસંદગી કરી. અનેક દૃષ્ટિએ એ પસંદગી યોગ્ય હતી. પુરાણા કોંગ્રેસવાદી હોવાથી કોંગ્રેસના રાજકારણથી એઓ પરિચિત હતા. તે ઉપરાંત, જવાહરના મંત્રીમંડળમાં એમણે કામ કર્યું હોવાથી, રાજ્યના તંત્ર જોડે અને જવાહરની કાર્યરીતિથી પણ એઓ સુપરિચિત હતા. વળી, શ્રી. મહેતાબ પત્રકાર, સાહિત્યકાર ને રાજકીય પુરુષ હતા. આમ જવાહરે આ સ્થાનની પસંદગીમાં યોગ્ય ધોરણ જાળવ્યું.

જવાહર જોડે, ખાસ મંત્રણા કરવા અને એમની સલાહ લેવા બ્રિટનના વિદેશમંત્રી શ્રી. એન્થની ઈડન દિલ્હી આવ્યા. જ્યારે અખબારી પ્રતિનિધિઓએ એમના આગમનનું કારણ પૂછ્યું ત્યારે એમણે એટલું જ જણાવ્યું કે, મારે ઘણી બાબતોની જવાહર જોડે ચર્ચા કરવાની છે. અને લંડનમાં ભરાયેલી રાષ્ટ્રસમૂહના વડાપ્રધાનોની પરિષદમાં મેં પ્રત્યક્ષ જોયું અને અનુભવ્યું કે એમની જોડેની ચર્ચા વિશ્વશાંતિની સ્થાપનામાં ઘણી ઉપયોગી નીવડે છે. આથી કાંઈ વિશેષ કહેવાની એમણે ના પાડી હતી. આ પરથી આંતરરાષ્ટ્રીય જૂથમાં તથા ક્ષેત્રે જવાહર કેવી મહાન વ્યક્તિ છે તે પુરવાર થાય છે. એમણે એ પણ જણાવ્યું કે ફોર્મોસાને માટે યોગ્ય ભૂમિકા તૈયાર કરવામાં હિન્દ અમૂલ્ય ફાળો આપે એવી હું આશા રાખું છું. જગતના પ્રશ્નોના ઉકેલમાંથી હિંસાને સદંતર બાતલ કરવી જોઈએ. એમણે જવાહર જોડેની મંત્રણા પોતાને બહુ મદદદાયી થઈ પડી એમ જણાવ્યું હતું. શ્રી. એન્થની ઈડને લોકસભાના સભ્યો સમક્ષ

પ્રવચન કરતાં પંચશીલાની પ્રશસ્તિ કરી હતી અને એ સિદ્ધાંતોનો સ્વીકાર દુનિયાની તંગ પરિસ્થિતિ હળવી કરવામાં સહાયભૂત થશે એવી માન્યતા વ્યક્ત કરી હતી. આઝાદી પછી હિન્દે જે આશ્ચર્યજનક સિદ્ધિ મેળવી તે માટે એમણે હિન્દને ને હિન્દના વડાપ્રધાનને મુબારકબાદી આપી હતી. વળી, જગતમાં એક પ્રધાન રાષ્ટ્ર તરીકે હિન્દે જે પ્રશસ્ય સ્થાન પ્રાપ્ત કર્યું હતું ને જગતશાંતિ માટે હિન્દનું મહત્વ જગત સ્વીકારતું થયું હતું તેનું પ્રતિપાદન કર્યું હતું.

'ભારતીય વેપાર ઉદ્યોગના મહામંડળ'ના અધિવેશનનું ઉદ્‌ઘાટન કરતાં જવાહરે એમની સમક્ષ હિન્દની આર્થિક નીતિનો ઉલ્લેખ કરતાં એમને સમાજવાદી સ્વરૂપના સમાજને માનસિક રીતે અનુકૂળ થઈ જવા અનુરોધ કર્યો હતો. અને એ આદર્શને અપનાવવાથી ને ચરિતાર્થ કરવાથીજ દેશની સાચી સેવા થઈ શકશે, અને વેપારીને પોતાને પણ ફાયદો થશે એમ જણાવ્યું હતું, અને વેપારીઓને તેમનું માનસિક વલણ બદલવા પણ સાથે સાથે ભાર મૂકીને કહ્યું હતું. એ ધ્યેયનો ઠરાવ કરીને, ભારતે દુનિયાને પોતે કયી દિશામાં જઈ રહ્યું છે તે જણાવ્યું છે. વેપારીઓએ જૂનવાણી સિદ્ધાંતોનો ત્યાગ કરીને નવી દષ્ટિએ વિચારવું જોઇએ એમ જવાહરે એમને ઉપદેશ આપ્યો હતો. ખાનગી સાહસો સંપૂર્ણ ને અંકુશરહિત રહેશે એવી એમણે ખાતરી આપી હતી, પણ એમાં અમુક નિયંત્રણ રહેશેજ એમ એમણે સ્પષ્ટીકરણ કર્યું હતુ. જાહેર અને ખાનગી વિભાગની રૂપરેખા આપતાં જવાહરે કહ્યું: "જરૂરી રીતે ખેતી એ ખાનગી વિભાગમાં રહેશે. ખેતીના ક્ષેત્રે આપણું ધ્યેય નાના ખેડૂત માલિકો રહે તે છે. જો કે, એ દિશામાં આપણે વધુ ધીમી ગતિથી ચાલી રહ્યા છીએ. સહકારી ખેતી પણ ખાનગી ક્ષેત્રમાં રહેશે. નાનાપાયાના ઉદ્યોગો તેમજ ગૃહઉદ્યોગો પણ ખાનગી ક્ષેત્રમાં રહેશે. પણ મોટા ઉદ્યોગોના સંબંધમાં ખાનગી વિભાગને સ્થાન નથી, એવું નથી. અન્ય પ્રવૃત્તિઓ કરતાં મોટા ઉદ્યોગોને વધારે ચોક્કસપણે આયોજનના ભાગરૂપ બનવાનું છે, અને અનિયંત્રિત રીતે રહીને પણ બીજાઓ સાથે ગાઢ સંબંધમાં રહીને કામ કરવાનું છે. આથી મેં જે વિશાળ ક્ષેત્રનો ઉલ્લેખ કર્યો છે તે ઉપરાંત અન્યક્ષેત્રમાં પણ હું ખાનગી સાહસને આવકારીશ, અને તેમના અનુભવ ને સાહસની વૃત્તિને ઉપયોગમાં લઈશ."

કોંગ્રેસ કારોબારીની બેઠક મળી, તેમાં આંધ્રમાં ચૂંટણીમાં અગત્યનો ભાગ ભજવનાર શ્રી. પાટીલે જણાવ્યું કે અવાડીમાં પસાર કરેલ સમાજવાદી સમાજરચનાનું ધ્યેય આંધ્રની ચૂંટણીમાં કોંગ્રેસને જે વિજય મળ્યો તેને માટે જવાબદાર હતું. આંધ્રની ચૂંટણીમાં ૧૯૬ સભ્યો હતા. તેમાંથી કોંગ્રેસે ૧૪૬

બેઠકો કબજે કરીને, જનતા પર કોંગ્રેસનું કેટલું વર્ચસ્વ છે તે દર્શાવ્યું. અને ભારત સામ્યવાદી બની જતું નથી તેની જગતને પ્રતીતિ કરાવી આપી. આંધ્રમાં સામ્યવાદીઓનું વર્ચસ્વ જામશે ને એમનું બળ વધશે એવી જે ધારણાઓ ચૂંટણી પૂર્વે સેવાતી હતી તે ખોટી ઠરી. વળી, કોંગ્રેસની સ્થિતિ ચૂંટણી પૂર્વે ડામાડોળ હતી તે ચૂંટણી બાદ મજબૂત બની એટલું જ નહિ પણ આંધ્રમાં કોંગ્રેસનું સ્થાન ધાર્યા કરતાં પણ વધુ સબળ બન્યું. જવાહરને તથા દેશને આંધ્રની ચૂંટણીના પરિણામથી અતિ આનંદ થયો. કોંગ્રેસની કારોબારીએ આંધ્રમાં સબળ સરકાર નીમવાનો ઠરાવ કર્યો. આંધ્રના જાણીતા નેતા શ્રી. એન. સી. રંગા, જેવો કૃષિકાર લોકપક્ષના નેતા હતા અને જેઓ કોંગ્રેસની સામે આંધ્રની ચૂંટણીમાં લડ્યા હતા, તેમણે પોતાના પક્ષ સહિત કોંગ્રેસમાં જોડાવાનું નક્કી કર્યું, અને એ રીતે આંધ્રમાં કોંગ્રેસનું સ્થાન વધુ ચિરસ્થાયી બન્યું. કોંગ્રેસનાં શુદ્ધિકરણને તથા રચનાત્મક કાર્યને વિશેષ સંગીન બનાવવા કેટલીક નવીન યોજનાઓ અને સુધારાઓ સૂચવાયા. રંગાના પક્ષના અઢી લાખ સભ્યો હતા, અને એઓ કોઈ પણ જાતની શર્ત વિના કોંગ્રેસમાં જોડાયા હતા.

જવાહર જેટલા, આંતર અને દેશાંતર પ્રશ્નોમાં ડૂબેલા રહેતા હતા, તેટલાજ બલ્કે તેથી વિશેષ એઓ સાનુકૂળ સંજોગોમાં જીવનનો આનંદ પણ પૂર બહારમાં માણી લેતા હતા. જવાહર જેટલા કલાપ્રિય છે તેટલાજ ઉત્સવપ્રિય છે. ઉત્સવો તો આપણું સાંસ્કૃતિક ધન છે એમ એઓ નિશ્ચયપૂર્વક માને છે અને પોતાની અસંખ્ય પ્રવૃત્તિઓમાંથી સમય કાઢીને એઓ ઉત્સવોમાં ભાગ લે છે, પોતે આનંદ લૂંટે છે અને બીજાઓને લૂંટવા દે છે. દિલ્હીમાં આઝાદી પ્રાપ્ત થયા બાદ રાષ્ટ્રપતિ ભવને તથા જવાહરના નિવાસસ્થાને, હોળી-ફાગણ પૂર્ણિમા-નો તહેવાર, ધામધૂમથી, આનંદ, ઉલ્લાસ અને ઉત્સાહના વાતાવરણમાં, કોઈ પણ જાતનાં નિયંત્રણ વિના, નિયમિતસર ઉજવાય છે. આ વર્ષે પણ જવાહર અને રાજેનબાબુએ આ ઉત્સવ ધામધૂમથી ઉજવ્યો. બન્ને મહાપુરુષો દિલભર હોળી ખેલ્યા, અને રંગીન પાણીથી ભરેલી પિચકારીઓ લઈ, રંગ ઉડાડી, ગુલાલ ઉછાળી ને ઘેરૈયા બન્યા. એઓ રાષ્ટ્રપતિ ભવનના ચોગાનમાં મુક્તમને વિહર્યા, રસ્તામાં ગયા અને જાહેરજનતા જોડે હોળી ખેલ્યા. રાજકારણની ચિન્તા ઘડીભર વીસરી એઓ દિલ્હીની આમજનતા જોડે સંપૂર્ણ તાદાત્મ્ય સાધી શક્યા. જવાહરને આમ બાળકની જેમ રંગ ખેલતા જોઈ સામાન્યતઃ કોઇને પણ નવાઈ લાગે, પણ જવાહરનું વ્યક્તિત્વજ એવું દ્વિધા પ્રકારનું છે. જવાહર જેટલા ગંભીર છે તેટલાજ રમતિયાળ છે, એ હકીકત જે જાણે તેમને એમનું વર્તન આશ્ચર્યકારક

લાગે નહિ. જવાહર જેટલા ખેલદિલી છે તેટલાજ શિસ્તનાં આગ્રહી છે. નિર્દોષ રમતોમાં, ધાર્મિક ઉત્સવોની ઉજવણીમાં એઓ સક્રિય ભાગ લે છે પણ એમાં સ્વચ્છંદતા તથા અમર્યાદિત છૂટને હરગિજ પણ સહન કરશે નહિ. આમ જીવનનો ઉલ્લાસ એજ જવાહરના સફળ અને વિજયી જીવનની ચાવી છે. હોળીને દિવસે રાત્રે જવાહરને નિવાસ સ્થાને મુશાયરો જામ્યો હતો અને ત્યાં ઉર્દૂ, હિન્દી તથા સંસ્કૃત કાવ્યોનો સ્વયંભૂ રંગ જામ્યો હતો. જાણીતા કવિ મહીલાબાદીએ શાયરીની રંગત જમાવી હતી. એમની પ્રેરક અને મદિલી કવિતા પૂરી ન થઈ ત્યાં જાણીતા હિન્દી કવિ શ્રી. મૈથિલી શરણે હિન્દી કવિતાની રંગત જમાવી. પ્રધાનમંડળમાંથી નાણા પ્રધાન શ્રી. દેશમુખે સંસ્કૃત અને હિન્દી કવિતા ત્યાં ને ત્યાંજ રચી ગાઈ સંભળાવી રંગ રાખ્યો હતો. અને એ રીતે તે રાત્રે જવાહરને ત્યાં ડાયરો બરાબર જામ્યો હતો. અને જવાહરે મુક્તપણે આ ભિન્ન ભિન્ન કવિ સમ્રાટોના કાવ્યરસનો રસાસ્વાદ અને આનંદ લૂંટ્યો હતો.

જવાહરે બીજે દિવસે પ્રાદેશિક કોંગ્રેસ સમિતિઓના પ્રમુખોને એક પરિપત્ર પાઠવીને, સમગ્ર દેશના હિતની દૃષ્ટિએ વિચારીને કાર્ય કરવા વિનંતી કરી હતી. અને મતભેદ હોય તો તેની ચિંતા ન કરતાં, પણ જે સર્વસંમત હોય, એવા રચનાત્મક કાર્યોમાં પૂર્ણપણે કાર્યશકિત કેન્દ્રિત કરવા જણાવ્યું. હિંસાથી કોઈપણ કાર્ય સરતું નથી, અને જનહિત એજ કેન્દ્રસ્થાને હોવું જોઈએ એમ જણાવ્યું હતું. આથી આ બાબતોમાં અન્ય પક્ષોનો સહકાર સાધીને પણ દેશનું હિત સાધવાનો આગ્રહ કર્યો હતો. વળી, જનતા જોડે સતત સંપર્ક રાખી જનતાના વલણથી પરિચિત રહેવા પણ જવાહરે પ્રાદેશિક સમિતિના પ્રમુખોને સૂચવ્યું. ભૂતકાળના ગૌરવ ને ભૂતકાલીન કામગીરી પર મુસ્તાક ન રહેતાં કોંગ્રેસને કાર્યશીલ બનાવવા એમણે અનુરોધ કર્યો હતો. જવાહરે એ પણ જણાવ્યું કે આંધ્રની ચૂંટણી એ રાષ્ટ્રીય તેમજ આંતરરાષ્ટ્રીય બન્ને દૃષ્ટિએ મહત્વની છે, અને અવાડી કોંગ્રેસના ઠરાવો માત્ર કાગળ પર જ ન રહે, પણ અમલી બને તેને અંગે સદા જાગૃત અને કાર્યરત રહેવું જોઈએ એ વાત પર ખાસ ભાર મૂકયો હતો એટલું જ નહિ પણ અવાડીના ઐતિહાસિક અને ક્રાન્તિકારી ઠરાવેજ આંધ્રમાં કોંગ્રેસને અસાધારણ તેમજ જ્વલંત વિજય અપાવ્યો હતો તેની સગર્વ નોંધ લીધી હતી. હિન્દની સામાન્યતઃ અને આંધ્રની વિશેષતઃ, જનતાએ મહાસભામાં જે ઇતબાર મૂકયો છે તેને ન ગૂમાવવા જવાહરે કોંગ્રેસને દર્દભરી વિનંતી કરી.

દિલ્હીથી 'ભારત સેવક સમાજ'ની પરિષદમાં હાજરી આપવા જવાહર નાગપુર ગયા. એ વખતે વિમાનઘરથી એઓ જ્યારે નાગપુરના મુખ્યપ્રધાન સાથે

એમના નિવાસસ્થાને જતા હતા, ત્યારે, બાબુરાવ નામનો એક રીક્ષા હાંકનાર છ ઇંચ લાંબી છરી લઈ, જવાહરની ચાલતી મોટર પર ધસી ગયો હતો અને જવાહરને છરી મારવા પ્રયત્ન કરતો હતો, પરન્તુ, સદાજાગૃત અને હિંમતવાન એવા ભારતના વડાપ્રધાને, બહાદુરીથી, ખામોશથી અને સમયસૂચકતાથી આ જીવલેણ હુમલાનો સામનો કર્યો હતો અને એના હાથમાંથી છરી વડાપ્રધાનના અંગરક્ષકે આંચકી લીધી હતી, ને એને ધક્કો માર્યો હતો. તરતજ બાબુરાવની ધરપકડ કરવામાં આવી હતી. જવાહરને જરા પણ ઇજા થઈ નહોતી. છરીવાળાનો એ ગોઝારો હાથ જવાહરને સ્પર્શે તે પૂર્વેજ એ ઝડપાયો અને જવાહરની ઘાત ગઈ. આ રીતે જવાહરને પરમાત્માએ જીવનની દીક્ષા આપી. સમગ્ર દેશને જ નહિ, આખી દુનિયાને આ સમાચારથી જાણે વિજળીનો પ્રચંડ આઘાત લાગ્યો. ભારતના અતિ લાડિલા અને લોકપ્રિય નેતા પર થયેલા આ હિચકારા હલ્લાથી સનસનાટી ફેલાઈ ગઈ. સમગ્ર ભારત આ અધમ અને નિંદનીય કૃત્યથી હાલી ઊઠ્યું. બિહાર અને ક્વેટાના ભૂકંપ કરતાં પણ આનો આચકો વધુ આઘાતકારી હતો. પણ હિન્દના સદ્‌ભાગ્યે, ભારતની સેવા માટે પરમકૃપાળુ પરમાત્માએ જવાહરલાલજીને હેમખેમ રાખ્યા તે માટે સમગ્ર દેશે એમનો પાડ માન્યો અને રાહતની લાગણી અનુભવી. આ બનાવ ફક્ત એક બે ક્ષણમાં જ બની ગયો. જવાહરે પોતે જ પત્રકારોને જણાવ્યું તે પ્રમાણે પેલા રીક્ષાવાળાએ પોતાની રીક્ષા એમની મોટર જોડે અથડાવી તેથી એમને ચીઢ ચડી હતી. જવાહરને એ માણસ મોટર તરફ આવતો હતો, ત્યારે લાગ્યું કે એ કાંઈ આવેદન પત્ર કે અરજી લઈને આવે છે. પણ પછી તો એમણે એના હાથમાં છરી જોઈને એના હાથમાંથી છરી ઝૂંટવી લેવાઈ, ને એ કાંઈ કરી શકે તે પહેલાં તો વડા પ્રધાનના અંગરક્ષકે અને ત્રણચાર પોલીસે એને ઝડપી લીધો. જવાહરે વિશેષમાં કહ્યું : "હું તો આ માણસના કૃત્યને એક પાગલના કૃત્ય તરીકે ગણું છું. એને કોઈપણ જાતનું મોટું સ્વરૂપ આપવાની જરૂર નથી." આ બનાવથી જવાહર જરાપણ અસ્વસ્થ થયા નહોતા, એટલું જ નહિ, પણ એમણે જનતાને એ બનાવ ગંભીર રીતે ન લેવા વિનંતી કરી હતી. જવાહરના રોમાંચક અને સફળ જીવનમાં એમને મારી નાંખવા માટે થયેલો આ પ્રથમ હુમલો હતો. ગાંધીજી પર હલ્લો કરનાર મહારાષ્ટ્રી હતો અને જવાહર પર હલ્લો કરનાર પણ મહારાષ્ટ્રી હતો, એ એક અકસ્માત લોકોનું ધ્યાન ખેંચે એવો હતો.

જવાહર તો જાણે કશું જ બન્યું નથી એ રીતે વર્તતા હતા. રાબેતા મુજબ સાંજે 'ભારત સેવક સમાજ'ના અધિવેશનનું ઉદ્‌ઘાટન કરતાં એમણે

જણાવ્યું કે : "સમૃદ્ધિવાન ભારતને સર્જવા આપણે જમાનાનો પડકાર ઉપાડી લેવો જોઈએ એટલું જ નહિ, પણ આ જમાનો એવો છે કે આપણી પાસે આપણુ નવઘડતર કરવા ફક્ત એક દાયકો પણ માંડ છે. આપણી પાસે પશ્ચિમના દેશોની જેમ કાંઈ એકાદ સદી જેટલો નવઘડતર માટે સમય નથી. રાષ્ટ્રઘડતરના કાર્યમાં આપણે એકતા જાળવી નાના નાના ઝઘડાઓથી ને મતભેદોથી પર રહેવું જોઈએ." જવાહરે આગળ ચાલતાં જણાવ્યું કે : "આજે જગત સમક્ષ મહાન પ્રશ્ન માણસને માણસ તરીકે જીવવાનું શીખવવાનો છે. હિન્દના અત્યારે બે મોટામાં મોટા દુશ્મનો છે: પ્રાંતવાદ ને કોમવાદ. એ દુશ્મનોને જેર કરવા એ આપણું પ્રથમ કાર્ય છે."

નાગપુરથી જવાહર કલ્યાણકારી પરિષદનું ઉદ્ઘાટન કરવા જગદલપુર ગયા. ત્યાં આદિવાસીઓએ જવાહરનું ભાવપૂર્ણ સ્વાગત કર્યું. એમને ઉદ્દેશીને જવાહરે જણાવ્યું કે : "હવે તમારામાં અને રાષ્ટ્રના અન્ય લોકોમાં કોઈપણ પ્રકારનો ભેદભાવ નથી. બધા લોકોને પોતાની સરકાર ચૂંટવાનો સમાન અધિકાર છે. આપણા રાષ્ટ્રમાં હવે કોઈ ઉચ્ચ નથી, કોઈ નીચ નથી. સર્વે સમાન છે, અને સર્વેના સમાન હકો છે. હિન્દની આજે એક આદર્શ લોકશાહી તરીકે સારા જગતમાં ગણના થાય છે."

આ રીતે આદિવાસીઓને ઉપદેશી નાગપુર થઈ વડા પ્રધાન પાછા દિલ્હી સુખરૂપ આવી પહોંચ્યા.

દિલ્હીમાં પ્રાદેશિક કોંગ્રેસ સમિતિના પ્રમુખો અને મંત્રીઓની પરિષદનું ઉદ્ઘાટન કરતાં જવાહરે કોંગ્રેસમાં નવા પ્રાણ સંચાર કરવાની જરૂરિયાત પર ભાર મૂક્યો હતો. કોંગ્રેસનું બળ એના સભ્યોની સંખ્યા પર અવલંબતું નથી પણ કોંગ્રેસના કુશળ અને કાબેલ કાર્યકર્તાઓ પર અવલંબે છે. કોંગ્રેસના શિસ્તમાં જે શૈથિલ્ય આવ્યું હતું તેની ટીકા કરતાં જવાહરે ચેતવણી આપી કે એ રોગ જો વધુ ફેલાશે તો એથી કોંગ્રેસનો વિનાશજ થશે. જવાહરે જણાવ્યું કે કોંગ્રેસ પોતાના ઉમેદવારોની પસંદગી કરે તેમાં પણ ઉમેદવારની કામગીરી ને સેવા તરફજ લક્ષ આપવું જોઈએ. જવાહરે કોંગ્રેસ ચૂંટણીની ગેરરીતિઓ ને સભ્યોની નોંધણી સંબંધી ગોટાળાઓ દૂર કરી કોંગ્રેસનું શુદ્ધિકરણ કરવા તરફ ખાસ ભાર મૂક્યો હતો.

લોકસભામાં જમીનનું વળતર આપવા બદલ બંધારણની કેટલીક કલમોમાં સુધારાઓ રજૂ થયા હતા, તે સમજાવતાં જવાહરે જણાવ્યું કે : "અહીં વળતર

ન આપવાનો પ્રશ્ન નથી, પણ વળતર કઈ રીતે ને કેટલા પ્રમાણમાં આપવું તે લોકસભા નક્કી કરે. અને પછી કોઈ અદાલત એમાં માથું મારી શકે નહિ. એની કિંમત જેટલું વળતર આપી શકાય નહિ. એવી માગણી બેહૂદી છે. એ શકય હોય તો પણ પૂરું વળતર આપવાથી ગરીબ ને પૈસાદાર વચ્ચેનું અંતર નાબૂદ કરવાનો આ સુધારાનો જે ઉદ્દેશ છે તે મારી જાય છે." જવાહરે વિશેષમાં જણાવ્યું કે: "પૂરું વળતર એકજ સ્થળે અપાશે કે જ્યારે રાષ્ટ્રનાં નવઘડતર માટે ગરીબોનાં ઝૂંપડાં લઈ લેવાશે. એટલે વળતરનો પ્રશ્ન રાજ્યજ નક્કી કરી શકે. આપણે જે નવરચનાનું પ્રસ્થાન આરંભ્યું છે તેમાં કોઈપણ પ્રકારની રૂકાવટ કોઈપણ સહન કરી શકે નહિ."

હિન્દના પડોશી રાજ્ય નેપાલના મહારાજા ત્રિભુવન સિંહનું મૃત્યુ નીપજ્યું. એ પ્રસંગે જવાહરે લોકસભામાં એ પડોશી રાજ્યના વડાને અંજલિ આપી. એ વખતે જવાહરે એમને અસાધારણ રાજા તરીકે ઓળખાવ્યા. જવાહરે જણાવ્યું કે નેપાલના ઇતિહાસના કટોકટીના કાળમાં, રાજ્યની પ્રગતિશીલ પ્રવૃત્તિની નેતાગીરી એમણે હાથમાં લીધી, ને, એમણે રાજ્યમાં લોકશાહીની સ્થાપનામાં મહત્વનો ફાળો આપ્યો ને પોતાની સત્તા સ્વેચ્છાએ ઓછી કરી. એમણે હિન્દ જોડેની મૈત્રીનો સંબંધ વધાર્યો ને ચીન જોડે પણ સલાહ કરી.

જવાહરે કોંગ્રેસવાદીઓને સલાહ આપતાં માનવ ને માનવ વચ્ચે જે માનસિક અને બાહ્ય અસમાનતા પ્રવર્તતી હતી તે દૂર કરવા જણાવ્યું. જવાહરે જણાવ્યું કે આપણે જીવનની જરૂરિયાતો જેમ બને તેમ ઘટાડી, સાદું અને કડક જીવન જીવી બીજાને સાદાઈનું દૃષ્ટાંત આપવું જોઈએ. આ સાદાઈ ફક્ત ખાવાપીવામાં કે પહેરવાઓઢવામાંજ મર્યાદિત ન હોવી જોઈએ પણ એ માનસિક પણ હોવી જોઈએ.

હિન્દની વિદેશનીતિ અંગે એમણે જણાવ્યું કે ફક્ત હિન્દ માટેજ નહિ, પણ સારી દુનિયા માટે પંચશીલા એ એકજ નિર્વાણનો ને વિશ્વશાંતિનો રાજમાર્ગ છે. ફોર્મોસા અને વિભક્ત જર્મની એ જગતશાંતિ માટે ભયસ્થાનો છે અને એ પ્રશ્નોનો ઉકેલ યુદ્ધની પરિભાષાથી નહિ આવે કે શસ્ત્રો સજ્જ કરવાથી નહિ આવે પણ પરસ્પર વિશ્વાસ, શાંતિભર્યા સહઅસ્તિત્વના સિદ્ધાંતના સ્વીકાર અને શ્રદ્ધાથીજ આવશે: જે રાષ્ટ્રો સંરક્ષણાત્મક કરારો કરતાં હતાં તેનો પણ જવાહરે સખત શબ્દોમાં વિરોધ કર્યો અને જણાવ્યું કે એથી લડાઈ દૂર જતી નથી પણ સમીપ આવે છે.

ભાખરા નાંગલ યોજનાનું નિરીક્ષણ કરવા જવાહર દિલ્હીથી ચંદીગઢ ગયા. ત્યાં એક વિરાટ સભામાં ભાષણ આપતાં એમણે જગતમાં મહાયુદ્ધનો ફેમોંસા અંગે ઊભા થયેલા નવા ભયનો ઉલ્લેખ કર્યો હતો, અને યુદ્ધમાં હિન્દ નહિ સંડોવાય એવી ખાતરી આપી હતી. એમણે જણાવ્યું કે ધમકીઓ અને સામી ધમકીઓને લીધે પરિસ્થિતિ વિશેષ અને વિશેષ ગૂંચવાડાભરી બનતી જાય છે. જો કે, યુદ્ધ ટાળવાના પ્રયત્નો ચાલુ છે, પણ એમાં કામયાબી નહિ મળે તો પણ હિન્દ એનાથી દૂર રહેશે. અણુશક્તિનો ઉપયોગ વિનાશને બદલે રચનાત્મક કાર્ય માટે થવો જોઈએ એમ જણાવી, હિન્દ એ દિશામાં પ્રયત્ન કરે છે તેની રૂપરેખા જવાહરે આપી હતી. હિન્દુ શીખ ઝઘડા મીટાવવા, હિન્દી પંજાબી પ્રાંતની ભાવના દૂર કરવા, તથા લોકોને સસ્તો અને ઝડપથી અદાલતોમાં ન્યાય મળે તેને માટે સતત પ્રયત્નો કરવા જવાહરે જનતાને અનુરોધ કર્યો હતો. પંજાબની નવી વડી અદાલતના મકાનનું ઉદ્‌ઘાટન કરતાં જવાહરે કહ્યું કે, ન્યાય સસ્તો અને ઝડપી હોવો જોઈએ કે જેથી સામાન્ય સ્થિતિના માણસોને પણ ન્યાયનો લાભ મળી શકે એવી વ્યવસ્થા હોવી જોઈએ. બ્રિટીશોના ગયા પછી ધીમે ધીમે આપણી ન્યાયની અદાલતો તથા ધારાસભાઓએ આપણા સમાજને અનુરૂપ એવા કાયદાઓ ઘડવામાં, પોતાની સર્વ શક્તિઓ કેન્દ્રિત કરવી જોઈએ. મજબૂત ન્યાયતંત્ર એ લોકશાહીની એક અનિવાર્ય જરૂરિયાત છે અને તેથી આપણે આપણા દેશની ન્યાયપદ્ધતિને સરળ, તેમજ દેશકાળને અનુરૂપ બનાવવી જોઈએ. ચંદીગઢથી જવાહર ભાખરાનાંગલ નહેરનું નિરીક્ષણ કરવા ગયા હતા અને ત્યાંની પ્રગતિથી પોતાનો સંતોષ વ્યક્ત કર્યો હતો, ને આવી વિરાટ્ યોજનાઓથી સારા દેશની સૂરત જોતજોતામાં પલટાઈ જશે એવી શ્રદ્ધા પ્રદર્શિત કરી હતી ને ભાખરાને વિદ્યુતબળ ને સમૃદ્ધિના પ્રતીક તરીકે ઓળખાવ્યું હતું.

ભાખરા નાંગલથી જવાહર દિલ્હી પાછા આવ્યા. ત્યાં એમણે અખબારી સમાજના મકાનનો પાયો નાંખતાં જણાવ્યું કે: "અખબારોએ હિન્દમાં જે ક્રાન્તિકારી ફેરફારો થતા જાય છે તેની ઉદ્‌ઘોષણા કરવી જોઈએ અને તેને પૂરતું મહત્વ આપવું જોઈએ. હિન્દના અખબારો સમાજની સર્વદેશીય પ્રગતિમાં મહત્વનો ફાળો આપી શકે, અને વિવિધ ક્ષેત્રોમાં થતી પ્રગતિનું યોગ્ય પ્રગટીકરણ કરીને દેશને સાચી ને ઉત્સાહ પ્રેરક માહિતી આપી શકે."

દિલ્હીથી જવાહર અલાહાબાદના રેલ્વે સ્ટેશનનું ઉદ્‌ઘાટન કરવા ગયા. તે સમયે એમણે એશિયા–આફ્રિકા પરિષદનું મહત્વ સમજાવતાં જણાવ્યું કે એ

પરિષદ દુનિયાભરનો અત્યંત મહત્વનો પ્રસંગ હશે. એશિયા ને આફ્રિકાના સ્વતંત્ર દેશો પહેલી જ વાર પરસ્પર હિતની વિચારણા કરવા સહકારની ભાવનાથી મળશે એમ કહ્યું. એ ઐતિહાસિક અને એશિયા-આફ્રિકાના રાજકારણના ઇતિહાસમાં અશ્રુતપૂર્વ એવી પરિષદમાં એકબીજાની સાથે અન્યોન્ય વિચારવિનિમય કરવાની, એકબીજાનું દૃષ્ટિબિંદુ સમજવાની, એશિયા અને આફ્રિકાના દેશોને નવપ્રાપ્ત આઝાદીનું સંરક્ષણ કરવાની, સંસ્થાનવાદ અને સામ્રાજ્યવાદની ગુલામી જંજીરો સદાકાળને માટે દફનાવવાની, વિવાદનાં કારણો, તથા ગેરસમજૂતીઓ, શંકા, અવિશ્વાસ, ભય વિગેરે તત્વો દૂર કરવાની તથા એશિયા અને આફ્રિકાનાં રાષ્ટ્રો વિશ્વના રાજકારણમાં ઉન્નત મસ્તકે તથા મુક્ત મને વિહરી શકે તે સંબંધે વ્યવહારુ અને રચનાત્મક યોજનાઓ ઘડવાની નીતિને પ્રાધાન્ય આપવામાં આવશે, એમ જવાહરે જણાવ્યું હતું.

જવાહર એશિયાઈ રાજકારણમાં ઘણું મહત્વનું સ્થાન લેતા જતા હતા. હવે આફ્રિકાનાં રાજ્યો પણ એમની નેતાગીરી સ્વીકારવામાં ગર્વ અને ગૌરવ લેતાં હતાં. જવાહરની શાંતિપ્રિય નીતિથી તથા તટસ્થ વિદેશનીતિથી એમણે વિશ્વના રાજકીય પુરુષોનું ધ્યાન ખેંચ્યું હતું. સૌને એમની સહૃદયતા, પ્રામાણિકતા, અદમ્ય આશાવાદ અને સિદ્ધાંતપ્રિયતાને માટે માન હતું. એશિયા આફ્રિકાના મુસ્લિમ રાજ્યોને પણ જવાહરની નેતાગીરીમાં સંપૂર્ણ શ્રદ્ધા હતી. ઇજીપ્ત અને સાઉદી એરેબિયાનાં રાજ્યો પણ જવાહરના શાંતિ માટેના પ્રયાસોની મુક્તકંઠે કદર કરતાં હતાં. અને આ સર્વે રાષ્ટ્રોને સંતોષ આપવાની જવાહરમાં તાકાત હતી એ નિર્વિવાદ છે. બાન્ડુંગની ઐતિહાસિક પરિષદ માટે ઘણી ભવ્ય આશાઓ સેવાતી હતી અને પશ્ચિમની શાહીવાદી ગુલામીથી મુક્ત થઇને, એશિયા અને આફ્રિકાનાં રાષ્ટ્રો મુક્ત હવામાં મળી શકે અને પરસ્પર હિતની વિચારણા કરી શકે એ સિદ્ધિ કાંઇ નાનીસૂની ન કહેવાય.

[ ૬૭ ]

# બાન્ડુંગ પરિષદની તૈયારી

જવાહર હવે બાન્ડુંગમાં ભરાનારી એશિયા-આફ્રિકા પરિષદની દૃષ્ટિએ વિચાર કરતા હતા. અને એમના મનમાં એજ વાત રમ્યા કરતી હતી. એટલે એમના ભાષણોમાં પણ મોટે ભાગે એજ વિષય ચર્ચાતો હતો. એક રીતે કહીએ તો એઓ પોતાના મનમાં એ વિષે ગંભીરતાથી વિચાર કરતા હતા. લોકસભામાં એમણે વિશ્વરાજકારણ વિષે ભાષણ આપતાં જણાવ્યું કે : "પંચશીલાના પાંચ સિદ્ધાંતો એ એશિયાએ શેષ વિશ્વ સામે ફેંકેલો એક પડકાર છે. અને જગતના દરેક દેશે તે આ સિદ્ધાંતોને સ્વીકારે છે કે કેમ એ વાતનો સીધો જવાબ આપવો પડશે. આગામી એશિયા-આફ્રિકા પરિષદ આ પ્રશ્ન જગતને પૂછશે અને દરેક દેશને તે આંતરિક બાબતોમાં બીન આક્રમણ ને બીન દરમ્યાનગીરીના સિદ્ધાંતોમાં માને છે કે કેમ, તેનો ઉત્તર આપવાનો રહેશે." પોર્ટુગલને પડકાર આપતાં જવાહરે જણાવ્યું : "પોર્ટુગલે એ વાત ભૂલવી ન જોઈએ કે આપણે સહનશીલતા ને શુભેચ્છા ધરાવતા માણસો છીએ એટલેજ તો ભારતની તળભૂમિમાં હજી તેનો પગ રાખી શક્યું છે. હજી આપણે થોડીક રાહ જોઈશું. પણ એ વાતનો અંજામ તો આપણે ધાર્યો છે તેજ આવવો જોઈએ. દુનિયાની કઈ સત્તાઓ પોર્ટુગલને પૂછે છે એની મને લેશ પણ દરકાર નથી. પોતે ભારતમાં ટકી રહેશે એવી કલ્પના પણ પોર્ટુગલને માટે અશક્ય છે." ચીનનો ઉલ્લેખ કરતાં એમણે જણાવ્યું, કે: "એ રીતે ચીનની તળભૂમિમાં માત્ર થોડેજ દૂર આવેલા માત્સુ અને કવીમોય ટાપુઓ ચીનનો જ એક ભાગ છે, અને તેમાં ચીનના દુશ્મનના સૈનિકો રહે તે ચીન સહીજ ન શકે."

લોકસભામાં કોંગ્રેસના એક સભ્ય શ્રી. ગોવિન્દદાસ એક બીન સરકારી ગોવધપ્રતિબંધક બીલ લાવ્યા. જવાહરે એમના સ્વાભાવિક ઉશ્કેરાટથી એ બીલનો ઉત્તર આપતાં જણાવ્યું કે : "પશુવધ ન થાય એમ તો પ્રત્યેક જણ ઇચ્છતો હોય છે. પણ આ બીલથી ધારેલો અર્થ સરવાનો નથી. વળી, લોકસભાનઃ

કાયદાનિષ્ણાતોએ એમ જણાવ્યું છે કે આ જાતનો કાયદો પસાર કરવો એ લોકસભાની સત્તાની બહાર છે. વળી, ગોવધપ્રતિબંધ વિષે પ્રચાર કરનારા સાચા દેશભકતો નથી, પણ માત્ર રાજકીયપ્રચારના હેતુથી એઓ આ કાર્ય આદરી રહ્યા છે." જવાહરે છેવટે ધમકી આપી કે આ ઠરાવ પસાર થશે તો પોતે વડાપ્રધાનપદનું રાજીનામું આપશે.

હિન્દના 'ખેતીવાડી સંશોધન વિદ્યાપીઠ'ના પદવીદાન સમારંભમાં જવાહરે જણાવ્યું કે: "સંશોધનને પરિણામે અનાજની બાબતમાં હિન્દ હવે નિર્ભર બન્યું છે. ને હવે એને એ બાબતમાં પરદેશ પર આધાર રાખવો પડવાનો નથી."

દિલ્હી કોંગ્રેસ સમિતિને આશ્રયે ભરાયલી એક પ્રચંડ સભામાં દક્ષિણ આફ્રિકાની રંગભેદની નીતિને અંગે ભાષણ આપતાં જવાહરે સંયુકતરાષ્ટ્ર સંસ્થાની નિષ્ક્રિયતા અંગે પ્રહારો કર્યા હતા, અને રહ્યું કે, દક્ષિણ આફ્રિકાની જુલમશાહીને એઓ કદાપિ બરદાસ્ત કરી શકશે નહિ. સામ્યવાદ કે બીનસામ્યવાદ એવા કોઇપણ બહાનાં હેઠળ આ જુલમશાહી સાંખી શકાય નહિ. એમણે દક્ષિણ આફ્રિકાની સરકારને સભ્યતા કેળવતાં શીખવાનું જણાવ્યું હતું.

દિલ્હીમાં ભરાયલી 'રાષ્ટ્ર ખેડૂત પરિષદ'ની સભામાં જવાહરે જણાવ્યું કે: "હિન્દ શાંતિમય ક્રાન્તિમાંથી પસાર થઈ રહ્યું છે. અને દશ વર્ષમાં એ ક્રાન્તિને પરિણામે ભારતની સૂરત પલટાઈ જશે. એ ક્રાન્તિમાં ગ્રામજનોજ મહત્વનો ભાગ ભજવવાના છે." જવાહરે ખેડૂતોને આધુનિક વિજ્ઞાનની રીતો અજમાવી ઉત્પાદન વધારવા અનુરોધ કર્યો હતો, ને જણાવ્યું હતુ કે: "આપણા જે વિદ્યાર્થીઓ પરદેશ જઈ નવી વૈજ્ઞાનિક રીતો શીખી લાવે છે તેમને એ ખબર નથી હોતી કે, પરદેશની બધીજ રીતો આપણા દેશમાં અજમાવવા જેવી હોતી નથી. આપણા પરદેશ જઈ આવેલા વિદ્યાર્થીઓ આપણા દેશના લોકોને તથા અહીંની આબોહવાને એવા વીસરી જાય છે, કે, હવે મને વિદ્યાર્થીઓને પરદેશ મોકલતાં ક્ષોભ થાય છે." ખેડૂતો ને ખેડૂતોને સલાહ આપનાર વર્ગ વચ્ચે જે મોટી દીવાલ ઊભી થઈ છે તે દીવાલ તોડી પાડવા જવાહરે અનુરોધ કર્યો હતો ને જણાવ્યું હતું કે એથી જ દેશનું કલ્યાણ થશે.

જવાહરે દક્ષિણ આફ્રિકાને રંગભેદની નીતિ અંગે જે પડકાર ફેંકયો હતો, તેના પ્રત્યાઘાતો હવે દષ્ટિએ પડતા હતા. આફ્રિકાના નેતાઓ એને ધમકીરૂપ લેખતા હતા અને ગંભીર વિચારમાં પડી ગયા હતા. એનું મુખ્ય કારણ એ હતું કે ભારત એ એશિયાનું પ્રતિનિધિ રાષ્ટ્ર હતું. એટલે નેહરુની ધમકી માત્ર એક રાષ્ટ્રની ધમકી નહોતી પણ સમગ્ર એશિયાનો પડકાર હતો.

દિલ્હીમાં મહાવીર જયંતીની ઉજવણીમાં જૈનોની સભાને ઉદ્દેશીને જવાહરે કહ્યું: "એટમશસ્ત્રોનાં ઉત્પાદનને અને સંઘરાને અટકાવી શકાય એમ મને લાગતું નથી. અને સંહારના ભયાનકમાં ભયાનક શસ્ત્રોનું ઉત્પાદન આપણે માટે કાયમી રહેશે. એથી આજે શારીરિક બળનો સામનો આધ્યાત્મિક અને નૈતિક બળથી આપણને કરવો પડશે. આપણા પયગંબરોની વાણીને જીવનમાં આચરવાનો સમય હવે આવી પહોંચ્યો છે." જવાહરે પછી આ જયંતીના યોજકોની મજાક કરતાં જણાવ્યું: "મને એ શરતે અહીં લાવવામાં આવ્યો હતો કે મને બોલવાનું કહેવામાં નહિ આવે, પણ મને અહીં ભાષણ કરવાનું કહી સંચાલકોએ કરારનો ભંગ કર્યો છે. એક વચન આપીને એ વચનનું પાલન ન કરવું એ કાંઈ મહાવીર સ્વામીની વાણીનું પાલન ન કહેવાય."

મુંબઈ રાજ્ય પાંચમી દારૂબંધી સપ્તાહ ઉજવતું હતું તેને જવાહરે પ્રેરક સંદેશો આપતાં જણાવ્યું: "મુંબઈએ તો દારૂબંધીને અમલમાં મૂકીને દેશને માર્ગદર્શન કરાવ્યું છે. આ બાબતમાં ઘણો ઉહાપોહ થયો છે. એની વિરુદ્ધ વારવાર બે દલીલો કરવામાં આવે છે: ૧. આવકમાં નુકસાન; ૨. દારૂબંધી કાનૂનનો ભંગ અટકાવવામાં સરકારની નિષ્ફળતા અને ગેરકાનૂની દારૂનું ઉત્પાદન...આર્થિક નુકસાનની અવગણના થઈ શકે, પરન્તુ, આવા પ્રશ્નોમાં તો આર્થિક પ્રશ્ન મહત્વનો બનતો નથી. બીજી બાબતમાં સિદ્ધાંતનો વિરોધ નથી, પરન્તુ સિદ્ધાંતને અમલી બનાવવાનો વિરોધ છે. આથી તો આ કાયદાનો વધુ કડક અમલ થાય એવાં પગલાં જરૂરી બને છે. એથી દારૂબંધીનું ધ્યેય સારું જ હોય તો આપણે એ પ્રાપ્ત કરવાને માર્ગે આગળ વધવું જ જોઇએ. મને તો ખાતરીજ છે કે આપણા દેશ માટે એ ધ્યેય સારું જ છે."

ચારસો વર્ષ પૂર્વે જ્યારે ચિતોડગઢને મોગલોએ ઘેરો ઘાલ્યો, ને રાણા પ્રતાપે જ્યાંસુધી પોતે ચિતોડ પાછું ન મેળવે ત્યાંસુધી જંપીને ન બેસવાની પ્રતિજ્ઞા લીધી હતી. તેની જોડે, ત્યાંના લોહારોએ પણ ચિતોડ જ્યાંસુધી *સ્વતંત્ર ન થાય ત્યાંસુધી ચિતોડમાં ન પ્રવેશવાની, સ્થાયી ઘર બાંધીને ન રહેવાની,* વગેરે પ્રતિજ્ઞાઓ લીધી હતી. જવાહરે જ્યારે આ પ્રતિજ્ઞાની વાત સાંભળી ત્યારે એઓ અત્યંત લાગણીવિવશ બની ગયા હતા. ને હવે તો હિન્દ સ્વતંત્ર છે તેથી તેમને ચિતોડગઢમાં પ્રવેશવાની વિનંતી કરી હતી ને પોતે એમને જાતે પ્રવેશ કરાવશે એમ જણાવ્યું હતું. એ પ્રમાણે ૬ ઠ્ઠી એપ્રિલે એમનો પ્રવેશદિન નક્કી થયો. ને તેને આગલે દિવસે ૫૦૦૦ જેટલા સ્વેચ્છાએ દેશવટો લેનાર લોહારો ગામની બહાર આવ્યા. રાત્રે એમના માનમાં ચિતોડગઢ પર રોશની થઈ. ને

સવારમાં ત્યાં ગઢ પર આઝાદીના પ્રતીક શો ત્રિરંગી ધ્વજ ફરકયો. આ રીતે અકબરના સમયથી આઝાદી માટે ઝંખતા આ વીરોની પ્રતિજ્ઞાપૂર્ણતાનો ઉજમાળો દિન આવી પહોંચ્યો. આ વખતે જવાહર અને સાત રાજ્યોના વડાપ્રધાનો આવી પહોંચ્યા ને બપોરના બાર વાગે લોહારનાં નેતાઓને વિજય તિલક કર્યાં ને ૪૦૦ વર્ષે એઓ પૂર્વજોની ભૂમિમાં સગર્વ પ્રવેશ્યા. ભારતની ઉજજ્વળ યશગાથાનો એ ઐતિહાસિક દિન હતો. જવાહર સરઘસને મોખરે થયા ને એમને આવકાર આપ્યો. લોહારોના નેતાએ જવાહરને પોતાના પ્રવાસી જીવનના પ્રતીક તરીકે ગાડનું પ્રતીક એમને ભેટ આપ્યું. આ મંગળ પ્રસંગે જવાહર પર ને દેશવટો ભોગવનાર લોહારો પર પુષ્પની વર્ષા વર્ષી. જવાહરે એમને ઉદ્‌બોધતાં કહ્યું કે : "આજે સવારે મેં તમને આ ઐતિહાસિક કિલ્લામાં પ્રવેશ કરવા આમંત્ર્યા હતા. હવે નૂતન ભારતની રચનાના ભાવિ કાર્યમાં પૂરેપૂરા હિસ્સેદાર બનવા આગળ આવવા હું તમને આમંત્રણ આપું છું. ચિતોડગઢ પર આક્રમણનો જે બહાદુરીથી રાણા પ્રતાપે સામનો કરેલો તે બનાવ હિન્દની તવારીખમાં અમર રહેશે... ભારત તો સાગર છે, જેમાં બહારથી અનેક ઝરણાંઓ આવ્યાં છે ને એમાં પૂરેપૂરા ભળી ગયાં છે. હવે આપણે સતત નવા વિચારો અપનાવવાનું ને બહારની હવા પ્રત્યે મનની બારીઓ બંધ નહિ રાખવાનું લક્ષમાં રાખવાનું છે."

જવાહર ચિતોડ જઈ રહ્યા હતા ત્યારે એક યાદગાર બનાવ બન્યો. જવાહરની મોટર પસાર થતી હતી, ત્યાં, સીગ્નલ પડયું. ને, રેલ્વે ફાટકવાળાએ ફાટક બંધ કરી. જવાહરની મોટર છે એમ કહેવામાં આવતાં છતાં ફાટક ન ઉઘાડી. જવાહર એની કાર્યનિષ્ઠા પર એટલા બધા ખુશ થઈ ગયા કે એમણે જાતે મોટરમાંથી ઉતરી પેલા ફાટકવાળાની પીઠ થાબડી, એને શાબાશી આપી.

વિલાયતના વડા પ્રધાન ચર્ચીલ નિવૃત્ત થયા ને બ્રિટીશ રાજકારણનો એક વિશિષ્ટ યુગ આથમ્યો. એમણેજ વિશ્વવિગ્રહમાં બ્રિટનને જીતાડયું હતું, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. એમનું માનસ સામ્રાજ્યવાદી હતું પણ એઓ સમયને અનુકૂળ થઈ જતા હતા એ એમનો મોટામાં મોટો ગુણ હતો. એઓ સાહિત્યકાર હતા, ઇતિહાસકાર હતા, અખબારનવેશ હતા, લડવૈયા હતા અને પ્રથમ પંક્તિના રાજકીય પુરુષ અને મુત્સદ્દી હતા. એમના જવાથી બ્રિટનના રાજકારણમાં કાંઈક નવો રંગ આવશે એમ કેટલાક માનતા હતા. એમને સ્થાને શ્રી. એન્થની ઈડન ઇંગ્લેંડના વડા પ્રધાનપદે આવ્યા.

એશિયા–આફ્રિકા પરિષદ મળે તે પૂર્વે, દિલ્હીમાં એક અનૌપચારિક પરિષદ બોલાવવામાં આવી હતી. એમાં ૧૮ રાષ્ટ્રો ભાગ લેવાનાં હતાં. એમાં

રશિયા તથા મિસર પણ હતાં. એમાં એશિયાની શાંતિ ને એકતા માટે અનિધિસર મંત્રણા થવાની હતી. એમાં પંચશીલાની વિચારણા, અણુબૉમ્બ વગેરેના ઉત્પાદન ને ઉપયોગ પર પ્રતિબંધ અને સાંસ્કૃતિક તથા આર્થિક સહકારની વિચારણા એ કાર્યક્રમ હતો. એમાં ચીન, જાપાન, ઉત્તર કોરિયા, ઉત્તર વીએટનામ, લાઓસ, મોંગોલિયા, ઇન્ડોનેશિયા, બ્રહ્મદેશ, સીલોન, નેપાળ, પાકીસ્તાન, હિન્દ, જોરડન, સીરિયા, સુદાન અને મીસર હતાં. આમાંથી ઘણાં રાષ્ટ્રો બાન્ડુંગ પરિષદમાં જવાના હતાં. એટલે બાન્ડુંગ પરિષદ માટેની પૂર્વભૂમિકા દિલ્હીમાં આ મંત્રણાથી તૈયાર કરવામાં આવતી હતી. તે દર્શાવે છે કે, હિન્દ એશિયાઈ દેશોમાં કેવું અને કેટલું વર્ચસ્વ ધરાવે છે. આ પરિષદ ઐતિહાસિક હતી. એથી એશિયામાંનાં રાજ્યો સંગઠિત થતાં હતાં. એકબીજાની સમીપ આવતાં હતાં, ને એક બીજાને સહકાર આપી, એશિયાનાં રાજ્યો પોતાના પ્રશ્નો પોતે ઉકેલી શકે છે, તેની દુનિયાને જાણ કરતાં હતાં. એમાં ભારત મોખરે હતું. એશિયાની અવગણના કરી શકાશે નહિ એવો એ પશ્ચિમનાં રાજ્યોને પડકાર હતો. જગતની અશાંતિમાટે પંચશીલા એ એશિયાએ સૂચવેલું રામબાણ ઔષધ હતું. એશિયાનો સરળ શાંતિમાર્ગ હતો. આ પરિષદ એ બાન્ડુંગ પરિષદના પૂર્વરંગ સમાન હતી. વળી, આ પરિષદની પ્રેરણા સરકારી નહોતી. એશિયાના અઢાર રાજ્યો બીનસરકારી ધોરણેજ દિલ્હીમાં મળતાં હતાં.

ઉત્તર વિએટ નામના પ્રતિનિધિ જવાહરને મળ્યા, અને, ત્યાંની પરિસ્થિતિથી જવાહરને વાકેફ કર્યા. તહકુબીની શરતોના પાલન માટે જે રાષ્ટ્રો નિરીક્ષણ માટે નીમાયાં હતાં, તેમાં હિન્દ પ્રમુખ હતું. એટલે એમાં હિન્દની જવાબદારી વિશેષ હતી.

મીસરના વડાપ્રધાન કર્નલ નાસર હિન્દ આવ્યા, ને એમણે બાન્ડુંગ જતાં પૂર્વે જવાહરની જોડે પ્રારંભિક મંત્રણા ચલાવી. નાસરે વિમાન ઘર પર ઉતરતાં જણાવ્યું કે મીસર પ્રાદેશિક સંરક્ષણ કરારનો વિરોધ કરે છે, ને એ પગલાં શાંતિવિરોધી છે એમ હિન્દની જોડે મીસર પણ માને છે.

જવાહરે દિલ્હીમાં, આવેલા પરદેશના પ્રતિનિધિઓના માનમાં યોજાયલા ભોજનસમારંભમાં જણાવ્યું કે: "બાન્ડુંગ પરિષદ સમગ્ર વિશ્વ જોડે મિત્રાચારી ભર્યો સંબંધ ધરાવે છે. એમાં કોઈ દેશ પ્રત્યે દ્વેષ વ્યકત કરવાનો હેતુ જ નથી." દિલ્હીમાં યોજાયલી આંતરરાષ્ટ્રીય એશિયાઈ પરિષદનું મહત્વ એમણે સમજાવ્યું હતું પહેલીજવાર ૨૯ દેશોનાં રાષ્ટ્રો સંયુકત રીતે વિચાર કરવા ને એકતાની શોધ કરવા મળતાં હતાં, એ દૃષ્ટિએ એનું મહત્વ હતું. જવાહરે વિશેષમાં જણાવ્યું કે: "સેંકડો વર્ષોથી એશિયા ને આફ્રિકાના

દેશોની રાજદ્વારી, આર્થિક અને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે કશી જ ગણના નહોતી. એ દેશોનું ભાવિ બીજાઓ દ્વારા જ અંકુરિત હતું. એશિયા યુરોપની એક કિનારી જેવું હતું. એવી જ સ્થિતિ આફ્રિકાની પણ થોડે અંશે હતી. એશિયા ને આફ્રિકાના નિર્ણયો બીજા લોકો દ્વારા લેવાતા હતા. એમાં આજે ફેરફાર થયો છે ને મોટા ભાગનાં રાષ્ટ્રો મુક્ત થયાં છે. એશિયાના રાષ્ટ્રો અલગ રહેવા માગતાં નથી. અમે બીજા દેશો સાથે સ્વમાન ને શાંતિથી રહેવા ઇચ્છીએ છીએ. અમે એટલું પણ જણાવીએ છીએ કે સ્વતંત્ર એશિયા બહારની કોઇપણ અસર વિના પોતાનું ભાવિ ઘડવા ઇચ્છે છે."

જવાહર એક તરફ આમ વિદેશી રાષ્ટ્રો જોડે મંત્રણા કરતા હતા, તેમ બીજી તરફ રાષ્ટ્રીય પ્રશ્નોમાં પણ એઓ લક્ષ આપતા હતા. લોકસભામાં આવેલા ગોવધ પ્રતિબંધક કાયદાનો એમણે વિરોધ કર્યો, પણ રાજ્યોને એમણે દૂધાળાં ઢોરની કતલનો પ્રતિબંધ કરવા કાયદો ઘડવા અનુરોધ કર્યો. એ ક્ષેત્ર પ્રાદેશિક રાજ્યોનું હતું એમ જણાવી, એ કાયદાનું મહત્વ પણ સમજાવ્યું. એ માત્ર માનવતા જ નહિ પણ આર્થિક ધોરણે પણ અગત્યનું છે.

જવાહરે લોકસભામાં બીજી એક સ્પષ્ટતા કરી કે સરકાર વળતર આપ્યા વિના કોઇપણ મિલકતનો કબજો નહિ લે. વળતરનું પ્રમાણ લોકસભા નક્કી કરશે.

હિન્દીને રાજભાષા બનાવવા અને તે માટે શાં શાં પગલાં લેવાં તે માટે માર્ગ સૂચવવા, જાણીતા કોંગ્રેસવાદી ને મુંબઈ રાજ્યના ભૂતપૂર્વ વડા પ્રધાન શ્રી. બી. જી. ખેરના પ્રમુખપદે જવાહરે એક કમીશનની નિમણૂક કરી.

આ પ્રમાણે જવાહર જ્યારે આંતરિક પ્રશ્નોનો ઉકેલ કરતા હતા, ને બાન્ડુંગ જવાની તૈયારી કરતા હતા, ત્યાં આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ગંભીર ગણાય એવો એક નવો ધડાકો થયો. બાન્ડુંગ પરિષદમાં ભાગ લેવા ચીનના પ્રતિનિધિઓ હિન્દના વિમાન 'કાશ્મીર પ્રિન્સેસ'માં જઈ રહ્યા હતા, ત્યાં એક ધડાકો થયો, ને વિમાન દરિયામાં તૂટી પડ્યું ને ચીનના પ્રતિનિધિઓ માર્યા ગયા. એમાં કાંઈક કાવતરું હોવું જોઈએ, ને બાન્ડુંગ પરિષદને મુસીબત ભરી સ્થિતિમાં મૂકવાની ગંધ બધાને આવી. ચીને તો એવો આક્ષેપ મૂકયો, કે આ વિમાનનો અકસ્માત એ અમેરિકા ને રાષ્ટ્રવાદી ચીનના કાવતરાંનું પરિણામ હતો. અને એ અકસ્માત વિષે હોંગકોંગનાં બ્રિટીશ સત્તાધીશોને અગાઉથી ચેતવણી આપવામાં આવી હતી. જવાહરે આ સંબંધમાં ઊંડું દુઃખ વ્યક્ત કર્યું. ને એની પૂરી તપાસ કરવા જણાવ્યું. આમ આ અકસ્માતને પરિણામે જવાહર ભારે હૈયે બાન્ડુંગ જવા ઉપડ્યા.

[ ૬૮ ]

# બાન્ડુંગ પરિષદ

જવાહર દિલ્હીથી બાન્ડુંગ જવા ઉપડ્યા ત્યારે એમણે બાન્ડુંગ વિષે અત્યંત આશા ને શ્રદ્ધા ભરી વાણી ઉચ્ચારી કે: "બાન્ડુંગમાં આપણને સફળતા મળવીજ જોઈએ, કેમકે આપણે ઇતિહાસ સાથે કદમ મીલાવીને ચાલીએ છીએ. હું ઘણી આશા સાથે ઇન્ડોનેશિયા જઈ રહ્યો છું. કારણ કે બાન્ડુંગ એ એશિયાની નવભાવના જે વર્તમાન સમયને અનુરૂપ છે તેના પ્રતીકરૂપ છે. કોઈપણ વસ્તુ જ્યારે ઐતિહાસિક પ્રક્રિયા સાથે સુસંગત હોય છે ત્યારે ગમે તેવી મુશ્કેલી વચ્ચે પણ એને સિદ્ધિ સાંપડે છે." આવાં આશાવાદી ને ઉલ્લાસ પૂર્ણ વચનોથી જવાહર મીસરના વડાપ્રધાન ને અફઘાનીસ્તાનના પ્રતિનિધિ જોડે બાન્ડુંગ જવા ઉત્સાહ ભર્યા વાતાવરણમાં ઉપડ્યા.

જવાહર પહેલાં રંગુન પહોંચ્યા. ત્યાં એમનું વિમાન ઘર પર સ્વાગત કરવા માટે બે વ્યક્તિઓ હાજર હતી: બ્રહ્મદેશના વડાપ્રધાન યુનુ અને ચીનના વડાપ્રધાન ચાઉ-એન-લાઈ. ચાઉ-એન-લાઈ આગલે દિવસેજ રંગુન આવ્યા હતા. એ ઉપરાંત, બ્રહ્મદેશની પ્રધાનમંડળી પણ સ્વાગત માટે હાજર હતી. જેવા આ મહેમાનો ઉતર્યા તેવા બધાએ એમનું સ્વાગત કર્યું. મીસરના વડાપ્રધાન ચીનના વડાપ્રધાનને પહેલીજવાર મળતા હતા. એમને એક ખાસ મંડપમાં લઈ ગયા. અને ત્યાં બ્રહ્મી યુવતીઓએ એમની પર સુવાસિત જળની વર્ષા કરી, એમનાં વધામણાં લીધાં. ને પછી મહેમાનો એમના ખાસ અતિથિગૃહમાં ગયા.

બીજે દિવસે, જવાહર બધા સાથે બાન્ડુંગ જવા ઉપડ્યા. જે દિવસે આ મહેમાનો બાન્ડુંગ પહોંચ્યા તે દિવસે સખત વાવાઝોડું હતું. ધોધમાર વરસાદ વરસતો હતો, છતાં, લોકોના સ્વયંભૂ ઉત્સાહની વર્ષા પણ ધોધમારજ વર્ષતી હતી. તોફાનને લીધે જવાહરનું વિમાન બે કલાક મોડું થયું. પણ વરસતા વરસાદમાં અઢી કલાક સુધી સ્વાગતોત્સુક ઇન્ડોનેશિયાવાસીઓ શિસ્તબદ્ધ રીતે એશિયાઈ નેતાઓના દર્શનાર્થે ઊભા હતા.

જવાહર જેવા વિમાનમાંથી ઉતર્યા, તેવાજ એમને પત્રકારો વીંટી વળ્યા. જવાહરે એમને જણાવ્યું કે: "જો સામ્યવાદી ચીન 'સંયુકતરાષ્ટ્ર સંસ્થા'માં નહિ હોય તો ફોર્મોસાના પ્રશ્નનો ઉકેલ નથી થવાનો એ નક્કી છે." બાન્ડુંગ પરિષદ વિષે એમણે જણાવ્યું કે: "એ પરિષદ એશિયાઈ રાષ્ટ્રોમાં પરસ્પરસંબંધ વિકસાવવા પ્રયત્ન કરશે, ને એશિયામાં શાંતિ સ્થાપવાના ધોરણે આગળ વધશે."

કોઈપણ જાતની જાણીબૂઝીને વિદેશીઓ ગેરસમજૂતી ન ફેલાવે, તે માટે, પરિષદ ભરાતાં પૂર્વેજ, સંયુક્ત રાષ્ટ્રસંસ્થાના ખતપ્રત્રમાં શ્રદ્ધા વ્યક્ત કરતું અને પોતે કોઈ નવું જૂથ રચવા માગતા નથી એ મુજબનું નિવેદન કરવાની જવાહરે સૂચના મૂકી, અને એની પર સીલોન, પાકીસ્તાન, બ્રહ્મદેશ ને ઇન્ડોનેશીયાએ ગંભીર રીતે વિચારણા કરી. શરૂઆતમાં જ સમુચિત વાતાવરણ ઉત્પન્ન કરવાની જવાહરની નેમ હતી. કારણ કે, આ પરિષદ નિષ્ફળ જશે, એમાં ભાગ લેનારાં રાષ્ટ્રોમાં પ્રબળ વિચારભેદ છે, સિદ્ધાંતભેદ છે, એટલે આ પરિષદ એક ફારસરૂપ નીવડશે, એમ પાશ્ચાત્ય રાષ્ટ્રો ને અમેરિકા તરફથી પ્રચાર થતો હતો. તેના જવાબ તરીકે, જવાહરે આ જાતનું નિવેદન પ્રગટ કરવાનું ઉચિત ધાર્યું.

જવાહર, યુનુ ને ઇન્ડોનેશિયાના વડાપ્રધાને બાન્ડુંગ પરિષદની રૂપરેખા દોરી તેમાં, રંગભેદની નીતિ, સંસ્થાનવાદ, આંતરરાષ્ટ્રીય તંગદિલી ઓછી કરવા માટેના પ્રયત્નો અને શાંતિમય સહઅસ્તિત્વના મુદ્દાઓ પરિષદ સમક્ષ પેશ કરવાનું નક્કી કર્યું. એમની એવી ધારણા હતી, કે આ મુદ્દાઓમાં તો બધા સહમત થશે જ.

આમ ખુશનુમા વાતાવરણમાં, ૨૯ એશિયા ને આફ્રિકાનાં સ્વતંત્ર રાષ્ટ્રોની એશિયાની જાગૃતિના મંગળચિન્હ સમી પરિષદ ૧૮ મી એપ્રિલે બાન્ડુંગમાં મળી. એનું ઉદ્‌ઘાટન બાન્ડુંગના રાષ્ટ્રપતિ ડૉ. સુકર્ણે કર્યું, ને, તેમાં 'જીવો ને જીવવા દો' ને 'વૈવિધ્યમાં ઐક્ય' એ બે સૂત્રો ઉપર ભાર મૂકયો. એમણે એ પરિષદ જગતની ૧૪૦ કરોડ પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવતી હતી એ હકીકત ગૌરવપૂર્ણ રીતે જણાવી, એશિયા ને આફ્રિકા પર પશ્ચિમનું રાજકીય વર્ચસ્વ હોવાથી એશિયાનો વિકાસ રૂંધાઈ ગયો હતો, એમ જણાવી એમણે ચેતવણી આપી હતી કે સંસ્થાનવાદ મૃત્યુ પામ્યો છે એવાં સૂત્રોથી આપણે છેતરાવું જોઇએ નહિ, અને જણાવ્યું હતું કે: "સંસ્થાનવાદ હજી મૃત્યુ પામ્યો નથી. એ ચકોર ને મક્કમ શત્રુ છે, અને તે વિવિધરૂપે દેખા દે છે. આપણે તેને પૃથ્વી પરથી ઉખેડી નાંખવાનો છે."

પરિષદની શરૂઆતમાં ચીનના વડાપ્રધાન ચાઉ-એન-લાઈને પોતાની બેઠક કયાં છે તે ખબર નહોતી, ત્યારે જવાહર એમને દોરીને એમની બેઠક પર લઈ ગયા ને બેસાડ્યા, ત્યારે સભાગૃહે જવાહરને તાળીઓના ગડગડાટથી વધાવી લીધા.

જ્યારે પરિષદ મળી ત્યારે એના માર્ગમાં જે થોડી મુસીબતો હતી, તે જવાહરની દરમ્યાનગીરીથી દૂર થઈ હતી. જવાહરે જે બાબતમાં મતભેદ હોય તે બાબતો પરિષદમાં લાવવી જ નહિ એ મતના હતા. એથી 'સહઅસ્તિત્વ'ના સિદ્ધાંત વિષે પરિષદની કાર્યવહીમાં ઉલ્લેખ નહોતો. કારણ કે, એશિયાની એકતામાં જરા જેટલી પણ ઊણપ છે એમ પરદેશી રાષ્ટ્રોને ન લાગવું જોઈએ એવું જવાહરનું મંતવ્ય હતું. આરબ રાષ્ટ્રોને પેલેસ્ટાઈનનો પ્રશ્ન બાન્ડુંગમાં ચર્ચાય એમ જોઈતું હતુ. તેમને પણ જવાહરે સમજાવ્યા ને માનવના મૂળભૂત હકોનો પ્રશ્ન ચર્ચવાની વાત કરી એ ચર્ચામાંજ પેલેસ્ટાઈનનો પ્રશ્ન આવી જશે એમ કહીને એમને રીઝવ્યા. જવાહરની સૂચનાથી એ પણ નક્કી થયું કે જે ઠરાવો એશિયા-આફ્રિકા પરિષદ સમક્ષ આવે તે સર્વાનુમતિએ સ્વીકારાવા જોઈએ. જેથી વિદેશમાં, આ પરિષદમાં ભાગ લેનારાઓ અંદરઅંદર ઝઘડ્યા એવા પ્રચારને સ્થાનજ ન રહે. આથી એ પરિષદની કાર્યવહી પણ બધાની સંમતિથી નક્કી કરવામાં આવી. પરિષદમાં ભાગ લેનારા પ્રતિનિધિઓને જોતાં એમ લાગતું હતું, કે, સંસ્થાનવાદનો વિરોધ, રંગદ્વેષને રંગભેદનો વિરોધ, ને રાજકીય, સાંસ્કૃતિક ને આર્થિક સહકાર એ વિષયમાં કોઈ વિરોધ નહિ કરે.

આરંભિક વ્યાખ્યાનો પૂરાં થયાં પછી, શરૂઆતમાંજ, પાકીસ્તાન, થાઈલેંડ, તુર્કસ્તાન, દક્ષિણ વિએટનામ વગેરે અમેરિકા જોડે સંકળાયલાં રાજ્યોએ વાંધો લીધો, કે, પરિષદનો કાર્યક્રમ ઘડ્યો છે, તેમાં એમની સંમતિ લેવામાં નહોતી આવી. વળી, સમય થોડો હોવાથી, બહુ થોડાં ભાષણો રખાય એમ પણ નક્કી થયું હતું, તેનો પણ એ દેશોએ પ્રબળ વિરોધ કર્યો. અને આખરે, જવાહર એ બધાને મળ્યા, સમજાવ્યા ને કાર્યક્રમમાં એમની સંમતિ પ્રમાણે ફેરફાર કર્યો. આ રીતે એક તરફથી અમેરિકાપ્રેરિત દેશો, આ પરિષદને ફારસમાં ફેરવી નાંખવા પ્રયત્નશીલ હતા, જ્યારે બીજી બાજુ, જવાહર વગેરે, પરિષદને પૂર્ણ રીતે સફળ બનાવીને દુનિયાને બતાવી આપવા માગતા હતા, કે, એશિયાની પ્રજા એક છે, જાગૃત છે ને કાર્યશીલ છે. આથીજ સહઅસ્તિત્વના સિદ્ધાંત પ્રત્યે અમેરિકાપ્રેરિત દેશોને ચીઢ હતી. એટલે બાન્ડુંગ પરિષદની કાર્યવહીમાંથી સહઅસ્તિત્વનો

સિદ્ધાંત દૂર કરી તેને ઠેકાણે, શાંતિ અને સહકારની ભાવનાનો વિકાસ એ શબ્દો મૂકયા, કે જેમાં કોઈથી પણ વિરોધ કરી શકાય નહિ.

જવાહરે પરિષદમાં પ્રારંભિક પ્રવચનમાં જ સઘળા પ્રતિનિધિઓને વિનંતિ કરી હતી કે વિવાદ કે ઝપાઝપીમાં પ્રતિનિધિઓ ન પડે, અને સર્વસ્વીકાર્ય એવા સામાન્ય સિદ્ધાંતો પૂરતી જ ચર્ચા મર્યાદિત રાખી અંગત રાગદ્વેષને મહત્વ ન આપે.

ઈન્ડોનેશિયાના વડાપ્રધાને પોતાના ભાષણમાં, પંચશીલાના સિદ્ધાંતો સંયુક્ત રાષ્ટ્ર પરિષદે માન્ય કરેલા સિદ્ધાંતો છે એમ જણાવીને, એનો સ્વીકાર કરવાથી જ જગતની તંગદિલી ઓછી થશે એમ જણાવ્યું. એટલે પાકીસ્તાનના વડાપ્રધાને પંચશીલાને આવરી લેતા, ને, તેમાં બીજા બે સિદ્ધાંતો ઉમેરી સપ્તશીલા રજૂ કરી, તેમાં પ્રત્યેક રાષ્ટ્રને આત્મસંરક્ષણનો હક-પછી તે એકલી રીતે કે સામુહિક રીતે-આપવામાં આવે એવી રજૂઆત હતી. આમાં જવાહર વગેરેએ, અગ્નિએશિયા સંરક્ષણ કરાર કે અટલાંટિક કરારનો જે વિરોધ કરેલો, અને એની સામે જે પડકાર કરેલો, તેનો બચાવ હતો. એટલે, એશિયા-આફ્રિકા પરિષદ જો આ સિદ્ધાંતોને સ્વીકારે તો તો, એનો અર્થ એવો થાય, કે આવા સંરક્ષણાત્મક કરારોને એ ટેકો આપે છે.

જવાહર ફોર્મોસાના પ્રશ્નનું કાંઈ સમજૂતીભર્યું નિરાકરણ આ પરિષદમાં આવે એમ ઈચ્છતા હતા, અને એથી ચાઉ-એન-લાઇ જોડે ગંભીર મંત્રણાઓ ચલાવતા હતા. ચાઉએ બાન્ડુંગ પરિષદમાં ભાષણ કરતાં જણાવ્યું કે : "સૈદ્ધાંતિક ભેદ હોય તેથી કાંઇ બે દેશો વચ્ચે સહકાર ન જ થઈ શકે એવું નથી. આપણે કાંઈ અહીં ઝઘડવા આવ્યા નથી. ઊલટું, અમેરિકાજ ચીનના પડોશીઓ પાસે ચીનમાં ડખલ કરાવે છે. ચીનમાં કોઈ પણ જાતનો લોખંડી પડદો છે જ નહિ. ને અહીં આવેલાં સર્વે રાષ્ટ્રોને હું ચીન આવવા આગ્રહ ભર્યું આમંત્રણ આપું છું." એમણે એ પણ જણાવ્યું કે પંચશીલાના ધોરણ પર એઓ બધા એશિયા ને આફ્રિકાના દેશો જોડે રાજકીય સંબંધ બાંધવા ઇચ્છે છે. ફોર્મોસા અંગેની બધી તંગદિલીનો દોષ એમણે અમેરિકા પર મૂકયો હતો. ચીનના વડા પ્રધાને કયાંય કોઈ માટે આકરા શબ્દો વાપર્યા નહોતા કે ભાષણમાં જરાય ઉગ્રતા આવવા દીધી નહોતી. એથી ચીન વિષે પાશ્ચાત્ય દેશોથી પ્રેરાયલા દેશોમાં જે ભ્રાંતિ હતી કે ચીન ઝઘડાખોર છે, તે ઘણે અંશે દૂર થઈ. અને એશિયા આફ્રિકા પરિષદનું વાતાવરણ હળવું બન્યું.

આમ છતાં, પાકીસ્તાન, ફીલીપાઈન્સ તથા થાઈલેંડે, રશીયા, સામ્યવાદ ને ચીન પર પ્રહારો કર્યા, ને શાંત વાતાવરણને ડહોળ્યું. ચીનના વડા પ્રધાને જવાબ આપતાં સ્પષ્ટ શબ્દોમાં છતાં ઉગ્રતાવિના જણાવ્યું કે : "અમે સામ્યવાદી છીએ, સામ્યવાદના સિદ્ધાંતોમાં માનીએ છીએ, એ જાહેરાત કરવા અમે આવ્યા નથી. પણ બીજાં રાષ્ટ્રો જોડે સહકાર કરવા આવ્યા છીએ. સિદ્ધાંતોની ચર્ચા કરવા નહિ." જવાહરે ચાઉને એમની શાંત ને સ્વસ્થતાભરી વાણી માટે અભિનંદન આપ્યાં. રાજકીય સમિતિ સમક્ષ જ્યારે પેલેસ્ટાઈનનો પ્રશ્ન લાવવામાં આવ્યો, ત્યારે ભાષણ આપતાં જવાહરે જણાવ્યું કે એ પ્રશ્નનો ઉકેલ, તો સમાધાની, અને શાંતિ ભરી વાટાઘાટો મારફતજ થઈ શકે.

બાન્ડુંગ પરિષદમાં ડગલે ને પગલે મુસીબતો ઊભી થતી હતી. આર્થિક સમિતિમાં એશિયાઈ દેશો વચ્ચે મુક્ત વેપાર થવો જોઇએ એવો પ્રશ્ન આવ્યો, ત્યારે પશ્ચિમની અસર હેઠળના દેશો, પાકીસ્તાન, થાઇલેન્ડ ને તુર્કસ્તાને વિરોધ કર્યો. ને સામ્યવાદી ચીન જોડે મુક્ત વેપાર થઇ શકે જ નહિ એમ જણાવ્યું.

સાંસ્કૃતિક સમિતિમાં પણ એ દેશોએ સામ્યવાદવિરોધી ભાષણો કર્યા, ને સામ્યવાદી તથા બીનસામ્યવાદી દેશોનું સહઅસ્તિત્વ શક્ય નથી એવું પ્રતિપાદિત કર્યું.

પેલેસ્ટાઇન વિષે વિચારણા કરવા એક ઉપસમિતિ નીમવાની જવાહરે સૂચના કરી તે બધા દેશોએ સ્વીકારી. જવાહરે એ ઉપસમિતિએ પ્રશ્નની સમગ્ર વિચારણા કરી શું કરવું તે જણાવે એમ સૂચવ્યું. જવાહરે સાંસ્કૃતિક સમિતિમાં સ્પષ્ટરીતે જણાવ્યું કે સંરક્ષણ કરારો કર્યા કરવાથી એશિયાઇ દેશો વચ્ચે મૈત્રી સ્થાપિત થવાની નથી. પણ પરસ્પર એકબીજાની સંસ્કૃતિને સમજવા પ્રયત્ન કરવાથી અને એકબીજાની સંસ્કૃતિને આદર આપવાથીજ મૈત્રી સધાશે.

જવાહરે એકતા સધાય તે માટે, અને ઝઘડા ઓછા થાય તે હેતુથી, ચાઉ-એન-લાઈ, ફીલીપાઇન્સના પ્રતિનિધિ રોમેલો અને થાઇલેન્ડના પ્રિન્સ વોનને જમવા બોલાવ્યા, કે જેથી એ પ્રસંગે એકબીજા ખુલ્લા દિલથી વાતો કરે, ને એકબીજાનો સંપર્ક સધાય એટલે પૂર્વગ્રહ નીકળી જાય. જો કે, આથી રોમેલો, વોન તથા તુર્કસ્તાનના પ્રતિનિધિ ગૂંચવાયા તથા મૂંઝાયા, પણ કરે શું ?

ચોથા દિવસની પરિષદમાં, આટઆટલું કરવા છતાં પાછી મુશ્કેલી ઊભી થઈ. જ્યારે માનવ હકના પ્રશ્નની ચર્ચા નીકળી કે તરતજ, પશ્ચિમનાં રાજ્યોની અસરવાળાં ઈરાક, ઇરાન, પાકીસ્તાન, તુર્કસ્તાન, થાઇલેન્ડ વગેરે દેશોએ સાથે મળી

મુજબ, સામ્યવાદી સરકારો સામે પોતાનો પુણ્યપ્રકોપ ઠાલવ્યો. અને, માનવ હકની ચર્ચા સંયુક્તરાષ્ટ્ર પરિષદના માનવહકના ખરડાની મર્યાદામાં રહીનેજ થવી જોઇએ એવો દુરાગ્રહ રાખ્યો. જવાહરે એનો સખત વિરોધ કર્યો, કારણ કે ત્યાં હાજર રહેલાઓમાંનાં કેટલાંક રાજ્યો સંયુક્તરાષ્ટ્ર સંસ્થાનાં સભ્યો નહોતાં. ચીન પણ સંમત હતું. ચાર કલાક સુધી, એ પશ્ચિમપ્રેરિત રાષ્ટ્રોએ પોતાની જીદનું કંટાળાજનક રીતે પુનરુચ્ચારણ કર્યાંજ કર્યું. આખરે ચીને ખેલદિલી બતાવી ને જવાહરે એમાં સંમતિ આપી ને સંયુક્તરાષ્ટ્ર સંસ્થાના માનવહકના ખરડાની મર્યાદાનો સ્વીકાર કર્યો, ને એ ખરડા મુજબના માનવહકો મળવા જોઈએ એવા ઠરાવનો સ્વીકાર થયો.

પછી પેલેસ્ટાઈન વિષેના ઠરાવમાં મુસ્લિમરાષ્ટ્રોએ યહૂદી વિરોધી અત્યંત કડક વચનો ઉચ્ચાર્યાં, ત્યારે જવાહરે કોઈપણ કોમની અંગત દ્વેષભરી ચર્ચા ન કરવા સભાસદોને નમ્ર વિનંતી કરી ને ચર્ચાનું ગૌરવ જાળવવા સફળ કોશિશ કરી. અને આખરે, હિન્દ, બ્રહ્મદેશ, ને બીજા મુસ્લિમ દેશોની એ વિષે ઠરાવ કરવા એક સમિતિ નીમાઈ.

જ્યારે સંસ્થાનવાદ વિષેનો ઠરાવ રજૂ થયો, ત્યારે પાછી ગરમા ગરમ ચર્ચા પશ્ચિમપ્રેરિત રાજ્યો તરફથી થઈ. સંસ્થાનવાદની ચર્ચાની વચમાંજ સીલોનના વડાપ્રધાને સામ્યવાદ એ નવા પ્રકારનો સંસ્થાનવાદ છે, એટલે એને પણ સખત શબ્દોમાં વખોડી કાઢવો જોઇએ એવી બેહૂદી દરખાસ્ત રજૂ કરી. અને એ વિષય પર એમને ચર્ચાની પૂરેપૂરી છૂટ હોવી જોઇએ, એવી પાકીસ્તાન, ઇરાન, ઇરાક, થાઇલેન્ડ વગેરેએ માગણી કરી. જવાહરે એથી વિખવાદ વધશે ને વાતાવરણ ડહોળાઈ જશે, એમ એ લોકોને સમજાવ્યું, પણ પેલા લોકોએ પોતાની જીદ છોડી નહિ, એટલે એ પ્રશ્નની ચર્ચા બીજા દિવસ પર મુલતવી રહી.

બીજે દિવસે ચર્ચાસ્પદ ઠરાવ રજૂ થતાં પૂર્વે, બાન્ડુંગ પરિષદે જેમાં કોઈ પણ જાતની ચર્ચાને અવકાશ નહોતો, એવા પાંચ ઠરાવો મંજૂર કર્યા. પેલેસ્ટાઈનના પ્રશ્નનો સમજૂતીથી નિકાલ કરવા વિષે, દરેક દેશને આત્મનિર્ણયનો પૂર્ણ અધિકાર હોવો જોઈએ તે વિષે, ઉત્તર અને દક્ષિણ આફ્રિકાની રંગભેદની નીતિને વખોડી કાઢતો, ને પશ્ચિમ ન્યૂ ગીની એ ઇન્ડોનેશિયાનોજ ભાગ છે તેનું સમર્થન કરતો : એવા પાંચ ઠરાવો સર્વાનુમતિએ મંજૂર થયા.

વિશ્વશાંતિ અને સહકાર વિષેનો ઠરાવ બ્રહ્મદેશના વડાપ્રધાને રજૂ કર્યો, તેમાં ભાગ લેતાં જવાહરે જોરદાર વાણીમાં જણાવ્યું : "વિશ્વ સામે આજે યુદ્ધનો

મહાન ભય ડોકિયાં કરી રહ્યો છે, અને શાંતિની તરફેણમાં ત્રાજવું નમતું કરવું એ એશિયા ને આફ્રિકાની પ્રજાની તાકાતની વાત છે......એક યા બીજા સત્તાજૂથોની છાવણીના એક અનુગામી બનીને પોતાની જાતને હલકી પાડવી એ એશિયા ને આફ્રિકાના કોઈપણ દેશ માટે અસહ્ય સ્વમાનભંગનું પગલું છે." ભારત વિષે બોલતાં એમણે જણાવ્યું: "ભારત કોઈપણ સત્તાજૂથની પડખે નથી. ભારત કોઈ સત્તાજૂથને પોતાની સરહદમાં દાખલ થવા દેશે નહિ. ભારત માને છે કે બન્ને પક્ષો ખોટા છે અને તેમની નીતિ દુનિયાને યુદ્ધ ભણી દોરી જશે. ભારતમાં ઘૂસવા માગતા કોઈ પણ દેશ કે જૂથનો ભારત મુકાબલો કરીને એનો પોતાની પૂર્ણ તાકાતથી સામનો કરશે. ભારતમાં ની પ્રજામાંની મારી શ્રદ્ધા સાથે હું આ બોલી રહ્યો છું, અણુબોંબમાંની શ્રદ્ધાથી નહિ. મોટી સત્તાઓ ગમે તે કરે પણ મને શ્રદ્ધા છે કે ભારત પોતાના બળ પરજ આધાર રાખશે. ભારતને કોઈપણ વિચારશ્રેણી સ્વીકારવાની હશે તો તે ગાંધીવાદી વિચારશ્રેણીજ હશે." જવાહરે જોરદાર શબ્દોમાં સુણાવી દીધું કે: "ભારત સામ્યવાદી નથી તેમજ સામ્યવાદવિરોધી પણ નથી. આજે એવી પરિસ્થિતિ છે કે કોઈપણ સત્તા બીજી સત્તાને હરાવી શકે એમ નથી. એ તો માત્ર એકબીજાને બરબાદ જ કરી શકે. ગમે તે થાય, ભારત યુદ્ધથી પરજ રહેશે, કારણ કે જો એ કોઈપણ જૂથ સાથે જોડાય તો એણે આઝાદી ગૂમાવવીજ પડે." આત્મસંરક્ષણના હકને લગતી પાકીસ્તાનની દરખાસ્તનો ઉલ્લેખ કરતાં જવાહરે જણાવ્યું કે, એ તો, લશ્કરી કરારને સ્વીકાર્ય બનાવવાનું એક ઢાંકણ છે. આ રીતે જવાહરનું ભાષણ વીરને છાજે એવું નીડર અને સ્પષ્ટ હતું. એશિયા ને આફ્રિકાની સ્વતંત્ર પ્રજાના સંયુક્ત અવાજરૂપે હતું. એમાં પડકાર હતો, સમજાવટ હતી, વિનંતી હતી, સ્વસ્થતા હતી. એમાં ઉકળાટ નહોતો, છીછરાપણું નહોતું કે અન્યની જેમ બાલિશતા નહોતી.

વિશ્વશાંતિ અને સહકારનો ઠરાવ તો જવાહરના આ પ્રવચન ને પરિણામે થયો, પણ સંસ્થાનવાદ વિષેની મડાગાંઠ જવાહરની સમજાવટ છતાં ચાલુજ રહી. પશ્ચિમપ્રેરિત રાષ્ટ્રોએ, પશ્ચિમનો શાહીવાદ ને સામ્યવાદી સંસ્થાનવાદ બન્નેને વખોડી કાઢવા જોઈએ એવી પોતાની જીદ ન છોડી. પરિણામે પરિષદને એક દિવસ વધુ લંબાવવાની ફરજ પડી. બાંધછોડના પ્રયત્નો ચાલુ રહ્યા, પણ કાંઈ પ્રગતિ થઈ શકતી નહોતી. ચર્ચામાં સીરીયાના વિદેશપ્રધાને પોલેન્ડ વગેરે સોવીએટ અંસરના દેશોને, રશીયાનાં સંસ્થાનો તરીકે ઓળખાવ્યાં એટલે તરતજ જવાહરે એમને જણાવ્યું કે: "એ દેશો સંયુક્ત રાષ્ટ્રપરિષદના સ્વીકારાયલાં સભ્યો

છે, એટલે એમને સોવીયેટનાં સંસ્થાનો કહી શકાય નહિ. કારણ કે, સંયુક્ત-રાષ્ટ્રસંસ્થાએ એમને સ્વતંત્ર રાષ્ટ્રો તરીકે સ્વીકાર્યાં છે." જવાહરે રાષ્ટ્રોને ફરી વિનંતી કરી કે એમણે કોઇપણ જૂથની દષ્ટિએ વિચારવું ન જોઈએ ને ઠંડાયુદ્ધમાં પક્ષ લેવા ન જોઇએ. આમ વિશ્વશાંતિની દષ્ટિએ જ વિચારણા કરવી જોઈએ. તંગદિલી વધે એવું કાંઇપણ કરવું ન જોઇએ. જવાહરે શાંતિમય સહઅસ્તિત્વ એ જ એક શાંતિનો રાજમાર્ગ છે એમ ભારપૂર્વક જણાવ્યું ને એ સિવાયનો બીજો માર્ગ માત્ર યુદ્ધનો જ છે એમ પણ સાથે સાથે કહ્યું. તુર્કસ્તાનના પ્રતિનિધિએ જ્યારે સંરક્ષણ કરારનો બચાવ કર્યો, ત્યારે જવાહર એકદમ ગુસ્સે થઈ ગયા, ને જણાવ્યું કે: "પાકીસ્તાને પોતાનું ભાવિ પશ્ચિમનાં રાષ્ટ્રો જોડે સાંકળીને પોતાનું જ અહિત સાધ્યું છે," એટલે તરત જ પાકીસ્તાનના વડા પ્રધાન મહમદઅલીએ કહ્યું: "પાકીસ્તાન સાર્વભૌમ સ્વતંત્ર રાષ્ટ્ર છે, તેથી પોતાને ફાવે તેવી પોતાની પરદેશનીતિ ઘડી શકે છે." જવાહરે જણાવ્યું કે, "કોઈપણ સત્તાજૂથ જોડે જોડાવું એટલે યુદ્ધ માટેની તૈયારી કરવી અને શસ્ત્રોના ઉત્પાદનમાં સાથ આપવો. એશિયા અને આફ્રિકાના પ્રદેશો તો શાંતિને વરેલા છે." જવાહરે એ પણ જણાવ્યું કે, અગ્નિએશિયા કરાર જેટલા ભયાનક છે તેટલાં જ આંતરરાષ્ટ્રીય સામ્યવાદી સંસ્થાઓ પણ જગતની શાંતિ માટે ભયાનક છે. ચીનના વડાપ્રધાને ખાતરી આપી કે એઓ કોઇપણ પ્રદેશને લેવા માગતા નથી, કે બીજા કોઈપણ રાજ્યની આંતરિક બાબતોમાં માથું મારવાની વિરુદ્ધ છે. એમણે એ પણ જણાવ્યું કે ફોર્મોસાના પ્રશ્ન અંગે એઓ અમેરિકા જોડે સીધી વાટાઘાટ કરવા તૈયાર છે. આ નિવેદનથી બધાને સાનંદાશ્ચર્ય થયું હતું, કારણ કે, એથી તંગદિલી હળવી થતી હતી. અને ચીન વિષે જે ખોટા ભ્રમો હતા તે દૂર થતા હતા. આવું નિવેદન ચીન તરફથી આવશે એવી કોઇને પણ આશા નહોતી. ચીને મુત્સદ્દીગીરી વાપરી અને તે પણ યોગ્ય સમયે.

જવાહરે પછી ભાષણ કરતાં જણાવ્યું, કે: "મનીલા કરાર પર સહી થઈ તે વેળા મને આશ્ચર્ય થયું હતું કે જીનીવા કરાર પછી એશિયામાંના સૌથી ભયંકરમાં ભયંકર ગણાતા વિસ્તારમાં શાંતિ સ્થપાયાં પછી તરતજ મનીલા કરાર પર સહી થઈ હતી. સૌથી પ્રથમ પગલું તો તંગદિલી ઓછી કરવાનું લેવું જોઇએ. આપણી પરિષદનાં જે પરિણામ આવશે તે નિઃશસ્ત્રીકરણ સિદ્ધ કરવાના પ્રયાસને સહાયક બનશે." તાકાતની મદદથી શાંતિ જાળવવાની ચર્ચીલની નીતિની ટીકા કરતાં જવાહરે કહ્યું કે: "એ નીતિને પરિણામે તાકાત નોંધપાત્ર રીતે વધી છે, પણ શાંતિ સ્થપાઈ નથી."

આખરે જવાહરની વાણીને લીધે, ચાઉની મુત્સદ્દીગીરીને લીધે, મડાગાંઠ ઉકલી ગઈ, અને એશિયા ને આફ્રિકાનાં રાષ્ટ્રોએ સર્વ સંમતિએ પોતાની એકતાના પ્રતીકસમુ, પોતાની જાગૃતિની ઘોષણા સમું, માંગલ્યના સૂર બહાવતુ નિવેદન પ્રગટ કર્યું ને તેમાં રંગદ્વેષ ને શાહીવાદનો સખત શબ્દોમાં વિરોધ કર્યો, યુદ્ધનો વિરોધ કર્યો. આર્થિક, સાસ્કૃતિક ને રાજકીય સહકાર સાધવા સૌ સહમત થયા. એમણે જે દશમુદ્દાનો કાર્યક્રમ અપનાવ્યો તે મહત્વના ઐતિહાસિક મુદ્દાઓ નીચે પ્રમાણે ગણાવી શકાય ૧. માનવ અધિકારો અને સયુકત રાષ્ટ્રોનાં ખતપત્રો માટે માનની લાગણી, ૨. પ્રત્યેક રાષ્ટ્રના સાર્વભૌમત્વ અને પ્રાદેશિક અખડિતપણા પ્રત્યે માનની લાગણી, ૩. જાતિ અને રાષ્ટ્રીય સમાનતાનો સ્વીકાર, ૪ અન્ય રાષ્ટ્રોની બાબતમાં બીનદરમ્યાનગીરી; ૫ યુનોના ખતપત્ર હેઠળ કોઈ પણ રાષ્ટ્રનો એકલે હાથે કે સામૂહિકપણે પોતાનું રક્ષણ કરવાનો અધિકાર, ૬. સામૂહિક રક્ષણની વ્યવસ્થાનો એક મોટી જગતસત્તાના હિતમાં ઉપયોગ કરવાથી દૂર રહેવુ, ૭. કોઈ પણ દેશ સામે બળનો ઉપયોગ, ૮. આક્રમણની ધમકી કે એવાં કૃત્યોથી દૂર રહેવું, ૯. અન્ય દેશો પર દબાણ લાવવાથી પર રહેવુ અને ૧૦. પ્રત્યેક આંતર રાષ્ટ્રીય ઝઘડાની શાંતિમય સાધનો દ્વારા પતાવટ કરવી.

આ પરથી પ્રતીત થશે કે પરિષદે પશ્ચિમપક્ષી રાષ્ટ્રોને સંતોષવા જરા નમતું જોખ્યુ હતું. એની પાછળનો હેતુ, પરિષદ સર્વાનુમતિએ બધા નિર્ણયો આપે, ને એમાં એક પણ વિરોધનો સૂર ન પ્રગટે એ હતો. અને, એથી સર્વને સંતોષ આપે એવા નિર્ણયો અમુક દેશોની ખેલદિલી ને ઉદારતાને પરિણામે લેવાયા.

જવાહરે પરિષદની આખરી બેઠકને સંબોધતાં જણાવ્યુ કે "જગતના પ્રશ્નોમાં એશિયા ને આફ્રિકાની તો કશી ગણના થતીજ નહોતી એ ખડોની કોઈ પરવા કરતું જ નહોતું એટલે હવે આપણે એકત્રિત થઈને અવાજ નહિ ઊઠાવીએ તો આપણે ભૂલાઈ જશુ પણ આપણે એમ થવા દેવુ નથી. આજે આપણે જે રાષ્ટ્રો આ પરિષદમાં હાજર રહ્યા છીએ, તેમણે કોઇને નમતુ આપ્યુ નથી, ને તેઓ કોઇને નમતું આપવાના નથી આપણે તો યુરોપ તથા અમેરિકાની જોડે મૈત્રી સાધવી છે. પણ એ દેશોને પોતાના પ્રશ્નો એ દુનિયાના પ્રશ્નો છે એમ માનવાની આદત પડી ગઈ છે, અને તેથી દુનિયા પોતે કહે તેમ કરે એમ એઓ ઇચ્છે છે. પણ આપણે કાંઈ યુરોપ, અમેરિકા કે રશીયાની નકલ કરવી નથી. આપણે કાંઈ એમના કહ્યાગરા નથી. આપણે એશિયાઈ ને આફ્રિકાવાસીઓ છીએ, બીજું કાંઈ નહિ આપણે યુરોપ કે

અમેરિકાના કહ્યાગરા બનીએ, તેમાં નથી આપણા નવપ્રાપ્ત સ્વાતંત્ર્યની શોભા, નથી આપણા વ્યક્તિત્વનું ગૌરવ કે નથી આપણી સંસ્કૃતિની મોટપ. આપણી વચ્ચે પ્રબળ મતભેદો હતા, છતાં, એને આપણે થાક્યા ત્યાં સુધી ચર્ચ્યા અને, તેમાં એકરૂપતા આણવાનો સફળ પ્રયત્ન કર્યો. આપણે ઇતિહાસ રચ્યો છે અને આપણે હવેથી આ ભવ્ય પ્રણાલિકા અનુસાર જીવન જીવવાનું છે. આ સાત દિવસ બાન્ડુંગ જાણે એશિયા તથા આફ્રિકાનું પાટનગર બની ગયું હતું ને સમગ્ર વિશ્વની મીટ આપણી ઉપર મંડાઈ હતી."

આ રીતે, જવાહરે ને ચાઉએ બાન્ડુંગમાં એશિયા ને આફ્રિકાની એકતાનો મજબૂત પાયો નાંખ્યો. ને લંડનનાં અખબારો પણ એશિયાના બે વિરાટ્ નેતાઓ, જવાહર ને ચાઉને પ્રશંસાપૂર્ણ અંજલિ આપતાં થઈ ગયાં. જવાહરે સાચેજ બાન્ડુંગમાં ઇતિહાસ રચ્યો હતો, અને પશ્ચિમનાં રાષ્ટ્રોની ને અમેરિકાની બાન્ડુંગને ભાંગી પડાવવાની ચાલબાજી ઊંધી વાળી હતી.

આ રીતે બાન્ડુંગમાં ભવ્ય ઇતિહાસ રચી, પોતાના પ્રતિભાશાળી વ્યક્તિત્વની એશિયા અને આફ્રિકાના રાજકીય પુરુષો પર અસરકારક છાપ પાડી, પોતાની ખેલદિલી, શાંતિપ્રિયતા, સિદ્ધાંતપ્રિયતા તથા ઉદારતાનો ભવ્ય સાક્ષાત્કાર કરાવી અને મહાન વિજય પ્રાપ્ત કરી જવાહર બાન્ડુંગથી ઉપડી પ્રથમ કલકત્તે આવ્યા. ત્યાં બાન્ડુંગ વિષે અખબારી પરિષદમાં એમણે જણાવ્યું : "બાન્ડુંગ પરિષદ એ અભૂતપૂર્વ પરિષદ પૂરવાર થઈ છે. એ એક મહાન પરિષદ હતી. એ પરિષદ ખૂબજ વિશિષ્ટ પ્રકારની હતી, કેમ કે જગતમાં બીજે ક્યાંય આવી એકતા સાધી શકાઈ નથી. આ એકતા પોતેજ બાન્ડુંગ પરિષદની મુખ્ય સિદ્ધિ છે."

[ ૬૯ ]

# બહેરામપુરમાં લેવાયેલા નિર્ણયો

બાન્ડુંગથી જવાહર દિલ્હી આવ્યા. અને દિલ્હી આવ્યા બાદ, એમણે બાન્ડુંગમાં જે જે સિદ્ધિઓ પ્રાપ્ત થઈ, તેનું લોકસભામાં ધ્યાન આપતાં જણાવ્યું : "બાન્ડુંગ પરિષદે વ્યવહારુ મૂલ્યોની સમજૂતી સાધી છે. એ પરિષદથી સંયુક્તરાષ્ટ્ર સંસ્થાને પણ બળ મળ્યું છે. આનો અર્થ એ થાય છે કે, એશિયા અને આફ્રિકાએ આ વિશ્વસંસ્થાના કારોબારમાં વધુ અને વધુ ભાગ લેવો જોઈએ." ચીને આ પરિષદમાં જે ખેલદિલી, ઉદારતા અને શાંતિના પ્રયાસોને સફળ બનાવવા જે દૃષ્ટિ રાખી તે માટે જવાહરે ચાઉ-એન-લાઈની પ્રશંસા કરી હતી અને જણાવ્યું કે ચાઉએ ફોર્મોસા પ્રશ્ન અંગે અમેરિકા જોડે સીધી વાટાઘાટ કરવાની જાહેરાત કરી એથી તંદુરસ્ત પરિસ્થિતિ વિકસી છે. જવાહરે એ પણ જણાવ્યું કે બાન્ડુંગ ખાતેની ફોર્મોસા મંત્રણાઓ આગળ ધપાવવાના હેતુથી ચાઉ-એન-લાઈએ શ્રી. કૃષ્ણ મેનનને પેકીંગ ખાતે આમંત્ર્યા છે ને એ આમંત્રણ એમણે સહર્ષ સ્વીકાર્યું છે. જવાહરે એ પણ કહ્યું કે-ઠંડા-યુદ્ધમાંના બન્ને પક્ષો જોડે મિત્રતા હોવાનો ભારતનો વિશિષ્ટ અધિકાર છે. બાન્ડુંગનાં નિર્ણયો વિષે એમણે જણાવ્યું કે : "એશિયાએ ટેકનીકલ સહાય, નાણાં કે સાંસ્કૃતિક સહકાર અને અનુભવોની આપલેની બાબતમાં બીનએશિયાઈ જગત પરજ આધાર રાખવો જોઈએ એવી જે સામાન્ય માન્યતા ને આચરણ છે તેનાથી બાન્ડુંગના નિર્ણયો જુદા પડે છે. પરિષદના નિર્ણયો એશિયાઈ દેશો એકબીજા પાસે જાય, એકબીજાના અનુભવથી પરસ્પર સહકારને ધોરણે લાભ લેવા નિર્ધારિત છે એ વાતની ઘોષણા કરે છે. વળી, સારી રીતે સમજાય તેવા અર્થમાં સંસ્થાનવાદને વખોડી કાઢવામાં પરિષદે સર્વાનુમતે નિર્ણય લીધો છે. સામૂહિક નિકંદનના શસ્ત્રોના ઉત્પાદન અને ઉપયોગ સામે પણ પરિષદે એકીમતે ઉચ્ચારણ કર્યું છે. આમ છતાં પરિષદનો સૌથી અગત્યનો નિર્ણય તો વિશ્વશાંતિ

ને સહકારની ઘોષણાનો હતો." અંતમાં જવાહરે એ પરિષદને અંગે ભારત પર આવી પડેલી જવાબદારીઓ એ સહેલાઇથી અદા કરશે એવો વિશ્વાસ ભારતમાં પોતાને છે તેનું પુનરુચ્ચારણ કર્યું હતું.

'મેડે'ની ઉજવણી અંગે રામલીલા મેદાનમાં મળેલી મજૂરોની સભામાં પ્રવચન કરતાં જવાહરે કામદારોને રાષ્ટ્રના સામાજિક અને આર્થિક જીવનમાં પૂરી રીતે હિસ્સો લેવા હાકલ કરી હતી. ને જણાવ્યું હતું કે માનવસ્વાતંત્ર્ય અને લોકશાહીની સંસ્થાઓને નાબૂદ કર્યા વિના એમ થવું જોઈએ. જવાહરે કહ્યું હતું કે બે દશકા કે એટલા સમયમાં એક લોકશાહી તંત્ર હેઠળ ઔદ્યોગીકરણ સાધવાના ભારતના પ્રયાસો માનવજાતના ઇતિહાસમાં અપ્રતિમ છે.

જવાહરે અલાહાબાદના જાણીતા રાજપુરુષ તેજ બહાદુર સપ્રુની યાદમાં સ્મારકગૃહનું ઉદ્ઘાટન કરતાં તેજબહાદુર સપ્રુને અંજલિ આપતાં કહ્યું કે સપ્રુ એ મહાન નેતા અને ધારાશાસ્ત્રી હતા. એઓ સ્પષ્ટ વકતા, દષ્ટા ને સ્વચ્છ ચિત્તવૃત્તિવાળા હતા. જવાહરે જણાવ્યું કે માનવી ગમે તે વિચાર ધરાવી શકે પણ એ વિચારો એના પર ધુમ્મસ છાઈ દે એવું તો ન જ બનવું જોઈએ. આંતરરાષ્ટ્રીય બનાવોનો અભ્યાસ, નિષ્પક્ષપાત રીતે કરવો જોઈએ, ને આપણા મતોમાં સત્યઘટના ગૂંચવાઈ જાય કે અટવાઈ જાય એવું તો ન જ બનવું જોઈએ.

જવાહરે બીજે દિને લોકસભામાં ગોવાની ગંભીર બનેલી સ્થિતિ તરફ લક્ષ દોર્યું હતું ને ફીરંગીઓને ચેતવણી આપી કે જો એઓ હિન્દી સત્યાગ્રહીઓને ગોવામાંથી બહાર દેશનિકાલ કરશે તો સ્થિતિ છે તેનાથી વધુ ગંભીર બનશે. ગોવામાં બનતા બનાવો પ્રત્યે જવાહરે ખૂબ ચિંતા વ્યકત કરી હતી. ને ભારત હવે પછીનાં પગલાંનો ગંભીરપણે વિચાર કરી રહ્યું છે એમ જણાવ્યું હતું.

હિન્દુ લગ્ન ખરડો જ્યારે લોકસભામાં રજૂ થયો, ત્યારે, જવાહરે એ ખરડાને સમર્થન આપતાં કહ્યું: "હિન્દની પ્રગતિ માત્ર રાજકીય ક્ષેત્રમાં જ નહિ, પણ આર્થિક ને સામાજિક ક્ષેત્રમાં પણ થવી જોઈએ. જ્યારે મહાન દેશ આગેકૂચ કરતો હોય, ત્યારે આ બધી પ્રગતિ પ્રત્યે એનું લક્ષ હોવું જોઇએ...... હિન્દુ કાયદો પ્રગતિશીલ છે; જમાના જોડે બદલાવાની એમાં શકયતા છે. આજે પણ એટલા બધા જુદી જુદી જાતના હિન્દુ કાયદા, દેશના જુદા જુદા ભાગમાં પ્રવર્તે છે, કે, એમાં વિશિષ્ટ રીતે હિન્દુ કાયદો કયો એ કહેવું મુશ્કેલ છે. હિન્દુ કાયદાની મોટામાં મોટી શકિત એ છે કે, પરિસ્થિતિને અનુકૂળ થવાની એનામાં શકયતા

છે." શ્રી. ચેટરજીએ લગ્નસંબંધ પવિત્ર હોવો જોઈએ અને એ ઝટ તોડી શકાય એવો ન હોવો જોઇએ એમ કહ્યું, તેના ઉત્તરમાં જવાહરે જણાવ્યું કે : "માનવ ને માનવ વચ્ચેના પ્રત્યેક સંબંધમાં પવિત્રતા હોવી જોઈએ : એટલે પતિપત્નીના સંબંધમાં એ હોય એ તદ્દન સ્વાભાવિક છે. એ હોય તો એ સંબંધ અત્યંત મીઠો બને છે, એ ન હોય તો અત્યંત કડવો બને છે. મનુ ને યાજ્ઞવલ્કય એ એ યુગના મહાપુરુષો હતા. તેમણે જે કાયદાઓ ઘડ્યા એ એ જમાનાને અનુરૂપ હતા, પરન્તુ, એથી એમ ન કહી શકાય, કે, આજે બદલાયલી પરિસ્થિતિમાં એ લોકોને આપણે જે કાંઈ કરીએ તેમાં સાક્ષીરૂપે લાવવા જોઈએ. આજે બે હજાર વર્ષોમાં જે સમાજનો ઘાટ બદલાયો છે, પ્રશ્ન બદલાયા છે, એ બધું આપણે લક્ષમાં લેવું જોઈએ. આજે હિન્દુઓની એંસી ટકા જાતિમાં છૂટાછેડાનો કાયદો છે, એટલે છૂટાછેડાની છૂટ આપવાથી સમાજ ઉથલપાથલ થઈ જવાનો નથી. મને હિન્દુ સ્ત્રીમાં ને તેમના શીલમાં પૂર્ણ શ્રદ્ધા છે. એથી એ લોકો પ્રગતિ સાધે તેની મને જરા જેટલી પણ ચિન્તા નથી."

જવાહરે દ્વિતીય પંચવર્ષીય યોજના વિષે વિચારણા કરવા રાષ્ટ્રવિકાસ સમિતિને બોલાવી, ને તેમાં એક કરોડ બેકારોને રોજગારી મળે, રાષ્ટ્રીય આવકમાં દર વર્ષે પાંચ ટકાનો વધારો થાય એ મુજબની યોજના ઘડી. જવાહરે એ યોજનાને જનતા ઉત્સાહથી આગળ ધપાવે, એવી ખ્વાહેશ વ્યક્ત કરી. એ માટે જનતાને વિશ્વાસમાં લેવી જોઇએ એમ પણ જણાવ્યું. હિન્દ આ યોજનાઓ દ્વારા ઇતિહાસ ઘડે છે એમ જવાહરે કહ્યું, કારણ કે યુરોપ તો એના ઉપનિવેશોને લીધે ને ઉદ્યોગીકરણને લીધે સમૃદ્ધ થયું, પણ હિન્દ તો, શાંતિમયમાર્ગો દ્વારા, પોતાની પ્રગતિ સાધવા ઇચ્છે છે, ને તેથી એ અપૂર્વ છે. જવાહરે નિષ્ણાત કારીગરો, ગ્રામોદ્યોગો ને નાના પાયાના ઉદ્યોગોનો વિકાસ, ગૃહોનો વિકાસ, વગેરે ઉપર ભાર મૂક્યો.

બહેરામપુરમાં અખિલભારત કોંગ્રેસસમિતિની સભા મળવાની હતી, ને તેમાં અગત્યના નિર્ણયો લેવાવાના હતા. એટલે જવાહર દિલ્હીથી બહેરામપુર ગયા. ત્યાં ગયા તેજ દિવસે સાંજે એક જાહેર સભામાં ભાષણ આપતાં એમણે જણાવ્યું : "આપણા દેશની પ્રગતિમાં અવરોધક એવાં ચાર બળો છે : જ્ઞાતિવાદ, પ્રાંતવાદ, એકતાનો અભાવ અને જાતિવાદ. જો આ અનિષ્ટોને દૂર કરવામાં આવે તો હિન્દમાં સાચા અર્થમાં લોકરાજ સ્થપાય." જવાહરે જણાવ્યું કે : "દેશની એકતા કોઇપણ ભોગે જળવાવી જોઇએ. જ્યાં સુધી જાતિવાદ ને જ્ઞાતિવાદનો સંપૂર્ણતઃ નાશ નહિ કરવામાં આવે ત્યાં સુધી દેશની ભલીવાર નથી. આપણે તો

દેશની ગરીબી ને બેકારી નાબૂદ કરવાની છે. એ મહાપ્રશ્નોમાં આવી મુસીબતો આવ્યાં કરે, એથી પ્રગતિ રૂંધાઈ જાયછે." એમણે આચાર્ય વિનોબા ભાવેએ ઉપાડેલી ભૂદાનપ્રવૃત્તિને વખાણી હતી, અને દેશની પ્રગતિનો એ સાચો માર્ગ છે, એમ પ્રતિપાદિત કર્યું હતું.

જ્યારે મહાસમિતિની બેઠક મળી, ત્યારે, બીજી પંચવર્ષીય યોજના વિષેનો ઠરાવ જવાહરે રજૂ કર્યો. એ રજૂ કરતાં એમણે જણાવ્યું કે: "આપણે અનિવાર્ય રીતે ભારે ઉદ્યોગો ઊભા કરવાના છે. અને તેની સાથે આપણે સામાન્ય વપરાશની ચીજોનું ચાલુ ઉત્પાદન વધારવા ને રોજગારીનું પ્રમાણ વધારવા માટે આપણે ગૃહ અને ગ્રામોદ્યોગોનો મોટા પ્રમાણમાં વિકાસ કરવોજ પડશે. જો આપણી પાસે મોટા પાયા પરના ભારે ઉદ્યોગો હોય તો આપણે ગૃહ અને ગ્રામોદ્યોગોના મોટા પાયા પરના વિકાસદ્વારા તેને સમતોલ બનાવી શકીએ. આપણે એ વિચારવાનું છે, કે, પંચવર્ષીય યોજના અનુસાર ઉત્પાદનમાં વાર્ષિક ત્રણ ટકાનો વધારો થાય છે, જ્યારે દરવર્ષે ૪૫ લાખ જેટલી વસતિ વધે છે. વર્ષે ૧૮ લાખ જેટલાને રોજગારી આપવાની છે. આ બન્ને ક્ષેત્રને લક્ષમાં રાખીને આપણી પ્રગતિનું પ્રમાણ પણ વધવું જોઈએ. બીજી પંચવર્ષીય યોજનામાં ઉત્પાદનના વધારા માટે પાંચ ટકાનું પ્રમાણ સૂચવવામાં આવ્યું છે. એટલે કે બીજી પંચવર્ષીય યોજના પૂરી થયે આપણા ઉત્પાદનમાં ૨૫ ટકા વધારો થશે. ત્રીજી પંચવર્ષીય યોજનામાં વળી ઉત્પાદન વધારાનું પ્રમાણ એથી ઊંચું જશે. આ બધુંજ સખત પરિશ્રમ અને તેટલી સખત કરકસર માગી લ્યે છે. સ્વાધીનતા મળતાં હવે વ્યાપક ઉદ્દેશો જાહેર કરવાથી ચાલે નહિ. કાર્યક્રમો નક્કર હકીકતોમાં રજૂ કરવા જોઈએ. ગમે તેવી શક્તિશાળી સરકાર પણ હવામાં સમાજવાદ સ્થાપી શકે નહિ. સમાજવાદ એવી વસ્તુ છે કે જે સામાજિક તાણાવાણા સાથેજ વિકસે છે. સરકાર કાયદાદ્વારા કે એવી બીજી રીતે ક્રમશઃ સાધારણ સંબંધોમાં પરિવર્તન આણી શકે. પણ પ્રજાએ સમાજવાદમાં વિકસવાનું છે. કોઈ તેના પર તે લાદી શકે નહિ."

બહેરામપુરમાં જવાહરે જ્યારે ત્યાં ધ્વજવંદન થયું, ને સ્વયંસેવિકાઓએ રાષ્ટ્રગીત ગાયું ને બીજા કોઈ એમની સાથે ગાવા ન લાગ્યા, ત્યારે ત્યાં હાજર રહેલા લોકોને ઠપકો આપ્યો હતો. અને રાષ્ટ્રગીત સમૂહમાં ગાઈને આકાશ ગજાવી મૂકવા જણાવ્યું.

જવાહરનો બીજી પંચવર્ષીય યોજના પરનો ઠરાવ લાંબી ચર્ચા પછી પસાર થયો. ચર્ચાન્તે ભાષણમાં જવાહરે કહ્યું: "આપણે દેશની આર્થિક સદ્ધરતા માટે મોટા પાયાના ઉદ્યોગોને પણ વિકસાવવા જોઈએ; નહિ તો આપણે પરાધીન રહેવું પડે. પણ સાથે સાથે ગ્રામોદ્યોગોનો પણ મોટા પ્રમાણમાં વિકાસ સધાવો જોઈએ. તોજ સમતુલા જળવાઈ રહે." જવાહરે માત્ર રાષ્ટ્રીયકરણ ને સમાજવાદીરચના વિષે સૂત્રો પોકારવાથી દેશનો ઉદ્ધાર થવાનો નથી એમ જણાવ્યું. એમણે કહ્યું કે: "આપણે સંગીન કાર્ય કરવા મંડી પડવાનું છે. માત્ર બંધબારણે બેસીને સમાજવાદની પૂજા કરવાથી સમાજવાદ આવવાનો નથી. આ જમાનો અણુયુગનો છે. એટલે અણુની મદદથી આપણે અછતને સ્થાને ભરપૂર ઉત્પાદન કરી શકીએ. આપણે અસમાનતા તો નાબૂદ કરવાની જ છે, ને એમાં જે કાંઇ મુસીબતો આવે તેને પાર કરવાની છે."

આ રીતે બહેરામપુરમાં પોતાના ઠરાવોને વિનાવિરોધે જવાહરે પસાર કરાવ્યા, ને ક્યારેક એમણે વિરોધીઓના સુધારાઓનો પણ ઉદારતાથી સ્વીકાર કર્યો. બહેરામપુરમાં, જવાહરે, જે"મોટામાં મોટી સિદ્ધિ પ્રાપ્ત કરી, તે, બાન્ડુંગના નિર્ણયો મહાસમિતિ પાસે સ્વીકારાવ્યા, બીજી પંચવર્ષીય યોજનાનો સ્વીકાર કરાવ્યો ને એ રીતે દેશની સમાજવાદના ધ્યેય પ્રત્યે આગેકૂચ કરાવી.

બહેરામપુરથી જવાહર દિલ્હી આવ્યા. ત્યાં 'રાષ્ટ્રીય સંગ્રહાલય'નું ઉદ્દઘાટન કરતાં, જવાહરે રાષ્ટ્રજીવનમાં સંગ્રહાલયોની વિશેષતા સમજાવી હતી. જવાહરે જણાવ્યું કે: "શિક્ષણનું એ એક અણમોલ વાહન છે. એ આપણે, માનવીઓએ યુગે યુગે કેવી ને કેટલી પ્રગતિ કરી તેનો જીવંત ઇતિહાસ એ દૃષ્ટિ સમક્ષ રજૂ કરે છે. આપણી સંસ્કૃતિમાં અન્ય અસરો ક્યારે અને શી રીતે આવી તે એ જણાવે છે. ને આપણી સંસ્કૃતિની અન્ય સંસ્કૃતિ પર કેવી ને કેટલી અસર થઈ તેનું પણ એ બયાન જીવંત રીતે આપણી સમક્ષ રજૂ કરે છે." એ ઉદ્દઘાટન વખતે, જવાહરે, 'મ્યુઝિયમ' ને માટે 'અજાયબઘર' ને 'જાદુઘર' એ બે શબ્દો નકારી કાઢ્યા હતા, ને જણાવ્યું હતું કે એમાં બરાબર અર્થનિષ્પત્તિ થતી નથી. એમણે પછી પોતાના ભાષણમાં 'સંગ્રહાલય' શબ્દ વાપર્યો હતો.

કાશ્મીર ને હિન્દ જોડેના અન્ય ઝઘડાઓનું શાંતિભર્યું સમાધાન થાય તે માટે વાટાઘાટ કરવા પાકીસ્તાનના વડા પ્રધાન જવાહરને મળવા દિલ્હી આવ્યા. જવાહરે વિમાન ઘર પર એમનું સ્વાગત કર્યું હતું. એમણે જણાવ્યું કે એઓ પોતે કરાંચીથી કાંઈ ચોક્કસ દરખાસ્તો લાવ્યા નથી, પણ બાન્ડુંગ પરિષદને

ધોરણે એઓ ચર્ચા કરવા માગે છે. વાટાઘાટ શરૂ થતાં પૂર્વે, પાકીસ્તાનના વડા પ્રધાને નોઆકાલમાં પાકીસ્તાનના સૈનિકોએ હિન્દી સંઘની સરહદમાં ઘૂસી જઈને હિન્દના સૈનિકોને ને કેટલાક લોકોને જાનથી ઠાર કર્યા હતા, તે માટે પોતાનો અત્યંત ખેદ જાહેર કરી, સંયુક્તરાષ્ટ્ર પરિષદની તપાસને અંતે જો પાકીસ્તાન એ બનાવ માટે જવાબદાર ઠરે, તો, જે અમલદારો એ કૃત્ય માટે જવાબદાર હશે તેને સખતમાં સખત હાથે પોતે સજા કરશે એવું વચન આપ્યું હતું, ને પછી વાટાઘાટની શરૂઆત કરી હતી, તેમાં મૌલાના આઝાદ ને પંડિત પંતે પણ ભાગ લીધો હતો. વાટાઘાટને અંતે નોઆકાલ જેવા બનાવો ફરી બનવા ન પામે તે અંગે હિન્દ ને પાકીસ્તાન વચ્ચે સમજૂતી થઈ હતી. ને એને અંગે, પંડિત પંત અને પાકીસ્તાનના વડા પ્રધાન ઇસ્કંદર મીરઝાની એક સમિતિ મુત્સદ્દો ઘડવા નીમી હતી.

વાટાઘાટ જ્યારે કાશ્મીરના પ્રશ્ન પર આવી ત્યારે એની ગતિ અત્યંત ધીમી પડી ગઈ હતી, કારણ કે, એ પ્રશ્ન જ અત્યંત વિકટ હતો. બન્ને પંજાબોની સરહદ આંકણીનું કામ ત્રણ મહિનામાં પતાવવાનું, બન્ને દેશના વડા પ્રધાનોએ નક્કી કર્યું ને બન્ને પક્ષનાં સરહદપરનાં સશસ્ત્ર દળો ઘટાડવાનું પણ નક્કી થયું.

ચાર દિવસ આ વડા પ્રધાનોની વાટાઘાટ ચાલી પણ એનું પરિણામ જોઈએ તેવું સંતોષકારક આવ્યું નહિ. કારણ કે બન્નેની દૃષ્ટિમાં મૂળગત પ્રબળ ભેદ હતો. ભવિષ્યમાં વધુ વાટાઘાટો ચલાવવાનો નિર્ણય લઈને બન્ને વડાપ્રધાનો છૂટા પડ્યા.

જવાહરે, કોંગ્રેસ ધારાસભા સમક્ષ પ્રવચન કરતાં જણાવ્યું કે એમની સરકાર ખાનગી સાહસોને પ્રોત્સાહન આપશે, પણ તે રાષ્ટ્રીય ઉદ્યોગોના ભોગે નહિ. જવાહરે એ પણ જણાવ્યું કે પ્રજાસમાજવાદી પક્ષનો સમાજવાદનો ખ્યાલ ગલત છે, ને એ લોકોની પ્રવૃત્તિ સમાજવાદની સ્થાપના કરી શકશે નહિ.

મહિલા કાર્યકરોની પરિષદ ખુલ્લી મૂકતાં જવાહરે જણાવ્યું કે: "આપણા રાષ્ટ્રના સામાજિક માળખામાં ક્રાન્તિકારી ફેરફારો કરવાની જરૂર છે. એવી ક્રાન્તિ મહિલાઓજ સત્વર આણી શકે. સામાજિક ક્રાન્તિ સિવાય આપણી બધી આર્થિક યોજનાઓ નિષ્ફળ જશે. જીવનની સારી વસ્તુઓ જૂજ લોકો માણે એ યોગ્ય નથી. આપણે ઓછામાં ઓછું સુવાન પેઢીને તો સમાન હક માટેની ખાતરી આપવી જોઈએ."

અકાલીઓ પંજાબ પ્રાંત માટે ઉગ્ર ચળવળ ચલાવતા હતા, તેમને જવાહરે પડકાર્યા, ને દેશહિતવિરોધી આંદોલનથી, ને પ્રાંતવાદ ને કોમવાદથી દેશને જે પારાવાર હાનિ થતી હતી તે પ્રત્યે એમણે લક્ષ ખેંચ્યું. ને સરકાર એવી પ્રવૃત્તિ સામે કડક પગલાં લેશે એવી પણ ચેતવણી આપી.

બાન્ડુંગ જતી ચીનની પ્રતિનિધિ ટુકડીના વિમાનને અકસ્માત થયો હતો તે અંગેની ઇન્ડોનેશિયાની તપાસસમિતિનો અહેવાલ આવ્યો હતો. તેમાં ચોક્કસ કાવતરું હતું, એમ પૂરવાર થયું, અને બ્રિટીશ અમલદારોને એ વિષે અગાઉથી ચેતવ્યા હોવા છતાં, એમણે કશાં પગલાં ન લીધાં, એમ પણ જણાવવામાં આવ્યું. આ અહેવાલ પર જવાહરે લાગતાવળગતા જોડે મંત્રણા ચલાવી ને શાં પગલાં લેવાં તેની વિચારણા કરી.

જવાહરે નવી દિલ્હીમાં પત્રકાર પરિષદમાં બોલતાં જણાવ્યું હતું કે: "ગોવાનો પ્રશ્ન ઉકેલની ઘણી સમીપ આવી પહોંચ્યો છે. જે દેશો એક વખત ગોવા અંગે ભારતની ટીકા કરતા હતા, તેઓ પણ ગોવાનું ભારત જોડે જોડાણ થઈ જવું જોઇએ એ વાત સાથે સહમત થાય છે." જવાહરે એ સ્પષ્ટ કર્યું હતું કે વધુ હિન્દીઓ સત્યાગ્રહમાં ભાગ લે એવું હિન્દ સરકાર ઇચ્છતી નથી. જવાહરે હિન્દે ગોવાની સરકાર સામે જે આર્થિક પગલાં લીધાં હતાં તેનો ખ્યાલ આપ્યો હતો. જવાહરે જણાવ્યું કે : "જ્યારે લોકબળને માન આપીને બ્રિટીશ જેવી વિરાટ સત્તાને જવું પડ્યું, તો ગોવા તો નાની સત્તા હતી. એ અહીં રહે એ ઐતિહાસિક દૃષ્ટિએ શક્ય નથી. ને હિન્દ એ નાના ટુકડાને વિદેશી હકૂમત હેઠળ નભાવી લે એવી અપેક્ષા રાખવી એ ખોટું છે." જવાહરે એ પણ જણાવ્યું કે હિન્દ સરકાર કશાથી ડરતી નથી, પણ ફક્ત એકજ વસ્તુથી ડરે છે, ને તે એવી નીતિના અનુસરણથી કે જે આપણી વિશાળનીતિ, તથા આપણી નેમ, તથા આપણી પદ્ધતિ સાથે સુસંગત ન હોય. જોકે, આપણી નીતિમાં વખતો વખત ઘટતા ફેરફાર કરવામાં આવશે, પણ મૌલિક રીતે તો એ શાંતિમય નીતિ હશે. એવી નીતિ કે જેમાં પોર્ટુગીઝો બરાબર વર્તન ન કરે તો પણ શાંતિમય વાટાઘાટ અને પતાવટ માટે હમેશાં દરવાજો ખુલ્લો રહેશે."

લોકસભાની કચેરીએ એક સામયિક પ્રગટ કર્યું, તેમાં લખતાં જવાહરે જણાવ્યુ : "હિન્દ માટે પાર્લામેન્ટની પદ્ધતિ એની ગમે એટલી મર્યાદાઓ હોવા છતાં સાચી છે. જો કે એમાં બંધારણમાં કેટલાક ફેરફાર કરવાની મૂળભૂત રીતે જરૂર પડી છે. મને લાગે છે કે આપણા દેશમાં આપણે જે 'પાર્લામેન્ટરી પદ્ધતિ'

અપનાવી છે તે આપણા દેશની જરૂરિયાતને પૂર્ણ રીતે સંતોષે એમ છે, ને જ્યારે આપણે એ પદ્ધતિને ગામડામાં પંચાયતરાજ સુધી પહોંચાડીએ છીએ ત્યારે આપણા દેશની પુરાણી પદ્ધતિ જોડે એનો સુરસ મેળ જામે છે. આથી એ રાજ્ય-પદ્ધતિ ભલે અર્વાચીન લાગે પણ એનાં મૂળ તો દૂરનાં ભૂતકાળમાં આપણને જડે છે. આ પદ્ધતિનો કેટલાક વિરોધ કરે છે ને કહે છે કે એની ગતિ ઘણી મંદ છે. ને તેથી જમાનાની પ્રગતિ જોડે એનો મેળ ખાતો નથી. પરન્તુ, આપણે તો જે પદ્ધતિ વધારેમાં વધારે લોકહિત સાધી શકે તેવીજ પદ્ધતિ ચલાવવી જોઈએ."

યુરોપની પોતાની ઐતિહાસિક શાંતિયાત્રાએ જતાં પહેલાં જવાહર દિલ્હીથી પૂના આવે છે. પૂનામાં એમને માટે ભરચક કાર્યક્રમ ગોઠવવામાં આવે છે. ત્યાં ઘોડદોડના મેદાનમાં ભાષણ આપતાં જવાહરે જણાવ્યું કે : "હું રશીયા કે પૂર્વયુરોપના દેશોની મુલાકાતે જાઉંછું તેની પાછળ રાજકીય કે એવું કોઈ બીજું ધ્યેય નથી. હું કોઈપણ જૂથ વચ્ચે દરમ્યાનગીરી કરવા જતો નથી. દરમ્યાનગીરી કરવાનો પણ નથી. કોઈપણ મુદ્દાઓ અંગે મંત્રણા કે મધ્યસ્થી કરવાને જતો નથી." જવાહરે એ પણ જણાવ્યું કે : "ગોવા માટે એઓ કોઈ પોલીસપગલું લેવાના નથી, કે લશ્કર મોકલવાના નથી."

'રાષ્ટ્રીય સંરક્ષણ વિદ્યાપીઠ'ના વિદ્યાર્થીઓને ઉદબોધન કરતાં જવાહરે જણાવ્યું કે : "આપણા દેશની સરકાર એક છે, આ દેશની પાર્લામેન્ટ એક છે, અને છતાં કયારેક કયારેક આપણા દેશના માણસો જુદા જુદા ઝંડા લઈને ઊભા થઈ જાય છે ત્યારે મને રોષ ઉપજે છે. હું કહું છું કે આ દેશનો ઝંડો એકજ છે, અને તે રાષ્ટ્રીય ઝંડો છે, ભારતનો ઝંડો છે એમજ આપણને લાગવું જોઈએ. આ ભાવના સાથે તમે અહીં ઉછરી રહ્યા છો, તાલીમ લઈ રહ્યા છો. તાલીમ લઇ રહ્યાં પછી જ્યારે વિશાળ દુનિયામાં પ્રવેશો ત્યારે પણ આ ભાવનાનેજ વધુ ફેલાવજો."

પ્રાકૃતિક સૌંદર્યથી ભરપૂર ખડકવાસલાનું લશ્કરી તાલીમકેન્દ્ર, જવાહરના આગમનથી ઓર દીપી ઊઠતું હતું રશીયા જતાં પૂર્વે જવાહર અહીં એ કેન્દ્રનું ઉદઘાટન કરવા આવ્યા હતા. જવાહરને લશ્કરી સલામી અપાઈને તે એમણે ખાસ ઊભા કરેલા મંચ પર ઊભા થઈને ઝીલી. આસપાસના રળિયામણા ડુંગરોના દશ્યથી જવાહર ઝળકી ઊઠયા હતા, ને તેમણે એમના ભાષણમાં કહ્યું કે: "આપણે જે પહાડોની વચ્ચે ઊભા છીએ, તે પહાડોએ ઘણો ઇતિહાસ જોયો છે,

ને સર્જાય પણ છે. ઇતિહાસ લખાય છે. કલમથી પણ એ બને છે ને બનાવોથી. આપણો મુલક એકવાર સમૃદ્ધ હતો. લોકોએ ત્યાગ, પરિશ્રમ, બલિદાન દઈને એને સમૃદ્ધ બનાવ્યો હતો. પણ જેમ દરેક દેશના ઇતિહાસમાં બને છે તેમ આપણે પણ એકવાર પાછળ રહી ગયા. ને દુનિયાના અન્ય દેશો આગળ વધી ગયા. એ તફાવત દૂર કરવા આપણે પ્રયત્ન કરવો પડશે. ને આપણે ઝડપથી પ્રગતિ કરવી પડશે. આ માટે તમારી ઉપર મીટ માંડવામાં આવે છે. તમે જો જરા ગફલતમાં રહેશો તો દેશ પાછળ પડી જશે."

જવાહર પૂનાનો ભરચક કાર્યક્રમ પતાવી, ત્યાંથી મુંબઈ આવી, એમના જીવનની એક ભવ્ય યાત્રા—પૂર્વ યુરોપની અને તેમાંય ખાસ કરીને રશીયાની શાંતિયાત્રા—માટે શાંતાક્રુઝ વિમાનઘરેથી ઉપડ્યા. એમની જોડે આ સફળ વિજયયાત્રામાં એમની પુત્રી શ્રીમતિ ઈન્દિરા ગાંધી, વિદેશખાતાંનાં મુખ્યમંત્રી શ્રી. પીલાઈ અને સંયુકત મંત્રી શ્રી. અઝીઝ હુસેન હતા.

જવાહર જ્યારે હવાઈ મથકે એમની ભવ્ય અને રોમાંચક ઐતિહાસિક યાત્રા માટે આવી પહોંચ્યા, ત્યારે મુંબઈની પચરંગી જનતાએ એમને જયનાદો અને હર્ષનાદોથી વધાવી લીધા હતા.

જવાહર 'રાણી ઓફ અજંટા' વિમાનમાં રશીયા, પૂર્વ યુરોપ ને મધ્યપૂર્વના પ્રવાસે ઉપડ્યા. એમણે ઉપડતાં પૂર્વે કહ્યું : "હું આશાવાદી છું......અને આ પ્રવાસમાં હુ હિન્દની છત્રીશ કરોડ જનતાની શુભેચ્છા તથા આશિષો લઈ જઈ રહ્યો છું."

૭૦

# જવાહરની શાંતિયાત્રા

જવાહર ચોથી જુને, એમના જીવનની એક અત્યંત મહત્વ પૂર્ણ અને જગતની તવારીખમાં યાદગાર એવી એમની જગતશાંતિની યાત્રાએ ઉપડ્યા. સદીઓથી હિન્દે વિદેશોમાં પોતાના શાંતિદૂતો પાઠવ્યા છે. બુદ્ધ ભગવાનના સમયથી, અશોક વગેરે સમ્રાટોએ, પોતાના અનુયાયીઓ દ્વારા જગતને શાંતિ ને પ્રેમનો સંદેશો પાઠવ્યો છે. હિન્દે કોઈપણ વિદેશપર શસ્ત્રોનું આક્રમણ કર્યું નથી કારણ કે, હિન્દી સંસ્કૃતિમાં ભૌતિક વિજયને વિજય ગણવાનો શિરસ્તો નથી. હિન્દની સંસ્કૃતિ તો આક્રમણમાં માને છે પણ તે પ્રેમનું આક્રમણ છે. અવેરથી વેરને જીતતાં એ શીખ્યું છે, ને વારંવાર દુનિયાને શીખવવા એણે પ્રયત્ન કર્યો છે. આ જવાહરનો એવોજ બીજો મહાપ્રવાસ હતો. એ અમેરિકા ગયા હતા, એની પર નૈતિક વિજય મેળવવા. એ રશીયા ચાલ્યા, જગતશાંતિની ભાવનાને વધુ સુદૃઢ કરવા. જવાહરને એમના ગુરુએ પઢાવેલા સંદેશા, જગતને પઢાવવા હતા.

અમેરિકા ને રશીયા બન્ને જગતની શાંતિ માટે ભયરૂપ મહાસત્તાઓ હતી. એ બે સત્તાઓ પોતપોતાનાં જૂથો બનાવીને બેઠી હતી. ને પોતાનાં જૂથનો વિસ્તાર વધાર્યે જતી હતી. એથી શાંતિદેવી પ્રતિપળે વધુ ને વધુ અકળાતી હતી. યુદ્ધનો જ્વાળામુખી ક્યારે ફાટી નીકળશે, એ કહેવાતું નહોતું. કોરિયા, ફોર્મોસા, હિન્દી ચીન, એ બન્ને ક્ષેત્રોમાં એ બન્ને સત્તાઓની સાઠમારી પરોક્ષ રીતે થઈ, અને એ જોતાં જગત મહાસંહારને પંથે ધસી જાય છે એમ લાગતું હતું. એમાંથી જવાહરે જગતને તાર્યું હતું. ડૂબતા જગતને તારનાર વરાહ અવતાર આ યુગમાં જવાહર બનીને આવ્યો હતો.

જવાહરનો પંથ સાચો હતો. એથી એને અગ્નિના મુખમાં પ્રવેશતાં કોઈપણ જાતનો ડર નહોતો. એ તો નિર્ભય હતો જ, પણ જગતને પણ મા ભૈઃ। નો મંત્ર સુણાવવા જતો હતો. દુનિયાની આગને ઠારવા જતો હતો. ઠંડા યુદ્ધનો

હવે ફેર્મોસાથી અંત આવે, એ માટે એ વીર કોશિશ કરવા જતો હતો. એથીજ રશીયાના શત્રુદેશ અમેરિકાનું અખબાર 'ન્યુયોર્ક ટાઇમ્સ' પણ જવાહરની આ યાત્રાને શાંતિયાત્રા તરીકે વર્ણવે છે, અને જવાહરના રશીયા જવાથી શાંતિને પથે દુનિયા આગળ વધશે એવી શુભેચ્છા પ્રગટ કરતું હતું.

જવાહર હિન્દથી પોતાની શાંતિયાત્રા અર્થે ઉપડ્યા, ને, પ્રથમ, ઝેકોસ્લોવેકિયાની રાજધાની પ્રેગમાં પહોંચ્યા. ઝેકોસ્લોવેકિયાના પ્રત્યેક અખબારે આ વિશ્વમશહૂર અતિથિના માનમાં ખાસ આવૃત્તિઓ કાઢી. એમાં એમના જીવનની ઝરમર આપી ને જવાહરના હિન્દનો સંક્ષિપ્ત પરિચય આપ્યો.

જેવા વિમાનઘર પર જવાહર ઉતર્યા ત્યાં વિમાનઘરથી, જવાહરના અતિથિગૃહ સુધીનો માર્ગ માનવમહેરામણથી ઊભરાતો હતો. આ એશિયાના મહાનનેતાના દર્શનાર્થે પ્રજા આતુર હતી. જવાહરનું સ્વાગત કરવા ઝેકોસ્લોવેકિયાના વડા પ્રધાન, વિદેશપ્રધાન વગેરે સર્વે વિમાનગૃહ પર હાજર હતા. જવાહરનું વિમાનઘર પર સ્વાગત થયું, એટલુંજ નહિ, પણ, એઓ ઝેકોસ્લોવેકિયામાં જે ચોવીશ કલાક ગાળવાના હતા, તેમાં એમને માટે ભરચક કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો, કે, જેથી એઓ ત્યાંનું પ્રાકૃતિક દર્શન આસાનીથી કરી શકે, અખબારી તથા જનતાના પ્રતિનિધિઓને મોકળાશથી મળી શકે અને રાજ્યતંત્રનું નિરીક્ષણ કરી શકે. જવાહરે ચોવીશ કલાકમાં ઝેકોસ્લોવેકિયાનું હાર્દ નિહાળ્યું, ને જગતશાંતિ માટે ત્યાંના વડા પ્રધાન જોડે દોઢ કલાક મંત્રણા ચલાવી. અને ત્યાંના વડા પ્રધાને જાહેર કર્યું કે જવાહરના આગમનથી ઝેકોસ્લોવેકિયા ને હિન્દ વચ્ચે મૈત્રીની ગાંઠ વધારે દૃઢ બની છે.

પ્રાગમાં, અતિથિ તરીકે ભવ્ય સન્માન મેળવી, જવાહરે એમની રશીયાની મહાયાત્રાનો પ્રારંભ કર્યો.

રશીયાનું પાટનગર મોસ્કો તો મહાન ઉત્સવની તૈયારી કરતું હતું. એને આંગણે જગતનો શાંતિ દૂત આવતો હતો. એને આંગણે એશિયાનો નવવિધાયક પધારતો હતો. મોસ્કો એને વધાવવા ઘેલું બન્યું હતું. જવાહર જે માર્ગેથી જવાના હતા, ત્યાં, ધ્વજો, હિન્દ રશીયા મૈત્રીનાં સૂત્રો, પુષ્પો વગેરેથી સજ્જ હતા. માર્ગની બન્ને બાજુએ શિસ્તબદ્ધ રીતે સોવિયેટ જનતા જવાહરને દર્શન માટે ઉત્કંઠિત ઊભી હતી. દશમાઇલનો માર્ગ માનવસાગરથી ઉભરાતો હતો. કલાકોથી જનતા સ્વાગતાર્થે ઊભી હતી, છતાં નહોતો કોઈને થાક, નહોતો કંટાળો, નહોતી બેચેની. એ તો ઊભા જ હતા, ભલે કલાકો વીતે, છતાંય

એશિયાની વિભૂતિનાં દર્શન વિના પાછા જવું નથી એવા કૃત નિશ્ચયી શક્તિથી, એવા અદમ્ય ઉત્સાહથી.

જવાહર મોસ્કોના વિમાન ઘરે આવ્યા અને હવાઈઘર પર ઉતરવાને વિમાન નીચું નમ્યું કે એક ખાસ વિમાનદ્વારા, એમની મંડળી ઉપર સુગંધી અને રંગબેરંગી પુષ્પોની વર્ષા વર્ષી. છેલ્લાં ઓગણીસ વર્ષમાં, કોઈપણ દેશી કે વિદેશી યાત્રિકને જે માન મળ્યું નહોતું, તે માન, આજે રશીયા હિન્દના ને એશિયાના આ મહાન નેતાને આપતું હતું. મોસ્કોમાં આ જાતનું સ્વાગત અભૂતપૂર્વ હતું. જવાહર જેવા વિમાનમાંથી ઉતર્યા, તેવા આ રહસ્યભૂમિના પ્રણેતાઓ, વડાપ્રધાન માર્શલ બુલ્ગેનીન, ક્રુશ્ચેવ, મોલોટોવ વગેરેએ એમનું પુષ્પહાર પહેરાવી સ્વાગત કર્યું. જવાહર આ ભવ્ય સ્વાગતથી પ્રફુલ્લતા અને કૃતજ્ઞતાની લાગણીઓ અનુભવતા હતા. જવાહર પછી જેવા બુલ્ગેનીનની જોડે ઊભા રહ્યા કે રશીયન રાષ્ટ્રગીત અને હિન્દનું રાષ્ટ્રગીત ત્યાંના બેન્ડે વગાડ્યું.

૨૮ વર્ષ પછી જવાહર આ ભૂમિમાં આવતા હતા. અને તે પછી દુનિયાનો નકશો બદલાઈ ગયો હતો. દુનિયા બદલાઈ ગઈ હતી. જવાહરે હિન્દીમાં બોલતાં જણાવ્યું: " ઘણા વખતથી હું આ ભૂમિમાં આવવા ઇચ્છતો હતો, અને આજે એ મારી મનીષા ફળી છે. આજે હું સાદા પ્રવાસી તરીકે નહિ પણ શુભેચ્છાના સંદેશવાહક તરીકે અહીં આવ્યો છું. મને તો પૂરેપૂરો ઇતબાર છે કે આ પ્રવાસ આપણા બે દેશો વચ્ચેનો સંબંધ વધુ દૃઢ બનાવશે." જવાહરે લશ્કરી સલામી ઝીલી, ને બુલ્ગેનીને મોટા અધિકારીઓ ને પ્રધાનમંડળની જવાહરની જોડે પિછાન કરાવી.

મોસ્કોના ઉત્સુક નગરજનો, જેઓ કલાકોથી જવાહરની રાહ જોતા ઊભા હતા, તે જવાહરનાં યથેચ્છ દર્શન કરી શકે અને જવાહર પણ એ લોકોના મુખ પર આનંદ છે કે ગમગીની, તેનો બરાબર તાગ કાઢી શકે તેથી ખુલ્લી મોટરમાં દશમાઇલના પંથે ગયા. મોસ્કોની ઉત્સાહી જનતાએ, જવાહરને જોતાં વેંતજ, એમનું તાળીઓના ગડગડાટથી, પુષ્પોથી, હર્ષનાદોથી, એમનું જયનાદોથી અને શાંતિના પ્રતીક સમાં સફેદ કબૂતરો ને છૂટાં મૂકીને, ભાવભીનું સ્વાગત કર્યું. જાણે સમગ્ર મોસ્કો પોતાનું દિલ એમની સમક્ષ પ્રગટ કરતું હતું. જાણે મોસ્કોની સમસ્ત આતિથ્યભાવના અહીં કેંદ્રિત થઇ હતી. મોસ્કોના નભોમંડળમાં જાજ્વલ્યમાન સૂર્ય પ્રકાશતો હતો ને ત્યાંની જનતાના દિલમાં પણ પ્રકાશ હતો. જવાહર પુષ્પોના હાર અને તોરાના ઢગ નીચે જાણે દટાઇ જતા હતા. માર્ગમાં

થોડે થોડે સમયે પુષ્પો ખીજી મોટરમાં હાલવવાં પડતાં હતાં. મોસ્કોની પ્રજાનું એશિયાના આ મહાન નેતાનું આતિથ્ય સ્વયંભૂ હતું. જવાહર પર ત્યાંની જનતા મુગ્ધ હતી અને એને જોવા, જાણવા તથા સમજવા અધીરી થઇ હતી. જવાહરની મોટર ધીમી ગતિએ ચાલતી હતી, કારણ કે પુષ્પો ને પુષ્પહારો લોકો ફેંકયે જ જતાં હતાં. માર્ગ પર લોકોની જે હાર હતી, તે ખૂબ ઊંડી હતી. એકની પાછળ એક એમ ૫૦, ૬૦ માણસો ઊભા હતા. એ દિવસે મોસ્કોમાં જવાહરના માનમાં જાહેર તહેવાર હતો, એટલે કારખાનાંઓ, ઑફીસો, શાળાઓ, કોલેજો બધે રજા હતી. રસ્તામાં ઠેરઠેર, જવાહરના સ્વાગતનાં સૂત્રો હિન્દીમાં ને રશીયન ભાષામાં મોટે અક્ષરે લખાયલાં આંખે ઊડીને વળગે એવાં હતાં.

મોસ્કોના વડા પ્રધાન, આ પહેલીજવાર, મોસ્કોના રસ્તા પર, ખુલ્લી મોટરમાં ફરતા હતા. જવાહર અને બુલ્ગેનીન જે મોટરમાં બેઠા હતા તે મોટર એક તરફ હિન્દના ત્રિરંગીથી ને બીજી તરફ રશીયાના હથોડી ને છીણીના ધ્વજોથી શણગારાયલી હતી. રશીયાના એકેએક અખબારે, જવાહરના આગમન સમયે ખાસ જવાહર આવૃત્તિ પ્રગટ કરી હતી. ને એમાં જવાહરનો સંક્ષિપ્ત જીવન પરિચય તથા હિન્દે છેલ્લાં ૭ વર્ષોમાં મેળવેલી સિદ્ધિનું ચિત્રણ હતું. પંચશીલાના સર્જક તરીકે જવાહરની પિછાન કરાવી હતી. આવી રીતે રશીયાના પાટનગરમાં જવાહરનું સ્વાગત થયું એ તો રશીયાની તવારીખમાં અભૂત પૂર્વ હતું. વિદેશી રાષ્ટ્ર દૂતોના મોવડીસમા સ્વિટ્ઝર્લેન્ડના એલચીએ આ પ્રસંગે જણાવ્યું કે: "વર્તમાન ઇતિહાસમાં આવો સ્વયંપ્રેરિત સત્કાર અને સ્વયંભૂ ઉત્સાહ કોઇપણ રાજપુરુષનો ક્યાંય મેં મારી જિંદગીમાં જોયો નથી. એ સ્વાગતમાં ઔપચારિકતા નહોતી, પણ જનતાનો ઉમળકો હતો, સાચું દિલ હતું, પ્રેમની ઉષ્મા હતી અને ઉચ્ચ પ્રકારની કદરદાની હતી. જવાહરની રશીયાની મુલાકાત એ રશીયાના ઇતિહાસમાં એક ચિરસ્મરણીય પ્રસંગ કહી શકાય."

જવાહર સાંજે એમના નિવાસસ્થળે પહોંચ્યા પછી એમને સંપૂર્ણ આરામ લેવા દીધો હતો. કારણ કે, બીજે દિવસથી એમને માટે ભરચક કાર્યક્રમ યોજવામાં આવ્યો હતો. એમના સોળ દિવસના પ્રવાસમાં, મોટાં મોટાં ઔદ્યોગિક કેન્દ્રો, જંગી કારખાનાંઓ, નહેર યોજનાઓ, ખેતીવાડી, શૈક્ષણિક ને સાંસ્કૃતિક કેન્દ્રો, કલાધામો વગેરે જોવાનો તથા વિદ્યાર્થીઓ, મજદુરો, કિસાનો, કલાકારો વગેરેની મુલાકાતો યોજાયાં હતાં.

બીજે દિવસે, બપોરે દોઢ વાગ્યાથી, જવાહરનો કાર્યક્રમ શરૂ થતો હતો, અને પ્રથમ એઓ રશીયાના સર્વોચ્ચ સ્થાનસમા ક્રેમલીનની મુલાકાતે ગયા.

રશીયાના શાંતિપ્રયાસો સાચા દિલના છે એમ જણાવ્યું હતું. આ વખતે પૂર્વના નૃત્યનો પણ એક સમારંભ ગોઠવવામાં આવ્યો હતો.

ત્રીજે દિને, જવાહરનો કાર્યક્રમ ભરચક હતો. એમણે સવારમાં મોસ્કોની ભૂગર્ભ રેલ્વેની સહેલ માણી હતી. એ વખતે મોટી સંખ્યામાં આતુર મોસ્કો વાસીઓ જવાહરને ઘેરી વળ્યા હતા. અને જવાહર જે ડબ્બામાં બેઠા તે તરફ નગરજનો દોડી ગયા હતા. જવાહરે પણ ઉતારુઓ જોડે વાતચીત કરી હતી, ને ચોથે સ્ટેશને ઉતરી ગયા હતા. ત્યાંથી એઓ મોસ્કો વિશ્વવિદ્યાલય જોવા ગયા હતા. ૨૦ માળના એ મકાનમાં, ૨૨,૦૦૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. જવાહરે ત્યાં બધા વિભાગોનું નિરીક્ષણ કર્યું હતું. જવાહરે ત્યાં વિદેશીભાષાઓ કેવી રીતે શીખવવામાં આવે છે તથા વિદ્યાર્થીઓની પરીક્ષાપદ્ધતિ કેવી છે તેની માહિતી રસપૂર્વક મેળવી હતી. વિદ્યાપીઠે જવાહરને એક ચન્દ્રક ભેટ આપ્યો હતો ને એક હિન્દી લેખકના ભૂસ્તર શાસ્ત્રના ગ્રન્થની, જે પુસ્તક ત્યાંની વિદ્યાપીઠમાં પાઠ્યપુસ્તક છે, તેની ભેટ આપી હતી. જવાહરે વિદ્યાર્થીઓને ઉદ્દેશીને કહ્યું કે : "તમારો દેશ ઘણો મોટો છે, પણ તમારા મનની ને હૃદયની વિશાળતા જોતાં ભૌગોલિક વિશાળતા કાંઈ વિસાતમાં નથી." ત્યારપછી જવાહર હિન્દી ચિત્ર સંગ્રહાલય જોવા ગયા હતા. ત્યાં તેમણે સંખ્યાબંધ હિન્દી ચિત્રો તેમજ હિન્દ અંગેનાં રૂસી કલાકારોનાં ચિત્રો જોયાં હતાં. વળી, જૂના ભરતકામનાં, ને તાડપત્રો તથા હસ્તપત્રોના નમૂનાઓ જોયા હતા. ત્યાં જવાહરનાં પણ ચાર ચિત્રો હતાં.

ત્યાંથી જવાહર એક માધ્યમિક શાળાની મુલાકાતે ગયા હતા. ત્યાં બાળકોએ તેમને હર્ષનાદોથી આવકાર આપ્યો હતો. એક ચકોર બાળાએ તેમને ફૂલહાર અર્પણ કર્યો હતો ને તેમના ગળામાં એક રૂમાલ બાંધી આપ્યો હતો. આ બાળાની ચપળતાથી ખુશ થઇને થી, જવાહરે પોતાના હાથમાંની સુખડની દંડૂકી તેને ભેટ આપી હતી. જવાહર જ્યાં જતા ત્યાં લોકોનાં ટોળાં બેકાબૂ બની જતાં. આવો અનુભવ રશીયન પોલીસને કદિ થયો નહોતો. તેથી તેઓ વિમાસણમાં પડી જતા.

જવાહરે આમ ત્રીજે દિવસે, મંત્રણાનો ત્રીજો તબક્કો પૂરો કર્યો હતો. આ મંત્રણા જગત શાંતિને પથે આગળ વધતી હતી. આ મંત્રણાને પરિણામે, રશીયાએ પંચશીલાના સિદ્ધાંતનો સ્વીકાર કર્યો હતો. જવાહરે એમના ભાષણમાં સોવિયેટને શાંતિ વાંછું મહારાષ્ટ્ર તરીકે બિરદાવ્યું અને જગતની તંગદિલી ઓછી કરવા સોવિયેટ રશીઆએ કરેલા પ્રયત્નો માટે જવાહરે એમને મુબારકબાદી આપી હતી.

અને જગત શાંતિના ચાહકોને હવે પોતાના પ્રયત્નો અવિરત ચાલુ રાખી, સક્રિય કાર્ય કરવાનો સમય આવી લાગ્યો છે એમ જણાવ્યું હતું.

આ રીતે જવાહરે મોસ્કોનો ત્રણ દિવસનો પ્રવાસ આદરી, અનેક દૃષ્ટિથી સોવિયેટ રશીયાનો અભ્યાસ કર્યો. એમણે નાટકો ને નૃત્યો જોયાં, વિદ્યાપીઠ ને માધ્યમિક શાળા જોઈ, કામદારોને મળ્યા ને કારખાનાંઓ જોયાં, યુદ્ધનાં વિમાનો ઉત્પન્ન કરનારું કારખાનું તપાસ્યું, સંગ્રહાલય જોયાં ને ત્યાંના ઉચ્ચ કક્ષાના રાજકીય અધિકારીઓ જોડે રાજકીય મંત્રણા ચલાવી. આ રીતે સોવિયેટ જીવનનાં બને તેટલાં પાસાં એમણે ત્રણ દિવસમાં જોયાં. જવાહર જેને રહસ્યભૂમિ માનતા હતા, એ ભૂમિ જવાહર સમક્ષ પોતાનાં રહસ્યો એક પછી એક પ્રગટ કરતી હતીઃ નિઃસંકોચ, નિર્ભીકતાથી, મૈત્રીની ભાવનાથી અને ખેલ દિલીથી.

મોસ્કોની ભવ્ય મહેમાનગીરી ત્રણ ત્રણ દિવસ સુધી માણી, ભારતના વડાપ્રધાન, ત્યારબાદ દશ દિવસ માટે, સોવિયેટના આંતરિક પ્રદેશમાં, રશીયાની ભિન્ન ભિન્ન ક્ષેત્ર વિવિધ પ્રવૃત્તિઓનું નિરીક્ષણ કરવા ગયા. આ આંતરિક પ્રદેશમાં, ખાસ કરીને, લેનીનગ્રાડ, સ્ટેલીનગ્રાડ, મધ્ય એશિયા, સાઇબીરિયા, તારકંદ, સમરકંદ વગેરે દૂરદૂરનાં પ્રદેશોનો સમાવેશ થતો હતો.

જવાહર મોસ્કોથી સ્ટેલીનગ્રાડ ગયા, ત્યાં પણ એમનું સ્વાગત કરવા ને એમની ઝાંખી કરવા લાખોની સંખ્યામાં માનવીઓ રાહ જોતા ઊભા હતા. ત્યાંની પ્રત્યેક સંસ્થાએ જવાહરના આગમનનો આનંદ રજા પાળીને માણ્યો હતો. એકે એક જણ જાણે ઘરની બહાર નીકળી પડ્યું હતુ. સ્ટેલીનગ્રાડ એ તો વીરભૂમિ હતી, જ્યાં હજારોની સંખ્યામાં વીરસૈનિકોએ જર્મનના લશ્કરનો દશવર્ષ પહેલાં બહાદુરી ભર્યો સામનો કર્યો હતો ને હીટલરના સૈન્યને પાછું હઠાવ્યું હતું. એ વીરભૂમિના દર્શને જવાહરે ધન્યતા અનુભવી. જવાહર સ્ટેલીનગ્રાડ પહોંચ્યા ને ત્યા એમનું ભવ્ય સ્વાગત થયું. ત્યાર પછી, એમણે સ્ટેલીનગ્રાડના વીરપુત્રોને ભાવભીની અંજલિ આપી હતી. જવાહરે એ અનામી શહીદ સૈનિકોનાં સ્મારક સમક્ષ પુષ્પાંજલિ અર્પી. જવાહર પણ હિન્દના અહિંસક યુદ્ધના વીરસૈનિક હતા, એટલે એમનું પણ આ વીરો અને આ ભૂમિને છાજે એવુ ને તવારીખમાં ચિરસ્મરણીય રહે એવું સ્વાગત કર્યું. ડગલે ડગલે પુષ્પહાર એમના કંઠમાં આરોપતા, ગજરા પણ અર્પણ થતા અને જવાહર એ સર્વે સહર્ષ સ્વીકારતા સ્વીકારતા ચાલ્યા.

સ્ટેલીનગ્રાડમાં જવાહરે ટ્રેક્ટર બનાવવાનું કારખાનું જોયું, અને એમાં ટ્રેક્ટર કેવી રીતે બનાવાય છે, તેની બધી પ્રક્રિયાઓ તપાસી, ત્યાંથી વિદ્યુતપાદન

સમૃદ્ધિ નથી." આ સ્થળ કાશ્મીરની સરહદથી બહુ દૂર નથી. તારકંદમાં જવાહરને વધાવવા લોકો ૭ ૭ કલાકથી ઊભા ઊભા એમની રાહ જોતા હતા. રસ્તામાં ઠેરઠેર લોકોએ એમની પર પુષ્પવર્ષા કરી હતી, ને ક્યારેક આખા માર્ગ પર જાણે ફૂલની બિછાત છવાઈ ગઈ હતી. વિમાની મથક અને મુખ્ય માર્ગોને હિન્દી, ઉઝબેક ને રૂસી રાષ્ટ્રધ્વજોથી શણગારવામાં આવ્યા હતા, અને જવાહરને સત્કારતાં સૂત્રોવાળા ચંદરવા ઠેરઠેર લહેરાતા હતા. તારકંદને રશીયાએ આધુનિક નગર બનાવ્યું છે અને અર્વાચીન સંસ્કૃતિનાં બધાં તત્ત્વો ત્યાં નજરે પડે છે. વિમાની મથક, કારખાનાંઓ, વિદ્યાપીઠ, વિશાળ રાજમાર્ગો ને રેલ્વે છે. જવાહરના આગમને ત્યાંની પ્રજામાં ખૂબ ઉત્સાહ પ્રેર્યો હતો, કારણ કે મધ્ય એશિયાની મુલાકાત લેનાર આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા ધરાવતા જવાહર પહેલાજ એશિયાનાં મહાપુરુષ હતા. જવાહરે અત્યારસુધી સોવિયેટ સંઘનો ૩૦૦૦ માઈલનો પ્રવાસ કર્યો હતો, ને હજી ૭૦૦૦ માઈલનો પ્રવાસ બાકી હતો. રશીયનોએ જવાહરના આતિથ્યમાં જરાય ઊણપ રહેવા દીધી નહોતી. જવાહરના આગમનનો લોકોમાં એટલો ઉત્સાહ હતો, કે એક કલાકારે, જવાહરને આગમનને દિવસેજ પોતાને ત્યાં પુત્ર જન્મ્યો તેનું નામ જવાહર પાડવા એમની પરવાનગી માગી ને એક શિક્ષકે તો પોતાને ત્યાં જન્મેલી દીકરીનું નામ ઇન્દિરા પણ પાડી દીધું.

તારકંદથી જવાહર ૨૦૦ માઈલ દૂર આવેલા ઉઝબેકીસ્તાનના બીજા મહાન અને ઐતિહાસિક નગર સમરકંદમાં આવી પહોંચ્યા. ઐતિહાસિક વ્યક્તિઓ તૈમુર ને બાબરની એ જન્મભૂમિ છે. અહીંથી સંખ્યાબંધ વિજેતાઓ ખૈબરઘાટ ઓળંગી હિન્દમાં આવ્યા હતા. આજે હિન્દનો પ્રતિનિધિ આ મહાન નગરી પર વિજય કરવા આવતો હતો, પણ એ વિજય શસ્ત્રોનો નહિ પણ પ્રેમનો હતો, પાશવીલીલાનો નહિ પણ દૈવી ભાવનાનો. જવાહરનો સત્કાર કરવા સમૂહગાન કરતા યુવકોસહિત જાણે શહેરની સમગ્ર પાંચ લાખની વસ્તી ઉભરાઈ હતી. સોવિયેટ સંઘમાં આજ સુધી ક્યાંય ન મળ્યું હોય તેવું માન જવાહરને અહીં મળ્યું. આસપાસનાં ગામડાંનાં લોકો જે જે વાહન મળ્યું તેનો ઉપયોગ કરી જવાહરના સત્કારાર્થે આવી પહોંચ્યા હતા. કોઈ પણ વિજેતા સમ્રાટ્ને ઈર્ષા આવે એવું અભૂતપૂર્વ માન આ બે નગરો તારકંદ ને સમરકંદે જવાહરને આપ્યું હતું. જવાહરનું નામ તો એ લોકોને માટે તો જાણે શાંતિનું પર્યાય બની ચૂક્યું હતું. સમરકંદમાં જવાહરે પ્રાચીન અવશેષો જોવામાં બે કલાક ગાળ્યા હતા. તૈમુરની કબર, તેના પૌત્રનો મહેલ, પ્રાચીન વેધશાળા વગેરે તેમણે જોયાં. જવાહર જ્યાં જાય ત્યાં લોકોની એટલી બધી મેદની ઉભરાતી હતી, કે એમને માટે નિરીક્ષણ

કાર્ય મુશ્કેલ બની ગયું હતું. ફૂલહાર લઈને જવાહરને વધાવવા આવેલી ઘણી સ્ત્રીઓ ટોળાંમાં સપડાઈ જતાં ચીસો પાડવા લાગી હતી. સમરકંદથી પાછા તાસકંદ જઈ, જવાહરે એક સમૂહખેતર ને કાપડની મીલ જોઈ. સામૂહિક ખેતર વિષે જવાહરે ઘણી પૂછપરછ કરી હતી, ને ખેતરના માલિકોની જોડે ચા પીધી હતી. જવાહર ખેતોનાં નિવાસસ્થાનો જોવા ગયા હતા, ને ત્યાં એમણે એ લોકોની જોડે એમનું દૈનંદિન ભોજન લીધું હતું. એ રીતે એમણે આમજનતાનો પ્રત્યક્ષ સંપર્ક સાધ્યો હતો.

સમરકંદથી જવાહર સાઈબીરીયા ગયા. અને દક્ષિણમાં આવેલા નગર રૂસ્ટોવરકની પ્રથમ મુલાકાત લીધી. આ શહેર ખેતીવિકાસને લગતી સોવિયેટ યોજનાઓ માટે જાણીતું છે. અહીં જવાહરને સમૂહખેતીની અદ્યતન રીતો જોવાની મળી. ઘોડાઓ કે બળદો ખેતીને માટે વપરાતા અહીં દષ્ટિએ ક્વચિદ્ જ પડતા હતા. જવાહરે અહીં રશીયાની ગ્રામવિકાસ યોજનાનો અમલ શી રીતે થાય છે તે જોયું ને શહેરી લોકો ગામડામાં જઈને કેવી સેવા કરે છે તે પણ જોયું. જવાહરે દુનિયાના ખરાબમાં ખરાબ પર્વતો પરથી ઉડ્ડયન કર્યું હતું. એમણે અહીં રણપ્રદેશને સોવિયેટ સંઘે કેવો હર્યોભર્યો બનાવ્યો હતો તે જોઈ એઓ પ્રસન્ન થયા. એઓ સાઈબીરીયાના કારમા પવનમાં અને આંખ ઉભરાઈ જાય એવા ધૂળના ગોટેગોટમાં ૧૦૦ માઈલ મોટરમાર્ગે ગયા. ને અણખેડ જમીનને ૩૦૦ સ્વયંસેવકોના કુટુંબો કેટલી રસાળ બનાવી રહ્યા હતા તે જોયું. ત્યાં આગળ બીજા પ્રદેશોને પણ ખેતીને યોગ્ય બનાવવા માટે ટ્રેક્ટરો, ખેતીનાં યંત્રો, લોરીઓ, મકાન બાંધવાની સામગ્રી એ બધાંનો સતત પ્રવાહ આવતો જવાહરે જોયો. ત્યાં સ્વયંસેવકો જતા હતા, રણને રસાળ બનાવવા, જંગલમાં મંગલ કરવા. આ બધું જોઈ જવાહરને આનંદ થયો.

જવાહરનું વિમાન પામીરની હિમાચ્છાદિત પર્વતમાળા પરથી ઊડ્યું હતું. જવાહર આલ્મા આટા ઉતર્યા, ત્યારે એમને એઓ જાણે કાશ્મીરમાં હોય એવું ત્યાંનું પ્રાકૃતિક સૌન્દર્ય લાગ્યું. આલ્મા આટા એ હરિયાળીથી સભર એવું મધુર નગર હતું. જવાહર ત્યાંથી મેગનીટોગારેસ્ક, સાઈબીરીયાના પોલાદનગરમાં ગયા. અહીંનું વિરાટપોલાદનું કારખાનું સોવિયેટ સંઘે ફક્ત પાંચ વર્ષમાં તૈયાર કર્યું હતું. અહીં જે શસ્ત્રોનું ઉત્પાદન થયું હતું, તેને પરિણામે હીટલરને હંફાવીને હરાવી શકાયો હતો. અહીં આ કારખાનાંઓ રચવામાં સોવિયેટ સંઘે પોતાની અર્ધી આવક ખરચી હતી. એ સાહસની જવાહરે તારીફ કરી હતી. આજે આ કારખાનાંમાં તૈયાર થયેલા પોલાદનિષ્ણાતો, ચીન અને પૂર્વયુરોપમાં જઈ પોતાના જ્ઞાનનો લાભ એ પ્રદેશોને આપે છે. જવાહરે એ જંગી ખારખાનાં જોયાં,

ને ત્યાંથી એઓ ઉરલમાં સોવીયેટના ઉદ્યોગકેન્દ્રની મુલાકાતે ગયા. અહીં જે ઉદ્યોગો છે, એ એવા એકાંત સ્થળોમાં છે કે કોઈ વિદેશીને એ વિષે કશી ખબર પડતીજ નથી. અહીંજ સોવિયેટનું શસ્ત્રોત્પાદન થાય છે. જવાહર એ પહેલાજ એવા રાજપુરુષ છે કે જેમને આ અત્યંત ગુપ્ત વિસ્તારમાં લઈ જવામાં આવ્યા હતા.

ક્રુશ્ચેવસ્કથી જવાહરે ૧૫૦૦ માઈલનું ઉડ્ડયન કર્યું. જવાહરે મેગનીટોગારેસ્કનું વિરાટનગર જોયું ને ત્યાંથી એઓ રેલ્વેમાં સ્વરડોવસ્ક ગયા. ત્યાં એઓ દુનિયાના એક મોટામાં મોટા લોખંડ ને પોલાદના કારખાનામાં ગયા. યુરોપમાં એ મોટામાં મોટું કારખાનું છે. ત્યાં રોજ ૩૫,૦૦૦ ટન લોખંડનું ઉત્પાદન થાય છે. એમાં સાડાત્રણ લાખ મજૂરો કામ કરે છે. સોવિયેટ સંઘના ઇજનેરોએ જવાહરને સર્વત્ર ફેરવ્યા ને ઝીણવટથી એ કારખાનાનું ઝીણામાં ઝીણું કામ બતાવ્યું. એ શહેર યુરોપ અને એશિયાની સરહદ પર આવેલું છે. શહેરનો અર્ધો ભાગ ઉરલ નદી જે યુરોપ ને એશિયાને છૂટા પાડે છે તેને એક કાંઠે છે ને અર્ધો ભાગ બીજે કાંઠે છે. એમ આ શહેર બે ખંડોને જોડે છે. બીજે દિવસે જવાહર શસ્ત્રોત્પાદનનું ગંજાવર કારખાનું જોવા ઉપડ્યા. આ કારખાનું વિદેશીઓ માટે પ્રતિબંધિત હતું. જવાહરે ત્રણ કલાક સુધી સ્વરલોવસ્કના પોલાદ કારખાનાનું નિરીક્ષણ કર્યું. એમાં બે લાખ મજદુરો કામ કરતા હતા. ત્યાં મજૂરો માટે તરવાના હોજ, રમતગમત માટે સ્ટેડીયમ વગેરે જવાહરે જોયું. જવાહર ત્યાંથી પસાર થતા હતા ત્યારે રસ્તામાં ઉભેલા હજારો લોકોએ શિસ્તબદ્ધ રીતે એમનું સ્વાગત કર્યું. ત્યાંથી જવાહર સ્થાનિક ભૂસ્તર વિષયક વિદ્યાનું સંગ્રહસ્થાન જોવા ગયા, અને પછી પોતાનો થાક ઉતારવા એમણે એક જલસામાં હાજરી આપી પોતાના દિલને બહેલાવ્યું.

આ ભેદી સ્થળ જોઈને, જવાહર વિમાનમાં લેનીનગ્રાડ ઉપડી ગયા હતા. એમણે સોવિયેટ મધ્ય એશિયા, દક્ષિણ સાઇબીરિયા ને ઉરલનો પ્રવાસ પૂરો કર્યો હતો. વિમાની મથકેથી એઓ ખુલ્લી મોટરમાં શહેરમાં હંકારી ગયા હતા, ત્યારે માર્ગો પર માઇલો સુધી લોકોનાં ટોળાંઓ એમને જોવા તલસતાં હતાં. ખરાબ હવામાનને કારણે એમના આગમનમાં ત્રણ કલાકનો વિલંબ છતાં એક માણસ પણ કંટાળીને પાછું ગયું નહોતું. લેનીનગ્રાડ ખાતે સ્થાનિક સોવિયેટના પ્રમુખ અને સભ્યોએ જવાહરનો સત્કાર કર્યો હતો. તે સાંજે એમણે ચિત્રસંગ્રહાલય જોયું ને એમાંનાં ચિત્રો વિષે એમણે નિષ્ણાતોને વિગતવાર પૂછ્યું હતું. અને પછી લેનીનગ્રાડના પ્રખ્યાત નૃત્યાલયમાં એમણે જાણીતું નૃત્યરૂપક 'સ્લીપીંગ બ્યૂટી'

જોયું હતું. એમાં જવાહર માટેજ એક ખાસ નૃત્યનાટિકા થોડા સમયમાં તૈયાર કરવામાં આવી હતી.

જવાહરની આ શાંતિયાત્રાની એક વિશિષ્ટતા એ હતી કે સોવિયેટ અધિકારીઓ જવાહર જે માહિતી માગે તે વિના સંકોચે આપતા. જવાહરની આ શાંતિયાત્રાની એક સારી અસર એ રહી કે જે સોવિયેટ ઉચ્ચ અધિકારીઓ આમ પ્રજાથી અતડા રહેતા, તેઓ, હવે, આ પ્રસંગથી લોકો જોડે મળતા થયા, અને લોકોને અપનાવતા શીખ્યા. એ જ્યાં જતા ત્યાં ઉત્સાહના પ્રબળ પૂર વહેતાં. આથી ઘણા ટીકાકારો મશ્કરીમાં કહેતા કે, જવાહર રશીયા જઈ, સોવીયેટ અધિકારીઓને સોવિયેટ પ્રજાજનોની ઓળખાણ આપે છે. લેનીનગ્રાડમાં જવાહર આવ્યા ત્યારે, સખતમાં સખત ઠંડી હતી, છતાં પાંચ લાખ માનવીઓ એમને સત્કારવા રસ્તા પર કલાકો સુધી તપશ્ચર્યા કરતા ખડા હતા. લેનીનગ્રાડમાં મધરાતે અજવાળું ક્યારેક હોય છે, એવી વાત તો જવાહરે ઘણી સાંભળેલી પણ એનો પ્રત્યક્ષ અનુભવ એમને આજેજ થયો. જવાહરે પ્રજાનો ઉત્સાહ ને કાર્યશક્તિ જોયાં, ભાવના ભર્યા સ્મિત જોયાં, પ્રજાનો અદમ્ય આશાવાદ અને જીવનનો ઉલ્લાસ જોયો ને એમને પોતાનો વિરાટ પ્રવાસ અનેક દૃષ્ટિએ સાર્થક થયેલો લાગ્યો.

લેનીનગ્રાડના એક સમારંભમાં એક ઉચ્ચ પદ ધરાવતી રશીયન વ્યક્તિએ જવાહરને કહ્યું : " અમે રશીયનો ઘણાજ સારા મિત્રો બની શકીએ છીએ, અને આપણને કોઈ જુદા પાડી શકે એમ નથી. પણ અમે દુશ્મનો તરીકે ઘણા ખરાબ છીએ. તદ્દન નિર્દય ! "

જવાહરે એમને એમની લાક્ષણિક રીતે જવાબ આપ્યો : " અમે તો બધાયના મિત્રો છીએ. અમારે કોઈ દુશ્મન નથી, અને કોઈ દુશ્મન હોય તો અમે તેને મિત્ર બનાવવા પ્રયાસ કરીએ છીએ." આ સંવાદ જવાહર હિન્દથી વિદેશમાં શાંતિનો સંદેશો લઈ જતા હતા, તેનો સૂચક છે. શાંતિપૂર્ણ સહઅસ્તિત્વની ભવ્ય ભાવના દૃઢ કરવા જવાહર રશીયા ગયા હતા.

લેનીનગ્રાડથી જવાહર ફરી પાછા મોસ્કો આવ્યા. એમણે સોવિયેટ રશિયાના એકેએક મહત્વના ભાગની દશહજાર માઈલની મુસાફરી કરી હતી અને એ મુસાફરી દરમ્યાન, જવાહરે, સોવિયેટ પ્રજાજીવનનાં બધાં પાસાં જોયાં હતાં, રાજ્યનાં અનેક ખાતાંઓ નિહાળ્યાં હતાં, ત્યાંની કાર્યપદ્ધતિથી પરિચિત થયા હતા, અને સોવિયેટે કરેલી સર્વદેશીય પ્રગતિનો એમણે આંક કાઢ્યો હતો.

જવાહરે પોતાની મોહક પ્રતિભાથી અને શાંતિપ્રધાન સંદેશથી સોવિયેટની જનતાને ઘેલી કરી હતી અને સોવિયેટની જનતાએ પોતાના હાર્દિક અને સ્વયંભૂ આતિથ્યથી જવાહરને મુગ્ધ કર્યા હતા.

લેનીનગ્રાડથી જવાહર મોસ્કો ગયા અને ત્યાં સુપ્રસિદ્ધ 'ડાયનેમો સ્ટેડીયમ'માં ભાષણ કર્યું ત્યારે એક લાખ માનવીઓની વિરાટ મેદની એમને સાંભળવા મળી હતી. શરૂઆતમાં સોવિયેટના વડાપ્રધાને જવાહરની પિછાન આપતાં એમણે શાંતિની દિશામાં જે સક્રિય કાર્ય કર્યું તે માટે એમને અંજલિ આપી હતી. ને હિન્દ અને રશીયા, જવાહરની રશીયાની મુલાકાતથી, વિશેષ નજદીક આવ્યા છે તે માટે આનંદ વ્યક્ત કર્યો હતો. ને બન્ને દેશો સંયુક્ત પ્રયત્નથી આંતરરાષ્ટ્રીય તંગદિલી ઓછી કરવા પ્રયત્ન કરશે એમ જણાવ્યું હતું. રશીયા પંચશીલાનો સ્વીકાર કરશે એમ સગર્વ જાહેર કર્યું હતું. જવાહરને એમણે હિન્દના મુક્તિદાતા અને સમસ્ત એશિયાના પથપ્રદર્શક તરીકે ઓળખાવ્યા હતા ને જવાહરની શાંતિપ્રધાન વિદેશનીતિને રશીયાનો સંપૂર્ણ ટેકો છે એમ જણાવ્યું હતું.

જવાહરે આ પ્રસંગે એક ઐતિહાસિક ને ચિરસ્મરણીય ભાષણ કર્યું. જવાહરે જણાવ્યું કે: "અમે લોકશાહી અને સમાનતામાં માનીએ છીએ. અમારા દેશમાં શાંતિમય સાધનોદ્વારા સમાજવાદ સ્થાપવાનું ધ્યેય અમે સ્વીકાર્યું છે. આ સમાજરચના અથવા લોકતંત્ર ગમે તેવો આકાર લે પણ એક વાત ચોક્કસ છે કે સૌ કોઈ માણસ માટે સમાન તક અને જ્ઞાનનો માર્ગ તે ખુલ્લો કરશે."

આ ભાષણોની ફિલ્મ ઉતારવામાં આવી હતી અને ટેલીવીઝન પર એ ભાષણો રજૂ થયાં હતાં. મોસ્કોના તમામ રેડિયો સ્ટેશનેથી એ ભાષણો વહેતાં કરવામાં આવ્યાં હતાં.

અઢી હજાર યુવકો ને યુવતીઓ લાલ અને વાદળી પોશાકમાં નેતાઓની બેઠકો સામે ખડા થયા હતા. અને, જવાહર આવ્યા કે પહેલી હરોળમાં આગળ ધસીને તેમને પુષ્પો અર્પણ કર્યાં હતાં.

જવાહરે રશિયાના અણુશક્તિ સંશોધન કેન્દ્ર અને અણુશક્તિ સંચાલિત વિજળીઘરની મુલાકાત લીધી હતી. પાંચ હજાર કીલોવેટ શક્તિ ઉત્પાદન કરતું આ હજી એક પ્રાયોગિક કારખાનું છે. ગીચ જંગલો અને ગ્રામપ્રદેશમાં થઈને જતા લાંબા માર્ગ પરથી એમને લઈ જવામાં આવ્યા હતા. જવાહરે અહીં જે કાંઈ જોયું તે ગુપ્તજ રહેશે. કારણ કે, અખબારી પ્રતિનિધિઓને ત્યાં જવા

દેવામાં આવ્યા નહોતા. એક ઉચ્ચ કોટિના વૈજ્ઞાનિક જવાહરની જોડે હતા અને તેમણે જવાહરને જુદા જુદા વિભાગોમાં ફેરવી શાંતિ તેમજ યુદ્ધના હેતુઓ અર્થે અણુશક્તિ કઈ રીતે નિયોજવામાં આવે છે તે તેમને સમજાવ્યું હતું. વિદેશી રાજપુરુષોમાં આ અણુશક્તિનું ગુપ્ત કારખાનું જોનારા જવાહર પહેલા હતા. અને એ દૃષ્ટિએ રશીયનોને જવાહરની સચ્ચાઈમાં, પ્રામાણિકતામાં તથા સિદ્ધાંત-પ્રિયતામાં કેટલો ઇતબાર હતો તેનો સ્વાભાવિક ખ્યાલ આવે છે.

ત્યાંથી આવીને જવાહરે સોવિયેટ અધિકારીઓ જોડે મંત્રણા ચલાવી હતી. અને એની ફળશ્રુતિરૂપે એક સંયુક્ત નિવેદન પ્રગટ કર્યું હતું. ઝારના ઐતિહાસિક બેઠક ખંડમાં જવાહર અને બુલ્ગેનીને એ સંયુક્ત નિવેદન પર સહીઓ કરી હતી. આ વિધિ ફક્ત ત્રણજ મિનીટ ચાલી હતી. એ બન્ને મહારથીઓએ રાતા ફોલ્ડરમાં બંધાયલી જાહેરાતની જુદી જુદી નકલો પર સહીઓ કરી હતી. આ પ્રસંગે, જવાહર અને ઉચ્ચ સોવિયેટ અધિકારીઓ ખુશમિજાજમાં હતા.

સાંજે જવાહરે પોતાના યજમાનોને માટે એક સત્કાર સમારંભ યોજ્યો હતો. જવાહરે જાતે કેરીઓ કાપી મહેમાનોને પીરસી હતી. આ સમારંભમાં મદ્યયુક્ત પીણાંઓ રાખવામાં આવ્યાં નહોતાં. એને બદલે સહુએ અંગુરાસવ ને ટામેટાંનો રસ પીધો હતો.

જવાહર અને બુલ્ગેનીને જે સંયુક્તનિવેદન પર સહી કરી હતી અને જે મોસ્કો અને નવી દિલ્હીથી એકીસાથે પ્રગટ કરવામાં આવ્યું હતું, તેમાં પંચશીલાના સિદ્ધાંતોનું પુનરુચ્ચારણ કરવામાં આવ્યું હતું. એમાં જણાવ્યું હતું કે ભારત અને સોવિયેટ સંઘનાં સંબંધો મૈત્રી અને પરસ્પર સમજણના સુદૃઢ પાયા ઉપર અવલંબે છે. અને ભવિષ્યમાં ભારત અને સોવિયેટ સંબંધો એ સિદ્ધાંતોથી દોરવાયલા રહેશે, એમ જણાવ્યું હતું. ચીનને સંયુક્ત રાષ્ટ્રસંસ્થામાં લેવું જોઇએ એમ પણ એ નિવેદનમાં ભારપૂર્વક જણાવાયું હતું. વળી, વિનાશક અણુશસ્ત્રોના ઉત્પાદન પરના પ્રતિબંધની હિમાયત કરવામાં આવી, અને નાના રાજ્યોનાં ભયો મોટાં રાજ્યોએ દૂર કરવાં જોઈએ એમ સ્વીકારવામાં આવ્યું. એમાં શાંતિસ્થાપના માટેના સક્રિય પગલાંનુ સૂચન કરવામાં આવ્યું હતું. સહઅસ્તિત્વના સિદ્ધાંતોનો સ્વીકાર કરવામાં આવ્યો હતો. આ ઉપરાંત, દૂર પૂર્વના પ્રશ્નોનું નિરાકરણ શાંતિથી થાય એવી ખ્વાહેશ એ નિવેદનમાં પ્રગટ કરવામાં આવી હતી. એ નિવેદન પર જવાહરે હિન્દીમાં અને બુલ્ગેનીને રશીયનમાં દસ્તખત કર્યાં હતા.

મોસ્કો વિદ્યાપીઠે જવાહરને એલ. એલ. ડી. ની પદવી એનાયત કરી. આ સાથે જવાહરનો દશ દિવસનો રશીયાનો ઐતિહાસિક વિજળીક પ્રવાસ પૂરો થયો. જવાહરે પાછાં આવતાં, રશીયન વડા પ્રધાન માર્શલ બુલ્ગેનીનને હિન્દ આવવા ઉષ્માભર્યું નિમંત્રણ આપ્યું અને રશીયાના વડાપ્રધાને સહર્ષ એ નિમંત્રણનો સ્વીકાર કર્યો.

જવાહરની આ શાંતિયાત્રા અનેક દૃષ્ટિએ શકવર્તી હતી. રશીયામાં કોઈ વિદેશી રાજપુરુષને આટલું માન ને આટલી પ્રતિષ્ઠા મળ્યાં નહોતાં. રશીયામાં કોઈને માટે ગુપ્ત રહસ્યો ખૂલતાં નહોતાં. કોઈનું આવું ભવ્ય સ્વાગત આજ સુધી કરાયું નહોતું. જવાહરની આ પ્રથમ વિજયયાત્રા હતી. એમણે રશિયાની પ્રજા અને રશિયાની સરકારને દિલ છે એમ સાબિત કર્યું ને એ દિલ પોતે જીતી શકે છે એ બીજી શોધ એમણે કરી. જવાહરના શબ્દોમાં કહીએ તો: "અમે ઘણા શહેરો જોયાં ને ઘણી અજાયબીભરી ચીજો જોઈ. પણ બધા કરતાં વધુ અજાયબીભર્યું તો અમારું જ્યાં ગયા ત્યાં જે ભવ્ય સ્વાગત થયું હતું તે છે. અમે જે લાગણીની ઉષ્મા અનુભવી તે અપ્રતિમ હતી. સોવિયેટ સંઘની જનતાનો અહેશાન માનવા માટે મારી પાસે પૂરતા શબ્દો નથી." આ કથન અક્ષરશઃ સાચું છે. જવાહરની યાત્રા એ શાંતિયાત્રા હતી. પ્રજાપ્રજા વચ્ચેની પ્રણયની એ સાંધણકડી હતી.

જવાહરે, ૨૩ મી જુને, દશ દિવસના પ્રવાસ પછી, એમને વિદાય આપવા ભેગા થયેલા લોકસમુદાયના હર્ષનાદો, લશ્કરી સલામી, વિદ્યાર્થીઓએ ગાયેલાં લોકગીતો અને બુલ્ગેનીન, ક્રુશ્ચેવ વગેરેની ભાવભીની આંખડીઓ, એ બધા વચ્ચે, મોસ્કોની ને રશીયાની વિદાય લીધી. બધાંનાં હૈયાં ભારે હતાં. જવાહરે રશીયાને અને રશીયાએ જવાહરને દશ દિવસ ડોલાવ્યું હતું. જવાહરે વિદાય લેતાં ભારે હૈયે કહ્યું: "હું અહીં મારી પાછળ મારા હૃદયનો એક ભાગ મૂકતો જાઉં છું. મોસ્કોના લાખો પ્રજાજનોનો પ્રેમ હું કદિ ભૂલવાનો નથી. કેટલીક વખત મને એમ લાગે છે કે અમે માત્ર થોડા વખત માટે જ અહીં આવ્યા હતા, પરન્તુ, કેટલીક વખત લાગે છે કે અમે જાણે ઘણી લાંબી મુદ્દત અહીં રહ્યા હતા. હું અહીંથી સમૃદ્ધ થઈને જાઉં છું."

જવાહરને વિદાય આપતાં સર્વેની આંખમાં ઝળઝળિયાં આવ્યાં હતાં. જવાહરે લોખંડી પુરુષોની આંખમાં પણ ભાવ જગાડ્યો હતો, એ એમની શાંતિયાત્રાની મોટામાં મોટી સિદ્ધિ હતી.

મોસ્કોથી જવાહર પોલેંડના પાટનગર વૉરસૉમાં આવ્યા. એમનો આવતાંવેંત પોલેંડના રાજપુરુષોએ વિધિપૂર્વક ને ઉમળકાભેર સત્કાર કર્યો હતો. જવાહરે આવતાંવેંત પોલેંડના વડાપ્રધાન ને વિદેશપ્રધાન જોડે મંત્રણા ચલાવી હતી. જવાહરે વિમાનઘર પરથી પોલેંડની પ્રજા પ્રત્યે હિન્દી પ્રજાનો શુભેચ્છાનો સંદેશ કહ્યો હતો. પોલેંડના વડાપ્રધાને જવાહરને હિન્દના મુક્તિજંગના અણનમ લડવૈયા તરીકે ઓળખાવ્યા હતા અને એમને અર્વાચીન જગતના શાંતિદૂત કહ્યા હતા.

સાંજે પોલેંડના વડાપ્રધાને જવાહરના માનમાં એક સત્કારસમારંભ યોજ્યો હતો. સમારંભમાં હિન્દ અને પોલેંડ વચ્ચે આર્થિક, સાંસ્કૃતિક અને રાજકીય સંબંધ ગાઢ બને એવી આશા પ્રગટ કરી હતી. તેવીજ રીતે, પોલેંડના મહિલાસંઘે, ઇન્દિરા ગાંધીના માનમાં સત્કારસમારંભ યોજ્યો હતો. સવારે જવાહરે શહેરના જોવાલાયક સ્થળોનું નિરીક્ષણ કરવામાં ત્રણ કલાક ગાળ્યા હતા. યુદ્ધ દરમ્યાન એ શહેર તારાજ થઇ ગયું હતું અને હજુ વિનાશના ચિન્હો ત્યાં દૃષ્ટિએ પડે છે. એમ છતાં આટલા થોડા સમયમાં એણે સારી પેઠે પ્રગતિ સાધી હતી ને દેશનું ઝડપથી નવનિર્માણ કર્યું હતું. જવાહરે નવનિર્માણ થતું જોયું અને પછી એઓ પોલેંડના આંતરિક પ્રવાસે ઉપડી ગયા.

પોલેંડનો આંતરિક પ્રવાસ કરી, ત્યાંના કારખાનાંઓ, કામદારો, ખેડૂતો વગેરે જોઈ જવાહર પાછા વૉરસૉ આવ્યા. ને પોલેંડના વડાઓ જોડે મંત્રણા કરી. પરિણામે, પોલેંડે પણ સહઅસ્તિત્વનો સિદ્ધાંત સ્વીકાર્યો ને પંચશીલામાં શ્રદ્ધા વ્યક્ત કરી. પંચશીલા ને સહઅસ્તિત્વના સિદ્ધાંતનો સ્વીકાર કરનાર પોલેંડ બત્રીશમો દેશ હતો. જવાહર પોલેંડમાં પણ જ્યાં જ્યાં ગયા, ત્યાં એમનો ભવ્ય સત્કાર થયો. જવાહરને જોવા ૯૦ માઇલ દૂરથી જનતા આવી હતી, અને તે પણ કોલસાની ખાણોમાં કામ કરતા મજૂરો ને ખેડૂતો. જવાહરે જ્યારે નાઝીઓએ બીજા વિશ્વયુદ્ધ વખતે આદરેલો વિનાશ જોયો ત્યારે એમનો ગુસ્સો માઝા વટાવી ગયો ને એઓ લાલપીળા થઈ ગયા.

ત્યાં એક ખાસ સમારંભમાં, જવાહરને મોસ્કોના સન્માનનીય નાગરિક તરીકે હક્કો આપવામાં આવ્યા. એ વખતે, જે ભવ્ય સમારંભ યોજાયો તેમાં જવાહરે જણાવ્યું કે: "યુનોનું જો અસ્તિત્વ ન હોત તો વિશ્વસહકાર યોજવાનું આપણે માટે મુશ્કેલ બન્યું હોત." જવાહરે હીરોશીમાને યાદ કરી મહાવિનાશ જે દિવસે સર્જાયો તેને સંભારવાનું પ્રજાને જણાવ્યું હતું, ને માનવીને જે

શક્તિઓ મળી છે તેનો માનવહિતને માટે વિનિયોગ શી રીતે થાય તે પ્રશ્નની વિચારણા કરવા એમણે પોલીશ પ્રજાને જણાવ્યું હતું, ને, હિન્દની નીતિ સ્પષ્ટ કરતાં જણાવ્યું હતું, કે : "ભારત શાંતિમાં માને છે, એટલુંજ નહિ પણ એનાં બધાં કાર્યો એ પ્રણાલિકા અનુસારનાંજ છે. મારા મહાન ગુરુ મહાત્મા ગાંધીએ નિષ્ક્રિય નહિ પણ સક્રિય શાંતિનું, સહનશીલતાનું અને વિરોધીઓ પ્રત્યે પણ ઉદારતાનું અને શુભેચ્છાનું મહત્વ અમને શીખવ્યું છે."

રશીયા ને પોલેન્ડનો ઐતિહાસિક પ્રવાસ ખેડીને જવાહર ઑસ્ટ્રીયા ગયા. વિએનામાં એમનું ઑસ્ટ્રીયાના ચાન્સેલર ડૉ. જુલીયસ રબ અને અન્ય પ્રધાનોએ સ્વાગત કર્યું. એમનું વિમાનઘર પર સ્વાગત કરતાં ત્યાંના ચાન્સેલરે કહ્યું : "જેઓ મુક્તિસંગ્રામ ખેડીને સંગ્રામમાં વિજયી નીવડ્યા છે, એવા મહાન જગતના નેતાનું હું સ્વાગત કરું છું." એમણે હિન્દે જગતશાંતિની દિશામાં જે પગલાં ભર્યાં તે માટે હિન્દની તારીફ કરી હતી. જવાહરે એ સ્વાગતનો જવાબ હિન્દીમાં આપતાં કહ્યું : "આ પુરાણી ભૂમિમાં અને સૌન્દર્યસભર પ્રદેશમાં આવતાં મને ઘણો આનંદ થાય છે." જવાહરે ઑસ્ટ્રીયા સ્વાધીન બને છે એ ટાંકણે પોતે આવ્યા હોવાથી આનંદ વ્યક્ત કર્યો. માર્ગમાં હજારો વિએનાવાસીઓએ એમનો સત્કાર કર્યો. જવાહર તે પછી ૮૦ વર્ષના પ્રમુખ થીઓડોર કોરનર સાથે ખાણું લેવા એમના મહેલે ગયા હતા.

બીજે દિવસે જવાહરે એક અખબારી પરિષદ બોલાવી. પત્રકારોના પ્રશ્નોનો જવાબ આપતાં જવાહરે જણાવ્યું કે :

"મેં રશીયામાં ક્યાંય લોખંડી પડદો જોયો નથી." એમણે પૂર્વ અને પશ્ચિમ વચ્ચે શાંતિમય સહઅસ્તિત્વ માટે ઝુંબેશ ઉપાડવા અનુરોધ કર્યો હતો, ને જણાવ્યું હતું કે "એ સિદ્ધાંતને ૩૪ રાષ્ટ્રોએ સ્વીકાર્યો છે. ને એમાં રશીયા, પોલેન્ડ, યુગોસ્લેવિયા ને બાન્ડુંગ પરિષદના દેશોનો સમાવેશ થતો હતો." જવાહરે લશ્કરી કરારનો માર્ગ શાંતિનો વિરોધી માર્ગ છે એમ જણાવ્યું હતું. એમણે જણાવ્યું હતું કે અનિષ્ટનો તિરસ્કાર કરવો, અનિષ્ટ આચરનારનો નહિ, એ ગાંધીજીના સિદ્ધાંતને એઓ અનુસરતા હતા. વીશ વર્ષના ગાળામાં બે વિશ્વયુદ્ધોએ દર્શાવ્યું છે કે જગતના રાજપુરુષો જગતના પ્રશ્નો ઉકેલવામાં નાકામયાબ નીવડ્યા છે. પણ યુદ્ધ એ કોઈ ઉકેલ નથી. અને યુદ્ધની વાતો પણ મદદરૂપ નીવડતી નથી, કારણ કે, એનાથી જ વિદ્વેષ જાગે છે.

જવાહરનો ઑસ્ટ્રીયાનો બીજો દિવસ પણ ભરચક કાર્યક્રમવાળો હતો. એમણે વિએનાની સુધરાઇની મુલાકાત લીધી. ત્યાં વિએનાના નગરપતિએ એમનું સ્વાગત કર્યું અને એમને ઓગસ્ટનનાં ચીની માટીનાં પાત્રો ભેટ આપવામાં આવ્યાં હતાં. જવાહરના માર્ગમાં હજારો વિએનાવાસીઓ એમનાં દર્શન માટે કલાકોથી ઊભા હતા. બાળકો એમને હિન્દનો ત્રિરંગી ઝંડો ફરકાવી વધાવતાં હતાં અને પુષ્પવૃષ્ટિ કરતાં હતાં. જવાહર જે હોટેલમાં ઉતર્યા હતા, તેની આસપાસ એટલાં બધાં લોકોનાં ટોળાં જમે થયાં હતાં, કે એ મોટું વેપારનું કેન્દ્ર હોવા છતાં, કલાકો સુધી નિયમિત વ્યવહાર અશક્ય બની ગયો હતો.

સાંજે, જવાહર 'સલોમી'નું નૃત્ય વિએનાના રાજ્ય નાટ્યગૃહમાં જોવા ગયા હતા. ને એ જોઈને એઓ ખૂબ પ્રસન્ન થયા હતા અને કળાકારોને જાતે જઈને અભિનંદન આપ્યાં હતાં.

રાત્રે રાજ્ય તરફથી, વડાપ્રધાને જવાહર માટે ભોજનસમારંભ યોજ્યો અને તેમાં કહ્યું : "હિન્દના વડાપ્રધાન એ વિશ્વના રાજકારણમાં મહાન વ્યકિત છે. એમના ફળદાયી વિચારોને પરિણામે એઓ જગતને નવી શકિત અર્પે છે. રાષ્ટ્રોની આઝાદી અને પરસ્પર સમજૂતી માટે એઓ તનતોડ પ્રયત્નો સતત કરી રહ્યા છે. માનવજાતની સલામતી ને સુરક્ષિતતા માટે એમણે પોતાની જાતને અર્પી દીધી છે. એમનું સ્વાગત એટલે જગતની એક મહાન અને પુરાણી સંસ્કૃતિના પ્રતિનિધિનુંજ સ્વાગત નથી પણ એક મહાન આદર્શપ્રિય વ્યક્તિનું પણ સ્વાગત છે."

આ રીતે ઑસ્ટ્રીયાની પ્રજાનાં ને રાજ્યવાહકોનાં પ્રેમને જીતી જવાહર સાલ્ઝબર્ગ ગયા અને ત્યાં યુરોપમાં હિન્દના એલચીઓની એમણે એક પરિષદ બોલાવી. એ પરિષદ ચુસુલ નામના સરોવરને તીરે આવેલી એક હોટેલમાં બોલાવવામાં આવી હતી. જવાહર સાલ્ઝબર્ગ ટ્રેનમાં ગયા ને ત્યાંથી મોટરમાં ચુસુલ જતા હતા, ત્યારે એક ગંભીર અકસ્માત ડ્રાઈવરની ચાલાકીને લીધે બચી ગયો. પરિષદ ભરાવાની હતી તે હોટેલ આગળ શહેરના નગરપતિએ જવાહરનું સ્વાગત કર્યું ને પછી જવાહરે હિન્દના રાજદૂતો જોડે મંત્રણા ચલાવી. એ સમયે એમણે જર્મન રાજપુરુષો જોડે પણ મંત્રણા ચલાવી. આ જર્મન રાજપુરુષો જવાહરને મળવા ખાસ આ સ્થાને આવ્યા હતા. રાજદૂતોની પરિષદ એ દિવસ ચાલી હતી અને કેટલાક અગત્યના નિર્ણયો લેવાયા હતા.

પરિષદની પૂર્ણાહુતિ થતાં, જવાહર યુગોસ્લેવિઆએ એમને માટે મોકલેલા એક ખાસ વિમાનમાં યુગોસ્લેવિઆને પ્રવાસે ગયા. ઝીમુન વિમાનીમથકે,

યુગોસ્લેવિઆના પ્રમુખ માર્શલ, ટીટો, તેમનાં પત્ની, ઉચ્ચ અધિકારીઓ તથા સામ્યવાદી પક્ષના આગેવાનોએ એમનું ભવ્ય સ્વાગત કર્યું હતું. ટીટોની ચોકિયાત ટુકડીઓએ જવાહરને સલામી આપી હતી. પછી જવાહર જનતાની મેદની વચ્ચે, તેમના હર્ષનાદોને પુષ્પવૃષ્ટિ ઝીલતા ઝીલતા, શ્વેતમહેલ તરફ ઉઘાડી મોટરમાં ગયા હતા. છેલ્લા ચાર દિવસથી યુગોસ્લેવિઆનું પાટનગર બેલ્ગ્રેડ જવાહરના સ્વાગત માટે શણગારો સજતું હતું. ગ્રામવિસ્તારથી ભરચક ટ્રેનો કિસાનો ને કામદારોને લઈને પાટનગરમાં ઠલવાતી હતી. તેઓ બધા રાષ્ટ્રીય ઉત્સવમાં આવ્યા હોય એવા ખુશમિજાજમાં જણાતા હતા. પાટનગરની લગભગ બધીજ વસ્તી જવાહરના સ્વાગત માટે ઉમટતી હતી. જવાહર પ્રજાજનોનું પ્રેમપૂર્વકનું સ્વાગત ઝીલતા ઝીલતા, એમના અતિથિગૃહમાં ગયા અને ત્યાં માઉન્ટ અવાલા પર 'અજ્ઞાત સૈનિક'ની કબર પર પુષ્પાંજલિ અર્પણ કરી હતી.

બીજે દિને, જવાહર અને ટીટોની રાજકીય મંત્રણા બાદ, બેલ્ગ્રેડનું નાગરિકત્વ, ત્યાંના મેયરે જવાહરને એનાયત કર્યું હતું. એ સમયેજ બેલ્ગ્રેડના મેયરે જવાહરનો સત્કાર કર્યો હતો. આ પ્રસંગે, જવાહરે યુગોસ્લેવિયાની પ્રજાએ બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન જે મુસીબતોની પરંપરાનો હિંમતથી સામનો કર્યો હતો, તે માટે તેમને અભિનંદન આપ્યાં હતાં.

સાંજે, માર્શલ ટીટોએ જવાહરને માટે ભવ્ય ભોજનસમારંભ યોજ્યો હતો. એ સમયે જવાહરે ભાષણ કરતાં રશીયાની યુગોસ્લેવિઆ વિષે જે ગેરસમજૂતી હતી તેનું નિવારણ કર્યું, અને રશીયા ખરેખર સહઅસ્તિત્વ ને શાંતિના સિદ્ધાંતમાં માને છે તેની પ્રતીતિ કરાવી આપી. અને એ રીતે એ બે દેશો વચ્ચે શાંતિ-સંયોજનાના સેતુરૂપ જવાહર નીવડ્યા. જવાહરે એ પણ જણાવ્યું કે પંચશીલાને પરિણામે ને સહઅસ્તિત્વના સ્વીકારને લીધેજ જગતમાં શાંતિની સ્થાપના માટે અનુકૂળ વાતાવરણ જામ્યું છે. જવાહરે એ પણ જણાવ્યું કે લશ્કરી બળથી કોઈપણ પ્રશ્નનો ઉકેલ આવવાનો નથી.

આ સમારંભમાં, જવાહર અને ટીટો બન્નેએ સહઅસ્તિત્વ અને પંચશીલાના સિદ્ધાંતના સ્વીકારની જાહેરાત કરી.

બીજે દિવસે જવાહરને યુગોસ્લેવિયાની પાર્લામેન્ટ સમક્ષ ભાષણ કરવા ને બોલાવ્યા. અત્યારસુધી એ પાર્લામેન્ટને સંબોધવાનું કોઈપણ વિદેશીને બહુમાન આપવામાં આવ્યું હોય તો તે જવાહરનેજ હતું. જવાહરની પ્રશંસા કરતાં ટીટોએ એમને જગતના મહાપુરુષ અને શાંતિવિધાયક તરીકે ઓળખાવ્યા

હતા, અને એમની યુગોસ્લેવિઆની મુલાકાતથી ને ત્યાંની પાર્લામેન્ટ સમક્ષ ભાષણ કરવાની એમણે કરેલી સ્વીકૃતિથી યુગોસ્લેવિઆને જવાહરે ઋણી કર્યું એમ પ્રતિપાદિત કર્યું. જવાહરે એમના ભાષણમાં આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ અવલોકતાં જણાવ્યું કે :

"ચીનને હજી સંયુક્ત રાષ્ટ્રોની બહાર રાખવામાં આવ્યું છે તે ખરેખર વાહિયાત છે. એશિયાખંડનું આજે નવનિર્માણ થઈ રહ્યું છે. એ ખંડ આજે શક્તિવંત બની રહ્યો છે. જો કે ઘણા ખંડો આ વસ્તુ પૂર્ણરૂપે સ્વીકારતા નથી અને હજી પણ એશિયા અંગે જૂની ઢબે જ વિચાર કરે છે. એશિયા ને આફ્રિકાની પ્રજા હજી પણ અકથ્ય યાતનાઓ સહન કર્યાં કરે છે. એશિયા ને આફ્રિકાની પ્રજાઓને અવગણીને આપણે જગતના પ્રશ્નોના ઉકેલ આણી શકવાના નથી......હજારો વર્ષથી માનવી સભ્યતાના મહાન સાહસકૃત્યમાં મંડેલો રહ્યો છે. અને આજે એ અણુયુગના ઉંબર પર ઉભો રહ્યો છે. કેટલાક લોકો હજી પણ સભ્યતાનો વિનાશ કરવાનુંજ કાર્ય બજવનાર યુદ્ધની દૃષ્ટિથી વાત કરે છે. આજે સૈકાઓથી સભ્યતાનાં જે મૂલ્યો બંધાયાં છે તેને તોડી નાંખવા સિવાય બીજું એક પણ કાર્ય યુદ્ધ બજાવતું નથી. જે સહુ પ્રથમવાત સ્પષ્ટીકરણ માગે છે તે એ છે કે આધુનિક યુગમાં યુદ્ધનો પ્રશ્ન તો ઉદ્ભવવોજ જોઇએ નહિ. યુદ્ધ એ તો જંગલી ભૂતકાળનો એક અવશેષ વારસો છે, જેનો બુદ્ધિશાળી માનવને માટે કશો અર્થ નથી. યુદ્ધનો એકમાત્ર વિકલ્પ શાંતિપૂર્વક સહઅસ્તિત્વનો છે ને મંત્રણાદ્વારા સમસ્યાઓનું નિરાકરણ કરવાનો છે."

"મારા દેશના સ્વાતંત્ર્યમાં હું આગ્રહપૂર્વક માનું છું તેજ પ્રમાણે પ્રત્યેક વ્યક્તિના સ્વાતંત્ર્યમાં અને લોકશાહી પદ્ધતિમાં માનું છું. દરેક રાષ્ટ્રે બહારનાં અન્ય કોઇ રાષ્ટ્રની દરમ્યાનગીરી વગર પોતાના સ્વકીય આત્માની ખોજ કરવી જોઇએ. દુષ્ટતાનો તો આપણે વિરોધ કરવાનો છેજ. દુષ્ટતા અને તિરસ્કારથી જબરજસ્ત હિંસા અને ધિક્કારને જીતી શકાતા નથી.

"આજથી લગભગ ૨૦૦૦ વર્ષો પહેલાં એક અત્યંત મહાન પુરુષે એમ કહ્યું હતું કે, 'જે હાથમાં તરવાર ઝાલે છે તેનો વિનાશ પણ તલવારથીજ થવાનો છે.' ભારતમાં અમારાં પ્રતીકો કાંઇ જબરજસ્ત લશ્કરી સેનાપતિઓ રૂપે વ્યક્ત નથી થયાં પણ ભગવાન બુદ્ધરૂપે પ્રગટ થયાં છે અને અમારા કાળમાં

ગાંધીજીરૂપે પ્રગટ થયાં છે. એ બન્ને મહાન વિભૂતિઓ શાંતિની મૂર્તિમન્ત સ્વરૂપો હતી."

જાણે જગતનો કોઇ શાંતિનો ફિરસ્તો બોલતો ન હોય! જાણે ગાંધીજીનો નવો અવતાર દુનિયાને સંબોધતો ન હોય! જાણે હિન્દની શાંતિપ્રિય સંસ્કૃતિ જગતને પડકારતી ન હોય! એવું આ જવાહરની આર્ષવાણી પરથી લાગે છે. જવાહરે આ ઐતિહાસિક ભાષણ હિન્દની રાષ્ટ્રભાષા હિન્દીમાં જ આપ્યું હતું.

ત્યાંથી જવાહર, ૧૬૦૦ યુવકોએ શ્રમદાનથી બાંધેલું પોલાદનું કારખાનું જોવા ગયા હતા. ત્યાં કામદારોએ એમનું ઉમળકાભેર સ્વાગત કર્યું હતું અને એક નાનકડા સ્ટીલપ્રેસની એમને ભેટ આપી હતી.

જવાહર તે પછી યુગોસ્લેવિઆના અંતર્ભાગમાં ગયા. એઓ પહેલા જાબલાનીકા ગયા. એ પ્રજાસત્તાક રાજ્ય છે. ત્યાં મોટામાં મોટું વિદ્યુત્પાદન કારખાનું છે. જવાહરને ત્યાં રસ્તામાં મહાન આવકાર મળ્યો. દરેક સ્થળે લોકોનાં ટોળેટોળાં એમના દર્શનાર્થે ઉમટતાં અને હર્ષનાદોથી એમને વધાવી લેતા. જાબલાનીકાના પ્રમુખે જવાહરના માનમાં ભોજન સમારંભ યોજ્યો ને એમને મહાન શાંતિવિધાયક તરીકે ઓળખાવ્યા. જવાહરે બીજાં અનેક ઔદ્યોગિક કેન્દ્રોની મુલાકાત લીધી ને તેમાં અણુશક્તિ સંશોધન કેન્દ્ર અત્યંત અગત્યનું હતું. જવાહરે ડુંગરાળ પ્રદેશો, તથા હિન્દ જેવા ધુળભર્યા રસ્તાઓ વચ્ચેથી પ્રવાસ કર્યો. રસ્તામાં ડુંગરાળ પ્રદેશની રૂપભરી લલનાઓએ એમને પોતાના રાષ્ટ્રીય પોશાકમાં નૃત્ય દર્શાવ્યું. જવાહરે રમણીય દરિયા કિનારે માર્શલ ટીટો જોડે સાગર સ્નાનનો આનંદ માણ્યો ને નૌકાદળ તથા હવાઈદળનું નિરીક્ષણ કરી તેનો સત્કાર સ્વીકાર્યો. રસ્તામાં માછીમારો પણ પોતાની હોડીમાં આ જગત પુરુષને આવકાર આપતા હતા. જવાહરે બોસ્નીયા, સર્બીયા, ક્રોશીયા ને ડાલ્મેશીયા જોયાં. ત્યાંની પાર્વત્ય રમણીયતા જોઈ. ત્યાં પૂર્વ ને પશ્ચિમની સંસ્કૃતિનો સમન્વય થતો જોયો. એડ્રિયાટીકનો વિશાળ અને ભવ્ય સાગરકાંઠો હૃદયને તૃપ્ત થતાં સુધી નિહાળ્યો. દુબ્રોવનિકનાં પ્રાચીન ઐતિહાસિક રોમન અવશેષો જોયાં ને સ્લોવિયન પ્રજાસત્તાકના પાટનગર લુબ્લજા ગયા. જવાહર ત્યાં પહોંચ્યા ત્યારે એમના સ્વાગત માટે સમગ્ર સ્ટેશન શણગારાયું હતું. શહેરની પ્રત્યેક શેરી એમને સત્કારવાને તોરણોથી ને સૂત્રોથી સુસજ્જ બની નેહરુ આગમનનો ઉત્સવ માણતી હતી. ને ત્યાંના રેડિયોએ કર્ણાટકી સંગીતનો કાર્યક્રમ રજૂ કર્યો હતો. જવાહરે લશ્કરી કવાયત નિહાળી અને યુગોસ્લેવિઆ કેવી રીતે પોતાની નવરચના

કરતું હતું તે નિહાળ્યું. દુબ્રોવનીકમાં ચાચા નેહરુને, બાળકોએ પ્રાદેશિક લોકનૃત્યનો પરિચય આપ્યો. ત્યાં એમણે જૂનો રોમન પ્રાસાદ ખૂબ રસથી નિહાળ્યો. એ પ્રાસાદ ત્રીજી કે ચોથી સદીમાં બંધાયો હતો. ત્યાંથી એમણે વહાણ બાંધવાનું કારખાનું જોયું. માર્શલ ટીટોએ જાતે મોટર હાંકીને એમના બ્રિએનાના ખાનગી ટાપુની આસપાસ ફેરવીને ત્યાંનું કુદરતી સૌન્દર્ય દર્શાવ્યું હતું.

જવાહરે એક અખબારી મુલાકાત એમના સાત દિવસના સતત પ્રવાસ પછી આપી, ને તેમાં એમણે સોવિયેટ નેતાઓ ખરેખર શાંતિવાંછુ છે એમ જણાવ્યું. ટીટો અને એમની મંત્રણાને પરિણામે બન્ને વચ્ચે ઘણી સમાનતા છે એવી જવાહરને પ્રતીતિ થઈ હતી. નજદીકના ભવિષ્યમાં જર્મન એકતા સધાશે એવી જવાહરે આગાહી કરી હતી.

સાત દિવસની સતત મંત્રણાને અંતે માર્શલ ટીટો અને જવાહરે એક સંયુક્ત નિવેદન પ્રગટ કર્યું. ને, તેમાં યુગોસ્લેવિઆ ને ભારત વચ્ચે વેપારી સંબંધો કેળવવાની જાહેરાત હતી. બન્નેની આંતરરાષ્ટ્રીય દૃષ્ટિ સમાન છે, એમ જણાવાયું હતું. ને શાંતિમય સહઅસ્તિત્વનો સિદ્ધાંત સ્વીકારાયો હતો. નિઃશસ્ત્રીકરણ ને અણુશસ્ત્રોના ઉત્પાદની બંધી વિષે પણ બન્ને મહાપુરુષો એકમત થતા હતા.

યુગોસ્લેવિયાનું આતિથ્ય માણી જવાહર ઇટલી ગયા. ઇટલીમાં ત્યાંના વડાપ્રધાને એમના માનમાં ભોજનસમારંભ યોજ્યો. એ સમયે ભાષણ આપતાં જવાહરે જણાવ્યું કે: "જગતના દરેક દેશે પોતાની બુદ્ધિપ્રતિભા અનુસાર આંતરરાષ્ટ્રીય સંબંધો બાંધવાની બાબતમાં પોતાનો માર્ગ શોધી કાઢવો જોઈએ. ભારત બધા દેશો જોડે મિત્રાચારી ભર્યા સંબંધો બાંધવા ઇચ્છે છે, કારણ કે, ભારત માને છે કે જગતમાં શાંતિ સ્થાપવાનો અને સલામતી જાળવવાનો આ એક શ્રેષ્ઠ માર્ગ છે. બધાં રાજ્યો જો પંચશીલાના સિદ્ધાંતોને અનુસરે તો બધાને શાંતિ અને સલામતી પ્રાપ્ત થાય, ને યુદ્ધનો ભય અસ્ત થાય. યુદ્ધની ધમકી રહેશે ત્યાં સુધી ભય અને ધિક્કાર પણ લોકોના મનમાં રહેશે. ભય ને ધિક્કારમાંથી કાંઈ સારું નિષ્પન્ન થઈ શકે નહિ. મિત્રાચારી અને સહકાર દ્વારાજ શાંતિ અને સલામતી સ્થાપી અને જાળવી શકાય." જવાહરે ઇટલીના ઉષ્મા ભર્યા સ્વાગત અને સુંદર આતિથ્ય માટે ત્યાંની પ્રજાનો આભાર માન્યો હતો. જવાહરે લશ્કરી કરારોથી દૂર રહેવામાંજ સાચી શાંતિ રહેલી છે એમ જણાવ્યું હતું.

જવાહરે ઇટલીના પાટનગરમાં ખ્રિસ્તી કેથોલિક ધર્મના વડા ધર્મગુરુ પોપની મુલાકાત લીધી હતી. પોતાના ભવ્ય મહાલયમાં જવાહરનો દબદબા ભર્યો

સત્કાર થયો હતો, ને જવાહરને સત્કારવા પોપનું સંરક્ષક દળ એમના પૂરેપૂરા ગણવેશમાં સજ્જ થયું હતું. પોપને જવાહરે ગોવાનો પ્રશ્ન ધાર્મિક નહિ પણ રાજદ્વારી છે, એ સમજાવ્યું હતું ને પોપ એમાં સંમત થયા હતા. હિન્દ અને પોર્ટુગીઝનાં સંબંધમાં પોતે તટસ્થ રહેશે એમ પોપે જવાહરને ખાતરી આપી હતી. આ જવાહરની એક મહાન સિદ્ધિ ગણી શકાય. આ પોર્ટુગલને એક લપડાક સમી હતી, કારણકે, ગોવાની લડતમાં પોર્ટુગીઝો દખલ કરવા માગતા હતા, તેને તેમના ધર્મના વડા તરફથી જ જાકારો મળ્યો હતો, એ એક સૂચક ઘટના હતી.

જવાહર ઇટલીથી બ્રિટન ગયા. ત્યાં બ્રિટનના વડાપ્રધાન સર એન્થની ઇડને એમનો સત્કાર કર્યો. અને બન્ને મહાપુરુષોએ ઘણી અવિધિસરની છતાં અગત્યની મંત્રણા ચલાવી હતી. જવાહરે લંડનમાં રાણી ઇલિઝાબેથની પણ મુલાકાત લીધી. જવાહરે સર એન્થનીને ખાતરી આપી કે રશીયા ખરેખર શાંતિવાંછું છે અને એ લોકો શાંતિ માર્ગે પ્રયાણ કરી રહ્યા છે.

આ રીતે જવાહર, ૭૫ દિવસના એકધારા પ્રવાસ દરમ્યાન લગભગ, રશીયાનો બધો પ્રદેશ, ઑસ્ટ્રીયા, પોલેંડ, ઇટલી, ગ્રેટબ્રિટન એમ યુરોપનો ઘણો ભાગ ઘૂમ્યા ને સર્વત્ર શાંતિનો સંદેશ સુણાવ્યો. એમણે જ્યાં જ્યાં ગયા, ત્યાં શાંતિ ભાવના દીધી ને લીધી, હિન્દની વિદેશનીતિપ્રત્યેનો આદર જન્માવ્યો ને જ્યાં ત્યાંથી એમને જગતના મહાપુરુષ, ને મહાન શાંતિદૂતનાં બિરદ મળ્યાં. જવાહરની આ મહાન અને ઐતિહાસિક યાત્રા સફળ શાંતિયાત્રા હતી. વર્ષો પહેલાં જેમ જવાહરે અમેરિકાનો વિજય કર્યો હતો તેમ આ યુરોપનો વિજય હતો. જવાહરના રાજકારણનું આ મહાન વિજયપ્રસ્થાન હતું. અશોક પછી હજારો વર્ષે હિન્દનો શાંતિદૂત જગતમાં જઈને જગતને વેરઝેર ભૂલવા ને અહિંસાનો મંત્ર પઢાવવા જતો હતો. ભારતની સંસ્કૃતિનો સંચાર જગતમાં કરતો હતો. જવાહરે સર્વત્ર પયગંબરી વાણી સંભળાવી, ને હિન્દના સિતારાને જગતના આસમાનમાં ઝળકાવ્યો. જવાહરે જીવનમાં અનેક યાત્રાઓ કરી હશે પણ આ યાત્રા અનેક દૃષ્ટિએ અભૂતપૂર્વ હતી. આ યાત્રામાં એમણે યુદ્ધથી થાકેલા જગતને શાંતિનો, અહિંસાનો, સહઅસ્તિત્વનો, પ્રેમનો અને ભાઈચારાનો પ્રેરક ઉપદેશ આપી જગતના તંગ વાતાવરણને હળવું બનાવવામાં અસાધારણ ફાળો આપ્યો હતો. આ ઐતિહાસિક યાત્રાથી એટલું સિદ્ધ થયું કે પશ્ચિમ પૂર્વની કદર કરે છે, પૂર્વના શાંતિનો દિવ્ય પયગામ અપનાવેછે અને શાંતિમાં જ વિશ્વની પ્રજાનું કલ્યાણ છે તે સનાતન સત્ય સ્વીકારે છે.

[ ૭૨ ]

# ભારત રત્ન

જવાહર એમની શાંતિયાત્રાનું વિજયપ્રસ્થાન કરીને, હિન્દ પાછા વળતાં કેરો ખાતે રોકાયા. કેરોમાં એમનું શાનદાર સ્વાગત થયું. મીસરના લશ્કરી બેન્ડે હિન્દી રાષ્ટ્રગીત બજાવી જવાહરને સલામી આપી હતી. ને પછી જવાહર રાજમહેલ ખાતે ઉપડી ગયા હતા. ત્યાં મીસરના વડા પ્રધાન કર્નલ નાસર જોડે જવાહરે રાજકીય મંત્રણા આરંભી હતી. જવાહર મીસર અનેકવાર આવ્યા હતા, પણ આ વખતે એમનું સ્વાગત અદ્વિતીય હતું. એમના મહેલ આગળ લોકોની એમના દર્શન માટે એટલી ભીડ જામતી કે જવાહરને વારંવાર બહાર આવી એમના સત્કારનો સ્વીકાર કરવો પડતો. જવાહરને માટે સાંજે નાસરે ભોજનસમારંભ યોજ્યો, ને એમાં નાસરે જવાહરને મહાન વિશ્વશાંતિના દૂત તરીકે ઓળખાવ્યા. જવાહરે પોતાના પ્રવચનમાં સમગ્ર જગતના માનવીઓ શાંતિ ઇચ્છે છે એવી પોતાના વિસ્તીર્ણ પ્રવાસ દ્વારા એમની ઉપર છાપ પડી છે એમ જણાવ્યું.

જવાહર ને નાસરની મંત્રણાની ફળશ્રુતિ તરીકે એક નિવેદન પ્રગટ થયું. ને તેમાં લશ્કરી કરારનો વિરોધ કર્યો અને એ પ્રકારના કરારો શાંતિને બાધક છે એમ જણાવ્યું. અણુશસ્ત્રોનું ઉત્પાદન ને ઉપયોગ બંધ કરવાં જોઈએ એવી પણ એમાં જાહેરાત કરી, પંચશીલાનો સ્વીકાર કર્યો ને બાન્ડુંગ પરિષદના નિર્ણયો અપનાવ્યા.

આવી રીતે જવાહર એમની સમગ્ર કલ્યાણયાત્રામાં ભારતની પ્રતિષ્ઠાના પ્રતીકસમું સ્નેહભર્યું સ્વાગત ઝીલી સ્વદેશ પાછા આવવા ઉપડ્યા. જવાહર પાછા શાંતાક્રુઝ વિમાની મથકે આવ્યા, ત્યારે મુંબઈની જનતાનો અદમ્ય ઉત્સાહ હતો. ને વિમાન ઘરથી રાજભવન સુધીનો બાર માઈલનો માર્ગ દર્શનાર્થી જનતાથી ચિક્કાર ભરાઈ ગયો હતો. વિમાનઘર પર મુંબઈના બધાજ પ્રધાનો ને નગરપતિ

વગેરેએ એમનું સ્વાગત કર્યું. જવાહરે ત્યાં ભાષણ આપતાં કહ્યું : "હું જ્યાં જ્યાં ગયો ત્યાં મારું સ્નેહભર્યું સ્વાગત થયું હતું. પણ એ સ્વાગત વ્યક્તિગત રીતે મારું નહિ, પણ જે દેશ, જે દેશની પ્રજા અને જે દેશની આશાઓ અને આકાંક્ષાઓનો હું પ્રતિનિધિ છું તે સર્વેનું સ્વાગત કરવામાં આવતું હતું." મુંબઈની જનતાને માટે એમણે કહ્યું કે : "મુંબઈમાં જે પળે મેં પગ મૂક્યો તેજ પળથી મુંબઈની જનતાએ મને કેદી બનાવી દીધો છે, ને એવા કેદી બનતાં મને અપૂર્વ આનંદ થાય છે." જનતાના જબ્બર ધસારાને પરિણામે જવાહરને એમનું ભાષણ ટૂંકાવવું પડયું હતું. મુંબઈના નગરપતિએ જવાહરનું સ્વાગત કરતાં કહ્યું કે : "આપના વિદેશપ્રસ્થાનથી ભારતની પ્રતિષ્ઠા ભારોભાર વધી છે. ઉમદા ધ્યેયથી પ્રેરાઈ આપ જ્યાં જ્યાં ગયા હતા, ત્યાં આપનો જે ભવ્ય આદર થયો હતો, અને આપને આ યાત્રામાં જે એકધારો વિજય સાંપડ્યો છે, તેને આ નગરેજ નહિ, પરન્તુ સમસ્ત રાષ્ટ્રે પ્રશંસા અને ગૌરવની ઊંડી લાગણીથી નિહાળ્યો છે."

થોડા કલાકનો આરામ કરી જવાહર મુંબઈથી દિલ્હી ઉપડ્યા. આંતરરાષ્ટ્રીય તંગદિલી, ભય, અને શંકાના ત્રિવિધ પરિતાપનો પરાભવ કરીને, શુભેચ્છા, પ્રેમ અને સહકારના વાતાવરણને બળવત્તર બનાવીને, પાટનગરમાં પાછા આવતા લાડીલા જવાહરનું દિગ્વિજય પ્રાપ્ત કરીને સ્વદેશ પાછા ફરી રહેલા યોદ્ધાની જેમ ભવ્ય, અભૂતપૂર્વ ને ઉમળકાભેર સ્વાગત કરવા દિલ્હી થનગની રહ્યું હતું. એથીજ દિલ્હીની જનતાના વિમાનીમથકે અસાધારણ ધસારાથી, સરકારની બધી યોજનાઓ ભાંગી પડી, દર્શનાર્થીઓએ બધા પ્રતિબંધો તોડી નાંખ્યા, વાડો ભાંગી નાખી, ધક્કામુક્કી શરૂ થઇ, ને અધિકારી, પ્રધાન કે સામાન્ય માનવી એવો કશો ભેદ રહ્યો નહિ. રાજેનબાબુનેજ ધક્કામુક્કીમાં વિમાન આગળ જતાં ઘણી મુશ્કેલી નડી. જવાહરનું સ્વાગત કરવા બધા સરખા હતા. એમાં નાનામોટાનો ભેદ રહ્યો નહોતો. જવાહર સ્મિતવદને જેવા વિમાનમાંથી ઉતર્યા તેવાજ ઉમળકાભર રાજેનબાબુને ભેટી પડ્યા. જવાહરના દર્શનાર્થીઓએ એમને ઘેરી લીધા. એમની પર હારો ને પુષ્પોનો વર્ષાદ વરસ્યો. જવાહર એવા આનંદિત હતા કે એમણે એમની પર પડતા પુષ્પહારો ઝીલ્યા ને પાછા જનતા ઉપરજ ફેંકયા. દિલ્હી સુધરાઇ, દિલ્હી કોંગ્રેસ સમિતિ ને બીજી અનેક સંસ્થાઓએ જવાહરના સ્વાગત માટે કાર્યક્રમો તૈયાર કર્યા હતા, પણ લોકોની પારાવાર ભીડને લીધે એ કાર્યક્રમ અમલી બન્યો નહિ.

ગૃહપ્રધાન પંતે એમને ત્યાં અવિધિસર સત્કારસમારંભ યોજ્યો હતો. એ વખતે પ્રમુખ રાજેનબાબુ, કોંગ્રેસ પ્રમુખ ઢેબર, ડૉ. રાધાકૃષ્ણન તથા પ્રધાન

મંડળના સભ્યો હજર હતા. તે વખતે જવાહરે રશીયા વિષે પોતાપર જે છાપ પડી તે જણાવતાં કહ્યું:

"રશીયામાં મને જે સન્માન મળ્યું તે જનતાના હૃદયમાંથી ઉદ્‌ભવેલું હતું, સ્વયંભૂ હતું. સરકારે પહેલેથી રચેલું નહોતું. રશીયન પ્રજાની હિન્દ પ્રત્યે જે લાગણી છે તે સાચી છે. અમેરિકાવાસીઓ જેમજ રશીયાવાસીઓ અતિથિસત્કારની પ્રબળ ભાવનાવાળા છે. બન્ને નિખાલસ અને યાંત્રિક મનોવૃત્તિવાળા છે. ત્યાં ખેતીવાડીમાં ને ઉદ્યોગોમાં યંત્રોની જ બહુ જબરી મદદ લેવાય છે. એ લોકો બાળકોની બહુ સારી સંભાળ લેછે. એમને માટે રજામાં હવાખાવાનાં સ્થળો છે. ગયે વર્ષે એવે સ્થળે પચાસ લાખ બાળકોને લઈ જવામાં આવ્યાં હતાં અને મહિનોમાસ ત્યાં રાખવામાં આવ્યાં હતાં. મોટાં મોટાં કારખાનાંઓમાં પણ આરામગૃહો હોય છે. થાકી ગયેલા કામદારો ત્યાં આરામથી રાત્રી ગાળીને પાછા કામ કરવા માટે તાજા થઇ શકે એ જાતની બધીજ સગવડ એમાં હોય છે. ત્યાં મજૂરીના દરો, દરેક મજૂર પ્રમાણે જુદા જુદા હોય છે. પણ ઓછામાં ઓછી મજૂરીનો દર ૫૦૦ રૂબલ છે ને વધારેમાં વધારે ૫૦૦૦ રૂબલ છે. ત્યાં અનાજના ભાવ ઓછા છે, પણ જીવનની બીજી દૈનિક જરૂરિયાતના ભાવો ઊંચા છે. એઓ બધાજ સાદાં કપડાં પહેરે છે. અને જોકે કારખાનાંનો મેનેજર એક મજૂર કરતાં ઘણું વધારે કમાતો હોય છે, તેમ છતાં, એ બન્નેના વેશ પરથી આ મેનેજર છે ને આ મજૂર છે એમ તમે વરતી શકો નહિ."

બીજે દિવસે, રાજેનબાબુએ અગાઉથી નક્કી કર્યા મુજબ જવાહરને માટે સત્કારસમારંભ યોજ્યો, ને ત્યાં એમણે જવાહરને 'ભારતરત્ન' સર્વોચ્ચ ખિતાબ આપ્યો. રાજેનબાબુએ એ સમારંભમાં ભાષણ આપતાં જણાવ્યું કે, સમારંભના સમયસુધી એ વાત એમણે ખાનગી રાખી હતી. એ વિષે એમણે કહ્યું કે:

"મારા વડાપ્રધાન કે પ્રધાનમંડળની કોઈ પણ ભલામણ વિના આ ખિતાબ અર્પણ કરવાનો નિર્ણય લઇને આ એકવાર તો હું ગેરબંધારણીય રીતે વર્તી રહ્યો છું...વડાપ્રધાને જે દેશોની મુલાકાતો લીધી ત્યાં સરકારો એ અને પ્રજાઓએ એમનો જે ભવ્ય સત્કાર કર્યો તે વિષેના સમાચારો આપણે આનંદ અને આતુરતાપૂર્વક વાંચતા આવ્યા છીએ. જગતના મહાન રાષ્ટ્રો આપણી પ્રત્યે જે ઊંડી લાગણી દર્શાવે છે તેનું જ એ પ્રતિબિમ્બ હતું.

"આપણો દેશ પ્રાચીન છે, પણ પ્રજાસત્તાક તરીકે આપણે હજી કિશોર અવસ્થામાં છીએ. અને શાંતિ સ્થાપવા માટે અને જાળવવા માટેની આપણી પ્રવૃત્તિઓ અને નીતિની કેવી કદર થઈ રહી છે અને તેનાથી આપણાં માન અને પ્રતિષ્ઠા કેવાં વધ્યાં છે તે જાણીને આભારવશ થઈ જવાય છે.

"શાંતિના ધ્યેયને આગળ ધપાવવામાં આપણે જગતભરના કરોડો માનવીઓની આકાંક્ષાઓને જ નમ્રપણે વ્યક્ત કરી રહ્યા છીએ, અને આ યુગમાં આપણી એ નીતિના મુખ્ય ઘડવૈયા આપણા વડાપ્રધાનનું આવું સન્માન થાય તેમાં કશું જ આશ્ચર્ય નથી.

"આ મહાન સાહસમાં સમગ્ર પ્રજાનું તેમને પીઠબળ છે એમ દાખવવા આ દેશ પોતાની આભારની લાગણી મૂર્તપણે કઈ રીતે દર્શાવી શકે તે વિષે હું વિચારી રહ્યો હતો. આપણી પ્રજાની તેમની જીવનભરની સેવાઓ આપણા અદ્યતન ઈતિહાસના પાને પાને સુવર્ણાક્ષરે લખાયલી છે. અને તેમની ભવ્ય કારકિર્દીનો આ હમણાંનો તબક્કો જે શાંતિ અર્થેના ભવ્ય પુરુષાર્થરૂપ છે તે તો આપણી પેલી કહેવત મુજબ સોના પર ઢોળ બરાબર છે."

"મને લાગ્યું કે આપણી પાસેનો સર્વોચ્ચ માનનો ખિતાબ 'ભારત રત્ન' તેમને અર્પણ કરવાથી વધુ સારું બીજું કાંઈ જ હું કરી શકું એમ નથી. આ મારું પગલું ગેરબંધારણીય હોવા છતાં મને ખાતરી છે કે મારાં આ પગલાંને મારા પ્રધાનમંડળનાં પ્રધાનો જ નહિ પણ સમગ્ર દેશ ઉત્સાહપૂર્વક વધાવી લેશે."

રાજેન્દ્રબાબુના આ પ્રેમમય ધડાકાથી જવાહર અત્યંત લાગણીવિવશ બની ગયા હતા. એમનો કંઠ રૂંધાઈ ગયો હતો. એમણે ખિતાબ બદલ ને પોતાને માટે ઉચ્ચારાયલા માયાળુ શબ્દ બદલ રાષ્ટ્રપતિનો આભાર માન્યો હતો અને પોતે જે કાંઈ કર્યું તેનો યશ એકલા એમને ફાળે નહિ પણ એ બધા સાથીઓના સંયુક્ત પ્રયાસરૂપ હોઈ એનો ફાળો સર્વેનો છે એમ કહ્યું હતું.

કોણ એવો અભાગી હશે કે જે જવાહરને અર્પણ થયેલા ખિતાબથી પુલકિત નહિ થયો હોય? કોણ એવો ઊર્મિવિહીન હશે કે જેને હૈયે એમના આ બહુમાનથી આનંદના ઓઘ નહિ ચઢ્યા હોય? કેટકેટલાં વર્ષો એમણે ભારતની સેવામાં વીતાવ્યાં અને તે પણ કેટકેટલાં ક્ષેત્રોમાં? આવા મહાપુરુષને સન્માનવા જાણે 'ભારતરત્ન'નું બિરુદ પણ ઓછું પડે છે. એમના કાર્યક્ષેત્રનું ફલક એટલું વિશાળ ને વ્યાપક બન્યું છે કે એમને તો 'જગતરત્ન'નો ખિતાબ આપવો જોઈએ.

જવાહરને રાજેન્દ્રબાબુએ ખિતાબ આપ્યો પછી બીજે દિવસે દિલ્હી સુધરાઈ તરફથી શહેરના પ્રજાજનો વતી જવાહરને દિલ્હીના 'રામલીલા મેદાનમાં જાહેર માનપત્ર આપવામાં આવ્યું. તે પ્રસંગે જવાહરે માનપત્રનો જવાબ આપતાં જણાવ્યું : "જીનીવામાં ચાર મહારાષ્ટ્રોના વડાઓની જે શિખરમંત્રણા થવાની છે તે યુદ્ધનો હાઉ દૂર કરવામાં સફળ નીવડશે અને તમામ રાષ્ટ્રો તથા પ્રજાઓ વચ્ચે શાંતિ તથા સહકાર નિર્માણ કરવાનો માર્ગ ઉઘાડશે. આજે જગત જે વિશિષ્ટ અને ભયંકર સંજોગોમાં મૂકાયું છે તે પરિસ્થિતિનો એકમાત્ર જવાબ કોઈપણ રાષ્ટ્રજૂથ સાથે ન જોડાતાં તમામ રાષ્ટ્રો સાથે મૈત્રી જાળવી રાખવાની ભારતની વિદેશનીતિમાં જ મળે એમ છે. મેં જે જે દેશોની મુલાકાત લીધી હતી તે તમામ દેશોમાં ભારતની આ વિદેશનીતિનો સ્વીકાર થયો છે, કારણ કે એ નીતિ જગત સમસ્ત જેને ઝંખી રહ્યું છે તે શાંતિની છે." ગોવા અંગેની ચર્ચા કરતાં એમણે જણાવ્યું કે: "આજે એકેએક સમસ્યા બીજી સેંકડો આંતરરાષ્ટ્રીય સમસ્યાઓ જોડે સંકળાયલી છે, અને તેથી કોઈ પણ સમસ્યાનો કેવળ સ્વતંત્ર દૃષ્ટિએ વિચાર થઈ શકે નહિ. પ્રત્યેક તબક્કે આપણે શું પગલાં લેવાં તેનો વિચાર કરીએ અને પછી જે કરવું ઘટે તે કરીએ. આપણે જે કાંઇ કરીએ તેથી આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે આપણી જે કાંઈ પ્રતિષ્ઠા છે તેને, અથવા એ ક્ષેત્રે આપણી કામ કરવાની જે કાંઈ શક્તિ છે, તેને કશી હાનિ ન પહોંચવી જોઇએ."

ત્રીજે દિવસે જ્યારે અખિલ ભારત કોંગ્રેસ સમિતિના સભ્યોએ એમને માનપત્ર આપ્યું, ત્યારે જવાહરે જણાવ્યું: "આપણે બીજાં રાષ્ટ્રોનું પૂર્ણાંશે અનુકરણ કરવું જોઈએ નહિ, કારણ કે એ આપણને મદદ કર્તા નહિ થઈ પડે. આપણે બીજાઓ પાસે ઘણું શીખવાનું છે, પણ આખરે આપણા દેશની પરિસ્થિતિ અનુસાર આપણા દેશના ભાવિનું ઘડતર કરવાનું છે. હિન્દને આજે જે આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે માન મળે છે, તે હિન્દની યોગ્ય સમયે યોગ્ય વલણને લીધે છે. દુનિયાભરમાં હિન્દની વિદેશ નીતિ અને પંચશીલા માટે અત્યંત આદર છે. દરેક રાજકીય પક્ષે દેશમાં અને વિદેશમાં બનતા બનાવોથી સુપરિચિત રહેવું જોઈએ. અને પ્રત્યેક પક્ષની સબળતા, એની સતત જાગૃતિ અને સમય પ્રમાણે વર્તવાની ને અનુકૂળ થવાની એની તત્પરતામાં રહેલું છે."

જવાહરની શાંતિયાત્રાનું એક સુફળ એ આવ્યું કે જીનીવામાં રશીયાં, બ્રિટન, ફ્રાન્સ ને અમેરિકાના વડેરાઓ મળ્યા હતા; તેઓ સમજૂતી પર આવ્યા ને ઠંડા યુદ્ધનો અંત આવ્યો. જવાહરે જણાવ્યું કે: "ચાર મોટાઓ

વચ્ચે સોએ સો ટકા સમજૂતી થઈ નથી તેમ છતાં, એઓની મંત્રણા સફળ થઈ છે તે વિશ્વશાંતિ માટે એક શુભચિહ્ન છે." પંડિત પંતે જીનીવામાં જે સમજૂતી થઈ છે તે 'નેહરુ વૃત્તિનું શુભ પરિણામ છે' એમ જણાવ્યું હતું. જવાહરે એ કબૂલ્યું કે : "એ શાંતિ માટે હિન્દની નીતિ જવાબદાર હતી, પણ એ યશ એમનો નહિ પણ મહાત્માજીનો ગણવો જોઈએ. હિન્દે એક બીજા દેશો વચ્ચે ફેલાયલી ગેરસમજૂતી દૂર કરવાનો માત્ર પ્રયત્ન જ કર્યો છે. હાઇડ્રોજન બૉંબના ઓછાયાને પરિણામે આ સમાધાન થયું હતું. એમ હોય તો પણ ચાર વગ્રઓને એટલું તો ભાન થયું હતું કે યુદ્ધ કોઈ પણ પ્રશ્નનો નિકાલ લાવી શકે નહિ. અને એટલા પૂરતો પણ જીનીવાની સમજૂતી એ હિન્દની નીતિનો વિજય લેખી શકાય."

ગોવામાં જે જુલમશાહી ચાલતી હતી તેને અંગે ગોવાના નેતાઓએ જવાહરની મુલાકાત લીધી. આ પ્રશ્ન અંગે વિચારણા કરવા કોંગ્રેસ કારોબારીની એક બેઠક બોલાવવામાં આવી. ને તેમાં જવાહરે બધી દૃષ્ટિએ સમગ્ર પરિસ્થિતિનું અવલોકન કર્યું. પરિણામે કોંગ્રેસ કારોબારીએ શાંતિમય માર્ગે ગોવાના પ્રશ્નનો ઉકેલ આવવો જોઇએ એમ જણાવ્યું. અને પોર્ટુગીઝની જુલમશાહીનો સખત શબ્દોમાં વિરોધ કર્યો ને હિંસા કોઇ પણ રીતે ન થવી જોઇએ એમ જણાવ્યું. એટલુંજ નહિ પણ સત્યાગ્રહ કરવા માટે ગોવાની બહારથી હિન્દવાસીઓ સમૂહમાં ન જાય એવી કોંગ્રેસની નીતિની જાહેરાત કરી.

ગોવાનો પ્રશ્ન દિનપ્રતિદિન વધારે વિકટ બનતો હતો. જુલમો ચાલુ હતા. પોર્ટુગીઝ સરકાર ગોવાની ફેરબદલી અંગે કોઈ પણ જાતની વાટાઘાટ કરવાની સતત આનાકાની કરતી હતી. હિન્દની સામે જૂઠા આક્ષેપો ને નિવેદનો પ્રગટ કરતી હતી. તેના વિરોધ તરીકે જવાહરે પોર્ટુગીઝનું એલચીખાતું દિલ્હીમાં બંધ કરવાનું પોર્ટુગીઝ સરકારને જણાવી દીધું. આમ છતાં, ગોવાના પ્રશ્નનો શાંતિથી અને વાટાઘાટ દ્વારાજ એઓ ઉકેલ લાવવા માગે છે એમ પણ જવાહરે જણાવ્યું. એમણે એ પણ જણાવ્યું કે ગોવાવાસીઓએ ગોવાની અંદરથી તેમજ બહારથી જે શાંતિમય આંદોલન ચલાવ્યું, તેને પરિણામે જુલમો ને ત્રાસ વધતા ગયા. પરિણામે, મજબુરીથી હિન્દ સરકારને આ પગલું લેવું પડ્યું. આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે કદી ગેરસમજૂતી ઊભી ન થાય, તેથીજ બીનગોવાવાસીઓ ગોવાના મુક્તિઆંદોલનમાં ભાગ ન લે એમ હિન્દસરકાર ઇચ્છે છે, એ વાતની પણ સરકાર તરફથી જવાહરે સ્પષ્ટતા કરી. જવાહરે એ પણ જણાવ્યું કે : "ગોવા પરનો કબજો પોર્ટુગલ ચાલુ રાખે છે, તેથી ભારતમાં

સ્થપાયેલી રાજ્યપદ્ધતિમાં ડખલગિરિ થાય છે. ગોવા તો ભારતનોજ એક ભાગ છે અને તે અંગે એકજ નિર્ણય હોઈ શકે. અને તે ગોવાએ ભારતીયસંઘમાં ભળી જવું જોઇએ. સાર્વભૌમ રાષ્ટ્ર તરીકે ભારતે કાશ્મીરમાં કર્યું તેમ બળના ઉપયોગ દ્વારા પોતાના સ્વબચાવનો હક કદિ જતો ન કરી શકે. પરન્તુ, મર્યાદિત યુદ્ધ અથવા પોલીસ પગલાંથી ભારતના રાષ્ટ્રીય હિતો અને તેની આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠાને નુકસાન થશે. અને છતાં, પરિણામો તો મુશ્કેલી ભર્યા જ આવશે. ગોવા પોર્ટુગલનો એક ભાગ છે, એવા પોર્ટુગીઝના દાવાની ઠેકડી ઊડાવતાં જવાહરે કહ્યું કે : "બિલ્લાડી કૂદીને ચાંદામામા પાસે જઈ પહોંચી એવી એક પરી કથાનું અને સ્મરણ થાય છે."

હિન્દનો સાર્વત્રિક વિકાસ જવાહરને સાધવો હતો, અને અન્ય પ્રગતિમાન દેશોની હરોળમાં હિન્દ ઊભું રહી શકે એમ કરવું હતું. તેથી, જવાહરે હિન્દની નાણાંપદ્ધતિમાં ફેરફાર કરવાનો વિચાર કર્યો. અને દશાંશ પદ્ધતિ ચાલુ કરવાનું નક્કી કર્યું. એ મુજબનું લોકસભામાં બીલ રજુ થયું તે સમયે જવાહરે કહ્યું : "દશાંશ પદ્ધતિ એ ભારતના બુદ્ધિશાળી માનસની અજાયબ શોધ શૂન્યમાંથી સર્જાઈ છે." સરકાર એક રૂપિયાના એકસો દોકડા રાખવા માગે છે, અને આમજનતાને સહેલું પડે તેથી દોકડાનું નામ પૈસો રહે એવી સૂચના કરી હતી. જવાહરે વિશેષમાં જણાવ્યું કે : આ પદ્ધતિ અપનાવવાથી પંચવર્ષીય યોજનામાં સુગમતા થશે, ને આપણે અન્ય દેશોની હરોળમાં આવી શકીશું. આ સુધારો આપણા નાણાકીય વ્યવહારમાં એક અગત્યનું પગલું હતું. એથી દેશને ઘણો દેખીતો લાભ હતો.

[ ૭૨ ]

# ગોવાના પ્રશ્નો

બાન્ડુંગ પરિષદ વખતે ચીનના પ્રતિનિધિઓને ઇન્ડોનેશિયા લઈ જતું હિન્દનું વિમાન 'કાશ્મીર પ્રિન્સેસ', કાવતરાંને પરિણામે મધદરિયે તૂટી પડ્યું હતું. તેની તપાસ હિન્દ સરકારે આદરી હતી. એ સંબંધમાં લોકસભા સમક્ષ નિવેદન કરતાં જવાહરે આવી ખતરનાક પરિસ્થિતિમાં પણ વિમાન વાહકે જે બહાદુરી ભરી મર્દાનગી બતાવી હતી, તેને માટે એની પ્રશંસા કરી. હિન્દ સરકાર ને ઇન્ડોનેશિયાની સરકારની જે સંયુક્ત તપાસ સમિતિ હતી, તેમાં ઇન્ડોનેશિયાની સરકારે બધે તબક્કે, જે સહકાર આપ્યો હતો, તેની પણ એમણે તારીફ કરી. જવાહરે જણાવ્યું કે તપાસને પરિણામે એ સાબિત થયું હતું કે એ વિમાનનો અકસ્માત એ વ્યવસ્થિત કાવતરાંનું પરિણામ હતું. હૉંગકૉંગ સરકારે આ વિષે એક જુદી સમિતિ નીમી. સામ્યવાદી ચીનની સરકાર પાસે થોડી માહિતી હતી, તે એણે હૉંગકૉંગ સરકારને પૂરી પાડી. હિન્દ સરકાર, એનો નિર્ણય આવે ત્યાં સુધી રાહ જોશે એમ જવાહરે કહ્યું.

આપણા દેશના જે કાનૂનો હતા, તે મેકૉલેએ ઘડ્યા હતા, ને આપણા દેશની પરિસ્થિતિનો વિચાર કર્યા વિના મોટે ભાગે બ્રિટીશ કાયદા અનુસાર રચાયા હતા. એટલે આઝાદી પછી આપણા કાયદાઓમાં આપણા દેશની નવી પરિસ્થિતિ અનુસાર ફેરફાર કરવાની જરૂર હતી. એટલે જવાહરે એ વિષે કાયદા-પ્રધાનને જણાવ્યું, એમની જોડે ચર્ચા કરી અને તેને પરિણામે હિન્દના ઍટર્ની-જનરલ શ્રી. મોતીલાલ સેતલવાડના પ્રમુખપદ નીચે, ૧૧ સભ્યોની એક સમિતિ નીમી. અને આ કાનૂન પંચને સમગ્ર દૃષ્ટિએ વિચારણા કરી, કાયદામાં ક્યાં કેવો ને કેટલો ફેરફાર કરવો તેની સૂચના કરવા જણાવવામાં આવ્યું. એની કામગીરીમાં ન્યાયતંત્રની પદ્ધતિનાં સર્વે અંગોનું વિશદ રીતે અવલોકન કરી ઓછા ખર્ચે ત્વરિત ન્યાય શી રીતે મળી શકે તે માટેની સૂચનાઓ કરવાનું,

સર્વત્ર લાગુ પડતા અને મહત્વના કેન્દ્રિય ધારાઓની તપાસ કરવાનું ને ધારાઓમાં કેવી રીતે સુધારા કરવા, તેની કેવી રીતે પુનર્ઘટના કરવી, તથા તેને કેવી રીતે અદ્યતન રૂપ આપવું તેની ભલામણો કરવાનું જણાવવામાં આવ્યું.

પંડિત પંતે કાશ્મીર વિષે નિવેદન કરતાં જણાવ્યું હતું કે હિન્દે જે વચનો આપ્યાં છે તેનું એ પાલન કરશે, પણ સાથોસાથ છેલ્લાં ૭ સાત વર્ષોમાં જે રાજકીય પરિસ્થિતિમાં પલટો થયો છે તેની પણ એ નોંધ લેશે. જવાહરે આ નિવેદનને પૂર્ણતઃ અનુમોદન આપ્યું. પંતે ત્રણ તત્વો ધ્યાનમાં લેવા જણાવ્યું હતું. એક તો છેલ્લા આઠ વર્ષોમાં પાકીસ્તાન કોઈ પણ વાજબી શરતો સ્વીકારવા તૈયાર થયું નથી, બીજું પાકીસ્તાને અમેરિકા જોડે લશ્કરી કરાર કર્યા છે, અને ત્રીજું, પુખ્તમતાધિકારથી ચૂંટાયલી કાશ્મીરની વિધાનસભાએ હિન્દ જોડેના કાશ્મીરના જોડાણનો ઠરાવ પસાર કર્યો છે. આ નિવેદન સામે પાકીસ્તાને વાંધો લીધો હતો અને પંતનું નિવેદન બરાબર છે એમ જવાહરે પાકીસ્તાનની સરકારને જણાવ્યું હતું. જો કે, બ્રિટનના અખબારોએ નેહરુ હવે વચન પાલનમાંથી છટકી જાય છે એવો આક્ષેપ મૂક્યો હતો. પણ એવી ક્ષુદ્ર બાબતનો ઇન્કાર કરવા જેટલો જવાહર પાસે સમય નહોતો.

દિલ્હી વિદ્યાપીઠ આફ્રિકાના અભ્યાસ સંબંધી એક નૂતન વિભાગ ખોલતી હતી અને એ અંગે 'આફ્રિકન સોસાયટી' સ્થાપી હતી. તેનું ઉદ્ઘાટન એમણે જવાહરને હાથે કરાવ્યું, ત્યાં હિન્દ આફ્રિકા વિષેના પોતાના વિચારો જણાવવાની જવાહરને સુંદર તક મળી. એમણે એ તક ઝડપતાં કહ્યું : "દક્ષિણ આફ્રિકામાં વસતા હિન્દીઓ બીજા કોઈનું પણ શોષણ કરે એ સવાલજ ઊભો થતો નથી. કારણ કે, તેઓ પોતેજ શોષિતોમાંના છે. ત્યાં વસતા હિન્દીઓ તે દેશની પ્રજાની શુભેચ્છા ધરાવતા હોય ત્યાં સુધી જ ત્યાં રહે એમ આપણે ઇચ્છીએ છીએ. જો તેઓ આફ્રિકાવાસીઓની શુભેચ્છા ન ધરાવી શકતા હોય તો તેઓ જેટલા જલદી ત્યાંથી અહીં ચાલ્યા આવે તેટલું વધારે સારું, કારણકે ભારતવાસીઓ એક ચઢિયાતી પ્રજા છે એવો ખ્યાલ તેમના મનમાં દૃઢમૂલ થાય એમ આપણે જરાય ઇચ્છતા નથી."

આફ્રિકાની પ્રજા વિષે જવાહરે જણાવ્યું : "મને પૂરેપૂરી ખાતરી છે કે આફ્રિકાની પરિસ્થિતિ છે તેવી ને તેવી નથી રહેવાની. એમાં પલટો જરૂર આવશે જ. આફ્રિકા આજની અનેક વિરાટ સમસ્યાઓમાંની એક સમસ્યા છે, તે જોતાં આફ્રિકાની પ્રજાનું માનસ જ નહિ પણ તેમનાં હૃદય ને તેમની ઝંખનાઓ

પણ સમજવાની જરૂર છે. આજે આફ્રિકાનો ચરુ ઉકળી રહ્યો છે. પછી તે પૂર્વ, પશ્ચિમ, મધ્યસ્થ કે ગમે તે આફ્રિકા હોય. એમાં બહુ બહુ તો ચિત્રનો કે સમસ્યાનો ફેર પડે પણ આફ્રિકાનો ચરુ ઉકળી રહ્યો છે એ વાત તો સાવ સાચી છે. ભારતની પ્રજાએ આફ્રિકાનાં સાંસ્કૃતિક, રાજકીય, આર્થિક, ઐતિહાસિક એમ તમામ પગલાંનો અભ્યાસ કરવો જોઈએ."

ઉત્તરપ્રદેશમાં રેલ આવી હતી. વરસાદનાં પાણીએ નદી અને ધરતીને જળબંબાકાર બનાવી દીધી હતી. એટલે જવાહર સંકટગ્રસ્ત વિસ્તારોનું નિરીક્ષણ કરવા, દિલ્હીથી લખનૌ ને ઉત્તરપ્રદેશને પ્રવાસે ગયા. લખનૌમાં એક જાહેર સભામાં પ્રવચન કરતાં જવાહરે જણાવ્યું : "કુદરત ઉપર અંકુશ મેળવવાની માનવીમાં શક્તિ નથી. ધરતીકંપો, પાણીની રેલો, વગેરે કુદરતી આફતો વારેવારે આવતી જ રહેશે. પરન્તુ લોકોએ તેનો અનુભવ મેળવી એ આફતોમાંથી શી રીતે બચાય તે શોધી કાઢવું જોઈએ." સમગ્ર દેશના પ્રશ્નો ચર્ચતાં જવાહરે જણાવ્યું કે દ્વિતીય પંચવર્ષીય યોજનામાં રોજગારી વધારવા અને ભારે ઉદ્યોગોની સ્થાપના કરવાના એ બે મુદ્દાઓ પર ભાર મૂકાયો છે. વળી, અણુશક્તિ વિષે બોલતાં જવાહરે જણાવ્યું : "ભારત આજ અણુયુગને ઉંબરે આવી ઊભું છે. અણુશક્તિ એ નૂતન બળ છે, અને માનવકલ્યાણ માટે એનો વિનિયોગ થવો જોઈએ." જવાહરે જણાવ્યું કે બીજી પંચવર્ષીય યોજનામાં રેલ નિવારણનો ઉપાય સફળ નીવડશે. ધોધમાર વરસાદ વરસતો હોવા છતાં, જવાહરનું પ્રેરક પ્રવચન હજારોની સંખ્યામાં લોકો શાંતિથી સાંભળતા હતા.

જવાહરે ઉત્તર પ્રદેશનો ૧૦૦૦ માઈલનો સંકટગ્રસ્ત વિસ્તારનો પ્રવાસ કર્યો. એ સંકટમાં ૨૯ કરોડ રૂપિયાનું નુકસાન થયું હતું. એને પરિણામે, ૧૪ જીલ્લાઓમાં નુકસાન થયું હતું. જવાહરે એનું નિરીક્ષણ કર્યા પછી, મદદ માટે એક જાહેર વિનંતીપત્ર પ્રગટ કર્યું અને તેમાં જણાવ્યું કે ઉત્તર પ્રદેશ, બિહાર, ઉત્તર બંગાળ ને આસામમાં રેલ સંકટથી જે પારાવાર નુકસાન થયું છે તે માટે, સંકટગ્રસ્ત લોકોના રાહત માટે તાત્કાલિક અન્ન અને વસ્ત્ર માટે ઘણી મોટી રકમની જરૂર છે. તેથી લોકોને ઉદાર હસ્તે દાન આપવા વિનંતી કરી.

૧૫ મી ઑગસ્ટ આવી. ભારતે આઝાદી હાંસલ કરી તે દિવસને ૮ વર્ષનાં વહાણાં વહી ગયાં. જવાહરની રાહબરી નીચેના આઠ વર્ષમાં હિન્દે શું શું મેળવ્યું, અને શું શું ગૂમાવ્યું તેનું સરવૈયું કાઢવા બેસીએ તો જમાપાસું કેટલું બધું ઉજ્જવળ લાગે છે. આઝાદી મળી, ત્યારે, ચોતરફ અંધકાર હતો. ૬૦૦ જેટલાં દેશી રાજ્યો હિન્દની સ્વતંત્રતાને પડકારતાં ઊભાં હતાં. હિન્દ

ખંડિત થઈ ગયું હતું. પાકીસ્તાનમાં ને હિન્દમાં આદમી ને ઇન્સાનિયત બન્નેની કતલ થઈ રહી હતી. ગાંધીજીની હત્યાનું કલંક આપણે શિરે ચોંટ્યું હતું. છતાં બીજું ચિત્ર પણ કેટલું સરસ છે! આજે આઠ વર્ષમાં આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે હિન્દની પ્રતિષ્ઠા વધી છે. પ્રત્યેક મહાન દેશ હિન્દને સત્કારવા ને હિન્દની સલાહ માટે આતુર છે. સમાજવાદી સમાજરચનાનો પાયો નંખાયો છે. પંચવર્ષીય યોજનાઓ અમલી બનતી જાય છે. ભાખરા નાંગલ જેવી નહેરો કે દામોદર ખીણની નહેરો કામ કરતી થઇ છે. દેશી રાજ્યો સંપૂર્ણતઃ હિન્દી સંઘમાં વિલીન થઈ ગયાં છે. હિન્દે પૂર્વે કદિ તવારીખમાં ન નોંધેલી એવી દેશની એકતા સધાઈ છે. આપણા દેશની નાવડી તોફાનમાંથી બહાર આવી છે. કોમવાદના નાશથી જ્ઞાતિ ને વાડાઓના નાશ તરફ આપણે જઇ રહ્યા છીએ. દેશનું અર્થકારણ હવે સુવ્યવસ્થિત પાયા પર મૂકાતું જાય છે. જમીનદારી નાબૂદી, ફ્રેન્ચ સંસ્થાનોનું વિલીનીકરણ, એ બધું આસાનીથી સિદ્ધ થયું છે. ચીન, રશીયા જેવા મહાન દેશો જોડે આપણી મૈત્રી સધાઈ છે. ને બાન્ડુંગ પરિષદમાં હિન્દની પ્રેરણાથી એશિયા ને આફ્રિકા જેવા વિશાળ ખંડોની એકતા સધાઈ છે. જવાહરની રાહબરી નીચે હિન્દે ઘણી ઉજ્જવળ પ્રગતિ સાધી છે.

ગોવાનો પ્રશ્ન ઉગ્ર બનતો જતો હતો. ગોવામાં જાનની આહુતિ આપવાને હજારો સ્વયંસેવકો દેશભરમાંથી સત્યાગ્રહ માટે તૈયાર થયા હતા. એ સત્યાગ્રહીઓનો પહેલો મોરચો ૧૫ મી ઑગસ્ટને શુભ દિને ગોવામાં પ્રવેશ કરવાનો હતો. એમનો સામનો કરવા તથા એમની પર અમાનુષી અત્યાચાર કરવા, પોર્ટુગીઝ સૈન્ય છેલ્લામાં છેલ્લી ઢબનાં શસ્ત્રોથી સુસજ્જ હતું. જવાહરે ૧૫ મી ઑગસ્ટને દિને, લાલકિલ્લામાંથી એકઠી થયેલી માનવમેદનીને સંબોધતાં સ્વાતંત્ર્યદિન વિષે જે કાંઇ કહ્યું તે મોટે ભાગે, ગોવા વિષે જ હતું. કારણ કે, જવાહરનું સમગ્ર ચિત્તતંત્ર ગોવા પર કેન્દ્રિત થયું હતું. જવાહરે ગોવા વિષે કહ્યું: "ભારત ગોવાના પ્રશ્નનું નિરાકરણ કરવા લશ્કરી પગલાં તો હરગિજ નહિ લે. આપણે ગોવામાં લશ્કર મોકલીશું એવી કોઈ ભ્રમણા ન સેવે. ગોવા ભારતનો જ એક ભાગ છે, અને પૃથ્વી પરની કોઈ પણ સત્તા એને ભારતથી અલગ રાખી શકે નહિ. ભારત સ્વતંત્ર થયાં પછી ગોવા યુરોપીય સત્તા નીચે રહે એ અસંભવિત છે. સ્વપ્નમાં પણ આપણે એવી પરિસ્થિતિ કલ્પી શકીએ નહિ. હું ગોવામાં પ્રવેશી રહેલા નિઃશસ્ત્ર સત્યાગ્રહીઓને શુભેચ્છા પાઠવું છું ને જણાવું છું કે એ સત્યાગ્રહની પાછળ અમુક ઉચ્ચ આદર્શો અને સિદ્ધાંતો રહેલા છે." સત્યાગ્રહીઓ ઉપર પોર્ટુગીઝ હકૂમતે જે સતત ગોળીબાર

કરી એમને ઠાર કર્યા હતા, તે અંગે જવાહરે જણાવ્યું કે : "નિઃશસ્ત્ર અને અહિંસક સૈનિકો પર ગોળીબાર કરી એમને ઠાર કરવા એ કોઈ પણ સંસ્કારી અને સુધરેલી કહેવાતી હકૂમત માટે લાજિમ નથી. એનાથી કશું સિદ્ધ થવાનું નથી." જે લોકો ભારતમાં ગોવા શા માટે ભળવું જોઈએ એવી વાતો કરતા હતા તેમને માટે જવાહરે કહ્યું કે : "એમ કહેનારાઓએ ભારતનો અને દુનિયાનો નકશો કદિ જોયો નથી, કે જેથી એઓ શોધી શકે કે કયા દેશનું કયા સ્થાન છે. છેલ્લાં આઠ વર્ષ થયાં, આપણે ગોવાના પ્રશ્નમાં અત્યંત ધીરજ અને સંયમ રાખી રહ્યા છીએ, તે એટલા માટે, કે બીજા બધા પ્રશ્નોની માફક ગોવાનો પ્રશ્ન પણ શાંતિમય પદ્ધતિથી ઉકેલવામાં આવે, એવું આપણે ઇચ્છતા હતા ને હજુય ઇચ્છીએ છીએ."

જવાહરે સ્વાતંત્ર્યદિન નિમિત્તે આપણા અનેક અણનમ ને ખ્યાતનામ શહીદો કે જેમનાં ભવ્ય બલિદાનોને પરિણામે ભારતને આઝાદી મળી તેને સંભાર્યા હતા અને તેમને ભાવભરી અંજલિ આપી હતી. આઠ વર્ષમાં હિન્દે રાષ્ટ્રીય નવરચનાનો સંગીન પાયો નાંખ્યો હતો, એમ જવાહરે ગૌરવથી અને આત્મશ્રદ્ધાથી જણાવ્યું હતું અને પંચશીલાએ દુનિયામાં જે મૈત્રીની ભાવનામાં વધારો કર્યો ને જગતશાંતિની ભાવનામાં ફાળો આપ્યો હતો તેની નોંધ લીધી હતી.

૧૫ મી ઑગસ્ટે ગોવામાં સત્યાગ્રહીઓની પહેલી ટુકડીએ પ્રવેશ કર્યો, અને તેમની ઉપર ગોવાના શસ્ત્ર પોલીસે ગોળીબાર કર્યો. પરિણામે અનેકના જાન ગયા અને અનેક સખત રીતે ઘાયલ થયા. એ શહીદોની સ્મૃતિમાં હિન્દમાં બધા સ્થળે હડતાલ પડી હતી અને કેટલેક સ્થળે જબરજસ્તીથી હડતાળ પડાવવા કેટલાંક તોફાનો પણ થયાં હતાં. અને સમાજવિરોધી તત્વોએ મારફાડ ને હિંસા પણ કરી હતી. જવાહરે લોકસભામાં પોર્ટુગીઝ સરકારની જુલમનીતિને અમાનુષીતા અને અસંસ્કારિતાની પરાકાષ્ટા તરીકે ગણાવી હતી. અને એથી હિન્દસરકાર કોઈ ઉતાવળિયું પગલું ભરનાર નથી એમ નિશ્ચયાત્મક રીતે જણાવ્યું હતું. ગોવામાં જે કાંઈ થયું હતું તે હિન્દ સરકારને ઉશ્કેરવા માટે થયું હતું, પણ એમ કાંઇ હિન્દસરકાર એમના હાથમાં રમી જશે નહિ. જવાહરે લોકસભાને વિનંતિ કરી હતી કે લોકસભા આ પ્રશ્નને કેવળ લાગણીના ઉશ્કેરાટથી નહિ, પણ શાંત મને, અને અનેક દૃષ્ટિબિન્દુઓથી વિચારે. જવાહરે જણાવ્યું કે એમની માહિતી મુજબ ૧૫ સત્યાગ્રહીઓ પોર્ટુગીઝની ગોળીઓથી ઠાર થયા હતા. કુલ ગોવામાં ૨૦૦૦ સત્યાગ્રહીએ પ્રવેશ કર્યો હતો. જવાહરે, વિશેષે કરીને, સુભદ્રાબાઇ સાગર કે જેણે 'ભારતમાતાકી જય' બોલતાં બોલતાં સામી છાતીએ ગોળી ઝીલી હતી તેનું વીરત્વ વર્ણવ્યું હતું અને એને આદરપૂર્વક અંજલિ આપી હતી.

મુંબઇમાં ને અન્ય સ્થળોએ ગોવાના શહીદ દીન અંગે ૧૬ મી ઑગસ્ટે જે તોફાનો થયાં, તેનો ઉલ્લેખ જવાહરે બીજે દિવસે લોકસભામાં કરતાં જણાવ્યું કે : "આવા વર્તનથી તો ગોવાના પ્રશ્નને હાનિ થાય છે, અને ગોવા સત્યાગ્રહીઓની શાંતિપૂર્ણ લડતની નેતાગીરી સમાજવિરોધી લોકોના હાથમાં ચાલી જશે, ને તેથી દેશને પારાવાર નુકસાન થશે. આવાં તોફાનો આપણી તાકાતની નહિ પણ આપણી નિર્બળતાની નિશાની છે. એથી સરકારને કોઇ પણ જાતનું પગલું લેવા ફરજ પાડી શકાશે એમ જો કોઇ માનતા હોય તો એઓ ભીંત ભૂલ્યા છે. ગોવાની પરિસ્થિતિનો કેટલાક લોકો ગેર લાભ ઊઠાવવા માંગે છે, તે તરફ આપણે ચેતતા રહેવું જોઇએ." જવાહરે લોકસભાને એ પણ જણાવ્યું કે ગોવાવાસીઓએજ ગોવામાં ૧૫ મી ઑગસ્ટે, ઘણા મોટા પાયાપર આંદોલન જગાડ્યું હતું. પરિણામે ગોવાના ઘણા પ્રતિષ્ઠિત નાગરિકોને જેલમાં પૂર્યા હતા. એમણે ૭ ૭ની ટુકડીમાં હિન્દનો રાષ્ટ્રધ્વજ લઈને સત્યાગ્રહ કર્યો હતો. એમની ધરપકડ પૂર્વે અને પછી એમની પર અત્યાચાર ગુજારાયો હતો. લગભગ ૭૦ જણ પકડાયા હતા. જવાહરે મુંબઈમાં થયેલાં તોફાનોનો ઉલ્લેખ કરતાં, એથી ગોવા સત્યાગ્રહને હાનિ થઈ છે એમ જણાવ્યું હતું. બાન્ડુંગ પરિષદમાં ગોવાના પ્રશ્નની ચર્ચા શા માટે કરવામાં આવી નહોતી એવા એક પ્રશ્નના જવાબમાં જવાહરે કહ્યું હતું કે બાન્ડુંગ પરિષદની જે પ્રાથમિક સભા મળી હતી, તેમાં કોઈ પણ વિશેષ પ્રશ્ન ચર્ચવો નહિ એમ નક્કી થયું હતું, એટલુંજ નહિ, પણ જ્યારે અન્ય દેશોએ એવા કોઈ પણ પ્રશ્નને ચર્ચવાની વાત કરી ત્યારે હિન્દે એનો વિરોધ કર્યો હતો. વળી, સંસ્થાનવાદનો સખત શબ્દોમાં બાન્ડુંગ પરિષદે વિરોધ કર્યો હતો, એટલે એમાં, સ્વાભાવિક રીતે, ગોવાનો પ્રશ્ન સમાઈ જતો હતો.

અમેરિકા ને બ્રિટનનાં જાણીતાં અખબારો જેવાંકે 'માન્ચેસ્ટર ગાર્ડીયન' ને 'વોશીંગ્ટન પોસ્ટ' વગેરેએ જવાહરની નીતિની ટીકા કરી હતી, ને જવાહરે ગોવા સત્યાગ્રહીઓને હિન્દની ભૂમિમાંથી જવા દીધા, એ પગલાંને વખોડી કાઢ્યું હતું. આ હકીકત બ્રિટનના સંસ્થાનવાદી માનસનો પડઘો પાડે છે. જો, બ્રિટન ગોવાના પ્રશ્નમાં પોર્ટુગલનો પક્ષ ન લે, તો, એ એડન, હોંગકોંગ, મલાયા વગેરે સ્થળોએ એ જે જુલમશાહી ચલાવે છે તેનો પણ વિરોધ થાય, એટલા માટે ગોવા પ્રત્યેની હિન્દની નીતિનો વાંક કાઢીને એ આડકતરી રીતે પોતાના સંસ્થાનવાદનો બચાવ કરતું હતું.

એક તરફ જવાહરે દિલ્હીમાંથી પોર્ટુગીઝ એલચીને જવાનું કહ્યું તેવી રીતે

ગોવામાં જે હિન્દી એલચી હતા, તેમને પણ એમણે પાછા બોલાવી લીધા. તેવી જ રીતે, મુંબઈ, મદ્રાસ અને કલકત્તામાં જે પોર્ટુગીઝ એલચીખાતું હતું, તે પણ બંધ કરવા જણાવ્યું. હિન્દે ગોવાની સામે આર્થિક પગલાં લેવાની જાહેરાત કરી અને જણાવ્યું કે આર્થિક નાકાબંધી એ બહુ શક્તિશાળી શસ્ત્ર છે. અને હિન્દે નાકાબંધી કરી, ગોવાને મળતી આર્થિક સહાય્ય અટકાવી અને શાંતિમય સમાધાન માટે ગોવાને ફરજ પાડવાની કોશિશ કરી.

વિદ્યાર્થીઓમાં અશાંતિ વધતી જતી હતી. શિસ્તભંગ તો રોજ-બ-રોજ નો થઈ પડ્યો હતો. એટલે, જવાહર જ્યાં જ્યાં જતા ત્યાં વિદ્યાર્થીઓને કડવા શબ્દોમાં શિખામણ આપતા. વિદ્યાર્થીઓએ બિહારમાં તોફાનો કરતાં રાષ્ટ્રધ્વજને બાળ્યો હતો, એટલે જવાહરે તેમને જણાવ્યું કે રાષ્ટ્રધ્વજનું અપમાન એ દેશનું અપમાન છે, અને દેશદ્રોહ કરનારની સામે એમની સરકાર સખત હાથે કામ લેનાર છે એવી ગંભીર ચેતવણી આપી હતી. સૂત્રો પોકારવાના દિવસો હવે ગયા છે. હવે આવ્યો છે સક્રિય કાર્યનો સમય. જેઓ માત્ર સૂત્રો પોકારશે ને સરઘસો કાઢશે તેઓ પાછળ રહી જશે. વિદ્યાર્થીઓએ કારકુનીનો મોહ છોડી, સખત પરિશ્રમ તરફ વળવું જોઈએ. જરાજરામાં હડતાલ પાડવાની વલણને એમણે સખત શબ્દોમાં વખોડી કાઢી હતી, ને, રાજકીય પક્ષોની ખોટી દોરવણીને વશ ન થવા વિદ્યાર્થીઓને અનુરોધ કર્યો હતો.

[૭૩]

# અધાજ સેનાપતિ

હિન્દની ઈશાન સરહદમાં એક તો બ્રહ્મપુત્રા નદીમાં પ્રબળ પૂર આવ્યાં હતાં, ને બીજું, ત્યાંની આદિવાસી પ્રજા પરદેશીઓની ચઢવણીથી સ્વતંત્રતા માટે માગણી કરતી હતી. એમને ભારતથી અલગ પડવું હતું. જવાહર આ બન્નેનું નિરાકરણ કરવા આસામ સરહદે ગયા. ત્યાં એમણે નાગાજાતિના પ્રતિનિધિઓની મુલાકાત લીધી. એ આગેવાનોમાં ભારત જોડે રહેવા માગતા ને ભારતથી અલગ થવા માગતા એમ બન્ને પ્રકારના નેતાઓ હતા. જવાહરે ત્યાંના અધિકારીઓને સૂચના આપી કે આદિવાસી સંસ્કારો અને રીતરિવાજમાં તેમણે માથું નહિ મારવું. એવી સૂચનાનો ઉદ્દેશ ગેરસમજૂતીઓ દૂર કરવાનો ને આદિવાસીઓનું પોતાનું જે તત્વ હોય તે જળવાઈ રહે એ હતો. જવાહરે ખાતરી આપી કે બ્રહ્મપુત્રામાં પ્રતિ વર્ષે જે પૂર આવે છે, તેને અટકાવવાના પ્રયત્નો સરકારે ત્વરિત ગતિથી ઉપાડી લીધા છે. જવાહરે એ પણ જાહેર કર્યું કે : "જ્યાં સુધી પ્રત્યેક માનવીને, અન્ન, વસ્ત્ર, રહેઠાણ, પીવાનું ચોખ્ખું પાણી, તબીબી-સહાય્ય, શિક્ષણ અને નોકરી નહિ મળે ત્યાં સુધી હું જંપીને બેસીશ નહિ." જવાહરે દિબ્રુગઢને જનતાની એકતા અને વિશ્વાસના પ્રતીક તરીકે ઓળખાવ્યું. કારણ કે, દિબ્રુગઢ એના સંગઠિત પુરુષપ્રયત્નથી કુદરત પર કેવો વિજય મેળવે છે તેના સ્મારક રૂપે છે એમ જણાવ્યું હતું.

દિલ્હીમાં કોંગ્રેસના કેટલાક આંતરિક પ્રશ્નોની ચર્ચા માટે, પ્રાદેશિક કોંગ્રેસ સમિતિના પ્રમુખો ને મંત્રીઓની એક સભા બોલાવવામાં આવી હતી. એ પરિષદને સંબોધતાં જવાહરે કોંગ્રેસમાં જૂથ રચનાની સામે પોતાનો સખત અણગમો વ્યક્ત કરીને એથી લોકશાહીના મૂળમાં જ ઘા થાય છે એમ કહ્યું હતું. એથી સમાજવાદી સમાજરચના સ્થપાવાની નથી. જવાહરે કોંગ્રેસના રચનાત્મક અને ધારાસભાના કાર્ય વચ્ચે સંપૂર્ણ સહકાર સધાય એમ ઇચ્છયું હતું. ને બે વચ્ચે

-સાહમારી તો સ્વમામાં પણ ન થવી જોઈએ એ હકીકત પર ભાર મૂકયો હતો. પ્રાદેશિક કોંગ્રેસ સમિતિઓ ને સરકારો વચ્ચે પૂરેપૂરો એકરાગ હોવો જોઈએ ને સરસાઈ માટે હરીફાઈ ન હોવી જોઈએ, કારણ કે, એક વિના બીજી ચાલી શકવાની કે કશી પણ પ્રગતિ કરી શકવાની નથી. વળી, કોંગ્રેસવાદીઓને જનતા જોડે સતત સંપર્ક રાખવા જવાહરે અનુરોધ કર્યો હતો. રાજ્યપુનર્ઘટના પંચનો અહેવાલ પ્રસિદ્ધ થનાર હતો, તેને વિષે જવાહરે રાજ્યોના મુખ્ય પ્રધાનોને જણાવ્યું કે, સરકાર પંચની સર્વાનુમત ભલામણો સ્વીકારીને તેને અમલમાં મૂકવાનો પ્રયત્ન અવશ્ય કરશે.

દિલ્હીમાં મળેલી અખિલ હિન્દ કોંગ્રેસ સમિતિએ એક ઠરાવ પસાર કર્યો. એ ઠરાવનું ઘડતર વગેરે જવાહરને જ આભારી હતું. એ ઠરાવમાં જણાવવામાં આવ્યું હતું કે અત્યારના સંજોગોમાં ભારતીય નાગરિકો ગોવામાં પ્રવેશ કરે તો તે અયોગ્ય ગણાય. વળી, ભારત સરકારે પોર્ટુગીઝ જોડેનો સંબંધ તોડી નાંખ્યો હતો ને ભારતે ગોવા સરહદ પર નાકાબંધી ગોઠવી દીધી છે. એટલે ભારતના નાગરિકોએ સત્યાગ્રહમાં ભાગ લેવો ઇચ્છનીય નથી. એ ઠરાવ રજૂ કરતાં જવાહરે જણાવ્યું કે: "ગોવાની બાબતમાં ભારતનું પ્રધાન ધ્યેય ગોવામાંથી સાંસ્થાનિક શાસનનો અંત લાવવાનું છે. એકવાર આ ધ્યેય સિદ્ધ થયા પછી ભારત જોડે જોડાણ કરવું કે નહિ તેનો નિર્ણય ગોવાવાસીઓએ લેવાનો છે. ગોવાનો પ્રશ્ન જટિલ ને મુશ્કેલીભર્યો છે. દેશની અંદર આપણે સત્યાગ્રહ કર્યો છે તેનો અનુભવ આપણી પાસે છે. પણ આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં સત્યાગ્રહનો અનુભવ આપણી પાસે નથી. ગોવાને વિષેના કોંગ્રેસના દૃષ્ટિબિન્દુ પરત્વે હવે અસ્પષ્ટતા રહેતી નથી. આ મુદ્દા પરત્વે દેશની અંદર ઉશ્કેરાટની લાગણી પ્રવર્તી રહી છે તે જોતાં તો આ ઠરાવ પસાર કરવો એ હિંમતભર્યું પગલું છે. આ બાબતમાં અન્ય પક્ષો કોંગ્રેસની અણછાજતી ટીકા કરે તોયે તેમને વખોડવાનું આપણે માટે યોગ્ય ન ગણાય. આ લોકો જેમણે હિંમતપૂર્વક સહન કર્યું છે અને આત્મભોગની ભાવનાનું દર્શન કરાવ્યું છે, તેમની પ્રત્યે આદર ને પ્રશંસાની લાગણી આપણે રાખવી જોઈએ. પણ તે સાથે આપણે આંતરરાષ્ટ્રીય બાબતોમાં આપણા મૂળભૂત સિદ્ધાંતોથી ચલિત થઈએ એ યોગ્ય નથી. એટલું સ્પષ્ટપણે સમજવું જોઈએ કે ગોવા ભૌગોલિક રીતે ભારતનું છે પણ હિન્દી સંઘનો ભાગ નથી."

આ રીતે મહાસભામાં જવાહરે ગોવા વિષેની સરકારની વલણનું સ્પષ્ટ ચિત્ર આપી દીધું, કે જેથી કોઈપણ પ્રકારની ગેરસમજૂતી રહેવા ન પામે. એ ચિત્રની જવાહરે બધાં દૃષ્ટિબિન્દુઓથી સમજ આપી અને કોંગ્રેસનાં વલણ

વિષેની ગેરસમજૂતીઓ દૂર કરી. વળી, બીજી પંચવર્ષીય યોજનામાં મોટા પાયાના ઉદ્યોગોને મહત્વનું સ્થાન અપાવું જોઈએ તે વિષે પણ જવાહરે સ્પષ્ટતા કરી, ને જણાવ્યું કે: "આપણે જો મોટા પાયાના ઉદ્યોગોને નહિ સ્થાપીએ તો આપણે પરદેશ પર આધાર રાખવો પડશે, ને જો એમ બને તો આપણું સ્વાતંત્ર્ય ટકી શકે નહિ. આ સાથે ગ્રામોદ્યોગોના વિકાસની પણ જરૂર છે, કારણ કે, ગ્રામોદ્યોગો લોકોને મોટા પ્રમાણમાં આજીવિકા આપી શકે." જવાહરે એ પણ જણાવ્યું કે બીજી પંચવર્ષીય યોજનાના ખર્ચને પહોંચી વળવા લોકો પર વધારાના કરો નાંખવા પડશે, અને એ માટે લોકોને સમજાવવા એ કોંગ્રેસવાદીઓનું કાર્ય છે. કારણ કે, એથી આખરે તો આમજનતાનેજ યોજનાનાં પરિણામોનો ફાયદો થવાનો છે.

જુલાઈની ૧૫ મીએ જ્યારે જવાહર રશીયાથી પાછા ફર્યાં, ત્યારે એમને 'ભારતરત્ન'નો ખિતાબ આપવાની જાહેરાત રાજેનબાબુએ કરી હતી. એટલે ૭ મી સપ્ટેંબરે, રાજેનબાબુએ જવાહરને વિધિસર મોટા સમુદાય વચ્ચે એ ખિતાબનો ચન્દ્રક અર્પણ કર્યો. આ માન જવાહરે જીવનભર રાષ્ટ્રની જે સેવા કરી હતી અને જગતશાંતિની સ્થાપનામાં જે મહત્વનો હિસ્સો આપ્યો હતો, તેના પ્રતીક રૂપે હતું. જવાહર એમના શ્વેતોજ્જ્વલ ખાદી વેશમાં, એમનું લાક્ષણિક ગુલાબનું ફૂલ અચકનમાં ખોસીને જ્યારે ચન્દ્રક પહેરવા ગયા, ત્યારે મોટી મેદની તાળીઓના ગડગડાટથી પોતાનો હર્ષોન્માદ વ્યક્ત કરતી હતી. આ પ્રસંગે, જવાહર ઉપરાંત, બીજા અનેકને જુદા જુદા ખિતાબો આપવામાં આવ્યા હતા. સમારંભ અસંત શાનદાર હતો. જવાહરની કામગીરી માટે આ માન તો માત્ર પ્રતીકરૂપે હતું.

જગતમાં જવાહરની કેવી પ્રતિષ્ઠા હતી, તેના દૃષ્ટાન્ત તરીકે, અમેરિકાના ભારતખાતેના એલચી શ્રી. કૂપરે એક અખબારી મુલાકાત આપી તેના પરથી પ્રતીત થાય છે. કુપરે પત્રકારોને જણાવ્યું: "ભારતા વડાપ્રધાન જવાહરલાલ નેહરુ શાંતિ માટેના બળ અને વગરૂપ છે, એમાં કશી શંકા નથી. ઘણા દેશોમાં શ્રી. નેહરુની પ્રશંસા થાય છે, અને અમેરિકામાં પણ એમની પ્રશંસા થાય છે. વ્યક્તિગત રીતે વિશ્વના મહાનુભાવોમાંના એક તરીકે એમની ગણના થાય છે. જવાહરની શાંતિ માટેની અને એ માટેના પ્રયાસો માટેની તીવ્ર ઇચ્છા માટે શંકાને કશું સ્થાન નથી." અમેરિકાના જે વિમાનીઓ, ચીનમાં કેદ પકડાયા હતા, તેમને મુક્ત કરવા માટે પોતાના ચીન જોડેના મૈત્રીસંબંધનો ઉપયોગ કરી, એમને મુક્તિ અપાવવા માટે જવાહરનો કૂપરે હાર્દિક આભાર માન્યો હતો. દુનિયાની તંગદિલી ઓછી કરવા માટે ભારતનો અને જવાહરનો ફાળો કાંઈ નાનોસૂનો નથી.

જવાહર ત્રણ દિવસની વિન્ધ્યપ્રદેશની યાત્રા કરવા, દિલ્હીથી અલાહાબાદ ગયા. અલાહાબાદથી એઓ વિન્ધ્યપ્રદેશની રાજધાની રેવામાં ગયા. એમની જોડે એમનાં પુત્રી ઇન્દિરા હતાં. વિન્ધ્યપ્રદેશના ગવર્નર અને વડાપ્રધાન એમને તેડવા ખાસ અલાહાબાદ આવ્યા હતા. અલાહાબાદથી રેવા સુધીનો માર્ગ જવાહરના સ્વાગતાર્થે શણગારવામાં આવ્યો હતો. માર્ગમાં ૫૧ તો સ્વાગતના દરવાજા હતા. એ દરવાજા સુશોભિત રીતે શણગાર્યા હતા. જનતાનો ઉત્સાહ અપૂર્વ હતો. ઠેરઠેર આનંદ અને ઉત્સવનું વાતાવરણ જામ્યું હતું. જેવા વિન્ધ્યપ્રદેશની સરહદમાં જવાહર પ્રવેશ્યા કે પહેલાજ ગામે એમનું જાહેર સ્વાગત કર્યું ને એમને ૩૭ હજાર રૂપિયાની થેલી ભેટ આપી. જવાહરે એ થેલી રાજ્યના જાહેર કાર્ય માટે વડાપ્રધાનને આપી. જવાહરે ઠેરઠેર જાહેર સભાઓમાં ગરીબી નાબૂદ કરવા, ન્યાતજાતના ભેદ મીટાવવા ને દેશને સાર્વત્રિક પ્રગતિને પંથે લઈ જવા લોકોને ઉપદેશ્યા.

જવાહર જેવા રેવા આવ્યા તેવીજ એમણે અખબારી પ્રતિનિધિઓને મુલાકાત આપી, ને જણાવ્યું કે, ગોવામાં પાકીસ્તાની લશ્કર છે, એવી જે બાતમી હિન્દ સરકારને મળી હતી, તે તપાસ કરતાં ખોટી ઠરી છે. પાકીસ્તાનના વર્તન વિષે એમને પ્રશ્ન પૂછતાં એમણે જણાવ્યું કે, બાન્ડુંગ પરિષદના એક સભ્ય તરીકે સંસ્થાનવાદ વિષે પાકીસ્તાનનું વર્તન હિન્દની તરફ સહાનુભૂતિભર્યું હોવુંજ જોઇએ.

જવાહરે રેવાથી વિન્ધ્ય ગિરિમાળાના વાઘવરુથી સમૃદ્ધ અને દિવસે પણ જ્યાં સૂર્ય ગીચોગીચ ઝાડીને ન ભેદી શકે એવાં ગાઢાં જંગલનો, ૨૮ માઇલનો રોમાંચક પ્રવાસ કર્યો હતો. એ પ્રવાસમાં જવાહરે વિન્ધ્યની પાર્વત્ય સુંદરતાનાં દર્શન કર્યાં અને એઓ પ્રસન્ન થયા.

એ પ્રવાસ પછી એઓ હીરાની ખાણ માટે પ્રખ્યાત એવા પન્નામાં આવ્યા. ત્યાં જવાહરે એક જાહેર સભામાં ભાષણ કર્યું, ને એમાં જણાવ્યું કે : "રાષ્ટ્ર પોતાનો વિકાસ અને પોતાની પ્રગતિ સૂત્રોથી નહિ પણ કાર્યોથીજ જાળવી શકશે. લોકશાહીની તેમજ સમાજવાદી સમાજ રચનાની આપણે જે વાતો કરી રહ્યા છીએ, તેને જો આપણે સંયુક્ત પુરુષાર્થથી આચરણમાં નહિ મૂકીએ તો એ બધું વ્યર્થ છે. ૩૭ કરોડની વસ્તી ધરાવતા ભારતની સમસ્યાઓનો કોઇ પાર નથી, પરન્તુ એની પ્રજા એની મહાન તાકાતનું સાધન છે." એ સભામાં જવાહરને પન્નાના નાગરિકો તરફથી ૧૫,૦૦૦ રૂપિયાની થેલી ભેટ આપવામાં

આવી હતી. એ સભામાંથી જવાહર પાછા ફરતા હતા ત્યારે, એક માણસ એમની મોટરના માર્ગમાં સૂઈ ગયો. જવાહરે તરત ગાડી ઊભી રખાવી ને નીચે ઉતરી તેને મોટરની આડે પડવાનું કારણ પૂછ્યું. એમ કરવાનું એને કોઈએ કહ્યું હતું કે કેમ એ પણ પૂછવામાં આવ્યું. પેલા માણસે જવાબ આપ્યો: "અદાલતના નિર્ણયથી હું ખૂબ દુ:ખી થયો છું અને તે આપને કહેવા માગું છું." જવાહરે તરતજ આ માનવી ઉપર ગુસ્સે થવાને બદલે વિન્ધ્ય પ્રદેશના ન્યાયખાતાના પ્રધાનને આ માણસના કેસની તપાસ કરી ઘટતું કરવા જણાવ્યું હતું. આ પ્રસંગ જવાહરના દિલમાં જે ગરીબો પ્રત્યે હમદર્દી છે, એ ગમે એવા કામમાં પણ અન્યની ફરિયાદ સાંભળે છે, ને એમાં ઘટતાં પગલાં લે છે તેનું દૃષ્ટાન્ત છે.

હિન્દ ખાતેના બ્રિટીશ એલચી શ્રી. માલ્કમ મૅકડોનાલ્ડ જે તરતજ હિન્દમાં આવ્યા હતા, તેમણે, એમની પહેલી અખબારી પરિષદમાં જણાવ્યું કે: "સમકાલીન જગતમાં જવાહર મહાન શાંતિના દૂત છે. આંતરરાષ્ટ્રીય તંગદિલી હળવી કરવામાં એમણે ઘણોજ મહત્વનો ને અગત્યનો ભાગ ભજવ્યો છે. એશિયાની જાગૃતિ લાવવામાં જવાહરનો ફાળો કાંઈ નાનોસૂનો નથી."

જવાહરે લોકસભામાં આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિનું અવલોકન કરતાં લોકસભાના સભ્યોને ખાતરી આપી કે ગોવાને આઝાદ કરવા અંગે સરકાર જરા પણ શિથિલ થઈ નથી. એમણે એ પણ જણાવ્યું કે ભારત સરકારે લીધેલાં આર્થિક ને સામાજિક પગલાં કામયાબ નીવડ્યાં છે અને હજી વધારે સફળ નીવડશે. જવાહરે વિશેષમાં જણાવ્યું કે વિશ્વના પ્રજાજનોના દિમાગમાં જે મોટામાં મોટી વસ્તુ ધીમે ધીમે ઉદ્ભવ પામવા લાગી છે તે એ છે કે, યુદ્ધની નિરર્થકતા લોકોને સમજાઈ છે, અને યુદ્ધથી વર્તમાન સમસ્યાનું કોઈ પણ રીતે નિરાકરણ થતું નથી, અને આથી સર્વે પ્રશ્નો પછી ગમે તેવા જટિલ હોય તો પણ શાંતિમય રીતે હાથ ધરાવા જોઈએ એ વાત સ્પષ્ટ થઈ છે. તેથી જે મહાન શક્તિશાળી દેશો જેમણે લશ્કરી તાકાત પર સારા પ્રમાણમાં મદાર રાખ્યો હતો, તે દેશો આજે જુદી ભાષામાં વાત કરે છે.

દેશવિદેશના રાજપુરુષો હિન્દની યાત્રાએ અવિરતપણે આવ્યા જ કરતા હતા. લાઓસના વડા પ્રધાન અને રાજકુંવર હિન્દની યાત્રાએ આવ્યા. ને જવાહરે એમનું વિમાની મથકે સ્વાગત કર્યું. લાઓસના વડા પ્રધાને અખબાર-નવેશોને જણાવ્યું કે એમની મુલાકાતનો ઉદ્દેશ હિન્દ અને લાઓસ વચ્ચે જે મૈત્રીની દૃઢ ગાંઠ બંધાઈ છે તે દર્શાવવાનો જ છે. એમાં રાજકીય કે અન્ય કોઈ

પ્રછન્ન હેતુ નથી. એમણે હિન્દ અને લાઓસ વચ્ચે જે આધ્યાત્મિક એકતા છે તેની ઉપર વિશેષ ભાર મૂકયો હતો. અને કહ્યું હતું કે બન્નેના પ્રશ્નો એક છે ને પ્રશ્નોનું નિરાકરણ પણ એક જ પ્રકારનું છે. જવાહર જોડેની મંત્રણાને પરિણામે લાઓસના વડા પ્રધાન તથા રાજકુંવરે પંચશીલાના સિદ્ધાંતનો સ્વીકાર કર્યો અને ભારતે આર્થિક તથા યાંત્રિક સહાય્ય આપવાનું લાઓસને વચન આપ્યું. જવાહરે લાઓસ ને હિન્દ વચ્ચે સાંસ્કૃતિક અને બૌદ્ધધર્મને અંગે જે ધાર્મિક સંબંધ હતો, તેની પર ભાર મૂકયો.

પાકીસ્તાનમાં પરિવર્તનો થયાં કરતાં હતાં. ત્યાં, ગવર્નર-જનરલ નાદુરસ્ત તબિયતને લીધે લાંબી રજા પર જતા હતા. અને ગુલામ મહમદને સ્થાને પાકીસ્તાનના લોખંડી પુરુષ ઇસ્કંદર મીરઝા એ પદે આવતા હતા. ઇસ્કંદર મીરઝા એમના લશ્કરી દિમાક્ માટે જાણીતા હતા. એટલે, હવે હિન્દ પાકીસ્તાન સંબંધ વધારે તંગ બનશે એવી અપેક્ષા રખાતી હતી.

જવાહર ઉત્તરપ્રદેશ, બિહાર ને આસામનાં પૂરગ્રસ્ત વિસ્તારોમાં ભ્રમણ કરીને હવે ઓરીસાના રેલસંકટગ્રસ્તની વહારે ધાયા. દિલ્હીથી એઓ કટક ગયા, અને રેલસંકટથી પીડાયલા માનવીઓને કામ પૂરું પાડવા ઓરીસાની સરકારને સલાહ આપી. અને રસ્તાઓ બાંધવાનું તથા મકાનો ચણવાનું કામ હાથ ધરવા ઓરીસા સરકારને જણાવ્યું હતું. અને નવાં મકાનો ઊંચાણવાળી જગ્યાએ બંધાવાં જોઈએ એમ જણાવ્યું હતું.

જવાહરે નિષ્ણાતો સાથે વારંવાર થતો વિનાશ અટકાવવા નદીઓને નાથવાની યોજનાની વિચારણા કરી. એમણે વિમાનમાંથી કટક, પૂરી, વગેરે જીલ્લાઓની ખાનાખરાબી જોઈ. ડાંગરનાં સમૃદ્ધ ખેતરો જળમાં ડૂબેલાં જોયાં, પુસ્તાઓમાં પડેલાં ભંગાણ જોયાં ને જવાહરનું હૃદય એ જોઈ દ્રવ્યું, ને બીજી પંચવર્ષીય યોજના શક્ય તેટલી ઝડપે અમલમાં લાવવા એમની માન્યતા વધારે દૃઢ બની. નદીની રેલમાંથી પૂર જે કાંપ લઈ આવે છે, તેના લાભો લેવા જવાહરે લોકોને સમજાવ્યા. ને નદીને બન્ને કિનારે બે દીવાલો બાંધીને રક્ષણ મેળવવાની પ્રથા ખોટી છે એમ જણાવ્યું.

ઓરીસામાં પ્રાદેશિક કોંગ્રેસસમિતિ અને સરકાર વચ્ચે ઝઘડો ચાલતા હતા, તેને અંગે જવાહરે કોંગ્રેસને જણાવ્યું કે સરકારના રોજ-બ-રોજના કામમાં કોંગ્રેસ વાદીઓએ ડખલગીરી ન કરવી જોઈએ. એમણે પોતાનું જ દૃષ્ટાન્ત આપતાં જણાવ્યું કે એઓ વડાપ્રધાન તરીકે કોંગ્રેસની કારોબારીને પોતાનાં કૃત્યો માટે

જવાબદાર છે. ને કારોબારી એમને રાજીનામું આપવાનું કહે તો એમને રાજીનામું આપવું પડે. પણ કારોબારી એમના રોજ-બ-રોજના કામમાં ડખલ કરે તો એમને માટે કામ કરવાનું જ અશક્ય બની જાય. પછી જવાહરે મજાકમાં કહ્યું: "જૂના વખતમાં એક જ સેનાપતિ હતો, અને એ કડક અમલ ચલાવતો હતો, ને બધા એના અમલને માન્ય રાખતા. તે ગાંધીજી હતા. પણ હવે એમના જવા પછી બધાજ સેનાપતિ થઈ બેઠા છે. ને કોઈ સૈનિક રહ્યો નથી. એથી શિસ્ત જળવાતી નથી."

રાજ્યપુનર્ઘટના પંચના અહેવાલ વિષે જવાહરે જણાવ્યું કે એ પ્રસિદ્ધ કરતાં પૂર્વે મધ્યસ્થ સરકાર પ્રાંતીય સરકારોને એ બતાવશે. વળી, સરકાર કોઈપણ રીતે આવતી ચૂંટણીના સમયમાં ફેરફાર કરવા ઈચ્છતી નહોતી એ પણ એમણે સ્પષ્ટ કર્યું હતું. રાજ્યપુનર્ઘટના પંચ પર કોઈપણ પ્રકારનું દબાણ લાવવામાં આવ્યું છે એવી મુજબના આક્ષેપનો જવાહરે સ્પષ્ટ ઈન્કાર કર્યો હતો અને કહ્યું હતું કે એવા આક્ષેપો, બીનજવાબદાર અને અવળચંડા છે.

[૭૪]

# રાજ્યપુનર્ઘટનાપંચનો અહેવાલ

જવાહર વડા પ્રધાન તરીકે માત્ર દિલ્હીમાંજ ઠરી ઠામ બેસી રહેતા નથી. એઓ થોડે થોડે સમયે, હિન્દના જુદા જુદા પ્રદેશોમાં એક આંટો મારી આવે છે ને એથી એમને દેશના પ્રત્યેક પ્રદેશ વિષે પ્રત્યક્ષ તથા અદ્યતન માહિતી મળી રહે છે. દેશના વિવિધ પ્રશ્નોથી વાકેફ રહે છે ને સમગ્ર હિન્દની જનતા જોડે ગાઢ સંપર્કમાં રહે છે, એટલુંજ નહિ પણ જનતા સાથે તાદાત્મ્ય સાધી તેમના સુખે સુખી અને દુઃખે દુઃખી થાય છે. આ સમયે જવાહર દક્ષિણમાં તામીલ નાડના પ્રવાસે જતા હતા. પાંચ દિવસમાં સાતસો માઈલનો પ્રવાસ કરવાનું એમણે નક્કી કર્યું હતું.

જવાહર મદ્રાસ ગયા અને ત્યાંથી સાલેમ ગયા. ત્યાંથી મોટરમાં પસાર થયા, તે વેળા એમના પાંચે માઈલના માર્ગની બન્ને બાજુએ ઉત્સાહી અને સ્વાગતઘેલાં લોકોનાં ટોળાં જામ્યાં હતાં ને કેટલાક બાળકોએ જવાહર પર પુષ્પવર્ષા કરી હતી. જવાહરે ત્યાં એક જાહેરસભામાં જણાવ્યું કે: "આપણે સમાજવાદી ને લોકશાહી બન્ને પ્રકારની રચના કરવા માગીએ છીએ. આવી સમાજવાદી લોકરચનાનો પ્રયોગ હિન્દ સિવાય દુનિયામાં બીજે કયાંય થયો નથી. કયાંક સમાજવાદ છે, કયાંક લોકશાહી છે. પણ બન્નેનો સમન્વય તો કવચિદ્જ જડે છે. અને તે સમન્વય પણ શાંતિમાર્ગે થયેલો. એથીજ સમગ્ર હિન્દની મીટ ભારતના આ અનોખા પ્રયોગ તરફ મંડાઈ રહી છે."

સાલેમથી જવાહર મદ્રાસ ગયા. ત્યાં, સેન્ટ જયોર્જ કિલ્લાની દીવાલ પરથી બે લાખ માનવની મેદની સમક્ષ ભાષણ કરતાં, જવાહરે તાજેતરમાં પ્રગટ થનાર રાજ્યપુનર્ઘટનાપંચના અહેવાલથી ઊર્મિવશ ન બનવાની પણ શાંતિથી એની વિચારણા કરવાની ને એ વિષે જરાય આવેશમય ન બનવાની હાકલ કરી

સમાધાનીનું વલણ રાખવામાં આવશે. એમણે એ પણ જણાવ્યું હતું કે પંચના અહેવાલથી જો પ્રજા ઉશ્કેરાશે ને અંદર અંદર ઝઘડાઝઘડી કરવા માંડશે તો એ જટિલ પ્રશ્નના ઉકેલમાં અવરોધ ઊભો થશે, ને રાષ્ટ્રની બીજી પંચવર્ષીયયોજના સમૂળગી તૂટી પડશે. આવેશમાં આવી જઈ, પોતાનું ધાર્યું કરાવવા ઉપવાસ ઉપર ઉતરનારાઓને એમણે ચેતવણી આપી હતી, કે એવા ઉપવાસોથી દેશના પ્રશ્નો કદિ ઉકલે નહિ. હરેકને સંતોષ આપે એવો કોઈપણ પ્રશ્નનો ઉકેલ અસંભવિત છે. શિક્ષણનું ધોરણ નીચું ઉતરતું જાય છે, તે પ્રત્યે એમણે ચિંતા વ્યક્ત કરી હતી. ને જણાવ્યું હતું કે એના અનેક કારણોમાંનું એક કારણ માધ્યમ વિષેનો ખોટો વિવાદ છે. એમણે જણાવ્યું હતું કે અંગ્રેજીનું જ્ઞાન આવશ્યક હોવા છતાં અંગ્રેજી રાષ્ટ્રભાષા ન રહી શકે. કારણ કે, આમસમૂહ માટે વિદેશી ભાષા માધ્યમ તરીકે હોય એ યોગ્ય નથી. વિદ્યાર્થીઓમાં વધતી જતી અશિસ્ત માટે જવાહરે ચિન્તા વ્યક્ત કરી હતી.

જવાહર જ્યારે જ્યારે એમને તક મળે છે ત્યારે પોતાના ઊંચા હોદ્દાને વીસરી જઈ પોતાને માટે કરાયલી સંરક્ષણ વ્યવસ્થાને ભૂલી જઈ લોકોમાં ભળી જાય છે. આથી એમને માટે ખૂબ કાળજીપૂર્વક સંરક્ષણ વ્યવસ્થા કરનાર અધિકારીઓ મૂંઝાઈ જાય છે. આ પ્રસંગે, ભાષણમાં જતી વખતે, જવાહર એકાએક પોતાને માટે કરેલી સંરક્ષણ વ્યવસ્થાની દરકાર કર્યા વિના, લોકોમાં ભળી ગયા હતા. ને તેથી મુખ્ય પ્રધાનથી માંડીને અન્ય પ્રધાનમંડળના સભ્યો ને અધિકારીઓ ભારે મૂંઝવણમાં મૂકાઈ ગયા હતા. ને પછી લોકો જોડે થોડો વખત ગાળીને એઓ વ્યાખ્યાનમંચ પર આવી પહોંચ્યા હતા.

જવાહરે મદ્રાસમાં ઈન્ટીગ્રલ કોચ ફેક્ટરીમાં બનાવેલ પ્રથમ ડબ્બાને એક બટન દાબી દોડતો કર્યો હતો. તે વખતે એમણે જણાવ્યું હતું કે ભારતના ઔદ્યોગીકરણ માટે જરૂરી એવા તમામ યંત્રોનું ભારતમાં ઉત્પાદન ન થાય ત્યાંસુધી ઔદ્યોગીકરણની દિશામાં ભારતે સાચી પ્રગતિ કર્યાનું ન લેખી શકાય. ભારતના વિકાસમાં વિરાટ કારખાનાં અને નાના ઉદ્યોગો કેવી ભૂમિકા ભજવશે એ વિષે મારા હૃદયમાં જરાપણ શંકાને સ્થાન નથી. ગાંધીજયંતીના શુભ દિને આવું કારખાનું ખુલ્લું મૂકયું તે વિષે કેટલાક ટીકા કરશે પણ ગાંધીજી આવાં વિરાટ કારખાનાંની હિમાયત કરતા ન હતા એ ગેરસમજ છે. વિરાટ કારખાનાંઓ નાના ઉદ્યોગના વિકાસમાં કદિ આડે આવતાં નથી. કેટલાક ગાંધીજીના આદર્શોને સંકુચિત દૃષ્ટિથી જુએ છે, ને તેમના આદર્શોની ભાવના સમજ્યા વિના તેમની ફિલસૂફી પર ભાર આપે છે. વિદેશી સામ્રાજ્ય સામે લડત માટે

ગ્રામોદ્યોગ પર ભાર આપવાનું તેઓ કહેતા હતા. પણ હવે આઝાદ થયાં પછી વિરાટ કારખાનાં સિવાય ભારતની સાચી પ્રગતિ કે વિકાસ ન સાધી શકાય. છેલ્લામાં છેલ્લી ઢબની પદ્ધતિ ન અપનાવીએ તો આધુનિક જગત સાથે આપણે કદમ ન મીલાવી શકીએ.

ત્યાંથી જવાહર ત્રિચુચિરાપલ્લી ગયા. ત્યાં જાહેરસભામાં ભાષણ આપતાં એમણે કહ્યું કે: "આપણે તો આર્થિક ને સામાજિક ક્રાન્તિ સર્જવાની છે, અને એ ક્રાન્તિ ગાંધીજીએ બતાવેલા અહિંસક માર્ગે કરવાની છે." એમણે પ્રત્યેક ભારતવાસીને પછી તે ગમે તે કોમનો કે પ્રાંતનો હોય, તેને પોતે અખંડ ને અવિભાજ્ય ભારતનો એ નાગરિક છે એ દૃષ્ટિએ વિચારવાની સલાહ આપી. એમણે જણાવ્યું કે આઝાદી પછીનાં આઠ વર્ષમાં આપણે જે આશ્ચર્યકારક પ્રગતિ સાધી છે, તેથી જગત તાજુબ બની આપણી ભરી મીટ માંડી રહ્યું છે." જવાહરે થોડી અંગત વાત કરતાં જણાવ્યું કે એઓ વીસ વર્ષના ગાળા બાદ સાલેમ આવતા હતા. એ પૂર્વે જ્યારે એઓ આવ્યા હતા, ત્યારે કોંગ્રેસપ્રમુખ તરીકે આવ્યા હતા. આજે વડા પ્રધાન તરીકે આવ્યા હોવા છતાં એઓ તો એમના દોસ્ત જવાહરજ છે. જવાહરે વિશેષમાં જણાવ્યું કે: "આપણા સંગઠિત બળથી, આપણા સંપથી, આપણી સંયુક્ત તાકાતથી, આપણે આઝાદી પ્રાપ્ત કરી શકયા છીએ. પણ એ આઝાદી જાળવી રાખવી હોય તોપણ એજ રાજમાર્ગ છે."

જવાહર ત્યાંથી તાંજોર ગયા. ત્યાં એક જાહેરસભાસમક્ષ પ્રવચન કરતાં એમણે જણાવ્યું કે: "આજના જગતમાં આપણે સમય ગૂમાવવાનો નથી. અણુ તથા અન્ય ક્ષેત્રે મોટી ઘટનાઓ બની રહી છે, તેમાં આપણે પાછળ રહી જઇએ એ પરવડે એમ નથી. આપણે વૃથા બકવાદ કરનારા નથી, પણ નક્કર પગલાં લેનાર માનવીઓ છીએ. તેની પ્રથમ પંચવર્ષીય યોજના દ્વારા આપણે જગતને પ્રતીતિ કરાવી આપી છે. ને હવે એ દિશામાં આપણે આગળ વધીએ છીએ તે બીજી પંચવર્ષીય યોજના દ્વારા પૂરવાર કરવાનું છે. આપણામાં ધર્મ, ભાષા, ને રીતરિવાજોનો મતભેદ હોવા છતાં, આપણી પ્રજામાં શાંતિમયતા તથા સહિષ્ણુતા છે."

જવાહર જ્યાં ગયા, ત્યાં એમને ઉત્સાહનાં જ દર્શન થયાં. બસો બસો માઇલ સુધી લોકો એમને જોવા શિસ્તબદ્ધ રીતે ઊભાં રહેલાં એમણે જોયાં. જવાહર સાલેમ, ત્રિચુચિરાપલ્લી, ને, તાંજોરમાં ફર્યા. આ ત્રણ જીલ્લાઓમાં તો,

હિન્દીસંઘ વિરોધી દ્રાવીડખાસગામનો કોમવાદી પ્રચાર ચાલુ હતો, ને કાળાં ખમીસવાળા સ્વયંસેવકો તોફાન મચાવતા હતા. પણ આ લોકોએ જવાહરના સ્વાગતમાં ન તો કોઈ ઠેકાણે અવરોધ નાંખ્યો, ન તો કાળાવાવટાનું પ્રદર્શન કર્યું. જવાહરને જ્યાં ત્યાંથી કિંમતી ભેટો મળી. સોનીઓ તરફથી સોનાનો દંડ મળ્યો. જીલ્લા કોંગ્રેસસમિતિ તરફથી હીરાજડિત સુખડનો પંખો મળ્યો. વિદ્યાર્થીસંઘ તરફથી ગોપુરમસહિત મંદિરની પ્રતિકૃતિની ભેટ મળી.

જવાહર ત્યાંથી પૂર્વના ફ્રેન્ચ સંસ્થાનો કારીકલ ને પોંડીચેરી ગયા. એમણે પોંડીચેરીમાં કહ્યું : “પોંડીચેરીનાં બંદરનો ફરી વિકાસ કરી, એને એક મહત્વનું વેપારી મથક બનાવવામાં આવશે. ને અહીં પ્રવર્તતી બેકારીને દૂર કરવા નાના નાના ઉદ્યોગો પણ શરૂ કરવામાં આવશે.” એમણે એ પણ જણાવ્યું કે ભૂતપૂર્વ ફ્રેંચ સંસ્થાનોમાં વસતી પ્રજાનું જીવનધોરણ ઊંચું લાવવા માટે ભારતસરકાર ખૂબ આતુર છે. જવાહર પોતે વારંવાર ભારતની યાત્રા કરતા હતા, તેનો ઉલ્લેખ કરતાં જણાવ્યુ કે · “મારી યાત્રા વિવિધ સ્થળોની મુલાકાત માટે નથી, પણ લોકોની અરજ, તેમનાં દુઃખો તથા તેમની જરૂરિયાતો સમજવા માટે છે. ભારતની છત્રીશ કરોડ પ્રજા પણ યાત્રાળુજ છે. સ્વરાજયાત્રા પૂરી થઈ છે. હવે, સુખી, શાંત અને એકમેકના સહકારથી ચાલતું જીવન જીવવા સૌને તક આપવા માટે આપણે એક મહાનયાત્રાના પથ પર છીએ.”

પોંડીચેરીની વડા અદાલતના ન્યાયાધીશો ને ધારાશાસ્ત્રીઓને સંબોધતાં જવાહરે જણાવ્યું કે : “પોંડીચેરીને ભારત અને ફ્રાન્સ વચ્ચે એક જીવંત સાંકળરૂપ ગણવામાં આવશે. અહીં ફ્રેન્ચ ભાષાનો છૂટથી ઉપયોગ ચાલુ રહેશે, કારણ કે, એ ભાષા ભારતને પણ સમૃદ્ધ બનાવવામાં અને જગતની એક મહાન સંસ્કૃતિ સાથેનો સંપર્ક જાળવી રાખવામાં સહાયક નીવડશે. જ્યાં સુધી પોંડીચેરીના પ્રજાજનો કોઈપણ ફેરફારની માગણી નહિ કરે ત્યાંસુધી તેમની પર કોઈ પણ જાતનો ફેરફાર લાદવામાં નહિ આવે. ન્યાયની પદ્ધતિ બ્રિટીશ હોય કે ફ્રેન્ચ હોય તેનો કશો વાંધો નથી. ખરી વસ્તુ તો ન્યાય ખૂબ ઝડપી અને સસ્તો હોવો જોઈએ. ભારતે અંગ્રેજી ન્યાય પદ્ધતિ અપનાવી છે, પણ એથી લોકોનો ખર્ચ વધ્યો છે. સરકાર એ પદ્ધતિ બને તેટલી ઓછી ખર્ચાળ અને ઝડપી બને તે માટે પ્રયત્નો કરી રહી છે.”

પોંડીચેરીમાં, જવાહરનું પ્રજાજનોએ, ‘પંચશીલના નિર્માતા અમર રહો,’ ‘એશિયાના પ્રકાશ અમર રહો’ એવાં સૂત્રોથી સ્વાગત કર્યું હતું. ને, બાળકોએ

એમની પર પુષ્પવૃષ્ટિ કરી હતી. જવાહરે એવી આશા વ્યકત કરી હતી કે, કાયદાની દષ્ટિએ પણ હવે ફ્રેન્ચ સંસ્થાનો બહુ જ અલ્પ સમયમાં ભારતનો એક ભાગ બની જશે.

જવાહરે કડલોરમાં ભાષણ કર્યું હતું ને ત્યાંથી પાછા મદ્રાસ આવતાં રાષ્ટ્રધ્વજના અપમાનનો ઉલ્લેખ કરતાં કહ્યું હતું કે : "રાષ્ટ્રધ્વજના ગૌરવને સુરક્ષિત રાખવા માટે સરકાર પોતાની પાસે હશે તે તમામ સત્તાનો ઉપયોગ કરવા માટે જરાયે અચકાશે નહિ. હું સહુને સ્પષ્ટપણે જણાવવા ઈચ્છું છું કે આ બાબતમાં સમાધાનને જરાયે સ્થાન નથી. રાષ્ટ્રધ્વજ સામે કોઈપણ વ્યકિત આંગળી ઊંચી કરવાની પણ જરા સરખી હિંમત કરશે, કે તેનું ગૌરવ હણશે તે ભારત સરકાર જરા પણ સાંખી લેશે નહિ." વેલોરમાં દ્રાવિડ ખાસગામે રાષ્ટ્રધ્વજને બાળવાનું આંદોલન શરૂ કર્યું હતું, તેને ઉદ્દેશીને જવાહર આ વચનો બોલતા હતા. એ લોકો અલગ દ્રાવિડીસ્તાનની માગણી કરતા હતા, તેનો પણ પરોક્ષ રીતે જવાબ આપતાં જવાહરે જણાવ્યું, કે : "ભારત અખંડ છે ને અખંડ રહેશે. ભારતમાં કોઈપણ જગ્યાએ કોઈપણ સંજોગોમાં ભાગલા પાડવાનો કે અલગ થવાનો કોઈપણ વર્તુલોનો પડકાર નિભાવી લેવામાં આવશે નહિ."

જવાહરે મદ્રાસમાં 'સંગીત અકાદમી'નાં નવાં મકાનનું શિલારોપણ કરતાં સંગીત વિષે જણાવ્યું હતું કે : "દેશને મુત્સદ્દીઓનો ઉપયોગ અલબત્ત છે, તેમ છતાં રાષ્ટ્રનો આત્મા તો એનાં સંગીત અને કલાદ્વારાજ વ્યકત થાય છે. તેથી દેશને અને પ્રજાને આ ક્ષેત્રમાં વિકાસ સાધવાની એકેએક તક અને પ્રોત્સાહન પણ આપવાં જોઈએ." જવાહરે આઝાદી પછીનાં વર્ષોમાં લોકોનો કલામાં રસ વધતો જાય છે તે પ્રત્યે હર્ષ વ્યકત કર્યો હતો, ને લોકગીતો ને લોકનૃત્યોને જનતા તથા સરકાર તરફથી પ્રોત્સાહન મળે છે, એ પ્રત્યે આનંદ વ્યકત કર્યો હતો. ને એ સાચી દિશામાં પ્રગતિ હતી, એમ જણાવ્યું હતું.

જવાહરની આ પાંચ દિવસની દક્ષિણયાત્રામાં લોકોની શિસ્તબદ્ધતા, પ્રેમ, અદમ્ય ઉત્સાહ, એ બધાની પોતાના મન ઉપર ઘેરી છાપ પડી છે એમ જણાવ્યું હતું. ને એ પ્રદેશોમાં બધું સલામત છે એવો અભિપ્રાય સંતોષપૂર્વક ઉચ્ચાર્યો હતો.

જવાહર મદ્રાસથી બેંગલોર ગયા, ને ત્યાં 'હિન્દુસ્તાન મશીન ટૂલ ફેકટરી'ના મકાનનું ઉદ્ઘાટન કરતાં એમણે દેશના પ્રાગતિક જીવનમાં મોટા ઉદ્યોગોનું જે 'સ્થાન હતું તે જણાવ્યું હતું. દેશની ઔદ્યોગિક પ્રગતિ કે સ્વાયત્તતા વધતાં

આપણા પરદેશ જોડેના સંબંધો ઓછા થશે એવા ભ્રમનું નિરસન કર્યું હતું. ને મજૂરો પણ ઉદ્યોગોમાં સમાન હકકવાળા ભાગીદાર છે એમ જણાવ્યું હતું. બેંગલોરની સુધરાઈએ જવાહરને માનપત્ર આપ્યું, ને તેમાં એમને ગીતાના અર્થમાં સાચા કર્મયોગી તરીકે ગણાવ્યા. એમણે ત્યાં માનસરોગ ચિકિત્સાલયનું નિરીક્ષણ કર્યું, ને ટેલીફોન ફેક્ટરીનું કામકાજ જોયું. જવાહરે બેંગલોર સુધરાઈના નવા મકાનનું ઉદ્ઘાટન કરતાં જનતાને જૂનવાણી દષ્ટિ ભૂલીને હવે નવી દષ્ટિએ વિચારતાં જણાવ્યું. સુધરાઈને શહેરોની યોજના વ્યવસ્થિત રીતે, સુંદર ને સુઘડ રીતે કરવા જણાવ્યું. મકાનની બાંધણીમાં, પછી ભલેને એ સાદાં હોય, પણ કલાદષ્ટિ અવસ્ય હોવી જોઈએ, એ વાત પર એમણે ખૂબ ભાર મૂકયો.

હવે, રાજ્યપુનર્ઘટના પંચનો અહેવાલ પ્રગટ થતો હતો. જવાહરે એમના દક્ષિણ પ્રદેશના પ્રવાસમાં, એ અહેવાલ પર શાંતિથી વિચારણા કરવા ઠેરઠેર લોકોને વિનંતી કરી હતી. ને ઉશ્કેરાઈ ન જવા, આદેશ આપ્યો હતો. લોકોની ઈંતેજારી વધતી હતી. જાતજાતના પ્રદેશોએ જાતજાતના દાવાઓ કર્યા હતા. એનું પરિણામ જાણવા સર્વે ઉત્સુક હતા. દેશનો સમગ્ર નકશો બદલાતો હતો. દેશના પ્રદેશોની સીમા પલટાતી હતી. દેશના કલેવરનું નવનિર્માણ થતું હતું. એટલે આખા દેશની નજર–નાનાં, મોટાં, બાળ, વૃદ્ધ–એ અહેવાલ તરફ હતી. દિલ્હી જઈને પણ જનતાને જવાહરે આકાશવાણી દ્વારા શાંતચિત્તે અહેવાલનો સ્વીકાર કરવા જણાવ્યું. જવાહરે જણાવ્યું કે અહેવાલના કેટલાક મુદ્દાઓથી એમને પણ આશ્ચર્ય થયું હતું, એટલે એમની જેમ બીજા કેટલાકને પણ થાય એ સ્વાભાવિક છે. છતાં, એ બને તેટલી સહિષ્ણુતાથી સ્વીકારાય એમાંજ દેશનું હિત છે. એ અહેવાલ પર વિચાર કરવા જવાહરે પ્રધાનમંડળની ખાસ બેઠક દિલ્હીમાં બોલાવી.

આખરે ૧૦ મી ઓક્ટોબર ૧૯૫૫ ને દિને, જેની મહિનાઓથી રાહ જોવાતી હતી, એ રાજ્યપુનર્ઘટના પંચનો ઐતિહાસિક અહેવાલ જાહેર જનતાની જાણ માટે અખબારોમાં પ્રગટ થયો. દેશના ત્રણ તટસ્થ નિષ્ણાતો ફઝલઅલી, પાણીકર અને કુંઝરૂએ, ખૂબ જહેમત લઈને, આખા દેશમાં ફરીને, બધી બાજુઓના, બધા પ્રદેશોના ને બધા પક્ષોનાં બયાનો સાંભળી, અભ્યાસ કરી, બધી દષ્ટિથી વિચારી, માત્ર ભાષાકીય નહિ, પણ, આર્થિક, સાંસ્કૃતિક, રાજકીય, પ્રગતિશીલ ને પછાત પ્રદેશોની જરૂરિયાત, બધાનો વિચાર કરી અહેવાલ ઘડ્યો હતો. એમાં એમણે કેટલાંક ક્રાન્તિકારી સૂચનો કર્યાં હતાં. રાજપ્રમુખોની નાબૂદી સૂચવી હતી. રાજ્યોના અ, બ ને ક વર્ગો નાબૂદ કર્યા હતા, ને, ૨૭ રાજ્યોને સ્થાને નવાં ૧૬ રાજ્યોની સ્થાપના સૂચવી હતી. દિલ્હી, મણિપુર ને આંદામાન

નિકોબાર, મધ્યસ્થ સરકારના તંત્ર નીચે રહે એવી સૂચના કરી હતી. ઉત્તર પ્રદેશ ને ઓરીસાનાં રાજ્યો અત્યારનાં છે તેવાંજ રહે એમ સૂચવ્યું હતું. નીચેના નવા પ્રદેશોની રચના પંચે નીચે પ્રમાણે સૂચવી હતી :

૧. મદ્રાસ : અત્યારના તામીલનાડમાં ત્રાવણકોર, કોચીનના પાંચ તાલુકાઓ ઉમેર્યા હતા. ને મલબાર, દક્ષિણ કાનડા ને કોઈમ્બતુરનો કોલીગલ તાલુકો તામીલનાડમાંથી લઈ લીધા હતા.

૨. કેરલ : અત્યારના ત્રાવણકોર કોચીનમાંથી પાંચ તાલુકાઓ મદ્રાસને સોંપવામાં આવ્યા. મદ્રાસનો મલબાર તાલુકો ને દક્ષિણ કાનડા.

૩. કર્ણાટક : અત્યારનુ મૈસુર, મુંબઈના ચાર કાનડાભાષી જિલ્લાઓ, હૈદ્રાબાદનું રાયચુર ને ગુલબર્ગ, મદ્રાસનો દક્ષિણ કાનડા જિલ્લો ને કુર્ગ.

૪. હૈદરાબાદ : અત્યારના હૈદરાબાદમાંથી, રાયચુર ને ગુલબર્ગ જિલ્લાઓ, ને મરાઠાવાડના ચાર જિલ્લાઓ, બાદ કરતાં, જે શેષ રહે તે.

૫. આંધ્ર : અત્યારનુ આંધ્ર ને બલેરી જિલ્લાના થોડા વિભાગો.

૬. મુંબઈ : અત્યારના કાનડી જિલ્લાઓને બાદ કરતાં, અત્યારનો મુંબઈ પ્રદેશ, હૈદરાબાદના મરાઠાવાડના જિલ્લાઓ, સૌરાષ્ટ્ર ને કચ્છ.

૭. વિદર્ભ : અત્યારના મધ્યપ્રદેશના આઠ મરાઠીભાષી જિલ્લાઓ.

૮. મધ્યપ્રદેશ : વિદર્ભ જતાં રહેતો અત્યારનો મધ્યપ્રદેશ, મધ્યભારત, વિન્ધ્ય પ્રદેશ ને ભોપાળ.

૯. રાજસ્થાન : અત્યારનુ રાજસ્થાન. અજમેર અને આબુ.

૧૦. પંજાબ : અત્યારનુ પંજાબ તથા પેપ્સુ અને હિમાચલ પ્રદેશ.

૧૧. ઉત્તર પ્રદેશ : અત્યારના ઉત્તર પ્રદેશનો વિભાગ.

૧૨. બિહાર : અત્યારના બિહારમાંથી માનભૂમ ને પૂર્ણિયા જિલ્લાના અમુક તાલુકાઓને બાદ કરતાં બાકી રહેતો પ્રદેશ.

૧૩. બંગાળ : અત્યારનુ બંગાળ તથા માનભૂમ તથા પૂર્ણિયા જિલ્લાના બંગભાષી તાલુકાઓ.

૧૪. આસામ : અત્યારનુ આસામ.

૧૫. ઓરીસા : અત્યારના ઓરીસાનો પ્રદેશ.

૧૬. કાશ્મીર : અત્યારનો કાશ્મીરનો પ્રદેશ.

આ નવરચનામાં કેરલનું રાજ્ય નાનામાં નાનું ને ઉત્તર પ્રદેશ મોટામાં મોટી વસતિવાળું, તથા મધ્યપ્રદેશ વધારેમાં વધારે ક્ષેત્રફળવાળું રાજ્ય હતું.

ભાષાકીય લઘુમતીઓને શિક્ષણ માટેની સલામતીઓ આપવામાં આવી હતી. આ રીતે, આ અહેવાલે હિન્દનો નવો નકશો દોર્યો હતો. એમાં, પ્રત્યેક રાજ્યની સમાનકક્ષા હતી. એ દષ્ટિએ વિચારીએ તો, આ પંચે માત્ર મુંબઈ અને પંજાબસિવાય બધાં રાજ્યો ભાષાકીય ધોરણે સૂચવ્યાં હતાં. એટલે ભાષાકીય પ્રાંત રચનાની માગણી મહદંશે સંતોષાતી હતી. પ્રાંતોમાં ભાષાવાર વહેંચણી નીચે પ્રમાણે કરવામાં આવી હતી :

| | | |
|---|---|---|
| ૧. તામીલ | : | મદ્રાસ. |
| ૨. મલાયલમ | : | કેરલ. |
| ૩. કાનડી | : | કર્ણાટક. |
| ૪. તામીલ | : | આંધ્ર. |
| ૫. મરાઠી | : | વિદર્ભ. |
| ૬. હિન્દી | : | રાજસ્થાન, ઉત્તરપ્રદેશ, બિહાર ને મધ્યપ્રદેશ. |
| ૭. પંજાબી | : | પંજાબ. |
| ૮. બંગાળી | : | બંગાળ. |
| ૯. આસામીસ | : | આસામ |
| ૧૦. ઊડીયા | : | ઓરીસા. |
| ૧૧. કાશ્મીરી | : | કાશ્મીર. |
| ૧૨. ગુજરાતી, મરાઠી | : | મુંબઈ. |

જવાહરના પ્રધાનમંડળે, આ અહેવાલની સૂચનાઓમાં મોટા ફેરફારો ન કરવાનો નિર્ણય લીધો. ને એમાં ફેરફાર કરવો હોય, તો, જે બે રાજ્યો સંબંધી ફેરફાર કરવો હોય, તેમની સંપૂર્ણ સમજૂતીથી, ફેરફાર થઈ શકે એમ જણાવ્યું. કોંગ્રેસ કારોબારીએ પણ અહેવાલને સ્વીકારવાની કોંગ્રેસવાદીઓને ભલામણ કરી અને એ અહેવાલની સામેના આંદોલનમાં બીજા પક્ષો જોડે ન ભળવા કોંગ્રેસવાદીઓને વિનંતી કરી ને રાજ્યપુનર્ઘટના પંચ પર ગૌરવ ને શાંતિપૂર્વક વિચારણા કરવા જણાવ્યું. પ્રાંતના હિત કરતાં રાષ્ટ્રના હિતને પ્રથમ સ્થાન આપવા વિનંતી કરી.

જવાહરે રાજ્યોના મુખ્ય પ્રધાનોની પરિષદ રાજ્યપુનર્રચના પંચના અહેવાલ પર વિચારણા કરવા બોલાવી. ને, તેમાં નવાં રાજ્યોમાં ભાષાકીય લઘુમતીઓને સંપૂર્ણ સલામતી ને ભાષાકીય હકો મળવા જોઈએ એ હકીકત પર ભાર મૂકયો. એ પરિષદમાં નવાં રાજ્યોની રચના, ઑકટોબર, ૧૯૫૬ ની ૨ જી તારીખે, ગાંધીજીની જન્મજયંતીને દિને કરવી એમ નક્કી થયું.

[ ૭૫ ]

# શાહી મહેમાનોની પધરામણી

હિન્દ આઝાદ બન્યાં પછી, વિદેશી પુરુષોને માટે એ યાત્રાધામ બની રહ્યું હતું. વિદેશીઓ, હિન્દ આવવા, ને હિન્દની ભૂમિને જોવા તલપતા હતા. હિન્દ એ ગાંધીજીની અને જવાહરની ભૂમિ હતી. શાંતિના પયગંબરોની ધરતી હતી. એટલે એશિયા ને યુરોપના રાજકીય મહાપુરુષોનું કેન્દ્ર હિન્દ બન્યું હતું. જવાહર ઇન્ડોનેશિયા ગયા, તો, ત્યાંના રાજનેતાઓને હિન્દ આવવા આમંત્રણ આપી આવ્યા. તેઓ રશીયા ગયા, તો રશીયાના નેતાઓને હિન્દ આવવા ભાવભર્યું આમંત્રણ આપે છે, ને, રશીયાના નેતાઓ એ આમંત્રણ સ્વીકારે છે. એમ જેમ જેમ હિન્દના આંતરરાષ્ટ્રીય સંબંધો વિકસતા ગયા તેમ તેમ હિન્દની ભૂમિ એ પરદેશીઓને માટે જ્યાં જીવનમાં એકવાર તો જવુંજ જોઇએ, એવી શાંતિદાતા બની. આથી હિન્દમાં શાહી મહેમાનો તો અવારનવાર આવ્યા કરતા હતા, પણ, નવેમ્બર ડીસેમ્બરના મહિના, એ હિન્દની આતિથ્યભાવનાને મૂર્તિમન્ત કરતા મહિના હતા.

પહેલા આવ્યા, ઑક્ટોબરની આખરે ઇન્ડોનેશિયાના ઉપ-પ્રમુખ ડૉ. મહમદ હાટા. એમણે તો પોતાની મુલાકાતને એક કૌટુમ્બિક મુલાકાત તરીકે વર્ણવી. જો કે, હિન્દ અને ઇન્ડોનેશિયાના સાંસ્કૃતિક સંબંધો જોતાં, ઇન્ડોનેશિયાના પ્રતિનિધિ હિન્દ આવે તેને આપણે આપણો કુટુંબીજન આવ્યો એમજ ગણીએ. ડૉ. હાટા આ ત્રીજીવાર હિન્દ આવતા હતા. ડૉ. હાટાનું વિમાનઘર પર, રાજેનબાબુ, જવાહર વગેરેએ સ્વાગત કર્યું હતું, ને એમને હિન્દના લશ્કરી દળે સલામી આપી હતી. ડૉ. હાટાએ આવતાં વેંત એક પત્રકાર પરિષદ બોલાવી, અને એમણે હિન્દ જોડે, આર્થિક, સાંસ્કૃતિક ક્ષેત્રોમાં સહકારથી કામ કરવાની નીતિને બીરદાવી હતી, તેમજ સંસ્થાનવાદનો પ્રખર વિરોધ કર્યો હતો. ડૉ. હાટાએ જવાહર જોડે લાંબી મંત્રણાઓ ચલાવી હતી. ને, એમણે, બન્ને દેશોના સંબંધ દૃઢ બને એ માટેની વિચારણા કરી હતી.

આ પછી, હિન્દના પડોશી રાજ્ય નેપાલના મહારાજા મહેન્દ્ર ને એમના રાણી આવ્યાં. એઓ હિન્દમાં એક મહિનો રહેવાનાં હતાં. એમને લાવવા માટે હિન્દે ખાસ વિમાન ખટમંડુ મોકલ્યું હતું. વિમાન ઘરે એ પડોશી રાજ્યના રાજવીઓનું સ્વાગત કરવા, જવાહર, ડૉ. રાજેન્દ્રપ્રસાદ ને ડૉ. રાધાકૃષ્ણન હાજર હતા. એમનું સ્વાગત એકવીસ તોપના ધડાકાથી થયું. જાણે, હિન્દ એમના પડોશીઓ પ્રત્યે મૈત્રીની ઘોષણા કરતું હતું. મહેન્દ્રને લશ્કરી, નૌકા ને વિમાની દળના સૈનિકોએ સલામી આપી. ને પછી જવાહરે ત્યાં ઉપસ્થિત પ્રધાનો ને અન્ય અધિકારીઓની રાજાને પિછાન કરાવી. ત્યારબાદ સરઘસ આકારે એઓ એમને ઉતારે ગયા. મહેન્દ્રે હિન્દ આવતાં વેંત જ અખબારી પ્રતિનિધિઓને કહ્યું કે હિન્દ ને નેપાળ વચ્ચે જે મૈત્રીની ભાવના પ્રવર્તે છે, તેને વધારે દૃઢ કરવા એઓ આવ્યા છે. એમણે જણાવ્યું કે: "અમારે હિન્દની મોટી ઓથ છે." પછી જવાહર મહેન્દ્રને મળવા એમને ઉતારે ગયા હતા. ને, એમની જોડે હિન્દ નેપાલના પ્રશ્નો વિષે લાંબી મંત્રણા ચલાવી હતી.

રાષ્ટ્રપતિએ બીજે દિવસે આ શાહી મહેમાનોના માનમાં ભોજન સમારંભ યોજ્યો હતો. ત્રીજે દિને, એમને દિલ્હીના નગરપતિ તરફથી ત્યાંના ઐતિહાસિક લાલ કિલ્લામાં માનપત્ર આપવામાં આવ્યું હતું. એ સ્વાગત સમારંભ દિલ્હીના ખાસ દરબાર હોલ, દિવાને ખાસમાં યોજવામાં આવ્યો હતો. એ ખંડને કલાત્મક રીતે શણગારવામાં આવ્યો હતો. નેપાલના રાજાને, સુવર્ણમઢ્યા કાગળમાં માનપત્ર આપવામાં આવ્યું હતું. ને, શુભેચ્છાના પ્રતીક તરીકે, હાથીદાંતનો હાથી ભેટ આપવામાં આવ્યો હતો. નેપાલના રાજાએ, એના ઉત્તરમાં કહ્યું કે એઓ નેપાલી પ્રજાની શુભેચ્છા ને અભિનંદનો લઈને હિન્દ આવ્યા હતા. એમણે હિન્દની આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા જે દિન પ્રતિદિન વધતી જાય છે, તેનો ગર્વભર્યો ઉલ્લેખ કર્યો હતો, અને જગત શાંતિમાં હિન્દે જે મહત્વનો ફાળો જવાહરની પ્રેરણાથી આપ્યો હતો, તે માટે એની પ્રશંસા કરી હતી. એમણે હિન્દ ને નેપાળને સાંકળનાર હિમાલયનો ઉલ્લેખ કર્યો હતો.

નેપાલના રાજવંશી મહેમાનોનો અતિથિસત્કાર ચાલતો હતો, ત્યાં જગતના એક મહારાષ્ટ્રના પ્રતિનિધિઓ હિન્દના પ્રવાસે આવતા હતા. સોવિયેટ રશીયામાં, જવાહરનું જે ભવ્ય સ્વાગત થયું, ઠેરઠેર જવાહરનો જે વિવિધ પ્રકારનો અતિથિસત્કાર થયો, એટલે હિન્દ પણ રશીયા જેવું જ આતિથ્યશીલ છે, ને હિન્દ પણ રશીયાની મૈત્રીની પ્રબળ ઝંખના કરે છે, એની પ્રતીતિ કરાવવા રશીયાના વડા પ્રધાન માર્શલ બુલ્ગેનીન તથા મુખ્યમંત્રી કુશ્ચેવને, જવાહરે હિન્દ આવવા

આવવાનું આમંત્રણ આપ્યું હતું. આથી આ રૂસી મહેમાનો હિન્દ આવતા હતા. જવાહરે એ શાહી મહેમાનોનું હિન્દની સંસ્કૃતિને, ને આતિથ્ય ભાવનાને અનુરૂપ સ્વાગત કરવાનું નક્કી કર્યું. ને, એ મહેમાનો હિન્દ આવે ત્યારે, વિમાનઘરથી એમના અતિથિગૃહ સુધીના માર્ગો, હિન્દ રશીયાની મૈત્રીના સૂત્રોથી, રશીયા અને હિન્દના ધ્વજોથી સુશોભિત ને વૈવિધ્યપૂર્ણ કમાનોથી શણગારવામાં આવ્યા. દિલ્હીના મધ્યભાગમાં અશોકચક્ર ને સિંહની આરસજડિત પ્રતિમા રચવામાં આવી. પ્રત્યેક વિજળીના થાંભલા પર હિન્દ ને રશીયાના ધ્વજો શણગારવામાં આવ્યા. રસ્તે રસ્તે, 'હિન્દ રૂસી મૈત્રી ઘણુ જીવો" તથા "શાંતિદૂતો બુલ્ગેનીન ને ક્રુશ્ચેવનો વિજય હો", એ પ્રકારના સૂત્રો લટકાવવામાં આવ્યાં હતાં. બાળકો પણ એ મહેમાનોનો સ્વાગત માટે ગીતો, નૃત્યો વગેરેની પ્રચંડ તૈયારીઓ કરતાં હતાં. જાણે સમગ્ર દિલ્હીનો પ્રાણ આ મોંઘેરા મહેમાનોને આવકારવા તત્પર બન્યો હતો. જાણે દિલ્હીનો દીપોત્સવીનો મહોત્સવ શરૂ થયો હતો, એટલી બધી દીપમાળાઓ દિલ્હીમાં થઈ હતી. આ બે મહાન નેતાઓની પધરામણી હિન્દ ને રશીયાની મૈત્રીના મહાન પ્રતીક સમી હતી ને તેથી ઐતિહાસિક હતી.

૧૮ મી નવેંબરે હિન્દના આ મહાન અતિથિઓ દિલ્હીના વિમાનઘરે આવી પહોંચ્યા. દિલ્હીમાં એમના સન્માનનો એટલો બધો ઉત્સાહ હતો, કે, પચાસ હજારની મેદની પાલમ વિમાનમથકે એમનું સ્વાગત કરવા આવી હતી. જાણે આખું દિલ્હી શહેર પાલમ પર હલવાયું હતું. એ મહેમાનોનું સ્વાગત અભૂતપૂર્વ ને અવિસ્મરણીય હતું. હિન્દીઓ કદી ઉપકાર ભૂલતા નથી, તેનું એ સ્મરણીય ચિન્હ હતું. સોવિયેટ મહેમાનો જે રસ્તેથી જનાર હતા, તે બાર માઈલને રસ્તે લગભગ દશ લાખની માનવ મેદની એમને નિહાળવાં શિસ્તબદ્ધ રીતે ઊભી હતી. એમાં દૂરદૂરને ગામડેથી ખેડૂતો આવ્યા હતા ને શાળાના વિદ્યાર્થીઓ પણ સારી સંખ્યામાં હાજર હતા. જવાહર પોતે એમના સ્વાગતાર્થે વિમાની મથકે ગયા હતા. પાંચમાસ પૂર્વે જે મહેમાન હતા, તે આજે એઓના યજમાન બન્યા હતા. એટલે જવાહરની ને એમની મૈત્રી તાજી જ હતી. વળી, આપણા ઉપ-પ્રમુખ શ્રી. રાધાકૃષ્ણન પણ રશીયામાં હિન્દના રાજદૂત હતા, એટલે મહેમાનો એમને પણ સારી રીતે પિછાનતા હતા. એમનું વિમાન જેવું નીચે ઉતર્યું એટલે હર્ષનાદોથી વિમાનઘર ગૂંજી ઊઠયું. ને જવાહરે એમને પહેલા વધાવ્યા. ઉતરતા વેંતજ બન્ને રૂસી મહેમાનોએ હાથ જોડીને હર્ષનાદોનો સ્વીકાર કર્યો, ને ભેગા થયેલા પ્રતિનિધિઓને એટલુંજ જણાવ્યું કે એમનો દેશ પણ, હિન્દની જેમ જગતના સર્વે પ્રશ્નો, વાટાઘાટથીજ ઉકલવા જોઈએ એમ માને

છે. સલામી વગેરેનો વિધિ પતતાં, લેડી ઇર્વીન શાળાની બાળાઓએ એમનું સ્વાગત પુષ્પવૃષ્ટિથી કર્યું. ને હિન્દીમાં માનપત્ર વાંચતાં એમણે 'ચાચા નેહરુ'નું મોસ્કોમાં સ્વાગત કર્યું હતું તે માટે એમનો આભાર માન્યો, ને હિન્દના બાળકોનાં સોવિયેટ બાળકોને અભિનંદન ને શુભેચ્છા લઈ જવા વિનંતી કરી.

પછી જવાહર ઉઘાડી મોટરમાં એમની જોડે રાષ્ટ્રપતિભવન તરફ ગયા: રસ્તામાં ઠેરઠેર ટોળાંઓએ એમને વધાવ્યા. ને કમાનો, દરવાજા, તથા સૂત્રોથી એમનું ભવ્ય સ્વાગત થયું. એ મહેમાનોને જોવા લોકો જાતજાતના વાહનોદ્વારા દૂરદૂરથી આવ્યા હતા.

રાષ્ટ્રપતિભવનથી, એ મહેમાનો જવાહરને ત્યાં ચહા પીવા ગયા હતા: ને ત્યાં, પોણો કલાક જવાહરની જોડે એમણે નવીજૂની વાતો કરી. ત્યાંથી એમને માટે ખાસ યોજાયલા નૃત્યસમારંભમાં એઓ ગયા. એમાં જવાહરે હિન્દની લોકનૃત્યની ને શાસ્ત્રીય નૃત્યની બધી વિશિષ્ટતાઓ ભેગી કરી હતી અને સમારંભ અત્યંત સફળ થયો હતો. આ રીતે પ્રથમ દિને જ મહેમાનોને હિન્દની સાંસ્કૃતિક દિશાનો જવાહરે પરિચય કરાવ્યો. જવાહરે એ સમયે જણાવ્યું કે: "ભારતની ધરતી ઉપર આ માનનીય અતિથિઓનું સ્વાગત કરતાં મને ઘણો જ આનંદ થાય છે. થોડા મહિના પહેલાં હું સોવિયેટ રશીયામાં ગયો હતો, ત્યારે ત્યાંની સરકાર અને પ્રજા તરફથી મને જે આવકાર મળ્યો તે હું કદાપિ ભૂલીશ નહિ. સોવિયેટ અતિથિના આ આગમનથી બન્ને દેશ વચ્ચે મૈત્રીના સંબંધો વધુ ગાઢ બનશે."

૧૯ મીએ દિલ્હીના નાગરિકો તરફથી આ મહેમાનોનો સ્વાગત સમારંભ યોજવામાં આવ્યો. દિલ્હીની તવારીખમાં કોઈપણ વિદેશી રાજપુરુષના માનમાં યોજાયલો એ સૌથી ભવ્ય સમારંભ હતો. જવાહરે એ સમારંભનું પ્રમુખ સ્થાન લીધું હતું. એ રસ્તે હજારો ઘરોએ રશીયા ને હિન્દના ધ્વજો પોતાની બારીમાં શણગાર્યા હતા. રામલીલા મેદાનમાં, આ સ્વાગતસમારંભ યોજાયો હતો. માનપત્ર, દિલ્હી મ્યુનિસિપાલિટીના પ્રમુખ શ્રી. અગ્રવાલે વાંચ્યું હતું. ને, દિલ્હી શહેર તરફથી હાથી દાંતનો રથ એ મહેમાનોને શુભેચ્છાના પ્રતીક તરીકે ભેટ આપ્યો હતો. જવાહરે દિલ્હીના નાગરિકો તરફથી મહેમાનોનું સ્વાગત કરતાં જણાવ્યું કે: "પંચશીલ જ દુનિયાની શાંતિમાં મહત્વનો ફાળો આપી શકશે. મને આનંદ થાય છે કે ત્રીશ રાષ્ટ્રોએ એ સિદ્ધાંતનો સ્વીકાર કર્યો છે." એમણે

કહ્યું: "આજે દુનિયામાં સંશય, ભય વગેરે તત્વોને લીધે દુનિયાની એકતા સ્થપાતી નથી. આજે તો હિન્દે બધાંને માટે પોતાનાં દ્વારો ને પોતાની બારીઓ ખુલ્લી રાખી છે, કે જેથી બધી તરફની હવા એમાં પ્રવેશી શકે. આપણે જગતને એ દર્શાવવા માગીએ છીએ કે પ્રત્યેક દેશમાં કાંઈક સારું તત્વ છે, પછી ભલે એ તત્વ, પોતાના તત્વથી ભિન્ન હોય. આપણા સિદ્ધાંતોને દૃઢતાથી વળગી રહીને આપણે બધા દેશો જોડે મિત્રતા ઇચ્છીએ છીએ, ને જગતમાં આપણા કોઈ દુશ્મનો નથી તેનો ગર્વ આપણે લઈ શકીએ છીએ." જવાહરે આ મહેમાનો હિમાલય ઉપરથી આવ્યા તેનો ઉલ્લેખ કરતાં જણાવ્યું, કે, હિમાલય ઊંચો હોવા છતાં, પહેલાં એ એક દેશ ને બીજા દેશની વચ્ચે દીવાલ જેવો હતો તે આજે રહ્યો નથી. પછી જવાહરે હિન્દ અને રશીયા વચ્ચેના ગાઢસંબંધોનો ભાવભર્યો ઉલ્લેખ કર્યો હતો. અને રૂસી મહેમાનોની મુલાકાતથી બન્ને દેશો વચ્ચેનો સંબંધ વિશેષ અને વિશેષ ગાઢ અને બળવત્તર થતો જશે એવી ખ્વાહેશ દર્શાવી હતી.

માર્શલ બુલ્ગેનીને માનપત્રનો ઉત્તર વાળતાં, રશીયા હિન્દને આર્થિક ને નિષ્ણાતોની સહાય્ય આપશે એવી ખાતરી આપી હતી. ને અણુશક્તિના ઉપયોગ વિષે પણ હિન્દને તાલીમ આપવાનું જણાવ્યું હતું. વિશેષે કરીને મોટા પાયાના ઉદ્યોગો, વિજળીક શક્તિ, નહેરો ને નદીના બંધની યોજનાઓ, ને અણુશક્તિ એ બધાંમાં હિન્દને શક્ય તેટલી બધી સહાય્ય આપવાનું વચન આપ્યું. બુલ્ગેનીને એ પણ જણાવ્યું કે એ મદદ કોઈ પણ જાતની શર્તવિના સમાનતાને ધોરણે જ આપવામાં આવશે. એમણે એ પણ જણાવ્યું કે રશીયા ને હિન્દના સામાજિક ને આર્થિક માળખાં જુદાં હોવા છતાં, બન્ને દેશોના લોકો વચ્ચે એટલું બધું સામ્ય છે, કે એ ભિન્નતા એની આગળ લુપ્ત થઈ જાય છે. એમણે જવાહરે જગતશાંતિ માટે જે ભગીરથ પ્રયાસો કર્યા હતા, તે માટે એમની મુક્તકંઠે પ્રશંસા કરી હતી.

સોવિયેટ મહેમાનોએ દિલ્હીના ઐતિહાસિક સ્થળોની મુલાકાત લીધી. રાજઘાટ પર હિન્દના રાષ્ટ્રપિતાની સમાધિ આગળ પુષ્પાંજલિ અર્પી, ગાંધીજી પ્રત્યેનો રશીયાનો પૂજ્ય આદરભાવ વ્યક્ત કર્યો. એમણે નિરાશ્રિતોની છાવણીમાં જઈ, બાળકોને જે શિસ્તની તાલીમ અપાતી હતી તે જોઈ, ને ક્રુશ્ચેવે એ સમયે જવાહરે જે હિન્દ રશીયા મૈત્રી બાંધી હતી, તેને વધુ દૃઢ કરવા બાળકોને જણાવ્યું.

રૂસી મહેમાનોએ દિલ્હીની જૂની વેધશાળા જોઈ, મોગલકાળના કેટલાંક ભવ્ય મકાનો જોયાં અને કુતુબમિનારનું બાંધકામ જોઈ આશ્ચર્ય અનુભવ્યું.

આ રીતે દિલ્હીનું સ્વાગત માણી, રૂસી મહેમાનો, આલમની અજાયબી એવા ભવ્ય તાજમહાલને જોવા ઉપડ્યા. આગ્રા વિમાની મથકથી તે તાજમહાલ સુધી માણસોની ઠઠ જામી હતી ને દર્શનાતુર જનોએ એમને જયનાદોથી વધાવ્યા હતા. હવાઇ મથકે ઉત્તર પ્રદેશના ગવર્નરે એમનું સ્વાગત કર્યું હતું. એના જવાબમાં, ક્રુશ્ચેવે હિન્દ ને સોવિયેટની મૈત્રી, માત્ર સાનુકૂળ હવામાનને લીધે નથી પણ ઊંડી છે એમ જણાવ્યું હતું. ક્રુશ્ચેવે તાજમહાલ જોઈ બે વિચારો પોતાને આવ્યા એમ કહ્યું. પ્રથમ તો, સૈકાઓ પૂર્વે ભારતે કલા અને સંસ્કૃતિના ક્ષેત્રે સાધેલી સિદ્ધિ, ને બીજું, તાજમહાલની રચનાથી સામાન્ય જનને પડેલું દુઃખ. જ્યારે લોકો ભૂખે મરતા હોય ત્યારે રાજા મહારાજાઓ કેવા કીર્તિને માટે ફાંફાં મારતા હતા, તેનું તાજમહાલ દૃષ્ટાંત છે.

તાજમહાલ જોઈ, એ મહેમાનો પાછા દિલ્હી આવી પહોંચ્યા. દિલ્હીમાં એમના માનમાં રાષ્ટ્રપતિએ ભવ્ય ભોજનસમારંભ યોજ્યો હતો. એ વખતે ભાષણ કરતાં જવાહરે જનતાને સાચા દિલથી સોવિયેટ અતિથિનો સત્કાર કર્યો હતો, એ માટે જનતાનો આભાર માન્યો હતો. ને હિન્દ ને રશીયા પડોશી રાષ્ટ્રો છે એવો ઉલ્લેખ કરીને, ગાઢ મૈત્રી પરસ્પરના લાભાર્થે છે એમ જણાવ્યું હતું. ને, હિન્દે સમાજવાદી સમાજરચના પોતાનું ધ્યેય રાખ્યું છે, ને એ પંથે હિન્દ આગળ વધી રહ્યું છે, એ વાત સ્પષ્ટ શબ્દોમાં કહી હતી.

આ રીતે રૂસી મહેમાનોએ ત્રણ દિવસ દિલ્હીમાં ગાળ્યા. એ સમયમાં તો એઓ દિલ્હીની જનતા જોડે ભળી ગયા અને નમસ્તે કરતાં શીખી ગયા. બન્ને મહેમાનોએ એકવીસમીએ લોક સભા ને રાજ્યસભાની સંયુક્ત બેઠક સમક્ષ પ્રવચન કર્યું હતું. ને તેમાં પશ્ચિમની સત્તાઓ જુનીવાની ભાવનાને ફિક્કી બનાવી રહ્યા છે એવો આક્ષેપ મૂકયો હતો. નિશસ્ત્રીકરણમાં પશ્ચિમની પ્રજાઓ પાછળ હટી રહી છે, ને 'સીટો' ને 'મેડો' જેવા કરારો દ્વારા વિદેશોમાં મથકો સ્થાપવાનું તથા લશ્કરી કરારો કરીને જગતની શાંતિને ભયમાં મૂકી રહી છે, એમ જોરદાર ને કડવી ભાષામાં કહ્યું હતું.

દિલ્હીથી પછી શાહી મહેમાનો, હિન્દના પ્રવાસે ઉપડ્યા. પ્રથમ, એઓ ભાખરા નાંગલ બંધ જોવા ગયા, ને ત્યાં, ભાષણમાં હિન્દ આવવા પાછળ કોઇપણ જાતનો ગર્ભિત હેતુ છે એવા પશ્ચિમનાં છાપાંઓનાં જૂઠાણાં માટે ખેદ વ્યકત કર્યો હતો.

નાંગલથી એઓ મુંબઈ આવ્યા. મુંબઇમાં એમનું નગરપતિ, ગવર્નર અને મુખ્ય પ્રધાન શ્રી. મોરારજી દેસાઈએ વિમાની મથકે ભવ્ય સ્વાગત કર્યું.

આવતાં વેંત જ, વલ્લભભાઈ સ્ટેડીયમમાં, એમને મુંબઈના નગરપતિએ માનપત્ર આપ્યું, ને મોતીથી એમને વધાવ્યા. એમનું થયું તેવું સ્વાગત કોઈપણ વિદેશી રાજપુરુષનું મુંબઈમાં થયું નહોતું. વિમાનઘર પર પચીશ હજાર માણસો એકઠા થયા હતા. રૂસી મહેમાનોએ પણ જનતાને રાજી કરવા ગાંધી ટોપી પહેરી હતી ને એઓ ખૂબ ઉત્સાહભર્યા જણાતા હતા. સ્વાગતના ઉત્તરમાં ક્રુશ્ચેવે પશ્ચિમના રાષ્ટ્રોની વિશ્વશાંતિને મૂળમાં જ ઘા કરનારી પ્રવૃત્તિને વખોડી કાઢી હતી, ને જગતના કોઈ રાષ્ટ્રને બીજા રાષ્ટ્રોની બાબતમાં ડખલ કરવાનો અધિકાર નથી એમ કહ્યું હતું.

બીજે દિવસે, બ્રેબોર્ન સ્ટેડીયમ પર, દોઢ લાખ બાળકોએ એમનું સ્વાગત કરી, સમૂહકસરત, નૃત્ય વગેરે કાર્યક્રમો દર્શાવ્યા હતા. મુંબઈના ધારાસભ્યોને સંબોધતાં ક્રુશ્ચેવે કહ્યું : "મહાત્મા ગાંધીના આ મહાન દેશમાં તેમના મહાન શિષ્ય અને વારસદાર જવાહરલાલ નેહરુને તમારા વડા પ્રધાન તરીકે મેળવવામાં તમે ભાગ્યશાળી થયા છો." મુંબઈથી પૂના જઈ ત્યાંનું લશ્કરી થાણું જોયું ને તેમાં એમણે રસ દાખવ્યો. શિવાજીની વીરતાની પ્રશંસા કરી ને હિન્દના સ્વાતંત્ર્ય યુદ્ધમાં મરાઠી વીરોએ આપેલા ફાળાની તારીફ કરી. પૂનાથી બેંગલોર જઈ, ત્યાં, એમણે હિંદુસ્તાન એરક્રાફ્ટ કારખાનાં જોયાં. ત્યાં, રેલના ડબ્બા, ટેલીફોન વગેરે શી રીતે બને છે, તેનું ઝીણવટથી અવલોકન કર્યું ને કોરપોરેશન તરફથી થયેલા જાહેર સ્વાગતનો જવાબ આપતાં, અણુશસ્ત્રોનો ઉપયોગ કરવામાં રશીયા પહેલ નહિ કરે તેની ખાતરી આપી હતી. બેંગલોરથી રૂસી પરોણાઓ કોઈમ્બતુર ગયા. ત્યાં એમના સ્વાગતસમારંભમાં ક્રુશ્ચેવે જણાવ્યું : "હું અમારી પર આક્રમણ કરવાને ઈચ્છતા લોકોને જણાવું છું કે, એઓ જો વધુ પડતી હોશિયારી બતાવશે, તો એમને અમારા તરફથી યોગ્ય જવાબ મળશે."

કોઈમ્બતુરથી એઓ ઉત્તાકામંડ ગયા. ત્યાં નીલગીરીની વનશ્રી નિહાળી ને પ્રકૃતિનો ભરપૂર વૈભવ નિહાળી એઓ પ્રસન્ન થયા. એઓએ જનતામાં ભળી, નાળિયેરવાળા પાસે નાળિયેર પીધાં, પાનસુપારીવાળા પાસે પાનસુપારી ખાધાં. જવાહર આ મોંઘેરા મહેમાનોની વિગતવાર ખબર રાખતા હતા ને વારંવાર એમના પ્રવાસ વિષે માર્ગદર્શક સૂચનાઓ આપતા હતા. બુલ્ગેનીને ત્યાં પોતાના વાળ કપાવ્યા. ઊટીથી એઓ મદ્રાસ ગયા. ત્યાં એમણે એમના સ્વાગત માટે એક યોજાયલી વિરાટ સભા સમક્ષ જાહેર પ્રવચન કરતાં જણાવ્યું, કે, ગોવા પર ફિરંગીનું શાસન એ સંસ્કૃતિની શરમ છે. ને, ગોવાને ફિરંગીની નાગચૂડમાંથી

છોડવા ભારત જે લડત આદરે છે, તેમા રશીયાનો સપૂર્ણ સહકાર છે એમણે અલ્જિરિયામા ને મધ્યપૂર્વમા જે લશ્કરી કરાર થયા હતા, તેને તગદિલી વધારવાના ને યુદ્ધ તરફ લઈ જનારા પ્રયત્નો તરીકે ઓળખાવ્યા હતા રેલના ડબ્બા બાધવાનાં કારખાના તથા ઘરો જોઈને, ક્રુશ્ચેવે નિરર્થક લોખડ વાપરવા માટે ટકોર કરી હતી, ને લોખડ શી રીતે બચાવાય તેના વ્યવહારુ ઉપાયો દર્શાવ્યા હતા

મદ્રાસથી એ મહેમાનો કલકત્તે ગયા કલકત્તામા હિન્દમાનો ભવ્યમા ભવ્ય સત્કાર એમને મળ્યો ડમડમ વિમાન ઘરથી રાજભવન સુધી કીડિયારાની જેમ લોકો એમનાં દર્શન માટે ઉભરાયા કેટલાયે કચડાઈ ગયા, અને લોકોના ઉત્સાહ અને ધસારામાથી બચવા માટે એમને બધ બારણાની મોટરમા મુસાફરી કરવી પડી કલકત્તામા જવાહરે એ લોકોને મળવા ખાસ દિલ્હીથી આવ્યા કલકત્તામા મહેમાનોના સ્વાગત માટે યોજાયલા ખાસ સત્કારસમારભમા ત્રીસ લાખની માનમેદનીએ ભાગ લીધો જવાહરે એ સમારભમા પ્રમુખસ્થાન લેતા જણાવ્યુ, કે, ભારત ને રશીયાની મૈત્રીથી જગતે ચોકી ઊઠવાની જરૂર નથી, કારણ કે, ભારતના જગતના સઘળા રાષ્ટ્રો જોડેના સબધો પચશીલ પર નિર્ભર છે ક્રુશ્ચેવે, ગોવા એ ભારતનો હકનો પ્રદેશ છે, એમ જણાવી, સસ્થાનવાદનો નાશ કરવા ભારત ને રશીયાએ હાથ મીલાવ્યા છે એવી જાહેરાત કરી હતી ક્રુશ્ચેવે ફિરગીઓને લોકોનુ લોહી ચૂસનાર જળોની જોડે સરખાવ્યા હતા જવાહરે ગોવાના પ્રશ્ન વિષે કેટલાક પશ્ચિમના રાષ્ટ્રો મૂગા હતા, તે વિષે કહ્યુ કે એ એમનુ ગુન્હાહિત માનસ દર્શાવે છે હિન્દ અને રશીયાની મૈત્રી કોઈ પણ દેશની સામે નથી, ને હિન્દ આખી દુનિયા જોડે મૈત્રી કરવા માગે છે જવાહરે જણાવ્યુ કે જેમને વૈરભાવના ને વિરોધ વગર બીજુ કશુ દેખાતુજ નથી, તેઓને હિન્દ રૂસી મૈત્રી ખૂચે છે જવાહરે જણાવ્યુ કે, મૈત્રીનો કોઈને શો વાધો હોઈ શકે એજ મને તો સમજાતુ નથી

કલકત્તામા ત્રીસ લાખની મેદની શાનદાર રીતે શિસ્તથી વર્તી હતી એકપણ અણધાર્યો કે દુ ખદ બનાવ બન્યો નહોતો

રશીયન મહેમાનો કલકત્તેથી બ્રહ્મદેશ ગયા ત્યા સાત દિવસો પસાર કરી તેઓ પાછા હિન્દ આવ્યા એઓ આવીને જયપુર ગયા ત્યા એમણે જયપુરે હિન્દના સ્વાતત્ર્યયુદ્ધમા આપેલા ફાળા માટે એની તારીફ કરી જયપુરમા રાજસ્થાનના વડાપ્રધાન શ્રી સુખડિયાએ એમને પાઘડી ભેટ આપી, જે એમણે પહેરીને હિન્દી રીતે નમસ્કાર કર્યાં એમના સ્વાગતસમારભમા બુલ્ગેનીને કહ્યુ કે હિન્દીરૂસી મૈત્રી શાતિવાદીઓ માટે વિજયપતાકા સમી છે

ત્યાંથી એઓ પૃથ્વીપરના સ્વર્ગસમાન કાશ્મીર ગયા. કાશ્મીરની રાજધાની શ્રીનગરમાં ઉતરતાં વેંત એમણે, કાશ્મીરને હિન્દના ઉત્તરભાગ તરીકે ઓળખાવ્યો. અને કાશ્મીરની હિન્દ જોડેની એકતા ઉપર ભાર મૂકયો, ને જણાવ્યું કે કાશ્મીરની મુલાકાત વગર એમની હિન્દની મુલાકાત અધૂરીજ ગણાય. એમણે કહ્યું કે કાશ્મીર હિન્દનો જ એક ભાગ છે. પછી તેમના માનમાં, નદીમાં હોડીનું સરઘસ નીકળ્યું, ને હોડીમાં દીવડીઓ પ્રગટાવવામાં આવી. બીજે દિવસે એમના સ્વાગતસમારંભમાં પ્રવચન આપતાં ક્રુશ્ચેવે કહ્યું કે: "કાશ્મીર જે ભારતના પ્રજાસત્તાક રાજ્યોમાંનું એક છે, તેના પ્રશ્નોનો નિર્ણય કાશ્મીરની પ્રજાએ કરી નાંખ્યો છે. એ પ્રશ્ન કાશ્મીરની પ્રજાનો પોતાનો જ છે ને તેમણે ભારતનું અંગ બનવાનો નિર્ણય લઈ લીધો છે." પછી પાકીસ્તાનનો ઉલ્લેખ કરતાં તેમણે જણાવ્યું હતું કે: "પાકીસ્તાનની નીતિ અન્ય દેશોનાં ઇજારાવાદી મંડળો નક્કી કરે છે, તે પ્રમાણે ઘડાય છે. પાકીસ્તાન બગદાદ કરારમાં શામિલ થયું છે તે ઇજારાવાદીનાં મંડળોની આજ્ઞાને અનુસરીને થયું છે." વળી, એમણે ધર્મને ધોરણે ભારતની પ્રજામાં ભાગલા અને ધિક્કારની લાગણી જન્માવવાના પાકીસ્તાનના પ્રયાસોને વખોડી કાઢ્યા હતા. રૂસી મહેમાનો કાશ્મીર કે અફ્ઘાનીસ્તાનની મુલાકાત લે, તે સામે પાકીસ્તાને વિરોધ નોંધાવ્યો હતો, તેનો ઉલ્લેખ કરતાં ક્રુશ્ચેવે જણાવ્યું કે, અમારે ક્યાં જવું કે કેવા મિત્રો રાખવા તેમાં બીજા કોઈ અમને કહી શકે નહિ. અમે બિલકુલ નિખાલસ દિલે કહીએ છીએ કે અમે ક્યારેય બગદાદ કરારમાં શામિલ થનારાઓને ટેકો આપ્યો નથી ને ભવિષ્યમાં આપવાના પણ નથી.

કાશ્મીરની પાર્વત્ય સુંદરતા જોઈ, ત્યાંની પ્રકૃતિના ઉદાર વૈભવનું દર્શન કરી, રૂસી મહેમાનો પાછા દિલ્હી આવ્યા. એમના પ્રવાસનો હવે આખરી તબક્કો આવી પહોંચ્યો હતો. અનેક સુખદ સ્મૃતિઓ, રમ્યમધુર અને પ્રસન્નગંભીર સંસ્મરણો, હિન્દની પ્રજાએ એમને આપ્યાં હતાં, અને અહીંથી એ સુખદ અને ચિરસ્મરણીય પ્રસંગોનું ભાથું એઓ સાથે લઈ જતા હતા. હિન્દની પ્રજાના સ્વયંભૂ પ્રેમ અને ભવ્ય અતિથ્યથી એઓ અંજાયા હતા. જતાં પૂર્વે, એમણે એક અખબારી પરિષદ બોલાવી, ગોવા અને કાશ્મીર ભારતનો જ એક ભાગ છે, એ હકીકતનું પુનરુચ્ચારણ કર્યું હતું. ને, નિશસ્ત્રીકરણમાં, પશ્ચિમના દેશો તરફથી સહકાર મળતો નથી એવી ફરિયાદ કરી હતી. પ્રયાણને આગલે દિવસે, દિલ્હીમાં ભવ્ય ભોજનસમારંભ ગોઠવવામાં આવ્યો હતો, ત્યારે જવાહરે પોતાના દેશની વિશ્વબંધુત્વની ભાવનાની વાત કરી હતી. આખા જગતમાં સ્નેહનું વાતાવરણ પ્રસરે એવી આશા પણ વ્યક્ત કરી હતી. જવાને દિવસે જવાહરે અને બુલ્ગેનીને સંયુક્ત

નિવેદન પ્રગટ કરી, યુદ્ધની શક્યતા દૂર કરવાના પ્રયાસનું પુનરુચ્ચારણ કર્યું હતું. અણુશસ્ત્રોના ઉત્પાદન અને પ્રયોગો પર પ્રતિબંધ મૂકવાની હિમાયત કરી હતી. સંયુક્ત રાષ્ટ્રપરિષદમાં ચીનને યોગ્ય સ્થાન મળવું જ જોઈએ એવી માગણી કરી હતી.

આ રીતે, રશીયાના મહેમાનો આવ્યા ને ગયા, ને મૈત્રીના, શુભેચ્છાના ને પ્રેમનાં દાન આપતા ગયા ને લેતા ગયા. ને ગોવા તથા કાશ્મીર પરત્વે ભારતની વલણને ટેકો આપતા ગયા.

રૂસી મહેમાનો ગયા, ત્યાં સાઉદી અરબસ્તાનના રાજા સાઉદ હિન્દની યાત્રાએ આવ્યા. દિલ્હીએ એમનો ભવ્ય સત્કાર કર્યો. લાલ કિલ્લાના દિવાને ખાસમાં, દિલ્હીના નાગરિકો તરફથી એમનો સન્માનસમારંભ યોજાયો. એમાં જવાહરે પ્રમુખ-સ્થાનેથી ભાષણ આપતાં જણાવ્યું કે હિન્દ અને સાઉદી એરેબિયાના ઇતિહાસમાં એ બે દેશોની મૈત્રી વ્યક્ત કરતો આજનો દિન સુવર્ણદિન છે. હિન્દ અને અરબસ્તાનની મંઝીલ એકજ છે, ને તે જગતમાં અમન ને શાંતિની સ્થાપના. જવાહરે હિન્દ અને અરબસ્તાનને પુરાણો વ્યવહાર છે તેનો ઇતિહાસ રજૂ કરીને જણાવ્યું કે બન્ને દેશોની મૈત્રી પ્રાચીન છે. જવાહરે સાઉદી એરેબિયાના રાજાએ પંચશીલનો સ્વીકાર કર્યો હતો તે પ્રત્યે પોતાનો હર્ષ વ્યક્ત કર્યો હતો.

રાજા સાઉદે, પોતાના ભવ્ય સત્કાર માટે હિન્દની પ્રજાનો હાર્દિક આભાર માન્યો હતો.

રાજેન્દ્રબાબુએ એમના માનમાં યોજેલા ભોજનસમારંભમાં પણ રાજાએ ભારત ને અરબસ્તાનની મૈત્રીનો ઉલ્લેખ કરતાં જણાવ્યું હતું કે: "ભારત ને સાઉદી એરેબિયાની પરસ્પરની સ્થિતિ સહકારની આવશ્યકતા ઊભી કરે છે." રાજાના સત્કાર પ્રત્યે હર્ષ ને આભારની લાગણી પ્રદર્શિત કરતાં રાજા સાઉદે જણાવ્યું કે: "આ સત્કારમાં હિન્દની પ્રજાની સહકારની ભાવના પ્રદર્શિત થાય છે, અને અરબસ્તાનની પ્રજા તરફથી પણ હું એવીજ ભાવના વ્યક્ત કરું છું." એમણે હિન્દ જોડેની મૈત્રી વધુ ગાઢ બને એવી આશા વ્યક્ત કરી હતી.

દિલ્હીમાં એમના માનમાં લશ્કરે ઘોડાના ખેલ યોજ્યા હતા અને ઘોડેસવારીની પ્રવીણતાની હરીફાઈ યોજી હતી.

જવાહર ને રાજા સાઉદ વચ્ચેની મંત્રણા પછી, બન્ને દેશના વડાઓએ એક સંયુક્ત નિવેદન પ્રકટ કર્યું હતું. અને તેમાં પંચશીલ પ્રત્યેની પોતાની શ્રદ્ધા વ્યક્ત કરી હતી. બન્ને દેશો વચ્ચેની મૈત્રી દૃઢ બનાવવાનો નિર્ધાર

કર્યો હતો. હિન્દમાં મુસ્લિમો પ્રત્યે, હિન્દની સરકાર સમાનતા ને ન્યાયીવર્તન દાખવે છે, તે માટે રાજા સાઉદે, સરકારને ધન્યવાદ આપ્યા હતા, ને જણાવ્યું હતું કે: "ભારતના મુસ્લિમોનું ભાગ્ય એવા હાથમાં છે, કે જ્યાં એમની સંપૂર્ણ સલામતી જળવાઈ રહે." એમણે, બગદાદ કરારનો વિરોધ કર્યો હતો, ને, ઈરાકે એ કરારમાં સહી કરી છે તે માટે, ઇરાકે આરબદેશોનો દ્રોહ કર્યો છે એમ જાહેર કર્યું હતું.

આ રીતે, સાઉદી એરેબિયાના રાજાની મૈત્રી એ ભારતની મુસ્લિમ દેશોની મૈત્રીના પ્રતીકસમાન હતું. પાકીસ્તાને મુસ્લિમ દેશો સાથેની મૈત્રી વધારવાનો પ્રયત્ન કર્યો, પણ એમાં પાકીસ્તાન ફળ્યું નહિ. હિન્દ ફળ્યું, ને હિન્દ વિષેના ખોટા પ્રચારનો પણ પાકીસ્તાનને રાજા સાઉદે હિન્દમાં મુસ્લિમોની સ્થિતિ અને સલામતી વિષે જે પ્રશંસાના ઉદગારો કાઢ્યા તેથી સારો રદિયો મળ્યો. અરબસ્તાન એ તો પાક મુસ્લિમોનું મથક છે, પ્રેરણાસ્થાન છે, અને તેનો વડો, હિન્દના વખાણ કરે, જવાહરની તટસ્થ અને નીડરનીતિને સત્કારે તથા હિન્દના ૬ કરોડ મુસ્લિમોનું હિત જવાહર જેવા નિષ્પક્ષપાત નેતાના હાથમાં સલામત છે એમ મુક્તમને ઉચ્ચારે, એથી જવાહરની ને હિન્દની પ્રતિષ્ઠા મુસ્લિમ જગતમાં અનેક ગણી વધી જાય છે એ નિર્વિવાદ છે.

રાજા સાઉદ ગયા, ને, સામ્યવાદી ચીનના પ્રજાકીય પક્ષના વડા મેડમ સુન-યાટ-સેન હિન્દ પધાર્યાં. એ કલકત્તેથી દિલ્હી આવ્યાં ત્યારે દિલ્હીના વિમાની-મથકે જવાહરે, ઇન્દિરાએ ને હિન્દની સંખ્યાબંધ સ્ત્રીસંસ્થાઓએ એમને પુષ્પોથી વધાવ્યાં, ને તોપોથી સલામી આપી. લશ્કરી હવાઈ ને જહાજી સૈન્યે સલામી આપી. એમણે આવતાં વેંત એમને વર્ષો પૂર્વે હિન્દની ભૂમિની મુલાકાત લેવી હતી, પણ તે વખતની હિન્દ પરની બ્રિટીશ હકૂમતે પરવાનગી ન આપી હતી તેનો ઉલ્લેખ કર્યો હતો.

બીજે દિવસે લાલ કિલ્લાના દિવાને ખાસ હોલમાં, દિલ્હીના નાગરિકો તરફથી મેડમ સુન-યાટ-સેનનું જાહેર સ્વાગત કરવામાં આવ્યું. જ્યારે એમને પુષ્પહારો અર્પણ કરવામાં આવ્યા, ત્યારે લાલકિલ્લાના અંદરને દરવાજે, શરણાઈના સૂર બજી રહ્યા હતા. જવાહરે એમનું સ્વાગત કરતાં, ચીનની ક્રાન્તિ ને પુનર્રચના માટે એમણે આપેલા ફાળાનું આલેખન કર્યું હતું. ને ચીનને જ્યાંસુધી સંયુક્તરાષ્ટ્રપરિષદમાં કાયમી સ્થાન ન મળે ત્યાંસુધી જગતશાંતિ સ્થપાવાની નથી એમ સ્પષ્ટ શબ્દોમાં જાહેરાત કરી હતી. વળી ભારત ને ચીનની મૈત્રી અત્યંત ગાઢ બનાવવા બન્ને દેશો કૃતનિશ્ચયી છે એવી ખાતરી આપી હતી.

મેડમ સુન–યાટ–સેને, ગોવાના પ્રશ્નમાં ચીનનો ભારતને ટેકો છે એવી જાહેરાત કરી હતી અને પંચશીલનો પુરસ્કાર કર્યો હતો.

આ રીતે હિન્દ એ પરદેશના મહાપુરુષોનું યાત્રાધામ બની રહ્યું. હિન્દની જે આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે અનેકગણી પ્રતિષ્ઠા વધી તેના પ્રતીક સમાન આ, એશિયાઈ અને યુરોપીય મહેમાનોની હિન્દમાં પધરામણી હતી. હિન્દ ઉત્તરોત્તર દુનિયામાં મહારાષ્ટ્ર તરીકે પ્રતિષ્ઠા મેળવતું હતું. એની પ્રગતિ કૂદકે ને ભૂસકે આગળ વધતી હતી ને અનેકના હૃદયમાં ઇર્ષા જન્માવતી હતી.

[ ૭૬ ]

# જવાહર ગુજરાત સૌરાષ્ટ્રના પ્રવાસે

જવાહરને ગુજરાત તથા સૌરાષ્ટ્ર માટે અપ્રતિમ ભક્તિ હતી. ગુજરાત એમના માનસપિતા, એમના ગુરુ, પુણ્યશ્લોક ગાંધીજીની કર્મભૂમિ હતી, સૌરાષ્ટ્ર જન્મભૂમિ. એથી, ગુજરાત ને સૌરાષ્ટ્રમાં જ્યારે જ્યારે જવાની તક મળે ત્યારે એઓ એ તકને ખૂબ ઉત્સાહથી ઝડપી લેતા.

આવી તક મળતાં, જવાહર, ઑક્ટોબરના છેલ્લા અઠવાડિયામાં ગુજરાત સૌરાષ્ટ્રના પ્રવાસે ઉપડ્યા. એઓ પહેલા સુરત ગયા. સુરતમાં, સુરત સુધરાઈ તરફથી બંધાયલા 'રંગ ઉપવન'નું ઉદ્‌ઘાટન કરવાનું હતું, ને સુરત સુધરાઈએ એમને માનપત્ર આપ્યું. એ સભામાં સુરતની સમગ્ર જનતા પોતાનાં સૌ કામકાજ છોડીને, પોતાના લાડીલા નેતાને વધાવવા આવી હતી. જવાહરે એ વ્યાખ્યાનમાં અનેક વાતો ચર્ચી. બાળકોની વધુ દેખભાલ કરવા જનતાને અનુરોધ કર્યો. ભાષાવાર પ્રાંતરચના વહીવટી સરળતા માટે કરવાની છે તે જણાવ્યું ને પ્રદેશના ને શહેરના સંકુચિત ઝઘડામાં ન પડવા પ્રજાને વિનંતી કરી. એમણે સુરત અને ભરૂચની પ્રાચીન જહોજલાલીનો રોમહર્ષણ ચિતાર આપ્યો. ને, સુરતથી બ્રિટીશ રાજની શરૂઆત થયેલી એ જણાવ્યું.

કોંગ્રેસભવનનું ઉદ્‌ઘાટન કરતાં, જવાહરે પ્રજાને જણાવ્યું, કે કોંગ્રેસે અનેક ભૂલો કરી હશે છતાં, એણે રાષ્ટ્રની મહાન સેવા કરી છે. જવાહરે જણાવ્યું કે કોંગ્રેસની તો જનતાને આઝાદી પ્રાપ્તિ પછી ખૂબ જરૂર છે.

સુરતથી જવાહર ભરૂચ ગયા. ત્યાં આખા જિલ્લામાંથી ચોકેચોક લોક એમના દર્શનાર્થે ઉભરાયું હતું. જવાહર અઢાર વર્ષના ગાળા પછી આવતા હતા, એટલે જનતા એમના દર્શન માટે ખૂબજ આતુર હતી. જવાહરે લોકોને સંબોધતાં, અને ભરૂચના નેતા ડૉ. ચંદુલાલના પ્રશંસા વચનોના ઉત્તરમાં ભરૂચ શહેરના ભવ્ય ભૂતકાળને તાજો કરી, એમનું ઇતિહાસજ્ઞાન પૂરવાર કરી.

બતાવ્યુ હતુ પ્રાચીન કાળમા છેટવે રોમ ને યુરોપ જોડે ભરૂચનો વેપાર હતો એમ જણાવી, ભરૂચ ભારતની નવરચનામા ભૂતકાળની જેમ મહત્વનો ભાગ ભજવે એવી ખ્વાહેશ દર્શાવી હતી

ભરૂચથી જવાહર આણદ, ખેડા જિલ્લા સહકારી દૂધ ઉત્પાદન સઘના ચાળીશ લાખને ખર્ચે બાંધવામા આવેલા દુગ્ધાલયની ઉદ્‌ઘાટન ક્રિયા કરવા ગયા આણદમા, આસપાસથી એક લાખ માનવી જવાહરના દર્શન માટે ઉમટયુ હતુ જવાહરે આપણો દેશ ગોરક્ષાની વાતો કરતો હોવા છતા, ગાય તરફ બહુ ઓછી કાળજી રાખે છે, તે માટે લોકોને ઠપકો આપ્યો હતો જવાહરે આણદમા સરદાર પટેલની સ્મૃતિ તાજી કરીને, સરદારે હિન્દની જે શાન વધારી હતી તે માટે એમને અજલિ આપી હતી

આણદથી જવાહર મહેમદાબાદ ગુજરાત પ્રાદેશિક કોંગ્રેસસમિતિની શિબિર હતી ત્યા ગયા દશ દિવસથી કોંગ્રેસ કાર્યકર્તાઓની તથા ગુજરાત સેવાસઘની ત્યા શિબિર યોજાઈ હતી ને છેલ્લે દિવસે જવાહર પ્રવચન આપવા આવ્યા જવાહરે એમને ઉદ્‌બોધતા દેશની વિવિધતામા રહેલી એકતા પર ભાર મૂકયો અને દેશની એકતા ભાવનાલક્ષી એકતામા ફેરવાય એની જવાબદારી કોંગ્રેસની છે એમ જણાવ્યુ એમણે જણાવ્યુ કે કોઈ પ્રદેશ અહીંથી તહીં ફેરવાય તેમા આટલો બધો શોરબકોર શા માટે થાય છે એજ મને તો સમજાતુ નથી એથી કાઈ કોઈ પ્રદેશ ભારતનો પ્રદેશ મટી જતો નથી આથી કેટલાક કોંગ્રેસ કાર્યકરો આ પ્રશ્ન અગે જે ભાષામા વાત કરે છે તેથી મને આશ્ચર્ય થાય છે જાણે કે, રાષ્ટ્ર કરતા પ્રદેશ મોટો ન હોય ! કોંગ્રેસીઓએ તો પ્રાદેશિક હિતોથી પર જઈને ભારતનો નવો નકશો તૈયાર કરવામા તદુરસ્ત વાતાવરણ સર્જવુ જોઈએ એમણે કોંગ્રેસને સમાજવાદી ઢબના સિદ્ધાત તરફ વિશેષ લક્ષ આપવા જણાવ્યુ હતુ

જવાહરે સાજે જગી સભા સમક્ષ ભાષણ કરતા પ્રાદેશિક હિત ને રાષ્ટ્રીય હિત, સીસાપચ, બીજી પચવર્ષીય યોજના વગેરે ઉપર વેધક પ્રકાશ પાડ્યો હતો.

મહેમદાબાદથી જવાહર નડિયાદ ગયા હતા ત્યા જુદી જુદી કેળવણી ને રચનાત્મક કાર્યની સસ્થાઓનુ એમણે નિરીક્ષણ કરી, પ્રત્યેકના સચાલન વિષે ઉપયોગી એવા સૂચનો કર્યા હતા, ને જનતાને સબોધતા બીજી પચવર્ષીય યોજનાને સફળ બનાવવા કટિબદ્ધ થવાનો અનુરોધ કર્યો હતો રસ્તામાથી જ્યા જ્યાથી એમની મોટર પસાર થતી, ત્યા લોકોના ટોળેટોળા એમને વધાવતા એટલુ જ નહિ પણ જયોચ્ચારોથી એમનુ સ્વાગત કરતા

[ ૭૬ ]

# જવાહર ગુજરાત સૌરાષ્ટ્રના પ્રવાસે

જવાહરને ગુજરાત તથા સૌરાષ્ટ્ર માટે અપ્રતિમ ભક્તિ હતી. ગુજરાત એમના માનસપિતા, એમના ગુરુ, પુણ્યશ્લોક ગાંધીજીની કર્મભૂમિ હતી, સૌરાષ્ટ્ર જન્મભૂમિ. એથી, ગુજરાત ને સૌરાષ્ટ્રમાં જ્યારે જ્યારે જવાની તક મળે ત્યારે એઓ એ તકને ખૂબ ઉત્સાહથી ઝડપી લેતા.

આવી તક મળતાં, જવાહર, ઑક્ટોબરના છેલ્લા અઠવાડિયામાં ગુજરાત સૌરાષ્ટ્રના પ્રવાસે ઉપડ્યા. એઓ પહેલા સુરત ગયા. સુરતમાં, સુરત સુધરાઈ તરફથી બંધાયલા 'રંગ ઉપવન'નું ઉદ્દ્ઘાટન કરવાનું હતું, ને સુરત સુધરાઈએ એમને માનપત્ર આપ્યું. એ સભામાં સુરતની સમગ્ર જનતા પોતાનાં સૌ કામકાજ છોડીને, પોતાના લાડીલા નેતાને વધાવવા આવી હતી. જવાહરે એ વ્યાખ્યાનમાં અનેક વાતો ચર્ચી. બાળકોની વધુ દેખભાલ કરવા જનતાને અનુરોધ કર્યો. ભાષાવાર પ્રાંતરચના વહીવટી સરળતા માટે કરવાની છે તે જણાવ્યું ને પ્રદેશના ને શહેરના સંકુચિત ઝઘડામાં ન પડવા પ્રજાને વિનંતી કરી. એમણે સુરત અને ભરૂચની પ્રાચીન જાહોજલાલીનો રોમહર્ષણ ચિતાર આપ્યો. ને, સુરતથી બ્રિટીશ રાજની શરૂઆત થયેલી એ જણાવ્યું.

કૉંગ્રેસભવનનું ઉદ્દ્ઘાટન કરતાં, જવાહરે પ્રજાને જણાવ્યું, કે કૉંગ્રેસે અનેક ભૂલો કરી હશે છતાં, એણે રાષ્ટ્રની મહાન સેવા કરી છે. જવાહરે જણાવ્યું કે કૉંગ્રેસની તો જનતાને આઝાદી પ્રાપ્તિ પછી ખૂબ જરૂર છે.

સુરતથી જવાહર ભરૂચ ગયા. ત્યાં આખા જિલ્લામાંથી ઘોડેઘોડ લોક એમના દર્શનાર્થે ઉભરાયું હતું. જવાહર અઢાર વર્ષના ગાળા પછી આવતા હતા, એટલે જનતા એમના દર્શન માટે ખૂબજ આતુર હતી. જવાહરે લોકોને સંબોધતાં, અને ભરૂચના નેતા ડૉ. ચંદુલાલના પ્રશંસા વચનોના ઉત્તરમાં ભરૂચ શહેરના ભવ્ય ભૂતકાળને તાજો કરી, એમનું ઇતિહાસજ્ઞાન પૂરવાર કરી

અણીશુદ્ધ વળગી રહેવાની તમન્નાથી, એમના જેવા આશાવાદી અને મહત્ત્વાકાંક્ષી આત્માને વધુ ઉત્સાહી, આશાવાદી અને કાર્યશીલ બનાવ્યા.

પાલીતાણામાં જવાહરનું સ્વાગત ત્યાંના મહારાજાએ કર્યું. સમારંભસ્થળ આગળ, માથે પિત્તળનાં બેડાં લઇને ઊભેલી ૨૫૧ સ્ત્રીઓએ ને કાઠિયાવાડી પોશાકમાં સજ્જ ઘોડેસવારોએ જવાહરનો સત્કાર કર્યો હતો. રસ્તામાં જે રસ્તેથી એઓ પસાર થતા, ત્યાં, તોરણો, ધ્વજો, આસોપાલવ, કમાનો વગેરે કલાત્મક રીતે યોજાયાં હતાં.

જવાહર પ્રજામાં ફરે છે, ત્યારે ગમે તેટલી પોલીસની વ્યવસ્થા હોવા છતાં, પ્રજા જોડે ભળવાનો એમનો ઉત્સાહ ઘણીવાર એમને માટે કરેલી વ્યવસ્થા તોડી નાંખે છે. શિહોરમાં એવું જ થયું. હજારો લોકો એમનાં દર્શન માટે શિહોર સ્ટેશને એકઠાં થયેલાં. જવાહરે એથી ટ્રેનમાંથી ઉતરી લોકોનાં ટોળાં તરફ ચાલવા માંડ્યું. ટ્રેનના ગાર્ડને આની ખબર નહિ, એટલે એણે ટ્રેનને ઉપડવા લીલીબત્તી ધરી હતી. પણ જવાહરના ઉત્સાહને લીધે, સીગ્નલ પાછો ખેંચી લઈ ગાડીને થોડી મિનીટ થોભાવવી પડી હતી.

જવાહર જ્યારે ભાવનગર પહોંચ્યા ત્યારે એમનું વિમાનઘર પર ભવ્ય સ્વાગત થયું હતું. ને સૌરાષ્ટ્રના પ્રધાનો, ભાવનગરના મહારાજા વગેરેએ જવાહરનું સ્વાગત કર્યું હતું. જવાહરે ભાવનગર આવી, ગાંધીસ્મૃતિ મંદિરનું ઉદ્દઘાટન કર્યું. એ મંદિરને માટે ભાવનગર રાજ્યે પાંચ લાખ રૂપિયા આપ્યા હતા. જ્યાંમાં ખાદી વિભાગ, ગાંધીજીની અને કસ્તુરબાની જન્મથી મૃત્યુ સુધીનો તસ્વીરોનો વિભાગ ને ખાદી ને ગાંધીસાહિત્ય વિભાગ છે. જવાહરે એ વખતે પ્રજાને ગાંધીજીના સત્ય અને અહિંસાના સિદ્ધાંતોનું પાલન કરવા અનુરોધ કર્યો હતો. એમણે પ્રજાને ટકોર કરતાં જણાવ્યું કે:

"આપણે રાષ્ટ્રપિતાના પથ્થરના સ્વરૂપમાં અને અન્ય પ્રકારે સ્મારક તો કરીએ છીએ, પણ મને ડર લાગે છે, કે આપણે આવાં પથ્થરના સ્મારકોમાંજ કદાચ સત્ત્વા કરીએ, પણ મહાપુરુષોનું ખરું સ્મારક તો તેમણે જે ઉપદેશ અને સિદ્ધાંતો પ્રબોધ્યા હોય તેને આપણા બધાના જીવનમાં ઉતારવામાં રહેલું છે. ગાંધીજીનો જમાનો તો એક ઐતિહાસિક યુગ બની ગયો છે. એ મહાપુરુષે માટીના માનવીઓને મર્દો અને વીરોમાં ફેરવી નાંખ્યા, ભારતને એક કર્યો ને દેશને સ્વતંત્રતા આપી.

"ગાંધીજી કાંઈ હવામાં ઊડતા નહોતા. એમના આદર્શો એ કાંઈ હવાઈ કિલ્લા નહોતા, પરન્તુ રોજીન્દા જીવનવ્યવહારમાં ઉતારવા માટેની ચીજ હતી. અને એમણે એમના સમગ્ર જીવનદ્વારા એ બધું કરી બતાવ્યું હતું.

"આજે વિશ્વમાં મહાન પરિવર્તન થઈ રહ્યું છે. અને જે લોકો આ પરિવર્તન સાથે તાલ નહિ મિલાવે, નહિ મિલાવી શકે, તેઓ બધા જગતતા પ્રવાહમાં તણાઈ જશે, અને ક્યાંય ફેંકાઈ જશે. માણસ જો સિદ્ધાંતનિષ્ઠ નહિ રહે તો કાળના પ્રવાહમાં ક્યાંય લુપ્ત થશે."

જવાહરે ભાષાકીય ઝઘડા ને તોફાનોને વખોડી કાઢ્યાં હતાં. એમણે ગાંધીસ્મૃતિમંદિર ખૂલ્લું મૂક્યું ત્યારે એક લાખની માનવમેદની એમને સાંભળવા આવી હતી. એમણે ભાવનગરમાં રક્તપિત્તીયાં માટેનું ઉપચારગૃહ ખૂલ્લું મૂક્યું હતું.

ત્યાં એક સ્થાનિક કૉલેજનું ઉદ્‌ઘાટન કરતાં, જવાહરે, પ્રાથમિક, માધ્યમિક, કૉલેજ તથા પાયાનું શિક્ષણ એ બધાંનું પૂરેપૂરું અનુસંધાન હોવું જોઈએ એમ જણાવ્યું હતું. જવાહરે આજના કૉલેજ શિક્ષણ તરફ અસંતોષ પ્રગટ કર્યો અને શારીરિક શિક્ષણને અને શરીરશ્રમને એમાં યોગ્યસ્થાન મળવું જોઈએ એમ જણાવ્યું હતું.

ભાવનગરથી જવાહર ખાસ વિમાનમાં જામનગર ગયા હતા. જામનગરના વિમાનઘરે સૌરાષ્ટ્રના રાજપ્રમુખ જામસાહેબ, ધારાસભ્યો, આગેવાન નાગરિકો વગેરેએ એમનું સ્વાગત કર્યું હતું. જવાહર જોડે બધાનો ઓળખાણવિધિ થયાં પછી, એમના સ્વાગત માટે આવેલાં બાળકો તરફ જવાહર દોડી ગયા હતા. અને તેમની જોડે રમવા મંડી પડ્યા હતા. જવાહર પણ બાળકોની જોડે બાળક બની ગયા હતા.

જવાહરે પછી કસ્તૂરબા સ્ત્રીવિકાસગૃહનો પાયો નાંખ્યો હતો. તે વખતે રાજકીય આઝાદી જોડે, સામાજિક ને આર્થિક ક્ષેત્રમાં ક્રાન્તિ લાવવા પર એમણે ભાર મૂક્યો હતો. જવાહરે સ્ત્રીઓને સમાનતા આપવામાં આવતી ન હતી તે પરિસ્થિતિ નાબૂદ કરવા કટિબદ્ધ થવા જણાવીને, સૌરાષ્ટ્રમાં સ્ત્રીઓની આત્મહત્યાની સંખ્યા મોટી છે, એ હકીકત પ્રત્યે દુઃખ વ્યક્ત કર્યું હતું.

જામનગરથી જવાહર રાજકોટ ગયા. રાજકોટ તો જવાહર પાછળ ઘેલું થયું હતું. એ જવાહરનું શાનદાર ને સૌરાષ્ટ્રની રાજધાનીને શોભે એવું સ્વાગત કરવા તત્પરજ હતું. એટલે એમના સ્વાગતમાં શી મણા હોય ? જવાહરે રાજકોટની સભામાં લોકોને જણાવ્યું કે હિન્દ અને એશિયાને શાંતિમય ઔદ્યોગિક ક્રાન્તિની જરૂર છે. સીમાપંચના અહેવાલ વિષે એમણે કહ્યું કે : "દરેકને રાજી કરી શકાય એવો નિર્ણય લેવો શક્ય નથી. યુરોપના દેશોએ પોતાના વિકાસમાં વિજ્ઞાનનો પૂરો ઉપયોગ કર્યો હતો તેનો ઉલ્લેખ કરીને, બ્રિટીશ સરકારે ભારતના હિતની વિરુદ્ધ તેનો ઉપયોગ કર્યો હતો, તેનો ઉલ્લેખ કરી, જવાહરે એ વૃત્તિને વખોડી કાઢી હતી.

પણ હવે દેશ આઝાદ થતાં, આપણો અવાજ આપણે દુનિયાભરમાં સંભળાવી રહ્યા છીએ."

ભારત સેવક સમાજની સૌરાષ્ટ્રની શાખાનું ઉદ્‌ઘાટન કરતાં, જવાહરે શ્રમની મહત્તા સમજાવી, અને ભણેલા લોકો શરીર શ્રમથી શરમાય છે, તે સ્થિતિને શરમજનક તરીકે ગણવી જોઈએ એમ જણાવ્યું. રાજકોટમાં બાલભવનનું ઉદ્‌ઘાટન કરતાં, પ્રત્યેક બાળકને ખેલવા કૂદવાની છૂટ મળવી જોઈએ એ હકીકત પર જવાહરે ભાર મૂક્યો હતો. અને એ એમના જીવનની એક આવશ્યકતા છે, એમના જીવન માટે અત્યંત જરૂરી સાધન છે એમ જણાવ્યું હતું. જવાહરે દેશમાં સાત લાખ સાધુઓની જમાત જે એદાખાઉ છે, તેમની પાસેથી દેશ વિકાસનું કાર્ય કરાવવું જોઈએ એમ જણાવી, આપણે એવા આળસુને પોષવા ન જોઈએ એમ કહ્યું હતું.

રાજકોટથી જવાહર જુનાગઢ પહોંચ્યા. જુનાગઢમાં પણ બધી કોમની ને બધી જાતિની પ્રજાએ એમનું ઉત્સાહપૂર્ણ સ્વાગત કર્યું. જુનાગઢની જવાહરની આ પ્રથમ મુલાકાત હતી. ત્યાં એમના માનમાં યોજાયલી સભામાં જવાહરે સૌરાષ્ટ્રનાં તંત્ર પ્રત્યે સંતોષ વ્યક્ત કર્યો હતો. ને આર્થિક ને સામાજિક સમાનતા માટે પરિશ્રમ કરવા, જનતાને અનુરોધ કર્યો હતો. જવાહર જ્યાંથી પસાર થતા, ત્યાં થોડી મિનીટ ઉતરી લોકોને મળી, તેમને બે વાત કહી પછી આગળ વધતા. આ રીતે ગોંડળ, સાસણ, જેતપુર વગેરે સ્થળોએ એમણે ભાષણો આપી, સૌરાષ્ટ્રનાં દર્શન યથેચ્છ કર્યાં હતાં.

જુનાગઢમાં, જવાહરના જીવનનો એક અવિસ્મરણીય અને રોમહર્ષણ પ્રસંગ બન્યો. જુનાગઢમાં જવાહર ખાસ ગિરનાં જંગલોમાં વનકેસરીની મુલાકાત લેવા ગયા. એ વખતે એશિયાભરમાં એક માત્ર ગિરનાં જંગલમાં વસતા વિશ્વવિખ્યાત સૌરાષ્ટ્રના સિંહોને તેમણે નજદીકથી સંતોષ થાય એટલા સમય સુધી નિહાળ્યા. એનાં દર્શન કરવા જવાહરે એક દિવસ ને અર્ધી રાત્રી ગાળ્યાં હતાં. જવાહરે એક બે નહિ, પણ દશ સિંહો જોડે તારામૈત્રક સાધી, મહોબત કરી હતી. અને તે પણ પૂરી દિલચસ્પીથી. આખા કલાક સુધી જવાહર તથા ઈન્દિરાએ માત્ર પાંચ ફૂટનાં અંતરેથી વનરાજને તેના નૈસર્ગિક આવાસમાં તેની પોતાની સ્વાભાવિક નૈસર્ગિક સ્થિતિમાં આંખ ધરાય ત્યાં સુધી જોયા. પણ જવાહર આવી અમોલી તક કેમ ચૂકે ? એટલે એકવાર જોયા છતાં એમને પૂર્ણ સંતોષ ન થતાં એઓ રાત્રે સાડાનવ વાગે પાછા વનકેસરીનાં દર્શનાર્થે જંગલમાં ગયા હતા. સિંહનો ભેટો તો એમને ગિરના માર્ગમાં જતાં રસ્તામાંજ થયો હતો. એઓ ગિરને રસ્તે જતા હતા, ત્યાં પંદરેક મિનીટ થઈ હશે, ત્યાં ત્રણ સિંહો, એમની મોટર આગળથીજ સ્વસ્થતાથી.

ગુજરાત પણ સીમાપંચના અહેવાલમાં ફેરફાર ઈચ્છતું નહોતું. આથી બધા પક્ષોને સાંભળ્યા પછી, જવાહર, ઢેબરભાઈ, મૌલાના આઝાદ અને પંતસાહેબની એક સમિતિ નીમાઈ. એ સમિતિએ નક્કી કર્યું કે, ગુજરાત મહારાષ્ટ્ર એકમત થતાં નથી. મહારાષ્ટ્રની માગણી મુંબઈ પ્રાદેશિક સમિતિને પણ મંજૂર નથી, તેથી, મુંબઈ, મહારાષ્ટ્ર (વિદર્ભસહિત) ને ગુજરાતનાં પણ ત્રણ અલગ રાષ્ટ્રો રચવાં.

આ ચુકાદો મહારાષ્ટ્રના નેતાઓને પૂછીને આપવામાં આવ્યો હોવા છતાં, મહારાષ્ટ્રના નેતાઓને આ ચુકાદામાં મહારાષ્ટ્રનું અપમાન થયેલું લાગ્યું. ને એ ચુકાદાના વિરોધ તરીકે, મહારાષ્ટ્રના કોંગ્રેસના ધારાસભ્યો અને લોકસભાના સભ્યોએ રાજીનામું આપવાનો ઠરાવ કર્યો, ને, જ્યાં સુધી મુંબઈ સહિતના સંયુક્ત મહારાષ્ટ્રનું ધ્યેય હાંસલ નહિ થાય, ત્યાં સુધી જંપીને ન બેસવાનો નિર્ણય કર્યો. કોંગ્રેસવાદી, સામ્યવાદી, સમાજવાદી, બધા પક્ષો એક થયા, ને કોંગ્રેસના ત્રણ રાજ્યોના ચુકાદા વિરુદ્ધ મોરચો માંડ્યો. મહારાષ્ટ્ર વિફર્યું હતું. ધાકધમકીઓ આપવા માંડી હતી. રાજીનામાં અપાતાં હતાં. કોંગ્રેસની એકતા ભયમાં આવી પડી હતી. શિસ્તનો છડેચોક અનાદર થયો હતો. એટલું જ નહિ, પણ, મુંબઈ, ઓરિસા, બિહાર વગેરે અનેક સ્થળોએ તોફાનો થયાં, સરકારી મકાનોને જલાવવામાં આવ્યાં. જાહેર મિલકતનો નાશ કરવામાં આવ્યો. તોફાની દેખાવો થયા. પથરાબાજી, લૂંટફાટ વગેરેનો આશરો લેવામાં આવ્યો. લોકોને ઉશ્કેરનારાં ભાષણો મહારાષ્ટ્રના નેતાઓએ કર્યાં. મહાભારત ખેલાવાની વાતો થઈ. યુદ્ધના કોલ અપાયા. દિલ્હી ડોલી જશે એવી ધમકી પણ અપાઈ. મુંબઈ અને ગુજરાતે ત્રણ રાષ્ટ્રોની રચનાને હર્ષભેર વધાવી લીધી. ગુજરાતના સ્વતંત્ર રાજ્યની જાહેરાતથી ગુજરાતની પ્રજાને સંતોષ તેમજ આનંદ થયો. મુંબઈ પ્રધાનમંડળનાં મહારાષ્ટ્રી સભ્યોમાંથી કેટલાકે રાજીનામાં પેશ કર્યાં. કેટલાક મહારાષ્ટ્રી સભ્યોએ મુંબઈની ધારાસભામાંથી રાજીનામાં આપ્યાં. વાતાવરણ ઘણું કલુષિત બન્યું. મહારાષ્ટ્ર ને ગુજરાત વચ્ચે વેરઝેર વધ્યાં. મહારાષ્ટ્રને એમ લાગ્યું, કે ગુજરાતીઓજ એમને મુંબઈ ન મળવા માટે કારણભૂત છે. આખા મુંબઈ રાજ્યમાં, સંયુક્ત મહારાષ્ટ્ર પરિષદે પરિસ્થિતિ તંગ કરી દીધી. ગુજરાતના મૂડીવાદીઓ, મુંબઈ રાજ્યના ગુજરાતી મુખ્યપ્રધાન ને ગુજરાતી જનતા સામે ગંદો પ્રચાર થયો.

આ રીતે જવાહરે જે ઉદારતા દર્શાવી, જે ખેલદિલી બતાવી, ને રાજ્યપુનર્ઘટનાપંચના અહેવાલ પર પુનર્વિચારણા કરવાની જે તત્પરતા દર્શાવી, તેનો સંપૂર્ણ ગેરલાભ મહારાષ્ટ્રના નેતાઓએ લીધો. જવાહર આથી ખૂબ અકળાયા. એમની

મૂંઝવણનો પાર નહોતો. એઓ વિશ્વમાં શાંતિ સ્થાપી શકતા હતા, પણ ઘરને આંગણે શાંતિ સ્થાપવામાં કામયાબ નીવડતા નહોતા, એવી છાપ પરદેશમાં પડતી હતી. હિન્દના વેરીઓ રાજી થતા હતા. દેશની એકતાનાં એમનાં સ્વપ્ન જાણે તૂટી પડતાં હતાં. જાણે વર્ષો સુધીની અથાગ મહેનતનું પરિણામ ધૂળમાં મળતું હતું, જાણે જવાહરની જીવનસિદ્ધિનું કિનારે આવેલું વહાણ ડૂબતું હતું. હિન્દની એકતા મહત્વની હતી. હિન્દની પ્રાદેશિક વહેંચણી અન્યોન્યની સગવડ માટે ભલે થાય છતાં, એ પ્રદેશો તો હિન્દના એક ભાગ છે ને રહેવાના છે, એ વાત સૌ કોઈ ભૂલી જતા હતા. માત્ર પ્રાદેશિક સંકુચિતતાની દૃષ્ટિએ જ સૌ કોઈ નિહાળતું. દેશની આઝાદી હાંસલ કરવા પોતાનો ભોગ આપનાર કોંગ્રેસના પ્રધાનો ને ધારાસભ્યો પણ પ્રાદેશિક સંકુચિનતાનો ભોગ બન્યા હતા, એ જવાહર માટે અત્યંત દુઃખનો વિષય હતો.

જવાહરનું મન ચકડોળે ચઢ્યું હતું. આ દુઃખદરિયામાંથી કાંઈક તો માર્ગ કાઢવોજ જોઈએ એમ એમને લાગતું હતું. એ માર્ગની ખોજમાં એઓ હતા. આખરે જવાહરના વિચારમંથનમાંથી નવનીત નીકળ્યું. તે લોક સભા સમક્ષ રજૂ કરતાં એમણે જણાવ્યું :

"અંગત રીતે હું તો એમ માનું છું કે દેશને ચાર કે પાંચ વિભાગમાં વહેંચી નાંખવો. અને દરેક વિભાગના વહીવટ માટે એકેકી સલાહકાર સમિતિ નિયુક્ત કરવી. હું આ સૂચના વડાપ્રધાન તરીકે નથી કરતો. કેવળ અંગત અભિપ્રાય જણાવું છું. હું ખરેખર માનું છું કે દેશને પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ અને મધ્ય એમ પાંચ વિભાગમાં વહેંચી નાંખી, તે દરેક વિભાગ માટે એકેકી સલાહકાર સમિતિ નીમવી. ને પછી આપણે જોઈએ કે એ વસ્તુનો કેવી રીતે વિકાસ થાય છે. આને લીધે આ સમિતિઓ આગળ જતાં કાંઈ વિશેષ મહત્વના સ્વરૂપમાં વિકાસ પામે એમ પણ બને. આમ સૂચવવા પાછળ મારો મુખ્ય ઉદ્દેશ તો આખો દેશ, ભેદની દીવાલો તોડી નાંખીને, સહકારની ભાવનાથી સાથે કામ કરે એવી પરિસ્થિતિ નીપજાવવાનો છે. રાજ્યોની પુનર્ઘટનાનો પ્રશ્ન બહુજ શાંતિથી અને પરસ્પર શુભેચ્છા રાખીને ઉકેલવાનો છે. પંચના આખાય અહેવાલમાં મને ભાષાકીય લઘુમતીઓની સલામતીને લગતું પ્રકરણ સૌથી મહત્વનું લાગ્યું છે. હું પોતે દ્વિભાષી કે બહુભાષી વિસ્તારોમાં માનુ છું. હું ઇચ્છું છું કે પ્રાંતની સરહદો નક્કી કરવા માટે ભાષાની વિચારણા અને દરેક ભાષાનો સંપૂર્ણપણે વિકાસ સાધવા માટે તકની વિચારણા એ બન્ને

જુદી વસ્તુ છે. પ્રજાનો વિકાસ તેમની ભાષાદ્વારાજ થાય છે એ બરાબર છે, પણ તેથી પ્રજા પ્રજા વચ્ચે ભાષાની દીવાલ રચવાની શી જરૂર છે?"

જવાહરે ભાષાવાદ વિષે જણાવ્યું કે: "આ સિદ્ધાંત પ્રત્યે મને સોએ સો ટકા અણગમો છે." મુંબઈના જટિલ પ્રશ્ન વિષે જવાહરે સ્પષ્ટીકરણ કરતાં કહ્યું કે: "મુંબઈનો પ્રશ્ન અત્યંત વિકટ છે. મહારાષ્ટ્રીઓ જે દલીલ કરી રહ્યા છે તેમાં સારું એવું બળ અને તથ્ય છે. પણ બીન મહારાષ્ટ્રીઓની દલીલ પણ એટલીજ તાર્કિક અને વાસ્તવિક છે. તો પછી આવા અસાધારણ સંજોગોમાં શું કરવું? કોંગ્રેસ કારોબારીએ મુંબઈને ત્રણ રાજ્યોમાં વિભક્ત કરવાની હિમાયત કરી છે. પણ હું તો હજી પંચની દ્વિભાષી રાજ્યની ભલામણને વિશેષ પસંદ કરું છું. આમ છતાં મારા આ વિષેના વિચાર હું કોઈના પર લાદવા નથી માગતો."

રાજસભામાં પણ જવાહરે આ વિષેનાં પોતાનાં મંતવ્યો રજૂ કરતાં દુઃખપૂર્ણ છતાં નિશ્ચયાત્મક સૂરે જણાવ્યું કે: "આજે આપણે જે પ્રગતિ સાધી છે તે આંસુ ને લોહીના માર્ગે જઈને સાધી છે. એ પ્રગતિને છિન્નભિન્ન કરી નાંખવાનું કાર્ય ખૂબ આસાન છે. આપણે દુનિયાભરમાં આપણી પ્રગતિને પરિણામે જે માન અને પ્રતિષ્ઠા સંપાદિત કર્યા છે તે ગૂમાવવાનો અવસર આવી પહોંચ્યો છે. એટલે આપણે ખૂબજ સાવધાન રહેવું પડશે. મુંબઈનો પ્રશ્ન તો આપણને દુઃખ ને નિરાશામાં તરબોળ કરીનાંખે એવો પ્રશ્ન છે. મુંબઈ સુંદર છે, ને હિન્દનું ગૌરવસમું નગર છે, તે આજે વેર, દ્વેષ, ને હિંસાનું પ્રતીક થઈ ગયું છે. એથી મને પારાવાર દુઃખ થાય છે. એથી હું મુંબઈના નાગરિકોને વિશાળ દૃષ્ટિએ વિચાર કરવાની વિનંતી કરું છું. આ પ્રશ્ન ખેલદિલી અને સહકારથી ઉકેલાવો જોઈએ." જવાહરે જણાવ્યું કે: "ત્રણ રાજ્યોની રચના મહારાષ્ટ્રના નેતાઓ જોડે મંત્રણા કર્યા પછીજ થઈ છે. એટલે મહારાષ્ટ્રને જેનો વિરોધ છે એવું એમના પર ઠસાડી દેવામાં આવે છે, એવું કહ્યું છે જે નહિ."

જવાહરની આ વિનંતી અને સ્પષ્ટતા પછી મુંબઈનું વાતાવરણ તંગજ રહ્યું. મુંબઈ વિષે વિચારણા કોંગ્રેસ કારોબારીએ કરી. અને એમાં મહારાષ્ટ્ર પ્રાદેશિક કોંગ્રેસ સમિતિના પ્રમુખ શ્રી. દેવગીરીકર પણ હાજર હતા. મહારાષ્ટ્રના ઘણા ખરા પ્રતિનિધિઓ તો રાજીનામાં આપીને બેઠા હતા અને મહારાષ્ટ્ર કોંગ્રેસ પણ લડાયક વલણ અખત્યાર કરતી હતી. આથી જવાહર મૂંઝાયા હતા. મુંબઈના વડા પ્રધાન અને કારોબારીના એક અગ્રગણ્ય સભ્ય શ્રી. મોરારજી દેસાઈ, નાદુરસ્ત તબિયતને લીધે, કોંગ્રેસ કારોબારીની દિલ્હી મધ્યેની બેઠકમાં, હાજર રહી શક્યા નહોતા,

જુદી વસ્તુ છે. પ્રજાનો વિકાસ તેમની ભાષાદ્વારાજ થાય છે એ બરાબર છે, પણ તેથી પ્રજા પ્રજા વચ્ચે ભાષાની દીવાલ રચવાની શી જરૂર છે?"

જવાહરે ભાષાવાદ વિષે જણાવ્યું કેઃ "આ સિદ્ધાંત પ્રત્યે મને સોએ સો ટકા અણગમો છે." મુંબઇના જટિલ પ્રશ્ન વિષે જવાહરે સ્પષ્ટીકરણ કરતાં કહ્યું કેઃ "મુંબઇના પ્રશ્ન અત્યંત વિકટ છે. મહારાષ્ટ્રીઓ જે દલીલ કરી રહ્યા છે તેમાં સારું એવું બળ અને તથ્ય છે. પણ બીન મહારાષ્ટ્રીઓની દલીલ પણ એટલીજ તાર્કિક અને વાસ્તવિક છે. તો પછી આવા અસાધારણ સંજોગોમાં શું કરવું? કોંગ્રેસ કારોબારીએ મુંબઇને ત્રણ રાજ્યોમાં વિભક્ત કરવાની હિમાયત કરી છે. પણ હું તો હજી પંચની દ્વિભાષી રાજ્યની ભલામણને વિશેષ પસંદ કરું છું. આમ છતાં મારા આ વિષેના વિચાર હું કોઇના પર લાદવા નથી માગતો."

રાજસભામાં પણ જવાહરે આ વિષેનાં પોતાનાં મંતવ્યો રજૂ કરતાં દુઃખપૂર્ણ છતાં નિશ્ચયાત્મક સૂરે જણાવ્યું કેઃ "આજે આપણે જે પ્રગતિ સાધી છે તે આંસુ ને લોહીના માર્ગે જઇને સાધી છે. એ પ્રગતિને છિન્નભિન્ન કરી નાંખવાનું કાર્ય ખૂબ આસાન છે. આપણે દુનિયાભરમાં આપણી પ્રગતિને પરિણામે જે માન અને પ્રતિષ્ઠા સંપાદિત કર્યા છે તે ગૂમાવવાનો અવસર આવી પહોંચ્યો છે. એટલે આપણે ખૂબજ સાવધાન રહેવું પડશે. મુંબઈનો પ્રશ્ન તો આપણને દુઃખ ને નિરાશામાં તરબોળ કરીનાંખે એવો પ્રશ્ન છે. મુંબઈ સુંદર છે, ને હિન્દનું ગૌરવસમું નગર છે, તે આજે વેર, દ્વેષ, ને હિંસાનું પ્રતીક થઇ ગયું છે. એથી મને પારાવાર દુઃખ થાય છે. એથી હું મુંબઇના નાગરિકોને વિશાળ દૃષ્ટિએ વિચાર કરવાની વિનંતી કરું છું. આ પ્રશ્ન ખેલદિલી અને સહકારથી ઉકેલાવો જોઇએ." જવાહરે જણાવ્યું કેઃ "ત્રણ રાજ્યોની રચના મહારાષ્ટ્રના નેતાઓ જોડે મંત્રણા કર્યા પછીજ થઈ છે. એટલે મહારાષ્ટ્રને જેનો વિરોધ છે એવું એમના પર લાદી દેવામાં આવે છે, એવું કશું છે જ નહિ."

જવાહરની આ વિનંતી અને સ્પષ્ટતા પછી મુંબઈનું વાતાવરણ તંગજ રહ્યું. મુંબઈ વિષે વિચારણા કોંગ્રેસ કારોબારીએ કરી. અને એમાં મહારાષ્ટ્ર પ્રાદેશિક કોંગ્રેસ સમિતિના પ્રમુખ શ્રી. દેવગીરીકર પણ હાજર હતા. મહારાષ્ટ્રના ઘણા ખરા પ્રતિનિધિઓ તો રાજીનામાં આપીને બેઠા હતા અને મહારાષ્ટ્ર કોંગ્રેસ પણ લડાયક વલણ અખત્યાર કરતી હતી. આથી જવાહર મૂંઝાયા હતા. મુંબઈના વડા પ્રધાન અને કારોબારીના એક અગ્રગણ્ય સભ્ય શ્રી. મોરારજી દેસાઈ, નાદુરસ્ત તબિયતને લીધે, કોંગ્રેસ કારોબારીની દિલ્હી મધ્યેની બેઠકમાં, હાજર રહી શકયા નહોતા,

એટલે હવે શું વલણ અખત્યાર કરવું તેની જવાહરને કાંઈ સૂઝ પડતી નહોતી. એથી જવાહર, દક્ષિણ યાત્રાથી પાછા ફરતાં, ખાસ મોરારજીભાઈ જોડે ચર્ચા કરવા મુંબઈ ઉતર્યા. ને, મોરારજીભાઈ માંદા હોવાથી જુહુ રહેતા હતા ત્યાં ગયા. ત્યાં જુહુને સાગરકિનારે બે અઢી કલાક સુધી, મુંબઈના ભાવિસંબંધે એ બન્ને મહાજનોએ મંત્રણા ચલાવી. ને, જવાહર, મોરારજીભાઈના વિચારોથી પરિચિત થયા. ને, મુંબઈને મધ્યસ્થ સરકારના તંત્ર હેઠળ મૂકવું એવા નિર્ણય પર આવ્યા.

દિલ્હી જઈને જવાહરે કોંગ્રેસ મોવડીમંડળ જોડે મંત્રણા ચલાવી. મહારાષ્ટ્રના નેતાઓને સાંભળ્યા, ને, નક્કી કર્યું કે, મુંબઈનું અલગ રાજ્ય બનાવવાને બદલે મુંબઈને કેન્દ્ર સરકારના વહીવટ હેઠળ મૂકવું. જવાહરે આ નિર્ણયનો સ્ફોટ કરતાં, એક વાયુપ્રવચન દિલ્હી રેડિયો પરથી કરતાં જણાવ્યું :

"પંચનો અહેવાલ ૧૩ મી સપ્ટેમ્બરે અમને સુપ્રત કરવામાં આવ્યો, અને દશ દિવસમાં અમે તેને પ્રસિદ્ધ કર્યો. આ પછી લોકશાહી પદ્ધતિને શક્ય તેટલા વધુ પ્રમાણમાં અનુસરવાની અમારી ઈચ્છાને કારણે અમે હિન્દભરમાંથી અસંખ્ય પ્રતિનિધિઓની મુલાકાત લીધી, અને તેમના વિચારો વિગતથી જાણ્યા...... મુંબઈ રાજ્યના પ્રશ્ન પર અમે ખૂબજ વિચાર કર્યો છે. અમને લાગ્યું કે પંચે કરેલી ભલામણો વાજબી હતી. લાગતાવળગતાને બધાને ન્યાય આપે તેવી તેમજ આ રાજ્યમાં પ્રગતિ તરફ દોરી જાય તેવી હતી. પરન્તુ એવા સંજોગો ઊભા થયા, કે એ નિર્ણયોનો અમલ કરવાનું અશક્ય બની ગયું. જુદા જુદા દૃષ્ટિબિન્દુ ધરાવતા આગેવાન પ્રતિનિધિઓ સાથે અમે હરેક માર્ગ તપાસી જોયો. ખાસ કરીને, મહારાષ્ટ્રની જનતાની વાજબી અભિલાષાઓને સંતોષવાને અમે આતુર હતા. એ સુવિદિત છે કે મુંબઈ શહેર ભૌગોલિક રીતે મહારાષ્ટ્રથી વીંટળાયલું છે અને તેને તેના એક ભાગરૂપે લેખી શકાય. શહેરમાં મુખ્ય અને મોટું જૂથ મહારાષ્ટ્રીઓનું છે. મુંબઈનું ભાવિ ચાહે તે હોય પણ મહારાષ્ટ્રીઓ તેમાં અવશ્ય મુખ્ય ફાળો આપશે.

"આ પ્રશ્ન વિષે સંખ્યાબંધ મંત્રણાઓ કર્યા પછી અને હરેક બાજુથી વિચારણા કર્યા પછી, અમે એવા નિર્ણય પર આવ્યા છીએ, કે, મુંબઈ શહેર કેન્દ્રના વહીવટ હેઠળ હોવું જોઈએ, ને બીજાં બે મોટાં રાજ્યો રચાવાં જોઈએ. એક વિદર્ભસહિતનું મહારાષ્ટ્ર રાજ્ય, અને બીજું કચ્છ અને સૌરાષ્ટ્રસહિતનું ગુજરાત રાજ્ય. હું આશા રાખું છું, કે આ નિર્ણય પર લાગતા વળગતા દરેક જણ શાંતિપૂર્વક વિચારણા કરશે. અને ઘણા તે સાથે સંમત નહિ થનાર

હોય તો પણ તેનો સ્વીકાર કરશે. આ બાબતને આપણે આખરી રૂપ આપવું જોઈએ અને તે વિષે અચોક્કસ મુદત સુધી દલીલો ચાલુ રાખી શકાય નહિ."

જવાહરના આ નિર્ણયને મુંબઈ કોંગ્રેસ તથા ગુજરાતની કોંગ્રેસ સમિતિએ વધાવ્યો. પણ મહારાષ્ટ્રી નેતાઓએ એને મહારાષ્ટ્રનું અપમાન લેખ્યું. ધારાસભા ને લોકસભામાંથી એના વિરોધ તરીકે રાજીનામાં આપવાનો નિર્ણય કર્યો. અને આ નિર્ણયના વિરોધ તરીકે, મુંબઇમાં હુલ્લડો થયાં, ખૂનરેજી થઇ, ગુજરાતીઓ અને મારવાડીઓની દુકાનો લૂંટાઇ, પથરાબાજી થઈ, એસીડના બલ્બોનો ઉપયોગ થયો અને ઠેરઠેર મકાનોને આગ લગાડવામાં આવી. હિન્દુ મુસ્લિમ હુલ્લડોને પણ વીસરાવી દે એવાં ભયંકર હુલ્લડો થયાં. મનુષ્યોમાંથી જાણે માનવતા સદાની પરવારી ગઇ હોય એમ લાગ્યું. હિન્દના પ્રથમ શહેરમાં આ પ્રકારની અરાજકતા એ મુંબઇના જ્વલંત નામને કલંક સમાન હતું. મુંબઈ શહેરે છેલ્લાં પચાસ વર્ષોમાં અનેક પ્રકારનાં હુલ્લડો નિહાળ્યાં છે પણ આ સમયના હુલ્લડો તો અનેક દૃષ્ટિએ અભૂતપૂર્વ હતાં. મુંબઈ શહેરમાં ગુજરાતીઓ અને મહારાષ્ટ્રીઓ આજે વર્ષોથી ભાઈ ભાઈ તરીકે સારા પડોશી તરીકે શાંતિથી તથા સલાહસંપથી રહે છે. ધર્મની દૃષ્ટિએ, સંસ્કૃતિની દૃષ્ટિએ, આચારવિચાર અને રીતરિવાજની દૃષ્ટિએ તેમજ રાષ્ટ્રીયતાની દૃષ્ટિએ બન્નેમાં ઘણું સામ્ય છે. બન્ને કોમો એકમેક જોડે પરસ્પર સંકળાયેલી છે અને અન્યોન્યની પૂરક છે. કેવળ ભાષાકીય ઝનૂનને લીધે આ સંબંધ કલુષિત થયો એ ખેદની વાત છે.

મુંબઇના આ હુલ્લડોની અનેક વિશેષતાઓ છે. એમાં મહારાષ્ટ્રના દરેક રાજકીય પક્ષે પ્રત્યક્ષ તેમજ પરોક્ષ સક્રિય ભાગ લીધો અને ૭ ૭ મહિનાના ઝનૂની પ્રચારથી મહારાષ્ટ્રીઓના મનમાં ઝેર રેડી આ હુલ્લડોની ભૂમિકા તૈયાર કરી. અખબારોએ પણ વિષવમન કર્યું અને ૧૭ મી જાન્યુઆરિથી ૨૩ મી જાન્યુઆરિ સુધીના આ કાળાં સપ્તાહમાં મુંબઇના હુલ્લડખોરોએ માઝા મૂકી અને કાળો કેર વર્તાવી પ્રજાને તોબા તોબા પોકરાવી. આ હુલ્લડોમાં ગાંધીજી અને જવાહરને પણ વીસરવામાં આવ્યા નહોતા. ગાંધીજી, જવાહર અને મોરારજીની પ્રતિમાઓને જૂના અને ફાટેલા જોડાના હાર પહેરાવવામાં આવ્યા અને તેમની નનામીઓ કાઢી જાહેરમાં બાળવામાં આવી. રાષ્ટ્રપિતા, દેશના વડાપ્રધાન અને મુંબઇના મુખ્ય પ્રધાનનું આ પ્રકારનું ભયંકર અપમાન કોઇપણ સુધરેલી દેશની સરકાર એક ક્ષણ પણ સહન કરે નહિ, છતાં, મુંબઇના મુખ્ય પ્રધાન શ્રી. મોરારજી દેસાઇએ, આ નાજુક પ્રસંગે, કુનેહથી, વિવેકબુદ્ધિથી અને ધીરજથી કામ લઈ, સૈન્યની મદદ બોલાવ્યા સિવાય, કેવળ મુંબઈની પોલીસ અને ગૃહરક્ષકોની મદદથી, તથા

તોફાનગ્રસ્ત વિસ્તારોમાં કરફ્યુ જાહેર કરી છથી સાત દિવસોમાં તોફાનોને મજબૂત હાથે દાબી દીધાં.

આ તોફાનમાં ગુજરાતી પ્રજાને વિના વાંકે ઘણું સહન કરવું પડ્યું. એમને કરોડોનું નુકશાન થયું અને કેટલેક સ્થળે એમને માર પણ પડ્યો. જે સ્થિતિ ગુજરાતીઓની મુંબઈમાં થઈ તેવીજ સ્થિતિ ગુજરાતીઓની મહારાષ્ટ્રના અન્ય શહેરો–પુના, નાશિક, કોલ્હાપુર, થાણા વગેરેમાં થઈ અને તેમને ત્યાં રહેવું અને જીવવું ભારે થઈ પડયું. મુંબઈ શહેર માટે જાન્યુઆરિ મહિનાનું આ ત્રીજું અઠવાડિયું એક કાળું અઠવાડિયું હતું અને એ સપ્તાહ એની પાછળ અનેક દુઃખદ, રોમહર્ષણ, લોહી થીજાવી દે એવી કડવી સ્મૃતિઓ મૂકતું ગયું.

આ તોફાનો થયાં પછી પણ મહારાષ્ટ્રના નેતાઓ મુંબઈ સંબંધી આશાવાદી હતા અને જવાહર અને ઢેબર જોડે આ દિશામાં વધુ મંત્રણા કરીને, દિલ્હીનો નિર્ણય ફેરવવાની આકાંક્ષા સેવતા હતા. પણ જવાહર મક્કમ હતા. એમણે પોતાનો નિશ્ચય પાકે પાયે કરી નાંખ્યો હતો. એમનો તો એકજ પ્રધાન સૂર હતો, અને તે એ કે, કોઈ પણ સંસ્થા કે સરકાર વ્યવસ્થિત ગુંડાગીરી, હિંસા કે અરાજકતાને તાબે થાય નહિ. હિંસાને તાબે થવું એટલે લોકશાહીનું મૃત્યુ. જવાહરે જણાવ્યું કે મુંબઇને મહારાષ્ટ્રમાં ન મૂકવાનાં પહેલાં જે કારણો હતાં, તેનાં કરતાં હજાર ઘણાં આજે વધારે કારણો છે. જવાહરે આ વિચારો કોંગ્રેસના મોવડીમંડળની બેઠકમાં જાહેર કર્યાં, એટલુંજ નહિ, પણ, કોંગ્રેસ કારોબારીએ, દેશની આવી નાજુક અને કટોકટ પરિસ્થિતિમાં, દેશની એકતાને આંચ ન આવે, તેટલા માટે રાજીનામાં આપીને વાતાવરણને વધુ તંગ, વધુ કલુષિત કરવાની વૃત્તિને સખત શબ્દોમાં વખોડી કાઢી. ને રાષ્ટ્રની એકતા ઉપર પ્રબળ ભાર મૂકયો ને રાજીનામાં પાછાં ખેંચવાની માગણી કરી. મહારાષ્ટ્ર કોંગ્રેસ સમિતિએ વળી પાછાં રાજીનામાં આપવાની રજા માગી પણ જવાહરે કોંગ્રેસ પ્રમુખ શ્રી. ઢેબરભાઇની આ બાબતમાં મક્કમ વલણ જોઈને રાજીનામાં સ્વીકારવાની ના પાડી અને આ બાબતમાં મજબૂત હાથે કામ લીધું. જવાહરને ખાતરી થઈ કે જનતાએ એમની ઉદારતા, ભલમનસાઈ અને લોકશાહીવૃત્તિને રાજકારણમાં સંપૂર્ણતઃ અપનાવવાની વૃત્તિનો દુરુપયોગ કર્યો છે એટલુંજ નહિ પણ આ પ્રકારની વ્યવસ્થિત હિંસાખોરીએ એમને વિચારતા કરી મૂક્યા અને એમના જેવા ઉત્સાહી અને અદમ્ય આશાવાદીનો ઉત્સાહ પણ પડીભર ઓસરી ગયો. ભાષાકીય ઝનૂન જ્યારે સીમોલ્લંઘન કરી, મર્યાદા વટાવી માઝા મૂકે છે ત્યારે તેનાં કેવાં ભયંકર અને ખતરનાક પરિણામો આવે છે તેનો જવાહરને પ્રથમવાર સાક્ષાત્કાર થયો. મુંબઈનાં તોફાનો પર પ્રકાશ ફેંકતાં શ્રી.

મોરારજીભાઈએ થોડા દિવસો બાદ વિધાનસભામાં જણાવ્યું કેઃ "મુંબઈનાં આ વખતનાં તોફાનો સરકાર સામેનાં હતાં. એ દષ્ટિએ તે અભૂતપૂર્વ હતાં એમ જરૂર કહી શકાય. પહેલાંનાં તોફાનો સરકાર સામેના કદી નહતાં......વળી, આ તોફાનો માટે જેઓ જવાબદાર છે તેમનો મુખ્ય આશય સરકારને ઉથલાવી પાડીને મુંબઈ શહેરનો બળજબરીથી કબજો લઈ લેવાનો હતો. તોફાનો માટેનાં જવાબદારી તત્વોએ તો બીનમહારાષ્ટ્રી નાગરિકો પાસે પણ 'મુંબઈ મહારાષ્ટ્રમાં જવું જોઈએ' એ મંતવ્યનો બળજબરીથી સ્વીકાર કરાવવાની યોજના કરી હતી." શ્રી. મોરારજીભાઈ જેવી જવાબદાર વ્યક્તિના આ મંતવ્ય પરથી એટલું તો ફલિત થાય છે કે ભાષાવાદને ઓથે આ તોફાનો સ્પષ્ટતઃ સરકાર સામે હતાં. એનો હેતુ પ્રધાનતઃ રાજ્યતંત્રને અવ્યવસ્થિત કરી, શહેરમાં અરાજકતા પ્રસારી, મુંબઈ શહેરનો કબજો લેવાનો હતો એટલુંજ નહિ પણ બીનમહારાષ્ટ્રી લઘુમતીને રંજાડી, હેરાનપરેશાન કરી અને અનેક દૃષ્ટિએ પાયમાલ કરી તેમનામાં ભય પેદા કરી, સંયુક્ત મહારાષ્ટ્ર મુંબઈ સહિત, એ યોજના માટે સંમતિ મેળવવાનો હતો. પણ મુંબઈના સુભાગ્યે, દેશના સુભાગ્યે તથા મુંબઈની બીન મહારાષ્ટ્રી લઘુમતીના સુભાગ્યે આ યોજનાને કડક હાથે મૂળમાંજ ચાંપી દેવામાં આવી અને તેનો યશ મુંબઈના મુખ્ય પ્રધાન, મુંબઈનું સાહસિક પોલીસદળ, મુંબઈ શહેરના ગૃહરક્ષકો અને મુંબઈના સદા જાગૃત નાગરિકોને આભારી છે એ નિર્વિવાદ છે. મુંબઈ માટે આ હોનારત એક ભૂકંપ તથા મરકી કરતાં પણ વધુ ખતરનાક હતી પણ એમાંથી મુંબઈ સહિસલામત ઉગરી ગયું એમાં પણ ઈશ્વરનો હાથ હશે એમ સ્વીકાર્યા વિના ચાલે એમ નથી. તોફાનો આવ્યાં ને ગયાં પણ મુંબઈ કેન્દ્રના વહીવટ નીચે રહેશે અને ગુજરાત અને મહારાષ્ટ્રનાં બે જુદાં રાષ્ટ્રો રચવામાં આવશે એ પ્રકારનો જવાહરનો ને પ્રધાનમંડળનો નિર્ણય અફર રહે છે.

આ પ્રકારનાં તોફાનો મુંબઈમાંજ નહોતાં. ઓરીસા, બિહાર, કલકત્તા બધે તોફાનો થયાં હતાં. જવાહરની ધીરજ ખૂટી હતી. એઓ આકુળવ્યાકુળ બની ગયા હતા. દેશની એકતા તૂટતી હતી. હિન્દની ભવ્ય લોકશાહી ભયમાં આવી પડી હતી. પ્રાદેશિક ભાવના દઢમૂલ થતી હતી. બધા પામર બનતા હતા. એમનું વિશ્વ સાંકડું બનતું જતું હતું. આ રાષ્ટ્રભાવનાની ઓટ ક્યાં જઈને અટકશે તેનો કાંઈ આરો નહોતો.

આવા નિરાશાના ઘોર અંધકારમાં એકાએક વિજળીનો ઝબકારો થયો. એક પ્રકાશકિરણ લાધ્યું. બિહાર ને બંગાળ વચ્ચે સરહદના ઝઘડા ચાલ્યા કરતા હતા. એ ઝઘડાએ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું. બિહારની વિધાનસભાએ બિહારના કેટલાક ભાગો બંગાળામાં ચાલ્યા જાય તે પ્રત્યે પોતાનો વિરાધ જાહેર કર્યો હતો. પણ,

સમગ્ર પરિસ્થિતિ પલટાઈ ગઈ. બંગાળ ને બિહારના વડાપ્રધાનોએ રાષ્ટ્રના હિત આગળ, પોતાના પ્રાદેશિક ઝઘડાઓ પડતા મૂકી, બન્ને પ્રદેશોનું જોડાણ કરી, પૂર્વપ્રદેશની રચના કરવાની જાહેરાત કરી, રાષ્ટ્રમાં એક આનંદલહરીનું આંદોલન જગાવ્યું. રાષ્ટ્રમાં વ્યાપેલી નિરાશાનાં વાદળ દૂર હટવા લાગ્યાં, ને પ્રબળ આશાવાદ સમગ્ર ભારતને ઘેરી વળ્યો. જવાહરે એ બન્ને વડાપ્રધાનોની ભાવનાને સત્કારી. દેશમાં જ્યારે બધા સંકુચિત દૃષ્ટિએ વિચારણા કરે છે, ત્યારે એમણે વિશાળતા ને દૂરદૃષ્ટિ રાખી તેથી એમને મુબારકબાદી આપી ને આખા રાષ્ટ્રને એમાંથી માર્ગદર્શન મળે એવી વિનંતી કરી.

જવાહરના દિલમાં હવે કાંઈક રાહત થઈ. એમના જીવમાં જીવ આવ્યો. એમની સ્વપ્નસિદ્ધિ હવે માત્ર દિવાસ્વપ્ન જેવી નહિ બની રહે તેની એમને પ્રતીતિ થઈ. સ્વપ્ન અને વાસ્તવ વચ્ચે જે અંતર પડ્યું હતું, તે જાણે હટતું ગયું. કાદવમાંથી કમળ પ્રગટે તેમ પ્રાંતીયવાદમાંથી રાષ્ટ્રવાદ પ્રગટતો એમને જણાયો. શિશિરમાંથી વસન્તે ડોકિયાં કર્યાં. જવાહરનો આશાવાદ વધતો ગયો અને એમણે આ દિશામાં પ્રગતિ કરવા સર્વેને વિનંતિ કરી.

આ મહત્વની ઉપાધિ છતાં, જવાહરે અનેક પ્રવૃત્તિઓમાં ભાગ લીધો. એઓ એકી સાથે અનેક કાર્યો કરી શકે છે. આપણે જેને શતાવધાની કહીએ છીએ, તેવા જવાહર છે. એમને સમગ્ર સંસારમાં જીવંત રસ છે. બધી પ્રવૃત્તિઓમાં એઓ વચ્ચે પડે છે. આથીજ જવાહર નવી દિલ્હીમાં શીખોએ યોજેલી ગુરુનાનક જન્મ જયંતીમાં મહત્વનો ભાગ લે છે. એમણે શીખ દિવાનને ઉદ્દેશીને કહ્યું: "અત્યારના જમાનામાં આપણા સંતોએ આપણને શાંતિ, ભાઈચારો, પ્રેમ ને સહકારનો જે સંદેશ આપ્યો છે, તેને જીવનમાં ઉતારવાની ઘણીજ જરૂર છે. ગુરુ નાનકે, માનવ માનવ વચ્ચે જે અભેદ્ય દીવાલ ઊભી કરવામાં આવી છે, તેને તોડીને મૈત્રી અને પ્રેમથી માનવીને માનવી જોડે દૃઢ સંબંધથી ગાંઠ્યા. નાનકનો સંદેશ સર્વ દેશોને માટે, સર્વ કોમોને માટે ને સર્વ કાળને માટે ચિરંજીવ રહે એવો મહત્વનો છે. નાનકે લોકોને શાંતિથી શી રીતે રહેવું તે શીખવાડ્યુ, લડાઇ ઝઘડા શી રીતે નાબૂદ થાય તેનું માર્ગદર્શન કર્યું. એ રાહે ચાલવામાંજ આપણું કલ્યાણ છે."

કોંગ્રેસના લોકસભાના સભ્યો, પોતાના કાર્ય તરફ બીનજવાબદાર બનતા હતા, એમને પોતાની જવાબદારીનું ભાન નહોતું, તથા લોકસભાની કાર્યવહીમાં એઓ ઘણો ઓછો રસ લેતા હતા. અને ૧૯૫૫ ની ૨ જી ડીસેમ્બરે તો વાત એટલી હદ સુધી પહોંચી કે, પૂરતી હાજરીને અભાવે, વિધાનસુધારણા બીલ પ્રવરસમિતિને સોંપી શકાયું નહિ. જવાહરને આથી ખૂબ દુઃખ થયું ને પ્રબળ રોષ પણ ઉપજ્યો.

આથી એમણે દિલ્હીમાં હાજર એવા કોંગ્રેસ સભ્યો પાસે એમની ગેરહાજરી માટે ખુલાસો માગ્યો. લોકસભાના સભ્યોના હાજરીપત્રકમાં સહી કરેલી હોવા છતાં, મતગણુત્રી વખતે એ લોકો શા માટે હાજર નહોતા તેનાં કારણો માગ્યાં. જવાહરે આ બાબતને ગંભીર રૂપમાં લીધી, અને કોંગ્રેસના જ સભ્યોએ સરકાર માટે મુસીબત ઊભી કરી, તેથી એમને ઘણો પ્રબળ આઘાત થયો.

પરદેશ જોડેનો જવાહરનો ગાઢ સંપર્ક ચાલુ હતો. મલાયાનો વડોપ્રધાન ટેંકી માર્શલ લંડન મંત્રણા માટે જતાં પૂર્વે જવાહરની સલાહ લેવા દિલ્હી આવ્યો. એમણે ગાંધી અને નહેરુની ભૂમિને યાત્રાભૂમિ તરીકે વર્ણવી ને જણાવ્યું કે : "એઓ એશિયાને પુનર્જન્મ આપનાર નહેરુને ચરણે બેસીને, રાજકીય સલાહ લેવા હિન્દ આવ્યા છે. એથી નહેરુને અમારી ઊગતી એશિયાની પ્રજાના માર્ગદર્શક વીર તરીકે, અમારા આરાધ્ય મોક્ષદાતા તરીકે અમે પિછાનીએ છીએ." જવાહરને માટે આ અંજલિ ખરેખર એશિયાના સાચા દિલના દર્શક સમી હતી. જવાહરે એશિયાની પ્રજાના દિલમાં કેવું સ્થાન પ્રાપ્ત કર્યું હતું, એશિયાના નવનિર્માણમાં એઓ કેવો ને કેટલો મહત્વનો ભાગ ભજવના હતા, તેનો સૂચક પુરાવો ટેંકી માર્શલના આ નિવેદનમાંથી મળી રહે છે.

જવાહરે, સંરક્ષણાત્મક કરારોનો વિરોધ કરતાં જણાવ્યું કે, બગદાદ કરાર એ એક અત્યંત કમનસીબ અને શાંતિને માટે ખતરનાક એવી ઘટના છે. એવા કરાર શાંતિને નામે થાય છે. પણ વસ્તુતઃ એ શાંતિને હાનિકર્તા છે, ને યુદ્ધના પોષક છે. જવાહરે પાકીસ્તાન, ઈરાક, ઈરાન, તુર્કસ્તાન વગેરે પશ્ચિમ એશિયાઈ રાષ્ટ્રો બગદાદ કરારમાં જોડાયાં હતાં, તેથી, વિશ્વ શાંતિ માટે એક નવો ભય ઉપસ્થિત થયો છે એમ જણાવીને એવા કરારોનો હિન્દ સખત વિરોધ કરે છે એમ જાહેર કર્યું હતું. એ બાહ્ય દૃષ્ટિએ સંરક્ષણાત્મક કરાર હોવા છતાં આંતરિક રીતે જોતાં એ આક્રમક કરાર હતા.

જવાહર રાષ્ટ્રસમૂહમાં જોડાયા, તેની વિરુદ્ધ લોકસભામાં સારા પ્રમાણમાં ટીકા થઈ તેનો ઉત્તર વાળતાં જવાહરે, રાષ્ટ્રસમૂહને લીધે હિન્દની સ્વતંત્રતાને કોઈ પણ પ્રકારનો બાધ આવતો નથી, એમ જણાવી, એથી હિન્દને આર્થિક રીતે અને અન્ય રીતે જે લાભો થયા હતા, તેનો અહેવાલ વિગતવાર આપ્યો હતો. એથી બ્રિટનના શાહીવાદ પર અંકુશ મૂકી શકાયો છે, અને, બ્રિટનને બીજા દેશોને સ્વતંત્ર બનાવવાનું સમજાવી શકાયું છે એમ પણ એમણે જણાવ્યું હતું.

અમેરિકાના વિદેશમંત્રી ડલેસે, ગોવા એ પોર્ટુગલનો એક ભાગ છે, એ જાતનું નિવેદન પ્રગટ કર્યું હતું. તેનો વિરોધ હિન્દે અમેરિકા સમક્ષ નોંધાવેલો. તેને

પરિણામે અમેરિકાનો પ્રજામન ડલેસની વિરુદ્ધ સારા પ્રમાણમાં ઉશ્કેરાયલો, ને ડલેસના રાજીનામાની માગણી પણ કેટલેક સ્થળેથી કરવામાં આવેલી. અમેરિકા હિન્દ જેવા મિત્રને નાહકનું અવળનીતિથી ગુમાવી બેસે છે એમ કહેવાયલું. આ દર્શાવે છે કે હિન્દને રાજી રાખવા જગતનાં મહારાષ્ટ્રો કેવી હરીફાઈ કરતાં હતાં. આ કારણે, હિન્દમાંના અમેરિકન એલચી શ્રી. શેરમેન કૂપર જવાહરને મળ્યા અને ડલેસના નિવેદનને ગંભીરતાથી ન લેવા એમને વિનતી કરી.

મલાયાના નેતા ડેવીડ માર્શલે જવાહરની મુલાકાત પછી એક નિવેદન પ્રગટ કરતાં જણાવ્યું કે: "જવાહરે મને રાષ્ટ્રસમૂહની ભાવના વિષે એક નવીજ દષ્ટિ આપી છે. રાષ્ટ્રસમૂહમાં બે દેશો વચ્ચે સંપૂર્ણ સહમતિની આવશ્યક્તા નથી. જવાહરે એશિયાના સંગઠનની દૃષ્ટિ આપી મને માર્ગદર્શન કરાવ્યું છે તે માટે હું એમનો ઋણી છું."

જવાહર, પાછા થોડો વખત થયો, એટલે, દક્ષિણપ્રદેશની યાત્રાએ ઉપડ્યા. એઓ પહેલા ગયા હૈદરાબાદ. ત્યાં ઉર્દૂ હૉલનું ઉદ્ઘાટન કરતાં એમણે ઉર્દૂ ને હિન્દી એકબીજાનાં વિરોધી નથી પણ સહાયક છે એવું મંતવ્ય જોરદાર રીતે વ્યક્ત કર્યું હતું. એમણે જણાવ્યું હતું કે હિન્દીમાં પંચાશી ટકા ઉર્દૂ શબ્દો છે. ઉર્દૂનો ઉદ્ભવ સંસ્કૃતમાંથી થયો છે. પછી, ભલે એમાં અરબી ને ફારસી શબ્દો સારા પ્રમાણમાં હોય. હિન્દીને રાષ્ટ્રભાષા બનાવવાનું મોટામાં મોટું કારણ તો એ ભાષામાં બધા સહેલાઈથી સમજી શકે છે તે છે.

જવાહરે ત્યાં કેન્સર હૉસ્પિટલનું ઉદ્ઘાટન કરતાં, હિન્દ સરકારનું ધ્યેય દેશભરમાંથી રોગ નાબૂદ કરવાનું છે એમ જણાવી, એમનો લાક્ષણિક વિનોદ કરતાં જણાવ્યું કે, એઓ, કોઈ ઇસ્પિતાલમાં દર્દી તરીકે ગયા નથી. માત્ર, એઓ ઉદ્ઘાટન કરવા જ જાય છે.

હૈદરાબાદમાં કોંગ્રેસવાદીઓ સમક્ષ પોતાના વિચારો જણાવતાં જવાહરે જણાવ્યું કે, એમણે રાજ્યપુનર્ઘટના પંચના અહેવાલનો રાષ્ટ્રીય એકતાની દૃષ્ટિથી વિચાર કરવો જોઈએ. એમણે જણાવ્યું કે હૈદરાબાદ વિષે જે કાંઈ પણ નિર્ણય આવે, તેથી હૈદરાબાદના કોંગ્રેસવાદીઓએ નિરાશ ન થતાં, રાષ્ટ્રના વિશાળ હિતને માટે જે યોગ્ય હોય તેનો સ્વીકાર કરવો જોઈએ. મુંબઈનો ઉલ્લેખ કરતાં એમણે જણાવ્યું કે: "જેમણે હિંસાનો માર્ગ લીધો છે, તેમણે જાતેજ પોતાની માગણીને હાનિ પહોંચાડી છે. વળી, મુંબઈ શહેર તો સર્વ પ્રજાનું છે, ને કોઈ પણ એક પ્રદેશ એની માગણી કરે એ સદંતર અનુચિત છે. એ શહેર તો સારા રાષ્ટ્રનું છે. તેથીજ એને મધ્યસ્થ સરકારે પોતે રાખ્યું. વળી, સરકાર ઉપવાસ, હિંસા તથા રાજીનામાં

કે એવી કોઈ પણ ધાકધમકીને વશ થવાની નથી, કે એથી પોતાના ખૂબ વિચાર કરીને નક્કી કરેલા નિર્ણયને ફેરવશે નહિ."

જવાહર હૈદરાબાદથી કુરનુલ ગયા. ત્યાં વિધાનસભાના સભ્યો માટેના અતિથિગૃહનું ઉદ્‌ઘાટન કરતાં એમણે જણાવ્યું : "ભારતની સમગ્ર સંસ્કૃતિ શાંતિ અને સહિષ્ણુતાના ખ્યાલ પર રચાયલી છે. એ બે સંસ્કૃતિની આધારશીલા છે. આ બે તત્વો કાંઇ આપણે માટે નવીન નથી. એ બેનું મૂળ તો આજ સદીઓથી ચાલતી આવેલી ભારતીય વિચારધારા છે. પંચશીલ એ તો આપણા વારસાનું મૂળ તત્વ છે. આજે અણુબોંબના ભયથી આવૃત્ત થયેલા જગત માટે શાંતિ ને સહિષ્ણુતાનો સિદ્ધાંત મહત્વનો છે. જગતે આજે અશોક અને અણુબોંબ એ બે વચ્ચે પસંદગી કરવાની છે. અશોકનો માર્ગ એ હિન્દનો જગતને સંદેશ છે. અણુબોંબ એ પશ્ચિમની સંસ્કૃતિનું અનિષ્ટ ફળ છે. આમ છતાં, પશ્ચિમના અનેક રાષ્ટ્રોએ એશિયાઈ રાષ્ટ્રો સહિત પંચશીલના સિદ્ધાંતનો સ્વીકાર કર્યો છે, તે દર્શાવે છે, કે અણુબોંબની સંસ્કૃતિ પ્રત્યે દુનિયાને નફરત છે. પશ્ચિમની અણુસંસ્કૃતિ, ચાર પાંચ દુનિયાને ભરખી જનારી મહત્વાકાંક્ષાવાળા મહાપુરુષોને સંતોષવાવાળી વિનાશક સંસ્કૃતિ છે. એશિયાઈ સંસ્કૃતિ, જગતને રચનાત્મક પ્રેમનો ને બંધુત્વનો સંદેશ આપે છે."

કુરનુલની એજ જાહેર સભામાં જવાહરે, જગતને 'કદમ કદમ બઢાયે જા'નો પ્રેરક સંદેશો આપ્યો. જવાહરના એ ભાષણમાં આશાવાદ હતો, ઉત્સાહ હતો. એમણે જણાવ્યું : "આપણા દેશની પ્રગતિની સંભાવનાએ મને ખૂબ ઉત્સાહપૂર્ણ બનાવી દીધો છે. એ સાથે રાજ્યપુનર્ઘટના પંચના અહેવાલ પરત્વે, કેટલેક સ્થળે, ધાકધમકી, હિંસા, લૂંટફાટ, વગેરે માર્ગો અખત્યાર થયા છે, તેથી મને પ્રબળ દુઃખ થાય છે. એ અહેવાલ અંગેના નિર્ણયો મહત્વના નથી, પણ, જે પરિસ્થિતિમાં એ નિર્ણયો લેવાયા તે પરિસ્થિતિ મહત્વની છે. તેને સમજવાનો પ્રયત્ન પ્રજા કરતી નથી. પ્રજા એટલું કેમ સમજતી નથી, કે એક ટુકડા જમીન કરતાં, પડોશી પ્રજા જોડેનો પ્રેમભર્યો ને મીઠો સંબંધ વધારે મહત્વનો છે. જ્યારે જડ જમીનના ટુકડા માટે પડોશી રાજ્યોને ઝઘડતાં હું જોઉં છું ત્યારે આપણે આપણી સંસ્કૃતિને વીસરી ગયા, આપણે એકજ રાજ્યનાં અંગો છે એ વાસ્તવિક અને મહત્વની હકીકત વીસરી ગયા, એ આપણી અવળી મનોદશાનું ને માનસિક પતનનું અનિષ્ટ ચિહ્ન છે. આપણા દેશમાં અનેક સૂત્રો અત્યારે પ્રચલિત બન્યાં છે, તેમાં હું એક નવું સૂત્ર ઉમેરું છુંઃ 'કદમ કદમ બઢાયે જા.' એ સૂત્ર મૂળ તો લશ્કરી છે, પણ હું એ અર્થમાં એને વાપરતો નથી. આપણે જે આગેકદમ

બઢાવવાનો છે તે શારીરિક દૃષ્ટિએ નહિ પણ માનસિક દૃષ્ટિએ આપણે આપણા માનસને વિશાળ બનાવવાનુ છે આપણે કદમ આગે બઢાવીને પ્રાંતીયતામાંથી રાષ્ટ્રીયતામા સક્રમણ કરવાનુ છે કોમવાદને નાબૂદ કરવાનો છે પ્રાંતવાદને દફનાવવાનો છે સકુચિતતાને ઉખેડી નાખવાની છે”

જવાહરે વિશેષમા જણાવ્યુ કે ‘આપણે મહાત્માજી પાસે શીખ્યા છીએ કે સાધ્ય જેટલીજ મહત્તા સાધનની છે આપણો હેતુ મહાન હોય એ પૂરતુ નથી, પણ એને માટે જે સાધનો અખત્યાર કરીએ તે પણ શાતિમય ને સહિષ્ણુતાપ્રધાન હોવા જોઈએ યુદ્ધની વાતો દ્વારા શાતિ નહિ સ્થપાય ઉગ્ર ને તોફાની ભાષા વાપરવાથી તો સારુ ધ્યેય પણ કલુષિત બને છે આપણને આપણો પડોશી ગમતો હોય યા નહિ, પણ આખરે આપણે પડોશી તરીકે રહેવાનુ છે એ મૂળભૂત વાતને વીસરવી ન જોઈએ જે નીતિ આપણે આતરરાષ્ટ્રીય ક્ષેત્રે અખત્યાર કરી છે, તેજ નીતિ આપણે રાષ્ટ્રીય ક્ષેત્રે અપનાવવાની છે આપણે આપણો નિર્ણય ગમે તેટલો સાચો હોય, છતા, બીજાની પર એ કંઈ જબરજસ્તીથી ઠોકી બેસાડાય નહિ ને, આપણો જમીનનો ટુકડો પડોશી લઈ જાય, તેમા એ જમીન ભારતની મટી જવાની નથી એ ધ્યાન આપણા મગજમાથી કેમ સરી જાય છે, ને આપણે એ માટે સાચો ચઢાવી ધૂરકીયા કરીએ છીએ તેજ મને તો સમજાતુ નથી’

અહીં જવાહરે શુદ્ધ તર્કદ્વારા, સ્પષ્ટ દલીલો દ્વારા, પ્રમાણ વિચારસરણી દ્વારા, ભાષાવાર પ્રાતરચના, સીમાપચનો અહેવાલ, તે અગેની દૃષ્ટિ, એની પાછળની ભાવના, એ બધુ સામાન્ય માનવીને પણ ગળે ઉતરી જાય એવી રીતે સમજાવ્યુ હૈદરાબાદ રાજ્યનુ વિલીનીકરણ કરવાનો પ્રશ્ન હતો, એટલે જવાહરે, આ દૃષ્ટિબિન્દુ આટલી વિશદતાથી હૈદરાબાદવાસીઓને ગળે ઉતરે એવી રીતે એમના હૃદયમા ઉતાર્યુ આમા જવાહરની મુત્સદ્દીગીરી ને એમનુ વત્સલ સ્પષ્ટ રીતે પ્રતિબિમ્બિત થયુ છે

જવાહર હૈદરાબાદથી નાગાર્જુનસાગર ગયા ત્યા એમણે ૧૭૭ કરોડ રૂપિયાને ખર્ચે તૈયાર થનાર નાગાર્જુનસાગરના શિલારોપણનો વિધિ કર્યો આ બધ આધ્ર ને હૈદરાબાદનુ સયુક્ત સાહસ છે જવાહરના હૃદયમા રહેલો ઇતિહાસકાર એ વખતે જાગૃત થયો એઓ સ્વપ્નદ્રષ્ટા બની ગયા, ને ઇતિહાસના ચિત્રો એમના સ્મૃતિપટ પરથી એક પછી એક પસાર થવા લાગ્યા એમણે જાણે એ ચિત્રો અવલોકતા હોય એવા સૂરમા કહ્યુ “ત્રીજી સદીમા જ્યા ઇક્ષ્વાકુ રાજાઓનુ પાટનગર હતુ, ત્યા નાગાર્જુન સાગર બધ આગળ જે નગર ઊભુ થશે, તેને વિજયપુરી

એવું નામ આપવામાં આવશે. આ સ્થાનને પોતાનો ઇતિહાસ છે, કારણ કે આચાર્ય નાગાર્જુનનું નામ આની સાથે જોડાયલું છે. નાગાર્જુન માત્ર હિન્દમાંજ નહિ પણ ચીન અને જપાનમાં પણ પ્રસિદ્ધિ પામ્યા, ને, આજે પણ તેઓ એ દેશોમાં જાણીતા છે." ભૂતકાળથી વર્તમાનમાં આવતાં જવાહરે એક બીજું ભાવિ સ્વપ્ન નિહાળતાં કહ્યું કે: "હવે પ્રાચીન કાળના યુદ્ધને બદલે આપણે ગરીબી જોડે યુદ્ધ કરવાનું છે, ને આ બંધ એ ગરીબાના ઉન્મૂલનનું શુભ પ્રતીક છે."

આ રીતે જવાહર દ્રષ્ટા છે, કવિ છે, ઇતિહાસકાર છે ને ક્રાન્તિવાદી છે. એ સર્વે સ્વરૂપોનું દર્શન એમના આ વ્યાખ્યાનમાં આપણને યથાતથ થાય છે. જવાહરે, છેવટે, વ્યાખ્યાનના શિરમોર સમો, મંત્રોચ્ચાર કર્યો કે: "થોડા વખત પહેલાં હું આંધ્રબાજુએ હતો, અને અત્યારે હૈદરાબાદ બાજુએ આવ્યો છું. મને લાગે છે કે સમગ્ર ભારત મારું છે અને તમારું છે. હું તમારો છું અને તમે મારા છો. આ ઉત્તર ભારતના લોકો અને આ દક્ષિણ ભારતના લોકો એવા ભેદભાવ મિથ્યા છે. આપણે બધા હિન્દના છીએ એ વાત જ સત્ય છે."

જવાહર આવું ઐતિહાસિક પ્રવચન કરીને, આંધ્ર ગયા, ને ત્યાં, પણ એમણે આવાંજ સૂત્રવચનો ઉચ્ચાર્યાં. આમજ અશોકચક્ર કે અણુબૉંબનો વિકલ્પ પ્રજાસમક્ષ રજૂ કર્યો. ને આંધ્રવાસીઓને તેલંગણ જોડે મિત્રભાવે વર્તવાનો આદેશ આપ્યો.

જવાહર આંધ્રથી ફરી પાછા દિલ્હી આવ્યા. ને ત્યાં, એમણે, હિન્દને માટે એક અત્યંત મહત્વની, ઐતિહાસિક ને હિન્દની તવારીખમાં ચિરસ્મરણીય એવી એક યોજના રજૂ કરી.

આપણી આઝાદી પ્રાપ્તિ બાદ હિન્દમાં જે કલા ને વિદ્યાના પુનરુત્થાનનો નવયુગ શરૂ થયો છે, તેમાં નાટક, નૃત્ય ને સાહિત્યની અકાદમીની સ્થાપના પછી કલા ને સાહિત્યની પ્રગતિ માટે સદીઓ સુધી રૂંધાયલાં દ્વાર ઉઘડ્યાં છે. એ દિશામાં જવાહરે એક કદમ હજી આગે બઢાવ્યું. અને એ કદમ એ ભારત સરકારની 'ગ્રન્થઃ પ્રકાશન યોજના.' અને જવાહરે આ યોજનાની વિધિસર જાહેરાત દિલ્હીમાં ભારતના પ્રકાશકો અને પુસ્તક વિક્રેતાઓના મહામંડળની દ્વિતીય સામાન્ય વાર્ષિક સભાનું ઉદ્ઘાટન કરતાં કરી. એ યોજના અનુસાર, ભારતીય તેમજ અન્ય દેશોના સાહિત્યની સર્વોચ્ચ કૃતિઓ દેશની ભિન્ન ભિન્ન ભાષામાં ઉતારી, તે સર્વેનું પ્રકાશન કરવાની વ્યવસ્થા સરકારે પોતાને શિરે લીધી. એ વ્યવસ્થામાં એનો પ્રચાર આમજનતામાં બહોળામાં બહોળા પ્રમાણમાં થાય તેથી સસ્તામાં સસ્તા દરે પુસ્તકો આપવાનું સરકારે નક્કી કર્યું.

જવાહરે આ યોજનાની જાહેરાત કરતાં લેખકો ને પ્રકાશકોના સંબંધો,

ભારતીય પ્રજાનો વાચનશોખ, ગ્રન્થાલયોને લગતી પરિસ્થિતિ વગેરેનું એક નિષ્ણાતની અદાથી પૃથક્કરણ કર્યું, ને પછી જણાવ્યું

"લેખક ને પ્રકાશકના કડવા સબંધો આપણા દેશમાંજ નથી, પણ જગતના બધા દેશોમાંજ એ પરિસ્થિતિ પ્રવર્તે છે એ સબંધો સુધારવા જોઈએ, ને હિન્દે એ બાબતમાં પહેલ કરવી જોઈએ પ્રકાશક અને પુસ્તકવિક્રેતાની હસ્તીજ લેખકને આભારી છે લેખકને પ્રકાશકે તેનો વાજબી હિસ્સો આપવોજ જોઈએ વળી, એના પુસ્તકોની એકથી વધુ આવૃત્તિ થતાં, એના હક્કનું એને મળવુંજ જોઈએ, કે જેથી એને સારાં પુસ્તકો લખવાનું પ્રોત્સાહન મળે

"પ્રજાનો વાચનશોખ કેળવાય તે માટે, વધારે પુસ્તકાલયો ખોલવાં જોઈએ, અને ભારતનાં ગામડાંની સખ્યા જોતાં એક લાખ પુસ્તકાલયો તો હોવાંજ જોઈએ એથી પ્રકાશકોને તો ફાયદો જ છે એથી પ્રકાશકોએ સસ્તી કિંમતે પુસ્તકો વેચવાં જોઈએ જેથી વેચાણ સખ્યા વધતાં એમને તો આખરે નફામાં વધારો થવાનો જ છે"

પુસ્તકોની ભાષા સબધી જવાહરે જણાવ્યું કે

"હિન્દી બોલનારો વર્ગ સૌથી મોટો હોવા છતાં હિન્દી અખબારોનો ફેલાવો ઘણો ઓછો છે, ને હિન્દી પુસ્તકો વાચનારની સખ્યા પણ ઘણી ઓછી છે એનું કારણ મને એ લાગે છે કે પુસ્તકોની ભાષા વાચનારને એ લોકો સમજે તેના કરતાં ઘણી અઘરી લાગે છે સાહિત્યની ભાષા આમજનતાની ભાષાથી ભલે જુદી હોય, પણ સામાન્ય માનવી સમજી જ ન શકે એવી અઘરી એ શા માટે હોવી જોઈએ તે મને સમજાતું નથી મારા મન પ્રમાણે તો ભાષા જેમ વધારે શબ્દાળુ, વધારે આલકારિક અને અઘરી તેમ એની મહત્તા ઘટી જાય છે. શિષ્ટ ભાષાની કસોટી તે એની આસ્વાદિતા છે હું તો એટલે સુધી માનું છું કે જો કોઈ સાહસિક વ્યક્તિ, આમજનતા સરળતાથી સમજી શકે, એવી ભાષામાં દૈનિક કે સાપ્તાહિક પ્રગટ કરે, તો એનો ફેલાવો બીજા બધા સામયિકો કરતાં વધી જાય"

જવાહરના આ વિચારો એમની સર્વદેશીય તલસ્પર્શી વિચારણા, એમની વિવેકશક્તિ ને તોલનશક્તિ, આમ પ્રજાના બૌદ્ધિક ઉત્કર્ષ માટેની એમની ભક્તિ ને તેમની ઉન્નતિ અને સાસ્કૃતિક પ્રગતિ માટેની એમની ખેવના, સાહિત્યના ને કલાના ક્ષેત્રમાં પણ રાજકારણ જેવોજ ઊંડો ને જીવતરસ સૂચવે છે જવાહરના સ્વાનુભવનો પણ નીચોડ એમની આ ઉક્તિમાં આપણને મળે છે એમના આ સ્તુત્ય પ્રયાસથી,

જવાહરે હિન્દની આમપ્રજાને સાંસ્કૃતિક ક્ષેત્રમાં આગે કદમ બઢવાની સુંદર ને મહામૂલી તક આપી.

થોડા દિવસ વીત્યા, એટલે, જવાહરનો પ્રવાસી આત્મા પુનઃ દક્ષિણાયને ઉપડ્યો. જવાહર પહેલાં કોઇમબતુર ગયા. ત્યાં ભારતની તટસ્થ નીતિનું પુનરુચ્ચારણ કર્યું. પાલઘાટમાં કોમી સંસ્થાઓની સખતમાં સખત શબ્દોમાં ઝાટકણી કાઢી, ને ત્યાંથી એઓ ત્રિચુર ગયા. ત્યાં સામ્યવાદીઓની વિધ્વંશાત્મક નીતિ પ્રત્યે પોતાનો સખત અણગમો વ્યક્ત કર્યો, અને એઓ દેશનું અહિત સાધી રહ્યા છે, એ વાત ભારપૂર્વક ઉચ્ચારી. ને સાથે સાથે સામ્યવાદીઓ પણ રચનાત્મક કાર્ય કરવાને બદલે માત્ર વિરોધનો જ સૂર પકડીને બેઠા છે એવી એમણે ફરિયાદ કરી. એમણે જણાવ્યું કે ભૂતકાળનાં સૂત્રો અને ભાષા હવે નકામાં થઈ પડ્યાં છે. જવાહરે સામ્યવાદીઓને પાગલ માનવી તરીકે ઓળખાવ્યા હતા.

ચેરુથુરુથીમાં, 'કેરલ કલામંડલ'નું ઉદ્ઘાટન કરતાં જવાહરે જણાવ્યું કે: "ભારતનું પરિવર્તન બાહ્યદૃષ્ટિએ નહિ પણ આંતરદૃષ્ટિએ ક્રાન્તિકારી છે. હિન્દની આપણી પરંપરામાંજ કાંઈ એવું છે, કે, જેથી શાંતિમય ફેરફારો કરવાનું આપણે માટે શક્ય બની રહે છે. આજે હિન્દ અન્ય દેશોને કોઈ પણ સંદેશો આપી શકે એમ હોય, તો તે એ છે કે કોઈ પણ પ્રશ્ન તે ચાહે એટલો મોટો હોય, તો પણ શાંતિપૂર્વક ઉકેલવાની રસમનો છે." જગતના ઠંડા વિગ્રહની ટીકા કરતાં જવાહરે જણાવ્યું કે ઠંડો વિગ્રહ એ લોહી રેડતા વિગ્રહની તૈયારી સમાન છે. જો ખરેખર લડાઈને ટાળવીજ હોય તો ઠંડો વિગ્રહ બીનજરૂરી છે. જવાહરે એમની લાક્ષણિક રીતે રાજકારણ અને સાહિત્યનો પ્રશ્ન ચર્ચતાં કહ્યું, કે: "રાજકારણ ને કળાને અલગ પાડતી કોઈ મર્યાદા નથી. જો કળાને આજના પ્રશ્નો સાથે, જનતાના જીવન સાથે તેમજ જનતાના વિચારો સાથે સંબંધ નથી, તે કળા એકલી અટૂલી છે. હિન્દના સાહિત્યનું એકજ મુખ્ય કાર્ય હોઈ શકે અને તે દેશની એકતા સાધવી તે."

જવાહર ચેરુથુરુથીથી કોઝીકોડ ગયા. ત્યાં એમણે બારાંમાં પરદેશી વહાણો જોયાં ને એમનો ઇતિહાસપ્રેમી આત્મા ચારસો વર્ષ પહેલાંના ભૂતકાળમાં સંચર્યો. વાસ્કો-ડી-ગામા અહીં પહેલવહેલું પરદેશથી વહાણ લઇને આવ્યો, ને ધીમે ધીમે પરદેશીઓએ હિન્દમાં પગદંડો જમાવવા માંડ્યો, ને પછી હિન્દની જે બહોળા પ્રમાણમાં બરબાદી થતી ગઈ, તેની કડીબદ્ધ આલોચના કરી. હજુ પણ પરદેશી હિન્દમાં પોતાનું થાણું રાખી મૂકવા માગે એ કેવું શરમજનક છે, ને રોગીષ્ટ માનસનું પ્રતિબિમ્બ પાડે છે તે આલેખ્યું, ને વાસ્કો-ડી-ગામાના અનુયાયીઓને હવે એશિયામાંથી ટળ્યા વગર છૂટકોજ નથી એમ જોરશોરથી કહ્યું.

પછી જવાહરે મલબારમાં, જે મુસ્લિમ લીગની પ્રવૃત્તિથી હિન્દ ખેદાનમેદાન થઈ ગયું, તે સંસ્થાની પ્રવૃત્તિ અન્ય સ્વરૂપે પાછી જાગૃત કરવાના પ્રયત્નો થઈ રહ્યા છે, તેનો ઉલ્લેખ કરતાં, એની સામે સખત પગલાં લેવાશે એવી ચેતવણી આપી હતી. જવાહરે મલબારના પ્રવાસમાં એક દિવસમાં સાત આઠ સભાઓ ગજવી, અને એમાં કોમવાદ ને જ્ઞાતિવાદની સખત શબ્દોમાં ઝાટકણી કાઢી. રાજકારણ ને ધર્મ બન્ને અલગ તત્વો છે અને તેથી રાજકારણમાં ધર્મનો ધાલમેલ કોઈપણ સંજોગોમાં કરવા દેવામાં આવશે નહિ. જવાહરે મેંગલોરમાં ચાંદનીના પ્રકાશમાં મળેલી વિરાટ સભામાં જણાવ્યું કે: "વિશાળ પાયા પરનું ઔદ્યોગીકરણ, બેકારીના નિવારણ અર્થે ગૃહઉદ્યોગોનો વિકાસ ને વિકેન્દ્રીકરણ, એ ત્રણ દ્વારા હિન્દ સમાજવાદી સમાજરચનાનું ધ્યેય હાંસલ કરશે. આપણે કોઈપણ રાષ્ટ્રના સમાજવાદની આંધળી નકલ કરવી નથી."

આમ જવાહર મલબારના રમણીય સાગરકિનારાની પ્રેરણા લઈને જનતાને મનોહરસૂત્રોની ભેટ જ્યાં જ્યાં ફર્યા ત્યાં આપતા ગયા. જવાહરની વાણી આસપાસના નિસર્ગરમણીય પ્રદેશો જેટલી જ મનોરમ હતી, પ્રાકૃતિક સુંદરતા જેટલી જ દિલચસ્પ હતી ને મનોહર ચાંદની જેટલીજ નિર્મળ ને શીતળતા દેનારી હતી. એમની વાણીના જાદુથી એમણે મલબાર પ્રદેશની ઉપર પોતાની ચિરંજીવ અસર કરી.

તેલીચેરીમાં ટીપુ સુલતાનના કિલ્લા પાસેથી જનતાને સંબોધતાં કહ્યું કે, હિન્દે જૂનીપુરાણી રાજામહારાજા અને નવાબની પ્રથાને જાણી જોઈને નાબૂદ કરી છે. આ રીતે, જવાહર મલબારના પ્રવાસથી તાજા બને છે. એમના ચિત્તને શાંતિ પ્રાપ્ત થાય છે. પ્રકૃતિની ગોદમાં એમને મીઠાશ સાંપડે છે, ને જવાહર મલબારથી પુનઃ દિલ્હી આવે છે.

અહીં ૧૯૫૫ નું સિદ્ધિદાયી વર્ષ પૂર્ણ થાય છે. એ વર્ષમાં, જવાહરનું પોતાનું ને હિન્દનું ગૌરવ વધ્યું. જવાહરે રશીયા ને એના સહાયક દેશોમાં પ્રવાસ કરી હિન્દનો શાંતિનો ને પ્રેમનો મૂર્તિમન્ત સંદેશ લાખો ને કરોડો માનવીના દિલમાં પહોંચાડ્યો. જવાહર જગતશાંતિના પયગંબર તરીકે પશ્ચિમના દેશોમાં ને એશિયામાં ઓળખાયા. એમનાં પંચશીલનો જગતનાં ત્રીશ રાષ્ટ્રોએ સ્વીકાર કર્યો અને એજ વિશ્વશાંતિના રામબાણ ઔષધ તરીકે સ્વીકારાયો. રશીયાના મહેમાનો હિન્દમાં આવ્યા ને હિન્દે એમને મોતીના થાળથી વધાવી હિન્દની મૈત્રી ઝંખનાની સાબિતી આપી. અરબસ્તાન, નેપાલ, ઑસ્ટ્રેલીયા, ચીન, મલાયા ને ઇન્ડોનેશિયાના પ્રતિનિધિઓ હિન્દમાં આવ્યા, ને હિન્દ પરદેશના રાજપુરુષો માટે યાત્રાધામ ને સલાહકેન્દ્ર બની ગયું, તથા બાન્ડુંગ પરિષદ દ્વારા એશિયા ને આફ્રિકાનો એકત્રિત અવાજ

દુનિયાને સંભળાવી, પશ્ચિમની પ્રજા ને અમેરિકાને બાવરું બાવરું જોતાં બનાવી દીધાં. એ રાષ્ટ્રો એશિયાઇ દેશોનાં સંગઠનથી, નહેરુ ને ચાઉની મુત્સદ્દીગીરીથી હેબતાઇ ગયાં.

દેશમાં સીમાપંચનો અહેવાલ પ્રગટ થયો ને એણે પ્રાંતીયતાનો વિખવાદ જમાવ્યો, તો સિંહા–રોયની બંગાળ–બિહાર જોડાણુ યોજનાએ પાછી વણસેલી સ્થિતિ કાબૂમાં આણી. જવાહરની તટસ્થ વિદેશનીતિએ વિદેશીઓનાં મન હરી લીધાં, ને એ નીતિ સારી છે, વ્યવહારુ છે અને વાસ્તવિક છે એમ પરદેશના રાજપુરુષોને પણ મુક્તકંઠે સ્વીકારવું પડ્યું. આમ આ વર્ષમાં જવાહરની સિદ્ધિ કૂદકે ને ભૂસકે આગળ વધી. પ્રગતિનાં, સોપાનો જવાહર એક પછી એક ચઢયે જ ગયા.

નવા વર્ષની શરૂઆત જવાહરે આગ્રામાં મળેલી 'હિન્દ વિજ્ઞાન પરિષદ'નું ઉદ્ઘાટન કરીને કરી. જવાહરે એ વખતે વિજ્ઞાનશાસ્ત્રીઓને કહ્યું કે: "અણુબૉંબ ને હાઈડ્રોજન બૉંબ જગતને ભયસમા છે, પણ એથીયે વધારે ભયસમા માનવના દિલમાં રહેલા અણુબૉંબો છે. આજે વિજ્ઞાનનાં શક્તિશાળી સાધનોએ પ્રજાના મનમાં ભયની લાગણી પેદા કરી છે. પ્રજા જાણે છે કે જો વિજ્ઞાન ગેરરસ્તે દોરવાઈ જશે તો સૌનું નિકંદન કાઢશે, પણ તેનો માનવપ્રજાના હિતાર્થે ઉપયોગ કરવામાં આવે, તેવી પણ જગતને આશા છે, તો એ આશા પરિપૂર્ણ કરવાનું વિજ્ઞાનશાસ્ત્રીઓના હાથમાં છે. વિજ્ઞાનશાસ્ત્રીઓએ એવી મહાન અને વિશાળ શક્તિઓ રજૂ કરી છે, કે, જેનો સારા યા નરસા હેતુઓ માટે ઉપયોગ થઈ શકે એમ છે. તેથી વૈજ્ઞાનિકોએ મોખરે રહીને સાચી રીતે વિચાર કરવામાં ને સાચી દિશામાં જવામાં પ્રજાને મદદ કરવી જોઈએ. વૈજ્ઞાનિકોએ દુનિયાને બતાવી આપવું જોઈએ કે, તેમનું કામ માત્ર બૉંબ બનાવવાનું કે ધડાકા કરવાના પ્રયોગો કરવાનું જ નથી, પણ તેનાથી વધારે મહાન માનવજાતિનું કલ્યાણ કરવાનું છે." આ રીતે જવાહરે વૈજ્ઞાનિકોને માનવકલ્યાણનો પ્રેરક સંદેશ આપ્યો. જવાહરે તેમને માર્ગદર્શન આપ્યું.

જેમ વૈજ્ઞાનિકોને તેમજ કોંગ્રેસવાદીઓને માર્ગદર્શન આપતાં જવાહરે કોંગ્રેસના નેતાઓની બીજી હરોળ ઊભી કરવા ઉપર ખૂબ ભાર મૂકયો. જૂના નેતાઓએ નવા સેવકોને શોધી કાઢી તેમના હાથમાં સંસ્થાનું સંચાલન સોંપવું જોઈએ. માત્ર વર્તમાનનો વિચાર કરવો છોડી દઈ, ભવિષ્ય તરફ પણ નજર નાંખવી જોઇએ. કોંગ્રેસમાં તકવાદી ઘૂસી જઈને સંસ્થાને જે હાનિ પહોંચાડે છે તે પ્રત્યે જવાહરે લાલબત્તી ધરી હતી. કોંગ્રેસ ભૂતકાળની સિદ્ધિઓ

ઉપરજ ઝાઝો વખત ટકી શકે નહિ. એણે જનતાનો પ્રેમ સંપાદિત કરી જનતાની આગેકૂચમાં મદદ કરવી જોઈએ.

ઇટલિના વિદેશમંત્રી માર્ટીનો દિલ્હી આવ્યા ને એમણે જવાહર જોડે લાંબી મંત્રણાઓ ચલાવી. જેને પરિણામે, એમણે સંયુક્ત નિવેદન પ્રગટ કરી હિન્દ ને ઇટલિ વચ્ચે, રાજકીય આર્થિક ને સાંસ્કૃતિક સંબંધ વધારે દઢ બને એવી પ્રબળ ઇચ્છા પ્રગટ કરી હતી. જવાહરની ને હિન્દની પ્રશંસા કરતાં, માર્ટીનોએ જણાવ્યું કે જગતે હિન્દ પાસેથી કોઈ પણ પ્રશ્નના શાંતિપૂર્ણ નિરાકરણની ભેટ મેળવી છે. જવાહરે શાંતિના પયગંબર તરીકે આખા જગતમાં નામના મેળવી છે એમ એણે જણાવ્યું, ને કહ્યું કે, ઇટલિની પ્રજા તો જવાહરના સાંસ્કૃતિક, સામાજિક ને રાજકીય ક્ષેત્રમાં આપેલા મહાન ફાળાને, માત્ર હિન્દની જ અનોખી પ્રગતિ ગણતા નથી, પણ સારા જગતની પ્રગતિના શુભચિહ્ન રૂપે લખે છે.

માર્ટીનો ગયા, ને જાપાનના વડા પ્રધાનના અંગત મંત્રી તાકેઓ–મીકી, હિન્દની પુણ્યભૂમિના મંગળદર્શને આવ્યા. એઓ જાપાનના વડા પ્રધાનનો જવાહર પરનો અંગત પત્ર લઈને, હાથોહાથ આપવા આવ્યા હતા. જવાહરે એમની જોડે આંતરરાષ્ટ્રીય પ્રશ્નોની સાર્વદેશિક ચર્ચા કરી. એમણે જવાહરને જાપાન આવવાનું જાપાનની પ્રજા તરફથી ભાવભર્યું આમંત્રણ આપ્યું, ને જણાવ્યું કે જાપાનની પ્રજા આપનો સત્કાર કરવા માટે અત્યંત આતુર છે. એ આપને એશિયાના અવાજ તરીકે પિછાને છે. અને રાજકારણમાંથી ફુરસદ મળતાં જવાહરે પ્રથમ તકે જાપાનની મુલાકાત લેવાની ઇચ્છા પ્રગટ કરી.

મીકી ગયા, ત્યાં, પશ્ચિમ જર્મનીના નાયબ પ્રધાન ડૉ. બ્લુચર હિન્દમાં આવ્યા. જવાહરે એમનું હિન્દના નાગરિકો તરફથી સ્વાગત કર્યું, ને એમના માનમાં ભોજનસમારંભ યોજ્યો. એ સમયે હિન્દ ને જર્મનીના ભૂતકાલીન સાંસ્કૃતિક સંબંધોનું પૃથક્કરણ કર્યું, ને જર્મનોએ સંસ્કૃતના અધ્યયનમાં જે ફાળો આપ્યો ને માર્ગદર્શન આપ્યું તે માટે જવાહરે જર્મનીની પ્રશંસા કરી.

જવાહરે એમની જોડે મંત્રણા કરી, ને, જર્મની તરફથી બીજી પંચવર્ષીય યોજનાના અમલ માટે નિષ્ણાતોની સહાય્ય માટે વિચારણા સાનુકૂળ રીતે કરી.

જવાહરે, ૨૦મી જાન્યુઆરિએ, અર્થમંત્રી શ્રી. ચિંતામણ દેશમુખ દ્વારા એક મોટો ધડાકો કર્યો. ને એ દિવસથી હિન્દના વિમાઉદ્યોગના રાષ્ટ્રીયકરણની જાહેરાત કરી. આ રાષ્ટ્રીયકરણ તાત્કાલિક અમલમાં આવશે એવી સનસનાટીભરી જાહેરાત કરી, જવાહરે હિન્દની વેપારી આલમમાં અજબ સનસનાટી ફેલાવી ને

દેશની સમાજવાદી સમાજરચનાના આદર્શમાં અને પ્રગતિમાં એકસામટાં દેશને દશ કદમ આગળ મૂકી દીધો અને કોંગ્રેસના વિરોધીઓ અને ટીકાકારોનાં મોઢાં બંધ કરી દીધાં. જવાહર આ પગલું ઘણા લાંબા સમયથી વિચારી રહ્યા હતા. દશમી ઓક્ટોબર ૧૯૫૫ ને દિને જવાહરે આ સંબંધી અંતિમ નિર્ણય કરી લીધો હતો પણ કોઈને એ વિષે જરાય ખબર પડવા ન દીધી હતી. અને ૨૦ મી જાન્યુઆરિએ એમણે એ નિર્ણય અમલમાં મૂકી હિન્દના અર્થકારણમાં અભૂતપૂર્વ ક્રાન્તિ કરી. જવાહરે અસાધારણ નૈતિક હિંમત દાખવી આ પગલું ભર્યું. હિન્દના અર્થકારણમાં આઝાદી બાદ આ એક અત્યંત મહત્વનો બનાવ હતો. દેશની આર્થિક પરિસ્થિતિમાં જબરજસ્ત ક્રાન્તિકારી આ નિર્ણય હતો અને તેને અમલમાં મૂકવાની નીતિ પણ એટલી જ ક્રાન્તિકારી અને સનસનાટી ભરેલી હતી. જવાહરની આ નીતિથી હિન્દની જનતાએ પ્રથમવાર છૂટકારાનો દમ ખેંચ્યો અને સમાજવાદી સમાજરચનાના આદર્શને પ્રથમ તકે જવાહર અમલમાં મૂકવા માંગે છે તેની જનતાને પ્રતીતિ થઈ.

જવાહરે બીજે દિવસે કોંગ્રેસ કારોબારીની બેઠકમાં જણાવ્યું કે કોંગ્રેસ કદિ ગુંડાગીરીને વશ થશે નહિ. પહેલાં મુંબઈ ને મહારાષ્ટ્રમાં ન મૂકવાનાં કારણો હતાં તેના કરતાં આજે લાખોગણાં વધારે સબળ કારણો છે.

૨૬ મી જાન્યુઆરિએ, હિન્દના સાર્વભૌમ પ્રજાસત્તાકના માળખાને, ૭ વર્ષ પૂરાં થયાં. અને એ ૭ વર્ષો દરમ્યાન હિન્દે કેટકેટલી પ્રગતિ કરી? આર્થિક, સામાજિક, રાજકીય, સાંસ્કૃતિક, ઔદ્યોગિક, કોઈ પણ ક્ષેત્રમાં જુઓ હિન્દે આગેકૂચ કરી છે. જગતને શાંતિનો પયગામ આપ્યો, જગતને યુદ્ધને પંથેથી દૂર હડસેલ્યું. પરદેશ જોડે મૈત્રી સાધી ને ગુલામ ને સૌથી નીચલા થરમાં સબડતા હિન્દને જવાહરે જગતના પ્રથમ ત્રણ મહારાષ્ટ્રોમાં અગત્યનું સ્થાન અપાવ્યું ને જગતના નકશામાં એને ઝળહળતું કર્યું. એ જવાહરની મુત્સદ્દીગીરી ને રાજ્યતંત્ર ચલાવવાની બાહોશી, એમની આદર્શ નિષ્ઠા ને સાધન તથા સાધ્ય બન્નેની નિર્મળતાને આભારી છે. એમની નેતાગીરીથી જ ભારતને આ ઉચ્ચાસન પ્રાપ્ત થયું છે, તેની ના પાડી શકાય તેમ નથી.

હિન્દના પડોશી ને હિન્દની જોડે જ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરનારા પાકીસ્તાનની પ્રગતિ જોડે હિન્દની પ્રગતિ સરખાવી જોવાથી હિન્દની ગગનગામી શક્તિમત્તાનો તથા હિન્દની સાર્વત્રિક પ્રગતિનો ખ્યાલ આવે છે. આદર્શ ને વ્યવહારનો એમણે જે સુભગ મેળ ખવડાવ્યો છે, તથા મનુષ્યપરીક્ષાની જે શક્તિ એમણે યોગ્ય પુરુષોને યોગ્ય સ્થાને નિયોજીને દર્શાવી છે તે પૂરવાર કરે છે કે જવાહર એક વ્યવહારુ

મુત્સદ્દી છે, આદર્શ રાજકીય નેતા છે અને હિન્દની રાજકીય નૌકાના સફળ ખેવટિયા છે અને જેમના હાથમાં હિન્દની પ્રજાની, હિન્દની લઘુમતીની તથા હિન્દમાં વસતી વિદેશી પ્રજાની હસ્તી સલામત છે. જવાહર પ્રજાને દોરે છે ને એઓ પ્રજાથી દોરાય છે. જવાહર જનતામાંથી બળ, પ્રેરણા અને હૂંફ મેળવે છે અને જનતા જવાહરમાંથી ઉષ્મા, શક્તિ અને સામાર્થ્ય સંપાદન કરે છે. જવાહર અને જનતા અન્યોન્યના પૂરક છે એટલું જ નહિ પણ બન્ને એકમેકને સમજી ગયાં છે અને તદનુસાર વર્તે છે.

જગતના દેશો હિન્દને માન આપે છે તો હિન્દ પણ જગતના મહાપુરુષો અને મુત્સદ્દીઓને સત્કારે છે. જગતનાં રાષ્ટ્રો જવાહરને પોતાના દેશોમાં બોલાવી એમનું સ્વાગત કરે છે તો હિન્દ પણ જગતના મહારાષ્ટ્રોના મહાન પુરૂષોને હિન્દમાં આમંત્રી પોતાનું નૈતિક ઋણ અદા કરે છે. છેલ્લાં ત્રણ ચાર વર્ષોમાં, જે વિદેશી શાહી મહેમાનો, રાજકીય મુત્સદ્દીઓ અને મહાપુરુષો હિન્દમાં આવ્યા તેજ દર્શાવે છે કે આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે હિન્દે કેટલી પ્રગતિ કરી છે અને હિન્દની મૈત્રી માટે જગતનાં રાષ્ટ્રો કેટલાં આતુર છે. આમ જવાહર જેવા કર્ણધારના નેતૃત્વ હેઠળ હિન્દની નૌકા મધદરિયે, ગમે તેવાં તોફાનોને પાર કરી શકે છે, ને ફૂલ્યા સઢથી સમુદ્રના ભયંકર તરંગોનો જાણે એ ફૂલ હોય તેમ આસાનીથી સામનો કરી શકે છે.

જવાહરે, ૩૦ મી જાન્યુઆરિએ, રાજઘાટ પર રાષ્ટ્રપિતાને અંજલિ આપી, એમનો નિર્વાણદિન પાળ્યો. એમણે રાષ્ટ્રપિતાને સ્મરતાં જણાવ્યું કે: "હિન્દની ગાંધીજીને સાચી અંજલિ તો ગાંધીજી જે સિદ્ધાંતો માટે જીવ્યા ને જે સિદ્ધાંતો માટે એમણે પ્રાણાર્પણ કર્યું એ સિદ્ધાંતોના પાલનથી જ આવી શકે, ગાંધીજીની પ્રતિમાને હાર આપીને નહિ. ગાંધીજીના પ્રેમના ને ભ્રાતૃભાવના, સહિષ્ણુતાના ને વિશાળતાના ભાવની આજે જગતને વિશેષ જરૂર છે. હિન્દ એ ભાવના પોતે ઉતારી જગત સમક્ષ રજૂ કરે તોજ રાષ્ટ્રપિતાનું જીવ્યું સાર્થક ગણાય." જવાહરે ગાંધીજીના માનસપુત્ર તરીકે, પરદેશમાં શાંતિની ભાવનાનું સુકાન હાથમાં લઈને ગાંધીજીનો વારસો દીપાવ્યો. ગાંધીજીની પ્રેમની મશાલ, એમણે, યુરોપમાં, તથા એશિયા, આફ્રિકા ને અમેરિકામાં પ્રગટાવી. ને પશ્ચિમને પણ એની જ્યોતથી ઉજાળવા પ્રયત્ન કર્યો.

એ પ્રસંગે જવાહરે કોંગ્રેસ પ્રમુખ ઢેબરભાઈની પ્રશંસા કરતાં કહ્યું: "કોંગ્રેસનું નાવ એક સાચા, કુશળ સુકાનીના હાથમાં સોંપાયું છે. મારામાં જે મર્યાદાઓ છે તે એમનામાં નથી. એઓ ગમે તેવી તંગ કરી નાંખે એવી પરિસ્થિતિમાં પણ સંયમ રાખી શકે છે, શાંતિ જાળવી શકે છે. જ્યારે મારો દિમાક હાથમાં રહેતો નથી." આ પ્રશંસાથી, જવાહર, પરોક્ષ રીતે, વિરોધીઓ જે એમ કહેતા હતા, કે જવાહર

સરમુખત્યાર છે, પોતાનું જ ધાર્યું કરે છે, જિદ્દી છે, અનુદાર છે, એવો આક્ષેપ મૂકનારાઓને પોતાના કાર્યથી જ રદિયો આપી જૂઠા પાડે છે. જવાહર સરમુખત્યાર નથી, સત્તાભૂખ્યા નથી, જિદ્દી નથી તેમજ અનુદાર પણ નથી. જવાહર જેવા ગુણજ્ઞ, કદરદાન, ખેલદિલી, અને સંસ્કારી આત્મા જગતના રાજકીય પુરુષોમાં શોધવા મુશ્કેલ છે. જવાહરને કાંઈ ઉપાધ્ય નહિ એટલો બોજો શિર પર લેવાનું ગમતું નથી, પણ મજબૂરીથી દેશના હિતને માટે એમને એવું કરવું પડે છે. જવાહર કોંગ્રેસનો ભાર ઉપાડે એવા માનવની ખોજમાં હતા, અને સાચો માનવી સાંપડતાં, એમણે તરત જ એ ભાર, એ જવાબદારી એમને શિરે સોંપી.

આમ જવાહર એ હિન્દના જવાહીર છે. હિન્દની ને આલમની અજાયબીઓમાં, જેવું સ્થાન કોહીનૂર હીરાનું છે એ સ્થાન હિન્દના રાજકારણમાં આજે જવાહરનું છે. જવાહરની દીપ્તિ આજે માત્ર હિન્દને નહિ, સારાય વિશ્વને ઉજાળે છે. એ દીપ્તિ, એકી સાથે, સારા વિશ્વમાં ઝગીને, સૂર્યની જ્યોતિને ઝાંખી પાડે છે, તથા શાંતિની શીતળતા જગતને દર્શાવી, પોતાના શીતળ પ્રકાશથી ચન્દ્રને ગૌણ બનાવે છે. એ તો એવો પારસમણિ છે કે એ જેને જેને સ્પર્શે તેને કુન્દન બનાવે છે. જ્યાં જ્યાં એ જાય છે ત્યાં ત્યાં પંચશીલના ભવ્ય આદર્શોનો સ્વીકાર થાય છે. અને પંચશીલ એટલે વર્તમાન જગતને, યુદ્ધથી થાકેલાં અને કંટાળેલાં જગતને, શાંતિના પયગંબર એવા જવાહરની શાંતિભેટ. એ ભેટ આપવાથી જગતમાં શાંતિ ઓછી થતી નથી પણ વધે છે. જવાહરનો એ શાંતિમાર્ગ, જગતનાં ત્રીશ જેટલાં મહાન રાષ્ટ્રોએ અપનાવી, એમને પોતાના રાહબર તરીકે સ્વીકાર્યા છે. આંતરરાષ્ટ્રીય રાજકારણમાં આજે જવાહરનો ડંકો વાગે છે.

[ ૭૮ ]

# કેટલાક તાજા બનાવો

ફેબ્રુઆરીની શરૂઆતમાં, જવાહર બેંગલોરમાં 'એકાફે'—એશિયાની આર્થિક ને સાંસ્કૃતિક પરિષદ—નું ઉદ્‌ઘાટન કરવા ગયા. એ આ પરિષદનું દશમું અધિવેશન હતું. જવાહરે એનું ઉદ્‌ઘાટન કરતાં જણાવ્યું કે : "અમેરિકા અને બીજા દેશો એશિયાના દેશોને આર્થિક યા તો નિષ્ણાતોની જે સહાય્ય આપે છે, તેની પાછળ કોઈપણ જાતનું રાજકીય દબાણ યા તો રાજકીય હેતુ ન હોવા જોઈએ. એવા આંતરપ્રવાહોથી તો આવી મદદની મહત્તા ને ગૌરવ માર્યાં જાય છે....વળી, પશ્ચિમના રાજ્યોએ ને અમેરિકાએ એશિયાના પ્રશ્નો એ માનવપ્રશ્નો છે એ દૃષ્ટિએ વિચારી એની મૂલવણી કરવી જોઈએ. એટલે કે લાખો ને કરોડો માનવીઓની જીવનની પ્રાથમિક જરૂરિયાતો પૂરી પાડવા એમની સહાય્ય મગાય છે. કાંઈ, પોતાની આઝાદીની કિંમત આપીને એ જરૂરિયાતો ખરીદાય નહિ." જવાહરે બાન્ડુંગ પરિષદ અને એશિયાની શાન દૃષ્ટિમાં રાખીને આ પ્રવચન કર્યું. એમણે જાણે એશિયાનો પડકાર પશ્ચિમી રાજ્યોને ને વિશેષે કરીને, અમેરિકાને સંભળાવ્યો, કે, તમારામાં માનવતા ઉભરાતી હોય તો મદદે આવજો. તમારી મદદથી અમે ઊંચા આવીએ તેમાં અંતિમ દૃષ્ટિએ તો તમારું પણ ભલું જ છે.

જવાહરને પોતાના પ્રધાનમંડળમાં, અનેક રીતે ઉપયોગી થઇ પડે, એવા માનવીઓની જરૂર હતી. વિશેષે કરીને, એમને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં મદદ કરે એવી વ્યક્તિની વિદેશખાતાંમાં જરૂર હતી. તેથી એમણે, સંયુક્ત રાષ્ટ્રપરિષદમાં, હિન્દના પ્રતિનિધિમંડળના વડા અને રાજ્યસભાના સભ્ય શ્રી. કૃષ્ણમેનનને, પ્રધાનપદે નિયુક્ત કર્યા. એમને પ્રધાનમંડળમાં, કોઇપણ નિશ્ચિત ખાતું સોંપવામાં આવ્યુ નહિ, પરન્તુ, વડાપ્રધાને એમના વિદેશખાતામાં, એઓ અત્યંત સહાય્યભૂત નીવડશે અને પોતાના શિર પરથી મોટો બોજો હળવો કરવામાં એઓ સફળ થશે, એવી અપેક્ષાએ એમણે આ નિમણૂક કરી. જવાહરને એમની વિદેશનીતિમાં અને આંતરરાષ્ટ્રીય ગડમથલની પતાવટમાં શ્રી. મેનનની જબરી ઓથ છે, અને એમની તટસ્થ અને શાંતિપ્રધાન

વિદેશનીતિનો જગતના રાષ્ટ્રોમાં પ્રચાર કરવામાં મેનનને જવાહરને જે સક્રિય સહકાર આપ્યો છે તેનાથી આખા વિશ્વમાં મેનનની કામગીરીની એકધારી પ્રશંસા થતી હતી. એટલેજ જવાહરે એમને આ સ્થાન આપી એમની પ્રતિષ્ઠા વધારી. જો વિદેશખાતું શ્રી મેનન સંભાળે તો જવાહરથી દેશની એકતા સ્થાપવામાં મહત્વનો ફાળો આપી શકાય. ને, જવાહર પોતાનું લક્ષ્ય દેશના આર્થિક ને રાજકીય પ્રશ્નોમાં કેન્દ્રિત કરી શકે. દેશભરમાં, રાજ્યપુનર્ઘટનાના પંચના અહેવાલને પરિણામે જે ભાષાકીય વૈમનસ્ય જાગ્યું છે, ને દેશની અખંડિતતા ઉપર જે આક્રમણ થાય છે, તેને પહોંચી વળવા જવાહરે વધુ સમય આપવાની જરૂર છે. વળી, સમાજવાદી સમાજરચનાને સદ્ધર પાયા પર મૂકવા, જવાહરને ઘણીબધી જવાબદારીઓમાંથી પ્રથમ તકે મુક્ત કરવાની જરૂર છે. એટલે એ દૃષ્ટિએ મેનન જેવા કાબેલ ને કાર્યકુશળ માનવીની જરૂર હતી.

અમૃતસરમાં, ઢેબરભાઈને પ્રમુખપદે કોંગ્રેસનું ૬૧ મું વાર્ષિક અધિવેશન ભરાયું. અમૃતસરમાં, ૩૭ વર્ષો પૂર્વે, જલીયાંવાલા બાગમાં, મોતીલાલજીને પ્રમુખપદે કોંગ્રેસનું અધિવેશન ઐતિહાસિક સંજોગોમાં મળ્યું હતું. આજે ૩૭ વર્ષો પછી, રાજ્યપુનર્ઘટનાના પંચના અહેવાલની છાયામાં, આ અધિવેશન પણ, ઐતિહાસિક ને કટોકટીની પરિસ્થિતિમાં મળ્યું. તે સમયે બહારના શત્રુઓ અંગ્રેજ સામે લડવાનું હતું. આ વખતે, આંતરશત્રુઓ, પ્રાંતવાદ, કોમવાદ, જ્ઞાતિવાદ અને ઝનૂની ભાષાવાદ સામે ઝઝૂમવાનું હતું. જલીયાંવાલા બાગમાં પરદેશીઓએ દેશબાંધવોની કતલ કરી હતી. આ વખતે, આંતરયુદ્ધથી દેશબાંધવો રહેંસાતા હતા. બન્ને અધિવેશનમાં હિંસાનો અહિંસાથી સામનો કરવાનો હતો. રાષ્ટ્રીય એકતાના અને સંગઠનના પાઠ ફરીવાર ૩૭ વર્ષે ભણવાના હતા. એ વખતે જવાહર મહાસભામાં બાળક હતા. આજે જવાહર મહાસભાના કર્ણધાર ને સૂત્રસંચાલક હતા. આ અધિવેશનમાં ઢેબરભાઈ પ્રમુખ હતા, છતાં, જવાહરે અત્યંત મહત્વનો ભાગ ભજવ્યો.

જવાહરે શહીદનગરમાં, કોંગ્રેસકાર્યકર્તાઓની શિબિરમાં ભાષણ આપતાં દેશમાં, જે આંતરયુદ્ધ ચાલી રહ્યું હતું, તેની સામે લોકોને ચેતવણી આપી. જવાહરે દેશમાં અન્ય ભાષાભાષીઓને મારવાની જે હિંસક પ્રવૃત્તિ ફાટી નીકળી હતી, તે વિષે કહ્યું હતું કે: "સુધરેલા માનવીઓ કરતાં તો, માનવભક્ષી આદિવાસીઓ વધારે સારા છે. દેશની એકતાની દૃષ્ટિએ જો આપણા પ્રશ્નોનો વિચાર દેશવાસીઓ નહિ કરે તો, દેશ છિન્નવિછિન્ન થઈ જશે, ને આબાદ દેશ બરબાદ થઈ જશે. આપણે પાયોજ નબળો રચીશું તો એની પર સદ્ધર મહેલ શી રીતે બાંધવાના હતા? કોંગ્રેસવાદીઓમાં જે સુષુપ્ત લાગણી હતી, જે

ચેરઝેર ને હિંસાની લાગણી હતી, તે રાજ્યોનો પ્રશ્ન આગળ આવતાં ઉપરી આવી, ને આજે આપણે જગતની દૃષ્ટિએ શરમજનક સ્થિતિમાં મૂકાઈ ગયા. જો આપણે આપણી પ્રાદેશિક એકતાની દૃષ્ટિએ વિચાર નહિ કરીએ ને જો બરાબર નહિ વર્તીયે, તો, પ્રદેશ ને પ્રદેશ વચ્ચે લડાઈ ફાટી નીકળશે......કોંગ્રેસ તો અત્યારસુધી વિરોધોને સાંકળનારી સંસ્થા છે, ને અત્યારના સંજોગોમાં એજ મહત્વનું કાર્ય કોંગ્રેસે કરવાનું છે."

. આ રીતે, જવાહરે પોતે કોંગ્રેસ પાસે શાની અપેક્ષા રાખે છે, ને, દેશની પરિસ્થિતિનું જે ભયાનક પરિણામ આવે તે તરફ સ્પષ્ટ ને હૃદયદ્રાવક શબ્દોમાં લોકોનું ધ્યાન દોર્યું.

જવાહરે, અમૃતસરમાં મળી રહેલ કોંગ્રેસના ૬૧ મા અધિવેશનને સંદેશો આપતાં જણાવ્યું કે: "આપણી નૂતન અને અનેકદેશીય મહાન પ્રગતિને ઉંબરે આપણે ઊભા છીએ, અને આપણે આપણા સમાજના આયોજન વિષે અનેક મહત્વના નિર્ણયો લેવાના છે.......લોકમાન્ય ટિળક અને ગોખલે જેવા એ કોંગ્રેસનો ઘાટ ઘડ્યો. ત્યાર પછી ગાંધીજી આવ્યા. તેમણે તેની સમગ્ર રીતે કાયાપલટ કરી. તેમણે તેની ક્રિયાનું આંતરિક સ્વરૂપ પણ પલટાવ્યું અને કાર્ય માટે શિસ્તબદ્ધ બનેલા આમસમુદાયની તે ખરેખરી પ્રતિનિધિ સંસ્થા બની. એટલે સ્વાભાવિક રીતે જ એ લોકોના સહકાર અને પ્રેરણા માટે તે અપેક્ષા રાખેજ. ગાંધીજીએ તેને સંપૂર્ણ રીતે શાંતિની ભૂમિકાવાળી કાર્યરીતિ શીખવી. આમ કોંગ્રેસ રાષ્ટ્રવાદની પ્રતિનિધિ, લોકોને અનુરૂપ બની રહે તેવી સામાજિક દૃષ્ટિવાળી અને શાંતિમય પદ્ધતિદ્વારા શિસ્તબદ્ધ અને ક્રાન્તિકારી સંસ્થા બની. આ પ્રકારનો સમન્વય વિરલ જ છે અને ખાસ કરીને ભારતના આત્માને સંપૂર્ણ રીતે અનુકૂળ રહેલો છે.

"છેલ્લાં પચાસ વર્ષોનો ઇતિહાસ એ કોંગ્રેસનોજ ઇતિહાસ છે. દેશની રાષ્ટ્રીયતાનો કોંગ્રેસે ઇજારો લઈ લીધો ને ગાંધીજીના માર્ગે દેશને આઝાદી મળી. જે દર્શાવે છે કે ગાંધીજીનો માર્ગ એજ સાચો માર્ગ હતો. એ રચનાત્મક તેમજ ક્રાન્તિવાદી બન્ને તત્વોનો એકીસાથે બનેલો હતો....આઝાદી પછી કોંગ્રેસનું ધ્યેય પૂર્ણ થતાં, કોંગ્રેસે હવે નવી દૃષ્ટિએ સમગ્ર પરિસ્થિતિની વિચારણા કરવાની રહી. પરિણામ, કોંગ્રેસને ચાલુ રાખવી કે નહિ એ પ્રશ્ન ઉદ્ભવ્યો. પણ કોંગ્રેસના જેવી પ્રાણવાન, શિસ્તબદ્ધ ને દેશની પ્રગતિનો ને નવવિધાનનો સમગ્ર ભાર ઉપાડી લે એવી બીજી કોઈ સંસ્થા અસ્તિત્વમાં નહોતી. વળી, દેશની એકતાને ખંડિત કરે એવાં તત્વો જોર કરતાં હતાં, તેનો સામનો કરે એવી કોંગ્રેસ એકમાત્ર

સંસ્થા હતી. એટલે એ સંસ્થાને ચાલુ રાખી, ને દેશને આર્થિક ને સામાજિક પ્રગતિના ને આઝાદીના રાજમાર્ગે લઈ જવાની એણે હામ બીડી. ને આજે એ દ્વારા આપણે ગરીબી, બેકારી વગેરે પ્રશ્નોનો સામનો કરી શક્યા છીએ."

કૉંગ્રેસ કારોબારીએ જવાહરની વિદેશનીતિ, બાન્ડુંગ પરિષદના નિર્ણયો, બીજી પંચવર્ષીય યોજના તથા રાજ્યપુનર્ઘટના સંબંધી નિર્ણયને તથા અન્ય ઠરાવોને અપનાવ્યા અને તેમ કરી જવાહરના હાથો મજબૂત કર્યા.

જવાહરે વિષયવિચારિણી સમિતિ સમક્ષ બુદ્ધના સંદેશનો ને બુદ્ધની ૨૫૦૦ મી જયંતીની ઉજવણી કરવાનો ઠરાવ પેશ કરતાં, આકરા શબ્દોમાં, છતાં, એમના માનસને યોગ્ય રીતે વ્યક્ત કરતાં જણાવ્યું કે :

"હિંસાથી ગભરાઈને કૉંગ્રેસ કોઈ નિર્ણય કરશે નહિ કે કરેલા નિર્ણયને ફેરવશે નહિ. પછી એ હિંસા આપણા દેશબાંધવોએ કરેલી હોય કે કોઈ પરદેશી રાષ્ટ્રે કરેલી હોય. આપણે જે કાંઈ નિર્ણયો લઈએ તે લોકશાહી રસમ અનુસાર લેવાના છે. એ નિર્ણયો કાંઈ રસ્તા પર લેવાય નહિ. છતાં, કોઈને રસ્તામાં મારામારી કરી એ નિર્ણયો લેવા હશે, તો અમે રસ્તા પર એમનો સામનો યોગ્ય રીતે કરીશું. એક વાત તો સ્પષ્ટ છે, કે, હિન્દની એકતા જાળવી રાખવાની છે, અને અમે કોઈની પણ ધાકધમકીથી ડરવાના નથી. કોઈપણ પ્રશ્નની વિચારણા કરવી હોય તો, કૉંગ્રેસની જૂની રીત પ્રમાણે, ગાંધીજીની નીતિ પ્રમાણે કે બુદ્ધના સિદ્ધાંત અનુસાર કરવી પડશે.

"આજે જગતભરમાં બુદ્ધનો સંદેશ વીસરાઈ ગયો છે. આજે હિંસા, ભય, અસહિષ્ણુતા, દ્વેષ વગેરે બુદ્ધવિરોધી તત્ત્વો, દેશમાં ને વિદેશમાં સભરભર્યા છે. હાઈડ્રોજન બૉંબ ને અણુબૉંબની વાતો રોજ-બ-રોજ સંભળાય છે. આપણે અહિંસા ને સહિષ્ણુતાની વાતો તો મોટીમોટી કરીએ છીએ પણ જીવનમાં એ આચરતા નથી. આપણે દેશની આઝાદી હાંસલ કરવા હિંસાનો ઉપયોગ કર્યો નથી, ને હવે આપણે પ્રદેશની સીમા માટે હિંસાનો ઉપયોગ કરીએ છીએ એ કેવું શરમજનક ને બેહૂદું છે? આપણે એનો હિંમતથી સામનો કરવાનો છે." આ રીતે જવાહરે વિનંતી કરી, ચેતવણી આપી, અને સામાપક્ષે આપેલો પડકાર ઝીલી પણ લીધો. વિષયવિચારિણી સમિતિમાં, વિદેશનીતિ પરની ચર્ચામાં ભાગ લેતાં જવાહરે જણાવ્યું કે : "ગોવા મુક્ત થવાનું છે ને માતૃભૂમિ જોડે જોડાવાનું છે એ નિશ્ચિત છે. માત્ર હવે સમયનોજ પ્રશ્ન છે. આજે રશીયા અને અમેરિકા

વચ્ચેનું ઠંડું યુદ્ધ એ બે સિદ્ધાંતો—સામ્યવાદ ને સમાજવાદ વિરોધી તત્વો—નો સંઘર્ષ નથી, પણ બે સત્તાઓ વચ્ચેનોજ સંઘર્ષ છે. હિન્દની નીતિ એ સંઘર્ષને અટકાવીને જગતને શાંતિને માર્ગે લઈ જવાની છે."

જવાહરે પુનઃ મુંબઈ વિષે ઉલ્લેખ કરતાં જણાવ્યું કે :

"જ્યારે હું મુંબઈને થયેલા જખમની વાત કરું છું, ત્યારે મકાનો જલાવાયાં, કે મિલકત લૂંટાઈ તેની વાત નથી કરતો, પરન્તુ, પ્રજાના હૃદયમાં જે જખમો પડ્યા તેની વાત કરું છું. ને મોટામાં મોટી દુઃખદ બીના તો એ છે કે, પ્રજાએ પોતેજ પોતાના હૃદયમાં ઘા કર્યા છે, જેની કોઇ જડીબુટ્ટી કે દવા નથી. મુંબઈની સંસ્કૃતિ પચરંગી છે. એમાં વિવિધ પ્રદેશોનો ફાળો છે. આ દેશમાં હું એક અજબની ચળવળ જોઉંછું. વિદ્યાર્થીઓ પણ સરઘસ કાઢે છે, હડતાળ પાડે છે ને યુદ્ધસમિતિ નીમે છે. ને પછી એમાં ગુંડાઓ ભળીને રમખાણ મચાવે છે. પછી પોલીસ આવે, ગોળીબાર થાય ને પછી નાગરિક સ્વાતંત્ર્યની વાતો થાય. આનો અર્થ એ થયો કે નાગરિક સ્વતંત્રતાને નામે લૂંટફાટ ને હિંસાને સરકારે બરદાસ્ત કરવી, ને સરકારે માત્ર આવાં હિંસાના સાક્ષી બની નિષ્ક્રિય બની રહેવું? મને તો સમજાતું જ નથી કે આપણો દિમાગ, આપણાં માનસ આવી અવળી દિશામાં કેમ કામ કરી રહ્યાં હશે! આપણે જાણે આઝાદ પ્રજા હોઈએ એ જાતના માનસ અનુસાર આપણે કોણ જાણે શાથી વર્તતા નથી?" આ શબ્દો જવાહરના અંતરના ઊંડાણમાંથી આવેલા છે. વિરોધપક્ષોની અવળચંડી નીતિમાં રહેલા વિચારદોષો દર્શાવી, જવાહર પરોક્ષ રીતે, પોતાની મનોવેદના ને પોતાની સરકારની મક્કમનીતિ બન્ને આ જોરદાર બાનીમાં વ્યક્ત કરે છે.

જવાહરે મહાસભાના ખુલ્લા અધિવેશનમાં, વિદેશનીતિ અંગે ચર્ચા કરતાં જણાવ્યું કે : "'સીટો' ને 'નાટો' નો હિન્દ પ્રબળ શબ્દોમાં વિરોધ કરે છે, કારણ કે એ જગત શાંતિના અવરોધકો છે. લડાઈની તૈયારી કરીને લોકો કયે મોઢે શાંતિની વાતો કરતા હશે તેજ મને તો સમજાતું નથી. આજે બગદાદ કરારનો વિરોધ કરવા માટે આપણી સામે જે બ્રિટનમાં ને અમેરિકામાં ટીકાઓ થાય છે, તે બેહૂદી ને અર્થહીન છે. જ્યારે એ પ્રદેશો આપણને શિખામણ આપવાનો ડોળ કરે છે ત્યારે તો મારું માથું પાકી જાય છે. ઘણા બ્રિટીશ અખબારો હિન્દ જે કાંઇ કહે છે, તેને અવળી દૃષ્ટિએજ જુએ છે ને ટીકાની ઝડીઓ વરાવે છે. એની આપણા પર કાંઇ અસર થતી નથી. કારણ કે, એથી હિન્દ બ્રિટનના સંબંધમાં કાંઈ ફરક પડતો નથી."

જવાહરે પંચવર્ષીય યોજના વિષે સ્પષ્ટતા કરતાં જણાવ્યું કે :

"ઔદ્યોગિક ક્રાન્તિ માટે હિન્દ જે માર્ગ અખત્યાર કરે છે, તે બ્રિટન, અમે
કે રશીયાના માર્ગોથી સર્વાંશે ભિન્ન છે. આપણે શાંતિમય માર્ગે ઔદ્યોગિક ક્રાં
કરીને, જગતને નવો રાહ બતાવવા માગીએ છીએ. સામ્યવાદીઓ
સમાજવાદીઓને આપણો નવો માર્ગ સમજાતો નથી, કારણકે, એઓ,
દેશની જોડે જેનો મેળ ન ખાય એવા સામ્યવાદના કે સમાજવાદના સિદ્ધાંતે
જડતાથી વળગી રહે છે. ને આપણા દેશની વાસ્તવિક પરિસ્થિતિનો વિચાર ક
નથી. એ તો સ્પષ્ટ છે કે સો કે દોઢસો વર્ષ જૂની નીતિને હિન્દ અપનાવી
નહિ. આપણે રશીયાની જેમ ક્રાન્તિ કરતાં નથી વીશ કે ત્રીશ વર્ષ લગાડ
કે નથી અમેરિકા, ફ્રાન્સ કે બ્રિટનની જેમ, સો વર્ષો લગાડવાં. આપણે
શાંતિમય ને લોકશાહી રસમે સમાજવાદ સ્થાપવો છે. આ માટે આપ
હડતાલોની વાત કોરાણે મૂકવી જોઇએ."

જવાહરની આ રીતે અમૃતસર કોંગ્રેસમાં બોલબાલા હતી. ઢેબરભાઈ
જવાહરે ચીંધેલે માર્ગે જતા હતા. છતાં, એમણે જવાહર અને પ્રજા બન્ને વચ
અનુસંધાનનું કાર્ય કર્યું હતું. જવાહર આવ્યા, ને એમણે અમૃતસર અધિવેશનનો
કબજો લીધો. એમની વિદેશનીતિ મંજૂર થઈ, એમના બાન્ડુંગના નિર્ણયો સ્વીકારાય
ને રીમાપંચના એમના નિર્ણયો અને વિચારસરણી પણ સ્વીકારાઈ. જવાહર વિ
એવી ચાલુ ટીકા થતી હતી કે જવાહર એ તો સરમુખત્યાર છે, સત્તાલોભી છે,
પોતાના સિવાય બીજા કોઇને ઊંચે આવવા દેતા નથી. એમણે ટંડનજી અ
કૃપલાણીજીને કોંગ્રેસ પ્રમુખપદેથી હઠાવ્યા, પરન્તુ, ઢેબરભાઇને પસંદ કરી, જવાહ
સાબિત કરી આપ્યું કે એઓ, કોંગ્રેસ પ્રમુખનો બોજો યોગ્ય માનવીને.શિરે નાંખ
માગતા હતા. કારણ કે, એમને આ બોજો વધારે પડતો હતો. એ યોગ્ય માનવી
ખોજમાં હતા. એમને ઢેબરભાઇમાં પોતે જે યોગ્ય માનવીની ખોજ કરતા હત
એવો માનવી મળ્યો, ને જવાહર કોંગ્રેસ પ્રમુખપદેથી નિવૃત્ત થયા. એમાં
અમૃતસરમાં ઢેબરભાઈનાં વખાણ કરતાં જણાવ્યું કે : "એમનામાં મને યોગ્ય માન
દેખાયો છે. એમણે જવાબદારી સારી રીતે ઉપાડી છે, એટલું જ નહિ, પણ
ક્યારેક ઊકળી જાઉં છું, ને દિમાક્ ગૂમાવું છું, ત્યારે ઢેબરભાઈ તો સ્વસ્થ રહીને
સામાને સમજાવે છે, ને, વિરોધીઓનું દષ્ટિબિન્દુ સમજવા પ્રયત્ન કરે છે. એમન
સહિષ્ણુતા અજબ છે. કોંગ્રેસના સિદ્ધાંતોને એઓ સ્વસ્થતાથી ને વિશદતાથ
સમજાવી શકે છે એ એમની વિરલ વિશેષતા છે."

આ દર્શાવે છે કે જવાહર સાચા લોકશાહી રસમમાં માનનારા નેકપુરુષ છે

એમને દેશને માટે, દેશની એકમાત્ર રાષ્ટ્રીય ને પ્રગતિશીલ સંસ્થા માટે, વડા પ્રધાનમંડળ માટે તથા પોતાના અનુગામી તરીકે બાહોશ, નીડર, ચારિત્ર્યશીલ, સિદ્ધાંતવાદી અને કલ્પનાશીલ માનવીઓની જરૂર છે. આ નિમણૂકો સંબંધે એઓ સદા જાગૃત છે અને એ બાબતમાં એમણે કેટલાક નિર્ણયો પણ કરી રાખ્યા છે, જે યોગ્ય સમયે એઓ અમલમાં મૂકવા માગે છે. જવાહર અજબ્ય માનવપારખુ છે, અને એની સાબિતી એમની યોગ્ય વ્યક્તિઓની યોગ્ય ક્ષેત્રોમાં પસંદગીથી પૂરવાર થાય છે.

શાહી મહેમાનોની પધરામણી ચાલુજ હતી. અરબસ્તાનના રાજા સાઉદની માફક ઈરાનના શાહ પણ વર્ષો બાદ હિન્દ આવ્યા હતા. વિમાનઘરે, જવાહરે, રાજેન્દ્રબાબુએ, ડૉ. રાધાકૃષ્ણને તથા શ્રીમતિ ઈન્દિરા ગાંધીએ ઈરાનના શહેનશાહ અને શહેનશાહબાનુનું ભવ્ય સ્વાગત કર્યું. આ શાહી મહેમાનોના સત્કારાર્થે દિલ્હીમાં ભવ્ય સમારંભો, ભોજન સમારંભો તથા દિલ્હી શહેરના નગરપતિ તરફથી સત્કાર સમારંભો યોજાયા. બીજે દિવસે આ શાહી મહેમાનોએ દિલ્હીનાં જોવા લાયક જૂનાં તેમજ નવાં શિલ્પ અને સ્થાપત્યનાં સ્થળો જોયાં, કેટલીક અગત્યની સંસ્થાઓની મુલાકાત લીધી અને આઝાદી પછીનાં છેલ્લાં ૭ સાત વર્ષોમાં દિલ્હીએ તથા હિન્દે જે અસાધારણ પ્રગતિ કરી હતી તે પ્રત્યે સંતોષ વ્યક્ત કર્યો અને એમના ભવ્ય આતિથ્ય સત્કાર માટે જવાહરનો તથા હિન્દની જનતાનો આભાર માન્યો હતો.

રાષ્ટ્રપતિ ભવનમાં યોજેલા સત્કારસમારંભમાં ઇરાનના શાહે જણાવ્યું કે: "હિન્દ અને ઇરાનના આદર્શો સરખા જ છે: સ્વાતંત્ર્ય, પ્રગતિ અને શાંતિ. અને મને આશા તેમજ વિશ્વાસ છે કે, હિન્દીઓ પોતાની વૈયક્તિક રીતે અને અમો અમારી રીત પ્રમાણે એ આદર્શો હાંસલ કરી શું......કેવળ હિન્દ અને ઇરાનને જ નહિ, પણ સારા જગતને આજે શાંતિની જરૂર છે અને આ દિશામાં હિન્દે જે પહેલ કરી છે તેથી મને હર્ષનો અતિરેક થાય છે......હિન્દની પ્રથમ પંચવર્ષીય યોજનાની પ્રગતિ અને સફળતાથી મને પૂર્ણ સંતોષ થયો છે અને હિન્દની વર્તમાન નેતાગીરી જોતાં બીજી પંચવર્ષીય યોજના પણ પહેલાં જેટલીજ સફળ થશે એમ હું ઇચ્છું છું."

ઇરાનના શાહે હિન્દ અને ઇરાનના સાંસ્કૃતિક, રાજકીય અને આર્થિક સબંધોનો ઉલ્લેખ કર્યો હતો અને જણાવ્યું કે, રાષ્ટ્ર જીવનમાં, ઇતિહાસમાં, સાહિત્યમાં અને કલામાં આ બન્ને રાષ્ટ્રોએ એકમેક પર ઠીક ઠીક છાપ પાડી છે. ઇરાનના શાહે જવાહરની બાહોશ નેતાગિરિમાં સંપૂર્ણ સંતોષ વ્યક્ત કર્યો હતો, અને થોડાંજ અઠવાડિયાં પહેલાં, 'હિન્દના ૬ કરોડ મુસ્લિમો જવાહરના હાથમાં સંપૂર્ણ

હતી, ત્યારે આજના જમાનામાં સરકાર અને પાર્લામેન્ટોને ઘણી સામાજિક સમસ્યાઓ પણ હાથ ધરવાની છે. આ સમસ્યાઓ એટલી બધી વિરાટ છે કે ક્યારેક એમ શંકા પણ જન્મે છે કે પાર્લામેન્ટરી પદ્ધતિ એ સમસ્યાને પહોંચી વળી શકશે ખરી? પાર્લામેન્ટ સમક્ષ જે સમસ્યાઓ ઊભી થતી જાય છે તેને હાથ ધરવા માટે સમય મેળવવાનું પણ મુશ્કેલ હોવાથી થોડીક સત્તાઓ સમિતિઓને સોંપવી જોઈએ એવું સૂચન પણ થયું હતું. એ સંબંધમાં વિચારણા પણ થઈ હશે. એ વિચારણાને અંતે કોઈ સંતોષકારક નિરાકરણ શોધાયું છે કે નહિ તેની મને ખબર નથી. પરંતુ, હમણાં હમણાં પાર્લામેન્ટને અગાઉના કરતાં ઘણું સખત કાર્ય કરવું પડે છે. સભ્યોને પુષ્કળ દસ્તાવેજો વાંચવા માટે મળે છે. તેમને તે વાંચવા માટે સમય પણ ભાગ્યેજ મળતો હશે. એ વાંચે તે પછી સમસ્યાઓની જડ પકડાય. વાંચવાનો પણ વખત ન મળે ત્યાં સમસ્યાઓની જડ તો કેવી રીતે પકડાય? આમ સરકારના સભ્યોને કેટલો બધો બોજ વહન કરવો પડતો હશે તે આપ કલ્પી શકશો......શાસનનું કાર્ય વધારે ને વધારે ગૂંચવાડાભર્યું બનતું જાય છે. આ બધું વિચારતાં ક્યારેક એવી શંકા જન્મે છે કે પાર્લામેન્ટરી લોકશાહી પુરાણી રીત રસમથી કેટલી હદે પોતાનું કાર્ય કરી શકશે અને કેટલી હદે સમસ્યાઓનું નિરાકરણ કરી શકશે? નિરાકરણ થયા વગરની સમસ્યાઓ બહુ ભયંકર વસ્તુ છે." લોકશાહીની રક્ષા માટે જવાહર કેટલા આગ્રહી અને જાગૃત છે તે આ વિચારોથી પૂરવાર થાય છે.

૨૭ મી ફેબ્રુઆરીએ, લોકસભાના માનનીય 'સ્પીકર' દાદાસાહેબ તરીકે લોકપ્રિય થયેલા શ્રી. ગણેશ વાસુદેવ માવલંકરનું, ૬૮ વર્ષની વયે, હૃદય રોગના હુમલાથી અમદાવાદમાં અવસાન થયું. હિન્દના રાજકારણમાં દાદાસાહેબનું સ્થાન અનેરું હતું. ગાંધીજીનાં સાથી, વલ્લભભાઈના મિત્ર, એક સફળ ધારાશાસ્ત્રી અને સુંદર સામાજિક કાર્યકર એવા દાદાસાહેબે, હિન્દની આઝાદીની લડતમાં અગ્રગણ્ય ભાગ ભજવ્યો હતો, અને લોકસભાના 'સ્પીકર' તરીકે તેઓ જવાહરના ગાઢ સંપર્કમાં આવ્યા હતા. આવા મિત્ર, સહકાર્યકર અને પ્રથમ પંક્તિના દેશભક્તના અવસાનથી જવાહરને પ્રબળ આઘાત થયો. નરેન્દ્રદેવ ને સ્વર્ગવાસ ને માંડમાંડ એક સપ્તાહ પણ ન વીત્યું ત્યાં આ બીજો છૂવલેણ ઘા જવાહરને અસહ્ય થઈ પડ્યો. જવાહરે તે જ દિવસે લોકસભામાં, સ્વર્ગસ્થને અંજલિ આપતાં જણાવ્યું કે:

"શ્રી. માવલંકર આ સભાગૃહમાંના આપણે સહુ સાથે ઘણી રીતે સંકળાયેલા હતા. પરન્તુ, સવિશેષ રીતે તો અધ્યક્ષ તરીકે સંકળાયેલા હતા. તેઓ

લોકસભાના પ્રથમ અધ્યક્ષ હતા. એમ પણ કહી શકાય કે તેઓ લોકસભાના પિતા હતા. મને ખાતરી છે કે એમનું નામ લોકસભા સાથે અને આપણી સંસદ સાથે, લોકસભાને ઘડનાર, એને દોરવણી આપનાર અને પોતાના વ્યક્તિત્વની મહોર તેમજ સંસ્કાર અર્પનાર તરીકે દીર્ઘકાળ સુધી સંકળાયેલું રહેશેજ......એમના અવસાનથી દેખીતી રીતે અંગત ખેદની લાગણી તો થાય જ છે પરન્તુ એમનું અવસાન એક પરંપરા અને એક વિકાસ પામેલી સંસ્થા સાથેના વિયોગ સમું છે."

જવાહરની ગુણજ્ઞતા, સહૃદયતા અને ભવ્ય આદર્શોનો આ ટૂંકી છતાં સમયોચિત અંજલિમાં આપણને સાક્ષાત્કાર થાય છે.

આમ જવાહરનું ભર્યું ભર્યું જીવન, દેશની સર્વદેશીય ઉન્નતિના જ વિચારો કરતુ આસાનીથી વહ્યું જાય છે. એમનો જીવનપ્રવાહ વેગભર્યો ધસ્યે જાય છે. એમના વેગીલા જીવનપ્રવાહને રોકવાની કોઈની તાકાત નથી. એમના માર્ગમાં જે જે અવરોધો આવે છે તેને આ મહારથી મક્કમતાથી દૂર કરે છે. વિરાટ પ્રવાસો, સારા દેશની પરકમ્મા, પંચવર્ષીય યોજના માટે જનતાના સક્રિય સહકારની હાકલ, લોકશાહીની પદ્ધતિને લોકપ્રિય બનાવવા એમણે લીધેલાં સ્તુત્ય પગલાં, લઘુમતીની સલામતી માટે એમના અવિરત પ્રયાસો, તટસ્થ અને શાંતિપ્રધાન નીતિને અમલમાં મૂકવા એમણે ઉઠાવેલી જહેમત, વિરાટસભાનાં વિરાટ ભાષણો અને ભારતની છત્રીસ કરોડ જનતા સાથેનું તાદાત્મ્યઃ એ બધું થતું જાય છે. એમાં ક્યાંય મંદતા નહિ, ક્યાંય પીછેહઠ નહિ, ક્યાંય નિરાશાવાદ નહિ, ક્યાંય વાર્ધક્યનો અંશ નહિ. નિત્યયૌવનના જોમથી અને થનગનાટ કરતા યુવાનના અપરિમિત ઉત્સાહ અને અદમ્ય આશાવાદથી જવાહર આ બધું કરી રહ્યા છે, એટલું જ નહિ પણ સારી સુધરેલી જગતને આંજી રહ્યા છે, મંત્રમુગ્ધ કરી રહ્યા છે. જગતના મુત્સદ્દીઓ અને ગજકીય પુરુષો જવાહરની આ અસાધારણ પ્રગતિ અને એકધારી સફળતાથી ધન્યતા અનુભવી રહ્યા છે.

હતી, ત્યારે આજના જમાનામાં સરકાર અને પાર્લામેન્ટોને ઘણી સામાજિક સમસ્યાઓ પણ હાથ ધરવાની છે. આ સમસ્યાઓ એટલી બધી વિરાટ છે કે ક્યારેક એમ શંકા પણ જન્મે છે કે પાર્લામેન્ટરી પદ્ધતિ એ સમસ્યાને પહોંચી વળી શકશે ખરી? પાર્લામેન્ટ સમક્ષ જે સમસ્યાઓ ઊભી થતી જાય છે તેને હાથ ધરવા માટે સમય મેળવવાનું પણ મુશ્કેલ હોવાથી થોડીક સત્તાઓ સમિતિઓને સોંપવી જોઈએ એવું સૂચન પણ થયું હતું. એ સંબંધમાં વિચારણા પણ થઈ હશે. એ વિચારણાને અંતે કોઈ સંતોષકારક નિરાકરણ શોધાયું છે કે નહિ તેની મને ખબર નથી. પરંતુ, હમણાં હમણાં પાર્લામેન્ટને અગાઉના કરતાં ઘણું સખત કાર્ય કરવું પડે છે. સભ્યોને પુષ્કળ દસ્તાવેજો વાંચવા માટે મળે છે. તેમને તે વાંચવા માટે સમય પણ ભાગ્યેજ મળતો હશે. એ વાંચે તે પછી સમસ્યાઓની જડ પકડાય. વાંચવાનો પણ વખત ન મળે ત્યાં સમસ્યાઓની જડ તો કેવી રીતે પકડાય? આમ સરકારના સભ્યોને કેટલો બધો બોજ વહન કરવો પડતો હશે તે આપ કલ્પી શકશો......શાસનનું કાર્ય વધારે ને વધારે ગૂંચવાડાભર્યું બનતું જાય છે. આ બધું વિચારતાં ક્યારેક એવી શંકા જન્મે છે કે પાર્લામેન્ટરી લોકશાહી પુરાણી રીત રસમથી કેટલી હદે પોતાનું કાર્ય કરી શકશે અને કેટલી હદે સમસ્યાઓનું નિરાકરણ કરી શકશે? નિરાકરણ થયા વગરની સમસ્યાઓ બહુ ભયંકર વસ્તુ છે." લોકશાહીની રક્ષા માટે જવાહર કેટલા આગ્રહી અને જાગૃત છે તે આ વિચારોથી પુરવાર થાય છે.

૨૭મી ફેબ્રુઆરીએ, લોકસભાના માનનીય 'સ્પીકર' દાદાસાહેબ તરીકે લોકપ્રિય થયેલા શ્રી. ગણેશ વાસુદેવ માવલંકરનું, ૬૮ વર્ષની વયે, હૃદય રોગના હુમલાથી અમદાવાદમાં અવસાન થયું. હિન્દના રાજકારણમાં દાદાસાહેબનું સ્થાન અનેરું હતું. ગાંધીજીનાં સાથી, વલ્લભભાઈના મિત્ર, એક સફળ ધારાશાસ્ત્રી અને સુંદર સામાજિક કાર્યકર એવા દાદાસાહેબે, હિન્દની આઝાદીની લડતમાં અગ્રગણ્ય ભાગ ભજવ્યો હતો, અને લોકસભાના 'સ્પીકર' તરીકે તેઓ જવાહરના ગાઢ સંપર્કમાં આવ્યા હતા. આવા મિત્ર, સહકાર્યકર અને પ્રથમ પંક્તિના દેશભક્તના અવસાનથી જવાહરને પ્રબળ આઘાત થયો. નરેન્દ્રદેવ ને સ્વર્ગવાસ ને માંડમાંડ એક સપ્તાહ પણ ન વીત્યું ત્યાં આ બીજો છૂવલેણ ઘા જવાહરને અસહ્ય થઈ પડ્યો. જવાહરે તે જ દિવસે લોકસભામાં, સ્વર્ગસ્થને અંજલિ આપતાં જણાવ્યું કે:

"શ્રી. માવલંકર આ સભાગૃહમાંના આપણે સહુ સાથે ઘણી રીતે સંકળાયેલા હતા. પરન્તુ, સવિશેષ રીતે તો અધ્યક્ષ તરીકે સંકળાયેલા હતા. તેઓ

જીવનના વિલાયતમાં અભ્યાસાર્થે ગાળેલા સાત વર્ષો બાદ કરતાં, મોટો સમય હિન્દમાં જ માતૃભૂમિને ચરણે અર્પણ કર્યો છે ૧૯૧૬ થી એમની રાજકીય જિંદગી શરૂ થઈ તેનો એક તબક્કો ૧૯૪૬ સુધી એ સમયમાં, જવાહરે કુરબાની કરી, જેલયાત્રા સહી, જેલમાં રહી, પિતા, પત્ની ને માતાને ગૂમાવ્યાં વર્ષો દરમ્યાન જવાહર કીર્તિમંદિરના સોપાને સોપાને, પ્રગતિ કરતા ગયા એમની સેવા ભાવના, એમની ક્રાન્તિવાદિતા, એમની પ્રગતિશીલતા, એમની હૃદયની ને ચિત્તની ઉત્તુંગતા, એમનું સનાતન યૌવન, એમની ગુરુભક્તિ, એમનું ઉચ્ચ ને સ્ફટિક-નિર્મળ ચારિત્ર્ય એ સર્વેની ગાથા, અહીં, પુસ્તકબદ્ધ કરવા પ્રયત્ન કર્યો છે

જવાહરના જીવનનો બીજો તબક્કો, ૧૯૪૬ થી શરૂ થાય છે જવાહર વાઇસરૉયની કારોબારીના ઉપપ્રમુખ બને છે, ને, હિન્દ આઝાદ થતાં વડાપ્રધાન બને છે, એશિયાના નેતા, અને પથપ્રદર્શક બને છે, પંચશીલના સર્જક બને છે, બાન્ડુંગ પરિષદના પ્રણેતા બને છે, અને રશીયા અમેરિકાથી ભિન્ન એવી તટસ્થનીતિના પુરોગામી બને છે એ ઇન્ડોનેશિયાને આઝાદી અપાવે છે, કોરિયામાં, ફોર્મોસામાં ને હિન્દી ચીનમાં જલતી આગને ઠારે છે અમેરિકા જાય તો અમેરિકામાં એમનું અભૂતપૂર્વ સ્વાગત થાય રશીયા જાય છે, તો ત્યાં પણ ઇતિહાસ મશહૂર એવું એમનું ભવ્ય સ્વાગત થાય છે એ સર્વ, જવાહરે જે વિશ્વવિખ્યાતિ મેળવી તે વિજયશ્રીના એઓ પોતાના સુકૃત્યોથી અધિકારી બન્યા તેનું દર્શન છે

જવાહર ને ગાંધીજી, એટલે ગુરુશિષ્યની ઉજ્જ્વળ પરંપરા ગાંધી નવો માર્ગ રચે છે જવાહર એ માર્ગને ભારતના અભિનિવેશમાંથી બહાર કાઢી એને વિરાટસ્વરૂપ આપે છે ગાંધીજીના આદર્શો ને અધૂરાં જવાહર પૂર્ણ કરે છે છેલ્લાં ત્રીશ પાત્રીશ વર્ષોનો ભારતનો ઇતિહાસ એટલે જવાહર તથા ગાંધીજીની જીવનકથા કારણ કે, આ બન્ને મહાપુરુષોએ પોતાનું વ્યક્તિત્વ દેશમાં વિલીન કર્યું હતું બન્ને દેશને માટેજ જીવતા ગાંધીજીએ રાજકીય આઝાદી અપાવી, જવાહર આર્થિક ને સામાજિક ક્રાન્તિ આણી ભારતનું નવવિધાન કરે છે એમાં જવાહરને યશશ્રી મળતીજ રહી છે વિશ્વના કોઈ પણ મહાપુરુષને ઈર્ષા આવે એવું ઉચ્ચાસન જવાહરને મળે છે જવાહર એ જ્યાં જાય છે ત્યાં યાત્રાનું ધામ બને છે જ્યાં જાય છે ત્યાં બુદ્ધના કે ગાંધીજીના અનુયાયી સમા શાંતિની સ્થાપના કરે છે એને સૌ જગતશાંતિના દૂત તરીકે ઓળખે છે જગતના પ્રથમ ત્રણ મહાપુરુષોમાં આજે જવાહરને સ્થાન મળે છે, તે એમની શાંતિ ઝંખનાને લીધે

જવાહર એટલે સૌજન્યની સૌરભ જગતને ગમે તે ખૂણે જાય પણ જેમ, ગુલાબ એની ખુશબો ફેલાવે, તેમ, જવાહર જ્યાં જાય, ત્યાં ભ્રાતૃભાવ, પ્રેમ ને

શાંતિની ખુશબોથી હવાને મઘમઘતી બનાવવાનાજ. જવાહર એટલે મૃતપ્રાણમાં જીવન આણનાર સંજીવની. જવાહર એટલે જગતની શોષિત ને પીડિત જનતાનો તારણહાર. એક રીતે કહીએ તો, નવાયુગનો જ્યોતિર્ધર.

જવાહરે ઑસ્ટ્રેલિયા, જાપાન ને આફ્રિકા સિવાય આખા વિશ્વનો પ્રવાસ કર્યો છે. એ પ્રવાસે એમને સારા જગતની જનતાના પ્રિય બનાવ્યા છે.

હજુ તો જવાહર અનેક ચમત્કારો કરશે, અનેક સિદ્ધિઓ મેળવશે, સારાં આલમની ચાહના મેળવે એવાં લોકોપયોગી કાર્યો કરશે, હિન્દની સૂરત પલટશે, એશિયાભરમાં આઝાદીની પ્રકાશોજ્જ્વલ પ્રતિભા જોશે, લોકશાહીની ભવ્ય ભાવનાનો સોળે કળાએ વિકાસ જોશે, હિન્દભરમાં એકતા, સાંસ્કૃતિક ને આર્થિક પ્રગતિ જોશે ને સારાં જગતની આગેવાની લેશે. પોતાની રાક્ષસી આર્થિક તાકાતથી નહિ, અણુબોંબ કે હાઈડ્રોજન બોંબની દમદાટીથી નહિ, પણ, પ્રેમના શસ્ત્રથી જગતને જીતીને. પરન્તુ, આ બધી સિદ્ધિઓ માટે રાહ જોઈને બેસી ન રહેવાય. એટલે, પુણ્યોદક ગંગામૈયાના નીરમાં જેટલું અવગાહન તેટલું પુણ્ય એમ માનીને, આ એમની જીવનીનો લગભગ ૬૮ વર્ષનો પ્રેરક અને યુગપ્રવર્તક ભાગ અહીં આપવા પ્રયત્ન કર્યો છે. ૧૯૫૭ ની નવી દેશવ્યાપી ચૂંટણી સાથે જવાહરના ભવ્ય જીવનનો બીજો તબક્કો શરૂ થશે. એ સમય કેવો હશે, એમાં જવાહર કેવો ભાગ ભજવશે, જગતશાંતિમાં કેટલી પ્રગતિ કરી શકશે, દેશની એકતા જાળવવામાં કેટલે અંશે ફળીભૂત થશે તથા જવાહરના માર્ગદર્શન હેઠળ, હિન્દ સમાજવાદી સમાજની રચનામાં કેવી અને કેટલી સફળતા પ્રાપ્ત કરશે, તે બધું ભાવિના ગર્ભમાં છે. એ ભવિતવ્યની આજે કલ્પના પણ કરી શકાતી નથી, છતાં આપણે ઇચ્છીએ કે જવાહરના વિરલ નેતૃત્વ અને પ્રેરક માર્ગદર્શન હેઠળ હિન્દ ઉત્તરોત્તર શાંતિ અને પ્રગતિને પંથે જરૂર વિરાટ પગલાં પાડશે.